

**કાઠિઆવાડના એક સાહિત્ય રસિક રાજવી.**

પાજોદના દરબાર જનાબ " રૂસ્વા " સાહબ જેમણે થોડાક સમયમાંજ ઉર્દૂ-ગુજરાતી શાઇરીમાં સારી પ્રગતિ સાધી છે.

# વોહ જંગલોમે સૈર શબે માહતાબકી





## ● ખમ્સા ●

તારીફ ક્યા કરૂં તેરે હુસ્નો શબાબકી, ઝર્રેમે મદહ ક્યા હો ભલા આફતાબકી
વોહ સોહબતે વોહ નઝરે ઇનાયત જનાબકી; વોહ જંગલોમે સૈર શબે માહતાબ કી,
ઐસી હે જૈસે હો ન કોઇ બાત ખ્વાબકી.

ક્યા કીજીયે ઇલાજ કે ગમકા નહીં શુમાર, આશિક તુમ્હારા રેહના હૈ હર વક્ત બેકરાર,
ફુરકતકા આપકી વોહ ખટકતા હે દિલમે ખાર, કેહના હે બારબાર યેહ રોરોકે ઝારઝાર,
હાલત ન પુછીયે દીલે ખાના ખરાબકી.

યૂંતો હસીં ઝમાનેમે દેખે હૈ બેહિસાબ, લેકીન કહાંહિ આપકે ઇસ હુસ્નકા જવાબ,
હે ઇન્તેખાબ ઇસમે ભી હું આપ ઇન્તિખાબ, કબ બાનકા તુમ્હારી કિસીસે બના જવાબ,
જો બાતકી ખુદાકી કસમ લાજવાબકી.

એ-આપકે ન હોગી મેરી ઝિન્દગી બસર, યેહ ગમ સતા રહા હૈ મુઝે શામ ઔર સહર,
કરતી ન થી યૂં મુઝપે તુમ્હેં લુત્ફકી નઝર, મુઝસે મિલાકે આંખ ન દેખો ઝમીન પર,
મટ્ટીપે ક્યૂ ઉલટતે હો બોતલ શરાબકી.

" રૂસ્વા " તેરી તલાશમે ક્યુ જાએ કૂબકૂ, જબ હૈ તસુવ્વરાતકી દુન્યામેં તુહી તૂ,
તેરે સીવા નહીં કોઇ અબ ઉસકી આરઝૂ, જો તૂ નહીં ખયાલ તો તેરાકે દૂબદૂ,
તસ્વીર મુશ્કિલોંસે યે હૈ દસ્તયાબકી.

" રૂસ્વા " ▼ [પાજોદ]

પુસ્તક ત્રીજું  અંક ૧ લો







# કારવાં

સપ્ટેમ્બર ૧૯૪૧

## ત્રીજી મંઝિલ

શુક્ર છે તે વહદહુ લા શરીકનો કે જેના ફઝલો કરમથી, પોતાના હબીબે પાક સલ્લ૦ ના સદકામાં 'કારવાં' પોતાની બીજી મંઝિલ વટાવી ત્રીજી મંઝિલમાં કદમ મૂકવાને શક્તિશાળી બન્યું છે

એહસાન છે તે ગ્રાહકો, ચાહકો, લેખકો અને ઉત્તેજકોનો કે જેમના મીઠા સહકારના પરિણામે આ પચ્ચીસમો અંક પ્રગટ કરવા ભાગ્યવંત થયા છીએ.

કારવાંએ પ્રથમ બે વર્ષમાં શું શું આપ્યું તેનો વાચકોની દ્રષ્ટિ સમક્ષ છે જ. શું શું હજી આપવાનું બાકી રહ્યું છે તે પણ અમારી નજરથી દૂર તો નથી જ પણ જ્યાં વિશ્વમાં દારૂણ જંગના તાંડવ ચાલી રહ્યા હોય, ચાર સાડાચાર આને રતલ મળતા કાગળના ભાવો આઠ નવ આના ચૂકવવા પડતા હોય, બ્લોક બનાવનારની ભાવો વધારવાની નોટીસો ઉપરા ઉપરી મળતી રહેતી હોય, તેમ છતાં હાલ જેટલા પૃષ્ઠો અપાય છે તેમાં કાપ મૂકવા ઇચ્છા થતી ન હોય, એટલે અમે દીધેલા એ મધુર સોણલાં તો સોણલાંજ રહે ને? પૃષ્ઠોની સંખ્યા નહીં ઘટાડતા અલબત્ત ટાઇટલમાં ત્રીરંગી ચિત્રને બદલે એક રંગી ટાઇટલ મૂકવાની ફરજ તો પરાણે લાવવી પડી છે જ. જ્યાં મોજશોખની વસ્તુઓ ઉપર રેશનીંગ આવવાની સંભાવના હોય, ત્યાં આટલું રેશનીંગ તો ગ્રાહકો અને શુભેચ્છકોને ગમશે જ. જ્યાં પેટ્રોલ વિના મોટરોને ગેરેજમાં પૂરવાનો સમય ઉપસ્થિત થતો હોય ત્યાં સાદા શણગારેલા ઊંટોનું અમારું "કારવાં" પૂરા બોજ સહિત પોતાની મંઝિલો પર મંઝિલો વટાવતું રહે એટલી સદ્ઇચ્છા તો અમારી સાથે તેઓ પણ રાખી રહ્યા હશે જ.

ટુંકમાં ગ્રાહકો એક એક ગ્રાહક આપે, વ્યાપારીઓ તેમની જાહેર ખબરો આપે, અને તે પછીજ તેઓને અમે શું આપવા માગીએ છીએ તે જણાવવા શક્તિવાન થઇશું. દિમાગના હજી બન્ને ડેરા સરખા ભરી રહે એમ નથી જ અને તેથી જ આટલો ટુંક ઇશારો કરીએ છીએ. સાથ આ ત્રીજા વર્ષના પ્રથમ અંકથી જ ગ્રાહકોને કંઇક નવિનતાનાં દર્શન તો થયા હશે જ? અને હજુએ થતા રહેશે. ઇન્શાઅલ્લાહ.

—તંત્રી





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનુ ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ આરિફ સાહબ



(૧૪૭) તે (હિદાયત પામેલા) લોકો (એવા છે) કે સોદા કરવા અને ખરીદવુ વેચવુ તેમને અલ્લાહની યાદથી તેમ નમાઝ કાયમ રાખવાથી તથા ઝકાત આપવાથી ગફલતમા નાખી શકતા નથી તેઓ એવા દિવસથી ડરે છે જેમા ઘણા દિલ અને ઘણી આખો ફરી જશે (કુર્આન)

* * * *

(૧૪૮) અને (હે મુસલમાનો !) નમાઝ કાયમ રાખો અને ઝકાત આપતા રહો તેમ રસૂલના હુકમ પર ચાલો કે જેથી તમારા ઉપર (સપૂર્ણ) દયા થાય (કુર્આન)

* * * *

(૧૪૯) ઈમાનવાળાઓની વાત તો એજ છે કે જ્યારે તેમને ખુદા અને રસૂલની તરફ તેમના દરમ્યાન ફેસલો કરવા માટે બોલાવવામા આવે તો (ખુશીથી) કહે છે અમે સાભળ્યુ અને હુકમ માની લીધો, અને તે લોકોજ મોક્ષ મેળવનાર છે (કુર્આન)

* * * *

(૧૫૦) અને જે લોકો કાફિર છે તેમની કરણી (ની મિસાલ એવી છે) જાણે જગલમાની રતી કે તરસ્યો તેને પાણી ધારે છે, એટલા સુધી કે જ્યારે તેની પાસે પહોચ્યો તો (જે સમજ્યો હતો) તેને કાંઈપણ ન જોયુ અને અલ્લાહ (ના અઝાબ)ને પોતાની પાસે જોયો ફરી તેને તેનો હિસાબ પુરો ચુકવી દીધો, અને ખુદાપાક જલ્દી હિસાબ લેનાર છે (કુર્આન)

* * * *

(૧૫૧) અને જ્યારે તમારામાના છોકરા જુવાનીની હદ પર પહોચે તો તેમણે પણ તેવીજ પરવાનગી લેવી જોઇએ જેવા કે એમનાથી આગલા (મોટા માણસો) પરવાનગી લે છે, એવીજ રીતે ખુદાપાક તમારા માટે પોતાના હુકમો સ્પષ્ટ બયાન કરે છે, અને ખુદાપાક સઘળુ જાણનાર હિકમતવાળો છે (કુર્આન)





# ઈસ્લામી શિક્ષણ

રસ

મૌલાના [illegible]



(૧૪૭) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે આ કુર્આનને હંમેશ પઢતા રહો, કારણ કે તેની કસમ કે જેના હાથમાં મુહમ્મદનો જાન છે કે કુર્આન તે ઊંટોથી વધુ નાસનારૂ છે જે દોરડાથી બંધાયલુ નથી (સહીહૈન)

× × × ×

(૧૪૮) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ખચિત અલ્લાહ તઆલા તારા વડે કોઈ પુરૂષને હિદાયત કરે (માર્ગ બતાવે) એ તારા માટે લાલ ઊંટો મળવા કરતાં બેહતર છે. ( બુખારી )

+ × × ×

(૧૪૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે અવશ્ય લોકો ઉપર એક એવો વખત આવનાર છે કે કતલ કરનાર નહિ જાણશે કે તેણે કઈ વાતમાં કતલ કર્યો અને કતલ થનાર જાણશે કે કઇ બાબતમાં કતલ થયો. ( મુસ્લિમ )

× × × ×

(૧૫૦) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મુનાફિકની ત્રણ નિશાની છે. [૧] જ્યારે તે વાત કરે તો જુઠ્ઠું બોલે, [૨] અને જ્યારે તે વાયદો કરે તો વિરૂદ્ધ કરે. [૩] અને જ્યારે તેની પાસે અમાનત મૂકાય તો ખિયાનત કરે. (સહીહૈન)

× × × ×

(૧૫૧) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે ઈમાનવાળાનો અજબ મામલો છે કે તેના દરેક કામમાં તેના માટે ખૈર (અને બેહતરીજ) છે. અને ઈમાનવાળા સિવાય આ વાત બીજા કોઇને નથી. જો તેને ખુશી પહોંચે તો તે શુક્ર કરે. તે શુક્રગુઝારી તેના માટે બેહતર છે. અને જો તેને તકલીફ પહોંચે તો તે સબર કરે તો તે પણ તેના માટે બેહતર છે. ( મુસ્લિમ )




આવાઝકી દુનિયાકે દોસ્તો! "કારવાં" માસિક વયની દાદરના બે પગથીયા વટાવીને આજે ત્રીજા પગથીયા પર પગલું મૂકે છે વામને ત્રણુ ડગલામા પૃથ્વી પુરી માપી લીધી હતી, તેમ અમે ત્રણુ ડગલામાજ બધું કરી નાખશુ એમ કોઇ ન સમજે! કારણુ કે હીટલરે સળગાવેલી હોળી તો ટાઢી પડવાને બદલે બમણા વેગથી આખા જગતમાં બળવા લાગી છે અને તેને લીધે જગત આખુ મોંઘવારીના મગરના ડાચામા જઇ ફસાયુ છે તો તેમાથી છાપાવાળા પણુ શી રીતે છટકી શકે? કાગળના ભાવ વધ્યા છે છતા કારવાના ભાવ વધ્યા નથી કે શરીર ઘટ્યુ નથી એ ખુદાની મહેરબાની માનો, અને અમારા અધુરા પ્રયત્નોને ઉદાર દિલે અપનાવો એ આશા અસ્થાને નથી! નવિનતામા અમે અલબત માનીએ છીએ પણુ સીનેમાની હીરોઇનના ઘડી ઘડીમાં બદલાતા પોઝની જેમ, ઘડીકમાં લાંબા કેશકલાપ કે વેણીવાળા અંબોડાની જગ્યા એ દસી ગએલા બૉબ્ડ હૅરની જેમ, આમ ઘડીમાં કંઇક તો ઘડીકમા કંઇક નવિનતાના બદલાતાં સ્વરૂ-પોની જેમ 'કારવા'ને નિત નવી નવિનતામા ફેરવવાની હામ તો અમે કરી શકતા નથીજ તેમ છેક અજગરીયાની જેમ ઉંઘમા એકજ જગ્યાએ પડી રહેવાની માન્યતાને પણુ માનતા નથી જેથી કરવા યોગ્ય થોડાક સુધારા વધારા ખિસ્સા તરફ નજર રાખીને કર્યા છે તે આવકાર પાત્ર નિવડે તોય બસ છે! શું કરીએ મિત્રો અમારાય ટાંટીયા તો લાંબા છે, પણુ ચાદરની બહાર કાઢવા જેટલી હીંમત ચાલતી નથીને?

●

આવાઝકી દુનિયાકે દોસ્તો! સર સીકંદર અને સર સાદુલ્લાહ જેવા સરકસના વાઘોને જનાબ ઝીણાએ મોહર્રમના વાઘ કેરવી દીધા છે સર સીકંદરનું ઉંચું છોગું જનાબ ઝીણાના પગોમા ઝુકી પડ્યું છે! છતારીના નવાબ જેના બકરીનાં સીંગડા જેવી મૂછો વાળા લીડરે પણુ મૂછોના આંકડા લીગપતિની સામે નીચા નમાવી દીધા છે. જનાબ ઝીણાની મુત્સદ્દીગીરીએ એક વાર પોતાનુ પાણી બનાવી દીધુ છે. સંરક્ષણુ સમિતિના થાંભલા જેવા એ આસામીઓને રાજીનામા આપવા પડ્યા છે એ જનાબ ઝીણાની નજરબંધીનો પ્રતાપ છે. સરકારની મુત્સદ્દીગીરીના ઘડાને જનાબ ઝીણાએ એકજ કાંકરીથી ફોડી નાખ્યો છે! એક મદારી ખેલ કરતો હોય તેની ઉપર મૂઠ મારીને કોઇ પ્રેક્ષક તેની ડુગ-ડુગી બંધ કરી દે તેમ સરકારી ડુગડુગીને જનાબ ઝીણાએ મૂઠ મારીને બંધ કરી દીધી છે શીસ્તભંગનો સોટો એમણે એવી ઝડપથી વીંઝયો કે કેટલાય પુરાણા અખાડાબાજોને હટાવી દીધા. અમે લીગ અને લીગપતિની આવી મક્કમતાને અભિનંદીએ છીએ, લીગની




આ મેક્રમ વલણને પ્રતાપે બંગાળના વાઘ ફઝલુલ હક પણ નમતું મૂકે તો નવાઈ નહિ! અમે લીગે પોતાની પાઉંરોટી જેવી નરમ વલણ પડતી મૂકીને બિસ્કુટ જેવી કડક વલણ ધારણ કરી છે તે બદલ ધન્યવાદ આપીએ છીએ અને સાથે સાથે સરકારને પોતાના પુરાણા પેંતરા પડતા મૂકવાની વિનંતિ કરીએ છીએ. ગર ઉદેર્દ ઝાકે ઇઝઓશરફ!

●

આવાઝકી દુનિયા કે દોસ્તો! શાંતિના ફિરિસ્તા જેવા ચર્ચીલ અને રુઝવેલ્ટની ભર દરિયાની મુલાકાત પછી એટલાંટિકના પાણીના મોજાં પર જે જગત આઝાદીના તુમડાં તરતાં મૂકાયાં હતાં તે ઉપરથી હિંદે પણ જાણી લીધું હશે કે યુરોપના બીજા દેશોની જેમ હિંદ પણ એ આઝાદીનાં તુમડાં પર તરવાને ભાગ્યશાળી બનશે! એ ઉપરથી આશાવાદીઓ તો માને છે કે વહેલો મોડો પણ એ વાયદો ફળશે ખરો પણ તે-અલબત્ત લીગ-કોંગ્રેસ જરા પોતે પકડેલાં પોતપોતાની ઇજારોનાં નાકાં ઢીલાં મૂકે તો જ! આથી કેટલાક ભૂતકાળના દૂધથી દાઝેલા અને હાલમાં છાસને પણ ફુંકી ફુંકીને પીનારા નિરાશાવાદીઓ તો કહે છે કે:—

"જ્યમ પૂરના પ્રવાહો ખાળ્યા નહિ ખળે છે,
જ્યમ લેખ વિધાતાના ટાળ્યા નહિ ટળે છે;
ત્યમ યત્ન હિંદીઓના શું વ્યર્થ જવા બેઠા?
મેરુ ભલે ચળે પણ લેનમુખ નવ ચળે છે!"

અરે! ભલે જીતમુખ ન ચળે; પણ વીર સાવરકર જેવા વાણીના વીર, અને ડૉ. મુંજે જેવા દંડબાઝ લીડર હિંદમાં હયાત છે ત્યાં સુધી ઢીલું નાખવાની જરૂર શી છે?

●

જેમ કડવા બોલા લીડરોમાં સરદાર વલ્લભભાઈ પીન આવે છે. એમણે એકવાર સુરત સુધરાઈના સભ્યોને દેડકાં સાથે સરખાવ્યાં હતાં, મુંબઈના પત્રકારોને ગટરનું પાણી પીનારા બનાવ્યા હતા, તેમ પંજાબના એક યુનીયનીસ્ટ પાર્ટીના પ્રધાન સર છોટુરામ ચૌધરીએ પત્રકારોને 'ગધેડા'ની ઉપમાથી સંબોધ્યા છે જેથી ઉતર હિંદના બધા પત્રકારો તેમના ઉપર ઉકળ્યા છે. પણ એમાં ઉકળવા જેવું શું હતું? આજકાલ એડીટરોને જે ભાર વહન કરવો પડે છે; તે જોતાં એમને ગર્ધવ કહેવા જરાય ખોટા નથી! અલબત્ત ભારવહન કરવાની દ્રષ્ટિએ કે અડગતાધારી સત્યાગ્રહીની દ્રષ્ટિએ જો ગર્ધવ કહ્યા હોય તો કહ્યા વગર ચાલે એમ નથી કે એડીટરો નાના ગર્ધવો ગણાય તો એવા સર છોટુરામ જેવા પ્રધાનો મોટા ગધેડા બલ્કે ખચ્ચર ગણાય!

●

" ઘણી વેળા છાપાંઓમાં વિદ્યાર્થીઓનાં તોફાનો વિષે વાંચવામાં આવતું, વળી કોઈવાર કોઈ વિદ્વાન ભાષણકર્તા કે પ્રોફેસરો તરફથી પણ વિદ્યાર્થીઓની ઉચ્છૃંખલતાની વાતો સાંભળવામાં આવતી; ત્યારે ઘણી વેળા મારા મનમાં એમ થતું કે છાપાંવાળાઓ ઉપરી અધિકારીઓની તરફદારી કરીને વિદ્યાર્થીઓની વિરૂદ્ધતા કરે છે, અને વિદ્વાન ભાષણકર્તા કે પ્રોફેસરો પોત પોતાના જ્ઞાનનો દંભ બતાવી વિદ્યાર્થીઓને દબાવવાનો પ્રયત્ન કરતા હશે; જેથી વિદ્યાર્થીઓનો આઝાદ આત્મા બંડ પોકારી તેમને માથું ઉચું કરવાની પ્રેરણા આપતો હશે. પણ ના, ના, ના. પછી સપ્ટેમ્બરના અનુભવે મને બતાવી આપ્યું કે વિદ્યાર્થીઓ ખરેખર સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતાના પંથ તરફ વિચરતા થયા છે! ફક્ત ધમાલ-ધરપકડ કરવાથી જ જુવાનીનો




**જવાબ**-જનાઝાની નમાઝ મસ્જીદના દાખલ હિસ્સામાં પઢવી મકરૂહ છે. હવે મસ્જીદની સહેન, મસ્જીદમાં દાખલ છે? કે જમાતખાનાથી અલગ ગણવામાં આવે છે. એ બાબતનો ફેંસલો આપણે કરી શકતા નથી. એનો આધાર અસલ બાનીની નૈયત પર મોકુફ છે. જો બાનીએ સહેનને મસ્જીદના જમાતખાના માફક ગણી હોય તો દાખીલ ગણાશે. અને જો બહાર ગણવામાં આવી હોય તો દાખીલ મસ્જીદથી બહાર સમજવી. મસ્જીદથી બીજી કોઇ જગ્યાએ જનાઝાની નમાજ પઢવામાં આવે તો ઘણું બેહતર છે. અથવા તો મસ્જીદની સહેનની કોઇપણ બાજુએ બહારનો બીજો કોઈ ભાગ તે સહેન સાથે એવી રીતે લાગેલો હોય કે જનાઝો અને અમુક લોકો બહારના ભાગમાં હોય અને બાકીના લોકો સહેનમાં ઉભા રહે તો એમા કશો વાંધો નથી. કરાહત વગર જાએઝ છે. એ વિષે લોકોને નરમીથી સમજાવવું જોઇએ. ઝગડો અને ફિસાદ કરવાની જરૂર નથી. દરેક કામ હળીમળી મહોબ્બતથી કરવું જોઇએ. (ખુલાસતુલ ફતાવા)

**સવાલ**-મસ્જીદની કોઇ પુરાની વસ્તુ જેમકે ચટાઇ, લોખંડ તથા પીત્તળના સળીયા વગેરે એવી ચીજો કે જે મસ્જીદના કામમાં આવતી ન હોય, અને નકામી પડી રહેવાથી અથવા ચોરી થઇ જવાનો સંભવ હોય, તો એવી નકામી વસ્તુઓ વેચી તે પૈસો તેજ મસ્જીદના કામમાં વાપરવામાં આવે તો દુરસ્ત છે કે નહિ?

મસ્જીદની જુની ચટાઈ લોકો ખરીદી કબરમાં બગલી બંધ કરવામાં કામમાં લે છે. અને એજ કારણસર મોટે ભાગે ખરીદે છે.

**જવાબ**-મસ્જીદની કોઇપણ વસ્તુ જરૂરત વગરની નકામી હોય કે જે મસ્જીદના કોઇપણ કામમાં આવી ન શકે. એવી વસ્તુ વેચી તેના નાણાં તેજ મસ્જીદના કામમાં ખર્ચ કરવા જાએઝ છે. પણ મસ્જીદની જુની ચટાઇઓને કબર માટે ખરીદવી અને તેને જરૂરી સમજવું અથવા અફઝલ કે વધારે સવાબનું કારણ દેખવું ન જોઇએ. એવી નૈયત વગર અગર ખરીદી હોય. અને જરૂરતના વખતમાં કબરના કામમાં લેવી પણ દુરસ્ત છે, એમ ન સમજવું જોઇએ કે મસ્જીદની ખરીદેલી ચટાઇ કબર સિવાય બીજા કામમાં ન લેવી એ ભૂલ ભરેલી વાત છે.

**સવાલ**-અમારે ત્યાં એવો દસ્તુર કે બન્ને ઇદોના દિવસે લોકો કબરસ્તાનમાં આમ તૌર પર ફાતેહા પઢવા જાય છે. એ વિષે શું હુકમ છે?

**જવાબ**-એ બાબતમાં હદીસ છે કે ફિકાહની કોઇ કિતાબમાં ખાસ કોઈ રિવાયત મારા જોવામાં આવી નથી. અગર વગર જરૂરી સમજી ઇદોના દિવસે કબરસ્તાનમાં ફાતેહા પઢવા જાય, તો જાએઝ છે. પણ બીજો કોઈ તરેહનો ફાસિદ અને બાતિલ એતેકાદ રાખવો ન જોઇએ.

**સવાલ**-કિતાબો જુની થાય છે. અને તેની જિલ્દો ફાટી જવાથી પુઠાં અલગ થઈ જાય છે. તે પુઠાં બીજા કોઇ કામમાં લેવાં જાએઝ છે કે નહિ?

**જવાબ**-કિતાબોના પુરાના પુઠાં બીજા કામમાં લેવાં જાએઝ છે.

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

**યા મુકીતો** "(અદદ ૫૫૦)" એ રૂહ અને બદનને તાકત દેનાર (૧) એને હમેશા કસરતથી પઢનારના બદન અને રૂહને તાકત મળે છે. (૨) રોઝદાર અગર રોઝાની સખ્તી સહન કરી શકતો ન હોય તો ૧૦૦ વખત પઢી ફુલ ઉપર દમ કરી સુંઘવાથી ઇ. અ. તકલીફ દૂર થઇ જશે. (૩) જેની આંખો લાલ રહેતી હોય અથવા દરદ કરતી હોય અગર બંને સાથે હોય તો ૧૦ વખત પઢી દમ કરવાથી ઇ. અ. જલ્દી આરામ થઇ જશે. (૪) પોતે ગરીબ હોય અથવા ગરીબીમાં આવી ગયો હોય તો દરરોજ ૫૫૦ વખત પઢવાથી ઇ. અ. ગરીબીમાંથી બહુ જલ્દી છુટકારો થશે. એને હમેશા ચાલુ રાખવું જોઇએ. (૫) કોઇ છોકરો અગર છોકરી બદચલણ માલમ પડે તો એક કોરા માટીના નાના બટેરા અગર કુંજા ઉપર ૧૧ વખત પઢી દમ કરી તેમાં પાણી ભરી તેને પીવાડેથી ઇ. અ. નેક ચાલ થઇ જશે. કોઇ બચ્ચું બહુ રડતું હોય- તો તેને પણ એ મુજબ કરવાથી રડશે નહીં. એવી રીતે જરૂર હોય તેટલા દીવસ કરવું. જો મોટા માણસનો નફસ પણ કાબુમાં ન હોય અને બુરા કામો કરવામાજ રાત દિવસ રહેતો હોય તો તે પોતે પણ ઉપર મુજબ કરી શકે છે અગર બીજો માણસ કરી શકે છે. એવી રીતે ઇ. અ. નફસ કાબુમાં આવી જશે અને બુરા કામો જલ્દી છુટી જશે. (૬) જે કોઇને લગાતાર રોઝા રાખવા ઇરાદો હોય પણ કમઝોરીને લીધે હીમ્મત થતી ન હોય તો એને કસરતથી પઢતો રહેશે અને ફુલ ઉપર દમ કરી અથવા પાક માટી ઉપર દમ કરી તેને પાણીથી તર કરી તે સુંઘતો રહેશે તો ઇ. અ. એવી રીતે લગાતાર રોઝા રાખી શકશે. (૭) અગર કોઇને રહેવાની જગ્યા બદલવી હોય તો નવી જગ્યા જ્યાં રહેવા ઇરાદો હોય ત્યા દાખલ થતાં ૫૫૦ વખત અને એટલી વખત ન થઇ શકે તો ૧૫૦ વખત પઢી તે મકાનની ચારે બાજુ દમ કરવું ઇ. અ. ત્યાં ચૈન અમનથી રહેશે. (૮) મુસાફરી કરનાર એને કસરતથી પઢતો રહી પાણી ઉપર દમ કરી પીતો રહેશે તો મુસાફરીની દરેક તકલીફ, આફત, બલા વગેરેથી બચેલો રહેશે. (૯) "**યા અહ્લ.હો, યા મુકીતો, યા કાએમો**" એને દરેક નમાઝ પછી સાત વખત પઢી પાણી ઉપર દમ કરી પીવાથી અગર બદન ઉપર દમ કરવાથી સૌદાવી બીમારીઓથી નજાત મેળવશે અને એવી બીમારીઓથી બચેલો રહેશે. (૧૦) દરરોજ નંબર ૯ મુજબ પઢી પાણી ઉપર દમ કરી પીવાથી ખુદાપાક ગૈબથી રોઝી પહોંચાડશે ઇ. અ. કદી ભૂખ્યો રહેશે નહિ.

'**યા હસીબો**" (સંખ્યા ૮૦) એ "દુન્યામાં કિફાયત કરનાર અને આખેરતમાં હિસાબ લેનાર" (૧) એને હમેશાં કસરતથી પઢનાર દરેક આફત, મુસીબત વગેરેથી બચેલો રહેશે.




(૨) એની ગણત્રી મુજબ દરરોજ પઢનાર દુશ્મનના હુમલાથી બચેલો રહેશે તેમજ દુશ્મનની દરેક શરારત વગેરેથી પણ બચેલો રહેશે. (૩) જો મકાન અગર બીજે ઠેકાણે કીડી બહુ હેરાન કરતી હોય તો એને દરરોજ ૭૭ વખત પઢી પાણી અથવા કોઈ પણ જાતના આટા (લોટ) ઉપર દમ કરી જ્યાં કીડી હોય ત્યાં છાટી દેવુ ઇ. અ. બહુ જલ્દી કીડી નાબુદ થઇ જશે (૪) જ્યારે બે દોસ્તોમાં કોઇ કારણે કંઇ ખટરાગ પડે અગર દોસ્તી છુટી જવા સંભવ હોય ત્યારે દરરોજ સૂર્ય નીકળવા પહેલા ૨૦ વખત અને સૂર્ય ડુબવા પછી ૨૦ વખત પઢવાથી ઇ. અ. દોસ્તી પાછી કાયમ થઇ જશે. (૫) જો કોઇએ ખોટી રીતે પૈસા ટકાના હિસાબ બાબત ફસાવી દીધા હોય તો નંબર ૪ મુજબ કરવાથી ઇ અ. બહુ જલ્દી છુટકારો થઇ જશે (૬) **"હસ્બિયલ્લાહુલ હસીબુસ્સમીઓ"** દીન દુન્યાના દરેકે દરેક જાયઝ કામ માટે નવચંદી જુમેરાતે રાત્રે અથવા ગમે તે જુમ્આની રાત્રે નહાઇ ધોઇ પાક સાફ કપડા પહેરી તાકત મુજબ ખુશબુ લગાડી બે રકાત નફિલ પઢી તેનો સવાબ હુઝૂર સ૦ અ૦ વ૦ સ૦ને બખ્શી કિબ્લારૂ બેસી પ્રથમ ૧૧ વખત દરૂદ શરીફ પઢી પોતાના નામના અદદ કાઢી તેટલી વખત અથવા ૩૪૩ વખત મજકુર દુઆ પઢી છેલ્લે ૧૧ વખત દરૂદ શરીફ પઢવું. જે કામ માટે હોય તેની પ્રથમ દિલમા નિય્યત કરવી જોઇએ અને પઢતી વખતે પણ તે કામનું ધ્યાન ધરવું જોઇએ. એ મુજબ સાત દીવસ કરવાથી ઇ૦ અ૦ દિલી મુરાદ પૂરી થઇ જશે. નો૦ એટલા દિવસમાં કામ ન થાય તો કામ પૂરૂં થાય ત્યાં સુધી દરરોજ ઉપર મુજબ પઢવું. અને તાકત મુજબ દરરોજ સવારે બચ્ચાઓને શીરની વહેંચવી. અને કામ પૂર્ણ થએ પોતાની ગુંજાશ મુજબ ફકીરોને ખવાડવું અગર કપડાં અપાવવાં. (૭) અગર કોઇને તેના પાડોશીઓની, ચોર ડાકૂઓની, મોહલ્લાવાળાઓની બીક લાગતી હોય અથવા એ પાડોશી કે મોહલ્લાવાળા જુલ્મ કરતા હોય તો જુમ્આની રાતે ૭૭ વખત પઢવું. એ મુજબ સાત રાત સુધી દરરોજ ૭૭ વખત પઢવું ઇ૦ અ૦ સાત રાત પસાર થવા પહેલાં એ બધાઓથી અમન મેળવશે. (૮) અગર કોઇને નજર લાગી હોય અથવા નજર લાગવાની બીક હોય તો નંબર ૭ મુજબ પઢવું અથવા પઢીને દમ કરવાથી ઇ. અ બહુ જલ્દી નજાત મેળવશે. (૯) **"ફઇન તવલ્લવ ફકુલ હસ્બિયલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવા અલયહે તવક્કલતો વહોવા રબ્બુલ અર્શિલ અઝીમ"** (૧) જે કોઇ એને દરેક નમાઝ પછી ૧૧ વખત પઢશે તો ખુદાપાક પોતે તેને કિફાયત થશે એટલે તેના બધા કામો અને તેની બધી હાજતો તે પુરી કરશે અને તેને કોઇનો મોહતાજ કરશે નહીં (૨) તંગદસ્તી દૂર કરવા સવારે ઉઠવાની સાથેજ ત્રણ વખત પઢવાથી ઇ. અ. તંગદસ્તી બહુ જલ્દી દૂર થઇ જશે. (૩) સવારે ઉઠવાની સાથેજ એક વખત પઢનાર ઇ. અ. તે દીવસે ભૂખ્યો રહેશે નહીં. (૪) સવાર અને મગરેબની નમાઝ પછી ૭-૭ વખત પઢનારને ખુદાપાક દરેક નેઅમત અતા કરે છે, (૫) દરરોજ સવારે ૧૧ વખત અને મગરેબ પછી ૧૧ વખત પઢવાથી તે દીવસના બધા ગુન્હા ખુદાપાક બખ્શી દેશે અને આખો દીવસ અને રાત ખુદાપાકની હિફાઝતમાં રહેશે (૬) દરરોજ સવારે ૧૧ વખત પઢનાર આખો દીવસ કોઇનો મોહતાજ




થશે નહીં. ખુદાપાક તેની હાજતો પૂરી કરશે. (૭) કોઇ પણ હાજત, મુશ્કિલ કામ, ઉમ્મેદ વગેરે માટે પ્રથમ ૧૧ વખત દરૂદ શરીફ, પછી એક હજાર વખત મજકુર આયત શરીફ પઢી, પાછું ૧૧ વખત દરૂદ શરીફ પઢવું ઇ. અ. બહુ જલ્દી મુરાદ પુરી થશે, કામ પૂરું થાય ત્યાં સુધી પઢવુ જોઇએ. (૮) જો કોઈ તંગ હાલ હોય અને ભરણ પોષણ માટે કંઇ સાધન ન હોય તો હમેશા દરેક નમાઝ પછી એને જેમ બને તેમ વધારે પઢવાથી ખુદાપાક તેને ગૈબથી ગેહીઅના કરશે અને દરેક રીતે તેની મદદ કરશે (૯) અગર માથે દેણુ બહુ થઇ ગયું હોય અને તેમાંથી છુટવા કોઇ સાધન ન હોય તો દરેક નમાઝ પછી કમતીમા કમતી ૧૦૦-૧૦૦ વખત પઢવાથી ઇ. અ બહુ જલ્દી કર્ઝથી છુટો થઇ જશે. (૧૦) દિલ ઉપર કોઇ એવો રંજ આવી ગયો હોય કે તેને લીધે હમેશા ગમગીન રહે અને કોઈ પણ રીતે એ ગમ-રંજ દૂર નજ થતો હોય તો દરરોજ ૪૧ વખત પઢવું ઇ. અ, તે રંજ-ગમ દૂર થઇ જશે. જો પોતે પઢી શકે તો બેહતર છે કેમકે એથી બીજા ફાયદાઓ પણ મળે છે અગર બીજા કોઇની એવી હાલત થઈ ગઇ હોય તો દરરોજ ૪૧ વખત પઢી તેની ઉપર દમ કરવાથી તેમજ પાણી ઉપર દમ કરી પીવાડવાથી પણ તેને ઇ. અ. બહુ જલ્દી આરામ થઇ જશે (૧૧) કોઇ સખત બીમારીમાં સપડાઇ ગયો હોય તો દરરોજ ૪૧ વખત પઢી દમ કરવાથી અગર પાણી ઉપર દમ કરી પીવાડવાથી ઇ. અ. બહુ જલ્દી સારો થશે. મરઝલ મૌત સિવાય દરેક બીમારી ઇ. અ. સારી થઇ જશે, (૧૨) પોતાના નામના અદદ કાઢી દરેક નમાઝ પછી તેટલી વખત પઢનારને દીન દુન્યાની દરેક નેઅમતો ખુદાપાક આપે છે અને એ ઉપરાત શું શું આપે છે તે અમલ કરનાર જાણી શકશે ખુદાપાક બેહતર જાણનાર અને આપનાર છે તેને ત્યાં કોઇ જાતની કમી નથી. (૧૩) એને વગર ગણત્રીએ રાત દીવસ પઢનાર દુન્યા અને દુન્યવી ચીજોથી બેનિયાઝ થઇ જાય છે અને તેનું દિલ માત્ર ખુદાપાક સાથે લાગી જાય છે. (૧૪) એને કસરતથી પઢનાર કદી કોઇનો મોહતાજ થતો નથી. તેને કોઇ કંઇ તકલીફ આપી શકતો નથી દરેક રીતે ખુદાપાક તેની હિફાઝત કરે છે અને ગૈબથી તેને રોઝી પહોંચાડે છે.



આકસ્તાર "ઝાર" રાંદેરી.

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઇ મારે ઉેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશ્યોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં નિર્યાત, પાચનશક્તિ, રૂકાવટમા પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂ. ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી મસાળાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઈ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ ફકીરી તિલો જાહેરમાં મુકયો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે. કીમત ડબ્બીનો રૂ. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે. નિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. ઇન્જકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (રૂબરૂમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy :-ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફત મોકલવામાં આવશે. લખો અથવા મળો :

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist. Surat.

આફ્રીકાના એજન્ટ:-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)




"આખો જન્મારો કવિતા લખી લખીને સ્વ. કવિશ્રી ટાગોર શું કમાયા?" આ પ્રકારનો ધ્વનિ કવિશ્રી ટાગોરને અંજલી અર્પવા યોજાએલી સભામાંથી બહાર નીકળતાં બે મારવાડી ગૃહસ્થોની વાતમાંથી સંભળાયો. એવોજ બીજો પ્રકાર થોડા દિવસ પર બન્યો હતો. લાયબ્રેરીમાં અડવાણી પેપર વાંચી રહ્યા હતા એવામાં સુરત બીસાંટ હૉલના મુશાયરાની જા. ખ. વાંચીને એક ગૃહસ્થ અડવાણીને કહેવા લાગ્યા. "આ આપણા શાયરોને મુશાયરામાં શું મળે છે કે થોડા થોડા દિવસે મુશાયરા કરે છે?" આ વાત અડવાણીએ બેકારજીને કરી તો બેકારજીએ કહ્યું કે "એમાં એ લોકોનો પણ શું દોષ? દરેક વાતમાં, દરેક વિચારમાં વાણીયાશાહી બુદ્ધિ ધરાવતી આપણી સરકારના ૨૦૦ વરસના સહવાસ પછી પણ પ્રજા આમ દરેક વાતમાં પાઇ, પાઇનો હિસાબ રાખતી અને દરેક ધંધામાં વળતર છે કે નહિ તેનું સંશોધન કરતી ન થાય તો કરે પણ શું? અને વાત પણ ખરીજ છે ને કે એક એક પંક્તિ પર લાખોની બક્ષીસ કરનાર અકબર કે ભોજનો જમાનો તો વહી ગયો! હવે તો એક એક પંક્તિ પર એક એક ઘસાએલું દોઢીયું દેવા પણ કોઇ નવરું નથી! અને ખરું પુછાવો તો જગતની દરેક વસ્તુનું મૂલ્ય હવે પાઇ પૈસામાંજ અંકાવું જોઇએ કારણ કે:-

**"પૈસા વિના જગતને નવ કાંઇ કળા વળે છે,**
**પૈસા તણીજ જ્યાં ત્યાં જપમાળ ફર પળે છે,**
**ના લોભ કેમ લાગે સૌ કોઇને લક્ષ્મીનો;**
**પૈસાને આજ દેખી ભગવાન પણ ચળે છે!"**

તો માનવીનું શું ગજું? અને તેથીજ તો પેલી કાશીની ડીગ્રી આપનારી સંસ્થાએ હવે 'સાહિત્યભૂષણ' 'સાહિત્યાલંકાર' વગેરે ડીગ્રીઓના ભાવ ૫ રૂા. પરથી ઘટાડીને ૨ રૂા. કરી થોડા નફે બહોળો વહેપાર કરવા માંડ્યો છે! આ વાતને ખોટી માનનારાઓના હાથ હેઠા પડ્યા છે ને હવે સૂર્યની જેમ આ વાત પ્રકાશમાં આવી ગઇ છે કે સાહિત્ય જેવા સુક્કા પ્રદેશમાં કળદ્રુપ એજંટો આવી રીતે ડીગ્રીઓ વેચીને લોટરીની ટીકીટની જેમ કમાણી કરી શકે છે! પછી કોઇ કવિ કે લેખક પોતેજ ઘસાએલા ઢબ્બુ જેવો હોય અને તેની કીંમત ન ઉપજતી હોય તેમાં બીજાઓનો શું દોષ?"

•

સાહિત્યકારો નિરાશ ન થતાં ગેલમાં આવી જાઓ કે હવે તમારી કલમો ને કલદારથી એક લિમિટેડ કંપની સાહિત્યકારો અને લક્ષ્મી-



## ફોરવાં



દારોના સહકારથી અસ્તિત્વમાં આવી છે. હવે તમારાં લખાણોને ઉધાઇનો ભોગ નહિજ થવાનો વારો આવે ! પણ જો તમારી કલમમાં પ્રતીભા હશે અને કલમની પ્રતિભા કરતાંય તમારી જબાનમાં વિજળીક શકિત હશે, ખિસા કાતરૂઓની કાતરો કરતાં તમારી જબાનો વિશેષ ચાલતી હશે તોજ એ સાહિત્યની પેઢીમાં તમારી દાળ ગળશે નહિતર નહિ. કારણકે અહીં પણ 'મામા ફોઇના' થવાનો દરેક સંભવ છે અને જ્યા સુધી ગુજરાતી સાહિત્યવાડીમાથી પેલી વાડાબધી દૂર થઇ નથી ત્યાં સુધી 'વાડામાથી પાડું એકને છુટું' થઇને નાઠું છેક'ની જેમ એ છુટાં જવાયા વાડા વિનાનાં પાડાને તે ગમે તેવુ ધરખમ હશે તોય કોઇ પુછવાનું નથી ? અને પૂછવાની વાત આવી ત્યાં મને મને બે ત્રણ રવિવાર પહેલાની એક ઘટના યાદ આવી જાય છે. ગુજરાતના વર્તમાન ગઝલકાર કવિ શ્રી. 'પતિલ'નાં હનુમાનના પૂછડાં જેવાં અનેક કાવ્યો વર્તમાન સાહિત્યના ધરખમ ગણાતાં માસિકોમા વાચ્યા - પછી એમના જાતે દર્શન કરવા ગયો. એ ડુગરા દૂરથી રળિયામણા ન હતા તો પછી નજીકથી તો રળિયામણા શાનાજ દેખાય ? લોકો એમની કવિતાનું શ્રવણ કરીને રસમુગ્ધ બનવાને બદલે રસહિન બની ગયા અને માળા સુરતી પત્રકારો પણ જબરા નીકળ્યા બધાએ એક અવાજે એમની નિષ્ફળતાને વધાવી લીધી અને વળી એક પત્રકારે તો એટલા સુધીની ધૃષ્ટતા કરી કે '-એઓશ્રીએ જાતે પધારીને એમનાં દૂર દૂરથી કાવ્યો વાંચવાની જે મઝા પડતી હતી તે પણ બગાડી દીધી છે !'' હું કહું છું કે કવિશ્રી પતિલ જો સફળ થયા હોત તોય સાભળનારાઓ એમને શું નજરાણું આપી દેવાના હતા ? ''વાહ ! વાહ !''ની લુખ્ખી લહાણી કરવા સિવાય બીજું સાહિત્ય રસિક 'શ્રોતાઓ કરી પણ શું શકત ? ભલે પણ આવાં એકાદ બે રોડાં અટકવાથી પતિલશ્રીની કાવ્યટ્રેન કંઈ અટકી જવાની નથી ? અમે તેમને ગીતાનું પેલું વાકય યાદ દેવરાવીએ છીએ કે,

**''કાર્ય કર ફળની આશા રાખીશ મા !''**

●

ગુજરાતમાં હવે ગપ્પાંનો ભાવ વધવા લાગ્યો છે. એલીસ બ્રીજ આરોગ્ય સમિતિએ એક વિનોદ પરિષદ્ ભરી તેમાં ગપ્પાં મારવાનો પ્રોગ્રામ ગખ્યો છે. તેમાં ''બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી'' કહેનારા કલમસ્વામીઓ ખૂબ ફાવી જવાના ! બાકી પત્રકારોને તો અનુભવ છેજ. એ પત્રકારિત્વમાં ગપ્પાં એ મહત્વનું અંગ છે અને એવા અનિવાર્ય અંગને પોસવવાનો એલીસ બ્રીજ સમિતિનો આ અખતરો સફળ થાય એવું ઇચ્છીએ છીએ ! સ્વ. વાડીલાલ મો. શાહ કહી ગયા છે કે: ''સાહિત્ય સેવકો અને સ્વતંત્ર વિચારકોને હમેશાં કોઠીમાં મોં ઘાલીનેજ રોવાનું નસીબમાં નોંધાયલું છે. શોખ છોડાય નહિ અને નિભાવાય પણ નહિ. જનતા તેના કાચની 'મહત્તા કે ઉપયોગિતા સમજી શકે નહિ તો પછી સહાય તો કરેજ શાની ?' અમે એ વિધાનને ઉંધું વાળવાની તરફેણમાં છીએ, અલબત્ત સાહિત્યકારો દિલ ખોલીને ગપ્પાનોજ આસરો લે અને આ વિનોદ પરિષદ જેવી પ્રવૃત્તિઓનેજ વહેતી મૂકે તો આમ જનતા આપોઆપ એમના તરફ ઢળતી થાય ને કોઠીમાં મોઢું ઘાલી રોવાને બદલે હસતા મોઢે લોકોને




ખુશીથી બનાવી શકે! "દુનિયા બનતી હે બનાનેવાલા ચાહીયે!"

✪

"સને ૧૮૯૬માં સુપ્રસિદ્ધ આંગ્લ લેખક રુડયાર્ડ કિપ્લીંગને કોઈ અમેરિકન પ્રકાશકે તેની નવલકથાના પ્રત્યેક શબ્દ માટે એક એક પેન્સનો પુરસ્કાર આપ્યો હતો. એ રીતે કિપ્લીંગને દસ હજાર પાઉન્ડની કમાણી થઇ હતી." જાણો છો? દસ હજાર પાઉન્ડ એટલે ૧।। લાખ રૂપિયા અને તે એક પોથાંના લેખકને! હે! હિંદના સાહિત્યકારો, સાંભળો કાનનો મેલ કાઢીને આ વાતને, અને પછી વિચાર કરો, આપણા પ્રકાશકો અને લેખકોની દરિદ્રતાનો? અસ્થાભાઇ પણ કુવામાં હોય તો હવાડામાં આવેને ‹ અહીં રહેવાજ શું દીધું છે કે સાહિત્યકારોના ભાગ આવે? કવિએ કહ્યું છે તે ખરૂંજ છે કે:-

✪

"હેમ ને હીરા હણાયા હિંદથી પરદેશમાં;
બાકી રહ્યા અહીં ફાંકવાને બાજરી જુવાર છે!"

કવિ નાનાલાલનું 'ગોપિકા' વાંસેપારવે, સાંતાક્રુઝ વગેરેનાં લગભગ ૫૦ એક યુવાન યુવતિઓએ કચ્છી, જામનગર, ભાવનગર, રાજકોટ વગેરે સ્થળે ભજવ્યું હતું. કવિના ચાહકોએ તેનો સત્કાર પણ કર્યો. એ મંડળી 'ગોપિકા' ભજવતું ભજવતું અમદાવાદ આવ્યું ને પછી છુટાં છવાયાં પાત્રો અમદાવાદથી મુંબઇ આવી ગયાં પણ એના એક સુત્રધાર અમદાવાદનું ઘોડાપુર ઉતરી ગયું, પ્રેમીનો પુત્ર સંધાઇ ગયો, છતાં આવકના ગલ્લા સાથે અમદાવાદમાં રહી ગયા છે! દ્વાપરમાં કનૈયાએ ગોપિકાઓના મહિ લૂંટી ખાધાં હતાં તેમ એ સુત્રધારે કદાચ ગલ્લો દબાવવાનો સ્ટંટ ન કર્યો હોય? આ તો થઇ 'ગોપિકા'ની વાત પણ પેલા શ્રી. ચંદ્રવદનવાળા નટઘરનું શું થયું? શું ભણેલાંઓ, સુધરેલાંઓ સ્વતંત્ર રીતે નાચી શકે એટલા માટે એક નાટયઘર પણ બનાવી શકતાં નથી? સંસ્કારિ ગુજરાતીઓના નાચવાના કોડ શા માટે આમ અધુરા રહી જવા જોઇએ? નગાણું ત્યાં પુરા સો? અરે નહેરૂ જેવા હિંદના સુધારાની ટોચે બેઠેલા કુટુંબની કન્યા યશોધરા કાત્જુ જેવી નિર્દોષ કુમારિકાઓ જ્યાં ફિલ્મમાં કામ કરવા તૈયાર થઇ હોય ત્યાં બીજાંઓએ શા માટે પાછી પાની કરવી? ભલી બિચારી આપણી 'બીબીઓ' બેહોળે બુરખામાં ઢંકાયલી છે એટલુંજ ઠીક છે નહિતર મિયાંઓનો ક્જેતો પણ લોકોને જોવાનો મળત! આવી બાબતમાં તો ઑર્થોડોક્ષપણું પણ ઘણીવાર અભિનંદનને પાત્ર ઠરે છે.

"બુજને કો રકસ પર કિસ બાતકી મેં દાદ દુ ?
હાં પેહુ જાઇઝ હે મદારીકો મુબારકબાદ દુ!"

✪

"આટઆટલી સાહિત્ય પરિષદો ભરાઇ, આટઆટલાં કવિ સંમેલનો અને મુશાયરા થયા છતાં કવિ અને કવિતાની સ્પષ્ટ વ્યાખ્યા કોઇએ ન બતાવી!" અડવાજીના આ કથન સામે મેં રાયદાજીના આ શબ્દો તેના મોઢાપર માર્યા કે "કવિ એટલે ગાંડો અને કવિતા એટલે ગાંડપણ" અલબત પણ તે ગાંડપણ એવું હોવું જોઇએ કે તે સાંભળનારને પણ ગાંડો બનાવે." વળી કોઇએ એક સભામાં કહ્યું હતું કે "કવિ કદી મરતો નથી." તેનો હવાલો આપીને અડવાજીએ પુછ્યું કે: "શું આ વાત ખરી છે?" અલબત ખરી છે 'કવિ કદી મરતોજ નથી' એનો અર્થ એ થાય કે




"અને જો કદાચ મરી જાય તો પુનઃ ભૂત થઇને આવે છે! એટલે મરેલો તો નજ કહેવાયને?" "તો શું ત્યારે તમે આ ડાયરાઓ, અને મુશાયરાઓને ભૂતખાના સમજો છો?" "અલબત ભૂતો હોયા વગર એ લોકો આત્માચેનચાળા કરે, અને કૂદે ઉછળે ને ધૂણે!" "તમારા જેવા હાંડે ઠોયાં ન પારખે તે રાતે હીરા પારખવા હાલી નીકળ્યા છે! મુશાયરા સામે થુંક ઉરાડવા કરતા જાતેજ અનુભવ કરી આવીને પછી બોલો!"

"હા, હા, હવે જોયા તમારા મુશાયરા અલબત એમા કેટલાક કવિઓ લોકોને જોશ ચઢાવી દે છે; પણ એવો સોડાવૉટરીયા જોશ શું કામનો? અને કામનો હોય તોય શું? વહેપારીઓ દુકાનપર ચોપડા પડતા મૂકીને કવિતા લખવા બેસવાના હતા? ખેડૂતો હળનો હાથો ને બળદનો કાંદો પડતો મૂકી શાયરી કરવા કલમ પકડવાનાં હતા? શું બેગંઓ રોટલી વણવાનાં વેલણો પડતાં મૂકીને કવિતા લખવા કલમો ગ્રહણ કરવાની હતી? બાપા, પહેલાં સારી રીતે કમાઓ, પછી સારી રીતે ખાઓ, અને જો પછી વખત મળે તો કવિતાઓ ગાઓ! શું સમજ્યા? મુશાયરો! મુશાયરો! કરતા કરતાં કંઇ તમારા જેવા સુંદના કાંકરે ગાંધી બની જનારને મુઝારો ન થઇ જાય તો-સારૂ!"




[ વિદ્યાર્થી સંઘ, સુરત તરફથી તા. ૫-૯-૪૧ ની સાંજે ક૦ ૫-૦ સુરતના 'બિસુન્ટ હૉલ'માં, "એ ઘડી મોજના"ના તંત્રી જ૦ "શયદા" સાહેબના પ્રમુખપદ હેઠળ યોજાએલ મુશાયરામાં વંચાએલી ગઝલોમાંથી કેટલીક કાપકુપ પછી અત્રે પ્રગટ કરવામાં આવે છે. —સંપાદક ]

## પંક્તિ "ટૂંકા જિવનમાં માનવ દુન્યાને શું છળે છે."

૧

કોને ખબર છે કોના પદ રવ એ સાંભળે છે
મારો બુઢાપો શાથી યૌવનમાં ઉછળે છે?
વીતે છે રાત આખી જુદી મઝા મળે છે
હું દિલની સાંભળું છું દિલ મારી સાંભળે છે
એક આગ છે અનોખી જે પાણીથી બળે છે
એ ભેદ જાણુ ભેદુ જે હોય તે કળે છે.
એની નજરથી, જ્યારે મારી નજર મળે છે
હું એમ સમજું છું કે પૃથ્વીનું પડ વળે છે
ફળની જો હોય ઇચ્છા તો લોહી સીંચ તારૂં
વૃક્ષો,-કે વેલ પાણી પાયા વિના ફળે છે.
એના ચરણ ચુમે છે સ્વતંત્રતાની દેવી
જે મર્દ કફન માથે બાંધીને નીકળે છે.
હું સમજ્યો સમજ્યો એના નયનો રહ્યા છે નાચી
દિલ તારા તડપવાનો મુદ્દો હવે મળે છે
તદબીર ને, કરૂં શું? તકદીરને કરૂં શું!
એક આ તરફ વળે છે એક આ તરફ વળે છે
શી આહમાં અસર છે ક્યારેક તમે જોશો
કિરતાર પણ અમારી ક્યારેક સાંભળે છે.
કંઇ ધીમે ધીમે એનો કંઇ છાના છાના ભણકો
જોતા નથી પરાયા સૌ લોક સાંભળે છે!
સાકીની આંખમાં તું નાંખીને આંખ પીજા
સાકીનો હાથ "શયદા" પાછો કદી વળે છે.

"શયદા" [મુંબઇ]

૨

સાચા દિવાનાઓ તો મહા મુશ્કેલે મળે છે
મોતી અમૂલ્ય લાખોમાં એક નીકળે છે.
અંતરની છેડછાડો અંતરને જઇ છળે છે
છાના હૃદયના ચાળા છાનું હૃદય કળે છે.
જર જોરને જવાની, એ ત્રણ્ય નથી સદાની
માનવ ન ભૂલ ખાતું, દુન્યા તને છળે છે.
મારા હૃદયના દાગોથી છે જગત પ્રકાશિત
એ આગથીજ જોને દિલ સૂર્યનું બળે છે.
હે મંદ મંદ વાયુ, ગુલને જઇને કહેજે
બુલ્બુલનું દિલ અધીરૂં મળવાને ટળવળે છે.
બેસો, લગાર બેસો, તૂટે છે સંસ મારો
એવી બધી ઉતાવળ તે શિદને આ પળે છે.
એને મિટાવશો મા! સમજો, લગાર સોચો!
કોના 'મિલનની આશા એ દિલ મહીં' પળે છે.
દિલ મારૂં હાથમાં લઇ, ખુશ થઇ કહ્યું ખરેખર!
મોતી અમૂલ્ય આવું મહા મેહનતે મળે છે.
કર્તવ્ય તારૂં સૂઝ્યો. કર યાદ! "કર અને જો!"
ટૂંકા જિવનમાં માનવ દુન્યાને શું છળે છે.




દુન્યા થઇ ન કો'ની, કોઇની નવ થવાની
દૂકા, જીવનમાં માનવ દુન્યાને શું છળે છે.
બદલ્યો છે રંગ એવો, દુન્યાએ "ઝાર" આજે
દેખે છે આંખ શું શું, શું કાને સાંભળે છે.

"ઝાર" [ રાંદેર ]

૩

મુજ દિલની અવદશા પર તે ક્રૂર કળકળે છે;
લાંબા સમય પછી શું મારી વફા ફળે છે.
બન્નેમાં એક સરખી કંઈ જ્યોત ઝળહળે છે,
હું જેટલો બળુ છું તે તેટલો બળે છે.
ઠેલે છે ક્યાં કૃપાળુ મુજ યાચનાને કો'દી;
યાચું છું તે કનેથી કર ફેલતાં મળે છે.
જોજન વટાળવાને શાને ડરૂં કે જ્યારે:
જીવનના સત્ય સાથી કંટક પગો તળે છે.
નિસહાયતા નિહાળી, ચીંધી જવા કિનારો;
મુજ નાવડી નિકટથી મોજાં ફરી વળે છે.
મમ પ્રેમ-મસ્તીઓના રંગોની દાદ દેવા;
જામો થકી સુરા પણ છલકે પળે-પળે છે.
ત્યાગો "કલીમ" ત્યાગો આક્રંદ આફતોનું;
કોને પડી છે કોની, ને કોણ સાંભળે છે.

"કલીમ" વાકિફી [ ધોરાજી ]

૪

પુષ્પોમાં એ હસે છે જ્યોતિમાં ઝળહળે છે;
સમજો તો એ બધે છે, શોધો તો ના મળે છે.
જે બીજ થઇ રહે છે તે વૃક્ષ થઇ ફળે છે,
જે ધૂળમાં ખપે છે, તે મૂળમાં ભળે છે.
સળગાવે પ્રેમ જ્યોતી કો'દી નથી સળગતી,
એ આપ પ્રગટે છે, એ આપ ઝળહળે છે.
તેને હું ઓળખું છું તે મુજને ઓળખે છે;
તેઓને હું કળું છું તેઓ મને કળે છે.
મારી ને એની મેહફિલમાં એજ છે તફાવત,
અહીં પ્રેમ-પ્રજળે છે ત્યાં રૂપ ઝળહળે છે.
દિલને તમે ન તોડો દિલ છે અનોખી વસ્તુ,
જોતાં ન એ જડે છે, માગ્યું ન એ મળે છે.
આવો વિચારો આવો આવીને એને રોકો,
મુજથી હવે તો પાછા વાળ્યા ન એ વળે છે
દિલને શું દિલ કહું હું? દિલ દર્દ થઇ ગયું છે,
એ શબ્દોમાં ભળે છે ના અર્થથી મળે છે.
તૂફાન અવનવા છે સાગરથી કલ્પનાના,
એક ઊર્મિ ઊતરે છે ત્યાં લાખ ઊછળે છે.
કે અશ્રુ આંખમાં છે કે અશ્રુ દિલ મહીં છે,
આ હોડીઓ તરે છે; તે હોડીઓ તળે છે.
એનો વિનાની "ઘાયલ" દિલની દશા નિહાળો!
કહીં આશ કરગરે છે કહીં ઝખ્મ ટળવળે છે.

"ઘાયલ" પાજોદ]

૫

આકાશ પર ઘટાઓ પાછી ફળી વળે છે;
તૌબાનું ઘર ફરીથી આજે જુઓ બળે છે।
દર્દો રૂદન, નિરાશા–એની શિકાયતો શું?
મ્હારાં નસીબનું આ લખ્યું મને મળે છે.
ખોટો ભલે મગર તું ઇકરાર તો કરી લે;
બીજું તો શું, હૃદયને એક આસરો મળે છે.
આવીજ ઝિન્દગી કંઇ આજે તો થઇ ગઇ છે,
દર્દો હૃદયમાં–આંસુ આંખોમાં હર પળે છે।
મ્હારાં નસીબનું પણ ફૂટી ગયું મુકદ્દર;
નયનોનું નૂર જાતાં દર્શન હવે મળે છે;
શી શી કયામતો આ ગુઝરી રહી છે મુઝ પર;
'ઘર પણ જૂઓ અમારૂં' વર્ષાદમાં બળે છે.
'દુનિયાની' વાત શું ને દુનિયાની ઝિન્દગી શું!
મુઝને હજારે જીવન મરવા મહીં મળે છે
મ્હારી મુસીબતોની હાલત ન પૂછ સહચર?
લાખો વધી પડે છે, એકાદ જો ટળે છે.
ખોવાયલી દશામાં તું એકલો જીવે છે:
"નાશાદ" તું ભલેને સૌથી હળે મળે છે!

"નાશાદ" [ મુંબઈ ]



૬

મળતા નથી એ મુજને દુન્યા બધી મળે છે!
એના મિલનથી દિલની મુજ આશ દૂર ફળે છે.
નયનોથી નયન જ્યારે છાનાં છુપાં મળે છે.
અંદરના ભેદ કેવા એક એકમાં એક કળે છે!
દીપક કોઇના વિરહે; દિલ કોઇના વિયોગે,
એક જ્યોત પર એ બન્ને એકજ રીતે બળે છે.
પ્યાલી તમારા કરમાં તોબા આ! શેખ સાહબ,
મસ્જિદમાં બેસનારા રિન્દોમાં શું ભળે છે?
દુન્યાના રંગ જુદા દુન્યાજ છે અનોખી,
ભાઇને ભાઇ આજે અજગર બની ગળે છે.
આ વિશ્વમાં નકામાં ફાંફાં ન માર કાયર,
પત્થર પર ફોડતાં શિર તુજથી એ કંઇ વળે છે!
કયાંથી ફળે અમારી અંતરની ભાવનાઓ,
કિસ્મત અમારી અમને ચક્કી બની દળે છે.
ફુંકો મન અલીડા, ફાન'ને તુ ભૂલી,
ટૂંકા જીવનમાં માનવ દુન્યાને શું છળે છે.
ટૂંકો છે પંથ તારો ટુંકી છે તારી મંઝિલ,
ટૂંકા જીવનમાં માનવ દુન્યાને શું છળે છે.
દિલની વ્યથા તો તમને આંખો કહી રહી છે,
શું જાણું હું કે શાથી મારૂં હૃદય બળે છે.
હે દિલ! "ફના" ને અંતે તું તો ફનાજ કરશે,
મારાં રિપુથી છાનું છાનું તું જઇ મળે છે.
"ફના" [રાંદેર]

૭

માનવ જિવનના તત્વો કઠણાઇથી ફળે છે;
પુષ્પો તો કંટકોમાં ખીલીને નીકળે છે.
ગુલ રોપની મહત્તા સદ્‌ભાગ્યથી મળે છે;
કૈંક કંટકો ચમનના ગુલ રોપ પર પળે છે.
મારૂં વદન સ્મિતમેં કળીઓને દઇ દીધું છે;
મારા જિવનની ખુશ્બૂ પુષ્પોથી નીકળે છે.
હું ખીલતા સુમનના દુખડાંઓ લઇ રહ્યો છું;
મારૂં હૃદય ચમનમાં કંટક ભણી ઢળે છે.
મુજ ચક્ષુઓને અશ્રુ તણખાઓ હો મુબારક;
આનંદ છે મને તો પાપી હૃદય બળે છે.
ઘૂંઘટ વસંત ટાણે નૈસર્ગ છે દિવાની;
મુજ દિલને હાથમાં લઇ ઉર્મિઓ ઊછળે છે.
ઓ ઉન્નતિના શોધક! આકાશ સામું જોજે;
તે ઉંચો, ઉંચે રહીને ધરતી તરફ ઢળે છે.
હળવે રહીને મુખથી ઘૂંઘટ હટાવનારા;
પામ્યું તમારા વાંકે મારૂં હૃદય ચળે છે.
દુન્યાનો મોહ પાશો "સાબિર" જાળી ચાલ્યો છે;
ટૂંકા જિવનમાં માનવ દુનિયાને શું છળે છે.
"સાબિર" [વટવા]

૮

તેનીજ પ્રેમ આશા જીવન મહી ફળે છે.
અંતરની આગમાં જે પ્રેમી સદા બળે છે.
દિલની નવિન સૃષ્ટિ હું હરપળે રચું છું,
સ્વપ્નામાં જ્યારે જ્યારે આવીને તે મળે છે.
એક ભાવમાં હજારો વાતો કહે છે દિલની,
પુષ્પોની પ્રેમ કથની પણ કોણ સાંભળે છે.
ઝૂલી રહ્યાં છે પુષ્પો, ડોલી રહી છે દુનિયા,
પ્રેમીની પ્રેમ આશા શું ખાકમાં મળે છે!
આપી શકો તો આપો તે પ્રેમની મદીરા,
જીવનની સાધના પણ જેના થકી ફળે છે.
શું આપને બતાવું શું થાય છે જિગરમાં,
મારી નઝરથી જ્યારે તિરછી નઝર મળે છે.
જીવન મહી છે આશા આશા મહીં છે જીવન,
આશાની એક પ્યાલી પી જોને શું મળે છે.
અંતરની પ્રેમ જવાળા દીઠી નથી હજી તેં,
બળી પતંગીયાને દીપક સદા બળે છે.
મળ્યું છે મુશ્કિલોથી આ દિલ "હુઝી" અમોને,
દુઃખ દર્દમાં હમેશાં જેને મઝા મળે છે.
"હુઝી" —[રાંદેર]




૯

અસ્તિકતામાં જ્યારે નાસ્તિકતા મળે છે;
કુદરતનો કોપ ખુણે ખુણે ફરી વળે છે.
સંજોગનાં પવનનાં સુસવાટા જો ,ફળે છે
એક પળમાં દુઃખનાં ડુંગર પણ હોય તો ટળે છે.
શું "પ્રેમ" "વાસના"ને સમજી રહ્યા છે લોકો
શાને જીગર ,જળે ,છે શાને હૃદય બળે છે.
શું લેણુ દેણુ માનવનું જગને આભમાં છે.
એક અહિંથી નીકળે છે એક ત્યાંથી નીકળે છે.
કુદરતના જગમાં એવા તે કેવા કાયદા છે
કોઇ મઝા કરે છે ને કોઇ ટળવળે છે.
શું શેખજી પુછો છો? પીવામાં શું મળે છે?
પોતેજ પી જુઓને પીવામાં શું મળે છે.
જગમાં તો અમને શાંતિ કે સ્વર્ગ કઇ ન મળ્યું
મર્યા પછીની વાતો પણ જોઇશું મળે છે.
ટેવાઈ હું ગયો છું આફત સહી સહીને
ટાળું છું એક ને કે બીજી તરત મળે છે.
તારી પીપુડી અહિંઆ કયાથી "અમીન" વાગે
જગનાં નગારખાનામા કોણ સાંભળે છે.
**"અમીન" આઝાદ** [સુરત]

૧૦

જોયું, જણાયું શાન્તિ, સંતોષમાં મળે છે;
સંતોષી જન સુખી છે, તૃષ્ણાએ શું વળે છે.
કુદરતનો કાયદો છે, જે વાવો, એજ લણશો;
જવ વાવે જવ મળે છે, ઘઉં વાવે ઘઉં ફળે છે.
સ્વાર્થિ કે પક્ષપાતિ, કરતા કુસંપ, કલેશો,
જ્ઞાની ને પ્રેમી ભક્તો, સહુમાં હળે, ભળે છે.
સત સેવા કર ઓ ભાઇ, દુનિયામાં કર ભલાઇ;
ટૂંકા જીવનમાં માનવ, દુનિયાને શું છળે છે.
**"સત્તારશાહ"** સમજો, કિસ્મતના ખેલ ન્યારા;
લખ્યા લલાટે લેખો, ટાળ્યા ન એ ટળે છે.
**"સત્તારશાહ"** [રાજપીપલા]

૧૧

કીના કપટથી. છળથી, ઇર્ષાથી કંઇ વળે છે,
ટૂંકા જીવનમાં માનવ દુનિયાને શું છળે છે.
દિલ હાથથી ગયું છે તુજ રૂપને નિરખતાં,
બસ ઊર્મીઓ હવે મુજ અંતરમાં ટળવળે છે.
હે શેખ તું શું જાણે મર્મો શરાબ કેરાં,
એક જામ માંહે એના દુનિયા નવી મળે છે.
દિલ પર હસી હસીને વરસાવે વીજળી કો',
તાપી રહ્યું છે કોઇ કોઇનું ઘર બળે છે.
મુજ કાવ્ય સાંભળીને કે'છે એ મુજને "ઝાકિર,"
શી ધારણા છે ધારે શી કલ્પના કળે છે.
"ઝાકિર" [બરબોધન]

૧૨

ઉપડી રહી છે જીવન-નૌકા શી પુર બળે છે,
આવે ઉતાવળે છે, જાએ ઉતાવળે છે.
એક પ્રેમની જ્વાળા અંતરમાં ઝળહળે છે,
રગ, રગમાં રક્ત મારૂં જેનાથી ઊકળે છે.
છે રોગ પ્રેમનો શી? શી પ્રેમનો છે અગ્ની?
એક દર્દ દિલમાં ઉપજે, એક બળતરા બળે છે.
આવે છે યાદ જ્યારે વીતેલા દીવસોની,
છાતી ઉપર એ જાણે આરીને મગ દળે છે.
જાહેર મીલનમાં તારા સંતોષ ક્યાં હું માનુ!
અંતરથી જ્યારે અંતર દિલથી ન દિલ મળે છે.
લોહીથી હું જીગરના સીંચન કરૂં છું એનું,
ખેતી મુજ આશ કેરી પ્રફુલ્લ થઇ ફળે છે.
બેડી ગુલામી કેરી તોડીને જો જો રહેશે,
આઝાદીના ઉમળકા અંતરમાં ઊછળે છે.
આધીનતાનું જીવન એ પણ છે કોઇ જીવન,
ખંજર સમિપ ગણું છે શિર તેગની તળે છે.
"ઉદ્દફૂત" હૃદયની વાતો કોને હું જઇ સુણાઉં,
દિલની દુઃખદ કથાઓ કોણ આજ સાંભળે છે.
"ઉદ્દફૂત" [બરબોધન]




## ૧૩

તુજ દિલમાં પ્રેમ કેરી, કયાં બળતરા બળે છે?
આહો કરીને જુઠી દુન્યાને શું છળે છે!
આશા છે, તુંજ ક્ષમાની, ભય કોપનો છે ત્હારા
આશા, ને ભય અહી મુજ, આ જિન્દગી ઢળે છે.
વિધ વિધ તરંગો દિલમાં આવીને જાય છે પણ
તુજ યાદ મ્હારા દિલમાં આવે ન નીકળે છે.
દિલ છળ કપટ મહીં છે, હાથો મહીં છે માળા
નિર્મળ હૃદય વગરની ભક્તિથી શું વળે છે?
ઝાહિરમાં ભક્ત છે, એ એકાન્તમા એ પાપી
ટૂંકા જીવનમા માનવ દુન્યાને શુ છળે છે.
સ્વપ્ના સમી થઇ છે, સ્વતંત્રતાની વાતો
ભોગો વિના જગતમા આઝાદી કયાં મળે છે?
વૈભવ વિલાસમા તું, સુલ્તાન છે હું! "મુઝતર"
ને દેશ ભૂખ કેરી, અગ્નિ મહીં બળે છે
"મુઝતર" [બરબોધન]

## ૧૪

જો વાસનાઓ આવી શુધ્ધ પ્રેમમાં ભળે છે;
તો પ્રેમનો ખટારો અધવચ ઉંધો વળે છે.
સ્વદેશી કુતરાઓને ઝેર જ્યાં મળે છે;
વિદેશી શ્વાન પુત્રો ત્યાં મોજથી પળે છે!
તું 'તારૂં' છોડી લેને પરની તને શી ચિંતા?
કાં પારકાના કર્મો જોઇને તું બળે છે?
પેટ્રોલ નિયમનથી પાળીને કે છે મિસ્ટર;
મોટરની મોજ અમને ગાડા મહીં મળે છે.
કૂદી કૂદીને થાકયાં આમ્બેડકર હવે તો;
સિત્તાર કારોબારીમાં દાળ કેમ ગળે છે?
મોટો થા દીકરા તું પરણાવીશું તને પણ,
સિમ્લાની ટેકરીથી કડુ વચન મળે છે!
જીવન થયા છે ટૂંકા ને પેંતરા છે લાંબા;
ટુંકા જીવનમાં માનવ દુન્યાને શુ છળે છે!
પગો મૂકયો છે આજે સ્વરાજ માંગણી પર;
ઇચ્છું છું એવી આજે આઝાદી કેયા મળે છે?
"બેદાર" કયાંથી આવે એ કાવ્ય પ્રેરણાઓ,
જ્યાં વારસો કવિને કડકાઇનો મળે છે,
"બેદાર" [રાંદેર]

## ૧૫

જ્યારે જિગરની આહો તડપીને નીકળે છે
પાતળ શું બધું એ, આકાશ ખળભળે છે.
લાગી છે આગ દિલમાં, કોને જઇ સુણાવું,
દુ:ખીયા-હૃદયની કોઇ અહીંયા ન સાંભળે છે.
આંસુ ખૂટી ગયાં છે નિશદીન રડી રડીને,
તો એ ન ચૈન દમભર દુનિયા મહી મળે છે.
નાના હૃદય મહીં પણ શું શું નથી સમાતુ;
આશા અને નિરાશા લાખો હળેમળે છે.
આનંદ શું? વ્યથા શું? એની મને ખબર શું?
જાણું ફક્ત કે મ્હારી જિવન-દિપ હળે છે.
સજ્જન ન સારો ગણજે, દુર્જનને ના નકારો;
લાખો ગુલબી પુષ્પો ખારો મહીં પળે છે.
લાવું છું જ્યારે જગને નઝરો પરે "વલી" હું
કે કેટલાએ જિવન, ટૂકડાને ટળવળે છે.
"વલી" [કરમાડ]

## ૧૬

તડપે છે દિલ, હવે તો, મુજ ખૂન ઉકળે છે.
કૈં ઉર્મિઓ હજારો મુજ દિલમા સળવળે છે.
ગુજરી રહી છે કેવી નવ પૂછશો મને કો.
દુ:ખ, દર્દ, ગમ, સિતમ અહિ નિતનિત પળેપળે છે.
વ્યાકૂળ મૌજ થઇ ગઇ સાગર મહીં ઉઠીને,
તો એ ન કોઇ એને સાહિલ હજી મળે છે.
ફુરસત નથી નજરને, તારકને ચંદ્રિકાને,
રજકણ અને કિરણ પણ તડપે છે તળવળે છે
વિશ્વાસ પર ઝુમ પર, છે આમ્રે ખુદાનો,
એના વિના અરે દિલ! અહિં કોણ સાંભળે છે?
જૂદાજ રંગ જોયા 'અશરફ' ઝિંદગીમાં
એક આશમા મરે છે, એક આશમાં પળે છે
"અશરફ" [વહાલુ]

## ૧૭

બિન સ્વાર્થ પ્રેમ કાજે જે ખાકમાં મળે છે;
તેનાજ નામ નિશ્ચય દુનિયામાં ઝળહળે છે.
જીવન મહીં તમામ જીવનનો સાર શોધો;
મેહનત કરો તો અહીંયા દુનિયા બધી મળે છે.



આવો અહીં બતાવું દુનિયામાં એક દુનિયા;
જીવન ગરીબ કેરા જ્યાં ધૂળમાં મળે છે.

જીવનને શોધનારા જીવન મરણ મહીં છે;
દાણોજ તે ફળે જે માટી મહીં મળે છે.

"યૂસુફ" સમાજ—સેવા દિલ છોડશે ન તારૂં;
પ્રેમીની મંડળીમાં ક્યાં જઈને તું બળે છે.

"યૂસુફ" [સુરત]

૧૮

પ્રેમીના આત્માને સંતોષ ક્યાં મળે છે,
વીયોગમાં જીગર ને દિલ, બન્ને તળવળે છે.

જખ્મી બરાડા છો ને પાડાનાં જેવા મારે,
હિટલેરીઝમ જમાનામાં કોણ સાંભળે છે.

સ્વતંત્રતાના લાડુ છે હાથમાં પરંતુ
ચિંતા ઘડી ઘડી છે શંકા પળે પળે છે.

જાપાની મોઢીઆની માફક તમોને જોઈ,
ભડકી ઉડીને આશિક પુર જોશમાં બળે છે.

ધંટીને પ્રીયતમમાં છે આટલો તફાવત,
એ આશિકોના દીલને દાણાંને તે દળે છે.

ઝાલિમ એ નાઝીઓથી ઓછા નથી સિતમગર,
ભાગેલાં દિલનો ઢગલો દિલબરના પગ તળે છે.

રૂપીઆના પરચુરણથી નફરત છે મિસને 'આસી'
સંતાન માટે જર્મન જાપાન ટળવળે છે.

"આસી" [ સુરત ]

૧૯

સાચેજ દુખથી દિલની આશા બધી ફળે છે
સારૂં છું જ્યારે અશ્રુ મોતી મને મળે છે.

થાઉં નિરાશ શાને? આશા અમર છે મારી
અંધકારમાય મારો દિલ-દીપ ઝળહળે છે.

માણસ તણી કસોટી થાયે છે સંકટોમાં
સોનું થવાની પહેલાં અગ્ની મહીં બળે છે.

મુજ આત્મા તરે છે પરમાત્મામાં ડૂબી
સાગર થવાને બિંદુ સાગર મહીં ભળે છે.

જીવું છું આ જગતમાં હું જીવવાને કાજે
પણ માન છે કે મારે માથે ફરી વળે છે

વ્યાપકતા મારી વાણીની જોઈ લેજો મિત્રો
હું દિલને જે કહું છું તે જગ સાંભળે છે

જીવે છે, નૂર' તું તો આ વાત લે વિચારી
જ્યારે અમર થવાયે ત્યારે જીવન ફળે છે.

"નૂર" [સુરત]

૨૦

ટૂંકા જીવનમાં માનવ દુનીયાને શું છળે છે,
રે છળકપટ કરીને છેવટમાં ટળવળે છે.

બેકારી કેવી ડાકણ વળગી છે હિંદીઓને
છે જીંદગી તો જોશું ક્યારે જુઓ ટળે છે.

ઓ પ્રેમ આ થયું શું! આ પક્ષપાત કેવો!
ઠંડુ કલેજું તેનું દિલ મારૂં ઊકળે છે.

કુકર્મ કરતાં પહેલાં કેવો હસે છે મુરખ,
પસ્તાવો થાય અને તૌબા કરી બળે છે,

પરમેશ્વરથી માગો શ્રધ્ધાનું પાણી શીંચો
આશાના વૃક્ષ ઉપર અમૃતના ફળ ફળે છે.

"ગુમનામ"ની ગઝલ આ નીરખીને કંઇક હરખે
છે દેશશુદ્ધિ જેને તેનું જીગર બળે છે.

"ગુમનામ" [ ? ? ? ]

૨૧

ચાહું છું જેને જગમાં બસ તેજ ના મળે છે
બીજું બધું મળે પણ એનાથી શું વળે છે.

કહેતો ફરે કાં સૌને તુજ દર્દની કથાઓ,
આંસૂને લુછનારો આલમમાં ક્યાં મળે છે!

ક્યાં સાથ લઈ જવાનો રહેવાનો ક્યાં અમર તું,
ટૂંકા જીવનમાં માનવ દુનિયાને શું છળે છે.

શાને નિરાશ થઈને માનવ રૂદન કરે તું,
કંઈ કાર્ય કર જીવનમાં જીવન નવું મળે છે,

કેવી છે કાળી રજની જેની સહર દિશે ના,
ના વિરહનો છે આરો ના તું મને મળે છે.

કોયલ ન ગીત ગાતું પીપી ન કર, પપીહા,
કોઈની યાદ આવે નહક હૃદય બળે છે.

છે વ્યર્થ યાચનાઓ બેકાર તુજ રૂદન છે,
"મઝલૂમ" દિલની વાતો ઝાલિમ ક્યાં કળે છે.

"મઝલૂમ" [બિલ્લૂર]



## ૨૨

શું કોઇની કૃપાઓ મુજ પર થઇ રહી છે.
કઇ દર્દ ધીમું ધીમુ હૈયામાં સળગે છે.
મમ અવદશા કરીને, મમ અવદશા નીહાળી.
અજે રહી રહીને શા કાજ કળ કળે છે;
એની જફાને હોંશે દિલમાં ધરી રહ્યો છું.
હું જોઉં છું કે ક્યારે મારી વફા ફળે છે;
કેવા પ્રણયમાં સમ છે, દીપક પતંગ બન્ને.
એ પણ હરે બળે છે, તે પણ મરે બળે છે;
થઇને પ્રભાવશાળી ચોટે છે પ્રેમ–ચોટો!
"ઇજન" તે મારી આહો સુણતાંજ ખળભળે છે;

"ઇજન" [મદ્રાસ]

## ૨૩

સંકટને પારકાના પોતાના જે કળે છે,
એવા નરો જગતમાં જોવા એ ક્યાં મળે છે.

સંકટ સહન કરે છે એક ભૂલથી મનુષ્યો,
લાખો ઉપાય કરતા ક્યાં વિપત્તી ટળે છે.

ભેદી તિમીર પટને જગને પ્રકાશ અર્પે
ક્યારે જગતમાં એવા જ્યોતિર્ધરો મળે છે.

સંકટ નિવારવાને ઉત્સુક બનો જવાનો,
લાખો પિડિત મનુષ્યો આકાશની તળે છે.

પોતાનું કામ છોડી પોતાનું ભાન ભૂલી
"મદ્દાહ" પારકાની અગ્ની મહીં બળે છે,

"મદ્દાહ" [ ભરૂચ ]

## ૨૪

કોઈ રંક તની જો કિસ્મત જ્યારે ફરી પળે છે,
તેની દુઆને બદલે ઝાલિમ તણી ફળે છે.

કોઇ રહ્યું ના રહેશે લાખો ગયા ને આવ્યા,
એવા જીવનમાં માનવ દુન્યાને શું છળે છે?

જે ના રહ્યું કો સાથે રહેશે ના કોઇ સાથે,
તેવા જીવનને મૂરખ કાયમનું કાં કળે છે?

યુવાની તો જવાની, એ ક્યાં રહી સદાની
એતો દરેક માથે, એમજ ચઢી ઢળે છે.

માયા જગતની છોડી દિલ્બરથી બાંધ માયા
માયા કરે જે દિલથી તેની તે સાંભળે છે.

જેનાની સાથે તેવા થૈને રહો જગતમાં
લોખંડનો કાટ જલ્દી અગ્નિથી નીકળે છે.

વાવો તેવુંજ લણશો, ખોટું નથી કૈં એમાં
બાવળ ઉપર જગતમાં કેરાં કદી ફળે છે?

ઉલ્ટી વહે છે ગંગા આજે જુઓ બધેબધ
દુખ્યો છે સર્વથી જે મહેનત કરી રળે છે.

છે કોણ જગમાં એવું હરદમ ખુશી રહે જે
તારી ગમીની ઉપર "ખાકી" તું કાં બળે છે?

"ખાકી" [રાંદેર]

## ૨૫

આઝાદી તુજ કને છે, માગેથી શું વળે છે?
માંગેથી આજે બંધુ, ભિક્ષાયે ક્યાં મળે છે?

આઝાદ થઇને યૂવક, આઝાદ કર વતનને;
ભારત કહે છે તુજને, યૂવક તું સાંભળે છે?

આઝાદ થાવા માટે, કુર્બાન પ્રથમ તું થા;
કુર્બાન થાયે તેને, આઝાદી ખુદ મળે છે.

આઝાદી કાજ દુન્યા આજે લડી રહી છે.
તું શું જૂએ છે યૂવક, ભારત પણ ખળભળે છે.

સ્વતંત્ર દેશમા સૌ, આરામથી રહે પણ;
બેડીના બંધનોમાં, હિન્દીજ ટળવળે છે.

વાવે તેવું લણેછે, ભૂલી ગયો શું યૂવક?
લોખંડનો કાટ પણ તો, લોખંડથી નીકળે છે.

આજે સમય છે યૂવક, બંધન આ તોડવાનો;
આવેલી તક ગઇ તો, પાછી એ ક્યાં મળે છે?

'વહુશી' બનીને કોઇ, આઝાદી કાજે બોલે,
હસ્તોમા હાથ કડીઓ, બેડી પડે ગળે છે.

"વહુશી" [ રાંદેર ]

## ૨૬

આવીને કલ્પનામા જ્યાં પ્રેમદા મળે છે.
દીલના ઉમગ દીલમા રહીનેજ ખળભળે છે.

આફતને પ્રેમની શીદ આફત તમે ગણો છો
એ આપદાથી દિલની કંઇ આપદા ટળે છે.

બરબાદ થઇ ન જાયે મારા જીગરની દુન્યા,
માગ્યા વિનાજ સાકી સુરા અહિં મળે છે.

"લાલ" [રાંદેર]

## ૨૭

અમ આઝાદીનાં બીમાં ઈસ્લાંકમાં ઢળે છે!
સાંભળ્યું છે? આઝાદી વેચાતી કંઈ મળે છે?




બીજી ફિકર નથી કંઇ 'બેકાર' હિંદીઓને;
આઝાદી કાજ શાને થાપે ઉપર તળે છે?

° ° °

હા! કોમીવાદ—અગ્નિથી હિંદ ભડકે છે;
દિવાળી થઇ દુર્લભ હોળી બધે બળે છે!
પકવે છે રૂના ઢગલા પણ વસ્ત્ર કેરા વાખા;
હિંદી કિસાન આજે ભૂખે કાં ટળવળે છે?
બર્મા કરાર શું છે તે હિંદીઓ વિચારો!
જુવોને આખું કોળુ એ શાકમાં ગળે છે!
શું વિસ્તરે છે લીન્લીથગો કેરી કારોબારી?
કે આખલાઓ કરી એ યોજના ફળે છે!
તાલીમને બેકારી સાથે કરે છે પ્રગતિ;
ડીગ્રી મળે છતાએ નવ રોટલા રળે છે!
દેખાવ બહાર સાંપજ ઘરમાં ગયા તો બકરી.
એવાય મર્દ જગમાં નિજ મૂછ આમળે છે!
શું હિંદીઓનાં કિસ્મત આજે થયાં છે ઉંધા?
વાવે છે આમ્ર ફળને બસ આકડો ફળે છે!
સોહે ગરીબ દિલને મારે ભલેને ઠોકર;
પણ રંકના નિસાસે આકાશ ખળભળે છે!
કુકર્મથી તો જિવન ટૂંકાં થયાં છે તોયે,
ટૂંકા જિવનમાં માનવ દુનિયાને શું છળે છે?
મુજને ઝુલાવે આશા ને આમ દે દિલાસા;
અંતેય તો જગતમાં મહેનતનું ફળ મળે છે!
'બેકાર' તુજ કલમને શું શક્તિ સાંપડી છે!
સુણતાંજ તુજ ગઝલને કવિઓય ખળભળે છે!
"બેકાર" [ રાંદેર ]

૨૮

હો પ્રેમ એક નહીં તેમાં ન કંઇ વળે છે,
ઉંડાણમાં નિત્ય એવું બન્ન ઝગર બળે છે.
મુજ દિલનું ટુંકુ જીવન એક પુષ્પમાં ભળે છે,
જે ખીલવાજ પહેલા માટી માં જઇ મળે છે.

તાસીર શી બતાવું દીદારની તમારા,
ગોયા જગતની આફત પળવારમાં ટળે છે

નાહક ન ઝુલ્મ કરશો એ દિલ તો તેજ દિલ છે,
જે બાળવા પહેલાં પોતે મહી બળે છે.

તારી સભામાં આવી ઠરવા થયો હું ઠોકર,
ના વાત કો' કરે છે, ના કોઇ સાંભળે છે.
ઇન્સાન શું કરે છે ભૂલીને તે પ્રભુને!
ટૂંકા જીવનમાં માનવ દુન્યાને શું છળે છે.

દુઃખને ન દુઃખ સમજતું, હું દિલકે પ્રેમ પંથે.
જેને પતંગ દીપક, ઉપર સુખે બળે છે

શ્રિમંત શું જુએ છે? ગર છે, ફકીર પણ છે,
દેવાથી કંઇ સદકો શિરથી બલા ટળે છે?

લાખો ભિખારીઓને આપે છે દાન તેઓ,
જોઉં છું આજ મુજને તે ક્યારે શું મળે છે!
જે હોય જેવો જગમાં તેવો મળે છે તેને
તું કોઇને છળે છે, કોઇ તને છળે છે.
પળવારમાં સિતમગર શું શું મિટાવી દીધું.
"બખ્શી" હતો જે તારો તે પણ કબર તળે છે.
"બખ્શી" [ રાંદેર ]

૨૯

ટૂંકા જીવનમાં માનવ દુનિયાને શું છળે છે?
નિજ ધર્મ, કર્મ ભૂલી એળે જીવન દળે છે!
અંતરને જો ઉઘાડી કે આગ ક્યાં બળે છે!
ડાઘો પડ્યા છે એમાં ચિનગારી નીકળે છે.
ભૂલ્યા તમે તો ભૂલ્યા પણ હું ભૂલું શી રીતે,
દુઃખમાં વિયોગે તારી યાદી પળે પળે છે.
ચઢી વધ્યા છે જ્યારે મુજને મળી જતા છે;
દુનિયા મહીં મને તો એવા બધા મળે છે.
મેટ્રીક થઇને મિસ્ટર અરજી કરે બધેબધ;
"ઇન્ટરવ્યુ" ખર્ચ કરતાં, ક્યાં નોકરી મળે છે!
ઓ! મેઘ શું રિસાયો! બેહૂદ દશા તું જોને!
એનાજ બાગ ભૂખ્યાં અન્નવિણ ટળવળે છે?
કરવાનું "શાહ્દ" કરી લે હુશ્યાર થૈને જલ્દી;
મૃત્યુ ઉભું છે માથે, આવે કઇ પળે છે.
"શાહ્દ" [ગોખલી]

૩૦

પ્યારથી તમારા દિલ સેંકડો બળે છે;
વિણ મોત મારનારા તમને તે શું મળે છે!
મુશ્કિલ નથી બદલવી રફતાર આ જગતની;
આ રોજ રોજ દુનિયા સારે તરફ ઢળે છે!
પણ મુસવાના વધુ મદીથી પેની ઢોકે છે;
ટૂંકા જીવનમાં માનવ દુન્યાને શું છળે છે?
જુગનૂની જિન્દગીની એક બતાવશે છે શમ્આ;
તે ઠારવા, સમાવા, જુગનૂ રવર્ બળે છે.
આજે વસંત વરતી છે "શોકીન" ચમનોમાં;
મુજ ઉર આશ પક્ષી ઉદ્યાનમાં ફરે છે.
"શોકીન" [ જેતપુર ]

ઇસ્લામ

# અરબી વહાણવટું




'—અને પ્રુંગ્એ વહાણોને તમારા કામમા કર્યા, કે તે એની આજ્ઞાથી સમુદ્રમા ચાલે અને નદીઓને (પણ) તમારા કામમા કર્યા ''

'કુરઆને મજીદ'

( આ લેખ વર્તમાન સમયના હિન્દુસ્તાનના અજોડ ઈસ્લામી ઇતિહાસકાર મૌલાના સૈયદ સુલયમાન નદવીની કૃતિ "અરબોકી જહાઝરાની"ના થોડાક પાનાઓનો અનુવાદ છે મુસ્લિમ કૌમોમાથી માત્ર અરબોના વહાણવટા વિષે એમા ટુક ઐતિહાસિક માહિતીઓ આપવામાં આવી છે બીજી મુસ્લિમ કૌમોની આ ક્ષેત્રમા પ્રગતિ વિષે ઇતિહાસોના આધારે આપને રજુ કરવાની આશા છે ઇન્શાઅલ્લાહ )

—સાલેહ બકીલી

**નબૂવતના સમયમા અરબોની દર્યાઈ સફર**

તે ઝમાનાની વાત છે જ્યારે જાહિલીયત (અજ્ઞાનતા)ના સિયાહ વાદળો વિખેરાઈને નબૂવતના સૂર્યનો ઉદય થઈ રહ્યો હતો હજુ અરબોએ એ સૂર્યના પ્રકાશ (નૂર)ને પોતાના સીનાઓમા સ્થાન આપ્યુ ન હતુ અને અરબોના બધાય પ્રાચીન દેશી રીતરિવાજ જેવાને તેવા જ મોજુદ હતા એ ઝમાનામા જે કાઇ નઝરે પડશે તેને અરબોનુ પ્રાચીન કેરેક્ટર જ સમજવુ જોઈએ એ યુગમા અમને અરબવાસીઓ આમતેમ વહાણોમા આવતા જતા નઝરે પડે છે હબશ (એબીસિનીઆ)નો દર્યાઇ દેશ તો જાણે એમનુ બીજુ વતન જણાય છે જ્યારે મનમા આવ્યુ અરબસ્તાન આવી ગયા અને જ્યારે ઇચ્છ્યુ હબશ પહોચી ગયા બહરે અહમર (લાલ સમુદ્ર)મા રોમનોની અમર જબર હતી એક રોમન વ્યાપારી વહાણ એ સમયથી કાઇક પહેલા જિદ્દાની પાસે ભાગી ગયુ હતુ, જેના પાટીઆ કુરૈશીઓએ ખરીદીને કઅબા શરીફની છત ઉપર લગાવ્યા હતા ( સીરત ઇબ્ને હિશ્શામ કઅબાનુ વર્ણન )

મક્કામા જ્યારે મુસલમાનો ઉપર ઝુલ્મો સિતમનુ તુફાન ઉઠ્યુ, ત્યારે આ હઝરત સ અ મે મુસલમાનોને સમુદ્ર પાર હબશા જવાની રજા આપી હિ સ ૫ મા અગ્યાર મરદ અને ચાર ઔરતોનો કાફલો રવાના થયો તે જ્યારે જિદ્દા પહોચ્યો ત્યારે ત્યા બે વ્યાપારી વહાણો હબશા જવાને માટે તૈયાર હતા તેઓ એમા બેસીને હબશા પહોચી ગયા એની પાછળ પછી




મિસર અને શામમાં અમીર મુઆવિયા ગવર્નર હતા. એમણે રોમનો ઉપર દર્યાઇ હુમલો કરવા ઇચ્છયું હઝરત ઉમર (રદી૦) પાસે પરવાનગી માગી, પણ એમણે રજા આપી નહિ અને લખી મોકલ્યું: "તમને ખબર છે કે મેં એના ઉપરથી અલા'ને સઝા આપી."

જંગી વહાણવટાનો સૌથી પહેલો પ્રસંગ અરબોના ઇતિહાસમાં એજ છે; એટલે કે બહરૈનના ગવર્નર અલા' બિનુલ હદ્રમીએ બહરૈનમાં વહાણોનો બંદોબસ્ત કર્યો અને દર્યાઇ માર્ગે ઇરાનના પ્રાંત ફારસ ઉપર હુમલો કર્યો. ઇરાનીઓએ કિનારા તરફથી પણ અને આગળથી પણ એમને ઘેરી લીધા. તેઓ ઘેરાઇ ગયા છેવટે ખુરસાને માર્ગે અરબોને મદદ મળી, ત્યારે છુટકારો થયો અને ચાહેર ફત્હ થયું.

## નાઇલ અને લાલ સમુદ્રનું જોડાણ

પરંતુ બીજી તરફ શાંતિમય વહાણવટાનો યુગ પણ હઝરત ઉમર (રદી૦)ના સમયથીજ શરૂ થયો. એના માટે એક કુદરતી કારણ ઉત્પન્ન થઇ ગયું. હિ. સ ૧૮માં અરબસ્તાનમાં પ્રખ્યાત દુષ્કાળ પડયો, એને માટે હઝરત ઉમરે (રદી૦)એ મિસરથીજ અનાજ મંગાવવાની વ્યવસ્થા કરી, પરંતુ જમીન માર્ગે અનાજ મોડું પહોંચતું હતું. જેથી એવું કરવામાં આવ્યું કે નીલ (નાઇલ) નદીમાંથી ૬૯ માઇલ લાંબી એક નહેર કાઢીને નીલને લાલ સમુદ્ર સાથે મેળવી દીધી. આ કામ ૭ માસની અણથક મેહનતને અંતે પુરું થયું. પહેલેજ વર્ષે વીસ વહાણો સાઠ હઝાર અરદબ અનાજ લઇને નીલમાંથી લાલ સમુદ્રમાં દાખલ થયાં અને મદીનાની બંદરગાહ જારમાં આવીને લંગર નાખ્યા.

આ નહેર લાંબા સમય સુધી ચાલુ રહી. એનાથી મિસર અને અરબના દર્યાઇ વ્યાપારની ઘણીજ ઉન્નતિ થઇ. ખલીફા ઉમર બિન અબ્દુલ અઝીઝ ઉમવી (હિ. સ. ૧૦૦) સુધી એ કામ આપતી રહી પછી ગવર્નરોની બેપરવાઇએ ઠેરઠેરથી પુરાઈ ગઇ અને ખલીફા મન્સૂરે અબ્બાસીએ એક રાજકિય કારણે એને બંદ કરી દીધી. ફરી સાફ થઈ અને લાંબા સમય સુધી ચલુ રહી.[૮]

## સુવેઝની નહેરનો વિચાર

અમ્ર બિન આસ, જે મિસરના ગવર્નર હતા. સૌથી પ્રથમ એમને આ વિચાર આવ્યો કે લાલ સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચેની ઝમીન હટાવી દેવી જોઇએ, પરંતુ હઝરત ઉમર (રદી૦)એ એમની આ યોજનાની વિરૂદ્ધતા કરી. અબુલ ફિદા પોતાની ભૂગોળમાં ઇબ્ને સઇદ મગરિબીના હવાલાથી લખે છેઃ—

"ફરમાની પાસે ભૂમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્રમાં સિત્તેર માઇલનો ફરક રહી જાય છે. ઇબ્ને સઇદનું બ્યાન છે કે, અમ્ર બિન આસે ઇચ્છયું કે આ બન્ને વચ્ચેની ઝમીન એ સ્થળ સુધી જેનું નામ ઝન્બુલ તમસાહ છે, કાપી નાંખે પણ ઉમર બિન ખત્તાબે આ યોજનાને રદ કરી દીધી. એણે બ્યાન કર્યું કે રોમનો હાજીઓને માર્ગમાંથી ઉપાડી લઇ જતા હતા." (તકવીમુલ બલ્દાન, અબુલ ફિદાઃ પૃષ્ટ ૧૦૨) દૂર અંદેશ ઉમર (રદી૦)એ જે

૮. મુકરયઝી વ' હસનુલ મહાઝરતઃ' ઝિક્રે નહેર અમીરૂલ મૂમેનીન.




ખતરાની બ્હીકથી આ યોજનાને રદ કરી હતી આજે મ્હારા પૂર્વના કોઈ નાદાન એવા ન હશે, જે એને સમજી શકતો ન હોય

ઈરાની અખાત તરફ ઇરાનીઓના સમયમાં ઉબુલ્લહ નામે એક ઇરાની બંદર હતુ એના ઉપર હિ સ. ૧૪માં અરબોએ કબજો કર્યો એવી રીતે હઝરત ઉમર (રદી૦)નાજ સમયમા અરબોની પાસે બે મ્હોટા વ્યાપારી બંદરો થઇ ગયા એક લાલ સમુદ્રના અરબી કીનારા ઉપર જાર, અને બીજુ ઇરાની અખાતમા ઈરાકી કિનારા ઉપર ઉબુલ્લહ

જાર

એ લાલ સમુદ્રના અરબી કિનારા ઉપર ઘણુ કરીને વર્તમાન યન્બઅની પાસે વસેલુ હતુ હબશાથી જે મુસલમાનો હિ સ ૭મા પાછા આવ્યા હતા, તે એજ જારની બંદરગાહ પાસે આવીને ઉતર્યા હતા એના ઉપરથી જણાશે કે ઇસ્લામથી પહેલા પણ એ જાણીતુ હતુ એના પછી હઝરત ઉમર (રદી૦)ના સમયમા જ્યારે મિસર અને શામ જીતાયા ત્યારે એની હયસીયત વિશેષ વધી ગઇ પછી જ્યારે નાઇલ નદી અને લાલ સમુદ્રને નહેર વડે મેળવી દેવામા આવ્યા ત્યારે એણે કેન્દ્ર સ્વરૂપ પ્રાપ્ત કરી લીધુ ખાસ કરીને જ્યારે મદીના પાટનગર (પાયતખ્ત) અને એ તેનુ બંદરગાહ હતુ ચારે તરફથી સામાન સામગ્રી લદાઇને અહિ આવતી હતી હબશ, મિસર અદન, હિન્દુસ્તાન અને ચીન સુધીના વહાણો આવીને અહિ લંગર નાખતા હતા

ઇસ્લામની પ્રાથમિક સદીઓમા એની રૌનક વધતીજ રહી વિદ્યાકળાનો પણ પ્રચાર થયો મહાન મહાન વિદ્વાનો અહિ પૈદા થયા અને મ્હોટી મ્હોટી ઇમારતો અહિ બની[૯] જારની સામે સમુદ્રમા એક માઇલ લાંબો અને એક માઇલ પહોળો બેટ હતો જ્યા હોડીઓમા બેસીને જતા હતા એનુ નામ કરાફ હતુ એ ખાસ હબશાથી આવનાર વહાણોનુ બંદરગાહ હતુ અને અહિ પણ જારની પેઠે વ્યાપારીઓની વસ્તી હતી[૧૦]

ઉબુલ્લહ

એ બસરાથી સ્હેજ ઉપર દજલા નદીને કાંઠે આવેલુ હતુ ઇરાનીઓના સમયમા એ એક લશ્કરી થાણુ હતુ અને વ્યાપારી બંદરગાહ પણ હિ સ ૧૪મા અરબોએ એના ઉપર કબજો કર્યો આ બંદર ખાસ રીતે ચીન અને હિંદુસ્તાનના વહાણો માટે હતુ હઝરત ઉમર (રદી૦)ને આ બંદરગાહ જીતાવાની મુબારકબાદ આ શબ્દોમા મોકલવામા આવી

એ અમ્માન બહરૈન, ફારસ હિન્દુસ્તાન અને ચીનના વહાણોનુ બંદરગાહ છે ગનીમતના માલમા અમને અહિથી ચાંદી અને સોનુ મળ્યુ[૧૧]

અરબોની હુકૂમતના સમયમા પણ ઉબુલ્લહની ઉચી હયસીયત કાયમ રહી હિ સ ૨૫૬ સુધી બરાબર કાયમ રહી પરતુ એજ વર્ષે ઝંગીઓની લડાઇમા એ બરબાદ થઇ ગયુ[૧૨]

---

૯ મુઅજ્જિમુલ બલ્દાન યાકૂત જાર

૧૦ મુઅજ્જિમુલ બલ્દાન, યાકૂત જાર

૧૧ અલ-અખબારુત તવાલ અબૂ હનીફહ દીનૌરી (મૃત્યુ હિ સ ૨૮૯) પૃષ્ઠ ૧૩૨ લીડન

૧૨ તારીખે બસરહ અલઅઝમી.



**બસરા**

વર્તમાન સ્થળ કરના પાસે, દજલા અને ફુરાન (યુફ્રેટીસ અને તૈગ્રીસ) મળીને આગળ શત્તુલ અરબની પાસે, ઇરાની સાગરમાં પડે છે. બસરા, કરના અને શત્તુલ અરબની વચ્ચે હિ. સ. ૧૪માં હઝરત ઉમર (રદી૦)ના હુકમથી વસાવવામાં આવ્યું. એનું સ્થળ એવું હતું કે એણે ઘણી જલ્દી ઉન્નતિ કરી અને થોડાજ વખતમા ઉબુલ્લહનું દર્યાઈ હરીફ બની ગયું. ધીમે ધીમે હિન્દુસ્તાન અને ચીનના વહાણો સીધાં અહિંજ આવવા લાગ્યાં. હિ. સ. ૯૭મા જ્યારે અરબોએ સિંધ ઉપર કબજો કર્યો, ત્યારે સિંધ અને બસરા વચ્ચે અવરજવર ઘણીજ વધી ગઇ.

**ઉસ્માની યુગ**

અરબોમાં વહાણવટાનો ખરો સમય હઝરત ઉસ્માન (રદી૦)ની ખિલાફતના જમાનાથી શરૂ થાય છે. એ સમયે અમીર મુઆવિયા શામ અને મિસરમાં તથા અલા' બિન હદમી બહરેનમાં ગવર્નર હતા. અરબોના સૌથી પહેલા અમીરુલ બહર (એડમિરલ) અબ્દુલ્લાહ બિન કૈસ હારસી છે, જેઓએ રોમનોના મુકાબલામાં પચાસ દર્યાઇ હુમલા કર્યા. એ હુમલાઓની શરૂઆત હિ. સ. ૨૮થી થાય છે. રોમનો ઉપર એમની ધાક બેસી ગઇ. છેવટે એક દર્યાઇ હુમલામાં જ્યારે તેઓ એકલા એક ન્હાની નૌકામાં લશ્કરથી અલગ ભૂમધ્ય સમુદ્રમાં જઇ રહ્યા હતા. રોમનોએ એમને ઓળખી લીધા અને શહીદ કરી નાખ્યા.

હિ સ. ૨૮માં કિબરસ (સાઇપ્રસ) ઉપર અરબોએ હુમલો કર્યો. શામી દર્યાઇ લશ્કરના અમીર મુઆવિયા અને મિસરી સાગર સેનાના અબ્દુલ્લાહ બિન સઅદ બિન અબી સરહ અમીર હતા[13]. ધીમે ધીમે એ પછી અરબોએ ભૂમધ્ય સમુદ્રના અનેક ટાપુઓ ઉપર કબજો કરી લીધો.

આ તરફ ઇરાની અખાત અને હિન્દી મહાસાગરમાં પણ અરબોના દર્યાઇ હુમલા એજ સમયથી શરૂ થયા. અલા' બિન હદમી પછી, હઝરત ઉમર (રદી૦)એ ઉસ્માન બિન અબીલઆસ શકફીને અમ્માન અને બહરૈનના ગવર્નર મુકર્રર કર્યા. ઉસ્માને પોતાના તરફથી પોતાના ભાઇ હિકમ બિન અબીલઆસને બહરૈનના નાયબ નિમ્યા. બહરૈન તે સ્થળ હતું જ્યાંથી પૂર્વ દેશોના વ્યાપારી વહાણો આવતાં જતાં પસાર થતાં હતાં. એના ઉપરથી એમને બહરીએજી (નૌકા સેના)ની તૈયારીનો વિચાર ઉત્પન્ન થયો- હિકમે એક નૌકા સૈન્ય હિન્દુસ્તાન તરફ રવાના કર્યું. એ વખતે મુંબઇનું અસ્તિત્વ ન હતું. થાણા હતું. હિકમના બળાએ એના ઉપર હુમલો કર્યો અને બીજો હુમલો ભરૂચ ઉપર કર્યો અને પોતાના ભાઇ મુગૈરહ બિન અબીલઆસને સિંધના બંદર દબયલ (દેબલ) ઉપર હુમલો કરવાને માટે વહાણો આપીને મોકલ્યો. આ બનાવો ઉપરથી જણાય છે, કે અરબ વહાણવટીઓને એ શેહરોની દિશાઓ એ સમયે માલૂમ હતી અથવા તો એમાં એમણે ઇરાની ખલાસીઓ અને વહાણવટીઓથી કામ લીધું.[14]

---

13 આ બનાવો માટે જુઓ, 'તિબરી' (હિ. સ '૨૮)

14 ફુતૂહુલ બલ્દાન: બલાઝરી, પૃષ્ઠ ૪૩૧-૪૩૨ સિંધના વિજયનું પ્રકરણ.' મુઅજિમુલ બલદાન: યાકૂત. બહરૈન વિષેનો બાબ.

આ હુમલાની તારીખોમાં કંઈક મતભેદ છે.




એક અજબ સજોગ છે કે હિન્દુસ્તાન ઉપરના હુમનાની શરૂઆત જેવી રીતે એક શકફી નવયુવાનના હાથોએ થઇ, એવી રીતે એની પૂર્ણતા પણ એક શકફી નવયુવાન મુહમ્મદ બિન કાસિમને હાથે થઇ હિ સ. ૯૨મા એણે સિંધ સપૂર્ણ પણે જીતી લીધુ

**ઉમવી યુગ**

ખિનાફતે રાશિદહ પછી બનૂ ઉમય્યહ એ જ્યારે દમિશ્કને પોતાની રાજ્યધાની બનાવી ત્યારે બીજા સ નનના અવયવોનીપેઠે વહાણવટા પ્રત્યે પણ ધ્યન આપવામા આવ્યુ. વિશેષ ધ્યાન ખેચવાને એક કારણ પણ બન્યુ હિ સ ૪૯મા રોમનોએ શામના કિનારાઓ પર હુમલો કર્યો. અમીર મુઆવિયાએ રોમનોને વારવા યોગ્ય તદબીરો કરી હમણા સુધી અરબોના જહાઝો (વહાણો) બનાવવાના કારખાના માત્ર મિસરમાંજ હતા હવે ઝરૂરત જણાઇ કે શામમા પણ સ્થાપવામા આવે એન્જીનીઅરો અને કારીગરો મુકર્રર થયા. અને સિરિયાના કિનારા ઉપર વહાણો બાંધવાની ગોઠવણ થઇ અને એનુ કેન્દ્ર અક્કા શહેરને ઠેરવવામા આવ્યુ. (બલાઝરી પૃષ્ઠ ૧૧૭-૧૧૮) એ પછી અમીર મુઆવિયાએ રોમનોના દર્યાઇ હુમલાઓને પરાજીત કરવાને માટે સપૂર્ણ તૈયારી કરી, મદદ આગળ વધીને ભૂમધ્ય સમુદ્રના ટાપુઓ ઉપર કબઝો જમાવીને નાકાબંદી કરી એટલે સુધી કે ઇટલીના કિનારાના પ્રાંત સિસિલી ઉપર પણ હુમલો કર્યો જનાદહ બિન અબી ઉમય્યહ અઝદી (મૃત્યુ, હિ સ ૮૦) એ અમીર મુઆવિયાના હુકમથી હિ સ ૫૨મા રોહસ ઉપર કબઝો કર્યો અને ત્યા અરબોની દર્યાઇ નવી વસાહત વસાવી હિ સ. ૫૮મા જનાદહ એ કોન્સટન્ટીનોપલની પાસે અરવાદ નામે ટાપુ જીતી લીધો અને પછી ક્રેટ ઉપર હુમલો કર્યો (બલાઝરી પૃષ્ઠ, ૨૩૬-બાબ ફતુહ જઝાઇર)

અબ્દુલમલિક બિન મરવાને ટ્યુનિસમા વહાણો બનાવવાનુ ઘણુ મ્હોટુ કારખાનુ કાયમ કર્યુ (મુકદ્દમહ ઇબ્ને ખલ્દૂન પૃષ્ઠ ૨૧૦)

એજ અબ્દુલ મલિકના ઝમાનામા હિ સ ૭૫મા હજ્જાજ બિન યૂસુફ શકફી (મૃત્યુ, હિ સ ૯૫) પૂર્વ પ્રાંતોનો વાઇસરોય નિમાયો અર્થાત ઇરાકથી તુર્કસ્તાન અને સિંધ સુધી એની વ્યવસ્થા હતી અને એનુ દારૂલ અમારત કુફા હતુ એની અમલદારી ચાળીસ વર્ષ રહી, એ દરમ્યાન અરબોના વ્યાપારી વહાણવટે એ પૂર્વ સમુદ્રોમા ઘણી પ્રગતિ કરી અરબોના વહાણો સિહલદ્વીપ (સિલોન) સુધી આવતા જતા હતા એજ વહાણોને હિન્દુસ્તાનના કિનારા દર્યાઇ ડાકૂ (ચાંચીઆ)ઓએ લુટી લીધા હતા જેનો બદલો વાળવાનેજ એણે સિંધ ઉપર તરી અને ખુશ્કી બન્ને માર્ગે હુમલા કર્યા અને સિંધ જીતી લીધુ (બલાઝરી ફતહે સિંધ પૃષ્ઠ ૩૪-૩૫)

હજ્જાજથી પહેલા ઇરાની અખાત અને સિંધી સાગરમા જે વહાણો ફરતા હતા, તેના પાટીઆ દોરી વડે જોડી દેવામા આવતા હતા અને ભૂમધ્ય સમુદ્રના વહાણોમા લોખડના ખીલાઓ વડે જડવામા આવતા હતા હજ્જાજે આ પાછની વહાણો બનાવવાની રીતનેજ પ્રસારી, તેમજ તેલને બદલે પાટીઆઓ ઉપર તારકોલ (ડામર) ચોપડાવ્યુ અને અણીદાર નૌકાઓને બદલે સપાટ નૌકાઓનો રિવાજ



ચાલુ કર્યો. (અલ અઅલાકુલ નંફીસહ, ઇબ્ને ગિસ્તહ : પૃષ્ઠ ૧૯૫-૧૯૬)

અક્કામાં વહાણો બનાવવાનું કારખાનું અબ્દુલ મલિકના સમય સુધી કાયમ રહ્યું. હિશ્શામે કોઇ કારણે આ કારખાનાને અક્કાથી સૂરમાં પરિવર્તન કર્યું. વાકદીનું બયાન છે કે અમીર મુઆવિયાથી લઇને યઝીદ સુધી એ જહાજો અક્કામાં રહ્યાં, જયારે બનૂ મરવાન સત્તા ઉપર આવ્યા ત્યારે એને સૂરમાં લઇ આવ્યા અને ત્યાં અબ્બાસી હુકૂમતના સમયમા મુતવક્કિલ (હિ. સ. ૨૪૭) સુધી રહ્યાં. (ફુતૂહુલ બલદાનઃ બલાઝરી, પૃષ્ઠ, ૧૧૭-૧૮)

## હિન્દુસ્તાન ઉપર દર્યાઇ હુમલો

સામાન્ય પણે પ્રખ્યાત છે કે હિન્દુસ્તાન ઉપર ઇતિહાસના આરંભથી યૂરપી યુગ સુધી હમેશાં બહારની કૌમોએ હુમલા કર્યા છે, પરંતુ યૂરપવાસીઓ સિવાય કોઇએ પણ સમુદ્ર માર્ગે હુમલા કર્યા નથી, પણ એ ખરૂં નથી. અરબવાસીઓએ હિન્દુસ્તાન ઉપર જે હુમલા કર્યા તે ખુશ્કી અને તરી બન્ને માર્ગે હતા. હઝરત ઉસ્માન (રદી)ના સમયમા થાણા, ભરૂચ અને દેબલ ઉપર હુમલા થયા તે સમુદ્ર માર્ગેજ હતા. પછી હિ સ ૯૨માં મુહમ્મદ બિન કાસિમ શકફીની સૂચના મુજબ જે હુમલો કર્યો, તેમાં જોકે તે અને તેનાં લશ્કરનો એક ભાગ શીરાઝને માર્ગે મકરાન થઇને સિંધ ઉપર હુમલો લાવ્યા પરંતુ એનો બીજો ભાગ તમામ સરસામાન અને યુધ્ધ સામગ્રી સાથે સમુદ્ર માર્ગે આવ્યો અને સિંધના બંદર દેબલ ઉપર કબ્જો કરીને આગળ વધ્યો.[15]

અને પછી મદદ પણ એજ દર્યાઇ માર્ગે આવતી રહી. એ પછી હિ. સ ૧૦૭ માં જુનૈદ બિન અબ્દુર્રહમાન "મર્રી," જ્યારે સિંધનો ગવર્નર નિમાઇને આવ્યો ત્યારે એનાથી અને રાજા જયસિંહ વચ્ચે દર્યાઇ યુધ્ધ થયું. એના લશ્કરે મંડલ, ભરૂચ વ૦ ઉપર કબ્જો કર્યો. લશ્કરના બીજા ભાગે હબીબ બિન મર્રાહના સેનાપત્ય હેઠળ માલવા ઉપર હુમલો કરીને ઉજ્જૈન ઉપર કબ્જો કરી લીધો અને ધાવું કરીને એણે ગુજરાત ઉપર પણ કબ્જો કર્યો. કેમકે બલાઝરીમાં છે. "અને જુનૈદે બલયમાન તથા ગુજરાતને જીતી લીધાં." બની ઉમય્યહના સમયમાં ઇરાકમાં વહાણવટા તેમજ ખેતીવાડીને માટે પુષ્કળ નહેરો બનાવવામા આવી હતી આજે કોઇને 'અરતખરી'ના આ બયાનનું યકીન પણ ન આવશે કે, બિલાલ બિન અબી બરદહના વખતમાં એક લાખ વીસ હઝાર નહેરો એવી હતી, જેમાં ન્હાની નૌકાઓ ફરેતી હતી. (જુઓ પૃષ્ઠ, ૮૦)

આ બની ઉમય્યહની ઝિન્દગીના છેલ્લા કારનામા હતા. એમના ઝવાલ અને પડતી પછી, હિ સ. ૧૩૩માં અરબોની સત્તાનું સુકાન બનૂ અબ્બાસના હાથમાં આવ્યું અને શામને બદલે ઇરાકમા રાજ્યધાની આવી. જેનાથી ભૂમધ્ય સમુદ્રને બદલે ઇરાની અખાત, અરબી સમુદ્ર અને હિન્દી મહાસાગરને સમીપતા સાંપડી.

## અબ્બાસી યુગ

બનૂ અબ્બાસની સત્તાની સંપૂર્ણતા મન્સૂરના સમયમાં થઇ. દજલા, ફુરાત અને ઇરાની અખાતની સમીપતાને કારણે પૂર્વના દર્યાઇ વ્યાપાર અને અવરજવરને ઘણીજ ઉન્નતિ થઇ.

---

15. બલાઝરી : પૃષ્ઠ-૪૩૬.




હિ સ ૧૫૨મા મન્સૂરે દજલાના કાંઠા ઉપર બગદાદ વસાવ્યુ આ શહેરનો રેક મહાન૫ અને પ્રાસા એક નહેર બની ગયા રાજ્યધાની માટે આ સ્થળની પસંદગી પણ એટલાજ માટે થઇ હતી કે દજલા અને ફુરાતને માર્ગે દુન્યાના દરેક ભાગોમાથી દર્યાઇ અવર જવર અને વ્યાપાર થઇ શકતો હતો ઇબ્ને વાઝેહ યઅકૂબી (હિ સ ૨૭૭) જે બબ્બ અબ્બાસની ઉન્નતિ-યુગનો પુરાણો ઇતિહાસકાર છે તે લખે છે-

'મન્સૂરે આ સ્થળને એટલા માટે પસંદ કર્યું કે એ દજલા અને ફુરાત વચ્ચે જાણે એક ટાપુ રૂપે છે એની પૂર્વે દજલા અને એની પશ્ચિમે ફુરાત આખી દુન્યાના ઘાટ છે વાસત બસરા ઉબ્બુલહ, અહવાઝ ફારસ, અમ્માન યમામહ, બહરૈન અને એની આજુ-બાજુથી જે કંઇ આવશે તે જલાને માર્ગેજ આવશે અને અહિઆજ તે જહાજો લંગર નાખશે એરીજ રીતે ઉપર મૂસલ, દયાર રબીઅહ, આઝર બૈજાન અને આરમીનીઆથી જે વહાણો આવશે, તે દજલામા થઇને ચાલ્યા આવશે અને દયાર મઝર રક્કા શામ, શામી બંદરગાહો મિસર અને ઉત્તર આફ્રિકાથી ફુરાતમા થઇને જહાજો અહિં આવશે" (કિતાબુલ બગદાન યઅકૂબી પૃષ્ઠ ૮)

આ શહેરની રૌનકનુ આ દર્યાઇ વ્યાપારી કારણ એટલુ બધુ નજર સામે હતુ કે સૌદાગરો માટે જે મુહલ્લો બંધાયો હતો તેમા ફુરાત નદીમાથી એક નહેર કાઢીને લાવવામા આવી હતી કે સામાનોથી ભરેલા વહાણો સમુદ્રમાથી ફુરાત સરિતામા અને ફુરાતમાથી નહર કરખામા અને એમાથી બનાવેલી નહેર વડે શહેરમા અને શહેરમાથી તે મુહલ્લામા પહોચી જાય અને ત્યા પહોચીને સામાન ઉતારવામા આવે એ સિવાય બીજી નહેરો ખાસ એજ કામને માટે બનાવવામા આવી હતી જેમકે નહેરે ઇસા જે ફુરાતમાથી કાઢવામા આવી હતી આ એક મોટી નહેર હતી જેમા મ્હોટા મ્હોટા જહાજો રક્કાથી લોટ અને દરેક પ્રકારનો વ્યાપારી માલ લઇને શામ અને મિસરથી આવતા હતા અને ભરાયલા લદાયના એમાથી પસાર થતા હતા એનેજ કાંઠે સૌદા-ગરોના ગોદામો બનેલા હતા એનુ પાણી દરેક વખતે વહેતુ રહેતુ હતું કે કોઇ પણ વખતે વહાણોની અવર જવર બંધ પડે નહિ (કિતાબુલ બગદાન યઅકૂબી પૃષ્ઠ ૨૩૮ ૨૪૧, ૨૫૦)

બગદાદ પછી સરસર મુકામે એક નહેર સરસર હતી, જેમા નૌકાઓ ચાલતી હતી (અસ્તખરી પૃષ્ઠ ૮૫) ઇસા નહેરથી નૌકાઓ ફુરાતમાથી નીકળીને દજલામા આવતી હતી (અસ્તખરી પૃષ્ઠ ૮૫) અબ્બાસીઓના સમયમા નજરે પડે છે કે અરબોમા વ્યાપારી ઉત્સાહ અને શોખ પહેલાથી વિશેષ વધી ગયો હતો એનું કારણ એ જણાય છે કે અરબોને બનૂ ઉમય્યહની રાજ્યસત્તામા જે કિશ્વરી (સિવિલ) અને લશ્કરી (સૈનિક) મરતબા પ્રાપ્ત હતા તે બનૂ અબ્બાસના સમયમા એમની પાસેથી છુટવાતા ગયા પહેલા મુલ્કી ઓહદાઓ ઉપર હિ સ ૧૩૩થી ઇરાનીઓએ કબજો જમાવ્યો અને અરબો પાસે માત્ર લશ્કરી સેવાજ રહી ગઇ પાછળથી મુઅતસિમના સમયમા હિ સ ૨૧૮ પછી લશ્કરી પદ્ધીઓ પણ તુર્કોમા પરિવર્તન પામી જેથી વ્યાપાર સિવાય દૌલત મેળવવાનો આબરૂભર્યો માર્ગ એમને માટે કોઇ રહ્યો નહિ છતા આ સમયમા પણ એમણે કંઇને કંઇ દર્યાઇ વિજયો મેળવ્યા છે




બનૂ ઉમય્યાહના ઉત્તરાધિકારીની હૈસીયતે સિંધ ઉપર એમણે કબજો કર્યો. સિંધ અને બસરા વચ્ચે પડેલાં પેડેજ દર્યાઇ અવરજવર ચાલુ રહી હિ. સ. ૧૫૯ ખલીફા મેહદી અબ્બાસીના સમયમાં અરબોએ ગુજરાતના કિનારાઓ ઉપર દર્યાઇ હુમલા કર્યા. એના અફસર અબ્દુલ મલિક બિન શહાબ મસમઇ હતા. હિ સ. ૧૬૦માં આ લશ્કર ગુજરાતના કિનારાના શહેર બારબુદ સુધી પહોંચી ગયું આ બારબુદ ખરી રીતે ભાડભૂત છે જે હાલમા પણ ખડિએરરૂપે ભરૂચની પાસે મૌજૂદ છે. (ઇબ્ને અસીર અને ઇબ્ને ખલ્દૂન: ભાગ ત્રીજો, પૃષ્ઠ ૨૦૮)

બગદાદના ખલીફાનો સંબંધ એના સો વર્ષ પછી પણ સિંધ સાથે રહ્યો. પરંતુ કોઇ નવીન દર્યાઈ વિજય તેમણે પ્રાપ્ત કર્યો નહિ. ધીમે ધીમે અરબો એ પ્રદેશોમાં માત્ર દર્યાઇ વ્યાપારીઓ તરીકેજ રહી ગયા. ઇરાક અને અરબસ્તાનના બંદરોથી એમના વહાણો ઇરાની અખાત, હિન્દી મહાસાગર, ચીની મહાસાગર અને હબશાના સાગરમાં આવતાં જતા હતાં. (અપૂર્ણ)

હુબ્બે મુંદર હેઝ

## ( માસીક સાફ લાવવાની ગોળી )

સ્ત્રીઓના અટકાવ સાફ ના આવવાથી ઘણીજ બીમારીઓમા સ્ત્રીઓ જેવી કે હીસ્ટીરીયા ગર્ભસ્થાનમાં દુખાવો થાય છે. પેડનું સેડનું દુઃખ તેમજ શરીરનું ફુલવું, શરીરે જાડા થવુ, ચરબી થવી, આખા શરીરનુ દુખવું, કમરનું દુખવુ. લોહીના બગાડો થવા, હીસ્ટીરીયા જેવી બીમારી થવી. પાણીનું ( ધાતુનું જવું ) માથું દુખ્યા કરવું, ચક્કર આવવા વીગેરે બદહજમી થવી, આ ગોળીઓ અટકાવ આવવાના ચાર ૭ દીવસ આગળ લેવાથી અટકાવ સાફ લાવવામા અકસીર સાબીત થઇ છે અને સ્ત્રીઓના દરેક ગુપ્ત દરદોને પુરેપુરો આરામ આપે છે

**કીંમત : ૩૨ ગોળીની ડબ્બીનો એક રૂપીઓ**

## ઝુલ્ફે સનમ હેર ઓઇલ

આ તેલ માથામાં લગાડવાથી મગજને થંડક આપી વાળને વધારવામાં તેમજ સફેદ થતાં વાળને અટકાવવામાં તેમજ લાબો વખત લગાડવાથી વાળને કાળા કરે છે. ઉંઘ ઘણીજ સારી લાવી ખરતા વાળને અટકાવે છે અને ઘણાંજ લાંબા કરવામાં અકસીર સાબીત થયું છે. કીમત બોટલના ૧૨ આના

## ઇશરત પીલ્સ

ઇશરત પીલ્સ ગોળીઓ દીલ (હાર્ટ) મગજ, લીવર, હોજરી (સ્ટમક) તેમજ તમામ શરીરની શકતીનો વધારો કરી, ભુખ લગાડી, લોહી વધારી શરીરને ચુસ્ત ચાલાક બનાવી ચહેરા પર રોનક લાવી તેજસ્વી બનાવવામા અકસીર છે. તેમજ ગમે તેવા કારણથી ધાતુ પાતળી થઇ અશકિત વધીને નામરદાઇ આવી ગઇ હોય તેને ધાતુ પુષ્ટ કરી જુવાનને નવજુવાન અને ઘરડાને જુવાન બનાવવામા અકસીર સાબીત થઇ છે, ફકત એકજ શીશી વાપરી ખાત્રી કરો. અમારી સુનાની ફાર્મસીમા આશરે ૪૭ વરસની અનુભવીક દવા છે. નાસીપાસ થઇ ગયેલા દર્દીઓને આરામ થયો છે કીંમત ૪૦ ગોળીની શીશીનો રૂ ૧-૮-૦

## ઇકસીરે પાયોરીઆ સુનુન મુકવીએ દનદાં

આ મંજન દાંતને લગાડવાથી દાતમા થતુ પરૂ અને લોહીનુ નીકળવું, મોઢાની ખરાબ વાસ, મેલને દુર કરીને દાતના દુખાવાને તથા હાલવાને દુર કરવામા અકસીર સાબીત થયું છે. કીમત શીશી એકનો રૂપીઓ ૧.

## સુફુફ ઇકસીરુલ હાઝીમ

આ ચુરણ ખાસ બદહજમી માટે અકસીર છે ગમે તેવો પેટનો દુખાવો ફુલાવો હોય, હજમ થતું ન હોય, ભુખ ન લાગતી હોય, ખાટી ઓડકાર આવતી હોય, કબજીયાત હોય, પવન ન છુટતો હોય, તેને ફાયદો કરી ભુખ લગાડી, હજમ કરી ઝાડો સાફ લાવવામાં અકસીર છે. કીંમત બાટલીનો રૂપીઓ ૧)

હિન્દ બહારના ઓર્ડરો પુરતી સભાળથી મોકલવામા આવે છે. બહારગામ એજન્ટોની જરૂર છે, પત્ર વહેવાર નીચેના સરનામે કરો

વિગત માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો. વી. પી. ઉપર ધ્યાન અપાય છે. દરેક બીમારીનો ઇલાજ પત્ર વહેવારથી કરવામાં આવે છે, જવાબ માટે ટીકીટ બીડવી.

| મળવાનું ઠેકાણું:— | આફ્રીકાના સોલ એજન્ટ:— |
|---|---|
| **મેનેજર સુનાની ફાર્મસી (રજીસ્ટર)** | **સુનીચન પ્રીન્ટીંગ વર્કસ** |
| ખાંડ બજાર—સુરત | ૯૧, વિક્ટોરીયા સ્ટ્રીટ—ડરબન નાતાલ |

# શાંતિની શોધમાં !



● ● ● ફીરોઝ એ. સરકાર ● ● ●

પીઠી ચોળેલા વરરાજાની માફક સૂર્ય પશ્ચિમમાં શોભી રહ્યો હતો રંગીન કપડાં પહેરીને વાદળાંઓ પણ લગ્નની ધૂમધામમાં પડ્યાં હોય એમ આમથી તેમ દોડી રહ્યાં હતાં.

'સંધ્યા' સાથે 'સૂર્ય'નાં લગ્ન થઇ ગયાં. પ્રિય, પ્રિયાને લઇને મધુરજનીની મોજ કરવા દૂર–દૂરના દેશમા ચાલ્યો ગયો

વાદળાંઓએ પોતાનો રંગીન પોશાક ઊતારી નાંખ્યો. લગ્નના થાકને લીધે કહો, યા વરરાજાના ચાલ્યા જવાને લીધે કહો, ગમે તેમ પણ વાદળાંઓ ઠંડા પડી ગયાં હતાં; નિસ્તેજ થઇ ગયાં હતાં. નતો તેમના મો પર દોડધામનો ઉત્સાહ હતો કે આનંદ !

તેઓ પણ ધીરે, ધીરે, થાકેલા પગે ચાલી નીકળ્યા–દૂર...દૂ...ર !

નિરભ્ર આકાશમાં બે તારાઓ, પશ્ચિમના વિયોગના આંસુની માફક ચમકી રહ્યા !

દિવસના થાકથી ન થાકેલી દુનિયા રાતે પણ એજ 'હોહાને શૌરબકોર'માં મશગૂલ હતી !

ઓ રાત ! તું પણ અજબ છે !

તારૂં સ્થાન અનોખું છે !

રાત ! ચંદ્રની મૃદુ ચાંદનીમાં તને સરોવરને તીરે જોવી !

ઓ ! એજ રાત ! તને અનંત શાંતિમાં સુતેલા કબ્રસ્તાનમાં નિહાળવી !

અરેરે ! રાત ! રાત ! ને...ને ..તને કોઇ પતિતાલયમાં યૌવનનો ઢાગ કરી ખુલ્લી પડેલી જોવી !

રાત ! તને ક્યાં ક્યાં જોવી ?

તારૂં સુંદરમાં સુંદર સ્થાન ક્યાં !

સાગર પર જ્યારે ચંદ્ર રજની વરસાવતો હોય, મોજાઓ આનંદથી નાચી રહ્યાં હોય, મીઠું મીઠું ગાઇ રહ્યાં હોય, પવનની ઠંડી ઠંડી લહેરો આવી રહી હોય, ત્યાં ?

ના ! ગરીબની ઝૂંપડીમાં !

'રાત ! તું ભયંકર, વિકાળને ક્રૂર ક્યાં ?

કબ્રસ્તાનમાં ? સ્મશાનમાં ?

ના ! બંનેમાંથી એકે જગ્યાએ નહીં !

ત્યાં તો હજી હું સુંદર છું !

સારી છું !

સૌંદર્ય બજારમાં ! !

શહેરના બીજા લત્તાઓ કરતાં આ લત્તાની રૌનક, એની શાન, એનો દેખાવ કંઇ ઓરજ હતો બધા લત્તા કરતાં સુંદર લાગતો આ લત્તો બધાં કરતાં વધુ ભયંકર હતો !

દરેક ઘરમાં વીજળીની ઝળહળતી બત્તીઓ પ્રકાશ આપી રહી હતી; કેટલાક ઘરની બારીઓ ફૂલોથી ગુંથેલી હતી; કેટલાકની મોતીઓ–બનાવટી મોતીઓથી !

એક ઘરમાંથી, ગ્રામોફોનની રેકાર્ડમાંથી કોઇનો સુરીલો અવાજ આવી રહ્યો હતો;

'દીવાના બનાના હેતો દીવાના બનાદે !

વરના કહીં તકદીર તમાશા ન બનાદે !'

અને ખરેખર ! એ ઘરમાં જાણે બધાજ દીવાના ન હોય તેમ ત્યાં અર્થશૂન્ય શોરબકોર થઇ રહ્યો હતો !

બીજા ઘરમાંથી, રેડીઓમાંથી વારંવાર, રહી રહીને થતાં અવાજ પરથી તે રેડીઓજ હોય એમ લાગતું હતું.–કોઇ પોતાના હલકની મીઠાશ 'તેના' સાંભળનારાઓને–તેના દીવાનાઓને પાઇ રહ્યું હતું:




'હું, ને મારા નહીં આશિકો, મગર ચેહનો બતા,
નામ લેતા હે મેરી જાન, ઝમાના તેરા!
સિફતે હુસ્ન કરે કોઈ કિસી પરદેમે;
બસ ઉડતા હે મેરી જાન ફસાના તેરા!'

ને વળી કોઈ રંગીના ઘરમાંથી ગ્રામોફોન ને રેડીઓ સાથે હરીફાઈ ન કરતી હોય તેમ કોઈ યૌવનના રસમાં-ચકચૂર થયેલી-ચકચૂર થયેલી હોવાનો ઢોંગ કરતી યુવતી-કુદરતી નહીં, છતાં અકુદરતી રીતે બનેલીનો અવાજ આવી રહ્યો હતો.

'રહેગા ઈશ્ક તેરા ખાક મે, મિલાકે મુઝે
કે ઈબ્તેદા મે હુએ રંજ ઈન્તેહાકે મુઝે'
બગૈર મૌત કે કિસ તરહ કોઈ મરતા હે
યકીં ન આએ તો ચેહ દેખ જાએ આકે મુઝે!
બલાએ ઇશ્ક તો, દુશ્મનકો ભી નસીબ ન હો
મેરા રકીબ ભી રોતા ગલે લગા કે મુઝે!
સિતમ તો યે હે કે ફિર ઇસ ખુશીકી હદ નહીં
તુમ અપને દિલમે હો ખુશ કિસ કદર સતાકે મુઝે!

હારમોનિયમના અવાજ સાથે એકતાલ થઈને આવી રહેલો અવાજ વાતાવરણને અજબ બનાવી રહ્યો હતો. અવાજમાં ઇશ્ક હતો; મીઠાશ નહોતી! અવાજમાં બીજાને બેવકૂફ બનાવવાનો ખ્યાલ હતો; ખુશ કરવાનો સાદ બહુજ ઓછો!

ચારે તરફથી સંભળાતા ઈશ્કના ગાયનોએ તે જગ્યાને ઇશ્કથી રંગી દીધી હતી. આ આખો લતોજ ઇશ્કનો લત્તો બની ગયો હતો. એ વાતાવરણને વધારે ઇશ્કી બનાવવા માટે કેટલાક ઘરની બારીઓમાં યૌવનનો વેશ સજી સ્ત્રીઓ ઉભી હતી. મહામહેનતે તેઓએ પોતાના મુખ પર કૃતિમ હાસ્ય પેદા કર્યું હતું. તણખા જેવી આંખોને અંગારા જેવા હોઠો સહિત તેઓ પોતાના શિકારની વાટ જોતી ઉભી હતી.

કેટલીક શિકારણ તો એથી પણ વધુ ચાલાક-વધુ હુશિયાર હતી પોતાના શિકારને બેવકૂફ, દીવાનો, આંધળો બનાવવા પોતાના શરીરને લગભગ નગ્નજ રાખ્યું હતું! ને પોતાના વક્ષઃ સ્થળને છુપાવવા જે એકાદ વસ્ત્ર પહેર્યું હતું તે પણ ન પહેરવા બરાબરજ હતું!

રે! સ્ત્રી! તારા નામ સાથે આ શી મશ્કરી?

રસિક વાતાવરણમાં-રસિક લાગતા વાતાવરણમાં એક અરસિક લાગતો માનવી દૂરથી ચાલ્યો આવતો હતો મોં પરથી તો તે જવાન લાગતો હતો, છતાં મોં પર જવાની નહોતી! તેના શરીરમાંથી યૌવનનો રસ કોઈએ ચુસી લીધો હતો. છતાં તે રસનાં બે છાંટા જેવી, તેની બે આંખો તેની જવાનીની રહી સહી બે નિશાનીઓ હતી! અગાઉ વૃદ્ધ થએલો તે જવાન હતો!

આ તરફ અવના મનવીઓના પગની માફક તેના પગો ઉપડતા નહોતા. તેની આંખો ઉપર નીચે, આજુબાજુ નહોતી ફરતી. તે તો ફક્ત નીચે-જમીન તરફ જોઈનેજ ચાલ્યો આવતો હતો અહિં આવવા માટે નહીં, પણ અહીં-ભૂલથી અવી ચાલ્યા જવા માટેજ તે અહીં આવ્યો ન હોય તેવી તેની ચાલ હતી.

ધીમી! નિરસ! ઉદાસી!

"સ...ત! સ. ત!"

યુવાને ઉપર જોયું. તેનાથી અચાનકજ જોવાઇ ગયું. બારીમાં ૧૮-૨૦ વરસની દેહ વેચતી સ્ત્રી ઉભી હતી. યુવતી કરતાં તેને પ્રૌઢાજ કહેવાનું વધારે મન થાય!

બંનેની આંખો મળી. જેમ આકાશમાં બે વાદળાંઓ અથડાઈને વીજળી ચમકે તેમ




તે સ્રીની આંખોમાં વીજળીનો ચમકારો આવી ગયો. એ ચમકારાએ પેલા યુવકના જિગર પર પણ થોડીક અસર કરીજ. પેલીએ ડોક વડે તેને ઉપર આવવાનું મીઠું આમંત્રણ આપ્યું!

યુવક અટકી ગયો!

સ્રી હસી! ઇશ્ક જગાવે એવું!

યુવકની નજર તેના આરપાર દેખાતા વસ્રો પર પડી, તેના શરીરમાં એક ઝણઝણાટી પ્રસરી ગઇ.

સ્રી ફરી હસી! મી...ઠું લાગે એવુ!

યુવકે આગળ વધવાનો પ્રયત્ન કર્યો. પણ તેના તે હાસ્યે તેને ત્યાંજ રોકી લીધો.

હાથના ઇશારાથી તેને ઉપર બોલાવતી, આંખો નચાવતી તે બોલી,

"આઓ! આઓ! દિલબર!"

તે થોડીક અંદર ખસી, ને પેલા યુવકની તરફ જોઇને તેને હાથ વડે ચુંબન કર્યું!

યુવક તે ઘરનો ઓટલો ચઢ્યો!

તેના શરૂ થએલા પતનથી આકાશનું હૈયું ભરાઇ આવ્યું ને તે કાળી રાતમાં તેના નિર્મળ આંસૂ જેવા બે તારાએ ખરી પડ્યાં!

વેશ્યા તેને નીચે લેવા આવી. તેનો હાથ પકડી તે તેને ઉપર લઇ ગઈ. પલંગ પર બેસાડી તે તેની પાસે લપાઇને બેસી ગઇ!

એના ઓરડામાં ચારે તરફ ઇશ્ક ચીતરાએલો હતો. ખૂણે ખૂણો વાસના ઉશ્કેરી મૂકનારી વસ્તુઓથી ભરેલો હતો. એ ઓરડાને નરક વચ્ચે કંઇ ઝાઝો ફેરક નહતો!

તે યુવકના મુખ પર નમી, બંનેના શ્વાસોચ્છ્વાસનો એક બીજાને સ્પર્શ થાય એટલી નજીક જઇ તેને પૂછ્યું,

"આપ ક્યું પરેશાન નઝર આતે હો?"

"પરેશાન? નહીં! નહીં!"

"આઇએ! મહબ્બતકી બાતેં કરેં! આપસ મેં જવાની લુટે! દિલ ખુશ હો જાએગા!"

કહી તેણે યુવકનો હાથ પોતાના હાથમાં લીધો. ને પોતાનો સુંવાળો-સુંવાળો બનાવેલો હાથ તેના પર ફેરવ્યો, યુવકને અનિલને કંઇ કંઇ થઇ ગયું!

"ખુશી? એ હવે મારા તકદીરમાં નથી!"

"જિગર! યહાં સબ મિલેગા!"

"સબ?"

"સબ!"

"દુનિયામાં મને હવે ફક્ત શાંતિનીજ




જરૂર છે. પૂછ્યું, 'એ મળશે અહીં ?"

"પ્યારે ! જન્મેમેં તેરી હું,' તબ તુઝે ક્યા નહીં મિલેગા ?"

કહી શાંતિ આપવાનો દાવો કરતી વેશ્યાએ અનિલને એક ચુંબન કર્યું !

'અમૃતનો ઘૂંટડો હોય એમ અનિલને તે વખતે લાગ્યું ! પણ તે હલાહલનો પહેલો ડામ હતો તેની તેને ક્યાં ખબર હતી ?

એટલામાં પાડોશના ઘરમાંથી હારમોનિયમ ને તબલા સાથે ગાવાનો અવાજ આવ્યો;

"એક ઐસા લે, યે સેમંનમા મેં" આબાદ હો ગયા ।
મિટ ગયા, દુનિયાસે મૈં તો આહ! બરબાદ હો ગયા !"

ને તેની સાથે ઊઠતા પોકારો.

'ક્યા ખૂબ ! વાહરે મેરી જાન ! માર ડાલા ! કુરબાન હો જાઉં તેરે પર ! ફિરસે કહો, પ્યારી ! દોબારા કહો ! "

ના કાનના પડદા ફાડી નાખતા શોરબકોરમાં અનીલ સાથે વેશ્યાની વાતચીત આગળ બીલકુલ ન સંભળાઈ.

ત્યાં તે દિવસથી અનિલ તેનો થયો ! વેશ્યાએ પણ અનિલની હોવાનો પૂરો ઢંગ કર્યો ! એક વાર દગાવા છતાં પણ, પોતાનો સમજનાર, પોતાને પ્રેમ કરનાર, પોતાને શાંતિ આપનાર પર અનિલ પોતાના સર્વસ્વની કુરબાની આપતો રહ્યો ! શાંતિના પરપોટા પાછળ જિંદગી ધૂળમાં મેળવતો રહ્યો !

[ ૨ ]

પત્નિના મરણ પછી પ્રેમાનંદ પોતાના પાંચ સાત વરસના, ખીલતી કળી જેવા પુત્રમાંજ જીવન દોરી પરોવી જીવી રહ્યો હતો. પત્નિ-ઘેલો પ્રેમાનંદ કદાચ પુત્ર ન હોત તો જીવતે પણ નહીં. પુત્રે તેને જીવાડ્યો કહો અથવા પુત્રને જીવાડવા માટેજ તે જીવ્યો. છતાં તેના જીવનમાંથી જીવતો પત્નિની સાથેજ ચાલ્યો ગયો હતો. પત્નિનો પ્રેમ, પુત્રનો પ્રેમ —બંને પ્રેમો એક કરી પ્રેમાનંદ પુત્રને ઉછેરી રહ્યો હતો. તેના જીવનમાં હવે ફક્ત એકજ ઉમેદ રહી હતી-પુત્રને ; મહાન બનાવવો; દુનિયામાં ચમકાવવો !

કયા પિતાના હૃદયમાં છુપી છુપી એ આશા નહીં હોય ?

અનિલના હોઠ પરથી હજુતો માનુ ધાવણ સુકાયું ન હતું, ત્યાં તો તે ચાલી ગઇ, ગઇ, પાછી ન આવવા માટે ! અનિલે એકલી મા જ નહોતી ગુમાવી. સાથે સાથે ઘણું ઘણું ગુમાવ્યું—એનો મીઠો છાંયડો; એનો પ્રેમ, એનો લાડ અને એવું તો બીજું ઘણુંએ !

પિતા માની યાદ ન આવવા દેતા, મા




બદલાઇ હતી. તેની આંખોનો રંગ પણ બદલાયો હતો ! તેના હાવભાવ પણ બદલાયાં હતા. મહિના પહેલાં આજ રસ્તા પરથી નીચી મુંડીએ ચાલ્યા જતાં અનિલમાં ને આજના છાતી કાઢી, ટોપી વાંકી મૂકી, પાન ચાવતા ચાવતા ડોલતા ડોલતા આવી રહેલા અનિલમાં ભારે ફરક પડી ગયો હતો.

અનિલને અહીં શાંતિ મળી હતી ! ! !

લત્તો તો રોજના જેવોજ ઇશ્કી બન્યો હતો. ગાનતાન, હોહા ને શોરબકોરમાં ડુબેલો હતો. રૌશનજાનના ઘર આગળ આવી અનિલ અટકી ગયો. ઘરની અંદરથી હસતો હસતો એક મુસલમાન યુવક નીકળ્યો. બંનેની નજર એક થઇ. મુસલમાન કંઇક તુચ્છ નજરે તેને જોઇ ચાલ્યો ગયો ! અનિલના શરીરમા અગ્ની પ્રસરી ગયો. ક્રોધથી ધૂંવા ફૂંવા થતો તે ઉપર ગયો. વેશ્યા—રૌશનજાન—પલંગ ઉપર સૂતી હતી. અત્યારે તેની આંખોમાં રસિકવૃત્તિનો બિલકુલ અભાવ હતો ! અનિલ એ ન સમજી શક્યો—એનું કારણ ન સમજી શક્યો ! !

પોતાને જોતાં પ્રેમ ભીના શબ્દોથી સામે લેવા દોડતી રૌશનને આજે આ પ્રમાણે સૂતેલી જોઇને અનિલ વધુ અકળાયો તે તેના પલંગ આગળ આવી ઊભો. રૌશન ઊઠી નહીં—પડીજ રહી !

"રૌશન ! હમણાં ગયો તે કોણ હતો ?"

"ક્યું ? ક્યા કામ હૈ ?" રૌશનના ભમ્મર કંઇક ચઢ્યાં !

"એને અહીં આવવાનો શો હેતુ ? મારી રૌશન પાસે આવવાનો શો હક ?"

રૌશનજાન આખરે હતી તો ગુણકાજને ? ચાલાક રૌશને વાતને પલટો માર્યો. બંને બાજુએથી ઢોલ કંઇ વેશ્યા નહી વગાડતી હોય ? ને એમ ન હોય તો તે વેશ્યા કહેવાય પણ ખરી ? "મેરે ભાઇકા લડકા થા ! મિલને કે લીએ જરા આયા થા ઔર કુચ્છ નહીં !"

કહી રૌશન પલંગ પર બેઠી થઇ અનિલના ગળામાં પોતાનો હાથ પરોવી તેને તેના હોઠને એક અરસિક ચુંબન કર્યું !

અનિલ ઠંડો પડી ગયો !

"તો ભલે !"

કહી અનિલ તેની પડખે બેસી ગયો, ને રૌશનને પોતાના અધીરા બાહુપાશમાં દાબી દીધી.

અત્યારે અણગમતા આ આલિંગનનો વેશ્યાને હસ્તે મોએ સ્વિકાર કરવો પડ્યો ! પ્રેમાળ બની વધાવી લેવું પડ્યું ! !

[ ૪ ]

આ વાતને ત્રણ દિવસ થઇ ગયાં. ફરી અચાનક તેજ જગ્યા પર અનિલનો પેલા મુસલમાન સાથે મેળાપ થઇ ગયો !

"ઇધર ક્યું આયા હૈ ?" સત્તાધારી સ્વરે અનિલે પૂછ્યુ.

"તેરે બાપકા ઘર હૈ ?"

"ક્યા કહા ?" અને જાણે ખરેખર અનિલનુંજ તે ઘર ન હોય તેમ તે લાલપીળો થઇ ગયો !

"તેરી ઔરત હોગા, ક્યું ?" કહી પેલો ખડખડાટ હસી પડ્યો. એ હાસ્યે અનિલના ક્રોધાગ્ની પર તેલનું કામ કર્યું, તે ભભૂક્યો. રૌશનને પોતાની પત્નિજ—પત્નિ જેવીજ સમજનારો દીવાનો અનિલ આ ન સાંખી શક્યો.

"સાલે ! સુવ્વર કે બચ્ચે ! જાનસે માર ડાલુંગા, ફિર આયા તો !"




"જારે સાલે! કલટી !"

અને તે કાંઈ વધુ બોલે તે પહેલાં તો અનિલનો મુક્કો તેના મોં પર પડ્યો. બંને વચ્ચે જામી લોકોએ આવી મહામહેનતે તેમને છૂટા પાડ્યાં. રૌશનજાને પણ બારીમાં આવી અનિલને ઉપર બોલાવી લેવા બૂમાબૂમ કરી મૂકી. આખરે બંને છૂટા પડ્યાં.

જતાં જતાં તે મુસલમાન બોલ્યો,

"સુવ્વર! સાલે! દેખ લુંગા!"

"હરામી! યા-દેખુંગા તો માર હી ડાલુંગા!"

"કલ હી..... !"

ને તે કંઈ વધુ બોલે તે પહેલા લોકોએ પકડી તેને આગળ ખેંચ્યો. બાકીના શબ્દો તેના મોંમાંજ રહી ગયા અનિલ તેના કહેવાનો અર્થ સમજી ગયો.

"અનિલ! ઉપર આજા, પ્યારે!"

ઉપરથી રૌશનનો અવાજ આવ્યો. અનિલે ઉપર જોયું. બંનેની નજર મળી. અને નજર વડે રૌશને અનિલને કંઈ પાયું ન હોય તેમ તેનો ક્રોધ ઓગળી ગયો!

અનિલ પોતાના ઘરમાં—રૌશનજાન વેશ્યા પાસે રાતે સૈવા ગયો!

[૫]

બે-ત્રણ દિવસ થયા. અનિલ રૌશનજાનને ત્યાં આવતો નહોતો. તે રૌશનના ઘરથી થોડે દૂર એક અંધારા ખાંચામાં કોઈની છુપી તપાસ રાખતો બેઠી રહેતો. જ્યાં તે અત્યાર સુધી કોઈને પકડી શક્યો નહોતો.

આજે પણ તે પેલા ખાંચામાંજ બેઠો હતો. રસ્તામાં રોજનો ધસ્ક પહોંચો હતો ખાંચામાં અંધકારને લીધે તેને કોઈ જોઈ શકતું ન હતું છતાં તે ત્યાંથી રૌશનજાનના ઘર ઉપર બરાબર નજર રાખી શકતો હતો.

પાસેના ઘરમાં ઘડિયાળમાં બારના ટકોરા સાંભળી અનિલ કંટાળ્યો ને તે પોતાની જગ્યા પરથી બહાર નીકળવાનુંજ કરતો હતો એટલામાં સામેથી પેલોજ મુસલમાન આવતો દેખાયો. ક્રોધથી અનિલની નસેનસ ફ્રૂટી ઊઠી. અનિલનો હાથ ગજવા તરફ ગયો. આજે તે નીકાલ કરી નાંખવાજ આવ્યો હતો. પેલો રૌશનજાનના ઘરમાં ગયો.

"પાછો ફરવા દે, હરામખોરને!"

ક્રોધથી ધ્રૂજતા ધ્રૂજતા અનિલ બબડ્યો.

પાસેના ઘરમાં ઘડિયાળનો ટકોરો પડ્યો.

ટ.........ન!




એક થયો!

ઘડિયાળનો રણકાર શાંત પડ્યો ન પડ્યો ત્યાંતો પેલો મુસલમાન ઘરમાંથી નીકળ્યો. એટલો ઉતરવામાં પણ તેનું ઠેકાણું નહતું! કોટના બટન ઉઘાડા હતાં. ટોપી વાંકી હતી— અવ્યવસ્થિત રીતે મૂકાએલી હતી. બાલ બહાર નીકળી આમ તેમ ઉડતા હતા.

તે આગળ ચાલ્યો.

રસ્તો શાંત હતો.

અનિલ પણ પોતાની જગ્યાએથી નીકળી તેની પાછળ પડ્યો.

આજે શિકાર હાથ આવ્યો!

શિકારને જોઇ શિકારી ઝનુની બન્યો!

જ્યારે પેલો મુસલમાન એક અંધારી સુનસાન ગલીમાં પહોંચ્યો કે તરતજ અનિલે તેના પર તેજ છરી સાથે હુમલો કીધો. તેના મોંમાંથી એક દર્દ ભર્યો ઉદ્‌ગાર સરી પડ્યો, ને તે જમીન પર પછડાયો. તેની પીઠમાં છરીનો ઊંડો જખમ પડ્યો હતો.

દૂર...દૂર એક કૂતરૂં જાગ્યું, ને અકારણ ભસ્યું!

અનિલ તે ઉઠે તે પહેલાં તેની છાતી પર ચઢી બેઠો. ને,

"મારી રૌશનને ભગાડવી છે, કેમ? મારી રૌશનને લઇ જવી છે, કેમ?"

બોલતા બોલતા ક્રોધપૂર્વક તેની છાતીમાં છરીના ઘા કરતોજ રહ્યો. મુસલમાન શાંત પડ્યો હતો, તે હવે કદી કંઇ બોલવાનોજ નહોતો! તેની આજુબાજુ, લોહીની નદી વહી રહી હતી.

શાંત પડતાં અનિલ લોહીથી રંગાએલા હાથોમાં લાલ લાલ છરી લઇને પોલિસ ચોકીએ પોતાના ગુનાહનો એકરાર કરવા ચાલ્યો ગયો!

(૬)

આજે અનિલના 'કેસ'નો ચૂકાદો આવી ગયો હતો. જજે તેને ગુનેહગાર ઠરાવી ફાંસીની સજા ફરમાવી.

(૭)

આજે અનિલની ફાંસીનો દિવસ હતો. ફાંસી પર ચઢાવતા પહેલાં તેને પૂછવામાં આવ્યું.

"તને કંઇ જોઇએ છે? કંઇ કહેવું છે?"

મક્કમ, ધીમા ને શાંત અવાજે અનિલે કહ્યું.

"એટલુંજ, જે ઘરમાંથી મને શાંતિની આશા હતી ત્યાંથીજ મને અનંત શાંતિ મળી!"

"સંપૂર્ણ"

# "ઇસ્લામી આંદોલનનું અધઃપતન."

**[ મૌલાના મવદૂદી સાહેબના લેખ ઉપરથી ]**

[ અનુવાદકઃ-જનાબ ઇસાભાઇ ઇબ્રાહીમ, કાવી ]



વર્તમાન યુગના કોઈ પણ આંદોલન ને તેના મૂળભૂત સિધ્ધાંતો પર અવલંબિત રાખવા માટે બે માર્ગો ગ્રહણ કરવામાં આવે છે

એક આ કે જે લોકો શિક્ષણ, પોષણ, અને સામૂહિક વાતાવરણના આકર્ષણ છતા શિસ્તનો ભંગ કરે તેઓને "તકરીર" (પર્જ, સાફ કરવું) વડે સંસ્થામાંથી બહાર કાઢવામાં આવે અને એ રીતે સંસ્થાને સડેલા તત્વોથી સ્વચ્છ રાખવામાં આવતી રહે.

બીજો આ કે "તબ્લીગ"[1] વડે જમાઅતમા એવા નવા લોકોની ભરતીનું કામ ચાલુ રહે, જેઓ 'હૃદય-કોણ' અને "મનોવૃત્તિ"ની દ્રષ્ટિએ તે આંદોલન સાથે આતરિક સંબંધ ધરાવતા હોય, તેમજ જેઓને તેના સિધ્ધાંતો અને હેતુઓ તેવીજ રીતે અપીલ કરે જેવી રીતે તેમણે પ્રાથમિક ઉપાસકોને અપીલ કરી હતી.

કેવળ એ બેજ માર્ગો એવા છે જે કોઇ પણ ચળવળ તથા જમાઅત યા પાર્ટીને વિનાશ યા પતનથી બચાવી શકે છે પરંતુ થાય છે શું ? કે લોકો ધીમે ધીમે એ બંને માર્ગોની મહત્વતાથી પ્રમાદ સેવતા થઇ જાય છે ! કેન્દ્ર વિયોગીઓને કેન્દ્રગામી બનાવવાના પ્રયાસો મંદ પડતા જાય છે ! જમાઅતના ઉત્થાન માટે નસ્લોત્પત્તિ પરજ બધો આધાર રાખવામા આવે છે ! અને એ રીતે જમાઅતમા જે લોકો પૈદા થાય છે તેમાથી સડેલા તત્વોને તિલાંજલી આપવા બાબત સંબંધ-સુત્રો અને સામાજિક બંધનો તેમજ દુન્યવી મસ્લેહતોની ખાતર શિથિલતા વતી આખ આડા કાન કરવામા આવે છે ! અનેક પ્રકારના બહાનાઓથી સમૂહગત-માર્ગમા એવી ગુંજાયશો કાઢવામા આવે છે કે પ્રત્યેક પ્રકારનો કાદવ કચરો તેમાં સમાઇ શકે અને એ માર્ગને એટલો બધો વ્યાપક બનાવવામા આવે છે કે તેના નિર્ણિત ચિન્હો અને વિશિષ્ઠ મર્યાદાઓનુ અસ્તિત્વ સુધ્ધાં બાકી રહેતું નથી ! ત્યા સુધી કે એ સંસ્થાના સંપ્રદાયમા વિવિધ પ્રકારનાં એવાં માનવ પ્રાણીઓ એકત્ર થઇ જાય છે જેઓને તેની નીતિ, સિધ્ધાંત કે આશયો સાથે સ્હેજ પણ સબંધ હોતો નથી !

પછી જ્યારે જમાઅતમાં તેના સિધ્ધાંતો સાથે સુદ્રઢ સબંધ ધરાવનારાઓની લઘુમતિ અને સંબંધ વિહોણાઓની બહુમતિ થઇ જાય છે ત્યારે શિક્ષણ વ્યવસ્થા અને સામૂહિક વાતાવરણ પણ વિકૃત થવા લાગે છે. ! પરિણામ આ આવે છે કે દરેક નવી નસલ પ્રથમ નસલથી ખરાબ ઉઠે છે, જમાઅતનો કદમ પ્રતિદિન પ્રલય અને પતન પ્રતિ ઢળતો જાય છે ! ત્યાં સુધી કે તેની નીતિ, સિદ્ધાંતો, તથા

---

[1] સત્ય હકીકતોના પ્રચારને "તબ્લીગ" અને જુઠા પ્રચારને "પ્રોપેગેન્ડા" કહે છે , અનુવાદક




**લઈને ગતિમાન થયું હતુ અને "મુસ્લિમ" શબ્દ તે જમાઅત માટે નક્કી કરવામાં આવ્યો હતો જે એ આંદોલનના સંચાલન અને અનુસરણ માટે બનાવવામાં આવી હતી.** (અફસોસ) આંદોલન અદૃશ્ય થઇ ગયું! તેનો હેતુ વિસારી દેવાયો! તેના સિધ્ધાંતોનો સદંતર વિનાશ કરવામાં આવ્યો! અને હવે તેનું નામ પોતાના બધા આંતરિક ભાવાર્થો ગુમાવ્યા પછી કેવળ એક નસલી અને સામાજિક દ્રષ્ટિએ બનેલી કોમ તરીકે વપરાય રહ્યું છે! હદ આ છે કે તેનો એવા પ્રસંગોએ પણ બેધડક ઉપયોગ કરવામાં આવે છે કે જ્યાં ઇસ્લામના હેતુઓ પાયમાલ થઇ રહ્યા હોય! જ્યાં તેના સિધ્ધાંતો તોડવામાં આવી રહ્યા હોય! જ્યાં ઇસ્લામને બદલે ગેર ઇસ્લામનું અસ્તિત્વ હોય!

આપ બજારોમાં જાઓ "મુસલમાન વેશ્યાઓ" ઝરૂખામાંથી ઝાંખતી અને "મુસલમાન 'વ્યભિચારીઓ" પ્રદક્ષિણા ફરતા દ્રષ્ટિગોચર થશે! જેલખાનાઓ પર દ્રષ્ટિપાત કરો—"મુસલમાન ચોર" અને "મુસલમાન ડાકૂઓ" તથા "મુસલમાન બદમાશો" સાથે આપની ઓળખ થશે! ઓફિસો અને ન્યાય મંદિરો તરફ ચક્કર લગાવો "લાંચ, રૂશ્વત, જુઠી સાક્ષી, પ્રપંચ, દમન, ફરેબ, અને પ્રત્યેક પ્રકારના નૈતિક અપરાધો સાથે "મુસલમાન" શબ્દ જોઇન્ટ થએલો જણાશે! સોસાયટીમાં ફરો ક્યાંક "મુસલમાન શરાબીઓ" સાથે આપની મુલાકાત થશે! ક્યાંક આપને "મુસલમાન જુગારીઓ" મળશે! ક્યાંક "મુસલમાન" સાજિન્દા. (ભડવા) "મુસલમાન ગવૈયા" અને "મુસલમાન ભાંડો" ભેટશે!

ભલા વિચાર કરો આ 'મુસલમાન" શબ્દ કેટલો હલકો કરી દેવામાં આવ્યો છે! અને કેવા કેવા દુર્ગુણો સાથે દેખાય રહ્યો છે!

મુસલમાન અને વ્યભિચારી! મુસલમાન અને ચોર! મુસલમાન અને શરાબી! મુસલમાન જુગારી! મુસલમાન અને રૂશ્વતખોર! જે દુષ્કર્મો એક કાફિર કરી શકતો હોય તે બધું જ એક મુસલમાન પણ કરવા લાગે તો પછી જગતમાં "મુસલમાન"ના અસ્તિત્વની આવશ્યકતાજ શું છે?! ઇસ્લામતો નામજ તે આંદોલનનું હતું જે વિશ્વભરમાંથી એ સઘળી અનૈતિક વિકૃત્તિઓનો અંત લાવવા જન્મ્યું હતુ. તેણે તો મુસલમાનના નામથી એવી વિશિષ્ટ વ્યક્તિઓની જમાઅત બનાવી હતી જે પોતે સર્વોત્તમ સદગુણોના સ્વામી હોય અને નૈતિક સુધારણાના ધ્વનિવાહક બને! તેણે પોતાની જમાઅતમાં હાથ કાપવાની, પત્થર મારી મારીને અંત લાવવાની, કોરડા વરસાવી વરસાવીને ચામડી તોડવાની, ત્યાં સુધી કે "સુળી" પર ચઢાવવાની ભયંકર સજાઓ એટલા માટે નક્કી કરી હતી કે જે જમાઅત જગતમાંથી વ્યભિચારનો વિનાશ કરવા જન્મી છે ખુદ તેમા કોઇ વ્યભિચારી ન હોય! જેનું કર્તવ્ય શરાબનો મુલોચ્છેદ હોય તે પોતે શરાબીઓના અસ્તિત્વથી પવિત્ર હોય.! જેને ચોરી તથા લુંટનો અંત લાવવો છે ખુદ તેમાં કોઈ ચોર લુટારો ન હોય! તેનો તો આશયજ આ હતો કે જેઓને જગત સુધારણા, કરવી છે તેઓ જગતભરથી વધારે સદગુણી અને મહાન ગૌરવશાળી લોકો હોય. એટલાજ માટે જુગાર, પ્રપંચ, અને રૂશ્વતખોરી તો દૂર રહી તેણે એટલું પસંદ કર્યું નહિ કે કોઇ




મુસલમાન સાઝિન્દો કે ગવૈયો હોય! કારણ કે એ પણ નીતિ-સુધારકોના સ્થાનથી ઉતરતી વસ્તુ છે!

જે ઇસ્લામે આટલા કઠણ નિયમન અને આવા સખ્ત શિસ્ત-પાલન સાથે પોતાના આંદોલનને ગતિમાન કર્યું હતું, અને જેણે પોતાની જમાઅતમા શોધી શોધીને સર્વોત્તમ કેરેકટરવાળી યુગ-પ્રવર્તક વ્યક્તિઓની ભરતી કરી હતી તેની ફજેતી આથી વધારે બીજી શી હોઈ શકે છે કે રંડી, વીટંગા, ભડવા, વ્યભિચારી અને ચોર સુધ્ધાની સાથે "મુસલમાન" શબ્દનો સંબંધ જોડાએલો હોય! શુ આટલી હદે હલકા અને ફજેત થયા પછી પણ "ઇસ્લામ" અને "મુસલમાન"નો આ પ્રભાવ ટકી શકે છે કે તેની સ્હામે વિશ્વાસ પુર્ણ શીશ ઝુકી જાય! અને ચક્ષુઓ તેને માટે માર્ગ-પર બને! જે શખ્સ બજારે બજાર અને ગલીએ ગલીએ ઝલીલ થઈ રહ્યો હોય, શું કદી તેને માટે પણ આપે કોઇને સન્માનાર્થે ઉભા થતાં જોયો છે!

આતો ઘણાંજ ઉતરતા વર્ગનો નમુનો હતો એનાથી ઉચ્ચ શિક્ષિત વર્ગની સ્થિતિ એનાથીએ વધારે દુખદ છે. અહીંયાં એમ સમજવામાં આવી રહ્યું છે કે ઇસ્લામ એક "નસ્લી કૌમિય્યત"નું નામ છે અને જે મનુષ્ય મુસલમાન માત પિતાને ત્યાં જનમ્યો તે હરહમેશ મુસલમાનજ છે ચાહે તો તે માન્યતા, જીવન માર્ગ અને રહેણી કરણીની દ્રષ્ટિએ ઇસ્લામ સાથે કાંઇ પણ સંબંધ ધરાવતો ન હોય! આપ સોસાયટીમાં



ફરતા ફરતા રહો તો દરેક સ્થળે આપને વિચિત્ર પ્રકારના મુસલમાનો સાથે ભેટો થશે. કોઇ જગ્યાએ કોઇ સાહેબ છડે ચોક ખુદા અને રસૂલ (સલ૦) સાથે દગા કરી રહ્યા હશે અને ઇસ્લામ પર આક્ષેપો વરસાવતા હશે, એમ છતાં પણ તેઓ મુસલમાનજ છે! એક બીજા સાહેબ ખુદા અને રિસાલત તથા આખિરતનો ઇન્કાર કરીને જડવાદી દ્રષ્ટિબિંદુ પર સમ્પૂર્ણ-ઇમાન રાખે છે છતાં તેમના મુસલમાન હોવામાં કંઇ ફરક પડતો નથી એક ત્રીજા બુઝુર્ગ સ્ત્રી, અને પુત્રોને "મેમ સાહિબા" યા શ્રીમતિજી બનાવીને સિનેમા તરફ લઇ જઇ રહ્યા છે છતાં આપની સાથે પણ "મુસલમાન" શબ્દ હમેશ મુજબ જોઈન્ટ રહ્યો છે! [એનાથી ઇધ્ધત પણ લેતા નથી.]

વળી ખુબી આ છે કે એ લોકો ઇસ્લામથી વિમૂખ થવા પરજ સંતોષ લેવતા નથી બલ્કે હવે તેઓનો દ્રષ્ટિકોણ આ થઇ ગયો છે કે "મુસલમાન" જે કંઇ પણ કરે તે ઇસ્લામી છે! ત્યાં સુધી કે જો તેઓ ઇસ્લામ સાથે દ્રોહ પણ કરે તો તે "ઇસ્લામી દ્રોહ" છે! જો તેઓ "બેંક" ખોલે તો તે "ઇસ્લામી બેંક" છે! તેઓ ઇન્સ્યોરન્સ કંપની કાઢે તો તે "ઇસ્લામી ઇન્સ્યોરન્સ કંપની" હશે. તેઓ અણુ ઇસ્લામી શિક્ષણ-ગૃહ ખોલે તો તેનું નામ "ઇસ્લામી યુનીવર્સીટી" "ઇસ્લામ્યા-કોલેજ" યા ઇસ્લામી સ્કૂલ હશે! તેઓના અણઇસ્લામી રિયાસતોને ઇસ્લામી રિયાસતોની ઉપમા આપવામાં આવશે! તેઓનું અણુ-ઇસ્લામી-જીવન "ઇસ્લામી સભ્યતા અને સસ્કૃતિ" ઠેરવવામાં આવશે! તેઓની 'ગાયનકળા, ચિત્રકળા, અને મુર્તીમંડન' ને "ઇસ્લામી-આર્ટ"ના માનવંતા શબ્દથી સંબો-ધવામાં આવશે. તેઓની નાસ્તિકવાદી કલ્પનાઓને "ઇસ્લામી ફીલસુફી" કહેવામાં આવશે! ત્યાં સુધી કે તેઓ સોસ્યાલિસ્ટ થઇ જશે તો મુસ્લિમ સોસ્યાલિસ્ટના નામથી સંબોધાશે આ બધા નામોથી આપ પરિચિત થઇ ચુક્યા છો. હવે માત્ર આટલી કસર રહી ગઈ છે કે "ઇસ્લામી શરાબખાના" "ઇસ્લામી વ્યભિચારા-લયો" અને "ઇસ્લામી જુગારખાના" જેવી પરિભાષાથી આપ પરિચિત થવા લાગો! "મુસ્લિમો"ની એ કાર્ય પધ્ધતિએ "ઇસ્લામ" શબ્દને એવો અર્થ-વિહોણો કરી નાખ્યો છે કે એક "કુફ્રાત્મક" વસ્તુ ને "ઇસ્લામી કુફ્ર" યા "ઇસ્લામી-અપરાધ"ના નામથી સંબોધવામાં હવે કોઇને "કોન્ટ્રાડીક્શન ઇન ટર્મ્સ" [સામે વિરોધ તત્વોથી બનેલી પરિભાષાની શંકા પણ થતી નથી એમ છતાં કે કોઈ દુકાન પર આપ "શાકભાજી ખાનારાઓની માંસ-દુકાન" યા "વિલાયતી-સ્વદેશી-ભંડાર!"નુ બોર્ડ ટાંગેલું જુઓ અથવા કોઇ ઇમારતનું નામ "તૌહીદ પરસ્તોનુ મુર્તિમંદિર" સાંભળો તો કદાચ આપ હાસ્ય પ્રવાહને રોકી શકશો નહિ!

ન્હાની અન્જુમનોથી લઇને મ્હોટી મ્હોટી સંસ્થાઓ સુધી ચોકોરે આ આર્થમિક રોગના જંતુઓ પ્રસરેલા દ્રષ્ટિગોચર થાય છે! મ્હારા હ્રદયે નિરંતર આ પ્રશ્ન કર્યો છે કે "ઇસ્લામ" જે એક વેગી મહા ઉત્પાતની જેમ ઉભર્યો હતો, જેની સ્હામે જગતની કોઇ શક્તિ ટકી શકતી નહોતી, આજે તેની વિશ્વવ્યાપકતા આખરે કઇ વસ્તુએ હણી લીધી છે? એનો જવાબ દરેક વખતે મને એજ મળ્યો કે-

ઇસ્લામી-આંદોલન પર પ્રલય અને અધ-પતનના તેજ નિયમોનો અમલ જારી થયો છે




વધારે અસર કરે છે, માટે આપણે દરેકે પોતાની જાતને સુધારવાનાં સતત પ્રયત્નો કરવાં જોઇએ.

૧૪૭

સિદ્ધિનાં સન્માર્ગ રજુ કરનાર પોતે કેવો હશે, એમ કેટલાક વાંચકો વિચારશે, તો તેનો ટુંકો અને સાચો જવાબ તો એજ છે કે લખનાર પોતે ગાફિલ છે, એટલો સંતોષ છે. અલ્લાહ સાચી ઇન્સાનીયત અર્પણ કરે એમ સર્વ કોઇ ઇચ્છે, એટલીજ પ્રાર્થના છે.

૧૪૮

પ્રત્યેક કાર્યનું પ્રાથમિક પગથીયુંજ અઘરૂં હોય છે, પછી તો કાર્ય કરનારને સરળતાજ દીસે છે.

૧૪૯

શરમ ત્યજીને શત્રુ થવું હોય, તો ઉછીનું આપશો. પરસ્પર મૈત્રી કે સ્નેહ હોય, ત્યાં ઉછીના આપવા કરતાં યથાશક્તિ આપીને ભૂલી જવું વધારે ઉત્તમ છે.

૧૫૦

બોલવા કરતાં ચુપ રહેવા અને સાંભળવામાં બમણો લાભ સમાયેલો છે, એ ભૂલશો નહિ.

૧૫૧

ઘડીયાળ આપણને સતત જાગૃત રહેવાની ચેતવણી આપે છે, સમય કોઇની રાહ જોઇ થંભી જતો નથી, સમયનો સદુપયોગ કરી લેવો એજ જીવનસિદ્ધિની કુંચી છે. ઘડીયાળ




જેમ કોઇની શરમ રાખતી નથી, તેમ તમે પણ સદા ગતિમાન રહો, કારણ કે ગતિ વિના પ્રગતિ નથી.

૧૫૨

સંખ્યાબંધ સારી બાબતો જાણવા કરતાં, એકાદને વર્તનમાં મૂકવાથી વધારે ફાયદો થાય છે.

૧૫૩

બાલ્યાવસ્થામાંજ બાળકોને યોગ્ય રીતે કેળવવાની શરૂઆત થવી જોઇએ. કારણ કે કુમળી ડાળને જેમ વાળશો તેમ વળી શકશે.

૧૫૪

ઉતાવળે દોડનાર કરતાં ચોકકસ પધ્ધતિએ ચાલનાર વધારે આગળ વધી શકશે.

૧૫૫

ઘરમાં સુવર્ણપાત્રોનાં ઢગ ખડકાય, એ કરતાં સુકીર્તિ વધે, એમાં જીવનની સાર્થકતા સમાએલી છે.

૧૫૬

તલવારનાં ઘા કરતાં જીભનો ઘા ભયકર છે. તલવારનો ઘા વખતનાં વહેવા સાથે રૂઝાઇ જાય છે, પણ જીભનાં ઘાનો જખમ રૂઝાતોજ નથી.

૧૫૭

આવેશમાં આવીને તત્કાળ ન બોલવાનું બોલી નાખવા કરતાં મઉન સેવવાથી અનેક લાભો થાય છે.

૧૫૮

પૈસાનો સદુપયોગ કરવો, એ આકરી કસોટી છે, પૈસો મેળવી સહુ કોઇ શકે, પણ તેનો સદુપયોગ કરનાઓ બહુજ ઓછા પાકે છે. અધિક પૈસા અંગે અનેક મૂર્ખ બની જવાના દ્રષ્ટાંતો સંખ્યાબંધ મળી આવે છે,

૧૫૯

ઉછીના આપવા કરતાં અરધું આપી દેવું વધારે સારૂં ગણાય, કારણકે એમ કરવાથી મૈત્રી દુશ્મનીમાં ફેરવાઇ જતી નથી.

૧૬૦

બુધ્ધિની અત્યંત આવશ્યકતા માત્ર યુવાવસ્થામાંજ હોય છે, કારણ કે યુવાની દીવાની છે.

૧૬૧

ઘણું જાણ્યા છતાં પણ ઓછું બોલવાથી આપણી કિંમત વધે છે, એ યાદ રાખવું ઘટે.

૧૬૨

સહન કરવું પડે છે માત્ર વાતો કરનારનેજ. મઉન સેવનાર ને સહન કરવાનું રહેતુંજ નથી.

૧૬૩

વાતોડયા માનવીઓ કાર્યની દ્રષ્ટિએ સહુ કરતાં વિશેષ પછાત હોય છે, જ્યારે શાંત રહેનાર, વાતો નહિ કરનાર વિશેષતઃ કાર્ય કર્યેજ જાય છે.

૧૬૪

બોલનાર કાંઇ કરી શકતો નથી, કારણ કે તે-સમય અને શક્તિ ને બોલ-બોલ કરીનેજ વેડફી નાખે છે.

૧૬૫

કરકસર એ પૈસાદાર થવાનો સરળ માર્ગ છે. પોતાની કમાણીનો અલ્પાંશ બચાવનાર વખતનાં વહેવા સાથે ધનવાન અવશ્ય થાય છે.

૧૬૬

સમયની રાહ જોઇ બેસી રહેનાર એકેય તકનો લાભ લઇ શકતો નથી.

૧૬૭

સ્પષ્ટ ન કહેનાર મુંગા રહેનાર કરતાંયે અધિક ભયંકર પૂરવાર થાય છે.




૧૬૮

અયોગ્ય સોસાયટી કરતાં એકાંત ઉત્તમ છે.

૧૬૯

પ્રત્યેક ઉતાવળા પ્રશ્નનો પ્રત્યુત્તર અસંત ધીરજથી આપવાની ટેવ કેળવો.

૧૭૦

શારીરિક અસ્વસ્થતા ને કાબુમાં રાખતાં શીખો, નજીવા કારણો સર વૈદ્યો પાસે દોડી જવાથી આપણું સ્વાસ્થ્ય વિશેષ બગડે છે.

૧૭૧

દુરાચારી જીવન, અનીયમિતતા, ગેરવ્યવસ્થા, પ્રમાદ કે ઢંગધડા વગરનાં કરેલા કામોનાં અંગે આવેલી–રંકતા ને ભાગ્ય સાથે કશોજ સંબંધ નથી.

૧૭૨

પ્રયત્નો દ્વારા અટકાવી શકાય એવી રંકતાથી પ્રત્યેકે લજ્જીત થવું જોઈએ.

૧૭૩

જે સંજોગોમાં તમે મૂકાએલા છો, તેવાજ સંજોગોમાં અનેક ઈન્સાનોએ પોતાની પ્રતિકુળતાઓ દૂર કરી છે, અને તે ઉપરથી તમારી ખાત્રી થવી જોઈએ, કે તમો પણ તમારી પરીસ્થિતિને જીતી લેવા સમર્થ છો.

૧૭૪

આત્મશ્રદ્ધા ગુમાવ્યા પછી, સાફલ્ય માટે આવશ્યક એવા સર્વ સદ્ગુણોનો નાશ થાય છે. આવા માણસોનો ઉત્સાહ ઓસરી જાય છે, મહત્વકાંક્ષા મંદી પડી જાય છે, અને પછી




તો તે સતત શ્રમ પણ કરી શકતો નથી, તેનાં પ્રત્યેક કાર્યમાંથી પધ્ધતિ અને વ્યવસ્થા રૂખસદ પામે છે, તેનામાં શીથીલતા આવી જાય છે, સારાંશ એ કે તે ઢંગધડા વિનાનો બની રહે છે પરીણામે, રંકતાને જીતી લેવાની તેની શક્તિ હણાઇ જાય છે.

૧૭૫

રંકતા પોતે એટલી ખરાબ નથી, જેટલા કે તેના વિચારો ખરાબ છે, આપણે રંક છીએ, માટે રંકજ રહેવાના છીએ એ માન્યતાજ ભયંકર છે.

૧૭૬

અન્ય એકંદર વસ્તુઓ કરતાં નિરાશાએ વધારે ભોગ લીધા છે, નિરાશા એ જીવતા માનવી માટે મૃત્યુ સમાન છે

૧૭૭

કોઇપણ સંજોગોમાં આપણને રીબાવવાનો કુદરતનો હેતુ હોતોજ નથી, મનુષ્ય પોતે પોતાનાં અવળાં આચરણો દ્વારા પાયમાલીને નોતરે છે.

૧૭૮

આશા, ઉલ્લાસ અને આનંદ એ સફળતાનાં સર્વોત્તમ સાધનો છે. નિરાશા કાર્યસિધ્ધિનો ધ્વંસ કરે છે.

૧૭૯

શંકા અને નિરાશા એ સાફલ્ય પ્રાપ્તીના મહાન શત્રુઓ છે, શંકાનું નિવારણ તત્કાળ થઇ જાય, તોજ સિધ્ધિને વરી શકાય.

૧૮૦

આગ્રહપૂર્વક વિચારનાર અને બળપૂર્વક ઉદ્યોગ કરનાર ને સફળતા મળ્યા વગર રહેતીજ નથી

૧૮૧

શંકા, વ્યગ્રતા અને ભય એ અંદરના એકંદર દ્વારો બંધ કરી દયે છે. જેને ત્રણે વસ્તુઓ વળગે છે, તેનો ઉધ્ધાર થવો અશક્ય છે.

૧૮૨

શયન કરતી વખતે નિરાશા, નિરુત્સાહ અને ઉદાસિનતાને અળગાં કરી દેવાં જોઇએ, અને તેનાં બદલે આશા, ઉત્સાહ અને ઉલ્લાસનાં ચિત્રો આપણા અંતરપટ ઉપર અંકિત કરવા જોઇએ.

૧૮૩

કોઇ પણ સંજોગોમાં ચિંતા વ્યગ્રતા, અસ્વસ્થતા, વ્યાકુળતા, કે ક્રોધસહ શયન કરશો નહિ.

૧૮૪

શયન કરતી વખતે તમારા ચહેરા ઉપર એક પણ કરચલી રહેવા દેશો નહિ. તિરસ્કાર, ઇર્ષ્યા ઇત્યાદી મન શાંતિના સમસ્ત શત્રુઓને વિદાય આપજો, અન્ય માણસ પ્રત્યેનાં દ્વેષ કે ધિક્કારની ભાવના સહ કદી પણ ઉંઘશો નહિ.

૧૮૫

દીવસના સમયમાં અન્ય સાથેના વ્યવહાર કે વર્તનમા જો તમોએ મૂર્ખતા કે દુષ્ટતા વાપરી હોય, વૈર, ઇર્ષ્યા કે દ્વેષ કર્યો હોય, તો પણ રાત્રે તો તમારે તમારા મનને નિર્મળ બનાવી સુવું જોઇએ ખાસ કરીને, ક્રોધ તો પોતાનીજ શાંતિનો ભંગ કરે છે, એ યાદ રાખજો.

૧૮૬

શુધ્ધ બનીને શયન કરવાથી પ્રત્યેક સવારે નવું પ્રોત્સાહન મેળવી શકાય છે.

(અપૂર્ણ)




ઇત્યાદિ શબ્દો સહિત પ્રેમ પાકનું જે દર્શન કરાવવામાં આવે છે, એ રિવાજ પંદરસો વર્ષ પહેલાનો છે. ઇસ્લામના પ્રકાશ પછી મુસ્લિમોએ પણ એજ શબ્દો વડે હકીકી માલિકના પ્રેમને વર્ણવ્યો, તે પહેલાં એવા દરેક શબ્દોની જુદી જુદી વ્યાખ્યા કરી, તેજ શબ્દો સહિત ગઝલો કહી. દ્રષ્ટાંત લેખે શરાબના શાબ્દિક અર્થ તો 'પીણું' અને મહાવરામાં સુરા થાય છે, પણ ગઝલમાં એનો અર્થ "મસ્તી" નક્કી કરવામાં આવ્યો છે. એવીજ રીતે ગઝલમાં વપરાતા ખાસ ખાસ શબ્દોના ખાસ ખાસ અર્થો સમજ્યા વિના જો ગઝલ કહેવામાં આવશે, તો ગઝલમાં એક ખાસ લહેર છે તે લહેરથી ગઝલ સાવ કોરી રહેશે.

પદ્યોના દરેક પ્રકારોમા ગઝલ સર્વથી વિશેષ પ્રીય છે. એની સર્વથી વિશેષ પ્રીય હોવાની દલીલ એનો વિશેષ રિવાજ પ્રત્યક્ષ છે. ઉર્દૂ સાહિત્યમાં શાયરીએ જ્યારથી કદમ ધર્યા છે, ત્યારથી આજ લગી સાંભળવા પ્રમાણે જેટલા શાયરો થયા તેઓની શાયરીનો પ્રારંભ ગઝલોથીજ થએલો ઇતિહાસના પાનાઓ પર જોવામા આવે છે. ગઝલને કબૂલિયત બે કારણોના લીધે પ્રાપ્ત થઇ છે તેમાં એક તો એ કે ગઝલોને ઉસ્તાદોએ માત્ર રૂપ અને પ્રેમ માટે ખાસ રાખી છે, રૂપ અને પ્રેમની તાસીરોથી કોઇ પણ માણૂસ નકાર કરી શકતો નથી. આ પ્રેમના દરેક રંગો સર્વથી વિશેષ અને સંપૂર્ણ માત્ર મનુષ્યમાંજ જોવામાં આવે છે. મનુષ્યના સ્વભાવમાં પ્રેમ સર્વથી વિશેષ પ્રમાણમાં હોય છે, અને મનુષ્ય જીવે છે ત્યાં સુધી તેમાં પ્રેમના તત્વો બાકી રહે છે. ગઝલનો એક અર્થ "પ્રેમની ઝીભ" પણ થાય છે. એ કારણે ગઝલ સર્વને પ્યારી લાગે છે.

ગઝલ પ્યારી લાગવાનું બીજું કારણ એ છે કે દુન્યા માને છે કે શાયરીનો આત્મા તાસીર છે, અને તાસીર ત્યારેજ ઉત્પન્ન થઇ શકે છે કે જ્યારે કવિના હૃદયમાં દર્દ હોય, અને દર્દ પ્રેમ વિના અશક્ય છે.

મનુષ્યમાં એક સ્વાભાવિક જુસ્સો છે, એ જુસ્સો હર ભાષામાં બયાન થઈ શકે છે. મનુષ્યનો ખ્યાલ આ દુન્યવી પ્રેમને સાચા હકીકી પ્રેમની પહેલી મન્ઝિલ સમજે છે.

કવિત્વની સર્વથી ચડિયાતી, નાઝુક, અને વિખ્યાત કારીગીરીમાં ગઝલનું નામ ટોચે એટલા માટે છે કે એમા સર્વથી વિશેષ આશિકી અને સુફિયાનુ વર્ણન થઇ શકે છે, ગઝલ ઉર્દૂ, ફારસી, અને અરબી શાયરીનો આત્મા છે, ગઝલમાં આવતાં વિષયો અમુક સંખ્યામાં બસ હોવાથી તે વિષયોને નવા નવા કાફિયા રદીફો સાથે નવાં રંગમાં રજૂ કરવા કવિ પોતાની તમામ શક્તિ અજમાવે છે, ગઝલમાં મ્હોટે ભાગે નીચે વર્ણવેલ વિષયોનું વર્ણન નવા નવા રંગમા લાવવું પડે છે. (૧) આશિકોની કમનસીબી. (૨) વસ્લની શોધ. (૩) મઅશૂકના સિતમો (૪) પુષ્પ અને બુલબુલનો પ્રેમસંવાદ (૫) પ્રેમનું દીવાનાપણું. (૬) પ્રેમે કરી આવતી આફતો (૭) મઅશૂકના વખાણ (૮) વસંત અને બાગના સુંદર દેખાવો (૯) સુરાના વખાણ, તથા તેની માંગ, અને તેની તાસીર (૧૦) હરીફોના શિકવા ઇત્યાદિ.

ગઝલોમાં શબ્દો એવા હોવા ન જોઇએ જેથી ઉચ્ચાર કરવો કઠિન પડે, અથવા



કઠિનતાના કારણે બોલવા છૂટ ન થવાય, તેમ સાભળવાવાળાને પણ અણગમતો ન લાગે. શુધ્ધ અને મ્હાવરાઓમાં મ્હોટે ભાગે બોલાતા હોય એવા શબ્દો ફસીહ કહેવાય છે, એવા ફસીહ શબ્દોની માહીતી રાખી, મત્લબ બયાન કરતાં ભૂલોથી બચવું ગઝલની ખાસ ખુબી ગણાય છે; તેમ ગઝલમાં પ્રાસ સારી રીતે નીભાવવો જોઇએ,

શબ્દ શુધ્ધ છે કે અશુધ્ધ તે શબ્દકોષ વડે જાણી શકાય છે, વાકયની રચના ખોટી છે કે ખરી તે વ્યાકરણ વડે સમજી શકાય છે, અને શબ્દ પ્રીય છે કે અપ્રીય છે તે મ્હાવરા વડે સમજી શકાય છે. પણ એ ત્રણેની સ્હાય વડે પણ મત્લબ બયાન કરતા ભૂલ ન થાય એથી કેવી રીતે બચવું તે સમજી શકાતું નથી, તેને માટે ઇલ્મે બલાગતનું જાણવું અતિ અગત્યનુ છે. ઇલ્મે બલાગતને લગતું કોઇ પુસ્તક ગુજરાતીમા પ્રગટ થયું હોય તે મારી જાણમા નથી.

ગુજરાતી ભાષામા અલંકાર શાસ્ત્ર જેને અરબીમા ઇલ્મે બદીઅ કહે છે. તેને લગતા પુસ્તકો છે, તેનો અભ્યાસ ઘણોજ અગત્યનો છે શબ્દદોષ, વાકયદોષ, અર્થદોષ, ઇત્યાદિ તમામ દોષોથી ગઝલ નિર્દોષ હોવી જોઇએ, અરબી, ફારસી, કે સંસ્કૃત શબ્દોના સારી રીતે અર્થ સમજ્યા વિના વજન મેળવવા ખાતર વધઘટ કરી લાવવાથી શબ્દ અર્થહિણ થઇ જાય છે, હું તો કહું છુ જેઓ એ અલંકાર શાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય, તેઓએ કાવ્ય કહેવા શ્રમ ઉઠાવવો નકામો છે.

ઉત્તર હિન્દમા ગઝલને હિન્દુ અને મુસ્લિમ બંને કોમોએ અતિ સુંદર રંગમાં કહેવા-જીવતોડ પ્રયત્નો કર્યા અને ગઝલને સુંદરતાની ટોચે પહોચાડી શકયા. તેવીજ રીતે જો ગુર્જરગિરામાં હિન્દુ મુસ્લિમ બન્ને કોમો સાથે મળી પ્રયત્ન કરે તો ગઝલ પોતાના બે હઝાર સાલની જિન્દગીમાં આજે ચોથી ભાષામા એક-અનેરા રંગમાં ચમકી શકે છે, અને ગઝલને ચોથી ભાષામાં ચમકાવવાનું માન ગુર્જરગનાઓને મળે, પણ એમા બન્ને કોમોનો સાથ આવશ્યક છે

ગઝલ અરબસ્તાનમાં જન્મી, અરબ સિવાયના દેશોમા ગઝલને પ્રથમ ઇરાને અપનાવી અને ઘણીજ સુંદર રીતે ગઝલમા કહેવામા આવતા વિષયોને બયાન કર્યા તે ઇરાનીઓ ગઝલને હિન્દ લઇ આવ્યા અને તેને ઉર્દૂમા કહી. અરબો પોતાની ભાષામા અન્ય ભાષાના શબ્દો બોલવા ભારે ખામી સમજતા હતા તેથી તેઓએ ગઝલને માત્ર અરબી શબ્દોમાજ કહી ઇરાનીઓને સાકી, સન્બૂલ, ઇત્યાદિ અરબી શબ્દો લાવવાજ પડયા, કારણ કે ગઝલની સુંદરતાનો સબંધ આ ખાસ શબ્દો સાથે અતિ અગત્યનો હતો. જયારે ગઝલે ઉર્દૂ ભાષામા જન્મ લીધો ત્યારે તેમા તેવડો વધારો થયો, અને ગઝલનો બાગ એટલો બધો વિશાળ અને રંગીન બન્યો કે આજે અરબી અને ફારસી ગઝલના રંગથી એ ઉર્દૂનો રંગ બેસ ન્યારોજ લાગે છે! હું ઉપર જણાવી ગયો તેમ ગઝલને માત્ર અરબ, ઇરાન, અને હિન્દમાં માત્ર ઉર્દૂએ જ કહી છે. એ સિવાય ગઝલને ગઝલના રંગમા કોઇ દેશ કે ભાષાએ કહી નથી, મિસ્રીઓ અને તાતારીઓએ પણ મઅશુકના રૂપના વખાણ માત્ર કસીદઓમા કર્યા છે મઅશુકના રૂપના વખાણ ગઝલોમા કરવા એટલા માટે કઠિન હતા કે ગઝલમા એક વિષયને માત્ર એકજ કડીમા પુરો કરવાનો નિયમ એક મતે છે. ગઝલમા એક માથી માત્ર રૂપનું કે માત્ર બાગનુજ વર્ણન કરવુ પણ ગઝલને દોષિત બનાવી દે છે. ગઝલની કોઇ કડી બાગ બુલબુલની, કોઇ કડી દીપક પતંગની, કોઇ કડીમાં સુરા સાકી, કોઇ કડીમા વિરહના દુઃખો બયાન થવા જોઇએ.

ગઝલો કોઇ વખતે ખાસ ખુદાપાકની સ્તુતી કે હમારા નબી (સ૦) સાહેબના વખાણ માટે




ખાસ લખવામાં આવે છે, તે અનુક્રમે રદિફદાર અને નઅતિઅદ કહેવાય છે, એવી ખાસ ગઝલોમાંય એક કડીને બીજી કડી સાથે જોડાણ હોતું નથી. એટલે એક ખાસ વિષય કે બનાવને માત્ર એકજ કડીમાં પૂરો કરવો પડે છે. ગઝલની સર્વથી મ્હોટી ખૂબી આ એક ખાસ છે, કે ગમે એવી લાંબી વાતને એક કડીમાં એવી રીતે પૂરી કરવી પડે છે, કે સાભળવાવાળાને સમજતાં લગારે વાર ન લાગે. ગઝલને અરબી, ફારસી, અને ઉર્દૂ ભાષા વિના બીજી ભાષાઓએ ન કહી તેના કેટલાંક કારણોમાં આ કારણ પણ એક મુખ્ય હતું. હિન્દી ભાષાએ પણ ગઝલ કહી નથી. હિન્દી ભાષામાં કેટલીક નઅતિયદ ક ઇરિકીયદ ગઝલો નઝરે પડે છે, તે મુસ્લિમોનીજ છે. ગેરમુસ્લિમોના તો માત્ર ગીતો કે ભજનોજ જોવામાં આવે છે હા! ઉર્દૂ અને ફારસી ભાષામા ગઝલકારો લેખે હિન્દૂઓએ ઘણો મ્હોટો ભાગ લીધો છે. શાહી દૌરમા કેટલાક તો એવા નામાંકિત ઉસ્તાદો થઇ ગયા છે, કે આજે અરબી પાઠશાળામા તેઓના ગ્રંથો પોસ્‌ણુસર દાખલ કરવામા આવ્યા છે. (ઇન્શાએ માધૂરામ, નલદમયંતિ ઇત્યાદિ)

ગુજરાતી ભાષામાય કોઇ ગેરમુસ્લિમે ગઝલને તેના નિયમાનુસાર કહી હોય, તે મારી જાણમાં નથી. કવિ બાલ, કે ઉમાશંકર જોષી જેવા માત્ર નામની થોડીક ગઝલો નિયમાનુસાર કહી ગયા હોય તો તે ગણત્રીમા એટલા માટે આવી ન શકે કે ઉર્દૂની ગઝલો સાથેની સરખામણીમાં તે ગુજરાતી ગઝલો કોઇ પ્રમાણમાં આવી ન શકે. તેમ કોઇ મુસ્લિમ ગુજરાતી ગઝલકાર કે જેણે ગુજરાતી ભાષામાં એવી ગઝલો કહી હોય કે જે ઉર્દૂના એક સાધારણ ગઝલકારની પણ બરોબરીમાં આવી શકે એમ મને દેખાતો નથી.

આજે ગુજરાતમાં ગુજરાતી ગઝલોના મુશાએરાઓની દિલચાલ કેટલીક જગ્યાએ થયા પછી હવે હિન્દૂભાઇઓ પણ તેમાં સારો રસ લેતા નઝરે પડે છે; પરંતુ ગઝલનો રંગ હજી બેજનમાં સારી રીતે રીતે સમાયો હોય એમ મને લાગતું નથી. કારણ કે ગઝલો તેજ માણસ સારી રીતે લખી શકે છે, કે જેણે ઉસ્તાદોના કાવ્યોનો સારી રીતે અભ્યાસ કર્યો હોય. ગુજરાતીમાં ગઝલકાર લેખે મ્હોટા ઉસ્તાદો આગળ થઇ ગયા હોય, અને તેઓના કાવ્યો જેમાં ખાસ કરી ગઝલોના દીવાનો પ્રગટ થયા હોય તે વાત મારી જાણમાં નથી. ગુજરાતીમાં અરબી પિંગળને સમજાવે એવું કોઇ પુસ્તક મારી ન્હાનકડી પુસ્તીકા "શાઇરી" વિના પ્રગટ થયું હોય તે પણ મારી જાણમાં નથી.

અરબી, ફારસી, અને ઉર્દૂ ગઝલોની ખૂબીઓ દ્દષ્ટાંતો સહિત જો હું અત્રે સમજાવત, તો આપને ઠીક મોજ આવત, પણ તેમ કરવું પંદર મિનિટમાં થઇ ન શકે. ઉર્દૂમાં ગાલિબ ફારસીમાં આરિફ઼જામી, અથવા હાફિઝ, કે અરબીમાં મુતનબ્બીની એક એક કડી સમજવા માટે લાંબો સમય જોઇએ.

[ઑલ ઈન્ડીયા રેડીયો મુંબઈના સૌજન્યથી]





# સુલતાન



યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા

લેખક:  "તુરાબ"

[ ગતાંકથી ચાલુ ]

આ એક અફ્ઘી શબ્દ સમ્ભાવિત ભષામા તોછડો ગણાય છે પણ પ્રેમની પરિભાષામા એનો અર્થ બહુ ઊંડો થાય છે એક શબ્દના બન્ને અર્થે સુલતાન પર નિશાન કર્યા સમ્ભાવિત ભાષાનુ નિશાન સુલતાનના નિમાગ પર થયુ અને પ્રેમની પરિભાષાનુ નિશાન તેના દિન પર થયુ દિને કરેલો અર્થ સુલતાને સાચો માન્યો

સોના ાપામા ઉછરેલી રઝિયા ચાકર હોવા છતા પોતાના હાથે સુલતાન માટે ચાનું પ્યાલુ કેમ લઇ આવી ? અને ચાનો સ્વાદ પણ સુલતાનને અનોખો લાગ્યો

"અરે આ ચા છે કે અમૃત ?" થોડા ઘુટ પીને સુલતાને રઝિયાને પૂછ્યુ

રઝિયા મૌન રહી

ચાના ઘુટ સુલતાનની વિચારમાળા ગૂથી રહ્યા હતા અને રઝિયા મૌન બેઠી હતી ત્યારે, શાન્તિએ પગરણ કર્યા શાન્તિએ રઝિયાને પોતાના આચરણમા નિગ્રહ કરવાનો આદેશ આપ્યો પરન્તુ રઝિયાના હૃદયમા ઉછળતો સુલતાન તરફનો પ્રેમ તેને બેતામ બનાવી રહ્યો હતો રઝિયાની રગોમા દોડતુ ખાનદાની ખૂન અયોગ્ય ઉછાળાને મોળા પાડી દેતુ સભ્યતા અને સુશીલતાએ રઝિયાને સયમ અપાવ્યો પણ પણ રઝિયાના અતરમા ઘુઘવતો પ્રેમનો સાગર સપૂર્ણ શાન્ત નહિજ થઇ શક્યો

ચા પી લેતા તોફાની હૃદયે સુલતાનને બોલાવી દીધુ

"ચા તો બહુ સરસ છે!'

'મારી ભાભી પીવરાવે છે તેટલી તો સરસ નહિજ !" નિગ્રહ કરવા છતા રઝિયાનુ દિલ બે કાબુ બની ગયુ

કેવળ મદ હાસ્યથી સુલતાને આ પ્રેમનો વાર વાળ્યો

પ્રેમના સગ્રામમા ખાડાના ખેલ ખેલવામા સ્ત્રી ખાટી જાય એવુ ક્યારે સાભળ્યુ છે ? રઝિયાએ નવો વાર કર્યો

"સારી સારી વાનીઓ જમવા માટેજ આટલી ઉતાવળથી શાદી કરી નાખીને કેમ ?

"શાદી નહિ કરૂ તો શુ આખી ઉમર કુવારો રહુ ?" સુલતાને ફગા વાપરી

" કુંવારા રહેવાને કોણ કહે છે, પણ, વિવાહ કરવા હતા તો અને સગાઇ શાદી તુરતમાંજ કરી નાંખવાની શી જરૂર હતી? માજીથી પણ છેલ્લી ઘડી સુધી આ વાત છુપી રાખી!"

" લક્ષ્મી ચાંદલો કરવા ત્યારે મ્હોંડુ ધોવાની શી જરૂર ?" સુલતાને સમયસુચકતાનો ઉપયોગ કર્યો.

"જાણે બીજું કોઇ પોતાની દીકરી તમને આપનાર નહોતું!"

વાતાવરણ વધારે ગુંચવણ ભર્યું થતુ હોવાથી સુલતાને એક યુક્તિ શોધી કહાડી.

" અરે! હું આવ્યો ત્યારે તું પીયાનો પર કયું ગીત ગાતી હતી? બહુ સુંદર ગીત હતું. મને તે સાંભળવું છે. ચાલ વગાડને ફરી તે ગીત."

રઝીયાએ પીયાનોની ચાવીઓને બોલતી કરી; પરન્તુ સુલતાનનું ચિત્ત સંગીનમાં નહોતું તે તો વિચારવમળમાં અટવાયલો હતો.

ઝરીનાના જોડે લગનનો યોગ નહિ બનતે અથવા તો સંજોગાવસાત ઝરીના જોડેની લગનની રેશમી દોરી તૂટી જાય તો સુલતાન રઝિયા જોડે પરણી શકે કે નહિ? પરન્તુ ઝરીનાનું મૃત્યુ થાય યા ઝરીનાથી છુટાછેડા થવાના સંજોગો બને એવા અનિષ્ટ વિચારો સુલતાનના મગજમાં કેમ આવતા હતા? અને આ ખોટા વિચારોને દૂર કરીને પણ પોતાની વિદ્યાર્થીની રઝિયા જોડે લગ્ન કરવાના વિચારો પણ સુલતાનના મગજમાં પ્રવેશ કરે એ ઇષ્ટ હતું? શિક્ષક પોતાની શિષ્યા જોડે શાદી કરે એમાં શું કાંઇ ખોટું છે? શિષ્યા અને શિક્ષક સામાન્ય સ્રી પુરૂષથી જુદા છે? વયનું અંતર આડું આવતું નહિ હોય તો શિક્ષક અને શિષ્યાનાં બે પ્રેમી હૈયાંને લગ્ન ગ્રંથીથી જોડાતાં અટકાવી શકે એવી કઈ સમાજ રચના છે? પણ સુલતાનતો પરણેલો હતો–

એવા એવા વિચારોના ચકરાવામા સુલતાનનું મગજ ભમરી લેતું હતું. રઝિયાએ પિયાનો વગાડવાનુ બંધ કર્યું તેનું યે ભાન સુલતાનને નહોતું.

" તમે તો સાંભળતા નથી, કોઇ વિચારમા પડ્યા છો" રઝિયાએ સુલતાનને ચમકાવ્યો, સુલતાન નિંદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ ચમકયો, અને વસ્તુ સ્થિતિને પિછાણતાં બોલ્યો,

" હા, આજે કલકત્તા જવાનું હોવાથી મારૂં દિલ બાકી રહી ગયેલી ખરીદીમાં પરોવાયલું છે," સુલતાને ઉઠતાં ઉઠતાં કહ્યું, " હવે હું જઇશ."

" માજી હવે હમણા આવવા જોઇએ," રઝિયાએ સુલતાનની મુલાકાત લંબાય એ માટે કહ્યું.

" વખત હવે વધારે નથી. માજી આવે ત્યારે તેમને કહેજે કે હું આવ્યો હતો અને માજીને લઇને સાંજે તુ મારા ઘેર જરૂર આવજે, મહેરૂએ પણ તને ખાસ આવવાને કહેવરાવ્યું છે."

"હું જરૂર આવીશ અને માજીને પણ સાથે લેતી આવીશ"

રઝિયાની આંખો, જતાં સુલતાનને જોતી રહી.

સુલતાન ખરીદી કરીને ઘેર આવ્યો ત્યારે બપોરના ભોજનનો સમય થઈ ગયો હતો.




રોશન ક્યારનો ઘેર આવીને બેઠો હતો. સુલતાને ઘરમાં પ્રવેશ કર્યો કે રોશને પૂછ્યું.

"અરે તું અત્યાર વેર ક્યાં હતો?"

"ખરીદી કરવા ગયો હતો."

"એ તો હું જાણી ચૂક્યો છું ને જોઈ રહ્યો છું, પણ મને લેવા કેમ નહિ આવ્યો? આપણે બન્ને સાથે જતને! અહીં હું સવારનો આવ્યો છું અને પરિણામમાં ભૂખે રહેવાની સજા ભોગવી રહ્યો છું."

"ઘણી વસ્તુ લેવાની બાકી હતી એટલે હું વહેલો નીકળી ગયો; છતાં પણ જો મને મોડું થઈ ગયું. તમે જમ્યા નથી ને મને પણ બહુ ભૂખ લાગી છે. ચાલ, જલદી જમી લઈએ."

રોશનની મા ઝયનબ પણ પાછળથી સુલતાનના ઘેર આવી લાગી હતી. ઝયનબ અને ખનીજા, તો બન્ને બહેન થતી હતી એટલે સ્વાભાવિક રીતે ઝયનબ પોતાની બહેનને ત્યાં વહેલી આવી હતી. રોશન અને સુલતાન ભાઈ અને દોસ્ત થતા હતા એટલે રોશન પોતાની માથી પણ વહેલો સવારમાંજ સુલતાનને ત્યાં આવી પહોંચ્યો હતો. પણ રોશન સુલતાનના ઘેર પહોંચ્યો તે પહેલાં સુલતાન ખરીદી કરવા નીકળી ચૂક્યો હતો, અને રોશન નિરાશ થઈને બેસી રહ્યો.

સુલતાનની નજર ઝયનબ પર પડી ને તે બોલ્યો.

"કેમ છો માસી?"

"ખુદાનો ફઝલ છે, બેટા" આશિર્વાદ આપતી હોય તેમ સુલતાન તરફ હાથ કરતાં ઝયનબે જવાબ આપ્યો.

ભોજનવિધિથી સુલતાનનાં ઘરનાં પરવાર્યાં તેટલામાંતો રઝિયા અને તેની મા શીરીન આવી પહોંચ્યાં અને થોડા સમય પછી ઝરીનાની મા સકીના પણ આવી લાગી.

સમાજની કડીઓને સાંધતા આવા આવા પ્રસંગે તો સ્ત્રીઓનીજ મુખ્યત્વે હાજરી રહે છે. પુરૂષો તો મહત્વના સામાજિક પ્રસંગોએ ચમકે છે અને જાણે સમાજને ચમકાવે છે. નાના નાના અવસરે પધારવા માટે પુરૂષોને દૈનિક વ્યવસાયમાંથી અવકાશ મળતો નથી!

સુલતાનના સસરા શરીફની ગેરહાજરીને આ વસ્તુસ્થિતિના સ્ફોટનના પ્રકાશમાં ન ગણકારીએ તો પણ સુલતાનની સાસુ મોડી મોડી સૌથી છેલ્લી કેમ આવી? પોતાની પુત્રી પ્રતિના વહાલનું આ પરિણામ હતું કે પોતાનાં જમાઈરાજની નારાજગીનું કારણ હતું? આ સવાલનો જવાબ તો સકીનાનું દિલ જ આપી શકે એમ છે.

વરની સાસુ અને વહુની સાસુના હૈયડાના ઉકેલમાં રઝિયાની આંખોને ક્યાં લગી તણાવા દેવી? સકીના પોતાની દીકરીની પૃચ્છપરછ કરવા ઝરીના પાસે ગઈ, એ તકનો લાભ લઈ સુલતાન સીધો શીરીન પાસે આવ્યો.

"કેમ છો માસી?"

"સારી પેઠે છું. દિકરા."

"ઠીક થયું તમે આવ્યાં તો."

"રઝિયાને પણ લેતી આવી છું. માસ્તરને મળવા રઝિયા બહુ ઉતાવળ કરતી હતી.

"તમને લઇ આવવા માટે મેં રઝિયાને ખાસ કહ્યું હતું"

પોતાનું નામ લેવા બદલ પોતાની બહેન મહેરૂનું નામ સુલતાન લેતે તો પોતાની લાગણીઓ છુપી રાખી શકતે; પણ નબળી દિલની દિવાલો, લાગણીઓને ખાળી શકતી નથી અને આવા નાજુક પ્રસંગો દિલની દિવાલને નબળી બનાવી જ મૂકે છે

"માસ્તરે શીખવ્યું તો રઝિયાને તોફાન કરવાજ શીખવ્યું" કહેતી શીરીન હસી પડી.

પણ શીરીનના હાસ્યે સુલતાનના દિલને ચીરી નાખ્યું

સુલતાનના દિલની દવા કરનાર દાકતર રઝિયા ત્યાં હાજર હતી અને તેણે કચવાતાં કહ્યું.

"માજી, તમે પણ જાણે સુલતાનને ઠપકો આપવાની તક જોતાંજ બેસી રહો છો!"

ને સુલતાન અને શીરીન બન્ને હસી પડયાં.

મહેરૂન્નિસા ચાના પ્યાલા સાથે હાજર થઈ.

પ્યાલા પાછા ફર્યા અને ખતીજાએ કહ્યું

"છોકરાઓ હવે જલદી કરો નહિ તો ગાડીનો ટાઇમ થઇ જશે."

રોશન ગાડી લઇ આવ્યો અને રોશન, સુલતાન, ઝરીના, મહેરૂ અને રઝિયા સ્ટેશને જવા ઉપડયા.

વડીલોએ તેમને વિદાય આપી.

પંચ બોરીબંદરના સ્ટેશને પહોંચ્યું ત્યારે સાંજના સવા પાંચ વાગ્યા હતા.

એક કલાક પ્લેટફોર્મ પર વાર્તાલાપમાં વીત્યો.

સુલતાને રોશનને ભલામણ કીધી.

"મહેરૂની સંભાળ રાખજે"

"હું નાની ગીગલી છું ને કે રોશન મારી સંભાળ રાખશે?" મહેરૂએ છણકો કર્યો.

"મારી નજરમાં તો તું નાની છે!"

"પોતાની સંભાળ રાખી શકતો નથી તો મારી સંભાળ રોશન શું રાખશે?"

સીટી વાગી.

"સુલતાને ફરી રોશનને ભલામણ કીધી.

"મહેરૂની સંભાળ રાખજે અને માનું ધ્યાન કરજે."

કલકત્તા મેલ ઉપડી ગયો.

સુલતાને વિદાય લીધી અને ગાડીની બારીમાંથી હાથ લહેરાવ્યો.

મહેરૂની આંખમાંથી બે અશ્રુ સરી પડયાં.

આંસુ સાફ કરીને મહેરૂએ જોયું તો રઝિયા હજી ગાડી તરફ રૂમાલ લહેરાવી રહી હતી.

મહેરૂએ રઝિયાને ઉદ્દેશીને કહ્યું,

"અરે! પગલી, ગાડી તો બહુ દૂર નીકળી ગઈ." પછી બધાને સંબોધતી હોય તેમ કહ્યું, "ચાલો હવે ઘેર જઇએ."



# સુલતાન



**યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા**

લેખક: "તુરાબ"



## પ્રકરણ ૧૫ મું — પ્રેમ ઝંખતું સ્ત્રી હૈયું

સુલતાન કલકત્તે ગયો તેને લગભગ એક માસ વીતી ગયો હતો, રોશન અવારનવાર પોતાની માસીને ઘેર આવતો જતો અને ખતીજાને જોઇતી કારવતી વસ્તુઓ લાવી આપવામા મદદરૂપ થતો. સુલતાનની જગ્યા રોશને પૂરી હતી અને ખતીજાને તે હવે સુલતાનના જેવો વહાલો લાગતો હતો. મહેરૂન્નિસાને તો રોશનનો સહવાસ ગમતો. સુલતાનના જવાથી મહેરૂન્નિસાને ઓછું ઓછું લાગતું હતું પણ સમય વહેતાં તેને સહેવાઇ ગયું હતુ. રોશનની હાજરી સુલતાનની ગેરહાજરીને ભૂલવવામા સહાયભૂત થતી હતી.

રોશનનો સ્વભાવ શાન્ત હતો. સામાન્ય રીતે શાન્ત સ્વભાવનાં માનવ મિતભાષી હોય છે. રોશન પણ મિતભાષી હતો, તે બહુ થોડું બોલતો. જેટલું બોલવું પડે તેટલુંજ બોલતો. ખપથી વધારે બોલતો નહિ. "નહિ બોલવામાં નવ ગુણ' પ્રમાણે ઓછું બોલવામા ઓછા ગુણ નથી; પણ "બોલે તેના બોર વેચાય" પ્રમાણે નહિ બોલવામા ગેરલાભ યે રહેલા છે. માનવસ્વભાવના બે પ્રકાર પાડી શકાય, એક તો Reserve મિતભાષી અને બીજો Demonsirative બહુભાષી, મિતભાષી સ્વભાવના મનુષ્યમાં બુદ્ધિમત્તા વધારે હોય છે એવો સામાન્ય અનુભવ છે. પરન્તુ પ્રશંસાપસંદ દુનિયાને બહુભાષી સ્વભાવનો મનુષ્ય વધારે ગમે છે, અને બહુભાષી મનુષ્યમા બુદ્ધિમત્તા હોતી નથી એવો નિયમ યે નથી, અને કેટલા વાર તો બહુભાષામાંથી બુદ્ધિમત્તા નતન્તી સ્પષ્ટ જોવામાં આવે છે. બહુભાષી સ્વભાવની વ્યકિતઓ આનંદી હોય છે, અને દુઃખી દુનિયા દુઃખને ભૂલવા આનંદનો પ્રકાશ વાન્છે છે પોતે આનંદ માણી શકે અને અન્યને આનદી બનાવી શકે એવી વ્યક્તિ સૌને ગમે છે. આ એક મનુષ્ય સ્વભાવની નિર્બળતા છે યા દુન્યાની ત્રુટી છે.

મહેરૂન્નિસા યે દુનિયાના અપવાદ રૂપ નહોતી ઉષ્મા ચાહતાં મહેરૂન્નિસાના દિલને રોશનના સ્વભાવની ટાઢી શાન્તિ સાલી આવતી. રોશન વાચાળ બને એવું મહેરૂન્નિસા મુગું મુગું ઇચ્છતી હતી. મહેરૂન્નિસા ઇચ્છતી હતી કે રોશન તેના રૂપગુણની પ્રશંસા કરે, પ્રેમની વાતો કરે અને વાતોના વાહનમાં વાયુમા તેને વિહાર કરાવે. કયું યુવાન હૈયુ પોતાના પ્રેમીની પ્રેમભરી વાતો માટે તલસતું નથી. ?

સ્ત્રી પુરૂષના સબંધમાં પુરૂષ Aggressive કર્માધિકારી હોય છે અને સ્ત્રી passive કર્માધિન હોય છે. કર્માધિનતા એ સ્ત્રી સુલભતા છે. સંસ્કારથી ઘડાયલી કર્માધિનતા સુરેખ હોય




પણ રોશનને ઝયન ને જ શુાય્ય નહિ કે તે મહેરૂનિસા જોડે સિનેમામા જવાનો હતો પ્રિયતમાને એકાતમા મળવાનો મજેનો અવસર ઝાનબની નાથી કદાચ હાથથી સરી નહિ જાય તેની બીક રોશનને લાગી હોય એ સભવિત છે મ્યા પ્રેમીનુ હૈયુ પોતાની પ્રિયમતાને મળવાને થનગનતુ નથી ?

રોશન મહેરૂના ઘેર પહોચ્યો ત્યારે ત્યા ચા થ્રુને ચી હતી અને 'મેટીની નો સમય વ્યતિત ચઇ ગયો હતો પ્રેમી યુગલને પહેલા એનમા ધગતા તાપમા જવુ પણ કય હતુ !

મહેરૂન્નિસા વસ્ત્રો સજી લઇ બહાર આવી ત્યારે રોશનને તે મોહીની જેવી લાગી અને ઘડી બે ઘડી તની દ્રષ્ટિ મેહેરૂ પર અમી મ ડાઇ રહી પોતાની સ્થિતિનુ રોશનને ભાન થતા તેને અકળામણુ થઇ અને અકળામણને વિહારવા તેણે મુસ્ક યુ મહેરૂ સામુ હસી

કુ કેવી લાગુ છુ ? મહેરૂએ નજદીક આવીને પૂછ્યુ

'પરી જેવી !'

રોશનના ઉ ર જેવા ભાસતા જવાબમા સચોટતા વધારે હતી

ખતીજા આ યુગલને જેઇ રહી

ચચ ગેટ સ્ટેશનની સામેના સિનેમા પાસે રોશન અને મહેરૂ આવી પહોચ્યા ત્યારે રાજબાઇ ટાવરે પ્રેમીયુગલને છ ઘટની વધામણી આપી

રોશન સિનેમાની ટીકિટ બારી તરફ પગ વાળતો હતો તેટલામા મહેરૂએ તેનો હાથ ઝાલ્યો અને કહ્યુ

આપણે દરિયા પર જઇએ તો ?

'પણ હવે વખત કયે છે ? પછી ટીકિટ નહિ મળે !

"નહિ મળે તો ભલે નહિ મળે ! મારો વિચાર તો દરિયા પર ફરવાનો થાય છે

સાગરના સલિલ પરથી ચાલી આવતા શિતલ વાયુની આ અસર હતી યા મહેરૂએ અગાઉથી રચેલી યોજના હતી માને સિનેમામા સાથે આવવાનુ કહી તેને સાથે આવતા અટકાવવી એમા યે સ્ત્રીબુધ્ધિ પ્રતીત થતી હતી

પણ માસીએ તો સિનેમામા જવાની રજા આપી છે અને આપણે આમ દરિયા પર ફરવા જઇએ એમા મને ઠીક નથી લાગતુ રોશનનુ દિલ તેના પગને યોગ્ય અયોગ્યનાની જ જીરે જકડતુ હતુ

'એમા ઠીક અને અઠીક જેવુ શુ છે ? માએ આપણને સાથે જવાની રજા આપી છે અને આપણે સિનેમામા જઇએ કે દરિયા પર જઇએ એ આપણી મરજીની વાત છે," ખુલ્લા દિલની મહેરૂન્નિસાએ રોશનની મુઝવણનુ વિવરણ કર્યું




ચિત્રપટની રસલીનતામાં પોતાની પડખે બેઠેલા પ્રેમપાત્રનુ વિસ્મરણ કરવાને બદલે સાગરતટ પર ઠંડી ઠંડી હવામા પ્રેમની મીઠી મીઠી વાતો કરવાનું રોશનનું દિલ પણ થતું હતુ અને મહેરૂ પોતે યે દરિયા પરચાલવાને કહેતી હતી એટલે ત્યા જવામાં રોશનને અયોગ્ય જણાયું નહિ

રવિવાર હોવાથી દરિયા પર લોકોની સારી ઠઠ હતી સ્ત્રી પુરુષોની એકસરખી સંખ્યા જણાતી હતી નવ પરિણિત યુગલો શિતલ વાયુના નશામાં અડોઅડ યા હાથમા હાથ નાખી ચાલતા હતા. દુઃખ અને ચિંતાનો ત્યાં નિવાસ નહોતો, આનંદ અને ઉલ્લાસ ત્યાં વિહાર કરતા હતા. અમર યુવાનીનું આ સ્થાન હતું

રોશન અને મહેરૂએ પણ દરિયાને કાંઠે લટાર લગાવા માંડી.

એક સુંદર સ્ત્રીને સામેથી એકલી અટૂલી ચાલી આવતી જોઇને મહેર બોલી.

"રોશન જો આ છોકરીને, કેટલી ખુબસુરત છે છતાં એકલી છે મને એવી એકલતા ગમતી નથી. મને તો સુંદર યુવતિ અને સુંદર યુવાનનું જોડું જોવાને ગમે છે દુનિયામાં આટલા સ્ત્રી પુરુષો છે તેમાંથી સ્ત્રીને મનપસંદ પુરુષ અને પુરૂષને મનપસંદ સ્ત્રી મેળવવાનું શું મુશ્કેલ છે? અને જ્યાં લગી દુનિયામાં જેટલાં યુગલો ઓછાં હશે ત્યાં લગી સુખમાં તેટલી ખામી રહેશે." મહેરૂ આ નવી ભાવનાની વાત કરી રહી તે સમયે પાસેથી એક ટોળું ચારપાંચ યુવતિઓનું અને બીજું ટોળું ત્રણચાર યુવકોનું સામી દિશામાં પસાર થઇ ગયું.

"જોયું? આવું જોઇને મારૂ દિલ બળી જાય છે. એના બદલે ચારપાંચ યુગલો જોયાં હોત તો કેટલી ખુશી થતે!"

"પણ તું આવું વિચારતાં ક્યારથી થઇ?" આભી બની ગયેલા રોશને પૂછ્યું.

"મારા ભાઇ સુલતાનનો પણ આવોજ મત છે. સુલતાન કહે છે દુનિયા પોતાની જવાબદારી સમજતી નથી. લોકોને જવાબદારીનો બોજ ઉંચકવો ગમતો નથી અને પરિણામે દુઃખી થાય છે. જવાબદારી ટાળીને છુટા ફરવામાં પહેલાંતો સહેજ આનંદ મળે છે પણ પછી દુઃખના ભારા ઉંચકવા પડે છે"

"તમારા ભાઇબહેનની ભાવના તો સુંદર છે પણ આદર્શ પાછળ આંધળા બની દુનિયાની વાસ્તવિકતાને ભૂલવી જોઇએ નહિ" પ્રશ્નજ એવો છેડાયો હતો કે રોશન પણ દલીલમાં ઉતરી પડયો.

"વિચારથી વર્તન ઘડાય છે. આદર્શથી વાસ્તવિકતા ઘડાય છે અને આદર્શથી જે વાસ્તવિકતા ઘડાય છે તે વાસ્તવિકતા પણ આદર્શ હોય છે."

"પહેલા આદર્શ ઘડવાને બલિદાનની જરૂર પડે છે અને બલિદાન આપે એવા લોક દુનિયામાં બહુ ઓછાં હોવાથી આદર્શ પણ બહુ ઓછા પાર પડે છે. આદર્શ વગરની વાસ્તવિકતા તો તેં કહ્યું તેમ બોડીલી હોય છે. દુનિયાની વાસ્તવિકતા યે આવી બોડીલી છે.

"એનું કારણ દુનિયાની બેજવાબદારી અને બેસમજદારી છે."

"અને બેસમજ દુનિયાને નહિ સમજનાર આદર્શવાદીને બેજવાબદાર દુનિયા પાગલ માને છે."




"દુનિયા જ પાગલ છે!" મહેરૂએ રોષમાં કહ્યું.

"આદર્શવાદી, દુનિયાને પાગલ માને છે અને દુનિયા આદર્શવાદીને પાગલ માને છે. દુનિયાદારોની સંખ્યા વધારે હોવાથી બહુમતે આદર્શવાદી પાગલ ઠરે છે. સુલતાન તો પાગલ છે અને તું પણ આવી ડાહીડમરી વધારે વાતો કરશે તો પાગલ થઈ જશે. ચાલ હવે આપણે ક્યાં બેસીએ અને દુનિયાની વાતો છોડી આપણી વાતો કરીએ."

મહેરૂ અને રોશન પાળી પર બેઠા ત્યારે સૂરજ સાગરની કિનારીએ ઝૂલી રહ્યો હતો, અને સ્વર્ગની ડાળે બેસી બે પ્રેમપંખીડાં આ દૃશ્ય જોઇ આનંદી રહ્યાં હતાં.

"આખી જીંદગી અહીં આમ બેસી રહીએ અને સાગરને વાદળ જોતા રહીએ એવી મને લાગણી થાય છે! તમને એવું નથી લાગતું?" મહેરૂએ પૂછ્યું.

"મને પણ એવું ગમે છે." રોશને જવાબ આપ્યો.

"તો તમે પણ મારા જેવા આદર્શવાદી છો."

"આદર્શવાદી તો છું પણ મારા આદર્શનીજ મને બીક લાગે છે."

"આદર્શથી ડરો છો?"

"હા."

"એમ કેમ?"

"આદર્શની પાછળ હું પાગલ બનું અને આદર્શ ભાગીને ભૂક્કો થઇ જાય તો હું હંમેશનો પાગલ બની જાઉંને?"

"આદર્શથી માણસ પાગલ બનતાં હશે!"

"દુનિયા બનાવી દે છે—આદર્શવાદીને દુનિયા પાગલ બનાવી દે છે. ધારી લે કે મારા આદર્શને પામવા માટે, તું કહે છે તેમ, હું સંસારની જોખમદારી વહોરી લઉં અને મારા ભાગ્યે તારી જેવી વઢકણી કોઈ મને મળે તો મારી દુનિયા જ ડુબી જાય ને!" રોશનના હૈયે હતું તે ધીરે ધીરે પણ હોઠે આવ્યું.

"મેં એમ ક્યાં કહ્યું હતું મારા કહેવાનો આ ભાવાર્થજ કયો હતો? અને હું વઢકણી?"

"વઢકણી નહિ તો ક્યારની આદર્શ આદર્શ કરી શું વઢી રહી છો?" રોશન મૂછમાં હસવા લાગ્યો.

"હું વઢકણી હતે તો તમારૂં કાળજું કાપી નહિ લેતે?"

"તો બાકી શું રાખ્યું છે?"

દાલ પુરી!

મુંબઇના દરિયાના સહેલાણીઓને પરિચિત, એવા દાલપુરીવાળાના અવાજે બે પ્રેમીઓની મીઠી તકરારમાં ભંગાણ પાડ્યું.

"એ. દાલપુરીવાલા અહીં આવ." રોશને બૂમ મારી.

દાલપુરી જમી પ્રેમીઓ શાન્ત પડ્યાં—કે મસાલાથી તેમનાં દિલ વધારે ગરમ થયા!




દારૂલ ઓલૂમ મદ્રસએ અશરફીયહ, અરબીયહ, ઈસ્લામીયહ.

રાંદેર

# ઈલ્મનું ઉદ્યાન

રાંદેર ગુજરાતનો ઇલ્મિ બગીચો છે. રાંદેરમાં ખુદાના ફઝલથી અને તેના હબીબે પાકસલ૦ ના વસીલાથી નવાં નવાં ઇલ્મ ધામોનો વિકાસ થતોજ રહે છે. સમસ્ત ગુજરાતને દુન્યવી ઇલ્મિથી માલા માલ કરનાર પીપરડીવાલા મદ્રેસા હાઇસ્કૂલથી તો કોઈ અજાણ્યુ નહિ જ હોય ? તેવીજ રીતે દીની ઇલ્મદ્વારા હિંદમાં અને હિંદ બહાર પણ પોતાનુ સ્થાન જમાવનાર જામેઆ હુસૈનીયહની કારકીર્દિ પણ જગ-જાહેર છે. અને સાથે હવે રાંદેરના પુરાણા ઇલ્મધામ દારૂલ ઉલૂમ મદ્રસએ અશરફીયહ અરબીયહ ઇસ્લામીયહનો પુનરોદ્ધાર કરી તે મદ્રેસાના વ્યવસ્થાપક મૌલાના અહમદ અશરફ સાહબે ગુજરાતની ઇલ્મિવાડીને ખૂબ ફળ-ફૂલવતી કરી છે. મજકૂર મદ્રેસાના નવા દૌરનુ પહેલું વર્ષ પૂર્ણ થતાં વાર્ષિક જલ્સો તા. ૩૧-૮-૪૧ને રોજ મદ્રેસાના આગણામાં ઉભા કરેલા વિશાળ મંડળમાં યોજાયો હતો. હિંદના મહાન ઇન્કિલાબી આલિમ મૌલાના ઉબેદુલ્લાહ સીંધી પ્રમુખસ્થાને હતા, અને મુખ્ય વ્યાખ્યાતા તરિકે મહાન ઓરેટર અને 'અલ ફુર્કાન'ના એડીટર મૌલાના મહમદ મંઝૂર નોમાન હતા. જેમની તકરીરોનું તત્વ આ અકમાજ પ્રગટ થયું છે. મદ્રેસાની એક વરસની કારકીર્દિનુ દીર્ગ-દર્શન કરાવતો મજકૂર મદ્રેસાના મોહતમિમ જનાબ મૌલાના અહમદ અશરફ સાહેબનો રિપોર્ટ પણ આ સાથે પ્રગટ કરવામાં આવ્યો છે. જલ્સામા બાળકોની ઇલ્મિ કારરવાઈ, કારીઓની કિરઅત, તથા ઇલ્મિના ફવાઇદોથી ૫-૬ હજાર પ્રેક્ષકો સતુષ્ઠ કરનાર એ જલ્સો ઇલ્મિ-ઉત્સાહ અને દીની-પ્રેમના એક અજોડ જુસ્સા સહિત પૂર્ણ થયો હતો. ગુજરાતના આટલા બધા ઇલ્મિ-પ્રેમીઓ એકજ સ્થળે આ રીતે જમા થશે અને ઇલ્મનાં ગુણગાન સાંભળવા આતૂર હશે એવુ ભાગ્યેજ મનાતુ હતુ. પણ તે દિવસના અજોડ દૃષ્યે ગુજરાતની ઇલ્મિ-દોસ્તીની અજબ છાપ પાડી હતી અને રાંદેરની પુરાણી અહોજલાલીનાં એકવખત પુનઃ દર્શન કરાવ્યાં હતા. ખુદા આવા ઇલ્મી કેંદ્રના આવા ઇલ્મિ આંદોલનોને વધુને વધુ ફળવંતાં કરે એ દુઆ સહિત અવકાશના અભાવના ભયથી વસ્સલામ કરૂં છું.

—સહતંત્રી

વેપારી  ડિરેક્ટરી

**અરબી ગુજરાતી કુરઆને શરીફ**

કુરઆને શરીફ અરબી મોટા ખુબસુરત હરફોમા તેની પાછળ એજ આયતો ગુજરાતી મોટા ટાઇપમા સહીહ વાચવાના ચીન્હો સહિત તેની નીચે ગુજરાતી સરળ તરજુમો, મ્હોટા એક હજાર પેજ પંદર પંદર સીપારાના બે ભાગ પાકી બાઇન્ડીંગ હદીયો રૂ. ૧૨) પો રૂ ાા પરદેશ રૂ ૪)

લખો-રાહેનજાત ઓફીસ, ભાવનગર.

બઝમે ઇકબાલનું છઠ્ઠુ પુસ્તક

**અસ્હાબુલ ફીલ**

**મુલ્ય દશ આના**

પોસ્ટેજ બે આના વધુ

**બઝમે ઇકબાલ, કઠોર**

હિન્દી બનાવટના હેરઑઇલો, ન્હાવાના સાબુઓ, દંત મંજન, ટોઇલેટ પાવડર, સ્ટેશનરી, વીગેરે માટે

**ધી રાંદેર સ્ટોર્સ**

કણપીઠ, સુરતમાં

**એકવાર પધારો.**

તાજ કુાં૦ લી૦ લાહોરના

ઉર્દૂ તર્જુમા સાથના

**હિમાયલ શરીફ**

બ્લોકની છપાઈ

હદીયો-રૂ. ૪, રૂ. ૫, રૂ. ૧૦.

**ધી રાંદેર સ્ટોર્સ** કણપીઠ,—સુરત.

" કારવાં "ના ગ્રાહકોને વગર કિંમતે

**'ચીરાગ' માસિકની ફાઈલ**

પાચ આના, પોસ્ટેજ-પેકીંગના મોકલનારને જ મળશે.

**ધી પટેલની કુાં૦**

જાડેજા સ્ટ્રીટ-ભાવનગર.

આ ખાના માટેનો 'માસિક ચાર્જ' ફક્ત એક રૂપીઓ બાર માસ માટે રૂ ૧૨) જાહેર ખબર આપનારને ૭ આનાનો 'કારવા'નો અંક પણ મળે છે.

**લયલાના પત્રો**

૧૯૪૧ નું સનસનાટીભર્યું પુસ્તક.

**મૂલ્ય બે રૂપીઆ.**

(વી પી પોસ્ટેજ જુદુ)

**ઇમામુદ્દીન સ. દરગાહવાલા**

દરગાહ શરીફ, નવસારી

'Karavan' Agents:-

1) LIMBADA & Co
22, Diagonal street,
JOHANNESBURG

2) UNION PRINTING WORKS
91, Victoria Street
DURBAN

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો




કાબિને સદ કુમ્ર હે આ બનદએ ગેદેરત, "આજકા નિભી હે "અશરફ કયા મુબારક
મરકઝે હીમે રસૂને કિરિયા નેકા હૈ ઔર સઅદ
થી મુકદ્દર નફી હિમ્મતમે બૈરે મુન્તઝીર બારકઅહ હૈર ઝમા વક્તે દુઆ હોનેકા હૈ
મુકઅમે નૂરે ખુદાવન્દે અતા હેનેકા હૈ"

دار العلوم مدرسہ اشرفیہ عربیہ
راندیر ضلع سورت

# મોહતમિમનો (વ્યવસ્થાપકનો) રિપોર્ટ.

હમદો સનાત પછી ઇસ્લામી ભાઇઓ દારૂલ ઓલુમ મદ્રેસએ અશરફીઆના નવા દોરનુ તાલીમી રૂએ આજે પહેલું વર્ષ પુરૂ થયુ છે ખુદાપાકનો એ વિષે મોટો એહસાન છે

**મદ્રેસાની અસલી બીના અને બાની મહૂમનો ઝિક્ર ખૈર.**

આ દીની દર્સગાહ આખા ગુજરાનમા પહેલી દર્સગાહ છે જેના મર્હૂમ બાનીએ તે વખતની ખાસ દીની જરૂરતોનો ખિયાલ કરી સને ૧૨૮૬ હી મા કાયમ કર્યો હતો બાની મર્હૂમ એટલે હાજી ઇસમાઇલ મોહમદ અશરફ સાહેબ રાંદેરી એક મોટા વેપારી માણસ હતા જેઓ તે જમાનામા કલકત્તામા રહી વેપાર કરતા હતા તેમના હૃદયમા ઇસ્લામી ફિતરત, દીની જઝબો અને મઝહબી જોશ ભરપુર હતો ત્યા મર્હૂમને એક મહાન બુઝુર્ગ આલિમની સોહબત નસીબ થઇ જેમના ફૈઝથી બધા હીંદુસ્તાનના ભાગોમા ફાયદો પહોંચી રહ્યો હતો એટલે હઝરત મૌલાના અહમદઅલી સાહેબ અમ્બારનપુરી, (રહે.) મોહદ્દીસ. પેશ.નજર ચાલે રહ્યા હતા. બાની મર્હૂમને એવા મહાન આલિમથી ન માત્ર મુલાકાત બલ્કે શાગિર્દીનો સબંધ પણ હતો એજ કારણથી મર્હૂમ બાનીએ ગુજરાનમા એક દીની મદ્રસાની જરૂરત વિચારી પોતાના અસલ વતન રાંદેરમા હઝરત શેખની ફરમાસથી મદ્રેસ-એ-અશરફી-આની બીના કાયમ કીધી

**એ મદરેસાના સર્વથી પેહલા ઉસ્તાદનો ઝિક્રે ખૈર.**

સર્વથી પહેલા મુદર્રિસ જે આ મદરેસામા પઢવવા માટે બોલાવવામા આવ્યા તેઓ મૌલાના મોહમદ બરકતુલ્લા સાહેબ, સુરતી મોહાજિરે મક્કી હતા જેમનો શાગિર્દીનો સિલસિલો પણ હઝરત મૌલાના સ્હારનપુરીથી હતો આખાએ ગુજરાતમા આ સર્વથી પહેલો મદરેસો હતો જેણે પોતાના ફૈઝો અને બરકતોથી ગુજરાતવાળાઓને ફાયદો પહોંચાડવાનો મૌકો અર્પણ કર્યો

**ગુજરાતની હાલત જેમા આ મદરેસો કાયમ કરવામા આવ્યો**

ગુજરાતની હાલત તે સમયમા જાહેલીયતના સમયના લગભગ સરખી હતી જેમા કુર્આન અને હદીસની રોશનીની જગ્યાએ કુફ્ર અને શિર્કની અંધેરી ફેલાઇ ગઇ હતી શરીઅતની બુઝુરગી અને ઇજ્જત લોકોના દિલોથી મટી ગઈ હતી તરેહ તરેહની બિદઅતોમા લોકો ફસાયલા હતા નામની રૂએ માત્ર ઇસલામ બાકી હતો મગર અમલોનો જ્યા સુધી સબંધ છે તેઓને ઇસ્લામથી




દુરનો પણ સંબંધ ન હતો. મર્હૂમ બાની સાહેબે ગુજરાતના આવા અંધકારમાં આ દીની મદરેસો કાયમ કરી પોતાની ઇમાની કુવત અને જોશનો સબુત આપ્યો. આજે તેમની તે નિખાલિસ નૈયતનું ફળ છે; જે આપની સામે મૌજુદ છે, શરૂમાં ઘણા ખરા ગુજરાતના અકાબીરો આ મદ્રેસાથી ફૈઝ ઉઠાવી ચુક્યા છે, અને તેમના વડે ગુજરાતના ખુણેખુણામા દીની ઇલ્મની રોશની અને ચમકદમક પહોચી રહી છે. મતલબ કે મદ્રેસો આખાએ ગુજરાતમાં સર્વેથી પુરાનો અને પહેલો મદ્રેસો છે. જેની તારીફ મેં આપ સાહેબો સમક્ષ રજુ કરી છે.

**દરમિયાનમાં કેટલાક કારણો સર, મદ્રેસાના ફરાએઝમાં કંઇક દરજ્જે કમી થઇ.**

કેટલાક અરસા પછી કેટલાક કારણોને લઇ આ મદ્રેસો પોતાના ઉંચ ફરાએઝને અદા કરવાથી કંઇક દરજ્જે કમ રહ્યો. મગર ખુદાપાકના ફઝનો કરમથી તે અફસોસનો જમાનો ખતમ થયો. અને મદરેસાનો નવો દૌર શરૂ થયો.

**મદ્રેસાના નવા દૌરની શરૂઆત**

હવે અલ્લાહપાકની મહેરબાનીથી મદરેસાના બધા વિભાગોમા તરક્કીની સુરત મૌજુદ છે. આ, મદરેસામા પુરાના મશહૂર મદરેસાઓ માફક અરબી અને ફારસી, કુઆર્ન મજીદ, ઉર્દૂ, અને તજવીદે કિરાઅત. વિગેરે, વિગેરેની પઢાઇ ઘણા ઉંચા દરજ્જા ઉપર જારી છે. હમારો વિચાર છે કે, અમે આ મદ્રેસાને મર્હૂમ બાનીની ઇચ્છા માફક એવા ઉંચા દરજ્જા પર લાવીએ, જેમાં વિભાગની પુરેપુરી અને સર્વોત્તમ પઢાઈ અને શિક્ષણ થાય. સારાંશ કે અમે પોતાની શરૂઆતની મુશ્કેલીઓ હોવા છતાં મદરેસાની પઢાઇને દરેક રીતે કામિલો ઇત્મિનાન બનાવવામાં હર તરેહથી પુરેપુરી કોશિશ કીધી છે. અરબી દરજ્જામા આ વર્ષે હદીસમા મિશકાત શરીફ, તફસીરમા જલાલૈન શરીફ, ઇલ્મે મીરાસમાં શીરાજી, ફિકહમાં હિદાયા, તનજીક દકાએક, ઉસૂલે-ફિકહમા ઉસૂલે સાહસીલ, અને બીજા સંબંધ ધરાવતા ઇલ્મોની જુદી જુદી કિતાબો. જેમકે ઇલ્મે સર્ફનહ, અને ઇલ્મે મનતીક વિગેરે ફનોની કિતાબો પણ પઢાવી. ફારસીના દરજ્જામા ગુલિસ્તા, બોસ્તા, માલા બુદ વિગેરે પઢાવવામા આવી. તજવીદના દરજ્જાનો ખાસ પુરતો બંદોબસ્ત કરવામા આવ્યો છે અને હમારી ઇચ્છા છે કે અમો એ દરજ્જાની પઢાઇને ઘણા ઉંચા પાયા પર કાયમ કરીએ

**આ વર્ષે તાલીમ પામેલા તલબાઓની ગણત્રી.**

આ વર્ષે દાખલ થનારા તલબાઓમાં બે તરેહના તાલિબે ઇલ્મો હતા. એક બહારના, અને બીજા શહેરના. બહારના બધા તલબાઓનો ખાવા પીવાનો તેમજ બધી જરૂરતોનો ખર્ચ આ મદ્રેસાએ ઉપાડયો છે. એ તાલિબે ઇલ્મોને હફતામાં સાબુ અપાય છે, તેમજ હજામત અને નાસ્તા વિગેરેનો બંદોબસ્ત પણ મદ્રેસા તરફથીજ કરવામા આવ્યો છે. એવા તાલિબ ઇલ્મોની ગણત્રી પિસ્તાલીસની છે અને એમાં મોટે ભાગે ગુજરાતનાજ તલબાઓ છે. શહેરના તલબાઓ એકસો પચોતેર છે. જેઓ જુદા જુદા દરજ્જાઓમાં દાખલ થઇ તાલીમ હાસિલ કરી રહ્યા છે. મદરેસાના નિભાવ ખર્ચ માટે મર્હૂમ બાની હાજી ઇસમાઇલ મોહમદ અશરફ

સાહેબે એક વકફ કર્યું છે. જેની આમદનીથી આ મદરેસાની મોટે ભાગે જરૂરતો પુરી પડી રહી છે, અને મર્હૂમ બાનીની ઇચ્છા અનુસાર મદરેસાની જરૂરતોમાં ખર્ચ થઇ રહી છે. સારાશકે મદરેસાના નવા દૌરની શરૂઆતને એક વર્ષનો જમાનો થયો છે, અને હજી અમારા માર્ગમાં ઘણી મુશ્કેલીઓ પણ આડે આવી રહી હતી. જે કોઇ પણ કામની શરૂઆતમાં કુદરતી રીતે આવ્યા કરે છે. એ કારણ સર આ વર્ષે બહારના તાલિબ ઇલ્મોની ઓછપનો અથવા થોડા હોવાનો અમને પોતાને પણ ખિયાલ છે. અને અમો હમારી પુરતી કોશિશ અને મદરેસાની માલી ગુંજાએશનો ખિયાલ રાખી આવતે વર્ષે તલબાઓની ગણત્રીમાં મોટો વધારો કરવાનો ખિયાલ રાખીએ છીએ. ખુદાય પાક હમારી ઇચ્છાઓને પાર પાડે.

## આ મદરેસાની લાયબ્રેરી વિષે વર્ણન

આ મદરેસાની જરૂરતોની કડીમાં એક મોટી વસ્તુ લાયબ્રેરી થાય છે, જ્યાં બધા ઇલ્મો અને ફનોની કિતાબો રાખવામાં આવે. કે જેથી પઢવા પઢાવવા વાળાઓને દરેક તરેહની કિતાબો આ મદરેસો પુરી પાડી શકે. મદરેસામાં પહેલેથીજ એક મોટી લાયબ્રેરી મૌજુદ છે. છતાં અમો કોશિશમાં છીએ, કે આ લાયબ્રેરીને હજી વધુમાં વધુ મોટી બનાવીએ, કે જેથી શીખનારાઓ અને શીખવનારાઓ બન્નેની જરૂરતોના માફક લાયબ્રેરીમાં બધી કિતાબો દરેક વખત મૌજુદ રહે. અમોએ અમારા શહેર કસ્બાના બાળકો માટે તાલીમનો ખાસ બંદોબસ્ત કર્યો છે. કે તેઓ શરૂઆતથીજ સરસ તાલીમ પ્રાપ્ત કરી ઉપરના દરજ્જાઓમાં દિલી ખાહીશ માફક સારી તરક્કી હાસિલ કરી શકે અને બાળકોની તા'લીમી હાલત ઘણી સારી અને ઉચ્ચ દરજ્જેની થાય.

## દારૂલ ઇફતાહ

આ મદ્રેસામાં એક વિભાગ દારૂલ ઇફતાહનો મૌજુદ છે. ફતાવાના જવાબ ઉર્દૂ અને ગુજરાતી બંન્ને ઝબાનોમાં કુર્આન અને હદીસ તેમજ ફિકહથી મોતબર કિતાબોથી આપવામાં આવે છે. અને મહીનામાં જેટલા ફતાવા ભેગા થાય છે તે ગુજરાતી માસિક 'કારવાં'માં પ્રગટ થતા રહે છે. જેનાથી ગુજરાતના લોકો તેમજ બહાર સફરમાં રહેનારા લોકો ઘણો લાભ ઉઠાવે છે.

## મદદ કરનારા સાહેબોનો શુક્રીઓ

હું મારા જીમ્મે આ પણ જરૂરી સમજું છું કે હું મારા મિત્રો અને મુખ્લિસોનો આભાર માનું, જેઓએ મારી મુશ્કેલોમાં મદદ આપી અને મને પોતાના કીમતી મશવિરાઓથી એહસાનમંદ કર્યો. એમાં બે તરેહના સાહેબો છે એક તે જેઓએ મદરેસાના કોઇ પણ વિભાગમાં મારી મદદ કરી છે. બીજા તે જેઓએ પોતાની કોશિશ અને પોતાના કીમતી મશવિરાઓથી મારો બોજ હલકો કર્યો.

## દાયેરતુલ-મ-આરેફ હૈદ્રાબાદનો શુક્રીઓ, અને તેના અરકાનનો ખાસ આભાર.

એ સિલસિલામાં અમો દાયેરતુલ-મ-આરેફ હૈદ્રાબાદના અરકાનનો ઘણાજ ખુલુસ દિલથી આભાર માનીએ છીએ. કે તેઓએ પોતાને ત્યાંની બધી કિતાબોને આ મદરેસા માટે અર્ધી કીમત પર મોકલી મદરેસાને એક મોટા




ખર્ચથી બચારી લીધો ખુદાપાક તેઓને એતા નેક બદને અતા ફરમાવે મદરેસાના અગ્યાન તેઓના એહસાનનો હમેશ માટે શુકીઓ અદા કરતા રહેશે વળી અમો ઉમ્મીદ રાખીએ છીએ કે તેઓ ભવિષ્યમાં પણ પોતાને ત્યાની ઝાબિને કદર કીમતી કિતાબો આ મદરેસા માટે એવીજ રિઆસતથી મોકની શુકીઆને મૌકા ફરમાવતા રહેશે

**મુકામી મુસ્લિમોના આભાર**

હું એ સદ્દેબોના પણ ખરા અંતઃકરણથી આભાર માનુ છુ જેઓ એ મદરેસાના આ નવા મકાનના બાંધકામમા મારે સાથે રહી પોતાના કીમતી વખતનો ભોગ આપ્યો અને મને પોતાના કીમતી મશ્વિરાઓથી એહસાનમંદ કર્યો જેમના મુબારક ઇસ્મો આ છે જનાબ હાજી મોહમદ આઝમ ઇસમાઇલ સાહેબ બીજા મીઠ ઇબ્રાહીમ હાજી આરેફ અશરફ સાહેબ ત્રીજા મસ્જીદ સુનારવાડ રાંદેરના મુતવલ્લી સાહેબો ખાસ કરી મુનવ્વરી મીઠ ઇબ્રાહીમ અહમદ ભામ સાહેબ કે જેઓએ દરેક વખત અમારી મદદ ફરમાવી અને હજુ પણ દરેક કામમા હમારો સાથ આપી રહ્યા છે ચોથા રાંદેર સરકારી હોસ્પીટલના મહેરબાન ડોકટર મનેક સાહેબ કે જેઓ હમેશા તલબાઓની બીમારીમા ફ્રી પધારી પોતાના કિમતી ટાઇમનો ભોગ આપે છે હુ ઉમ્મીદ રાખુ છુ કે મારા આ મકામી ભાઇ અને અઝીઝ મારી હમેશા એવીજ રીતે હીંમત અફઝાઇ કરતા રહેશે ખુદાપાક એ સર્વેને બન્ને જહાનમા નેક બદલો અતા ફરમાવે ।

**• વ્હાલા મહેમાનોના આભાર.**

અમારી ઘણી મોટી ખુશ કિસ્મતી છે, કે અમારી અત્રેના દાવત પર હઝરત મૌલાના એહમેદુલના સીધી સાહબ અને મૌલાના મોહમદ મઝહર નેઅ્માની સાહબ પધાર્યા, અને પોતાના કીમતી અને જરૂરી ટાઇમમાથી હમારા આ વાર્ષિક જલસા માટે બન્ને સાહેબોએ ટાઇમ કાઢી અમારી દાવત કબુલ ફરમાવી હું ખાસ તૌર પર એ બને સાહેબોનો આભાર માનુ છુ અને ઉમ્મીદ રાખુ છુ કે ભવિષ્યમા પણ અમારા ઉપર પોતાની મહેરબાની ફરમાવતા રહેશે વળી બહાર ગામથી આવનારા વ્હાલા મહેમાનોની સેવામા પણ હુ મારો કફીર શુક્રીયો પેશ કરૂ છુ જેઓ દુર દરાજની તકલીફો અને સફરની મુસીબતો ઉઠાવી એક દીની મદરેસાના વાર્ષિક જલસામા મારા આમંત્રણને માન આપી તશરીફ લાવ્યા અમો કબુલ કરીએ છીએ કે અમો અમારા વ્હાલા મહેમાનોના આરામ અને સુખનો પુરેપુરો બંદોબસ્ત ન કરી શકયા હોય અને બનવા જોગ છે કે તેઓને અમારી પુરતી કોશિશ છતાં, કાઇને કાઇ તકલીફ પહોંચી હોય મગર અમને ઘણી ખુશી ઉત્પન્ન થઇ છે, કે તેઓએ પોતાના આગમન અને ગફલતનો ખિયાલ ન કરતા અમારી દાવત કબુલ કરી આ જલસાને રૌનક બક્ષી છે અમે અમારા એ વ્હાલા મહેમાનોનો ઘણા માન સહિત આભાર માનીએ છીએ અને ઉમ્મીદ રાખીએ છીએ કે તેઓ ભવિષ્યમા પણ અમારા મદરેસાના વાર્ષિક જલસાઓમા શામેલ થઇ અમારી હીંમત અફઝાઇ કરતા રહેશે. અને પોતાના કીમતી મશ્વિરાઓથી અમને બરાબર ફાયદો પહોંચાડવાનો મૌકો દેતા રહેશે




## અરબી મદરેસાના તાલીમી દસ્તૂર.

અરબી મદરેસાઓમાં આમ દસ્તૂર. એવોજ હોય છે, કે તેઓનું તા'લીમી વર્ષ શવ્વાલ માસથી શરૂ થઇ શાબાન માસમાં પૂર્ણ થઇ જાય છે. એજ પ્રમાણે દારૂલ ઓલુમ મદરેસા અશરફીયાના અરબી, ફારસી અને કુર્આન શરીફ તથા ઉર્દૂ અને તજવીદ તથા કીરાઅતના દરજાઓનું વાર્ષિક ઇમ્તેહાન પહેલી અને બીજી શાબાનના થયું. અરબી અને ફારસીનું ઇમ્તેહાન મૌલાના સૈયદ રસુલશાહ સાહબ અને મૌલાના શેર મોહમદ સાહબ. અને મૌલાના ઇસમાઇલ ગોરા સાહબ રાંદેરી, અને મૌલાના મોહમદ અહમદ સાહબ દેવબંદીએ લીધું. ઇલ્મે તજવીદનુ ઇમ્તેહાન મૌલ્વી કારી અબ્દુર્રહીમ સાહબ પેશ ઇમામ, મોટી મસજીદ રાંદેર એ લીધું. કુર્આન શરીફ હાફેઝ થનારાઓનું ઇમ્તેહાન હાફેઝ મદની છો આગલીઆ સાહબ રાંદેરીએ લીધુ. નાજેરાહનાં દરજાઓનું ઇમ્તેહાન ઇમામ સાહબ, જુમ્મા મસ્જીદ રાંદેર અને ઇમામ સાહબ, મસ્જીદે કુવ્વતે ઇસ્લામ રાંદેર એ લીધું. ખુદાપાકના ફઝલો કરમથી ઇમ્તેહાનનો નતીજો ઘણોજ સંતોષ કારક નીવડયો છે. ઇમ્તેહાન લેનારા સાહેબોનો પણ અમો ખરા અંત:કરણથી આભાર માનીએ છીએ.

## મારી આખેરી ગુઝારિશ.

મેં જોકે પહેલા અરજ ગુઝારી છે. હજી અમારા મદરેસાના ઘણા વિભાગો 'કામિલ દરજાએ પહોંચવા માટે જરૂરી જણાય છે જેની તરફ દરેક વખત અમારો ખિયાલ લાગી રહ્યો છે. ઇન્શા અલ્લાહો તઆલા. તે દિવસ દૂર નથી કે આપનો આ ઇસ્લામી મદરેસો પોતાના બધા ઇલ્મો અને ફનોની રૂએ એક મરકઝ થવાનો શરફ હાસિલ કરી લેશે. ખુદાની ઝાતથી ઉમ્મેદ રાખીએ છીએ કે હમણા શરૂના દૌરમાં અમને જે મુશ્કીલો નડી છે. તે પર અમો ધીમે ધીમે અનુભવ મેળવી થોડા દિવસોમાં એ કાબેલ થઇ જઇશું કે મદરેસાના બધા વિભાગોને ઉંચે પહોંચાડવા ફતેહમંદ નીવડીએ. અલ્લાહપાક અમારી મદદ ફરમાવે. હું હવે છેવટમાં આપ સાહેબોનો લાંબો ટાઇમ વેસ્ટ કરવાની માફી ચાહી આપથી રૂખ્સત થઉં છું. અને એક વેળા પાછો આપ સર્વ સાહેબોની તકલીફ ફરમાવવાનો શુક્રીઓ અદા કરૂં છું.

—મોહ્તમીમ

---

## 'કારવાં'ના પ્રથમ વર્ષની ફાઇલ

અંક ૧ થી ૧૨ કપડાંનું પાકું પુઠું ફી. રૂા. ૫) ટ. ખ. સહિત

કોપીઓ સીલકમાં ઓછી હોવાથી થોડીકજ બંધાવવામાં આવી છે. આજેજ ઓર્ડર મોકલી આપો.

બીજા વર્ષના છુટક અંકો પણ ઘણા ઓછા સીલકમાં છે. પોતે ફાઇલ બંધાવનારા શોકીનોએ દરેક અંકના **સાત આના** લેખે નાણાં મોકલી ઘટતા અંકો મંગાવી લેવા ચુકવું નહીં.

**વહશી સાહિત્ય કાર્યાલય**
કણપીઠ–સુરત.

# દારૂલ ઉલૂમ મદ્રેસા અશરફીયહ ઈસ્લામીઆનો વાર્ષિક જલ્સો



## મુસલમાનોને પોતાના પગો ઉપર ઉભા રહેવાની સલાહ.

### હાલના મુસલમાનોની સ્થિતિ કેવી છે?

### મૌલાના નોઆની અને મૌલાના ઉબેદુલ્લા સીંધીની તકરીરો.



દારૂલ ઉલૂમ મદરેસા અશરફીયા રાંદેરનો વાર્ષિક ઇન્આમી જલ્સો તા. ૩૧-૮-૪૧ને રવિવારે હિન્દના મશહૂર આંતરરાષ્ટ્રિય ઇન્કિલાબી લીડર અને મહાન બુઝુર્ગ આલિમ મૌલાના ઉબૈદુલ્લાહ સીંધી સાહબના પ્રમુખપણા હેઠળ મદરેસા સામે ઉભા કરેલા વિશાળ અને ભવ્ય મંડપમાં ભારે દબદબા સાથે ઉજવાયો હતો. એ જલ્સામાં ભાગ લેવા સુરત અને ભરૂચ શહેર અને એ જીલ્લાના મુસ્લિમ ગામેગામથી માનવ-સાગર ઉભરાઈને ચાલ્યો આવ્યો હતો. મેદની એટલી ભારે હતી કે એના વિશાળ મંડપમાં માણસો ન સમાતાં બહાર ઉભા રહ્યા હતા, સુતારવાડા મસ્જીદના ધાબા ઉપર. આસપાસના ઘરોમાં અને આરેફ ભામ વકફ ફંડ બીલ્ડીંગમાં ગીચોગીચ માણસો જોવામાં આવતાં હતાં, મદ્રેસાના મકાનમાં તથા કેટલાક મકાનોમાં સ્ત્રી-શ્રોતાઓની ઠઠ ભારે હતી. આસરે પાંચથી છ હજાર માણસોની મેદની જામી હતી જલ્સામાં લાઉડ-સ્પીકરની વ્યવસ્થા રાખવામાં આવી હતી. જલ્સાનું કાર્ય કુર્આન શરીફની તિલાવતથી બરાબર ૯ વાગે શરૂ થયું હતું, વિદ્યાર્થીઓની કિરાઅત, નઝમ, અને પ્રવચનો પછી મૌલાના અહમદ અશરફ સાહબ મુહતમીમ, મદરેસાએ મદરેસાનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. એમાં એમણે મદરેસાની લાંબી કારકીર્દિનો ઇતીહાસ, એની ઇલ્મી સેવાનું બ્યાન સંપૂર્ણ અને સરળ ભાષામાં રજુ કર્યું હતું.

ત્યાર પછી મૌલાના ઉબૈદુલ્લાના દસ્ત મુબારકે પરીક્ષામાં ફતેહમંદ થયેલા વિદ્યાર્થીઓને ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં, તે પછી મૌલાના મુહમ્મદ મન્ઝૂર નોઅમાની સાહેબે પોતાનું પ્રવચન શરૂ કર્યું હતું.

મૌલાનાએ રાંદેરની ઇલ્મી સેવાઓનું વર્ણન કરતાં જણાવ્યું કે આજે રાંદેર દીની ઇલ્મનું કેંદ્ર બન્યું છે. મિત્રો અને વીરોધીઓ બંને રાંદેરને ગુજરાતનું દેવબંદ કહે છે તે ઠીકજ છે. એ પછી મૌલાનાએ ઇસ્લામ વિષે બોલતાં જણાવ્યું કે "ઇસ્લામના મંડાણ ગુર્બતમાં થયાં છે ને અંતમાં પણ ઇસ્લામ તેજ તરફ ફરશે" એ હદીસના શબ્દ "ગુર્બત"ના અર્થ



સમજાવતા કહ્યુ કે લોકો 'ગુર્બતના અર્થ ગરીબાઇ કરે છે તે ખોટા છે ગુર્બતીનો અર્થ અજાણપણુ 'અપરિચયપણુ' છે એટલે ઇસ્લામ જ્યારે જગતમા આવ્યો ત્યારે એ લોકોમા અપરિચીત હતો કિંવા લોકોની દ્‌િષ્ટએ તે વિચિત્ર હતો તેમને એ ધર્મ અજીબ અને વિચિત્ર જણાયો ને અંતમા ઇસ્લામ પાછો તેવોજ લોકોની નજરે અપરિચીત અને અજીબ થઇ જશે.

ઇસ્લામના અર્થ સમજાવતા કહ્યુ કે અકાયદ, માન્યતા અને અમલી જીવનના સમુહનુ નામ ઇસ્લામ છે હવે માન્યતાને જ્યા લગી સબંધ છે ત્યા લગી તો ત્રણ વિભાગ થઇ શકે (૧) તૌહીદ (૨) રિસાલત (૩) મૌત પછીનુ જીવન એ અકીદા-માન્યતાઓ નવીન નથી આગના પેગમ્બરો એજ શિક્ષણ લઇને આવ્યા ને સર્વે નબીઓએ ત્રણ મુદ્દા કહ્યા એ ઇસ્લામી શિક્ષણનુ જીવન ઘણુ લાબુ છે તેથી ઇન્સાની સ્વભાવ એનાથી પરિચિત હોવો જોઇતો હતો છતાયે જ્યારે પણ નબીઓ આવ્યા ત્યારે માનવ પ્રકૃતિને એ શિક્ષણ અપરિચિત અને વિચિત્ર લાગ્યુ

## રિસાલતની માન્યતા

રિસાલત (પેગમ્બરી પદ)ની માન્યતા પણ નવી નથી કારણ કે ઇસ્લામ પૂર્વે હજારો નબીઓ આવી ગયા હતા એ છતાયે જ્યારે અમારા નબીએ કરીમ (સ૦) આ જગતમા નબી બનીને આવ્યા ત્યારે લોકોએ કહ્યુ કે ઇન્સાન પણ કે નબી બની શકે છે? તેઓને તો ઘણીજ નવાઇ લાગી, તેઓને એ વસ્તુ એક નિરાળી અને વિચિત્ર લાગી

અમારા નબીએ (સ૦) જ્યારે મૌત પછીના એક બીજા જીવનની ખબર આપી ત્યારે પણ તેઓ એક આશ્ચર્યની નજરે જોતા રહ્યા ટુકમા જ્યારે આ જગતમા ઇસ્લામનુ આગમન થયુ ત્યારે ઇસ્લામની માન્યતાઓથી લોકોએ અપરિચય પણ જાહેર કર્યો ઇસ્લામની દરેક વસ્તુ તેમને નિરાળી અને વિચિત્ર લાગી ઇસ્લામના પ્રત્યેક શિક્ષણ, નવીન અને અપરિચિત વસ્તુ હતી તેમ અંતમાયે ઇસ્લામ લોકોમા એક વિચિત્ર અને અપરિચિત વસ્તુ બની જશે હુ એમ કહેતો નથી કે આજે જગતમા એમ તદ્દન બની ગયુ છે, પણ એ ભવિષ્ય વાણી ખરી પડતી જાય છે એ દોર-યુગ શરૂ થઇ ગયો છે, પણ તે હજુ પોતાની મંઝિલમા છે

અત્રે મૌલાનાએ એ વિષે અબૂ દર્દા (રદી૦) ની ઘટના કહી સંભળાવી હતી અબૂ દર્દા (રદી૦) એ દમિશ્કમા દર્સ આપતા લોકોને કહ્યુ કે 'લોકો, હુ તમને શુ બતાવુ? ઉમ્મતમા એટલા ફેર ફારો થઇ ગયા છે કે જો રસૂલ (સલ૦) જુએ તો જરૂર કહેત કે તમારા ઇસ્લામમા અઝાન સિવાય કંઇયે તેના અસલી સ્વરૂપમા રહ્યુ નથી

એમ ઇસ્લામની પહેલી સદીમાજ 'જાહેલીયત ઘુસવી શરૂ થઇ હતી અત્રે વક્તાએ 'જાહેલીયત'ના અર્થ અણ ઇસ્લામી વસ્તુ અને 'જહાલત'નો અર્થ 'અજ્ઞાનતા' બતાવતા કહ્યુ કે પહેલી સદીમાજ મુસલમાનોમા જાહેલીયત ઘુસવી શરૂ થઇ ગઇ હતી આજના યુગની તો વાતજ જવા દો અબૂદર્દા (રદી૦) આપણોજમાનો જોત તો તેઓ આપણા માટે શુ કહેત? તેઓ જરૂર આપણી સામે જિહાદ કરવાના હુકમજ આપત! એ જમાએ




આવા જમાનામાંએ હજુ એવી હસ્તીઓ છે કે જેઓ અસલ રીત ઉપર ટકનાથી કાયમ છે.

**લાઇલાહા ઇલ્લલ્લાહુનો મૂળ સ્પીરીટ**

રસુલુલ્લાહે (સલ૦) લોકોને શીખવ્યું હતું કે "અલ્લાહના સિવાય કોઇ પૂજવા લાયક નથી" પણ એજ કલમાનો મૂળ સ્પીરીટ લોકોને સમજાવો તો ધરેધર મુસલમાનોજ તમારૂં માથું ફોડી નાંખશે. શું એથી પણ જાહેલિયતનો આકરો જમાનો આવશે?

ઇસ્લામ પૂર્વે જે જાહેલીયત હતી, તેવી પ્રથમના જેવી જાહેલીયત આજે જોવામાં આવે છે રસુલુલ્લાહે (સ૦) ફરમાવ્યું છે કે યાહુદી અને નસારા ઉપર અલ્લાહની ફીટકાર થઇ છે કારણ કે તેમણે પોતાના પૈગમ્બરોની આરામગાહોને 'સિજદાગાહો' બનાવ્યાં છે.

ને હાલ તમે શું કરી રહ્યાં છો? નસારા યાહુદીઓએ તો પોતાના પૈગમ્બરોની કબ્રોને સિજદાગાહ બનાવ્યા છે પણ તમે તો દરેક વલીની કબ્રને એક એક બુત બનાવી મુકી છે! અરબમાં કબ્રો સામે માથું ટેકવા જતાં બદુ તમારા માથામાં ડંકુકો ચલાવવા નીરધારે છે ત્યાં તમારૂં ચાલતું નથી નહિતર તમે પણ નસારા ચોક્ક પૈગમ્બરોની કબ્રનો હાલ કરો.

મુસલમાનો માને છે કે મૌત પછી બીજું જીવન છે ને એ માન્યતા યાહુદીઓ પણ માનતા ને કહેતા કે અમે તો અલ્લાહના લાડીલા પૈગમ્બરના ઉમ્મતી છીએ ને અમારો સંબંધ તો પૈગમ્બર સાથે છે એટલે અમને મૂક્તિ મળવાં વારજ નથી."

મુસલમાનો પણ એમજ માને છે કે પીરોની હસ્તે બૈઅત કરી છે એટલે બસ બેડો પાર છે પણ અમારા આકા (સ) પોતાની પુત્રી બીબી ફાતેમા (રદી.)ને સાફ ફરમાવી દીધું હતું કે "અલ્લાહના દરબારમાં પૈગમ્બર સાથેનો સંબંધ કંઇ કામ લાગશે નહિ પણ ફક્ત અમલજ કામ લાગશે." તમારી નમાઝ, તમારા રોઝા, હજ્જ કે ઝકાતમાંયે કંઇ સ્પીરીટ રહ્યો નથી જેમ બીજાઓને ત્યાં પૂજા પાટ છે તેમ તમે નમાઝને એક રિવાજી નમાઝ બનાવી મૂકી છે.

માન્યતામાં જેમ "જાહેલીયત" (અણુ ઇસ્લામીપણુ)ની અસર છે તેમ ઇબાદત ઉપર પણ અણુ ઇસ્લામીપણાની અસર છે. મુસલમાનોની મોટી સંખ્યા એમ જાણતી હશે, કે અમારો વહેવાર વહેપાર દીનની રોઝી છે. પણ એમ માનનારા ભૂલમાં છે. હીન્દુ મુસ્લિમ વેપારીમાં કંઇ તફાવત નથી. અરે મને કહેતાં પણ શરમ લાગે છે કે કેટલીક બાબતોમાં તો ગેર-મુસ્લિમ વેપારીઓ કરતાંયે મુસ્લિમ વેપારીઓ પાછળ પડેલા છે. મુસલમાનો એ વ્યાપાર વ્યવહારનાં ઇસ્લામી કાનૂનો ભૂલી ગયા છે, તેમણે તેમને અભરાઇએ મૂકી દીધા છે. જનાબ રસુલુલ્લાહે (સ૦) જેટલું નીતિ અખ્લાક માટે કહ્યું છે તેટલું બીજા કશા માટે કહ્યું નથી. આપે કહ્યું છે કે ખબરદાર! જેઓમાં પ્રમાણીકતા અમાનતદારી નથી તેઓમાં ઇમાન નથી અમાનતદારી પ્રમાણીકતાનો અર્થ એ નથી કે (૧૦) રૂા. કોઇએ તમારી કને અમાનત મૂકયા તે ૧૦) રૂા. તેને પાછા આપવા. પણ પ્રમાણિકતા એ છે કે એક માણસ તમારી કને કોઇ મશવેરો માગે તો તેને સાચો મશવેરો આપવો. તે પ્રમાણિકતા પણ કંઇ જાતી સ્વાર્થ કે સંબંધને લઇને તેને ખાસ સલાહ આપવી તેજ અપ્રમાણિકતા. મુસલમાન તે છે કે જેની જીભથી ને હાથથી



બીજો મુસલમાન સલામત રહે, પણ અફસોસ કે આજે એક મુસલમાન બીજા મુસલમાનનું માથું ભાગવા નજીવી બાબતમાં તૈયાર થઇ જાય છે

"મુસલમાન તે છે કે જેનાથી તેનો પાડોશી નચિંત રહે' પછી તે પાડોશી હીન્દુ હોય કે મુસલમાન "તે પણ મુસલમાન નથી જેનો પાડોશી ભૂખ્યો સુઇ રહે ને એ લોકો પેટ ભરીને ખાય"

અંતમાં તેમણે એક હદીસ કહી સંભળાવી હતી કે "રસૂલુલ્લાહ (સ.)એ સહાબાઓને ફરમાવ્યું કે 'હું તમને એવું બતલાવું કે જે નમાઝ, રોઝા, અને સદકાથી શ્રેષ્ઠ છે?' સહાબાઓએ કહ્યું "અમને જરૂર બતાવો" રસૂલુલ્લાહે ફરમાવ્યું "તમે તમારા પરસ્પરના સંબંધો-વ્યવહારો સાફ રાખો ખબરદાર તમે પોતાને બદગુમાનીથી બચાવો, જે નરાધમ જુઠ છે એક બીજાના એબ ન કહાડો, માહો માંહે દ્વેષ, અદાવત, ન રાખો, અને સવે એક મેકના ભાઇ ભાઇ થઈ જાઓ '

"એક ઇન્સાન બદઝાત હોવાનો પુરાવો એ છે કે કે બીજા મુસલમાનને નીચ ગણે તેની આબરૂ ઇજ્ઝત લેવી, તેનો એક પૈસો મારવો ગુમરાહી છે"

એ વાતોને યાદ રાખશો તો મુસલમાનો ઘણી બાબતોથી બચી શકે છે આગળ જતા મૌલાનાએ દર્શાવ્યું કે –

રસૂલ (સ.)ના શિક્ષણમાં નીતિ અખ્લાકનું ઘણું ઉચ્ચ સ્થાન છે પણ મુસલમાનો તેને બરાબર સમજતા નથી ઇમાન અને અખ્લાકનો સંબંધ એવો છે કે જે મનુષ્યમાં નીતિ-અખ્લાક નથી તેમાં ઇમાન નથી

હું ફરી એકવાર કહીશ કે અમારા સર્વ અકીદાઓમાં "જાહેલીયત"ની અસર છવાઇ ગઈ છે છતાંયે હજુ એની કંઇ અસર થઇ નથી

ધર્મોના બે વિભાગ થઇ શકે છે (૧) તેમાં એક એ કે જે ઇન્સાની જીંદગી સાથે સંબંધ રાખે છે (૨) આખિરત સાથ સંબંધ રાખે છે ઇસ્લામ એક એવો ધર્મ છે કે મનુષ્ય જીવનના દરેક દરેક અંગો ઉપર પોતાનો પ્રભાવ અને અસર રાખે છે હું આપ લોકોને ચોકખે ચોકખું કહીશ કે તમે ધર્મને મસ્જીદોમાં બંધ કરી રાખ્યો છે, મસ્જીદો પાછળ આપણે લાખો રૂપીઆ વેડરી નાખીએ છીએ, ત્યારે રસુલુલ્લાહ (સ.)ના જમાનામાં લાખો રૂપીઆ જિહાદ પાછળ ખરચાતા હતા એ તમામ લાખો રૂપીઆ મસ્જિદ પાછળ એળે જાય છે અલ્લાહ એ કામોથી રાઝી નથી પરંતુ જેમાં કુવ્વત છે, જેથી કૌમને શક્તિ અને બળ મળે છે તે પાછળ રૂપીયા ખરચાવા જોઇએ

હું મારી વાત કહું છું 'અલફુર્કાન' માસિક સાથે મારો સંબંધ છે, તે બાબત એક ગુજરાતીમાં પત્ર આવ્યો હું ગુજરાતી જાણતો ન હોવાથી તેનો તર્જુમો કરવા મારા મિત્ર ઉપર મોકલ્યો, તો આવા આપણા પત્ર માટે કેટલી કોશિશ કરીએ છીએ, પણ અલ્લાહના કલામ કુર્આન શરીફને આપણે દફતરમાં બંધ કરી રાખીએ છીએ, તેમાં શું છે તે જાણવાની, તર્જુમો સમજવાની પરવા રાખતા નથી મૌલવી પણ સમજાવી શકે છે, પણ તમે સમજવાની કોશિશ કરતા નથી આજે જે **તમામ અધોગતિ માટે** રડો છો, **તે અલ્લાહનો – અઝાબ છે કેમકે તમે અલ્લાહની કિતાબને છોડી**

## ❀ સાહિત્યકારોના અભિપ્રાય ❀

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું, ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, એને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝળી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચૂકયો છે અને પોતાના ભાવિ સંદેશોને જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે તેમા Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kalkhini

*I have looked into some of the short 'pieces' and read them With pleasure*

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ ❀ ન ❀ ગા ❀ રી

## "તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

( આફ્રિકા માટે શી. ૨ )

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

☛ આજેજ મંગાવો ☚

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઈ. ૯

સ્ટોકિસ્ટઃ- ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,-સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મલશે.

## ❀ પત્રકારોનો અભિપ્રાય ❀

મેમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજતો રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે કોઇમાં રૂદન છે કોઇમાં દર્દ છે, કોઈમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે

ઈસમાઇલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવા સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક):—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઇ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુરુસુંદરી—(પત્રેશ ૯૦ શુકલ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી' માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review K. M. J.)-

*Chingri really uer ities whatever it touches*




તો અલ્લાહે તમને છોડી દીધા કુર્આન હિદાયત માટે છે ને તમો તો ફક્ત તેનું ખાલી રટન કરો છો!

આમ મુસ્લિમોમાં કેટલાક એમ સમજે છે કે ગેર મુસ્લિમોનું નુકસાન કરવામાં કંઇ પાપ નથી. હુલ્લડો દરમ્યાન એવી કોનામાં હીંમત છે કે ફલાણા મુસ્લિમે હુમલો કર્યો હતો? તમે કહેશો કે હિન્દુઓ એમ કરતા નથી પણ તેમને ક્યાં હિદાયતજ કયાં છે? પણ વાત એ છે કે જે ગુનાહોમાં બીજી કોમો ફસેલી છે તેમાંજ મુસ્લિમ કોમ પણ ફસી છે.

હાલનો દીની મદરેસા વિષે બોલતાં મૌલાનાએ કહ્યું કે આજથી બસો વર્ષ ઉપર અમારા વડીલોએ દિનની સલામતી અને હિફાઝત અર્થે ઇલ્મી અને અમલી કોશિશો કરી તેમણે કંઇ કામ કર્યું છે ને અમે અમારી ફરજો ભૂલી ગયાં જ્યાં એ જે કંઇ કાર્ય થયું તેથી ઇસ્લામની મૂડી રક્ષિત રહેતી આવી. જો અમે અમારા અમલની સુધારણાની દરકાર ન રાખીએ તો સર્વ કંઇ એ દીનની પુંજીએ ફના થઇ જશે.

અંતે મૌલાનાએ અમલી કાર્ય કરવાના ઉદાહરણ રૂપે ગઝવએ બદ્રની ઘટનાનો દાખલો આપ્યો હતો કે રસૂલે કરીમ (સ) ગઝવએ બદ્રમાં ફક્ત ૩૧૩ માણસો ઉભા કરી શક્યા, તો તેમણે અલ્લાહના દરબારમાં દુઆ ગુજારી કે "હે અલ્લાહ, જો આજના મેદાનમાં ઉભા કરેલ મુજાહિદો ખપી જશે તો ફરી તારૂં નામ લેનાર કોઇ બાકી ન રહેશે." પરંતુ એ દુઆ રસૂલે અકરમે (સ૦) ત્યારે કરી જ્યારે જંગ માટે વ્યવહારીક રીતે સર્વ તૈયારીઓ કરી એટલા માણસો મેદાને જંગમાં મોકલી ચૂક્યા. તેથી અમલી-કાર્ય અને કોશિશ વગર હાથ જોડી બેસી રહેવાથી કોઇ મદદ કરતું નથી કંઇ થતું નથી.

તે પછી તેમણે હાલના અરબી દીની મદરેસામાં ચાલતા કોર્સમાં સંજોગોવશાત ફેરફારો કરવા અપીલ કરી હતી તેમણે સ્કૂલ કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ માટે એવા દીની મદરેસામાં ખાસ સમયને ખાસ અભ્યાસ-ક્રમની વ્યવસ્થા કરવી જોઇએ, વળી ઉમ્મા બનાવવાની પધ્ધતીમાંય પારવર્તન થવું જોઇએ. હાલના નિસાબમાં ફેરફાર થવો ઘટે છે. એટલે એવો નિસાબ રાખવો કે જે જેમ બને તેમ ટુંક સમયમાં ને પૂર્ણ કરી શકાય. ને પછી મહાન આલિમો ફાઝિલ વલીએ કામિલ હઝરત શાહ વલી ઉલ્લાહનો કોર્સ મદરેસામાં ચલાવવા ને તેમની રચીત કિતાબોથી તલબાઓને લાભ ઉઠાવવાની તક આપવા ઉપર ભાર મૂકયો હતો. અને દુઆ સાથે પોતાનું ભાષણ મૌલાનાએ સમાપ્ત કર્યું હતું.

## મૌલાના ઉબૈદુલ્લાહ સીંધીની તકરીર

આ પછી જલ્સાના પ્રમુખ મૌલાના ઉબૈદુલ્લાહ સાહેબે પોતાના ભાષણમાં જણાવ્યું કેઃ—

"આજે જગતમાં પરિવર્તનો થઇ રહ્યા છે. દરેક સદી ને દર વર્ષે નવા નવા સંજોગો ઉપસ્થિત થતા રહે છે. આપણા હિન્દમાંયે ઇન્કિલાબો થતા રહે છે. અખીલ હીન્દમાં બે મહાન સમ્રાટો થયા છે. તે મહાન સમ્રાટ આલમગીર અને સમ્રાટ અશોક હતા. તેઓ આખા હિન્દના માલિક હતા, તેઓના જમાનામાં જે કાનૂનો અને વ્યવસ્થા ઘડાઇ તે ઉપરથી કહી શકાય છે કે તેઓ નવા યુગના ઘડનારા હતા.




મૌલાનાએ હિંદમાં ઈસ્લામના ઈતિહાસ ઉપર વિવેચન કરતા જણાવ્યું કે હિન્દમાં ઈસ્લામની શરૂઆત અરબોએ કરી; છતા ખરું જોતાં હિન્દમા ઈસ્લામના કદમ ગીઝની મારફતે આવ્યાં. આસરે ૯૦૦ વર્ષો ઉપર મહમૂદ ગઝનવીએ હિન્દનો પ્રથમ કિલ્લો સર કર્યો, મહમૂદે [illegible] પ્રથમ કિલ્લો જય- [illegible] મુસલમાન થઈ ગયો હતો [illegible] એક દેશ જીતી તેજ [illegible] પ્રસંગ આ પહેલો [illegible] પ્રથમ પ્રસંગ હઝરત ઉમર [illegible] હતો. જ્યારે ઈરાન- [illegible] હઝરત ઉમરે (રદી)એ પ્રાંત [illegible] ફારસી રદીને સપુર્દ કર્યો હતો કે [illegible] એક પારસી નવમુસ્લિમ હતા. હીન્દમાં મહમદ ગઝનવીએ શરૂ કરેલું ઈસ્લામ હઝરત આલમગીર (રહ) એ પૂર્ણ કર્યું હતું.

એ પછી જેઓ હિન્દી મુસલમાનોને હિન્દથી જુદા પાડવા માંગે છે તેનું વર્ણન કરતા જણાવ્યું કે અમે મુસલમાન છીએ, અમે હિન્દમાં પેદા થયા. અમે હીન્દી છીએ, અમે હીન્દથી જુદા થઈ શકતા નથી. એક સૈયદ કે જેની દશ પેઢી હીન્દમાં વસતી આવી છે તે શું હીન્દી નથી! એક ઈરાની પેઢીઓથી હીન્દમાં વસતો આવ્યો છે તે શું હીન્દી નથી! જુઓ છે તે ઈન્સાન કે જે અમને હિન્દથી જુદા પાડવા માંગે છે. અમે હિન્દુસ્તાનને ફતેહ કર્યું છે તેને માટે લાખો મુસલમાનોની કુરબાની કરી છે માટે આખો હીન્દ અમારો દેશ છે, તેનાથી અમે કદી વિખુટા પડી શકતા નથી

હીન્દમાં થયેલા પરિવર્તનનો ઈતિહાસ કહેતાં તેમણે જણાવ્યું કે આજનું હિન્દ પ્રથમ જેવું રહ્યું નથી. અમારી કનેથી ૨૦૦ વર્ષથી હીન્દ છીનવી લેવાયું છે. પરંતુ એ નવા માલિકો નવા કાનૂનો ક્યાંથી લાવ્યા! એ કાનૂનો અમારાજ ઘડેલા છે. અમારોજ ઈતિહાસ છે. અમારુંજ બધારણ છે. અમારો ઈતીહાસ હિન્દના સમ્રાટ આલમગીરની સાથે પૂર્ણ થાય છે. તેમના પછી તેમના વારસોના સમયમાંજ રાજ્યના ટુકડે ટુકડા થઈ ગયા. હકૂમતની પડતી સાથે કુર્આનની હકુમતની પડતી થઈ. છતાં અમે માનીએ છીએ કે જ્યાં સુધી જગતમાં ઈન્સાનીયત અને ઈન્સાન રહેશે ત્યાં લગી કુર્આન બાકી રહેશે. કુર્આનની રક્ષા કરવાની જીમ્મેદારી અલ્લાહે પોતાના માથે લીધી છે, તે જીમ્મેદારીનો હક્ક આજના કુર્આનના દાઈઓ અદા કરી રહ્યા છે. સુલ્તાન આલમગીરે હિન્દમાં કુર્આનની મહત્તા સ્થાપિત કરી હતી. જ્યારે સુલ્તાન પછી તેજ સલ્તનત કમજોર થઈ ગઈ ત્યારથી કુર્આની અહકામોની આણમાં કમજોરી આવી, હવે એ કુર્આની અહકામોના પ્રચારનું કામ સુલ્તાનની હકૂમત કમજોર થતાં એક દેરાંગે ઉપાડી લીધું. એ સમુહ તે ઈસ્લામના આલિમો છે. હું તો એક નવમુસ્લિમ છું, છતાં તમને ઈસ્લામની વાતો કહું છું તે કેવળ શાહ વલીઉલ્લાહના શિક્ષણના પ્રતાપે. તેમના ખાનદાનના માણસોએ તે ઉપાડી લીધું. શાહ વલીઉલ્લાહને એ દીનનું કાર્ય કરવાની પ્રેરણા અલ્લાહ તરફથી થઈ. એ ઈસ્લામનું કાર્ય કરતા એમનાં પૌત્ર હઝરત ઈસ્માઈલ શહીદ કુર્આનની હકૂમત કાયમ કરવાનો પ્રચાર કરતા શહીદ થઈ ગયા આ વાતને એક સદી વીતી ગઈ છે.




મુસલમાનોને ઇતિહાસનો અભ્યાસ કરવા આગ્રહ કરતાં તેમણે જણાવ્યું કે દરેક મુસલમાને ઇતિહાસનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ. સુલ્તાન આલમગીર જેવા અહીંયા એવા સુલ્તાનો અને મહારાજાઓ થઇ ગયા કે તેવા અમને યુરોપના ઇતિહાસમાં જડશે નહીં. યુરોપમાં નેપોલીઅને એક સિધ્ધાંત કાયમ કર્યો, પણ હિન્દમાં તો આલમગીરે દેશને એક કાનૂનનો પાબંદ કર્યો. એક બંધારણ કાયમ કરી તે ઉપર લોકોને અમલ કરતા કર્યા.

એવા મહાન સમ્રાટોને આજના ઇતિહાસમાં ખરાબ ચીતરી આપણા બાળકોને શીખવવામાં આવે છે. જદુનાથ સરકાર અને બીજા એક બંગાળી ઇતિહાસકારે આલમગીર વિગેરે વિષે જે કંઇ ઇતિહાસો લખી તેમનાં વખાણ કર્યાં છે તો પણ હું કહું છું કે આલમગીર વિષે કંઇજ જાણતા નથી તેમને બિલકુલ ઓળખ્યા નથી.

સુલ્તાન આલમગીર પછી જે કંઇ જોર અમારી કને બાકી રહ્યું છે તે શાહ વલીઉલ્લાહ અને તેમના ખાનદાનનાજ પ્રતાપે બાકી રહેવા પામ્યું છે.

એજ લોકોએ આલમગીર પછી કુર્આનનો પ્રચાર કર્યો. એમણેજ મહાન સોસાયટીઓ સ્થાપિત કરી જિહાદો કર્યા, ફતેહ મેળવી, હાર પણ ખાધી અને શહીદ પણ થયા, મોગલાઇ સલ્તનતના અંત પછી જે હિંદુસ્તાનમાં શાહ વલીઉલ્લાહના ખરા પ્રતિનિધી બન્યા હોય તે દેવબંદના ઉલ્મા છે ને તેઓજ મારા ઉસ્તાદ છે. એઓ તે રશીદ અહમદ ગંગોહી, હઝરત કાસમ નાનોતવી વિગેરે છે એ સઘળા શાહ વલીઉલ્લાહના પ્રતિનિધીઓ હતા. તેઓએ પોતાનો પ્રોગ્રામ ઘડયો અને દેવબંદ જઇ મદરેસો કાયમ કર્યો.

અમારો પ્રોગ્રામ ચોક્ખો છે એ પ્રોગ્રામના ઘડતરમાં હું મહાત્મા ગાંધીનો ઋણી છું. એમના અહિંસાત્મક અસહકારની લડતનો પ્રોગ્રામ વાંચી હું તે વેળા ઘણોજ આશ્ચર્ય ચકીત થયો કે એ પ્રોગ્રામ મને કેમ ન સુઝયો? એ પ્રોગ્રામ તો અમારા મદની આકા (સલ્લ૦)નો મક્કી પ્રોગ્રામ છે.

મુસલમાનોને પોતાના પગ ઉપરજ ઉભા રહેવાની કોશિશ કરવા ભારપૂર્વક કહેતા જણાવ્યું કે ભાઇઓ, પહેલાં આપણે લડતા હતા. હવે આપણે હારી ગયા છીએ ને હવે ઉભા થવા માટે આપણે આપણા બાહુબળનો આસરો લેવો જોઇએ. એ આસરો તે અહીંસાત્મક અસહકાર છે. હું અફગાનિસ્તાનમાં ચાર વર્ષ રહ્યો છું. તુર્કીમાં હું લાંબો વખત રહ્યો છું. મેં એ દેશોમાં સર્વ કંઇ જોયું ને તપાસ્યું

---

## 'રમઝાન'

આવો, આવો ઓ રમઝાન!
તું તો મુત્તકીઓનો મહેમાનઃ
કરૂં હું શું તુજ ગૌરવ ગાન?
તુજ ઉષાની લાલીમાંથી ચાતું કૈંક વિધાન;
તુજ સંધ્યાની કાલીમાંથી મળતું પ્રજ્ઞાનઃ
કરૂં હું તુજ ગૌરવ ગાન?
તું તો મુત્તકીઓનો મહેમાન.
ફૂલ ગુલાબી ઓષ્ટો ઉપર ભૂખ તૃષાના પાન;
સૂકી રસના રસથી રટતી રટણ સદા સુબ્હાન.
આવો, આવો ઓ રમઝાન!
તું તો મુત્તકીઓનો મહેમાન.

—'સાબિર' (વડવા.)




તો જણાયું કે એ દેશોમાંથી મુસલમાનોને કંઇ એ આસરો કે મદદ મળે એમ નથી બહારની મદદની આશા મુસ્લિમોએ છોડી દેવી જોઇએ.

મૌલાનાએ પોતાનો પ્રોગ્રામ અને પ્રવૃત્તિ વીષે પ્રવચન કરતાં કહ્યું કે હું મોસ્કોમાં લાંબો વખત રહ્યો છું. ત્યાંની ઇન્કિલાબી સોસાયટીઓમાના સહવાસમા આવ્યો છું. મે જે કંઈ અનુભવ મેળવ્યો તે ઉપરથી કહી શકું છુ કે મને મારા પ્રોગ્રામ કે શિક્ષણ માટે ગાંધીજીની પાછળ દોડવું પડે તેમ નથી. મારો ૨૨ વર્ષનો ઇતિહાસ સરકાર કને નોંધાએલો છે. હુ કોંગ્રેસી છું અને કોંગ્રેસમા એક એવી પાર્ટી ઉભી કરવા માગુ છું કે અહિંસાના સીદ્ધાંતને લક્ષ રાખી તે હઝરત શૈખુલ હિન્દ મર્હૂમના સિદ્ધાંત પ્રમાણે ચાલી શકે મેં હાલમાં સિંધ પ્રાંતમાં મારા પ્રોગ્રામના મંડાણ શરૂ કર્યા છે. અમારા ઉસ્તાદ કાસમ નાનોત્તવીએ જે જે મદરેસા સ્થાપ્યા તેની પ્રસ્તાવના રૂપે હું નવા મદરેસા સ્થાપવા માંગું છું. હવે અમે કોઈ કામ સરકારથી છુપી રીતે કરી શકતા નથી.

અંતમાં તેમણે ગુજરાતના મુસલમાનોને અહિંસાનું પાલન કરવાનો બોધ આપતાં કહ્યું કે ગુજરાતના મુસલમાનો મોટે ભાગે વેપારી વર્ગના છે તેથી તેમને અહિંસાનું પાલન કરવા આગ્રહ કરૂં છુ. હું સીંધમા રહું છું ત્યાં મુસલમાનોની બહુમતી છે. તેઓ જો હિંસાના પગલે ચાલે તો તે બહુ અચાસ્તવિક ગણાશે નહી, પણ ગુજરાત કે જ્યાં મુસલમાનો ઘણીજ લઘુમતિમાં છે ત્યાં તો મુસલમાનોએ અહિંસાનું પાલન કરવુંજ પડે છે.

મદરેસા વિષે બોલતા તેમણે જણાવ્યું કે હાલના તબક્કે આવા મદરેસાના કોર્સમાં વધુ ફેરફાર કરવાની જરૂર જણાતી નથી પણ એના અભ્યાસક્રમમાં વેપારી શિક્ષણનો અભ્યાસ રાખવો જોઇએ. એવા વેપારી શિક્ષણ લીધેલા તાલિબ ઇલ્મોને થોડીક મૂડીએ આપી ગામડાઓમાં દુકાનો ખોલી દેવાડવી જોઇએ. એજ વીદ્યાર્થીઓ કે જેઓ કુર્આનનું શીક્ષણ લીધેલું હશે તેઓ હિન્દુ અને મુસલમાન બંનેના સંબંધમાં આવશે અને કુર્આન પ્રચાર કાર્ય શાંતીપૂર્વક કરી શકશે.

બધા દીની મદરેસાઓને એક મહાન દારૂલ ઉલૂમ (યુનીવર્સીટી) હેઠળ મૂકવા ઉપર પ્રવચન કરતાં તેમણે જણાવ્યું કે આપ લોકોએ ગુજરાતમાં એક દીની ઇલમનો મહાન મદરેસા (યુનીવર્સીટી) કાયમ કરવી જોઇએ. આવા મદરેસામાથી ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓ ઉંચ તાલીમ માટે આ મદરેસામાં આવી શકે.

આ પછી મૌલાના અહમદ અશરફ સાહેબે સૌ બહાર ગામથી આવેલા મેહમાનોને જાહેર દાવત મુજબ ભોજન લઇને ઘેર જવાની આગ્રહ પૂર્વક વિનતી કરી હતી.

એ મુજબ એ જલસો ૧૨॥ વાગે પૂર્ણ થયો હતો. (સંપૂર્ણ)

---

## અપીલ
### સ્કૉલરશીપ ફંડમાં

આપની નાની યા મ્હોટી રકમ, ઝકાત અથવા ખેરાતની મોકલાવી, ગરીબ મુસ્લિમ વિદ્યાર્થીઓને આપ મદદ કરી શકો છો. એસોસીએશનની સ્થાપનાથી ઘણાયે ગરીબો કોલેજ જીવનમાં લાભ લઇ નોકરી ધંધે લાગી ચૂક્યા છે. આ મુબારક રમઝાન માસમાં આ ફંડને ભૂલશો નહીં

ઑનં. સેક્રેટરી :—

એમ. એમ. પી. ઑલ્ડ બૉયઝ એસોસીએશન,

રાંદેર

# મદરેસા સંબંધી પરીક્ષકો તથા અન્ય આલિમોના

 અભિપ્રાય. 

(૧)

"તારીખ ૨૭ માહે શાબાન ૧૩૬૦ હિ૦ મુતાબેક તારીખ ૨૬ ઑગસ્ટ સને ૧૯૪૧ ઈ૦ વાર મંગળના રોજે જનાબ મૌલાના હાજી અહમદ અશરફ સાહબના હુકમ મુતાબેક હું અરબી અને ફારસી દરજાના તલબાઓનું વારસીક ઇમ્તેહાન લેવા માટે હાજિર થયો. અરબી અને ફારસીનું ઇમ્તેહાન અમોએ સારી પેઠે લીધું. જુદી જુદી જગ્યાઓથી તલબાઓને સવાલો પૂછ્યા. તેના જવાબ તલબાઓએ સારા આપ્યા, જેનો નતીજો નંબરો ઉપરથી જાહેર છે. એ સર્વે મોહતમિમ સાહેબ મોસુફ અને મુદર્રેસીન સાહેબોની સારી કોશિશનું પરિણામ છે."

લી૦ બંદા સૈયદ રસૂલશાહ.
મુદર્રિસ મદ્રેસા મતલેઉલ ઉલૂમ સુરત.

(૨)

"જનાબ મૌલાના અહમદ અશરફ સાહેબ મોહતમિમ દારૂલ ઉલૂમ મદરેસાએ અશરફીઆ રાંદેર ના હુકમથી તારીખ ૧ લી માહે શાબાન સન ૬૦ હિ૦ મુતાબેક તારીખ ૨૫ ઑગસ્ટ ૧૯૪૧ ઈ૦ પીરના દિવસે ઇલ્મે તજવીદ અને કિરાઅતના દરજાનું ઇમ્તેહાન લેવા હું હાજર થયો. માશાઅલ્લાહ ઇમ્તેહાનનો નતીજો ઘણો સરસ નિવડયો છે. જનાબ કારી મોહમદ હસન સાહબની મહેનત કાબિલે કદર અને મુબારકબાદ ને લાયક છે. તલબાઓની સંખ્યા ઘણી છે. જેથી કારી સાહબ મોસુફ એકલા કારી થઇ શકતા નથી, માટે તુરતજ એક બીજા કારીની પણ નીમણુંક કરવી જરૂરી છે. જનાબ મોહતમિમ સાહબે ઇલ્મે તજવીદનો દરજો કાયમ કરી તલબાઓ પર મોટો એહસાન કર્યો છે. વળી વધારે ખુશીની વાત એ છે કે રાંદેરના શેઠીયાઓના છોકરાઓ પણ કિરઅત શીખવા આવે છે. અને તેઓના દિલોમાં શોક પૈદા થયો છે. ખુદાના ફજલથી સર્વેએ એ ઇમ્તેહાનમાં કામયાબીના નંબર હાસલ કર્યા છે."

લી૦ સૈયદ અબ્દુર્રહીમ લાજપોરી.
ઈમામ બડી જામે મસ્જિદ રાંદેર.

(૩)

"કમતરીને મદરેસા અશરફીઆ રાંદેરના છોકરાઓનું વાર્ષિક ઇમ્તેહાન મૌલાના અહમદ અશરફ સાહેબ રાંદેરીના કહેવાથી ફારસી અને ઉર્દુનું તારીખ. ૨૭ માહે શાબાન, સન ૬૦ હિ૦ વાર મંગળના રોજે લીધું. છોકરાઓ હોશિયાર છે. ઘણી ખુશીની વાત એ છે કે રાંદેર કસ્બાના છોકરાઓ જેઓ સ્કૂલમાં અંગ્રેજી શીખે છે. તેઓ ઉપર ઘણી સારી કોશિશ કરવામાં આવી છે, છોકરાઓને તાલીમુલ ઇસ્લામ, ચહારબાબ અહલુલ્લા વગેરે કિતાબોના મસાઇલ મોઢે યાદ છે. વળી છોકરીઓને પણ તા'લીમુલ ઇસ્લામ મોઢે કરવામાં આવ્યા છે. તેમજ તેઓને કુર્આન શરીફનો તર્જુમો પણ પઢાવવામાં આવ્યો છે. એ જોઈ મને ઘણી ખુશી થઇ છે, બીજા છોકરાઓને પણ જોઇએ કે દીની તા'લીમ માટે આ મદરેસામાં આવી લાભ ઉઠાવે, ઇમ્તેહાનનુ પરિણામ સારૂં આવ્યું છે. ખુદાપાક મદરેસાવાલાઓને મુબારક કરે આમીન.

લી૦ મોહમદ અહમદ દેવબંદી.




(૪)

## મૌલાના ઉબેદુલ્લા સાહેબ સીંધીનો અભીપ્રાય.

"બંદા ઉબેદુલ્લા (કુરેયા અનહો) મૌલાના અહમદ અશરફ સાહબ રાંદેરીના આમંત્રણ પર એમના દારુલ ઉલુમ અશરફીઆના વાર્ષિક જલસામાં શામિલ થયો. એમણે પોતાના વકીલના પુત્રના મદરેસાને નવા પ્રોગ્રામ ઉપર ચલાવી પહેલો જલસો કર્યો હતો. અમે તલબાઓને ઇન્આમ વહેંચ્યું પ્રોગ્રામમાં અમોએ મશ્વેરાઓ આપ્યા. ઉમ્મીદ છે કે ઇન્તેઝામ કરનારા સાહેબો તે પર લક્ષ આપશે. અમે એવી તરેહના મદરેસાને ઇસ્લામી શિક્ષણના સોલાહિઝ જાણીએ છીએ. એજ કારણ સર તેઓની મઝબુતી અને ફતેહમંદી માટે અલ્લાહ પાકથી આજિઝી ભરી દુઆ ગુજારીએ છીએ. કે ઇસ્લામની સેવા માટે જેના ઉપર તેની રઝામંદી હોય તેનાજ ઉપર તે ઇન્તેઝામ કરવાવાળાઓને હિમ્મતથી આગળ વધવાની તૌફીક અતા ફરમાવે. અને જે છોકરાઓ અને છોકરીઓ અહિંથી પઢી નીકળે તેઓને અલ્લાહના કલેમો બલંદ કરવા માટે સમજ. અને મઝબુતીથી કાયમ રહેવા પર મદદ બખ્શે. અલ્લાહ તૌફીક અતા કરનાર છે."

લી॰ ઉબેદુલ્લા સીંધી,
તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૪૧

(૫)

## મૌલાના મોહંમદ મંઝૂર, એડીટર 'અલ-ફુર્કાન', બ્રેલવીનો અભીપ્રાય

"મારા મોહતરમ દોસ્ત મૌલાના અહમદ અશરફ સાહબ રાંદેરી મોહતમિમ મદ્રેસા અશરફીઆની દા'વત પર મદરેસા મજકૂરના નવા દૌરના પહેલા વાર્ષિક જલસામાં હાજર થવાનો મને મૌકો મળ્યો, મદરેસાની કેટલીક હાલતો વાર્ષિક રિપોર્ટથી અને કેટલીક ખાનગી રીતે માલુમ થઇ અને ભવિષ્ય માટે મદરેસાના કારકુનોના જે ઉંચા વિચારો છે, તેથી પણ ખાસ રીતે ખબર થઇ. મદરેસાના મુખલિસ કારકુનોથી ઉમ્મીદ રાખીએ છીએ કે ઇનશાઅલ્લાહ તેઓ આ મદરેસાને એક મોટા પાયાની દર્સગાહના દરજ્જા સુધી પહોંચાડવામાં કામયાબ નિવડશે. આ મદરેસામાં તે તલબાઓ માટે દીની તા'લીમનો જે ખાસ ઇન્તેઝામ છે, કે જેઓ અંગ્રેજી સ્કૂલોમાં અભ્યાસ કરે છે તે બીજા મદરેસાવાળાઓ માટે પણ અમલ કરવાને કાબિલ છે. દુઆ છે કે અલ્લાહતઆલા આ ફૈઝના ચશ્માને કામયાબી અને મોટા ફાયદા સહીત જારી, રાખે, અને કારકુનોને વખતના સંજોગો અનુસાર સહીહ દીની તાલી'મની સેવા કરવાની વધુથી વધુ તૌફીક આપે, આવા ઝમાનામાં આ મદ્રેસાઓની ખાસ જરૂરત છે. જાહેરી અસબાબમાં દીની તા'લીમ અને રબ્બાની હિદાયતની હિફાઝતનું આજે એ સર્વથી ઉત્તમ કારણ છે. ખુશનસીબ છે, તે લોકો જેઓથી અલ્લાહપાક દીનની, આવા ગુરબતના ઝમાનામાં આ કામ લઈ રહ્યો છે" ફકત.

લીં॰ મોહંમદ મંઝૂર. નો'માની.
તારીખ ૧૩ શાબાન સને ૧૩૬૦ હિ॰

## 'કારવાં એજન્ટસ:=

૧. ધી તાજ ઓફીસ
મુહમ્મદઅલી રોડ, મુંબઈ ૩.

૩. તન્ના ન્યુઝપેપર એજન્સી
નાનકવાડા, કરાંચી.

ઇફતારની નિય્યત—અલ્લાહુમ્મા લકા સુમતો વ બેકા આમનતો વ અલયકા તવક્કલતો વ અલા રિઝકેકા અફતરતો.

રમઝાનનો ચંદ્ર જોઇ ઉભા ઉભા તેજ વેળા સુરએ "ઇન્નાઅનઝલનાહો" પડવાથી આખા વર્ષ સુધી રોઝી બહોળી થાય છે. કોઠામાં લખેલા ટાઇમથી સહેરી કરવામાં ઢીલ કરશો તો રોઝા રાખનારનો રોઝો થશે નહી.

## માહે રમઝાન હિ. ૧૩૬૦ નું ટાઈમ ટેબલ.

| વાર | ઇસ્લામી તારીખ | ઇસ્વી તારીખ | સેહરીનું વખત | | આફતાબ તુલુઅ | |
|---|---|---|---|---|---|---|
| | | | મુંબઇ ટા. | રેલ્વે ટા. | મુંબઇ ટા. | રેલ્વે ટા. |
| | રમઝાન | સપ્ટેમ્બર | કલાક–મી. | કલાક–મી | કલાક–મી. | કલાક–મી. |
| મંગલ | ૧ | ૨૩ | ૪-૧૫ | ૪-૫૪ | ૫-૫૭ | ૬-૩૬ |
| બુધ | ૨ | ૨૪ | ૪-૧૫ | ૪-૫૪ | ૫-૫૬ | ૬-૩૫ |
| જુમેરાત | ૩ | ૨૫ | ૪-૧૫ | ૪-૫૪ | ૫-૫૫ | ૬-૩૪ |
| જુમ્આ | ૪ | ૨૬ | ૪-૧૬ | ૪-૫૫ | ૫-૫૪ | ૬-૩૩ |
| સનીચર | ૫ | ૨૭ | ૪-૧૬ | ૪-૫૫ | ૫-૫૩ | ૬-૩૨ |
| ઇતવાર | ૬ | ૨૮ | ૪-૧૬ | ૪-૫૫ | ૫-૫૨ | ૬-૩૧ |
| પીર | ૭ | ૨૯ | ૪-૧૬ | ૪-૫૫ | ૫-૫૨ | ૬-૩૧ |
| મંગલ | ૮ | ૩૦ | ૪-૧૬ | ૪-૫૫ | ૫-૫૧ | ૬-૩૦ |
| બુધ | ૯ | ઓકટો. ૧ | ૪-૧૭ | ૪-૫૬ | ૫-૫૧ | ૬-૩૦ |
| જુમેરાત | ૧૦ | ૨ | ૪-૧૭ | ૪-૫૬ | ૫-૫૦ | ૬-૨૯ |
| જુમ્આ | ૧૧ | ૩ | ૪-૧૭ | ૪-૫૬ | ૫-૫૦ | ૬-૨૯ |
| સનીચર | ૧૨ | ૪ | ૪-૧૮ | ૪-૫૭ | ૫-૪૯ | ૬ ૨૮ |
| ઇતવાર | ૧૩ | ૫ | ૪-૧૮ | ૪-૫૭ | ૫-૪૮ | ૬-૨૭ |
| પીર | ૧૪ | ૬ | ૪-૧૮ | ૪-૫૭ | ૫-૪૭ | ૬-૨૬ |
| મંગલ | ૧૫ | ૭ | ૪-૧૮ | ૪-૫૭ | ૫-૪૬ | ૬-૨૫ |
| બુધ | ૧૬ | ૮ | ૪-૧૮ | ૪-૫૭ | ૫-૪૫ | ૬-૨૪ |
| જુમેરાત | ૧૭ | ૯ | ૪-૧૯ | ૪-૫૮ | ૫-૪૫ | ૬-૨૪ |
| જુમ્આ | ૧૮ | ૧૦ | ૪-૧૯ | ૪-૫૮ | ૫-૪૪ | ૬-૨૩ |
| સનીચર | ૧૯ | ૧૧ | ૪-૨૦ | ૪-૫૯ | ૫-૪૩ | ૬-૨૨ |
| ઇતવાર | ૨૦ | ૧૨ | ૪-૨૦ | ૪-૫૯ | ૫-૪૨ | ૬-૨૧ |
| પીર | ૨૧ | ૧૩ | ૪-૨૦ | ૪-૫૯ | ૫-૪૧ | ૬-૨૦ |
| મંગલ | ૨૨ | ૧૪ | ૪-૨૦ | ૪ ૫૯ | ૫-૪૦ | ૬-૧૯ |
| બુધ | ૨૩ | ૧૫ | ૪-૨૧ | ૫-૦ | ૫-૩૯ | ૬-૧૮ |
| જુમેરાત | ૨૪ | ૧૬ | ૪-૨૧ | ૫-૦ | ૫-૩૮ | ૬-૧૭ |
| જુમ્આ | ૨૫ | ૧૭ | ૪-૨૧ | ૫-૦ | ૫ ૩૭ | ૬-૧૬ |
| સનીચર | ૨૬ | ૧૮ | ૪-૨૨ | ૫-૧ | ૫-૩૬ | ૬-૧૫ |
| ઇતવાર | ૨૭ | ૧૯ | ૪-૨૨ | ૫-૧ | ૫-૩૫ | ૬-૧૪ |
| પીર | ૨૮ | ૨૦ | ૪-૨૨ | ૫-૧ | ૫-૩૪ | ૬-૧૩ |
| મંગલ | ૨૯ | ૨૧ | ૪-૨૨ | ૫-૧ | ૫-૩૪ | ૬-૧૩ |

અત્તબલીગ નં. ૧૩ ઉપરથી.

**રોઝાની નિય્યતઃ**—રોઝામાં નિય્યત કરવી એટલે રોઝો રાખવાનો ઇરાદો કરવો ફર્ઝ છે. ઝબાનથીજ નિય્યત કરવી જરૂરી નથી. સેહરી ખાવી એમાં પણ નિય્યત છે. રમઝાનના રોઝાની નિય્યત અરધા દીવસ શરઇ સુધી દુરસ્ત છે: તેની પછી મોઅતબર નથી. નિય્યત આવી રીતે છે.

" નવયતો અન અસુમા ગદન લિલ્લાહે અઁઝ્ઝ વ જલ મિન ફરઝે શહરે રમઝાન."

*Printed by: Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar,* Surat.

*Published by: Aazum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya *Kanpith* Surat.

તંત્રી: "ચંદ્રશી" ચંદેરી. સહતંત્રી: "બેકાર"

માસ ઑકટોબર ૧૯૪૧

પુસ્તક ૩. અંક ૨ જો.

## અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનું નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| ઊંડાણુ-ગુલાબી નિદ્રાની ગોદમાં | "કૃષ્ણ"-"ભરત-રફીક" | ૮૯ |
| ઈસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ. રહીમ સા૦ | ૯૦ |
| " " (હદીસ) | " " " " | ૯૧ |
| આનાઝાદી દુનિયા | "બેકાર" | ૯૨ |
| ફેતાવા | મૌ૦ અ, અશરફ | ૯૫ |
| અસ્માઉલ્લ હુસ્ના | રિફાઇ-સાબેરી | ૯૭ |
| પેશ | શ. વણજારો | ૧૦૧ |
| વો'શ | મૌ૦ નદવી સા૦ | ૧૦૫ |
| મઝદૂર | હા૦ ટિમોલ | ૧૧૪ |
| મુસ્લિમ અરબી વહાણવટું | સાલેહ બકીલી | ૧૧૫ |
| હું, મીંયા ને તિરમારખાં | "શાન્ત" | ૧૨૩ |
| પ્રગતિ | "નિસાર" | ૧૨૮ |
| આલમની અજાયબીઓ | "ઇસ્માઇલ" | ૧૨૯ |
| દીવાદાંડી | ઉમર કુરૈશી | ૧૩૨ |
| પવિત્ર રમઝાન | "ઉદ્ધૃત" | ૧૪૧ |
| સિદ્ધિના સન્માર્ગ | ગાફિલ | ૧૪૭ |
| "કેમ થવાશે પાર" (કાવ્ય) | "સુરી" | ૧૫૧ |
| સુલતાન (ચાલુ વાર્તા) | "તુરાબ" | ૧૫૨ |





વાર્ષિક લવાજમઃ-હિન્દ અને સીલોન રૂા. ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી. ૮



જામેઅહ હુસૈનિયહ, રાંદેર.

ગુજરાતમાં બહરૂલ ઉલુમ સમાન ગણાતો આ દીની મદ્રેસો કે જેની સ્થાપના મર્હુમ મૌલાના હાફિઝ મોહંમદ હુસૈન (રહ૦)એ સને ૧૯૧૭ માં કરી હતી. મજકૂર મદ્રેસાએ ખરેખર ગુજરાતમાં ઇલ્મના દરિયાગુંજ કામ કર્યું છે. દીની ઇલ્મનો ફેલાવો કરવામાં, તબ્લીગ ને ઇશાઅતના જરૂરી વિભાગોને પરિપૂર્ણ કરવામાં આ દીની મદ્રેસાએ ખુબ પ્રગતિ સાધી છે. આ ઇલ્મના દરિયામાં ઇલ્મની કિશ્તીઓ દ્વારા મઝહબે ઇસ્લામના દીની વહેપારની ખુબ તરક્કી થઇ રહી છે. તે જાણીને જાણો છો કે એ મદ્રેસાનું માસિક રૂ. ૧૦૦૦નું ખર્ચ સખી વજુદોની નેક કમાઇની સખાવતો પર નભી રહ્યું છે. તો તમે પણ આ રમઝાન મુબારકની બરકત હાસિલ કરવા તમારી ઝકાત ખેરાતનો હાથ આ સંસ્થા તરફ લંબાવી તમારી ફરજ અદા કરો અને જીવ્યું સાર્થક કરો!



**જામેઅહ ઈસ્લામીયહ, ડાભેલ.**

મુસ્લિમ-ગુજરાત જેની ઉપર વાજબી રીતે ગર્વ કરી શકે એવી આ ગુજરાતના દીની ઈલ્મની યુનિવરસિ઼
જેવી મહાન સંસ્થા કે જેમાં દર સાલ સેંકડો મુસ્લિમ યુવાનો દીની ઇલ્મથી તૈયાર થઇ ઇસ્લામના વૃક્ષને તરોતાઝ
રી રહ્યા છે. આ મદ્રેસાની નવી ઈમારતનો દેખાવ છે કે જેમા મદ્રેસાની ઑફિસ, તા'લીમવર્ગો, મહેમાનખાના
તુબખાના, વગેરેનો સમાસ થાય છે. તમારી ઝકાત ખેરાતની આ સંસ્થા પણ રાહ જુવે છે.

પુસ્તક ત્રીજું   અંક ૨ જો







ઑક્ટોબર ૧૯૪૧

# ઊંડાણ

**મને** ગમે છે ત્હારાં ઊંડાણ હે આકાશ ! મારી દૃષ્ટિમાં તું સમાઇ જાય છે.

સાગરો મને નથી ગમતાં અને નથી ગમતાં તેમનાં ઊંડાણ.

કારણ કે મારી દૃષ્ટિમાં તે સમાતા નથી. એ કેમ સમાતા નથી તેનું કારણ મેં શોધી કાઢ્યું છે.

દૃષ્ટિને જીવન જોવું ગમે છે; મૃત્યુ નહિ.

*   *   *

સાગરનાં મોજાંઓ હે આકાશ ! એક બીજાથી યુધ્ધો રમી તત્કાળ લય પામે છે.

તેના પેટાળમાં મોતીઓ ભલે હોય પણ એ મોતીઓની મોંઘી બિછાતપર જળચરો એક બીજાનો નાશ કરી પોતપોતાની ભૂખ મીટાવવા પેટ ભરવાનાં જ માત્ર ખેલ આરંભે છે.

મૃત્યુજ મૃત્યુ ! ના, ના હે આકાશ !<br>
મારી દૃષ્ટિને મૃત્યુ ગમતાં નથી.<br>
મારી આંખોને તો જોવાં છે અમરત્વનાં દૃશ્યો.<br>
અને તું તે પૂરાં પાડે છે હે આકાશ !<br>
હું નમું છું તને.

"કૃષ્ણ" માતરી

*   *   *

# ગુલાબી નિદ્રાની ગોદમાં

**પ્રખ્યાત** ગ્રીક તત્વજ્ઞાની પ્લેટો અતિશય નિદ્રાને સમયની બરબાદી સમજતો. એ પોતાનો ઘણોખરો વખત પથારીમાં પોઢી પુસ્તકો વાંચવામાં પસાર કરતો. આ વખતે એ પોતાની પથારીની નીચે પિત્તળનું વાસણ મૂકતો અને હાથમાં શીશાનું વજન ધરી રાખતો. ઘેનથી એની આંખો ઘેરાતી ત્યારે એની હથેળીમાંનું વજન સરી પડતુ અને પેલા વાસણ સાથે અથડાતાં ઉત્પન્ન થતા અવાજથી એ જાગી જતો અને પુન: વાચન શરૂ કરતો. ગુલાબી ઉંઘની ગોદમાં એદીની માફક કલાકો સૂધી પડી રહેતા માનવીઓ માટે આ અખતરો અજમાવી જોવા જેવો છે !

—"ભરત-રફીક"





# ઈસ્લામી .શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહ



(૧૫૨) ઈમાનવાળી સ્ત્રીઓને કહી દે કે પોતાની આંખો નીચી રાખે અને પોતાની નગ્નતાની સંભાળ રાખે અને પોતાનો શણગાર (કોઈને) દેખાડે પરંતુ તેમાંથી જે ભાગ (નું દરેક વખત છુપાવવું અશક્ય હોવાથી કરી તે) ખુલ્લો રહે છે. અને તેણીઓને જોઈએ કે પોતાનું ઓઢણું પોતા ગિરેબાન પર નાખી લે અને પોતાનો શણગાર ખોલે નહિ (કુર્આન)

* * *

(૧૫૩) અને ખુદાપાકે દરેક પ્રાણીને એકજ પાણીથી બનાવ્યું, ફરી તેઓમાંથી કોઈ એવું છે જે પેટથી ચાલે છે, અને કોઇ એવું છે જે બે પગોથી ચાલે છે અને કોઈ એવું છે જે ચારથી ચાલે છે, ખુદાપાક જે ચાહે બનાવે છે, બેશક ખુદાપાક દરેક વસ્તુ કરી શકે છે (કુર્આન)

* * * *

(૧૫૪) (હે નબી !) તું કહી દે કે હું તમારી પાસે એ (સંદેશા પહોંચાડવા) નો કંઇ બદલો માગતો નથી પરંતુ ( એટલુંજ કે ) જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો માર્ગ ધારણ કરી લે. (કુર્આન)

* * * *

(૧૫૫) અને તું અમર (ખુદા) પર ભરોસો કર જે (કદી) મરનાર નથી અને તેના ગુણગાનની તસ્બીહ પઢ, અને તે પોતાના બંદાઓના ગુનાહોથી પુરો ખબર રાખનાર છે. (કુર્આન)

* * * *

(૧૫૬) અને રહમાનના (ખાસ) બંદા તે છે જેઓ પૃથ્વી પર ધીમા પગે ચાલે છે અને જ્યારે તેમનાથી નાદાન લોકો (અજ્ઞાનતાની) વાત કરવા લાગે છે તો કહે છે તમારા પર સલામ. (કુર્આન)

* * *

(૧૫૭) શું તને ખબર નથી ? કે ખાસ અલ્લાહનેજ માટે આકાશો અને પૃથ્વિનું રાજ્ય છે, અને તમારા માટે અલ્લાહના સિવાય ન કોઈ હિમાયતી છે, અને ન કોઈ મદદગાર છે. (કુર્આન)



## ઇસ્લામી શિક્ષણ

મૌલાના [illegible]







(૧૫૨) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે પુરૂષની પરીક્ષા તેના ઘરવાળાઓમાં તેના માલમાં તેના જાનમાં તેની ઓલાદમાં તથા તેની પાડોશમાં થાય છે. તેનો કફ્ફારો રોઝા, નમાઝ, સદકો તથા સારાં કામોની આજ્ઞા કરવી અને ભૂંડા કામોથી મનાઇ કરવી છે. (સહીહૈન)

× × × ×

(૧૫૩) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મ્હારા મુમિન બંદાની દુન્યાની તેની વહાલી વસ્તુ જ્યારે હું કબજે કરૂં છું અને ફરી તે તેના પર સબર કરે છે તો તેના માટે જન્નત સિવાય બીજો કોઈ બદલો નથી. (બુખારી)

× × × +

(૧૫૪) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જે કોઇ નેકીનું કામ અન્યને બતાવશે તો તેના કરનારના જેવો સવાબ તેને પણ મળશે. (મુસ્લિમ)

× × × ×

(૧૫૫) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જે સારી પેઠે ઇસ્લામમાં આવ્યો તો જે તેણે કુફ્રમાં કર્યું તે ઉપર તેની પકડ થશે નહિ. અને જેણે ઇસ્લામમાં બુરાઇ કરી તો આગલા પાછલા બંને ગુનાહો પર તેની પકડ થશે. (સહીહૈન)

× × × ×

(૧૫૬) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જેના પગો ખુદાના માર્ગ (જિહાદ, તબલીગ) માં માટીવાળા થયા તો ખુદાએ તેના પર અગ્નિ હરામ કરી છે. (બુખારી)

× × ×

(૧૫૭) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જે મુસલમાન પોતાના દીનને બદલી નાખે તેને તમો કતલ કરો. (બુખારી)




આવાઝકી દુનિયાકે દોસ્તો! રમઝાન આવીને લગભગ જવાની પણ તૈયારી કરી રહ્યો છે તેવા વખતે હું રમઝાન વિષે કંઈ કહું તે મોડું થયું ગણાશે. છતાંય રમઝાન તો મુબારક છેજ તેની મુબારક બાદીના કારણે તો હજુય હોટલો બીબીઓની જેમ બુરખા ધારણ કરી રહે છે; યુરોપની સુંદરીઓની જેમ ખૂલ્લા મોઢે રહેતી નથી! હજુય રમઝાનની આટલી ઇઝઝત મુસલમાનોના દિલોમાં છે એ આનંદ જનક ગણાય. પણ એટલું ખરૂં કે તબુરો, સિતાર, દિલરૂબા, હારમોનીયમ વગેરે દરેક વાજીત્ર પર લાલ રગના ગીલાફ હોવા જરૂરી મનાતુ હતું તેમ હોટલ પર પણ લલ રંગનાજ પર્દા તણાના હતા તેને બદલે હવે ગમે તે રંગનાં પર્દાહારા કદરૂપતા વધારી દીધી છે. કુર્આન ખ્વાનીની મર્યાદા ટુંકાવી દઇ કેમ અને સાત હાથની રમતની મર્યાદા વધારી દીધી છે. રમઝાનને કારણે જાણે રાતના ઉજાગરા ફરજીયાત હોય તેમ રાતને દિવસ બનાવી દિવસને રાત બનાવી દલા છે? દિવસે મસ્જીદમા પડતી જીવંત લાશોની સંખ્યા હજુ ઓછી થતી નથીજ! અને રમઝાનમાં ઉિમ-ઉિમ જેવી નીતિથી અપાતી ઝકાત ખૈરાતોએ કીમતું દળદર ફિટાડવાને બદલે દળદર વધારી દીધું છે! સંસારીઓ કરતાં સાંઇ ફકીરોની મેજોરિટી વધી ગઇ છે એજ એનો સ્પષ્ટ પુરાવો છે. તન, મન ને વચન પર કાબુ અને ઇંદ્રીયો પર અંકુશ, એ રોઝાનુ ખરૂં મહત્વ છે. તે જાણીને કેટલા ચાલતા હશે તે તો જાણે અલ્લામિયા! બાકી જર્મન સેનાપતિઓનું સાણસા-વ્યુહ જેમ પ્રખ્યાત છે તેમ "મુસલમાન વો કે રોઝે રખ્ખે દો!" એટલે કે પહેલા અને છેલ્લા રોઝાની વચ્ચે બીજા બધા રોઝાઓને ઘેરી લેનાર પણ ઘણા અલ્લાહના લાલ હજુ ભર્યા પડયા છે! અને ધોળે દા'ડે, ઉભી બજારે પાન ખાઇ હોઠ લાલ કરી સીગરેટના ધૂમાડા ઉડાડતા બેપરવા બુધ્ધુઓની સંખ્યા પણ નાની સુની નથી! ખુદા એમને સદ્‌બુદ્ધિ અર્પે એજ દુઆ સહિત રમઝાન પર પરદો પાડું છું, ટેમ્નો કરતો નથી!

❂

બજાર હાટમાં કે શુક્રવાર, શનિવારની ગુજરીમા રસ્તાપર ચાદર બીછાવી ભલભલા આયુર્વેદીક ધનવંતરી કે ભલભલા યુનાની હકીમ લુકમાનના બાપને પણ ઘડીવાર ભોંઠા પાડી દે એવી અસ્ખલિત ભાષણ કરતા કોઇ બુધ્ધુ હકીમને તમે જોયા હશેજ? તેની પાસે દવાનાં પડીકાંમાંતો ધૂળ સિવાય બીજું કશુંજ હોતુ નથી; પણ તેની વાણીના જાદુથી ગમે તેવો માંદો માણસ એક વાર તો સાજો થઇ જાય છે! એવીજ કંઇક જાદુગરી વાણી આપણા હિંદી વઝીર એમેરી સાહેબે હસ્તગત કરી છે. હાલમાંજ એમણે અમેરિકા અને કેનેડા જોગ એક સદેશો બ્રોડકાસ્ટ કર્યો હતો તેમાં જણાવ્યું હતું કે: "હિંદ, બ્રિટીશ સરકારને સીધી કે આડકતરી રીતે કોઈ કરવેરા આપતું



નથી." "વાત ખરી છે હિંદ તો હિંદી સરકારનેજ 'કરવેરા' આપી રહ્યું છે ને? અને હિંદી સરકાર બ્રિટીશ સરકારની શી સગી લાગે તે હજી સુધી કોઇ જાણી શક્યું નથી!" "હિંદની તમામ મહેસુલ હિંદના લાભ.થેંજ વાપરવામાં આવે છે." પણ તેની કોણ ના કહે છે? બ્રિટીશરો તો બિચારા આ હિંદની પાંજરાપોળના ટ્રસ્ટી તરિકેજ આવ્યા છે ને? અને છતાંય હિંદને માથે અબજોનું દેવું થયું છે એ તો હિંદીઓના બાપાઓએ ઘી વેચ્યું હતું તેની ખોટ રૂપે થયું છે! કેમ એમજને? "ઉલટું હિંદના બચાવ માટે તો બ્રિટીશ સરકાર ઘણા લાખનો ફાળો હિંદી સરકારને આપે છે" તે આપેજને? ભૂગોળમાં ને નકશામાં તો હિંદની મર્યાદા આસામથી સરહદ પ્રાંત ને કાશ્મીરથી કન્યાકુમારી સુધીની ગણાય છે પણ બચાવના મોરચામાં તો હિંદની સરહદ મીસરથી સીંગાપોર સુધીની ગણાય છેને? આટલા બધા લાંબા પહોળા વિસ્તારને સાચવવા ખર્ચ પણ લાંબો પહોળોજ કરવો પડેને! "નાઝી આક્રમણ સામેની લડતમાં હિંદનો અભિપ્રાય બ્રિટનની પડખે છે." જો કે હજુ સુધી હિંદનો અભીપ્રાયજ લેવામાં આવ્યો નથી! "શહેનશાહતની સરકારે યુદ્ધ જાહેર કર્યું કે સામ્રાજ્યના બધા ભાગો યુદ્ધમાં આપોઆપ સંડોવાયા હતા." યાને કે હિંદને યુદ્ધમાં ઘસડવામાં આવ્યું નથી પણ તે રાજીખુશીથી જંગમાં કૂદી પડયું છે ને તેના કેટલાક અણસમજુ આગેવાનો જેલોમાં કૂદી પડયા છે! ધોળે દા'ડે દીવો લઇને ગોતતાંય આવો વઝીર તમને આખા દેશમાંથી મળવો મુશ્કેલ છે અને તેથીજ તો વ્હાઇટ હોલનો એ નિયમ છે કે "હોટ સામ તો ઉત્તર ઠાઢા"ની નીતિમાં ચિવટાઇથી વળગી રહેનાર આમેરીનેજ હિંદી વઝીર બનાવવો! ..

●

લડાઇની ગરમીએ ઘણી ઘણી વસ્તુઓને લંબાવી, પહોળાવી દીધી છે. કારોબારી વિસ્તારી ગઇ યાને પહોળી થઇ ગઇ છે ત્યારે વાયસરોયની મુદત લાંબી થઇ ગઇ છે એ પણ લડાઇની ગરમીનેજ પ્રતાપને? ને એ પહેલાં ધારાસભાઓની મુદત લંબાઇ ગઇ છે ને? અને ખાવા પીવાની વસ્તુઓ તથા પહેરવા ઓઢવાની વસ્તુઓના ભાવની લંબાઇ તો એટલી બધી વધી ગઇ છે કે હવે તાંતણો તૂટી જવાની અણીપર છે! કાપડના ભાવોને પ્રતાપે મીલ માલેકોની તિજોરીઓ પણ ખૂબ ફુલવા લાગી છે! આ બધું છતાંય મધ્યમ અને ગરીબવર્ગની નાણાંકીય સ્થિતિ ફુલવાને બદલે સંકોચાઇ ગઇ છે! બીજું બધું ફુલી ગયું છે; ત્યારે ગજવાં સંકોચાઈ ગયાં છે. અને ગજવાંનો સંકોચ એ જગતમાં સૌથી મહાન દુકાળ ગણાય!

●

જો તમે વનસ્પતિ શાસ્ત્રમાં રસ લેતા હોવ તો આપણા થોડાક લીડરોને કયા ઝાડની સાથે સરખાવી શકાય તે જરા વિચારી જુવો.

ગાંધીજી—એટલે સહુ કોઈ ઝુકી શકે એવી નીચી ઓરડી, પણ એની ઉપર ચઢનારને તો જરૂર કાંટા વાગે.

જનાબ ઝીણા—એટલે તાડનું ઝાડ. જે બધાથી ઉંચું તો ખરૂં જ પણ તેના છાંયડાનો વિસ્તાર એક સામાન્ય છત્રી જેટલોજ ગણાય!

સરદાર પટેલ—એટલે નર્યોજ લીમડો. એમની વાણીની મધુરતા એવી કે શબ્દે શબ્દે તમે કાનને રસ્તે કરીયાતુ પીતા હોવ એવી મઝા આવે!

વીર સાવરકર—કાંટાળો બાવળીયો. એના છાંયડે બેસનારને શૂળ ભોંકાયા વગર રહેજ નહિ!

મૌલાના આઝાદ—એટલે વિલાયતી સરૂજનનું દેશી ઝાડ!




સત્યમૂર્તિ—એટલે ખાટી કેરીવાળો-આંબો.

આચાર્ય કૃપલાની—એટલે દક્ષણી તીખાં મરચાંનો નાનકડો છોડ!

ફઝલુલહક—એટલે મારવાડી મૂળો જે દેખાવમાં મોટો પણ તીખાશમાં ઓછો.

એમ. એન. રોય—એટલે બારમાસીનો છોડ કે જેને બારે માસ ફુલ લાગે છે પણ સુગંધ વગરના હોઇ કશા ખપમાં આવનાં નથી! આ પ્રકરણ હજુ આગળ લંબાવવુ હોય તો લંબાવી શકાય.

●

એક બાજુ જ્યારે કરારના કાગળોને ચીથરા મીસાલ સમજી, હીટલર એવા કરારોને તોડી ફાડીને ફેંદી રહ્યો છે. ત્યારે હિંદને તો હવે ઉલ્ટો કરારો કરવાનો મેનીયા લાગ્યો છે. બરમામા જઇને બાજપાઈ બરમા કરાર બારી આવ્યા તે વાતનો ઉફળાટ હજુ શમ્યો ન હતો કે સીલોન કરાર કરી આવ્યા. પણ કહેવાય છે કે બરમા કરારનો બફારો બાજપાઇને ભારે પડવાથી સીલોન કરારમાં સારી સફળતા પ્રાપ્ત કરીને આવ્યા છે. પછી તો બા "લાડીને પાડી' નિવડે વખાણ!" બાકી પેલું થાળીવાળુ વાજું ગાય છેને કે:

"આહ જો દિલસે નિકલી જાયગી;
ક્યા સમજતે હો કે ખાલી જાયગી?"

ની જેમ બરમા કરારની કાઉપીય હિંદી સરકારના કાનો સુધી પહોંચી ગઇ હોઇ બે વરસ માટે એ કરારનો અમલ મુલ્તવાયાની વાતો વાતાવરણમા વહેતી મૂકાઇ છે!

●

નાઝીઓના ત્રણ ત્રણ માસના ઘસારાથી હજુય લેનીનગ્રેડ પર ધારી અસર નીપજાવી શક્યા નથી; ત્યારે સુરતીઓના ચંદની પડવાની ગ્રુજના એકજ ઘસારાએ સુરતની બધી ઘારી અને ભૂસાની દુકાનો સાફ કરી નાખી. કહેવાય છે કે કેટલીક દુકાનોમાંથી તો ૮૦થી ૧૦૦ મણ સુધી ઘારી ઉપડી ગઇ હતી. જર્મન જોરઓ રશિયામાં નથી કરી શક્યાં તેથી વધુ કામ સુરતની ઘારીએ બજાવ્યું છે. આખા હિંદમાં ક્યાંય આ ચંદની પડવાનો તહેવાર ઉજવાતો નથી ફક્ત સુરતીલાલાઓજ એ તહેવાર ઉજવવાનું માન ખાટી જાય છે! "આ તે શા શા તુજ હાલ સુરત તુજ રડતી સુરત!" કહેનાર નર્મદાશંકરને પણ આ ચંદની પડવાનો ઉત્સવ જોઈ આંગળી કરડવી પડે કે કોઇ પણ હાલતમાં, કોઇ પણ સજોગોમાં સુરતની રડતી સુરત થઇ શકે એમ નથી! ઘરનાં વાસણો વેચીને પણ ચંદની પડવો ઉજવે એવા એ સુરતી સહેલાણીઓ છે. ચંદની પડવાની જેમ ઉતરાણ પણ સુરત સારી રીતે ઉજવે છે. મતલબ કે વહેપાર ધંધા ભલે મંદા હોય પણ ઉત્સવોમાં સુરત પાછું પડે એમ નથીજ! આમ સુરત ઘારી ભૂસામાં વીન આવે છે; તો ઢાકા હુલ્લડમા વીન આવે છે! એક સામટાં બબ્બે કૌમી હુલ્લડો થયાં. શહેરને માથે હુલ્લડનો ટેક્ષ પડ્યો છતાં ઢાકાને તેથી નિરાંત ન વળી તે પાછું ચાલુ વરસમાંજ ત્રીજું હુલ્લડ હાલમાંજ ઉભું કરી દીધું છે! કોણ જાણે ત્યાં કઇ માટીમાંથી બનેલા માનવીઓ વસે છે? ધર્મના ભાવો આમ એકલા ઢાકામાંજ કેમ વધી ગયા હશે? અને બીચારૂં કવેટા એને ધરતીકંપનો રંગ લાગ્યો છે; શું બહકે ધરતીકંપ સાથે દોસ્તી જામી ગઇ છે કે ઉપરા ઉપરી ધરતીકંપના આંચકાઓ આવ્યેજ જાય છે! કુદરત પણ જેની કસોટી કરી નાખે છેને શું? ધરતીકંપના આંચકાઓની જેમ ચર્ચીલના ભાષણે પણ હિંદીઓને ખૂબ હચમચાવી દીધા છે મુંબઇના ભલા ગવરનરે તો હિંદના વડા હાકેમને વિનંતિ પણ કરી છે કે અમારા ઇલાકાના લોકો તો ચર્ચીલના નિવેદનથી ખૂબ ખૂબ ઉકળી ગયા છે; માટે તેઓ કંઇ પુનઃ ટાઢા પડી જાય એવું એકાદ નિવેદન ચર્ચીલ બાપા પાસે કરાવી ઘો ને! પણ ચર્ચીલ જેનું નામ તે શું વારે ઘડીએ વાણીયા વાણીયા ફેરવી તોળ કરે કે? એકજ ધાએ બે કટકાની નીતિનેજ એ તો વળગી રહેવાના પછી ભલેને એટલી કે એમેરી જેવા "સસે કે તીન પડ" જેવી વાતો કર્યા કરે! ભલેને નાઝીવાદનો અજગર એમની સામે ફુંફાડા માર્યા કરે; પણ શાહીવાદના મગરે પકડેલું હિંદી ઘેટું તેની પકડમાંથી છટકે એ બનવા જોગ નથી! અસ્તુ:




**સવાલ**-ઝકાતના પૈસાનો ચંદો કરી કબ્રસ્તાનની વાડ બનાવવી જાયઝ થઇ શકે કે નહિ?

**જવાબ**-કબ્રસ્તાનની વાડ ઝકાતના નાણાંથી બનાવવી દુરૂસ્ત નથી.

**સવાલ**-રોઝાની હાલતમાં સખત ગરમીને લીધે ઠંડક હાસલ કરવા માટે ગુસલ કરવું એથી રોઝામાં કાંઇ નુકસાન થાય છે?

**જવાબ**-ઠંડક માટે રોઝામાં નહાવું દુરૂસ્ત છે એથી રોઝામાં કંઈ નુકસાન થતુ નથી.

**સવાલ**-રમઝાન શરીફમાં શું વધારે પઢવું જોઇએ અને કયો વઝીફો વધુ બેહતર છે.

**જવાબ**-માહે રમઝાન શરીફમાં વધારે કુર્આન શરીફની તિલાવત કરવી જોઇએ. એથી વધુ અફઝલ અને બેહતર બીજો કોઇ વઝીફો નથી.

**સવાલ**-રોઝદાર હુકો. પીયે તો રોઝો બાકી રહે કે નહીં?

**જવાબ**-રોઝાની હાલતમાં હુકો, બીડી, સીગારેટ કોઈ પણ વસ્તુ પીવી ન જોઇએ, કારણ કે રોઝો તુટી જાય છે.

**સવાલ**-એક માણસે રોઝો રાખ્યો ને બીમાર થયો. વધારે બીમારી પેદા થવાના અંદેશાથી રોઝો તોડી નાખ્યો. હવે રમઝાન બાદ તે માણસ ફક્ત કઝા કરે કે તેના ઉપર કફ્ફારો પણ આવશે?

**જવાબ**-માત્ર કઝા કરે, કફ્ફારો લાગુ પડશે નહિ.

**સવાલ**-ઝકાતના પૈસાથી અનાજ અથવા કપડાં વિગેરે ખરીદ કરી મિસ્કીનને આપવું જાયઝ છે કે નહિ?

**જવાબ**-જાયઝ છે. કંઇ વાંધો નથી કારણ કે ઝકાતમાં અસલ રૂકુન માલિક બનાવવું છે.

**સવાલ**-રેશમી અને ગરમ કીમતી કપડાં પહેરવાના હોય તો તે પર ઝકાત છે?

**જવાબ**-પહેરવાના કપડા ઉપર ઝકાત નથી.

**સવાલ**-પેશઇમામ સરાસર જુઠ્ઠું બોલતો હોય અને તે સાબીત થાય તો એવા જુઠ્ઠાં માણસને પેશઇમામત માટે રાખવો કે કેમ? એવા માણસ પાછળ નમાઝ પઢવી કેમ છે?

**જવાબ**-જે ઇમામ ખુલ્લમ ખુલ્લી રીતે જુઠ્ઠું બોલતો હોય અને એ વાત આમ તૌર પર જાહેર મશહુર હોય તો એવા પેશઇમામને બેશક બરતરફ કરવો ઝરૂરી છે. ઇમામતના ઓહ્દા પર કોઇ સારો નેક માણસ નીમવો જોઇએ.

**સવાલ**-હમારા ગામના કસ્સાબો જેઓ બકરાં અને ગાયનું ગોશ્ત વેચવાનો ધંધો કરે છે. તેઓને ગામના જીવદયાવાળા શ્રાવક જૈન લોકો તરફથી, જો તેમના પર્યુષણના દીવસે, જો કસ્સાબો જીવદયા ન કરે અને




બકરાં અને ગાય કાપે-નહીં તો શ્રાવકો તરફથી કસાઈઓની રોજની કમાણી કરતાં દસ ગણી વધારે કીમત આપવા લાલચ આપે છે કસાઈઓનો વિચાર આ રૂપીઆ વડે કબ્રસ્તાનની વાડ સુધારી લેવાનો છે. એક દીવસ ગાય બકરા કાપવા બંધ રાખી શ્રાવક જૈનો પાસેથી આવા દસ ગણા પૈસા લેવા જાયઝ છે કે કેમ? અને વ્યાજખોર શ્રાવકોના આ રૂપીયાનો લિલ્લાહ કામમાં ઉપયોગ કરવાનો શરીઅતથી દુરસ્ત છે કે કેમ? શ્રાવકો પોતાના મહાન તહેવારનેજ દીવસે આ કામ કરવા કહે છે, બીજે દીવસે નહિ, ઇસ્લામી નીતી, શાન અને વફાદારીની નજરે પણ આ કામ કેવું છે?

**જવાબ**-શ્રાવકો, જૈનોની ઇચ્છા પુરી કરવા આવી રીતે લાચ રિસ્વત ખાવી અને તે દીવસે, ગાય, બકરા કાપવા બંધ કરવા મુસલમાનો માટે જાયઝ નથી. તેમજ એવી રીતના નાણા વસુલ કરી કોઇ પણ કામમાં લગાડવા ન જોઇએ. વળી આગળ જતાં એમાં ઘણા નુકસાનો ઉત્પન્ન થવાનો ભય છે. માટે એથી બચવુ ઝરૂરી છે.

**સવાલ**-હિન્દુને ત્યા મૌલૂદ શરીફની મજલિસમાં મૌલૂદ પઢવા બોલાવે તો આપણે જવું કે કેમ?

**જવાબ**-મુસલમાનોએ મૌલૂદ શરીફ પઢવા હિન્દુને ત્યા ન જવું જોઇએ.

**સવાલ**-એક બાઇ ગુજરી ગયા. તેમણે પોતીકા બે છોકરી હયાત છોડી અને એક પોત્રો અને એક પોત્રી છોડ્યા છે માટે બાઇના માલમાંથી કેવી રીતે વારસા વહેંચણી કરવી?

**જવાબ**-કફન દફન અને કર્ઝ હોય તો તે અને વસીય્યત હોય તો તે ત્રીજા ભાગ સુધીની, એ સર્વે પ્રથમ અદા કર્યા પછી મર્હૂમ બાઇના માલના નવ (૯) ભાગ કરવા જેમાંથી દરેક છોકરીને ભાગ ત્રણ (૩) એટલે બંને છોકરીઓને ભાગ (૬) હવે બાકી રહેલા ભાગ ૩, માંથી ભાગ ૨, મર્હૂમના પોત્રાને અને ભાગ ૧, પોત્રીને મળશે. કુલ્લે ભાગ ૯, પુરા થયા. (સિરાજી)

**સવાલ**-હમારી જામે મસ્જીદના હનફી પેશ ઇમામ વઝુ કરતી વેળા મિસ્સા વાપરતા નથી ફકત પાણી વાપરે છે. એ દુરૂસ્ત છે કે કેમ?

**જવાબ**-મિસ્સો લઇ વઝુ કરવું સુન્નત અને ઘણું અફઝલ છે. પણ મિસ્સો નહીં લેતા માત્ર પાણીથી ધોવું દુરૂસ્ત છે. (મજમૂઅહ ફતાવા)

**સવાલ**-પેશઇમામ નમાઝમા રૂકુઅ સુજુદ કરતી વેળા સીધા પગના અંગુઠાને સ્થીર રાખવા ને બદલે પગનો પંજો જમીનથી અધર ઉંચકી આમથી તેમ ખસેડ્યા કરે છે તો તેમ કરવું દુરૂસ્ત છે કે કેમ?

**જવાબ**-કેટલાક લોકો સિજ્દહમાં જતી વેળા બિલકુલ ખિયાલ રાખતા નથી અને તેમના પગ ઝમીનથી ઉંચા અલગ થઇ જાય છે. એક પગ ઝમીનથી ઉંચો થઇ જવાથી નમાઝ મકરૂહ તહરીમી થાય છે અને બંને પગો ઝમીનથી અલગ જુદા થઇ જવાથી ફાસિદ થાય છે અને કેટલાક ફુકહાએ કિરામના નઝદીક બંને પગો ઝમીન પર લાગી રહેવા વાજિબ છે અને વાજિબના છુટવાથી નમાઝ મકરૂહ તહરીમી થાય છે અને જે નમાઝ મકરૂહ તહરીમી થાય તે દોહરાવવી જરૂરી થઇ પડે છે. (દુર્રે મુખ્તાર, બહરુર્રાઇક)

**સવાલ**-રોઝાની હાલતમાં અત્તર સુંઘવું અથવા લગાડવુ, ફૂલ સુંઘવું અને સુરમો લગાડવો કેમ છે? એથી રોઝામાં કંઇ નુકશાન આવશે?

**જવાબ**-એથી ન તો રોઝો ફાસિદ થાય છે, ન તો મકરૂહ થાય છે. વાંધા વગર બીલકુલ દુરૂસ્ત છે.

(ગતાંકથી ચાલુ)

(૧૫) કોઇ કેદમાં હોય તો પોતે દરરોજ રાત્રે ૧૦૦૧ વખત પઢે અથવા તેને છોડવવા માટે બીજો કોઇ એ મુજબ પઢશે તો ઇ. અ. બહુ જલ્દી છુટો થઇ જશે. (૧૬) એને દરરોજ કમમાં કમ ૧૧ વખત હંમેશા પઢનાર દીન દુન્યાની દરેક આફતોથી બચેલો રહેશે તેમજ ખરાબ દોસ્તો ખુદ બખુદ તેનાથી દૂર થતા જશે. બનતાં સુધી સવારે ઉઠવાની સાથેજ પઢી લેવું અફઝલ છે. (૧૭) અગર દુશ્મનથી કોઇ પણ રીતે છુટકારો ન થતો હોય તો બુધ જુમેરાત અને જુમ્આ એ ત્રણ દીવસ રોઝા રાખે અને બુધવારથી દરરોજ બે રકાત નફીલ પઢી દરરોજ ૪૧ વખત ૪૦ દિવસ સુધી મઝકુર આયત શરીફ પઢશે તો ઇ. અ. દુશ્મન તેમજ ઝાલિમ હલાક થઇ જશે, અને ખુદાપાક તેને પોતાની રહમતમાં લઇ લેશે. (૧૮) દરરોજ ૪૧ વખત પઢનારને ઉપર લખ્યા ઉપરાંત એના બહુ બહુ ફાયદાઓ મળશે જે બાબત અમલ કરી ખાત્રી થઇ શકે છે દરેક બાબત લખી શકાય એમ નથી એ સહેજે સમજી શકાય એમ છે. ખુદાપાક સૌને આવી અમૂલ્ય આયત શરીફ તરફ રગબત અતા કરી તેના ફાયદા બક્ષે આમીન. (૧૯) હુસ્બોનલ્લાહો લેદીનેના; હુસ્બોનલ્લાહો લે દુન્યાના; હુસ્બોનલ્લાહો લેમા અહમ્માના; હુસ્બોનલ્લાહો લેમન બગા અલયના; હુસ્બોનલ્લાહો લેમન હસદના; હુસ્બોનલ્લાહો લેમન કાદના બેસૂઇન; હુસ્બોનલ્લાહો ઇન્દલ મૌતે; હુસ્બોનલ્લાહો ઇન્દલ કબ્રે; હુસ્બોનલ્લાહો ઇન્દલ મસાએલે; હુસ્બોનલ્લાહો ઇન્દલ્મિસરાતે; હુસ્બોનલ્લાહો ઇન્દલ હિસાબે; હુસ્બોનલ્લાહો ઇન્દલ મીઝાને; હુસ્બોનલ્લાહો ઇન્દલ જન્નતે વન્નારે; હુસ્બોનલ્લાહો ઇન્દલ લેકાએ; હુસ્બીયલ્લાહુલ્લઝી લાઇલાહા ઇલ્લા હોવા અલયહે તવક્કલતો વ એલયહે ઓનીબ. એને ૫ વખતના નમાઝ પછી એક એક વખત અથવા સવારે પાચ વખત પઢી લેવુ ગોયા દીન દુન્યા અને ઉકબા હાસિલ કરી લેવા બરોબર છે. એની બરકત અને ફઝીલત આમિલ પોતે અનુભવશે.'

"યા જલીલો" (અદદ ૭૩) એ બેપરવાહ અને મોટી કુદરતવાલા" (૧) એને હંમેશા કસરતથી પઢનારની દુન્યાવાલા બહુ ઇજ્જત કરશે. (૨) મકાનમાના માલ અસબાબ ઉપર દરરોજ દશ વખત પઢી દમ કરવાથી ઇ. અ. તેમાથી કોઈ વસ્તુ ચોરાઇ જશે નહિ. (૩) મુસાફરીએ જતી વખતે સાથે લીધેલ માલ અસબાબ ઉપર ૧૦ વખત પઢી દમ કરવાથી ઇ. અ. તેમાથી કોઇ કંઇ ચોરી નહીં શકશે નહી. (૪) એને હમેશાં કસરતથી પઢનારથી બધા




વેદાલંકાર, 'આયુર્વેદાર્ણવ. દૈવજ્ઞમણિ, કૃષિ કોવિદ, કાવ્યમનીષી, પ્રાચ્યવિદ્યાવારિધિ, પ્રવચનાલંકાર, કીર્તનભૂષણ, વ્યાખ્યાનમનીષી, ધર્મભૂષણ, ધર્મમનીષી, વગેરે અનેક જાતની અને અનેક ભાતની ડીગ્રીઓ એસંસ્થા છુટા હાથે વહેંચે છે અને ગુજરાતના માનભૂખ્યા માનવીઓ પણ પૈસા ખરચીને એને અપનાવે છે ! ગુજરાતમા કોઇને એવી સાહિત્ય-ડીગ્રીઓની વખાર ખોલવાની કેમ સમજ પડતી નથી. સેંકડો મહાનુભવો એવી વેચાતી ડીગ્રીઓથી વિભુષિત થયા છે અને એ ડીગ્રીવેચનારી સંસ્થાનો ભંડાર ફુટયો છે, છતાંય હજુ હજારો મુમુક્ષુઓ એવી ડીગ્રીઓ ગૃહણ કરવા તૈયાર હશેજ ! વહેપાર કરવાની ઇચ્છા રાખનારાઓએ આ તક હાથથી જવા દેવી ન જોઇએ !

O

વા મો. શાહ કહે છે કે "જે વાચનથી માણસના જ્ઞાનભંડોળમા, શુદ્ધ આનંદમા, કે જીવનને ઉચ્ચતર બનાવવામાં સારી અસર ન થાય તેવા પુસ્તકો ગમે તેટલી સુંદર ભાષામાં લખાયાં હોય તો પણ પ્રજાને તે વાચવા પાછળ સમયનો ભોગ આપવાની સલાહ આપી શકાય નહિ" પણ આજે પ્રેજા કયા કોઇની સલાહ લઇને પુસ્તકો વાંચે છે ? પુસ્તકના પોથાનું જાડું દળ, જેકેટની ખૂબસુરતી અને ગેટ-અપના ઠેરા પરજ આજે તો પુસ્તક ઉંચકાય છે ! પહેલા લોકો ઝવેરાતને જોતા હતા પણ હવે તો તે કેવા ખૂબસુરત દાબડામાં મૂકયુ છે એજ જોવામાં આવે છે; જેમ વર કરતાં ઘરનું મહત્વ વધારે આંકવામા આવે તેમ ! જેમ જાડી લાડીને નિરખી પહેલીજ નજરે વરની આંખ ભરાઇ જાય તેમ જાડું પુસ્તક પણ પહેલીજ નજરે પસંદગી પામે છે ! જેમ જગતમાં દુબળાં પાતળાં માણસોનો કોઈ ભાવ પુછતુ નથી તેમ દુબળાં પાતળાં પુસ્તકોય પ્રકાશકોના ઘરના કબાટોમાં ઉધાઇનો ભોગ થતાં રહે છે પછી ભલેને તેમાં જ્ઞાનના હીરા ટાંગ્યા હોય!

વળી પાછું વા. મો. શાહે કહ્યું છે કે.-"દરેક પ્રમાણિક પત્રકાર એટલું તો કરી શકે કે જે વિષયનો પોતાને અભ્યાસ ન હોય તે વિષયના ગ્રંથપર અવલોકન લખવાનો ધમંડ તે કરે નહિ!', આમ કહેવું એ પત્રકારનું અપમાન કરવા સમાન છે, બસ પત્રકારની ખુરસીજ જાદુવાળી છે કે તેના ઉપર બેસનાર સર્વ ગુણ સંપન્ન થઇ જાય છે! ભલે તે પત્રકારના પેપરની કીંમત બે પૈસા હોય પણ તે પોતાની ખુરસી પર બેઠાં બેઠાં અમેરિકાના રૂઝવેલ્ટ કે ઇંગ્લાંડના ચચીલ જેવાને પણ શિખામણ આપી શકે છે! એડીટરની ખુરસી પર બેઠાં બેઠાં હીટલર જેવાનાં પણ કાન ઝાલી શકે છે! વેવલ જેવા ધરખમ સેનાપતિની વ્યુહ રચનામાં પણ એ એડીટરનો

## —: સહચરનું સૌન્દર્ય :—

જમાને હરનશીં બરમન અસર કર્દ;
વગર્ના મન હમા ખાકમ કે હસ્તમ

—શેખ સા'દી

સુરભિ રસે રંગાઇ સુરભિત બની ગઇ છું,
રજ રજ મહિં સુરભિની પાંખો છે ફુળી ફૂલી.
સહચર તણાં સૌન્દર્યે આંજ્યાં છે પ્રભાઅંજન;
પદધૂલિ હતી પૂર્વે, આજેય છું પદધૂલિ.

"નસીમ"



થતો ભૂલ કાઢી શકે છે! ગમે તેવા વિજ્ઞાનીની શોધ પર એ કલમના એકજ ઝાટકે પાણી ફેરવી શકે છે! દેશની ગમે તેવી સુંદર વ્યવસ્થા સરકારે કરી હોય તેના પર એ બેધડક ધૂળ ઉરાડી શકે છે; તો પછી પુસ્તક અવલોકન જેવી નજીવી વાતનું તો પૂછવુંજ શું? કોઇપણ પત્રકાર પછી ભલે તે ઉકાં સુધીનુંએ જ્ઞાન ન ધરાવતો હોય, છતાં દરેક વિષયનાં અને દરેક ભાષાનાં પુસ્તકોનું અવલોકન કરવાની લાયકાત ધરાવે છે; જેમ શ્વાન સારા નરસા દરેકને ભસી શકે છે તેમ!

આપણે પૂર્વવાસીઓ તો ફક્ત વાતોને વાતોજ કરવાને ટેવાયલા છીએ. વાતોને અમલમાં મૂકવાનું આપણને આવડતુંજ નથી. બાહુ બહુ તો કલમનું થોથું પકડી એકાદ થોથું લખી કાઢીએ પણ તેથી શું? આપણે ત્યાં ચુંબનની ફિલસુફી પર કવિતાઓ લખાય છે કે ચુંબન મીમાંસા પર પુસ્તકો લખાય છે પણ અમેરિકાએ તો એ દીશામાંય હદ કરી છે બલ્કે હદ વટાવી છે. હાલમાંજ ત્યાંના એક નવરા એન્ડ પરવારતા સાયન્ટીસ્ટે શોધ કરી છે શાની? "પ્રેમી સેંકડો માઇલ દૂર બેઠાં બેઠાં પોતાની પ્રેમિકાને ચુંબનોની ભેટ મોકલી




શકે એવા મશીનની! હોઠથી હોઠ મેળવતાં જેવી ચુંબનોની મઝા મળે છે એવીજ મઝા આ મશીનથી મળી શકે છે. ચુંબનો મોકલનારને ફક્ત એટલું કરવું પડે છે કે તે જ્યાં હોય ત્યાંની પોસ્ટ ઑફિસમાં જઇ પોતાની માશુકને એટલી ખબર આપે છે કે તે ચુંબનો માટે તૈયાર રહે! ત્યાર પછી તે મશીન પર મોઢું રાખીને ચુંબનો લે છે અને તે ચુંબનો ઇલેક્ટ્રીક કરંટ દ્વારા સેંકડો માઇલ પર બેઠેલી માશુકના હોઠ સુધી પહોંચી જાય છે!" આવી આવી શોધદ્વારા એ સાયંટીસ્ટો પ્રેમીઓને મહાઉપયોગી નીવડતા જાય છે ગરીબ બિચારા મજનૂં ને ફરહાદના જમાનામાં આવી શોધ થઇ હોત તો તેમને દરબદર ભટકવું ન પડત!

"ગુજરાતી ભાષામાં બળ નથી, જમાનાના પ્રવાહનું જોમ નથી, ગુજરાતીભાષા પોચી પોચી ગુજરાતણોના મ્હોંમાં શોભે એવી છે" એમ રમણલાલ વ. દેસાઇ કહે છે.

ગુજરાતીને આટઆટલી સણગાર્યા પછી રમણલાલને આવા નિરાશાવાદી સૂર કાઢવાની જરૂરત કેમ પડી? જો એમને ગુજરાતી બોલનાર ભડવીરો બાળવા હોય તો, કાઠિઆવાડના ભાટચારણો, ચરોતરીઆ પાટીદારો, અને કાંતમીયા બોહરાઓ સાથે જઇને વાતચીત કરી જુવે. બીજી કોઇ પણ ભાષા બોલનારાઓ કરતાં એમના શબ્દો વધુ વજનદાર હોય છે. દાખલા તરિકે બેંહ, ડોંગ, નેહાળ, પેંપળા જેવા શબ્દો કંઇ ઓછા વજનદાર ગણાય?

"શ્રી રવિંદ્રનાથ ટાગોર, અઝીમબેગ ચુગતાઇ, "ફાની" બદાયુની જેવા જાણીતા સાહિત્યકારોની મરણનોંધ પણ 'કારવાં' જેવા માસિકમાં ન આવે?" એમ તંત્રીશ્રીને ઠપકો દેતો એક પત્ર અમારા એક સાહિત્યરસિક મિત્રે પાઠવ્યો છે! તંત્રીશ્રીએ એ પત્ર મારે હવાલે કર્યો કે "હવે હવે જવાબ આપો? મોટા સાહિત્યની પોક હાકવા બેઠા છો-તો!" આવા કાળતા ઉનાળા જેવા દિવસો અને વળી રમઝાનના ભૂખમારૂ દિવસોમાં હું શું જવાબ આપી શકું? એ સદ્દગતના મૃત્યસમા સાહિત્યકારો પ્રત્ય અમને ખૂબ માન હતું, અને એમના અવસાન બદલ શોક થતો હતો; પણ એ શોકના અતિરેકમાં શોક પ્રગટ કરવાનુંજ ભૂલી ગયો તેનું શું! પેટીયાના પ્રશ્નો આમળનાર માનવી કલમ પકડે ત્યારે તો આવી જાડી બુધ્ધિનીજ આશા રાખી શકાયને!

'વણજારો'

### સાચી—મઝા

રડવા મહિં મઝા છે મોટા થયા રહીને,
પેદા થનાર મરતાં સહુ રહી ગયા રહીને,
હસવા મહિં મઝા તો પ્રત્યેક માનવી લે,
"સાચી મઝા" છે રોવુ પેદા થયા રહીને.

"ઇઝઝત"
(પોરબંદર)

### એક જરૂરી નિવેદન

ઑગસ્ટ ૧૯૪૧ના "કારવાં"ના અંકમાં જનાબ 'રૂપ' સહબની 'પ્રતિસ્પર્ધિ' નામની નવલિકા પ્રગટ થઇ હતી તેના લેખક તરિકેના સર્વ હક્કો તેમણે પોતાને સ્વાધીન રાખ્યા છે.

—તંત્રી




લેખક-મૌ. સૈયદ અબૂ ઝફર નદવી સાહબ.

ગુજરાતી 'રાસમાળા'મા જણાવવામા આવ્યુ છે કે ભાટ લોકો માને છે કે પહેલા અહમદશાહના સમયમા જે બ્રાહ્મણો અને સોદાગરોને મુસલમાન બનાવવામા આવ્યા હતા, તેઓ વોરાને નામે ઓળખાયા છે. તે લોકોએ અરબસ્તાન સાથે બોહાર (બેપાર અર્થાત્ વેપાર) શરૂ કર્યો આ કારણથી તેઓ બોહારે અને વધુ ઉચ્ચારતા બોહરે શબ્દથી ઓળખાવા લાગ્યા[1] આ વાત ઉપરથી માલૂમ પડે છે કે અહમદશાહ પહેલા આ લોકો મોજૂદ ન હતા પરંતુ ઇતિહાસમાથી પુરાવો મળી આવે છે કે વોરા આ પહેલા ગુજરાતમા હતા, જેમકે અહમદશાહના દાદા પહેલા સુલ્તાન મુઝફ્ફરશાહના સમયમા હઝરત શેખ અહમદ ગંજ જ્યારે ખટ્ટૂથી અમદાવાદ નજીક સિરખ્ખસ (સરખેજ)મા તશરીફ લાવ્યા ત્યારે તેમણે પ્રથમ વોરાના મકાનમા મુકામ કર્યો હતો.[2] પરતુ તે અગાઉ પણ તઘલખના સમયમા ઇબ્ન બતુતા જ્યારે ગન્ધાર પહોચ્યો ત્યારે રાજા ઉપરાંત વોરાઓના સરદારના પુત્રો પણ દસ્તીકમાલ માટે આવ્યા હતા.[3] આ ઉપરથી માલૂમ પડે છે કે વોરા આ વખતે મોટી સખ્યામાં હતા તેઓનો એક સરદાર હતો જેના હુકમોનુ તેઓ પાલન કરતા હતા પરિણામે તેઓ વ્યવસ્થિત હતા

કાઝી નુરુલ્લાહ શુસ્તરી (અવસાન હિ. સ ૧૦૧૯) પોતાના પુસ્તકમા લખે છે કે આજથી ત્રણસો વર્ષ પહેલા આ ધર્મના એક મુલ્લા અલી નામના મહાપ્રતાપી વિદ્વાને હિંદમા આવી લોકોને આ ધર્મમા સામેલ કર્યા અને અને પ્રચાર કાર્ય કરવાથી તેના અનુયાયીઓની સંખ્યામા વૃદ્ધિ થઇ. આ સમયથી આ લોકો હિંદમા કેટલા તેની કબર ખંભાતમા છે[4]

હુ ધારુ છુ કે આ બન્નેમાની એક પણ વાતમા સત્યતા નથી પ્રથમ તો એ કે વોરા આ (૭૦૦)ના કરતા ઘણા સમય પહેલા હિંદમા આવી ગયા હતા જે મસ્ઊદીસે સયાહિયા અને બીજા પુસ્તકોમાથી માલૂમ પડે છે, જેમકે કુમારપાળ ચરિત્ર (ઇ સ ૧૧૫૦, હિજ્રી સ ૫૪૫)મા ઉલ્લેખ કરવામા આવ્યો છે કે પાટણ અને વીરમગામમા વોરાની સખ્યા વધુ પ્રમાણમા હતી આથી મસ્ઊદીસે સયાહિયાને પણ પુષ્ટિ મળે છે સંભવિત છે કે મુલ્લા અલી નામનો કોઇ પ્રચારક આવ્યો હશે. પરતુ ખરી વાત એ છે કે સૌથી પહેલા ગુજરાતમા મૌલાઇ અહમદ એક સરકારી પ્રચારક તરીકે આવ્યા હતા. મોલવી અબ્દુલ્લાહ અને મૌલાઇ નુરુદ્દીન તેની સાથે હતા.

૧ રાસમાળા ભા ૧, પૃ ૪૧૫

૨ મહ્ફૂઝાતે મહમુદ ઇરજી, હસ્તલિખિત

૩ સફરનામએ ઇબ્ન બતુતા ભાગ ૨, રિફાહે આમ લાહોર

૪ મજાલિસુલ્મોમીનીન ભા ૧




બહેરામજી મલબારી કહે છે કે વોરા[4] અસલ હિંદુ હતા.અને આ કારણથી અદ્યાપિ પણ થોડી હિંદુ માન્યતા અને રિવાજ તથા રૂઢિ તેઓમાં જોવામાં આવે છે.[5] વોરાઓના જાતિભાઇઓ મારવાડ, રજપૂતાના અને સંયુક્ત પ્રાંતમાં રહે છે અને તેઓ હિંદુ વોરાને નામે ઓળખાય છે.

મિ. આર્નોલ્ડ પોતાના ઉત્તમ પુસ્તકમાં લખે છે કે તેઓ ઇ. સ. ૧૧૦૦, હિ. સ. ૪૦૦ અને ઇ. સ. ૧૩૦૦, હિ સ. ૭૯૦માં મુસલમાન થયા હતા, કારણ કે અણહિલવાડ પાટણમાં શિયા પ્રચારકો પ્રત્યેની ઉત્તર ગુજરાતના હિંદુ રાજાઓની વર્તણૂક બહુજ સુંદર હતી. બહુધા કેટલાંએ કુટુંબોમાં ઇસ્લામ ધર્મ ફેલાયો હશે.[6]

આ બ્યાન ઉપરથી એ વાત તો સાબિત થઇ ગઇ કે આ કુટુંબ લાંબા સમયથી મુસલમાન છે. હવે માત્ર એ જાણવું રહ્યું કે (૧) વોરાનો અર્થ શો થાય છે? (૨) તેઓ હિંદમાં ક્યારે આવ્યા? (૩) શું એ બધાજ અસલ મુસલમાન નથી?

'રાસમાળા'માં કરેલા ઉલ્લેખ વિશે મેં ઉપર જણાવી દીધું છે કે આ નવમુસ્લિમોએ વેપાર શરૂ કર્યો તેથી તેમને બોહારે અને પાછળથી વોરા કહેવામાં આવ્યા. મીર નુરૂલ્લાહ શુસ્તરી (અવસાન હિ સ. ૧૦૧૯) લખે છે કે આ વોરા લોક વેપારધંધામાંથી પોતાનું ગુજરાન ચલાવે છે, જે બાબતમાં 'વોરા' શબ્દ તેના અર્થનું સૂચન કરે છે. હિંદમાં તેનો અર્થ 'તાજેર' થાય છે.[7]

અમદાવાદમાં મોહમ્મદ સિદ્દીક એક ધર્મોપદેશક (વોરા) (અવસાન હિ સ ૧૦૪૧માં) હતા, જે મીર નુરૂલ્લાહ શુસ્તરીના લગભગ સમકાલીન હતા. તેમના ભાઇએ એક કિતાબ લખી છે. તેના હાંસિયા ઉપર અરબી જબાનમાં લખ્યું છે કે "બવાહિર" શબ્દ વોરા ઉપરથી નીકળેલો છે, જે વેપાર, ધંધો અને ખરીદ કે વેચાણ માટે વપરાય છે. 'મિરાતે એહમદી' નામના પુસ્તકના અંતમાં આજ પ્રમાણે લખ્યું છે, અને તેના અભિપ્રાય પ્રમાણે પણ તેનો અર્થ વેપારીઓ થાય છે; પરંતુ મૂળ સવાલ એ છે કે આ શબ્દ અરબી જબાનનો છે કે હિન્દી જબાનનો.

'વોરા' (કે બોહારે) શબ્દ જો હિન્દી હોય તો તેનો અર્થ વેપાર કે વેપારી થશે, જે પ્રમાણે 'રાસમાળા' અને આઝાદ બેલગ્રામીએ લખ્યું છે. તેઓ પોતે સંસ્કૃત અને હિન્દીના મહાન વિદ્વાન હતા તેમજ કવિ પણ હતા. કેટલાકોએ બોહરાહનો અર્થ સીધો રસ્તો અને બહુરાહ (પુષ્કળ રસ્તા) અર્થાત્ જુદીજુદી કોમનો જથ્થો અને વોરા અર્થાત્ ઊંટોનો કાફલો એવા લીધા છે, જેનો ભાવાર્થ બહુધા વેપારી જ હશે. બહરાજ અર્થાત્ 'અગમચેતી' શબ્દ પણ લોકોએ વાપર્યો છે. અરબી શબ્દકોષ લુગતે કામુસમાં લખ્યું છે કે વોરા એક ખાનદાન છે. અને વોરાની ઉત્પત્તિ મદીના અને યમોમાં (યમનની પાસે) થયેલી હતી. વળી સુરાહમાં જણાવવામાં આવ્યું કે વોહરા કબીલાનું કુટુંબ છે. આ ઉપરથી લાગે છે કે આ શબ્દ અરબી જબાનનો હોવાનું શક્ય છે; જેમકે નરમાવાળા (વોરા) અને વલીઉલ્લાહ

૫ ગુજરાત એન્ડ ગુજરાતી, પૃ. ૧૮૯

૬ પ્રીચિંગ ઑફ ઇસ્લામ

૭ સુબ્હતુલ મરજાન, પૃ. ૪૫. મુંબઇ

૮ કામુસ ભા. ૧



અને કમકોળીવાળો કુટુંબના લોકો દાવો કરે છે કે અમો તાઇફ અને મદીનાથી આવ્યા[૯] હતા. હિ. સ., ૩૦૩માં મશહુર ઇતિહાસકાર મશુદી ભરૂચ અને ખંભાતમાં આવ્યો હતો. તેણે લખ્યું છે કે મુંબઇ પાસેના બંદર એમુરમાં બગદાદ અને બસરાના ઉપરાંત દશ હજાર બીસા મુસલમાન છે. કામુસમાં જણાવવામાં આવ્યું છે કે બ્યાસરા-સિંધમાં એક કોમ છે, જેને જહાજના કપ્તાનો મહેનતાણું આપી દુશ્મનો સામે લડવા માટે રાખતા હતા. એ શબ્દનું એકવચન બેસિરા છે. સંભવિત છે કે શરૂઆતમાં જે વેપારીઓ આ લોકોને જહાજો ઉપર નોકર રાખી હિંદુસ્તાનમાં આવતા હતા તેઓ પણ બ્યાસરા નામથી ઓળખાતા હતા. વખત જતાં તે લોકો માટે જ આ શબ્દ વપરાતો થયો હોય, જેઓ અરબસ્તાનથી આવી રહ્યા હોય અને ધીમે ધીમે તેમની સંતતિ ( એટલે કે હિંદમાં જેઓ જન્મ્યા ) માટે તે ખાસ થઇ ગયો હોય. આનો દાખલો બીજી ભાષામાં મોજૂદ છે.[૧૦]

બર્મી જબાનમાં એક શબ્દ 'કલા' છે તેનો મૂળ ઉચ્ચાર 'કુલા' છે, જેનો અર્થ 'તરીને આવનાર' થાય છે, અર્થાત્ જે માણસ સમુદ્રના બીજા કિનારાથી આવ્યો હોય. એનો ભાવાર્થ પરદેશી લોકો થાય છે. શરૂઆતમાં આ શબ્દ હરેક પરદેશી માટે વપરાતો હતો. જ્યારે અંગ્રેજોએ બર્મા (બ્રહ્મદેશ) નો કબજો લીધો ત્યારે તેઓ માટે ફરીથી એક જુદો શબ્દ (બુ) શોધી કાઢવામાં આવ્યો, અને કલા (કુલા) હિંદુસ્તાનીઓ માટે અને ખાસ કરીને ફક્ત મુસલમાનો માટેજ વપરાવા લાગ્યો.[૧૧]

એજ પ્રમાણે સંભવિત છે કે આ જ રૂપ થવાના સબબથી ગુજરાતીમાં 'સ' અને 'હ' નો અરસપરસ ફેરફાર થાય છે, જેમકે 'સારો' ને બદલે 'હારો' અને 'ડોસા' ને બદલે 'ડોહા' અને 'કસારા'ને બદલે 'કંહારા' વપરાય છે.

વોરાનો અર્થ સામાન્ય વેપારી હોય, અથવા તો એ શબ્દ અરબસ્તાનથી આવેલા વેપારીઓ માટે વપરાતો હોય, અથવા તે લોકો કઝાઆ ખાનદાન સાથે સબંધ ધરાવતા હોય, તોપણ કોઇપણ સંજોગોમાં ધર્મ અને જાતનો બાધ ન રાખતા આ શબ્દ બહુધા મુસલમાન વેપારી માટે જ વપરાય છે અને અરબ વેપારીઓનું (અર્થાત્ મુસલમાનનું) હિંદમાં આવવું હિજરી પહેલી સદીથી બનવાજોગ છે. બિલાઝરીએ મોહમ્મદ બીન કાસમની સિંધની ફતેહ (હિ. સ. ૯૨)નો સબબ પણ અરબ વેપારીઓનાં જહાજો લુંટી લેવાનો જણાવ્યો છે.[૧૨] સુલેમાન

---

૯ આ કુટુંબ હાલમાં અમદાવાદમાં રહે છે.

૧૦ મારા એક મિત્રે આ શબ્દને જુદી રીતે સમજાવ્યો છે તે કહે છે કે શબ્દ મૂળ ગુજરાતી છે અને બે શબ્દોનો બનેલો છે. ગુજરાતી ભાષામાં 'બે'નો અર્થ બે (૨) થાય છે. અને 'સરા' નો અર્થ સીરા. એટલે કે બે માથાવાળા થાય છે; જેનો ભાવાર્થ અરબસ્તાન અને હિંદના મેળાપથી પેદા થયેલો પુરૂષ થાય છે; જેમકે ઇરાનમાં મોવલ્લિદીન હતા અને આજકાલ એંગ્લો ઇંડિયન છે. આજ પણ તિરસ્કારભરેલા વર્તન બતાવવા માટે ગુજરાતીમાં બેધડક 'બેસરા' (એટલે કે વર્ણસંકર) છે. આની અસર મારા મૂળ વિષય ઉપર બિલકુલ પડતી નથી એટલે કે માની લો કે એ ગુજરાતી શબ્દ છે તોપણ શક્ય છે કે એ શબ્દ બદલાતાં વોરા બન્યો હોય.

૧૧ સફરનામ એ બરમાહ, પૃ. ૪૫, મહબુબુલ મતાબિઅ, દીલ્હી.

૧૨ બિલાઝરી-ફતેહ સિંધ, ઇલિયટ.




બસ્રી અને અબુઝૈદ સયરાફીએ પોતાના સફરનામામાં લખ્યું છે કે[13] ખંભાત, ભરૂચ, અમુર, ગન્ધાર, થાણા અને સોપારામાં મોટી સંખ્યામાં મુસલમાન અરબ વેપારી રહે છે. આ બંને ત્રીજી સદીના મધ્યમાં આવ્યા હતા (લગભગ હિ. સ ૨૫૦ અને ૨૬૫) હિ સ. ૩૦૩માં મસુદી આવ્યો હતો તેણે માત્ર એક જગ્યા ઉપર ૧૦૦,૦૦૦ મુસલમાનોની વસ્તી લખી છે.[14]

વળી આ ઉપરાંત ઈબ્ન હોકલ, અસ્તખરી, બશારી મુકદ્દસી વગેરેએ પણ મુસલમાનોની વસ્તી વિષે ઉલ્લેખ કર્યો છે આ તમામ મુસાફરો ગુજરાતની ફતેહ પહેલાંના હતા. આ ઉપરથી સાબિત થાય છે કે અરબ વેપારીઓ (વોરાઓ) હિજરી પહેલી સદીમાં આવ્યા હતા એમા કંઇ શક નથી. પોર્ટુગીઝોએ જબ્બીથી સમુદ્ર ઉપર કબજો લઇ તેઓની આવજા બંધ કરી ત્યાં સુધી તેમની આવજા અને અરબો સાથેનો વેપાર જારી રહ્યો. આ બાબત તો હદ્દતુલ મસ્ગહીનિનમા સવિસ્તર મળી આવે છે.

હવે માત્ર એકજ સવાલનું નિરાકરણ કરવાનું બાકી છે કે આ સર્વ નવમુસ્લિમ છે કે નહિ. આ બાબતમાં 'રાસમાળા'ના લેખક અને બીજા લોકોના અભિપ્રાય મેં ઉપર મુજબ લખી દીધા છે. તેઓનો ખ્યાલ છે કે આ સર્વ નવમુસ્લિમ છે. મૌલ.ના આઝાદ બેલ્ગ્રામીએ પણ લખ્યું છે કે ખરેખર વોરાઓના બાપદાદા નવમુસ્લિમ હતા. પરંતુ આધુનિક જમાનામાં એવા પુરાવા નજરે પડ્યા છે જેમાંથી માલુમ પડે છે કે આ બ્યાન સત્ય નથી મેં ઉપર જણાવ્યું છે કે 'કમરોરી' કુટુંબના વોરાઓમાં (જેઓ અમદાવાદમાં રહે છે) એક ધર્મોપદેશક, મોહમ્મદ સિદ્દિક હતા જેનું અવસાન હિ સ. ૧૦૪૦માં થયું હતું. એ એક ઊંચી કોટિના વિદ્વાન હતા. તેણે એક તફસીર અને બીજી તન્ખીહુલ્જુહહાલ એવી બે મશહૂર કિતાબો લખી છે.[15] તેમના ભાઇ મોહમ્મદ સાલેહે રિસાલયે સિદ્દીકુલ્લાહના મુકદમામાં લખ્યું છે કે શેખ અહમદ કુરયશી મદીનાથી ખંભાત તશરીફ લાવ્યા અને ત્યાં મુકામ કર્યો. તેના પુત્ર યાકુબથી લઇ વંશપરંપરા તમામ ત્યાં રહ્યા અને અદ્યાપિ (હિ. સ. ૧૦૪૧) પણ તેનું કુટુંબ ચાલુ છે. હાસિયા ઉપર પૂરી વંશાવળી લખવામા આવી છે, જે હઝરત અબુબક્ર સિદ્દિક અને ત્યાર પછી અદનાન સુધી પહોંચે છે.[16] તેજ પ્રમાણે નરમાવાળા વોરા (સુરત અને અમદાવાદના રહેનારી) દાવો કરે છે કે આ લોકો અસલ તાઇફથી આવ્યા હતા શરૂઆતમાં વેપારી નિસ્બતને લઇને તેઓની આવજા ચાલુ રહેતી હતી અને ત્યાર પછી સુરતના બંદરમાં તેઓએ વસવાટ કર્યો અને આખરે અમદાવાદમાં આવ્યા હતા તેમાંના ઘણા મહાન વિદ્વાન પણ થઇ ગયા હતા, જેવા કે મુલ્લાં અબ્દુશશકુર

13 કિતાબુલહિન્દ વલ સિંધ પેરિસ.

૧૪. મરસુદી ભા. ૧, ઇંજિપ્ત

૧૫. ગ્રંથકારના દસ્તથી લખેલી તફસીરની એક નકલ હઝરત પીર મોહમ્મદશાહની લાયબ્રેરીમા અને તન્બીહુલ જુહ્હાલની એક નકલ પટનાની ખુદાબખશખાનની લાયબ્રેરીમાં મોજુદ છે.

૧૬. આ પુસ્તક પણ હઝરત શાહ સાહેબની લાયબ્રેરીમા છે. પૃ. ૨૨




સાહેબ, 'તેમને શાહઆલમ અને મોહમ્મદ-'શાહના સમયમાં એકસો વીઘાં જમીન ભરણ પોષણ માટે બક્ષિશરૂપે આપવામાં આવી હતી. ફરૂખશિયરના' વખતમાં અમદાવાદ, સૂરત, વડોદરા, ભરૂચ અને ખંભાતમાં તેમના જુદા જુદા પ્રકારોના વેરા માફ કરવામાં આવ્યા.[૧૭] વલીઉલ્લાહનું કુટુંબ પણ આજ પ્રમાણે મદીના કે જિદ્દાથી આવ્યું હતું. તેમના બાપ-દાદા તે જમાનાના પ્રખર વિદ્વાન હતા. મૌલાના નુરૂદ્દીન, મૌલાના ઇમાદુદ્દીન અને મૌલાના વલીઉલ્લાહની વિદ્વતા તો બેહદ ઊંચી કોટિની હતી. તીજારત ઉપરાંત તે સાથે તેણે 'સ્થાપેલી કૉલેજ અમદાવાદ માટે મગરૂરીની વસ્તુઓ હતી. મૌલાના ઇમાદુદ્દીન મોહદ્દીદ (હિ સ ૧૧૫૫)ની કબર હાલ પણ જ્યાં તેલિયા મિલ છે ત્યા છે. આજ પ્રમાણે મોલવી મોહમ્મદ ખૂબમિયા સાહેબ અમદાવાદના રહેવાસીનું કુટુંબ છે, જે પોતાને ફારૂકી કહે છે અને હિજરી અગિયારમી સદીમાં આવ્યાનું કહે છે અત્યારે આ ખાનદાન પણ વોરા કહેવાય છે. આજ પ્રમાણે રાંદેરવાળાઓનો પણ દાવો છે કે ખલીફા સફ્ફાહ અબ્બાસી (હિ. સ ૧૩૨)ના સમયમાં મોમિન ખાનદાન કુફાથી તીજારત માટે આવ્યું, અને રાંદેરમાં વસવાટ કર્યો. તેથી રાંદેરી વોરા ખુદ પોતાને નવમુસ્લિમ સમજતા નથી, પરંતુ અસલ અરબી ગણે છે.[૧૮]

એ તમામ આજે પણ વોરા કહેવાય છે. આલમગીરના જમાનામાં એક મશહૂર મોહતસીબ (પ્રાચીન રોમન લોકોમાં એક ધર્માધિકારી રહેતો હતો. તેનું કામ રોમન રહેવાસીઓની માલ મિલ્કતની નોંધ 'રાખવી, તેમના ઉપર મિલ્કત પ્રમાણે વેરા' નાખવા, લોકોની રીત-ભાત ઉપર તપાસ રાખવી 'અને જેઓની રીત-ભાત ખોટી 'હોય તેની ગેરમંજૂરાત કરવી વગેરે હતું') અબ્દુલ ગની સાહેબ અને શેખ કાઝી અસાહુદ્દીને હિ સ. ૧૧૦૬માં મક્કાથી આવી પાટણમાં વસવાટ કર્યો. તેનું કુટુંબ અદ્યાપિ પણ વોરા કહેવાય છે.' એજ પ્રમાણે સૂરત,

૧૭ એ બને ફરમાન અદ્યાપિ પણ નરમાવાળાઓની પાસે છે તેમણે બેહદ 'ઉદારતાપૂર્વક પોતાના ખાનદાનના તમામ દસ્તાવેજ જોવાની મને તક આપી હતી, તે માટે તેમનો હુ ઋણી છુ.'

૧૭અ. ગુજરાત અને વોરા કોમ–મોહમ્મદ આરિફ.

૧૮. સુબ્હતુલ મરજાન, પૃ. ૪૪



ભરૂચ, ખંભાત વગેરે જગ્યાએ બેશુમાર વોરા ખાનદાન છે, પરંતુ તેઓ અસલ અરબસ્તાનથી આવ્યા હતા એમ લખાણુ અને દંતકથામાંથી સાબિત થાય છે.

આઝાદ બેગ્રામીએ અલ્લામા મોહમ્મદ બીન તાહેર પટ્ટનીના જીવન ચરિત્રમાં લખ્યું છે કે તે તેમના પૌત્રોમાંથી શેખ અબ્દુલકાદર બીન શેખ અબુ બક (અવસાન હિ. સ. ૧૧૩૮) મક્કાના એક મુફતી હતા. તેમની કિતાબમાં ચાર ભાગ ફતાવીના છે. તેમના ગુરૂ શેખ અબ્દુલ્લા અન્સારી મક્કી શાફેઇ હતા. મઝકૂર મુફતીની વફાત પછી ગુરૂએ એક મરસિયા લખી, તેમાંની એક લીટીમાંથી માલૂમ પડે છે કે અલ્લામા મોહમ્મદ બીન તાહેર સાહેબની વંશાવળી હઝરત અબુ બક્ર સિદ્દિક સુધી પહોંચે છે.[૧૯] ત્યાર પછી આઝાદ બેલ્ગ્રામીએ તેનો એવી રીતે રદિયો આપ્યો છે કે તેમને તેણે નવમુસ્લિમ ઠરાવ્યા છે અને તેના આધાર માટે મીર નુરૂલ્લાહ શુસ્તરીના શબ્દોની નકલ કરી છે જેનો રદિયો તેમના સમકાલીન ધર્મોપદેશક મોહમ્મદ સિદ્દિકના ભાઇની કિતાબમાંથી સાબિત કરી ચૂક્યો છું. અને વળી આઝાદ બેગ્રામીએ 'શેખ' શબ્દ સમજાવવા માટે કહ્યું છે કે હિંદમાં એવો રિવાજ છે કે જે શખ્સ નવમુસ્લિમ હોય છે તે પોતાને શેખ સિદ્દિક કહે છે, કારણુ કે તેણે ઇસ્લામ ધર્મને મજબૂત બનાવવા માટે સિદ્દિક અકબરની નકલ કરી હતી આ અર્થ હિંદુસ્તાનના કેટલાક નવમુસ્લિમ ખાનદાનોની નિસ્બતમાં સાચો ઠરે છે; પરંતુ તમામ માટે ગણતાં આનો ઉપયોગ મારા ખ્યાલ પ્રમાણે બિલકુલ ગલત છે. રજપૂતોનાં હજારો નવમુસ્લિમ કુટુંબો આજ પણ મોજૂદ છે જે પોતાને રજપૂત ગણે છે. કોઇ પણ શેખ સિદ્દિકી હોવાનો દાવો કરતું નથી. ગુજરાતમાં મૌલા ઇસ્લામની (નવમુસ્લિમની) લાખોની સંખ્યા મોજૂદ છે જે ગરાસિયા અને બીજી જાતોમાંથી મુસલમાન થયા છે. એમાંનો કોઇ પોતાને શેખ સિદ્દિકી કહેતો નથી. મારો ખ્યાલ છે કે શેખ કહેવાનો અસલ સબબ એ છે કે અરબસ્તાનમાં પહેલેથી જ આ રિવાજ ચાલી આવ્યો છે (અને હાલ પણ તે મોજૂદ છે) કે ખાનદાનના સૌથી મોટા માણસોને 'શેખુલ કબીલા' અને ટૂંકમાં ફક્ત શેખ કહેતા હતા, હાલમાં પણ હરેક મોટી વ્યક્તિને, ખાસ કરીને વિદ્વાનો, આધ્યાત્મિક માર્ગોપદેશકો વગેરેને શેખ કહેવામાં આવે છે. એ લોકો સામાન્ય રીતે તાલીમ પામેલા અને દોલતમન્દ હોય છે. તેથી કરીને તેમની મઝહબી અને દુન્યવી વૃત્તિઓ ધ્યાનમાં લઇ 'શેખ' શબ્દ તેમના નામ સાથે વાપરવો શરૂ કર્યો. તે ઉપરાંત ઇસ્માઇલી લોકોમાં દીની હોદ્દા માટે જે ખિતાબો નક્કી કરવામા આવેલા છે તેમા પણ એક શેખ છે[૨૦] જે તેઓ મગરૂરીથી પોતાનાં નામો સાથે લગાડે છે. અને બહુધા આજ સબબથી અલ્લામા ગુલામઅલી આઝાદ બેલ્ગ્રામી જેવા લોકોની પણ ગેરસમજ થઇ હતી.

ચોથી સદી હિજરીની આખરમા ઇસ્માઇલી લોકોએ સિંધનો કબજો લીધો હતો. મહમૂદ ગઝનીએ જ્યારે સિંધ લઇ લીધુ ત્યારે તેઓ મોટી

૧૯. સુબ્હતુલ મરજાન

૨૦. મોસિમે બહાર, ભા. ૩ સફદરી મુબઇ
તે જમાનાના પ્રચારક દર સૈયદનાની મજલીસની વ્યવસ્થામાં શેખ અને હદ નામો પણ છે.




સંખ્યામાં સિંધ છોડી ગુજરાતમાં આવ્યા[૨૧] હતા હિ. સ. ૫૬૫ માં જ્યારે સલાહુદ્દીન અયુબીનો મિસર ઉપર સંપૂર્ણ કબ્જો થયો અને ઈસ્માઇલીને બદલે શાફેઈ ધર્મ ચાલુ થયો ત્યારે ઈસ્માઇલીનાં થોડાં ખાનદાનો વતન છોડી યમન અને ગુજરાતમાં ગયાં. ત્યારપછી હિ.સ. ૯૪૯ માં જ્યારે ઝેદીઓએ યમન ઉપર કબજો કર્યો અને ઝેદીઓએ મઝહબી બાબતમાં છૂટછાટ ન વાપરી અને તુર્કોએ પણ તેની પરવા ન કરી ત્યારે દાઉદી ઇસ્માઇલીઓએ પ્રચારકાર્યનું કેન્દ્ર યમનથી બદલી ગુજરાત કર્યું, એટલું જ નહિ પણ કેટલાંક ખાનદાનો ગુજરાતમાં આવી વસ્યાં. એજ સબબથી કેટલીક જગ્યાઓના વોરા-ખાસ કરી દાઉદી કોમનું સૌંદર્યનું પ્રમાણુ હિન્દુસ્તાનથી જુદા પ્રકારનું છે કેટલીક જગ્યાઓના વોરાઓમાં અરબી ખૂન સાફસાફ માલૂમ પડી આવે છે. તેમની સ્ત્રીઓના ચહેરા, આંખ, ખૂબસૂરતી, રંગ, રૂપ વગેરે ઉપરથી સાબિત થાય છે કે તેઓ મિસર અને યમનના જલાવતન કરનારામાંના આખરી યાદગારરૂપે છે.

આ તમામ તારીખી હકીકતો સાબિત કરે છે કે વોરાઓની વસ્તીમાં એવું તત્વ મોજૂદ છે જે મૂળ મુસલમાન છે અને હિન્દી નથી; જેમકે, મોહમ્મદ અમીન મદનીએ લખ્યું છે કે વોરાઓનો ઇતિહાસ એ બાબત ઉપર અનુમોદન આપે છે કે તેઓ અસલ મુસલમાન છે. આગળ જણાવે છે કે જ્યારે 'એમની (ફાતમી સલ્તનત) છઠ્ઠી સદીમાં ખતમ થઈ ત્યારે એ લોકો ત્યાંથી નીકળી યમન આવ્યા અને ત્યારપછી ત્યાંથી હિન્દમાં આવ્યા અને ત્યાં રહ્યા.[૨૨]

હવે ખરેખર કેટલીક બાબત વિચારવા જેવી છે. અમદાવાદમાં થોડા સુન્ની વોરાનાં કુટુંબ એવાં છે કે જેમની અટક 'ખાન' છે અને જાતનાં અફઘાન છે. તે ઉપરાંત ગુજરાત, કાઠિયાવાડ દક્ખણ વગેરે ઇલાકામાં અને ખાસ કરીને ગામડામાં એવા લોકો પણ મોજૂદ છે, જેઓ પોતાને વોરા કહે છે, પરંતુ વેપારી નથી. તેઓ ખેડુત છે, બ્રાહ્મણ, રજપૂત, કોળી વગેરે પણ છે. મૂળ વાત એ છે કે ખરેખર એ લોકો નવમુસ્લિમ છે અને એમાં કંઇ શંકા નથી. તેઓ એવા નવમુસ્લિમ છે જેમને વોરા પ્રચારકોએ ઇસ્લામનું પ્રચાર-

૨૧ તારીખે સિન્ધ, ભા. ૨, અબ્દુલહલીમ શરદ લખનૌઈ.

૨૨ સુબ્હતુલ મરજાનનો હાંસિયો પૃ. ૪૫, મુંબઈ




કાર્ય કરી પોતાનામાં સામેલ કર્યો છે; જેમકે, મજાલિસે સયફિયા અને બીજાં પુસ્તકોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મોહમ્મદ અમીન મદની પણ સાબિતી માટે કહે છે કે:-

ત્યાર પછી યમેનથી હિંદ (ગુજરાત, સિંધ) તેઓ આવ્યા અને તેજ જગ્યાને પોતાનું વતન બનાવી દીધું અને હિંદુઓમાં ઇસ્લામ માટે પ્રચારકાર્ય કર્યું. ત્યાર પછી એક મોટી સંખ્યા મુસલમાન બની ગઇ અને કદાચ આઝાદ બિલગ્રામીએ નવમુસ્લિમનો અર્થ આજ કર્યો હશે, જે વિશે લખ્યું છે કે જેઓ મિસરી મોઇઝ્ઝરીન વોરાઓના પ્રચારકાર્યને લઇને મુસલમાન થયા.[23] તેઓ લગભગ ૩૦૦ વરસથી મુસલમાન છે.

હું ધારું છું કે ગેઝેટિયરમાં જે કંઇ લખવામાં આવ્યું છે અને બીજાં પુસ્તકોમાં જેવાં કે રાસમાળા વગેરેમાં નવમુસ્લિમોની જે હદીસ તેમાં છે તે બધાંનો સારાંશ આ છે. અને તેમને વોરા કહેવાનો સબબ હશે તો એ હશે કે બાપદાદાઓ પહેલા વેપાર કરતા હશે અને ત્યાર પછીથી તેમનાં વારસોએ પોત-પોતાના નવા ધંધારોજગાર પેદા કર્યા હશે; જેમકે હાલ કેટલાક અમીર ખાનદાનના (વોરા)ના લોકો ડાક્ટર, બૅરિસ્ટર, પ્રોફેસર, વગેરે થાય છે ને જ્યાં પણ લોકો કહેવાય છે.

અને બીજો સબબ એમ પણ હોઇ શકે કે આ તમામ લોકો સામાન્ય રીતે વોરાઓના હાથથી મુસલમાન થયા હતા અને ઘણાખરા નવમુસ્લિમોને આ લોકોએ આકર્ષી લીધા[24] તેથી કરીને સામાન્ય રીતે દરેક નવમુસ્લિમને તે સમયે વોરા કહેતા હશે; જેમકે, યુરોપમાં 'મુર' એક શબ્દ છે. દરેક મુસલમાનને તેઓ મુર કહેતા હતા; કારણ કે શરૂઆતમાં મુસલમાન મોરોક્કોથી યુરોપ ગયા હતા. અથવા તો હિંદુસ્તાનમાં 'તુર્ક' શબ્દ છે. મોગલ વંશ પહેલાં દરેક મુસલમાનને હિન્દુ તુર્ક કહેતા હતા, જોકે હિન્દુસ્તાનમાં તમામ મુસલમાન તુર્ક ન હતા; એટલે કે ઉત્તર હિંદમાં હિંદુઓ દરેક મુસલમાનને તુર્ક અને દક્ષિણ હિંદમાં દરેક મુસલમાનને વોરા કહેતા હતા. અને આ સહેલું હોવાથી સામાન્ય લોકોએ આ બંને શબ્દોનો સ્વીકાર કરી લીધો હતો. અને આજ કારણથી ખુજા (ખોજા) જે વિજય કે વેપાર અર્થે નહિ પરંતુ સિંધથી પ્રચારકાર્ય કરતા કરતા આવ્યા હતા, તેમને તુર્ક તેમજ વોરા ન કહેવામાં આવ્યા, પરંતુ તેઓ ખોજા રહ્યા, જોકે તેમના પ્રચારકો પણ લગભગ એજ સમયે આવ્યા હતા.[25]

[ 'બુદ્ધિપ્રકાશ'માંથી]

૨૩. મુમ્તુહુલ મરજાનનો હાંસિયો.

૨૪ જેમકે આજ પણ મેમણો નવમુસ્લિમોને આકર્ષી લે છે અને તેનો મોમનમાં ભળે છે.

૨૫ નુરદીન સતગુર (સદ્ગુરૂ અર્થાત્ સાત ઇમામમાં માનનારા) મુસ્તન્સીર ખલીફાના જમાનામાં પાટણમાં પધારી પ્રચારકાર્યમાં રોકાઇ ગયા. હિ. સ. ૪૮૭માં મરણ પામ્યા. તેમના અનુયાયી ગુજરાતમાં જોવા છે; પરંતુ તેઓ તુર્ક તેમજ વોરાને નામે ઓળખાતા નથી; કારણ કે તેઓ વિજયી કે વેપારી નહોતા.

# મ • ઝ • દૂ • ર ! ! !

અનુવાદક : હાશિમ મુહમ્મદ ટિમોલ

તે દિવસે રેલગાડીમાં જોયું. બાબુજીએ એક કુલીને ધક્કો દઇ હડસેલી દીધો! આ દ્રશ્ય જોઇને હૈયું હાથમાં ન રહ્યું! આંખમાં આંસુ આવી ગયાં ગરીબો હંમેશાં જગતમાં શું એમ ધુત્કારાતાજ રહેશે?

જે મઝદૂર પોતાના લોહીમાંસનું બળતણ પુરી ગાડી દોડાવે છે. તે તો પાટિયાં પર પડયો છે અને રેલગાડીઓમાં મ્હાલે છે કોણ!

બડા બાબુ સાહબો!

શું કહ્યું? 'પગાર અપાય છે?" નાલાયકો કહેતાં શર્મ નથી આવતી. મઝદૂરને થોડાક પૈસા આપીને તમો ઢગલાબંધ દૌલત લઇ રહ્યા છો!

સડકો પર મોટર, સાગર પર સ્ટીમરો, હવામાં વિમાનો, શહેરોમાં યંત્રો એ બધું કોણ બનાવે છે? અને કોણ એને ચલાવી રહ્યું છે?

તમારા વિલાસભૂવનોની રંગીનીઓમાં કોનાં રૂધીર છાંટણા છે? એની પ્રત્યેક ઇંટ પર કોની વિતક કથા કોતરાએલી છે!

માટીની રજકણોમાંની પ્રત્યેક કણ એની ભવ્યતા અને દબદબાનો ખરો ઇતિહાસ જાણે છે!

[બંગાળના મશહુર ક્રાંતિકારી કવિ કાઝી નઝરૂલ ઇસ્લામના એક ગીત ઉપરથી]

મુસ્લિમ

# અરબી વહાણવટું

—અનુવાદકઃ—

સાલેહ બકીલી સાહેબ

(ગતાંકથી ચાલુ)

ભૂમધ્ય સમુદ્રમાં ટ્યુનિસ, જે બની ઉમય્યહના સમયથી દર્યાઈ યુદ્ધ વહાણો નું કેન્દ્ર હતું, તેને બનૂ અબ્બાસે પણ કાયમ રાખ્યું. રોમનોની રોકથામ માટે એની ઘણીજ ઝરૂરત હતી. અહિંથીજ એમની સાગર સેનાઓ ભૂમધ્ય સમુદ્રના ટાપુઓ, અને ફ્રાન્સ તથા ઇટાલીના બંદરો ઉપર હુમલા કરતી હતી. અંતે હિ. સ. ૨૧૨માં જ્યારે બનૂ અગલબ ઉત્તર આફ્રિકામાં બનૂ અબ્બાસના નાયબ તરીકે રાજ્ય ચલાવતા હતા, ત્યારે કાઝી અસદ બિન ફિરાતે એજ યુધ્ધનૌકાઓને લઇને સિસિલી ઉપર સફળ ચઢાઇ કરી અને હિ. સ ૪૬૪ સુધી અરબોએ અહિં રાજ્ય કર્યું. એ ઝમાનામાં સિસિલી અને ઉત્તર આફ્રિકાના કિનારા અરબી જહાજોના રમતગમતના મૈદાન જેવા હતા. હમ્હમેશ આ બન્ને કિનારાઓ વચ્ચે અરબોની અવર જવર ચાલુજ રહેતી. સાથેજ આ બન્ને આફ્રિકન અને યૂરપીયન કિનારાઓથી ઇસ્કંદરિયહ સુધી જહાજોની કતારની કતાર લાગેલી રહેતી હતી. પરંતુ હિન્દી મહાસાગર, હબશ અને ચીનમાં તેઓ માત્ર આભારીજ રહી ગયા હતા.

**બસરા**

બનૂ અબ્બાસના સમયમાં પણ જો કે ઉબુલ્લહની પ્રાચીન બંદરગાહનું નામ સાંભળવામાં આવે છે, પરંતુ બગદાદથી ફુરાતમાં થઇને વહાણો બસરાના નાકાથીજ આવતા જતા હતા જેથી બસરાની હૈસીયત ઘણીજ ઉન્નતિ કરી ગઇ. બગદાદ અને વાસતથી જે વહાણો આવતાં, તે બસરા પહોંચીને નહેર ઇબ્ને ઉમરના કાંઠાને લાગીને ઉભા રહેતાં હતાં. ઉબુલ્લહ હવે માત્ર ચીનના જહાજોને માટે ખાસ થઇ ગયું હતું. બસરાની હૈસીયત ઇબ્ને વાઝિહ યઅકૂબી—જે ત્રીજી સદી હિજરીમાં હતો—ના આ શબ્દોથી ઝાહિર થાય છે. "બસરહ, દુન્યાનું શહેર અને દુન્યાના વ્યાપારો અને સામાનોનો ભંડાર." (કિતાબુલ બલ્દાનઃ પૃષ્ટ, ૩૩૩)

ઇબ્નુલ ફકીહ હમદાની (હિ. સ. ૨૯૦) એ પોતાની કિતાબ 'અલ-બલ્દાન'માં લખ્યું છેઃ "બસરાવાસીઓના વેપારની એવી સ્થિતિ છે કે એક તરફ અકસાએ તુર્કસ્તાન ફરગાનહમાં અને બીજી તરફ અકસાએ મગરિબ સોસમાં તેઓ મળશે." (કિતાબુલ બલ્દાન) .




બનુ ઉમય્યહના ઝમાનામાં બસરાના વિસ્તારમાં જે અસંખ્ય નહેરો બની હતી, તેમાં બનૂ અબ્બાસના સમયમાં વિશેષ વૃદ્ધિ થઇ હશે. અસ્તખરી (હિ. સ. ૩૪૦) લખે છે: ઇતિહાસકારોના એ બ્યાન વિષે કે બસરાનાં વિસ્તારમાં આટલી બધી નહેરો હતી, મૂંઢે મને પણ યકીન ન હતું, પણ જ્યારે મેં બસરા જોયું તો મને ખાત્રી થઇ ગઇ, કેમકે અનેક નહેરોમાં નૌકાઓ (ઝવરક) ફરી રહી હતી. (ઇસ્તખરી પૃષ્ટ ૮૦ લીડન)

**સયરાફ**

બસરાથી સાત મંઝિલ પાછળ ઇરાની અખાતના કિનારા ઉપર ત્રીજી સદી હિજરીમાં આ બંદર વસ્યું અને ઘણીજ રૌનક પ્રાપ્ત કરી અરબોના વહાણો જે હિંન્દુસ્તાન અને ચીન જતા હતા તે અહિં થઇનેજ પસાર થતા હતાં.

**અદન**

યમનના કિનારા ઉપર અદન નામે બંદરની આબાદી તો પ્રાચીનથી હતી, પરંતુ આ ઝમાનામાં એણે ઘણીજ ઉન્નતિ કરી. યઅકૂબી ત્રીજી સદી હિજરીના મધ્યમાં કહે છેઃ—

"અદન સન્આનું બંદરગાહ છે. અહિંઆ હબશા, મંદપ, જિદ્દા, "સિલહટ[૧૬] (આસામ) અને ચીનના જહાઝો આવીને લંગર નાખે છે." (પૃષ્ટ, ૩૧૯)

ચોથી સદી હિજરીનાં અંતમાં 'બુશારી મુકદસી' અદનની વ્યપારિક ઉન્નતિની આ હાલત લખે છેઃ "અહિંઆ એક હઝાર દિરહમ (ચાંદીનો સિક્કો) લઇને જાવ તો એક હઝાર અશરફી લઇને પાછા ફરશો. સો લઇને જાવ તો પાંચસો લઇને આવો." પૃષ્ટ ૯૮, લીડન)

**સુહાર**

આ અમ્માનનું બંદર અને રાજ્યધાની હતી. બુશારી (હિ. સ. ૩૭૫) લખે છેઃ—

"ચીની (હિન્દી) મહાસાગર ઉપર આજે કોઈ પણ શહેર એના કરતાં મ્હોટુ નથી. આબાદ અને રૌનકદાર છે. દૌલતની વિપુલતા છે. મેવા છે. બુઅેદ, સન્આથી સારૂ છે. વિચિત્ર બાઝારો છે, જે આખા કિનારા ઉપર પથરાયલાં છે. મકાનો બુલંદ, સફાઇદાર સાલના લાકડાં અને ઇંટોના બનેલાં છે. મીઠા પાણીની નહેર

૧૬ એક શહેરનું નામ સિલાહત દેખાડવામાં આવ્યું છે. સુલેમાન તાજિરના બ્યાન (પૃષ્ટ ૬)થી જણાય છે કે એ બંગાળાના અખાત પાસે હતું. જેથી ઘણું કરીને એ સિલહટ છે.




છે કિનારા ઉપર જામેઅ મસ્જિદ છે. એ ચીનનું ઉંબર, પૂર્વનો ખઝાનો અને યમનની ચાવી છે" (પૃષ્ટ, ૯૨)

### શિહર

એ માછલાંઓની પણ હતી અહિંથી માછલાં પકડીને અમ્માન, અદન અને ત્યાંથી બસરા અને યમનની આજુબાજુ સુધી મોકલાતાં હતાં.

### કયસ

આ ટાપુ અમ્માનના સમુદ્રમાં બહરેન પાસે હતો એ હિન્દુસ્તાન જનારા વહાણોનું મથક હતું. (મુઅજિમઃ યાકૂત)

### બહરૈન

બહરૈન હમેશાંથી વહાણવટીઓનું ગૃહ રહ્યું છે નવમી સદીમા એની ઉન્નતિની એવી હાલત હતી કે અહિંઆ એક હઝાર ન્હાના મ્હોટા વહાણો અને નૌકાઓ પડી રહેતી હતી. (જુઓ કિતાબુલ ફવાઇદ ફી ઉસૂલુલ બહર વલ કવાએદ ઇબ્ને માજિદ પૃષ્ટ ૯)

### હુરમઝ

આ ટાપુ પણ ઇરાનના અખાતમાં દર્યાઇ વેપારનું મથક હતું. કયસ અને હુરમઝમા હરીફાઇ થતી હતી હિન્દુસ્તાન, ચીન અને યમનના વ્યાપારી વહાણો અહિંઆ શોભતા હતા (ઇબ્ને અસીરઃ હવાદિસ, હિ. સ ૬૧૧)

### જિદ્દાહ

આ મક્કા મુઅઝઝમાનું બંદર હતું. હબશાથી હિજાઝ આવનારા માટે અહિં વહાણો ઉભા રહેતા જેમ જેમ આફ્રિકા, હબશ, સિંધ અને ફારસમાં ઇસ્લામની પ્રગતિ થતી ગઇ, તેમ તેમ એની પ્રગતિ પણ થતી ગઇ.

### જાર

મદીના મુનવ્વરહની બંદરગાહ 'જાર'ને મન્સૂરે બંદ કરી દીધું, પછી તેને તે હેસિયત પ્રાપ્ત થઇ શકી નહિં અને ઘણું કરીને તેનું સ્થાન કલઝુમે લઇ લીધું.

### શહેર કલઝુમ

રાતા સમુદ્રના મિસરી કિનારા ઉપર સીનાની હદમાં આ બંદર એ સમયે પ્રગતિ કરી રહ્યું હતું. યઅકૂબી લખે છેઃ-

"એ સમુદ્રના કિનારા ઉપર મ્હોટું શહેર છે. એમાં તે સૌદાગરો રહે છે, જે મિસરથી હિજાઝ અને યમન અનાજ મોકલાવે છે. અહિં જહાઝોની બંદરગાહ છે. અહિં જુદી જુદી કૌમોના માલદાર સૌદાગરો રહે છે." (પૃષ્ટ, ૩૬૦)

### અયલહ

એનીજ પાસે અયલહના અખાતમાં જેને હવે અકબા કહે છે, એજ નામનું સિરિયન (શામી) બંદર હતું યઅકૂબી લખે છેઃ-

"શહેર અયલા શૂરના દર્યા (રાતા સમુદ્ર) ઉપર મ્હોટી આબાદી છે અહિં શામ, મિસર અને ઉત્તર આફ્રિકાના હાજીઓ ભેગા થાય છે. અને પ્રકાર પ્રકારના વ્યાપારનું ધામ છે. વસ્તી જુદી જુદી કૌમોની છે." (પૃષ્ટ, ૩૧૦)

### ગલાફિકહ

એ યમનનું પ્રાચીન બંદર હતું. અહિંથી વહાણો હબશા જવાને રવાના થતા હતા. ખલીફા મામૂનના સમયમા (હિ. સ. ૨૦૪) જ્યારે ઝુબૈદ આબાદ થયું ત્યારે આ બંદરગાહ પણ વિશેષ ઉન્નતિ કરી ગયું. એ ઝુબૈદથી




દહરાન.

બરબર પ્રદેશમાં સ્પેઇનના બંદર મરિયની સામે આ સુરક્ષિત બંદર હતું. એમાં ન્હાના મ્હોટા વહાણો અને પ્રવાસી નૌકાઓ આવીને ઉભી રહેતી હતી. સ્પેઇનના જહાઝો અહિં આવતા જતા હતા. (જુગરાફિયા ઇદ્રીસી.)

આફ્રિકા અને ઈન્દલુસ (સ્પેઇન)ના અસંખ્ય ન્હાના ન્હાના બંદરોના નામ અબૂ ઉબૈદહ બિકરી (મૃત્યુઃ હિ સ. ૪૮૭)ની કૃતિ "મસાલિક વ મમાલિક"ના આફ્રિકા વિષેના ભાગમા જે "કિતાબુલ મગરીબ ફી-ઝિક બિલા-દુલ આફ્રિકા વલ મગરિબ" નામે છપાઇ છે. તેમાં વર્ણવાયા છે.

## પૂર્વિય વ્યાપારી વહાણવટના માર્ગો

અરબોના વહાણો ઇરાની અખાતથી નિકળીને હિન્દી મહાસાગરમાંથી પસાર થઇને ચીન સુધી જતા હતા. એનું સવિસ્તર વર્ણન, ત્રીજી સદીના આરંભના પ્રવાસી વેપારી સુલૈમાન આ શબ્દોમાં કરે છેઃ—

"તે સમુદ્ર જે હિન્દુસ્તાન, ચીન અને સન્દીપ (સિલોન)ની વચમાં છે, તેમાં મ્હોટા મ્હોટા માછલાં હોય છે. જેનાથી વહાણો બ્હીએ છે. રાતના જ્યારે એમાં વહાણો ચાલે છે ત્યારે ઘંટા વગાડતા ચાલે છે કે એ માછલીઓ માર્ગમાંથી હટી જાય. એમાં વીસ હાથની માછલીનો અમે શિકાર કર્યો એનું નામ વાલ (વ્હેલ) છે.

ત્રીજો સમુદ્ર હરગન્દ (હિન્દી મહાસાગર?) છે. એમાં અસંખ્ય ટાપુ (બેટ) છે. કહેવાય છે ૧૯૦૦ ટાપુઓ છે. આજ ટાપુઓ હરગન્દ અને લારવીમાં હદરૂપે છે. આ ટાપુઓની રાજ્યકર્તા એક ઔરત છે. આ ટાપુઓમાં અંબર મળે છે અને એમાં નારિએળ પુષ્કળ છે. એક ટાપુથી બીજા ટાપુનું અંતર માત્ર બે ત્રણ ચાર ફરસંગ હોય છે. આ બધાય મનુષ્યો અને નારિએળોથી આબાદ છે. અહિં લેવડ દેવડ કોડીઓથી થાય છે રાણીના ખજાનામાં એજ કોડીઓ જમા થાય છે. અહિંના વતનીઓ હુન્નર ઉદ્યોગમાં ઘણા નિપુણ હોય છે કપડાં, બાંય, દામન અને કલીઓ સાથે બને છે. એવીજ રીતે વહાણો બનાવવાના કામ, ચણતર કામ અને બીજી કળાઓમાં પણ કમાલ ધરાવે છે હરગન્દના દર્યામાં સૌથી છેલ્લો ટાપુ સરનદીપ (સિલોન) છે. આ




લોકો આ ટાપુઓને દીપ (દ્વીપ) કહે છે સરન્દીપના કિનારા પાસેથી મોતી નિકળે છે. એનાં પહાડમાં, જેના ઉપર હજરત આદમ (અલે)ના પગના ચિન્હો છે લાલ, લીલા અને આસમાની યાકૂતો (હીરાઓ)ની ખાણ છે. આ ટાપુમાં બે રાજા છે. આ ઘણોજ મ્હોટો ટાપુ છે. એમાં ઊદ સોનું, યાકૂત અને એના સમુદ્રમા મોતી અને શંગ (શંખ) થાય છે, જેને ફુંકીને બજાવે છે.

આ સમુદ્રમાં સરન્દીપ સુધી જહાઝ ચલાવવામા આવે તો ટાપુઓ ઓછા છે, પણ મ્હોટા મ્હોટા છે. જેમાંથી એક ટાપુનું નામ 'રામની' છે. એમાં અનેક રાજા છે. એનો વિસ્તાર આઠ નવસો ફરસંગ છે એમાં ખાણો છે. કાફૂર (કપુર) અહિં ઉમદા થાય છે એના તાબામા બીજા ટાપુઓ પણ છે જેમાં સોનું થાય છે અહિંની ખુરાક નારિએળ છે એનુંજ તેલ લગાવે છે અને ખાય છે. ઔ તની મહેર એક દુશ્મનના માથાની ખોપરી છે. જેટલી ખોપરી કોઇ લાવે, તેટલીજ ઔરતો તે કરી શકે છે આ રામની ટાપુમાં હાથી, સકમ અને નેતર થાય છે. અહિંના લોકો મનુષ્ય ભક્ષી છે, એ બે સમુદ્રો ઉપર છે એક હરકન્દ છે અને બીજો શિલાહતનો દર્યા (બંગાલનો અખાત?) એના પછી થોડાક ટાપુઓ છે જેને લંજબાલૂસ કહે છે. અહિંના સ્ત્રી પુરૂષો નગ્ન હોય છે. સ્ત્રીઓ પાતરાં લપેટે છે. જ્યારે વહણો અહિં આવે છે, ત્યારે એ લોકો મ્હોટી ન્હાની ડોંગીઓમાં બેસીને આવે છે, અને અંબર તથા નાળિએર ને લોખંડ, કપડાં અને બીજી જરૂરીયાતની વસ્તુઓના બદલામા આપે છે. એ પછી બીજા બે ટાપુઓ આવે છે. જેની વચ્ચે સમુદ્ર છે. જેમાંથી એકનું નામ અંદામાન છે. અહિંના વતનીઓ કાળા રંગના અને મનુષ્ય ભક્ષી છે. એમાં બીજા પણ ત્યાં ન જઈ શકાય એવા ટાપુઓ છે, જેને ખલાસીઓ જાણતા નથી." (જીલ્દ ૩, પા. ૧૧)

આ માર્ગનું વર્ણન મસઊદી (હિ. સ. ૩૦૩)એ વિશેષ ખુબી પૂર્વક કર્યું છે. (મુરૂંવઝુઝ ઝહબ : જીલ્દ, ૧, પા. ૩૨૦-૪૦) ઇરાની અખાતથી લઇને ચીનાઇ સમુદ્ર સુધી આ અરબ પ્રવાસીઓ અને વહાણવટીઓ, દર્યાઓ અર્થાત સમુદ્રના ભાગોના નામ લે છે. પહેલા દર્યાનુ નામ, 'બહરે ફારસ' અથવા 'ખલીજુલ બસરા' બતાવે છે પછી 'બહરે લારવી'નું નામ લે છે, જેના કિનારા ઉપર ગુજરાત અને કોકણના પ્રખ્યાત પુનતન કાઠાના શહેરો ચૈમૂર, સોબારા (સોપારા) થાના અને ખંભાયત (ખંભાત) આબાદ હતા અને કેટલાએક હજુ સુધી પણ છે. એ પછી 'બહરે હરકન્દ' નુ વર્ણન કરે છે. પછી 'બહરે કલાહ'નુ નામ આવે છે, જેમા ટાપુઓ છે 'બહરે સિન્ફ' (ચંપાનો દર્યો) અને છેવટે 'બહરે ચીન' જેનું નામ તેઓ 'દર્યાએ જન્છી' (ચુન્છી) બતાવે છે. (જુઓ : 'મુરૂંવઝુઝ ઝહબ', જીલ્દ ૧, પેજ ૩૩૦. પેરીસમા છપાએલી આવૃત્તિ.)

ઉપરની તફસીલથી જણાય છે કે પહેલો દર્યા ઇરાની અખાત છે અને 'લારવી'ને હાલમા અરબી સમુદ્ર કહે છે અને 'બહરે હરકન્દ' વર્તમાન હિન્દી મહાસાગરનુ નામ હતું 'બહરે કલાહ' કદાચ બંગાલનો અખાત હોય

(અપૂર્ણ)

## ❋ સાહિત્યકારોનાં અભિપ્રાય ❋

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાચી ગયો છું, ને તેમાંથી ઘણે ઠેકાણે મે આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફુટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણુ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝળી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં આસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચૂકયો છે અને પોતાના ભાવિ સંદેશોને જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kaikhini

*I have looked into some of the short pieces and read them With pleasure.*

---

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવ

# ચિ ❋ ન ❋ ગા ❋ રી

## "તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

( આફ્રિકા માટે શી. ૨ )

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

☛ આજેજ મંગાવો ☚

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઈ ૯

સ્ટોકિસ્ટઃ– ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,–સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મલશે.

---

## ❋ પત્રકારોનો અભિપ્રાય ❋

મેમણ મુસ્લિન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભગતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે કોઇમાં રૂદન છે કોઇમાં દર્દ છે. કોઇમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે

ઇસમાઇલી—

, જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવા સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક) :—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઇ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(યજ્ઞેશ હ૦ શુકલ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી' માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review K. M. J.)-

*Chingri really uerities whatever it touches*

# હું, મીંયા ને તિસ્મારખાં?

લેખકઃ-"શાન્ત"

આજે શહેરમાં કાંઈક અનેરી ધમાલ જણાતી હતી "તિસ્મારખાં ટીન ફેક્ટરી"ની કલોઝીંગ સેરીમની હતી. મધરાતે ઘોડા ઘાસ ન ખાય તે વખતે સરઘસ હતું, શહેરની તમામ પેટ્રોમેક્ષ બત્તીઓ; શરણાઈવાળા, ઢોલ ત્રાસાવાળા, બેન્ડ અને નવરી માનદ્ સંસ્થાઓના વોલંટીઅરો હાજર હતા ગ્રાંડ ચોકમાં જલ્સો હતો. પ્રતિષ્ઠિત ગૃહસ્થો, આમંત્રિત સજ્જનો અને સહાયકો સમક્ષ પ્રવચન થયું. ઉદ્યોગોની ઉન્નતિની ધગશમાં ટીન ફેક્ટરી કાઢી. પંદરસો ખર્ચ થયા અને પોણોસોનો માલ નિકાસ થયો. વધુ હિમ્મત ચાલતી ન હોવાથી, કારખાનું બંધ કરવાનું યોગ્ય લાગ્યું. હિંદી સદ્ગૃહસ્થોને પ્રોત્સાહન આપનાર અને ઉદ્યોગો પોષનારનો ઉપકાર માનવામાં આવે છે કે આ અંતદશા તેમને આભારી છે, ચા પાણી હારતોરા બાદ સૌ વિખરાઈ ગયા!

° ° °

તિસ્મારખાંનું મગજ ખાલી પડી રહે તેમ ન હતું. શહેરમાં અખાડા પ્રવૃત્તિ ઠીક ચાલતી હતી. કાંઈક ગામોમાં કન્યા વિદ્યાલયો પણ લાઠી છૂરી ભાલા વિગેરે વાપરતાં શિખ્યાં હતાં. વ્હેલી સવારે અંધારામાં વ્યાયામ વીરો દોડતા નજરે ચઢતા હતા. અમારા મુસ્લિમ ભાઈઓ સુકા પાંઉનો ટુકડો અને સીગલ ચા પીને મુડદાલ બની ગયા હતા; કમર વાંકી વળી ગઈ હતી; સીનો અંદર સંકોચાઈ ગયો હતો. તેમને સશક્ત બનાવવાની જરૂર હતી.

તિસ્મારખાંનું માનવું એમ હતું કે તાલીમ લઈ પહેલવાન બનાવવા માટે અખાડા જરૂરી હતા. મીંયા સાહેબ કહે કે જિગરનું જોર મૂખ્ય છે. મુસ્લિમો-મર્દ કૌમ છે!

મીંયા સાંબે, શહેરના યુવાનોને બોલાવી પંજો લડાવવાની દાવત આપી. તિસ્મારખાંને હૈયે હિંમ્મત હતી. અખાડાનો મૂખ્ય કસરતબાજ સામે આવ્યો; બેઠા દાવ ખેલાયા: પગમાં લાઠી ભરાવી જોર અજમાવવું વિગેરેમાં તિસ્મારખાં ફાવ્યા. હાથના પંજાની લડાઈમાં, તિસ્મારખાંએ પેલા કસરતબાજને હરાવી દીધો. અમારા દુબળા તિસ્મારખાંએ કૌમની શાન દીપાવી. હર્ષાવેશમાં તેમને ઉંચકી લીધા; તકીઆ કેપનું ફુન્નું હવામાં ફેલાઈ ગયું અને એક બે ચક્કર ખાઈ માંડ સરખું થયું!

ખુદાની કુદરત કે થોડા વર્ષ બાદ પેલા કસરતબાજને કરૂણ દશામાં મેં જોયા. ન ખાઈ ગએલું શરીર; મગજની અસ્થિર હાલત અને સહેજ ગાંડપણ અંગે થએલી બંદીવાન સ્થિતિ; અને રફ્તે રફ્તે તેના શરીરની એવી બેડોળ વિકૃતિ થવા પામી કે ટાંગામા બેસે તો ટાંગાનો વીંગો અને છોકરાંઓ ટિખળ કરતા!

હજરત અલી (ક. વ.)નું જિસ્મી કુવ્વત દાખલા રૂપ છે. સાદો ખોરાક, ઉચ્ચ ઇલાહી જીવન અને ઇમાન પ્રથમ જરૂરી છે. મુસ્લિમોએ જમાના જુની પ્રથા હસ્તગત કરી સબળ તો થવુંજ ઘટે.

° ° °

મીંયા સાંજને કોલેજ વિષે જાણવા જીજ્ઞાસા હોવાથી એક રાત્રે અમોએ ટ્રેન પકડી. ટર્મની શરૂઆત એટલે ગાડીનો ડબ્બો ચિક્કાર હતો. હિંદુસ્તાનના દરેક ખુણેથી-દખણ સિંધ




વિગેરે તરફથી મુસ્લિમ વિદ્યાર્થીઓ આવતા હતા; જંક્શને જંક્શને સીગારેટ પાકેટો ખલ્લાસ થતા; ચાહ નાસ્તા થતા.

ફજરનો વખત થતાં મીંયા સા'બે નમાઝ અદા કરી, તસ્બીહ ફેરવવા માંડી. મુસ્લિમ-કોલેજીયનો અરધી ઉંઘમાં ઘેરાતા, કોઇ ગપ્પા મારતા, કોઇ મીઠી વાતો કરતા હતા. મીંયા સા'બે હળવેથી લાહોલ પઢી કહ્યું—"કયા તરક્કી કરેંગે પેદ લોગ, અલ્લાહ્કો ભૂલ કર?"

કોલેજ હોસ્ટેલમાં ઉતારો થયો. બજારમાં લટાર મારી તો ઘણાની સવાર હજી થઇ ન હતી. નવ વાગી ગયા હતા ને સૂરજ તપતો હતો, થોડાક જે હમણા ઉઠ્યા હતા તે ગંધાતા મોંએ અને ઉંઘની અસર સહિત બાથરૂમમાં નંબર લગાવવા વાટ જોતા ઉભા હતા. દુબળું શરીર, પાતળો લેગો, નંગે શિર, ઔર બેઢંગી રફતાર.—...

મીંયા સા'બ, સેન્ટ્રલ હોલમાં લેકચર માટે ઉભા થયા દિલમાં મઝહબની ધગશ હતી. અણીદાર દાઢી જેટલીજ તેમની લાગણી પણ સતેજ હતી. કૌમની ઉભરતી પ્રજા માટે તરક્કીની દુઆ અહર્નિશ કરતા:—

બાદ હમ્દો સના, ચ ુ વાએઝી હમે બ્યાન શરૂ કર્યું. થોડી મીનીટો, કોલેજીયનો અકળાઇને બેસી રહ્યા. ગ્રામોફોનની રેકર્ડની પીન એકજ ઘરેડમાં ફસાઇ પડે આગળ વધે નહિ અને બેસૂરા રાગનો ટુકડો વગાડયાજ કરે તેમ મીંયાસા'બ તેમની પુરાણી ફેશનમાં નવિનતા ન લાવી શક્યા.




આલિમો તથા સુશિક્ષિત ગૃહસ્થો મુંઝાઇ ગયા. ફ્રાંસિસ્કનો તથા અરબીના પ્રોફેસરો મૂંછમાં હસવા લાગ્યા. "(સોરી," મૂંછો તો પદભ્રષ્ટ થયેલી હતી!) તિસ્માર્ખાંએ મીયાં સાબની શેરવાનીનો છેડો નાટકના પડદા માફક ઘણોય ખેંચ્યો પણ મીંયાસાબે તકરીર જોરથી કરવા માંડી.

મોડી રાતે નવરા પડ્યા ત્યારે મારે કહેવું પડ્યું કે મીયાંસાબ Old Order Changeth, Giving Place To New હમેશાં જમાનો બદલાયા કરે છે! ("તીલ્કુલ અય્યામા નદાવાલા")

° ° °

ફરતાં ફરતાં થાક લાગ્યો હતો. એક વિશાળ હોટેલમાં અમો ગયા. ચોગાનમાં ફૂલઝાડના કુંડા હતાં. બાંકડા ને ટેબલ હતાં. ત્રણ સીંગલ ચાહ મંગાવી પીધી. થોડી વાર બેઠા. હોટેલ ભરચક રહેતી; પણ હેરફેર નજીવી હતી. એક પૈસામાં કલાકો સુધી બેસી રહેનારા મહેકોની નિશ્ચિંતતા, આળસ, સબર અને બેફ્રીકરી ખાસ ધ્યાન ખેંચતા હતાં. કોઇક જુવાનીયા, કોઇક બુઢ્ઢા હતા; પણ સૌ કર્તવ્ય નિષ્ટ. તિસ્મારખાં ગુસ્સે થઇ કહેવા લાગ્યા કે "શરીઅતનો જમાનો હોય તો પાંચ પાંચ ફટકા લગાવવા ફરીંગ લાવવું પડે; ભાઇબંધ કોમની હોટેલોમાં અર્ધા આને કપ પીનારા પુષ્કળ હોય છે. કમાય છે ને ખર્ચી જાણે છે. ત્યાંની અવરજવર જોતાં જણાયું કે તેઓ ઉદ્યમી છે, નવરા બેસવું તેમને રૂચતું નથી; ચેવડાની ફેરી, ગ્યાસલેટની ફેરી કે છેવટે. ખાલી ડબા ગુણપાટ વિગેરે માટે શેરીએ શેરી આથડના નજરે ચડશે; ભાઇબંધ કોમ રોટલાની મોહતાજ નથી; મુસ્લિમો ફાકાકશી હાથે કરી વેઠે છે. હોટેલમાં એક પૈસાના કપમાં "કડક મીઠી દીજ્યો!" એમ કહેનારને ખબર નથી કે ખાંડ કેટલી મોંઘી છે? કેટલી મુસ્લિમ હોટેલો બંધ પડી?

° ° °

તિસ્મારખાં જુમ્માની નમાઝ માટે પહેલી સફમાં બેઠા હતા. કોઇ બીજા પેશ ઇમામે 'કીરાઅત' શરૂ કરી તો અવાજ ફરડાએલો લાગ્યો. ગળું ખંખારવા બાબત 'લુકમો' દેવાની ઇચ્છા થઇ આવી પણ મઝહબી તમીઝે તિસ્મારખાંને મના કરી. જમાત પુરી થતા સુધી અવાજ બોખગેઝ ચાલુ રહ્યો. (વાએઝના રાગડાની એ અસર હતી.)

બહાર નીકળ્યા ત્યારે અમોએ તઅજ્જુબી બતાવી. તિસ્મારખાંએ ફૌરન ખીસા ડાયરી કાઢી એક પાના તરફ ધ્યાન ખેંચ્યું. હિંદુસ્તાની મૌલવી સાહેબ અમારા શહેરમાં બે ત્રણ માસ થયાં વાએઝ કરવા તશરીફ લાવેલા તેમની દીનચર્યાની નોંધ નીચે મુજબ હતી.

૧ વાએઝ ફી રૂા. ૫ દરરોઝ

૨ સવારે નાસ્તા માટે ૦-૮-૦

૩ રાત્રે ને બપોરનું જમણ ટાંગા ભાડા સહિત

૪ વાએઝ ફીનું ઉત્પન્ન=ગરીબ શ્રમજીવી વર્ગ તથા ફળીયાની મોહતાજ એવા ઓરતો તરફથી બે બે આનાનો ફાળો-દેખાદેખી અને ચડસા ચડસીથી પ્રેરાઇને.

૫. રહેઠાણ=મુસાફરખાનાનો સુંદર સજાવેલો ઓરડો.

૬. સોબતીઓ=સસ્તી જાહેરાત ઇચ્છના કંજુસ શ્રીમંતો.

૭. પહેરવેશ=ગુલાબી સાફો વાએઝ વખતે; પછી તુર્કી ટોપી.




મૌલ્વી મૌસૂફ આ શહેરને પાંચ સાત વર્ષે પુનિત પગલાંથી પાવન કરી દર ખેપે પાંચસો રૂા. પડાવી જતા. મુલાયમ દાઢી ઉપર - ચમકતી ઝીણી વેધક આંખો, લાંબુ કદ, શેરવાની, તંગ ઉરેબ પાયજામો ને મારવાડી રંગબેરંગી મોજડી–માશા અલ્લાહ શું તારીફ કરૂં! દરેક રાત્રે જુદાજુદા કસ્બામાં અગાશી ત્રિપુટી તેમની વાએઝમાં હાજર થતી તિરમારખાની તીક્ષ્ણ દૃષ્ટિએ, હાજર–મજલિસમાં ઔરતોની ગીરદી વધારે જણાતી. વાએઝીન મીઠા હલકથી ફારસી બૈત લલકારતા. મરસા મસાઇલ રસીલા દેતા. કૌમને ખાસ શરીઅત પાબંદ બનાવવા કે મઝહબી ઉસૂલોની સમજાવટ આપવા કરતાં, ફિરકાના મતભેદોની ચર્ચા તથા સદી સમજને ગળે લાગે એવા તર્કના પરસુરણ ટુચકા પેશ થતા. "ઝાકિર ને કાદિર" ઇન્સાન બન્ને છે; એક ટાંગ ઉંચી કરે ત્યાં સુધી કાદિર; બીજી ટાંગ ઉંચી ન કરી શકે. કરે તો પડે, એ ઝાકિર--ફકીર–ફાકાકશી-વોદ નહિ જો હોટસોફે જાડે કપ ચાટતે હોં!

તિરમારખાં સુબ્હાન અલ્લાહ કહી મજલિસમાં ગરમી લાવતા. મૌલ્વી - સાહેબ પણ જોરજોરથી દરૂદ શરીફ પઢવા કહેતા.

કસ્બાની વાએઝ–ગાહ સુંદર શણગારવામાં આવતીઃ કેળના થાંભલા, આશોપાલવ, બત્તીઓ વિવિધ રંગની અને ગાલીચાની બેઠક. "અત્તર ગુલાબ ખુબ લગાઓ' રોશની કરો; ફૂલકી ખુશ્બૂ ફેલાઓ." આટલી તાકીદ મૌલ્વી સા'બ પ્રથમ કરતા અને મુસ્લિમ પબ્લીક ફિદા હતી તેમના કલામપર.

છેવટે છેવટે માનપત્ર મળવા લાગ્યાં. તિરમારખાં પ્રમુખ બન્યા ત્યારે તો ચાંદીની કાસ્કેટની ભેટ વાએઝીનને અર્પણ થઇ. બીજે થેલીઓ પણ નઝર તરીકે મળી અને શ્રીમંત લીડરોને ખૂબ ઉતારી પાડયાઃ રાજ્યના માત્ર મસ્કા; કૌમને અંધારામાં રાખી મેન્ટાલ'નો ઇજારો રાખવો અને કૌમના હિતો ગીરો મૂકી બાહ્ય આડંબર અદગી લીડરીને પંપાળવી. બીજા દિવસે વિરોધ પક્ષે ટીપાર્ટી આપી–"ભેંસ પાધડી ચારી ગઇ" એમ થયું, બસ પછી તો સદરહુ લીડરોની તારીફનો રાફડો ફૂટયો. ત્રીજે દિવસે સાંજની ટ્રેનમાં મૌલ્વી સા'બ તશરીફ લઈ ગયા, ત્યારે તો સ્ટેશન ભરચક હતું; ફૂલહારોથી ઢંકાઇ ગયા હતા.

"ખુદા હાફિઝ" બાદ સ્ટેશન છોડયું ત્યારે મીંઆસા'બ હાજરીન સમક્ષ કાઇક ઉખડી પડયા. તિરમારખાંએ તસલ્લી દેતાં કહ્યું કે "મીંઆસા'બ મુઝે તો યેહ અન્દેશા થા કે શાયદ ક્યારી નાઝનીનકો ભગા કે લે ન જાય; વાકેઇ ઔરતોં કે લીયે ખતર નાક થા!"

મીંયાસા'બે પોતાનીજ હાંકતાં કહ્યું "મગર ભાઇ મંયતો તો યેહ શહેરકા આલિમ હું. કુર્આનકા હાફિઝ, ફિકહ, ફારસી, અરબી બુખ્તૂ સબ જાનતા હું. ઇતના હયકે મેરી આંખે ઉસકે જૈસી તેઝ નઝર નહિ; મેરા હલક, દિલફરેબ નહિ; મેરી સૂરત ઔરત પસંદ નહિ લેકિન "ધરકી મુરઘી દાલ બરાબર કયા? આખિર મેરે લકબકી તો કુચ્છ પરવા હોની ચાહીએ! મંય કૌન–માલુમ?:– "અબુલ મુહામીદ મૌલાના મૌલ્વી હાજી હાફિઝ કારી ફકીહ હકીમ સૈયદ શમશુદ્દૌલા ઝેદી અલ વાસ્તી ચિશ્તી કાદરી નક્ષબ દી સોહરવર્દી" !!!

—•—



ઉપાડકરનાર "ઝાર, રાંદેરી.

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા. ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે જરૂર નથી. મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઈ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ દફેરો તિલો જાહેરમાં મુકયો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે. કીમત ડબ્બીનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સન્મુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. કજાકરતાં વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતાં એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દેઢ, પોસ્ટ ખર્ચ જુદો. (દુબરૂમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફ્ત મોકલવામાં આવશે. લખો અથવા મળો :

મેનેજર, **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist. Surat.

છાપીઆના એન્ડ-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)




મૌલ્વી મૌસૂફ આ શહેરને પાંચ સાત વર્ષે પુનિત પગલાંથી પાવન કરી દર ખેપે પાંચસો રૂા. પડાવી જતા. મુલાયમ દાઢી ઉપર ચમકતી ઝીણી વેધક આંખો, લાંબુ કદ, શેરવાની, તંગ ઉરેબ પાયજામો ને મારવાડી રંગબેરંગી મોજડી-માશા અલ્લાહ શું તારીફ કરૂં! દરેક રાત્રે જુદાજુદા કસ્બામાં અગારી ત્રિપુટી તેમની વાએઝમાં હાજર થતી તિરમારખાની તીક્ષ્ણ દૃષ્ટિએ, હાજર-મજલિસમાં ઔરતોની ગીરદી વધારે જણાતી. વાએઝીન મીઠા હલકથી ફારસી બૈત લલકારતા. મરલા મસાઇલ રસીલા દેતા. કૌમને ખાસ શરીઅત પાબંદ બનાવવા કે મઝહબી ઉસૂલોની સમજાવટ આપવા કરતા, ફિરકાના મતભેદોની ચર્ચા તથા સાદી સમજને ગહન લાગે એવા તર્કના પરચુરણ ટુચકા પેશ થતા. "ઝાકિર ને કાદિર" ઇન્સાન બન્ને છે; એક ટાંગ ઉંચી કરે ત્યાં સુધી કાદિર; બીજી ટાંગ ઉંચી ન કરી શકે. કરે તો પડે, એ આકિર--ફકીર-ફાકાકશી-વોહ નહિ જો હોટલોંકે જુડે કપ ચાટતે હોં!

તિરમારખા સુબ્હાન અલ્લાહ કહી મજલિસમા ગરમી લાવતા. મૌલ્વી- સાહેબ પણ જોરજોરથી દરૂદ શરીફ પઢવા કહેતા.

કસ્બાની વાએઝ-ગાહ સુંદર શણગારવામાં આવતીઃ કેળના થાભલા, આશોપાલવ, બત્તીઓ વિવિધ રંગની અને ગાલીચાની બેઠક. "અત્તર ગુલાબ ખુબ લગાઓ' રોશની કરો, ફૂલકી ખુશ્બૂ ફેલાઓ." આટલી તાકીદ મૌલ્વી સા'બ પ્રથમ કરતા અને મુસ્લિમ પબ્લીક ફિદા હતી તેમના કલામપર.

છેવટે છેવટે માનપત્ર મળવા લાગ્યાં. તિરમારખાં પ્રમુખ બન્યા ત્યારે તો ચાંદીની કાસ્કેટની ભેટ વાએઝીનને અર્પણ થઇ બીજે થેલીઓ પણ નઝર તરીકે મળી અને શ્રીમંત લીડરોને ખૂબ ઉતારી પાડયાઃ રાજ્યના માત્ર મસ્કા; કૌમને અંધારામાં રાખી મોટાઇનો ઇજારો રાખવો અને કૌમના હિતો ગીરો મૂકી બાહ્ય આડંબર આદરી લીડરીને પંપાળવી. બીજા દિવસે વિરોધ પક્ષે ટીપાર્ટી આપી-"ભેંસ પાધડી ચાવી ગઇ" એમ થયું. બસ પછી તો સદરહુ લીડરોની તારીફનો રાફડો ફૂટયો. ત્રીજે દિવસે સાંજની ટ્રેનમાં મૌલ્વી સા'બ તશરીફ લઈ ગયા, ત્યારે તો સ્ટેશન ભરચક હતું; ફૂલહારોથી ઢંકાઇ ગયા હતા

"ખુદા હાફિઝ" બાદ સ્ટેશન છોડયું ત્યારે મીંઆસા'બ હાજરીન સમક્ષ કાંઇક ઉખડી પડયા. તિરમારખાંએ તસલ્લી દેતાં કહ્યું કે "મીંઆસા'બ મુઝે તો યેહ અંદેશા થા કે શાયદ કોરી નાઝનીનકો ભગા કે લે ન જાય; વાકેઇ ઔરતોં કે લીયે ખતર નાક થા!"

મીંયાસા'બે પોતાનીજ હાંકતાં કહ્યું "મગર ભાઇ મેં'યભી તો યેહ શહેરકા આલિમ હું. કુર્આનકા હાફિઝ, ફિકહ, ફારસી, અરબી પુસ્તુ સબ જાનતા હું. ઇતના હયકે મેરી આંખે ઉસ્કે જૈસી તેઝ નઝર નહિ; મેરા હલક, દિલફરેબ નહિ; મેરી સૂરત ઔરત પસંદ નહિ લેકિન "ઘરકી મુરઘી દાલ બરાબર ક્યા? આખિર મેરે લકબકી તો કુચ્છ પરવા હોની ચાહીયે! મેંય કૌન-માલૂમ?:- "અબ્દુલ મુહામીદ મૌલાના મૌલ્વી હાજી હાફિઝ કારી ફકીહ હકીમ સૈયદ શમસુદ્દોહા ઝેદી અલ વારસી ચિશ્તી કાદરી નક્શબંદી સોહરવર્દી"!!!



## આલમની અજાયબીઓ !

### માનવ હાથી ! મનુષ્ય રેડીઓ ! કંજુસ !

**માનવ હાથી**

જ્હોન "આયર્ન જૉ" સ્મીથ જાતનો સીધી જેને ખૂનની સજા માટે જન્મ ટીપની સજા આપવામાં આવી હતી તેને નેબ્રાસ્કા સ્ટેટ જેઇલમાંથી મોંઢેથી નસકોરા ઉંઘમાં બોલાવવા માટે છોડી મૂકવામાં આવ્યો છે.

સ્મીથનું વજન ૨૮ સ્ટોન હતું. તેની પર્વત સમી કાયા માટે ખાસ નવો યુનીફોર્મ સીવડાવવો પડયો હતો. કેદીઓના યુનીફોર્મ ઉપર જે સાઇઝમાં નંબરો પાડવામાં આવે છે તે સાઈઝ પણ નકામી થઇ પડી હતી. પ્રચંડ કાયા ઉપર તે નંબર તદ્દન નાના લાગતા હતા એટલે ખાસ મોટી સાઈઝમાં ચીતરાવવા પડયા હતા. કેદખાનાની ઓરડીઓ માટે જે દરવાજા હોય છે તે તેના માટે સાંકડા પડયા અને તેને તે ઓરડીમાં પૂરવા માટે, ખેંચવા માટે અને પાછળથી ધક્કા મારવા માટે કેટલાયે માણસોને કામે લગાડવા પડયા હતા.

ખાણાનો સમય થયો. બધા કેદીઓ ભોજનાલયમાં હાજર થયા પણ સ્મીથ હાજર નહોતો. વૉર્ડન ઑગ્રેડીએ હુકમ છોડયો કે "તેને તેની ઓરડીમાંથી બહાર કઢાવવા અને જમ્યા પછી પાછો પૂરવા માટેની હમેશની મહેનત કરવા કરતાં તેની ઓરડીમાંજ ખોરાક પહોંચાડી આપવો."

એક વેઇટરને બદલે અનેકને ખાણું પહોંચાડવાની ફરજ બજાવવી પડી કારણ કે વીસ કેદીઓનો ખોરાક તે એકલો સ્વાહા કરી ગયો ત્યારેજ તે ધરાયો.

રાત્રી સમયે તેની ઓરડીમાંથી અવાજો બહાર પડવા લાગ્યા. જેલની ચેતવણીના સૂર (સાઇરન) જેવા, ક્રોસીંગ માટે સોએક ગુડસ ટ્રેઈનોની સીસોટીઓ વાગતી હોય, પચાસેક કાટ ખાઇ ગયલી કરવતો અને ગનો ફૂટતી હોય એવા અવાજો થવા લાગ્યા.

કેદખાનાના રખેવાળો ગભરાટના માર્યા ઓરડી પાસે ધસી ગયા અને જોયું તો સ્મીથ નિરાંતે ઉંઘમાં ઘોરતો હતો. તેનાં નસકોરાંનો એ અવાજ હતો!

અર્ધાએક માઇલ દૂર રહેનાર વૉર્ડન ઑગ્રેડીના કર્ણે આ શોરબકોર પડતાં તે પણ ત્યાં ધસી ગયો. ત્રણ દિવસ સુધી આ કાર્યક્રમ ચાલુ રહ્યો. ચોથે દિવસે વૉર્ડને પોતાની બારીક તપાસમાં જોયું કે બીજા કેદીઓના નયનો પૂરતી નિદ્રાના અભાવે લાલ લાલ થઈ રહ્યાં હતાં.

અન્ય કેદીઓ તરફથી અલ્ટીમેટમ મળવાં લાગ્યાં એટલે વૉર્ડન ગભરાયો કે મારપીટનો પ્રસંગ ઉભો થવા ન પામે. તેથી પોતાના ક્વાર્ટરમાં સ્મીથ માટે જગ્યા કાઢી ત્યાં રાખ્યો. બધા કેદીઓ તો મીઠી નિદ્રાનો લાભ લેવા લાગ્યા પણ વૉર્ડનનું પોતાનું કુટુંબ નિદ્રા માટે તલસવા લાગ્યું. ખોરાકીનું બીલ પણ કુદકે ને ભુસકે વધવા લાગ્યું.

થોડાંક અઠવાડિયાં પછી વૉર્ડનના કુટુંબીઓએ અલ્ટીમેટમ આપ્યું કે "સ્મીથ અહીંથી જવો જોઈએ અથવા તેને અત્રે રાખવા માટે અમારે આ સ્થાન તજવું જોઇએ." ઉપરટ




કટાળીને વૉર્ડને સત્તાવાળાઓને લખ્યુ કે "યા તો સ્મીથને છૂટો મૂકવો જોઇએ અથવા મને નિવૃત્ત થવાની પરવાનગી મળવી જોઇએ '

પ્રેમીક ભજવનારને અંતે સત્તાવાળાઓએ જન્મટીપની સજા પામેલા સ્મીથને છોડી મૂકવાનો હુકમ કર્યો આ કોઈ કલ્પિત કથાનું પાત્ર નથી પણ ખરા માણસની વાત છે અને એ સીદીભાઇ હજીય અમેરિકામા જીવતા જાગતા મૌજૂદ છે

**મનુષ્ય રેડીઓ!**

જોહન મોરકોવસ્કી જે ચિકાગોનો વતની છે તે મનુષ્ય રેડીઓ રીસીવીંગ સેટ તરીકે પુરવાર થઇ ચૂકયો છે

તે એક અનિવાર્ય કટાણી ગયેલો યુવાન હતા તેના મનમા તે ગમે તે કાર્ય કરતો હોય પણ તે રેડી ાગ્રેશન ઉપરથી બ્રોડકાસ્ટ થતા પ્રોગ્રામો સાભળી શકતો એક સઉન્ડ-પ્રુફ ઓરડીમા તે એકલો, રેડીઓ સેટ સાથે લીધા વિના પુરાયા છતા ત્યા પણ ડેન્સ બેન્ડ અને હાસ્ય રસના પ્રોગ્રામો સાભળવા પડ્યા રેડીઓ સત્તાવાળાઓની તેણે આ સબધમા મુલાકાત લતા તેઓએ તેને હસી કાઢયો

અતમા તેણે રેડીઓ સત્તાવાળાઓને લખ્યુ "જો કે તમે મારી વાતને માનતા નથી પણ હુ વિનતિ કરૂ છુ કે તમારા સ્ટાફના એક માણસને મારી પાસે મોકલો અને , તેને ખાત્રી કરી આપીશ કે પરનાળી પાસે શુ ઉડી રહ્યું છે '

રેડીઓ સત્તાવાળાઓએ પોતાના ઉત્તમ રિપોર્ટરને રવાના કર્યો તે જોહનને પોતાની કારમા ફરવા લઇ ગયો અને એકાએક તેના તરફ ફરી પૂછ્યુ "હમણા શુ ચાલે છે?" તેની ભારે અજાયબી વચ્ચે જે પ્રોગ્રામ તે વેળા ચાલુ હતો તેની વીગત તેણે જણાવી, એક વાર નહીં પણ છ સાત વાર તેણે બધી વીગતો કહી સભળાવી

વિખ્યાત વિજ્ઞાન વેત્તાઓને આની જાણ કરવામા આવી અને આ મનુષ્ય રૂપી રીસીવીંગ સેટ ઉપર શોધ ખોળ શરૂ થઇ અતે માલૂમ પડયુ કે જોહનના દાતની બત્રીસી બનાવવી હતી તે દાત જોયા પ્રોગ્રામ ખેચી લાવતા હતા તે એક કારખનના કારખાનામા નોકરી કરતો હતો આ બનાવટી દાતોએ કારખનને આકર્ષણ કરી ખેચવા માડ્યુ અને જોહના પ્રમાણમા કારખન ભેગુ થતા તે બત્રીસી એક 'નીતીએ ચર ક્રિસ્ટલ સેટ'મા ફેરવાઇ ગઈ

આ વીગતની માહિતી મળતાજ જોહને નવા દાતનુ ચોકઠુ ખરીદયુ જ્યારે જ્યારે પ્રોગ્રામ સાભળવાનુ મન થાય છે ત્યારે ત્યારે તે ચોકઠુ ફેરફેર કરીને સાભળી લે છે આ રીતે જગતનો એક ઉત્તમ રેડીઓ સેટ મેળવવા તે ભાગ્યશાળી થયો છે જો કે તેના પાડોશીઓ માટે ન્યુસન્સ સમાન નથી કારણકે બીજાઓ તે સાભળી જ શકતા નથી

**કજુસ**

કાઉંટ સ્કુનનબર્ગ (૧૬૬૭ ૧૭૪૭) જે ઇટાલીના ટોરીનોમા સેક્શન એલચી હતો, તે જ્યારે ૧૭૦૨મા ભયકર માદગીમા સપડાયો હતો એટલે મૃત્યુસમિપ હાલતમા મૃત્યુ-ખર્ચ કેટલો થશે તે તેણે પૂછ્યા ૧૨૦૦ પાઉન્ડ (૧૨૦૦ ક્રાઉન્સ) કહેવામા આવ્યા આ ખર્ચ




તેને અસહ્ય લાગતા તેણે પોતાની ગાડીઓ તૈયાર કરાવી અને ૭૦૦ માઈલ દૂર તેની જન્મભૂમિ સેલ્ટની તરફ સહજ મૃત્યુ મેળવવા માટે હંકારી મૂક્યું — આ બનાવને આઘાત લાગતા તે સાજો થઈ ગયો અને તે પછી ૪૫ વર્ષ બીજા વધુ જીવ્યો

"ઇસ્માઈલિ"




પણ એક કલાક જેટલા સમયને તો ગગનગામીનુ વ્યાખ્યાનજ ઓહિયા કરી જશે બિચ્ચા ! ગઝલકારોને મળશે બકીનો દોઢ કલાક રફીકે અઢી કલાકના સમયના વિભાગ કરી બતાવ્યા

'આજ તારૂ મગજ ઠેકાણે નથી લાગતુ રેડીઓ પર આજદિન સુધીમા યોજાયેલા મુશાયરાઓમાથી એવો એક મુશાયરો તો બતાવ કે જેમા પ્રમુખસ્થાનેથી આટલુ મોટુ ભાષણ રજૂ થયુ હોય ' અઝીઝે રફીકને એની ભૂલ સમજાવી

થોડીવાર બન્નેમાથી કોઈ કાઈ બોલ્યુ નહિ

રફીક ! લ રે આ વખતે તો તુ ઊપડ મુશાયરામા અઝીઝે ખાલી કપ, રકાબીમા મૂકતા કહ્યુ

હઅ ! તને ખબર તો છ કે લાગવગ વગર આવા મુશાયરામાય ભાગ લઇ શકાય એમ નથી રેડીઓ મુશાયરાની બીજી બાજુ બતાવતા હોય એમ રફીક બોલ્યો

પણ મને તો ખાતરીજ છે કે તારા જેવને એમા સ્થાન મળ્યા વિના રહેશે જ નહિ સમય સકોચને કારણે બધાયને તક આપી ન શકાય એટલે એનો અર્થ લાગવગવાળા નેજ સ્થાન મળે છે, એમ કરવામા મને તો ખુ રો અન્યાય જ લાગે છે અઝીઝે રફીકની દલીલને તોડવાનો પ્રયત્ન કરતા કહ્યુ 'તારા મામા પણ તને મુબઈ આવવાનો આગ્રહ ઘણા વખતથી કરે છે એટલે હું તો કહુ છુ કે તુ આ મોકે જરૂર જા

'જો તુ આવવા તૈયાર હોતો આપણ બન્ને ઊપડીએ ચાલ છે કબૂલ ?' જાણે નવી યુક્તિ સૂઝી હોય એમ રફીક એકદમ બોલી ઊઠયો

"મારે કયા મુશાયરામા ભાગ લેવો છે કે હુ મુબઇ આવુ ! આપણે એમજ કરીએ કે તુ મુબઇ જા અને હુ મારે ગામ જાઉં કોણ જાણે કેમ છેલ્લા પચ છ દિવસો થયા મને ઘર બહુ યાદ આવ્યા કરે છે અઝીઝનો અવાજ ગભીર બની ગયો

ફરી બન્ને થોડીવાર શાત બેસી રહ્યા

બરાબર સાડાપાચ વગે અભ્યાસગૃહની મૂક શાતિને ભંગતી મૂકતી મોટર બરાડી ઊઠી

'ચાલ અઝીઝ ! ફરવા જઇએ વખત થઇ ગયો રફીક ઊભા થતા કહ્યુ

બન્ને દોસ્તો તૈયાર થઇ આવવા પોત પોતાના શયનગૃહમા ચાલ્યા ગયા

° ° °

રાત્રિના આઠેક વાગે મોટર રફીક મઝીલમા પાછી ફરી

'ત્યારે આપણે આ આવે એ નહિ ને એના પછીના સોમવારે તો મુબઇ તરફ રવાના થઇ જઈશુ કેમ ?" રફીકે ઝડપભેર મઝિલના પગથિયા ચડતા કહ્યુ

હા સોમવારે તો નીકળીજ જવુ જોઇએ અઝીઝે ઘરમા પ્રવેશી ગયેલો રફીક સાભળી શકે એવા અવાજે ઉત્તર આપ્યો

યાકૂબશેઠ એ વખતે ઉપર બગીચામાંજ ઊભ હતા

° ° °

'બેટા ! ક્યા જવાની વાત કરતા હતા ? વાળુ કર્યા પછી મુખવાસ લેતા લેતા યાકૂબ શેઠે અઝીઝને પૂછ્યુ —

રફીકે એ સમય રેડીઓને વાચા આપી દીધી હતી





" ચચાજાન ! મુંબઈમાં રેડીઓ પર આવતા મહિનાની પાંચમી તારીખે મુશાયરો છે. બધા ગઝલકારો ભેગા થઇ પોતાની ગઝલો વાંચવાના છે. રશીકને એ મુશાયરામાં ભાગ લઇ રેડીઓમાં પોતાની ગઝલ વાંચવી છે એટલે અમે બન્ને મુંબઈ જવાના છીએ " અઝીઝ યાકૂબ શેઠને 'ચચાજાન'થીજ સંબોધતો હતો યાકૂબ શેઠને જવાબ આપતા એણે મુશાયરાનો અર્થ પણ એમને સમજાવી દીધો.

' બહુ સારી વાત છે, રશીકના મામા તો ઘણા વખતથી એને ત્યાં બોલાવે છે, પણ એ માનતોજ નથી આ બહાને પણ તમે ત્યાં જાવ છો એટલે એતો બહુજ ખુશી થશે. એમને રશીક પર બહુજ મહોબ્બત છે." એટલુ કહી યાકૂબ શેઠ પોતાના કમરામાં ચાલ્યા ગયા.

રેડીઓની વાણીનો લાભ લેવા અધીરો બનેલો અઝીઝ પણ એમના ગયા પછી તુરતજ દાદરના પગથિયા ઝડપથી ગણવા લાગી ગયો.

° ° °

આજે શનિવાર હતો. મુંબઈ જવાની સંપૂર્ણ તૈયારી થઇ ચૂકી હતી

" રશીક ! મારાથી મુંબઇ નહિ આવી શકાય હું તો આજે સાંજેજ મારે ગામ ચાલ્યો




જઇશ ' અઝીઝે અચાનક રફીકના અભ્યાસ ગૃહમા ધસી આવી જાહેર કર્યું  એના અવાજમા દર્દ હતુ

કેમ કેમ ! અઝીઝ તને આજે આ શુ થઇ ગયુ છે ? બે દિવસ પહેલ જ લખાયની અઝીઝની એક કરૂણ નવલિકા વાચતા રફીક અઝીઝનો આ નિશ્ચય સાભળી ભડકી ઊઠયા.

લે વાચ  અઝીઝે રફીકના હાથમા એક પત્ર મૂકયો

રફીક એ પત્ર વાચવા લાગ્યા અઝીઝના પિતાનો એ પત્ર હતા એમની તબીઅત નાદુરસ્ત હતી અને એમણે અઝીઝને બોલાવ્યો હતો

રફીક પત્ર પૂરો કરી કાઇંક વિચારવા લાગ્યો

ત્યારે એમજ કરીએ આપણે બને સાથેજ તારે ગામ જવા આજે સાજે નીકળી જઇએ અને એમની તબીઅત જોઇ પરમ દિવસે આપણે ત્યાથી મુબઇ ઉપડી જઇશુ મુશાયરા પછી તારી ઇચ્છા હોય તો મામાને ત્યા મારી સાથે રોકાજે નહિ તો તારે ગામ જતા તને નહિ રોકુ  થોડી વારે રફીકે યોજના રજુ કરી

પિતાની નાદુરસ્ત તબીઅતના સમાચારે ગમગીન બની ગયેલા અઝીઝે એ યોજનાને મૂક સમતિ આપી

• • •

અઝીઝના પિતાની તબીઅત સાધારણ નાદુરસ્ત હતી ડૉકટરે તો ખાતરી આપી હતી કે એમને માત્ર એક અઠવાડિયામાજ આરામ થઇ જશે, એટલે રફીકે એમને પોતાના તેમજ અઝીઝના મુબાઇ જવાના કાર્યક્રમ વિશે વાત કરી

પ્યારા પુત્રોના આનંદપ્રવાહ વચ્ચે દરેક પિતા કયારેક ખડક બની ઊભે કહે છે પણ દીવાન બની એ પ્રવાહને ખાળવાના પ્રયાસો કરનાર પિતા બહુ જૂજ હશે

અઝીઝને એના પિતા તરફથી મુબઇ જવાની રજા મળી ગઈ છતા એનુ મન માનતું નહોતુ પણ એને પોતાના દિલોજાન મિત્રના હૃદયનો પણ ખ્યાલ કરવાનો હતે

સોમવારે એમો જઇ શકયા નહિ એટલે બીજે દિવસે વડી ફજરની ગાડી પકડવાનો નિશ્ચય કરી બને મિત્રો ગામ બહાર દૂર દૂર પ્રકૃતિના ભવ્ય સૌંદર્યનુ પાન કરી તાજગી મેળવવા ઊપડયા

• • •

આજે રાત્રે નવ વાગે મુશાયરા હતો

યકૂબ શેઠ વણુ પતાવી પોતાની કમરામા આટા મારી રહ્યા હતા એકાએક ટેલિફોનની ઘટડીનુ વિચિત્ર અટ્ટહાસ્ય કમરામા પથરાઇ ગયુ

શેઠે રિસિવર કાને લગાડી વતચીત શરૂ કરી 'એનાન હા હુ પોતે તમે કોણ ? હ, મેતાજી અત્યારે શુ કામ છે ? હેં! ભયકર સમાચાર! જલ્દી બોલો મેતાજી! જલ્દી બોલો શુ? કપનીએ દેવાળુ કાઢયુ? મુબઇથી આવતા આપણા બધાય વહાણ ડૂબી ગયા ?

યા ખુદા! મારૂ શુ થશે? મારા કુટુબનુ શુ થશે ? એમના હાથમાથી રિસિવર પડી ગયુ ફાસીનો હુકમ સાભળી ન્યાયમદિરના પાંજરામા ઊભેલા આરોપીના હૃદયમા જે વિષાદ જાગે એ કરતા પણ વિશેષ વિષાદ યાકૂબ શેઠના ચહેરા પર વ્યાપી ગયો એમણે પસેલી ખુરસીમા પડતુ મૂકયુ અને પોતાનુ મોઢુ બને હાથો વચ્ચે દાબી દીધુ




ઉપરોક્ત કંપનીના ગંજાવર રકમના શેરો યાકૂબ શેઠે ખરીદ્યા ત્યારે એમને કાને વાત પણ આવેલી કે બીજા વેપારીઓ કહે છે કે એક દિવસ જરૂર એ કંપની દેવાળું કાઢશે અને યાકૂબ શેઠ ગરીબીની કંટકદાર અને અપમાનિત એવી ખીણમાં ગબડી પડશે. પણ એમણે એવી વાતો પર કયારેય ધ્યાન આપ્યુંજ નહોતું.

યાકૂબ શેઠને આજે એ વેપારીઓ મહા-જ્યોતિષી હોય એમ લાગ્યું એમના મનમાં વિચારોનો મહાન ઉલ્કાપાત મચ્યો.

"કાલે હું કયા મોઢે બજારમાં ઉભો રહીશ? મને એ વેપારીઓ કેવાં મેણાં મારશે? સવારમાંજ વાત વાયુગતિએ ફેલાઇ જશે કે યાકૂબ' શેઠ 'બેસી ગયા' અને લેણદારોનો તો દરોડો પડશે. થોડા દિવસમાં તો મારી પાસે આ મોટર અને બંગલો પણ નહિ હોય, હશે એક માત્ર ભાડે લીધેલું કંગાલ ઘર. મારા કુટુમ્બનાં માણસોને આ વાતની ખબર પડશે ત્યારે? આ સમાચાર સાંભળી રફીકના દિલને કેવો આઘાત લાગશે? યા ખુદા! આ બધું મારાથી આ બુઢાપામાં સહન થશે? હરગિઝ નહિ થાય. બે દિવસ પછી 'હાર્ટફેઇલ'થી મારૂં મરણ નીપજે એ કરતાં આ વાતની કોઇનેય ખબર પડે એ પહેલાંજ અત્યારેજ મારી આ ફાની ઝિન્દગીનો અંત લાવી દઉં તો?"




જાણે એકેય વિચાર સૂઝતો ન હોય એમ થોડી વાર એમના વિચારો ખોટકાઈ ગયા.

"હા, હા એમજ કરું. આ અસહ્ય દુઃખમાંથી ઉગરવાનો આ એકજ રસ્તો રહ્યો છે" આત્મઘાતનો મક્કમ વિચાર કરી નાખ્યો હોય એમ ઉઠીને એમણે કબાટમાંથી એક નાનકડી શીશી શોધી કાઢી.

"યા ખુદા! તારા આ ગુનેગાર બન્દાને માફ કરજે. બેટા રફીક!..."અને એ કાંઇ પણ આગળ બોલે એ પહેલાંજ એમની દૃષ્ટિ સામેની દીવાલ પર લટકતા તારીખિયા પર પડી. "પાંચમી તારીખ!" એમના મુખમાંથી શબ્દો સરી પડ્યા અને કોણ જાણે કેમ એમને યાદ આવી ગયું કે અત્યારે તો રફીક રેડીઓ પર બોલવાનો છે. મરતાં મરતાં એક વાર પ્યારા બેટાને સાંભળી લેવાની પ્રેચ્છા એમના મનમા જાગી અને એમણે ત્વરાથી રેડીઓદાર ખંડમા પ્રવેશ કર્યો.

યાકૂબ શેઠની નજર તારીખિયા પર પડી એજ સમયે રફીક રેડીઓગૃહમાં પોતાની ગઝલ વાચવા ઊભો થતો હતો. યાકૂબ શેઠે રેડીઓનું મૌન તોડ્યું કે તુરતજ રફીકનો અવાજ આખાય ઓરડામાં વ્યાપી ગયો:-

"લાખો નિરાશમા પણ હિંમત ન હારજે તુ."

"શું કહ્યું બેટા! ફરી એકવાર બોલ તો." સીધી સાદી પંક્તિ જાણે હૃદયને સ્પર્શી ગઇ હોય એમ યાકૂબ શેઠ આતુરતાથી બોલી ઊઠ્યા, અને એક બાળક જેવી અદાથી એમણે રફીકનો પ્રેરક અવાજ જેમાથી ગળાઇને આવતો હતો તે રેડીઓની જાળી પાસે પોતાનો એક કાન માંડ્યો પિતાના પ્રશ્નનો પ્રત્યુત્તર પાઠવતો હોય. એમ રફીકે ફરીવાર એ પંક્તિ લલકારી:—

"લાખો નિરાશમાં પણ હિંમત ન હારજે તું."

યાકૂબ શેઠના ચહેરા પર અજબ એવી ચમક આવી ગઇ. એ શાંતિથી પુત્રની હૃદયને ડોલાવતી વાણી સાંભળવા લાગ્યા. રફીકે આગળ ચલાવ્યું:—

"ઘનઘોર વાદળોમાં ચમકાર વીજનો છે."

એ પંક્તિ પૂરી થતાં તો તાળીઓના ગડગડાટથી રેડીઓ ગાજી ઊઠ્યો. રફીકે ફરી બોલવા માંડ્યું:—

"સ્નેહી, સ્વજન ભલેને સારું જગત ખફા હો,
શ્રદ્ધા અચલ ખુદામાં, વિશ્વાસ નિજનો છે.
ઘરબાર, માલ મિલ્કત સર્વસ્વ મુજ ફના હો,
તાકાતવાન છું, ના ગમ કોઈ ચીજનો છે."

એ પંક્તિઓ સાંભળીને તો કોઇ મંગલ પ્રેરણા મળી હોય એમ યાકૂબ શેઠ ઘડીક રેડીઓ સામે તો ઘડીક બાજુની દીવાલ પર લટકતી રફીકની તસ્વીર તરફ જોઇ રહ્યા અને આખરે આત્મઘાતના ખડક સાથે અથડાઇ વેરણ છેરણ બનવા તત્પર બનેલી પોતાની જીવનનાવને આશાની નવી દિશામા દોરી જવા માટે સુકાન ફેરવતા હોય એમ એમણે પેલી નાનકડી શીશીનો જોરથી ઘા કરી દીધો. સામેની દીવાલ સાથે ભટકી પડેલી એ બદકિસ્મત શીશીએ વેદનાની એક બૂમ પાડી અને દેદના ચૂરેચૂરા થઇ ગયા.

રફીકની ગઝલ હજુ પૂરી થઇ નહોતી પંક્તિએ પંક્તિએ એને દાદ મળતી હતી.

આત્મઘાતનો હિચકારો નિશ્ચય ત્યાગી ચૂકેલા યાકૂબ શેઠ પ્યારા બેટાને સાંભળવામાં મશગુલ હતા.

અચાનક પેઢીનો વફાદાર વણિક મેતાજી એ ઓરડામાં ધસી આવ્યો.

"કેમ?" એને જોઇ શેઠ માત્ર એટલુંજ બોલ્યા.

# પવિત્ર રમઝાન

લેખકઃ-હાફિઝ "ઉત્કૃત" સાહેબ (બરબોધન)

ખુદાની સ્તુતી અને વખાણથી કલમ લાચાર છે. તે મહાન કૃપાળુ અને દયાળુ સર્જનહાર માનવને દુન્યામાં સરજાવી તેના આરામ માટે એવી ઘણી અણમોલ નેઅમતો ઉત્પન્ન કરી અને તેના સુખ શાંતિ અને રાહત માટે એવા એવા અમૂલ્ય સાધનો ઉપસ્થિત કર્યા કે જેની કંઈ ગણત્રી કે હિસાબ નથી. તદુપરાંત તેની હિદાયત માટે અને તેને સીધા માર્ગે દોરવા ખાતર દરેક સમયમાં અને દરેક કોમમાં પેગમ્બરો મોકલ્યા કે કદાચ ભોળો માનવ દુન્યાની લાલસાઓને વશ થઈ શેતાનની જાળમાં ફસાઈ પોતાની આકેબતનું સત્યાનાશ વાળી મૂકે. દરેક પેગમ્બરોએ પોતપોતાના ગજા અનુસાર બંદાઓને માબૂદે હકીકીનો સંદેશ અને ફરમાન પહોંચાડવામાં પોતાની અંતિમ પળો લગી પ્રયત્નો કર્યા છે. આજે દુન્યામાં અને દુન્યાની દરેક કોમમાં જે કાંઈ ધર્મ અને ધાર્મિક ક્રીયાઓ દૃષ્ટિગોચર થાય છે એ બધું ખુદાના પેગમ્બરોની શુભ કોશિશોનુંજ ફળ છે. જો કે દરેક પેગમ્બર એકજ મકસદ, એકજ સિદ્ધાંત અને એકજ ધ્યેયના પાબંદ અને પ્રચારક હતા પરંતુ માનવોએ પોતાની અણસમજ, ગફલત અને ગુમરાહીથી પેગમ્બરોએ આપેલા ખુદાઈ સંદેશનું સ્વરૂપજ બદલી નાખ્યું. દરેક કોમે પોતપોતાનો ધર્મ જુદો ધારણ કરી લીધો અને ખુદાની બંદગી, ઇબાદત અને ભક્તિમાં પોતાના મન ફાવતા ફેરફારો કરી લીધા. માત્ર ઇસ્લામજ એક એવો ધર્મ છે કે આજે તેના મૂળ ઉગમને તેર સૈકાઓ વિત્યા છતાં તેના કોઈ પણ સિદ્ધાંત અને કોઈ પણ ફરમાનમાં જરા પણ ફેરફાર થયો નથી. બીજી કોમોએ પોતાની ધાર્મિક ઇબાદતો અને ધાર્મિક ઉત્સવોને સમય અને ઋતુના પાબંદ કરી દીધાં પરંતુ ઇસ્લામી ઇબાદતો અને ઇસ્લામી સિદ્ધાંતો કોઈ પણ ઋતુ કે સમયને આધીન નથી. કડકડતો શિયાળો હોય અથવા અંગાર વરસાવતો ઉનાળો હોય કે ફરી રેલમછેલ વર્ષાઋતુ હોય ઇસ્લામનો કોઈ પણ કાનૂન અને કોઈ પણ સિદ્ધાંતમાં ફેરફાર થઈ શકતો નથી. અને જો ઇસ્લામી ઇબાદતોનો ઉલ્લેખ કરવામા આવે તો લેખ ઘણો લાંબો થઈ જશે એટલા માટે માત્ર રમઝાન અને રોઝા ઉપર થોડો પ્રકાશ નાખવામા આવે છે.

એમ તો બધા દિવસો અને મહિનાઓ અલ્લાહપાકેજ સર્જેલા છે. પરંતુ રમઝાન માસને અલ્લાહતઆલાએ ખાસ બુઝુર્ગી આપી છે. રમઝાન અલ્લાહની રહમતો, બરકતો અને બખશિશો માટે ખાસ છે. એના રાત્રી દિવસ બલકે એની એક એક પળ અને એક એક ઘડી માફી, બખશિશ અને કબૂલિયતની છે. એટલે રમઝાનની કોઈ પણ ઘડીમાં જે દુઆ માગવામાં આવે છે, તે અલ્લાહ તઆલા કબૂલ કરી લે છે

અલ્લાહ તઆલા ફરમાવે છે કે "રમઝાન તે મહીનો છે કે જેમા કુર્આન શરીફ ઉતર્યું જે લોકો માટે હિદાયત અને ભલન, હક અને બાતિલની નિશાની છે. તો જે આ મહિનામા હાજર રહે તે રોઝા રાખે. અને જે બીમાર હોય અથવા મુસાફર હોય તે એના બદલે બીજા દિવસોમાં ફરી ગણી લે (કેમકે) અલ્લાહ તઆલા આસાની ચાહે છે, સખ્તી ચાહતો નથી. કે જેથી તમે રોઝાની સંખ્યા પુરી કરી




શકો અને રોઝા એટલા માટે ફરજ કરવામાં આવે છે કે તમો આ હિદાયત અર્પણ થવા બદલ ખુદાની સ્તુતી કરો અને તેનો શુક્ર અદા કરો." (કુર્આન શરીફ)

હઝરત રસુલે મકબુલ (સ०)એ ૨૯ મી શાબાનના દિવસે એક ખુત્બો આપ્યો હતો જેમા ખાસ કરીને નીચેની જાહેરાત કરી હતી, "લોકો! એક ઘણોજ બરકતવાળો મહિનો તમારા ઉપર છાયારૂપ થનાર છે. આ મહિનામા એક એવી રાત છે જેની ઈબાદત હજાર મહિનાની ઇબાદતથી બેહતર છે, અલ્લાહ તઆલાએ આ મહિનાના રોઝા ફર્ઝ કર્યા છે. રાતનો કયામ



(તર્ગીબ) મુસતહબ છે. જેણે આ મહિનામાં કોઇ નફલી ઇબાદત કરી તો તેનો સવાબ બીજા મહિનના ફર્ઝ સમાન છે, અને એ મહિનાના ફર્ઝનો સવાબ બીજા મહિનાના સિત્તેર ફર્ઝ જેટલો છે એ મહિનો સબરનો છે. અને સબરનો બદલો જન્નત છે, આ મહિનો આપસમાં એક બીજાની મદદ અને હમદર્દીનો છે આ મહિનામાં મોમિનની રોઝી વધારી દેવામા આવે છે જેણે કોઇ રોઝદારનો રોઝો ખોલાવ્યો તો તેના ગુનાહ બખ્શી દેવામાં આવે છે. તેને દોઝખથી આઝાદ કરવામા આવે છે, રોઝો ખોલાવનાર ને રોઝો રાખનાર જેટલોજ સવાબ પ્રાપ્ત થાય છે. અને રોઝદારના સવાબમાંથી કંઇ ઓછું પણ થતુ નથી, લોકોએ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ! હમો બધા તો એવી શક્તિ નથી ધરાવતા કે કોઇ રોઝદારનો રોઝો ખોલાવીએ અને તેને ખાણું ખવડાવીએ. આપે ફરમાવ્યું કે માત્ર એક ખજૂરથી અથવા દૂધના એક ઘૂંટથી રોઝો ખોલાવવું પણ પૂરતું છે. આ મહિનાના પહેલા દસ દિવસો રહમતના છે. બીજા દાયકા મગફેરતનો છે, અને છેવટના દસ દિવસો દોઝખથી મુક્ત થવાના છે એ મહિનામાં જે માણસ પોતાના હાથ નીચે કામ કરનાર (નોકર ચાકર) ઉપર આસાની કરશે તો અલ્લાહ તઆલા તેઓને બખ્શી દેશે. આ મહિનામા ચાર કામો ખાસ જરૂરી છે બે કામો તો એવાં છે કે જેનાથી તમારો પરવરદિગાર રાજી થાય છે અને બે એવાં છે જેના વગર તમોને છુટકો નથી એ ચારમાંથી એક તો કલમએ શહાદત છે અને બીજું ઇસ્તિગફારની કસરત. આ બન્ને વાતો અલ્લાહને ઘણીજ પસંદ છે ત્રીજુ જન્નતની માંગણી કરવી અને ચોથું દોઝખથી પનાહ માગવી આ તે બે વાતો છે જે તમારા માટે ખાસ જરૂરતની છે રોઝદારને કયામતમા મારા હોઝમાંથી પાણી પીવાડવામા આવશે, અને ફરી એને જન્નતમાં દાખલ થવાં સુધી તરસ લાગશે નહિં" (ઇબ્ને ખુઝેમહ).

રમઝાનની પહેલી તારીખે જન્નતનાં દરવાઝાઓ ખોલી દેવામા આવે છે અને દોઝખના દ્વાર બંધ કરી દેવામા આવે છે (બુખારી મુસ્લિમ)

એ સિવાય રમઝાન માસની ફઝીલતનું સૂચન કરતી બીજી ઘણી હદીસો છે અને ગુંજાઇશ ન હોવાથી એટલુજ લિખેલ છે. ઉપલી હદીસો અને કુરઆની ફરમાનના વર્ણનથી રમઝાનની બુઝુર્ગી, ફઝીલત અને અગત્યતા માલૂમ પડે છે. માટે સર્વ મુસલમાનોને જરૂરી છે કે તેઓ રમઝાનની કિંમત જાનથી કદર કરે અને દરેક બદીઓ અને શરીઅત વિરોધના કામોથી તોબા કરી તકવા અને પરહેઝગારી ધારણ કરે અને રોઝા રાખી પોતાની દરેક શારીરિક અને આત્મિક બીમારીઓનો ઇલાજ કરી લે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે "હે મુસલમાનો હમોએ તમાર ઉપર રોઝા ફર્ઝ કર્યા છે, જેવી રીતે તમારાથી પહેલી ઉમ્મતો ઉપર ફર્ઝ કર્યા હતા એટલા ખાતર કે તમો પરહેઝગાર બની જાઓ

રોઝાની ફઝીલત અને બરકતનો તો બધા ધર્મો સ્વીકાર કરે છે. અને હવે તો સાયન્સવાળાઓ પણ રોઝાને અનેક રોગોનો ખાસ ઉપાય તરીકે માને છે. એ એમાં શક નથી કે રોઝો ઇન્સાનને આત્મિક રીતે પરહેઝગાર બનાવી દે છે પરંતુ રોઝા ખાસ અથમા રોગ

હોવો જોઇએ. અને રોઝો માત્ર ભૂખ્યા તરસ્યા રહેવાનું નામ નથી. બલ્કે રોઝામાં પોતાના મન અને પોતાના દરેક અવયવ ઉપર સંપૂર્ણ કાબૂ રાખવો જોઇએ. મનને ખોટા વિચારોથી દૂર રાખે, જીભને ગીબત ચુગલી ગાળગલોચ અને લડાઇ ટંટાથી જાળવી રાખે અને હાથોને ઇજા પહોંચાડવાથી મહફૂઝ રાખે મતલબ કે રોઝામાં દરેક અવયવનો પણ રોઝો હોવો જરૂરી છે. જ્યારે કોઇ એવા પ્રકારનો રોઝો રાખશે અને રોઝાના હેતુ ચિવટાઇથી જાળવશે તો ખરેખર તેના શારીરિક અને આત્મિક રોગોનું નિકંદન થઇ જશે અને અલ્લાહની નેમતોનો ખરા અર્થમાં હકદાર ઠરશે. હવે રોઝાની ફઝીલત અને બુઝુર્ગીનું સૂચન કરતી થોડીક હદીસો રજુ કરૂં છું.

ઇન્સાનનો દરેક અમલ તેનો પોતાનો હોય છે. પરંતુ રોઝો મારો છે. અને તેનો બદલો પણ હુંજ આપીશ. (બુખારી હદીસે કુદસી)

રોઝો દોઝખથી બચાવની વસ્તુ છે. રોઝો દોઝખના અઝાબને ઢાલ બનીને રોકશે (બુખારી).

રોઝદાર એક ખાસ દરવાજામાંથી જન્નતમાં દાખિલ થશે તે દરવાઝાનું નામ રૈયાન છે જ્યારે રોઝદારો દાખિલ થઇ જશે તો ફરી તે દરવાઝાને બંધ કરી દેવામાં આવશે. ફરી કોઇ પણ તેમાંથી જઇ શકશે નહિ (બુખારી–મુસ્લિમ) રૈયાન દ્વાર મહીંથી દાખલ થનારને કદી પણ તૃષાની તકલીફ નહિ થશે (તિરમીઝી)

એ સિવાય બીજી પણ ઘણી હદીસો છે. જેમાં રોઝા રાખનાર માટે મહાન ખુશખબરીઓ આવેલી છે. જેમ રોઝા રાખનાર માટે મોટા મોટા દરજ્જાઓ છે તેમ રોઝા ન રાખનાર માટે હદીસ શરીફમાં મોટી મોટી વઇદો પણ આવી છે. હદીસ શરીફમાં છે કે ત્રણ વસ્તુઓ એવી છે કે જેના ઉપર ઇસ્લામનો પાયો તૈયાર કરવામાં આવ્યો છે. અગર કોઇએ આ ત્રણમાંથી એકને પણ છોડી દીધી (અને છોડી દેવાને હલાલ સમજ્યો) તો તે કાફિર થઇ ગયો. તેનું ખુન અને તેનો માલ હલાલ છે. પહેલું ખુદાના વહદહૂ લા શરીકલહૂ હોવાની ગવાહી આપવું, બીજું પાંચે વખતની નમાઝ પઢવી, ત્રીજું રમઝાન માસના રોઝા રાખવા. (અબૂ અયલા)

રમઝાન માસનો એક રોઝો છોડી દેવો એ એટલું બધું સખ્ત છે કે આખી ઉમર રોઝા રાખવાથી પણ તેનો બદલો થઇ શકતો નથી (તિરમીઝી–અબૂ દાઊદ–નસાઈ–ઇબ્ને માજહ)

હઝરત રસૂલે મકબૂલ (સ૦)એ સ્વપ્નામાં જોયું કે કેટલાક લોકો ઉલટા લટકયા છે અને





તેઓના જન્મ ઓ ચિરાયના છે અને તેમાંથી લોહી વહી રહ્યુ છે આપે પૂછ્યુ કે આ કયા લોકો છે? તો આપને બતાવવામાં આવ્યુ કે એ લોકો રોઝાખોર છે જેઓ રમઝાન માસ પૂરો થવા પહેલાંજ રોઝા પૂરા કરી નાખતા હતા (ઇબ્ને ખુઝૈમહ)

ઉપની હદીસોથી સ્પષ્ટ થયુ છે રોઝા ન નાખવા એ કેવુ મહાન પાપનુ કામ છે અફસોસ કે આજે મુસલમાનો બીજી ઇબાદતો જેમ રોઝા પ્રત્યે પણ ઘણીજ બેદરકારી વાપરે છે અને પવિત્ર રમઝાન માસમાં ઠેઠેઠેક પાન, બીડી, સીગારેટ અને ખાણાપીણામાં મશગૂલ નજરે પડે છે તેઓને ન ખુદાનો ખૌફ છે ન બંદાઓની શર્મ અને વળી કેટલાક રોઝદારો તો રોઝા રાખી જાણે ખુદા ઉપર ઉપકાર કરે છે તેમ વાત વાતમાં ગરમ બની જાય છે અને લડાઇ ટંટો કરવા ઉતરી પડે છે અને મોઢાથી ફાવે તેવા ગંદા શબ્દો ઉચ્ચારે છે જ્યારે કે હદીસ શરીફમાં આવ્યુ છે "રોઝામા લડાઇ ટંટા ગાળ ગલોચથી પોતાની જીભને સંભાળો અગર કોઇ તને ગાળ પણ આપે તો માત્ર આટલુંજ કહી દે કે હું રોઝદાર છુ તમારી સાથે ટંટો કરવા નથી માગતો" મતલબ રોઝામાં ગુનાહિત હેતુઓને જાગરત બનાવવા અત્યંત જરૂરી છે નહિતર આખો દિવસ ભૂખ્યા તરસ્યા રહેવામાં કશો અર્થ નથી હદીસ શરીફમાં આવ્યુ છે કે 'રોઝાદાર સવારથી સાંજ સુધી ખુદાની ઇબાદતમાં છે જ્યાં લગી તે કોઇની બુરાઇ ન કરે અને જ્યારે તે બુરાઇ કરે છે તો પોતાના રોઝાને ફાડી નાખે છે (દયલમી) રોઝા એ માત્ર ખાવા પીવાથી પરહેઝનુ નામ નથી બલકે નકામા કૃત્યો અને બુરાઇથી પરહેઝનુ નામ છે (હાકિમ) જે માણસ રોઝાની હાલતમાં જુઠાણુ અને જિહાલતના કામને નહિ છોડે તો અલ્લાહ તઆલાને કંઇ જરૂર નથી કે રોઝદાર તેના માટે ખાવુ પીવુ છોડી દે (બુખારી-તિરમીઝી નસાઇ-ઇબ્ને માજહ)

ઉપની હદીસો ધ્યાનમાં લઇ રોઝદારે સમજી લેવુ જોઇએ કે રોઝદારનુ બદન ઇન્સાન હોય છે પરંતુ રૂહ ફરિશ્તાઓ જેવુ જીવન ગાળે છે જેઓ ખાતા પીતા નથી અને કોઇ પણ દુન્યવી ખ્વાહિશને વશ થતા નથી તેઓને જીવનનો માત્ર એકજ હેતુ હોય છે અને તે અલ્લાહના હુકમોનુ પાલન કરવુ છે રોઝદાર પણ કંઇ ખાતો પીતો નથી અને તે દુન્યવી ખ્વાહિશોથી દૂર રહેવાની પોતાથી બનતી કોશિશો કરે છે રોઝદાર નેકીઓનો ભંડાર હોય છે રોઝદાર જુઠુ નથી બોલતો, નિન્દા નથી કરતો, ગાળગલોચ કે કોઇની સાથે લડાઇ ટંટો નથી કરતો, તે કોઇની બુરાઇ નથી કરતો કોઇના સાથે જિહાલત ભરી વાત નથી કરતો તે બદીનો બદલો નેકીથી આપે છે, અને તેના સાથે કોઇ મઝહબી વર્તનોથી વરતે છે તો તે આ નબીના રસૂલ (સ૦) ના ફરમાન અનુસાર એમ કહી દે છે કે હુ રોઝદાર છુ

છેવટે વાચક બંધુઓને વિનંતી કરુ છું કે હમોને રમઝાનની આ મુબારક તક સાંપડી છે એને ગનીમત સમજવી અને એના લાભો પ્રાપ્ત કરવામાં ઢીલ અને બેપરવાઇ ન કરતા સૌ કોઇ વધુમાં વધુ નેક કામો કરી લેવા જોઇએ ખુદા જાણે ફરી બીજી વાર હમોને એવી તક નસીબ થાય કે નહિ માલુમ કે ઝિંદગીનો કોઇ ભરોસો નથી

# કેમ થવાશે પાર?

રચનાર : ઈ. ડી. મુન્શી "સૂફી" બેથાલ, ટ્રાન્સવાલ.

૧

કેમ થવાશે પાર?
બૈયા!
કેમ થવાશે પાર?

૨

તૂફાને ચઢયો છે સાગર,
થોડું બાકી છે હિંમત ધર,
જલ્દી કર તું, રે! સત્વર તર,
તુજ ઉપર જ આધાર,
બૈયા!
કેમ થવાશે પાર?

૩

જો ખળખળ પાણી દોડે છે,
ને જળચર પ્રાણી દોડે છે,
તુજને એ જાણી દોડે છે,
થોભ ન તું પળવાર,
બૈયા!
કેમ થવાશે પાર?

૪

તુજ બાહુમાંએ તાકત છે,
તારા દિલમાંએ હિંમત છે,
ને ઉજળી તારી કિસ્મત છે,
હામ નહિ તું હાર,
બૈયા!
કેમ થવાશે પાર?

૫

જો, સામે તારી મંઝિલ છે,
શાને સારે તૂ ગાફિલ છે?
જાણે ઘાયલ છે, બિસ્મિલ છે,
કોણ ઉતારે પાર?
બૈયા!
કેમ થવાશે પાર?

૬

જગમાં રણભેરી વાગે છે,
ને વ્યક્તિ વ્યક્તિ જાગે છે,
નિર્બળ શક્તિ વિણ ભાગે છે,
તું જ કર્યો મઝધાર,
બૈયા!
કેમ થવાશે પાર?

૭

દુશ્મન પણ ભોલીને મંતર,
તુજ પર પણ કરશે તે જંતર,
નિર્દય છે જો તેનું અંતર,
શસ્ત્ર તણા ઝણકાર,
બૈયા!
કેમ થવાશે પાર?




'નહિ"

"કેમ ?"

'થકી ગયો હશે"

"તું નહિ થાકી અને તે થાકી ગયો ! તું પણ કેવી છોકરી છે ! તે ઉપર આવવાને કહ્યું નહિ ?"

"કહ્યું તો ખરું પણ તે આવ્યો નહિ"

"હશે ! ચાલ કપડાં બદલી લે"

વસ્ત્રો બદલી મહેરૂ નિરાંતે જ્યારે આવી બેઠી ત્યારે ખતીજાએ વાત છેડી

"મહેરૂ ! એક વાત પૂછું ?"

"શું ?

'રોશન છોકરો કેવો ?"

મહેરૂના મુખ પર શરમના શેરડા પડ્યા

'હું શું જાણું ?'

મહેરૂનો મુક્ત સ્વભાવ મહેરૂની વહારે આવ્યો,

"પછી જુઓ છોકરાની માને !' ને મહેરૂ ખડખડાટ હસી પડી

"મને તો છોકરો સારો લાગે છે" ખતીજાએ પોતાનો અમિત મત પ્રદર્શિત કર્યો

'રોશન તો બધાને ગમે એવો છે !' દેવાની વાત સહસા મહેરૂને હોઠે આવી ગઈ

"તને ગમે છે ?' ખતીજાએ પ્રત્યક્ષ પ્રશ્ન કર્યો

'હ ? મેં કહ્યું કે બધાને ગમે એવો છે' પોતાના અર્થનો સ્ફોટ કરતા અને છટકમાંથી છટકતા મહેરૂએ જણાવ્યું

'મહેરૂ ! મારો વિચાર છે કે રોશન સાથે તને વરાવવી" સ્મિત ફરકાવતા ખતીજા બોલવા માંડી "ને વળી આજની છોકરીઓને તો મનગમતા વર જોઈએ—'

બે હાથમાં મહોડું સંતાડતી મહેરૂ જના પલંગથી ઝડપથી ઉઠી ગઈ અને અંદરના ઓરડામાં ચાલી ગઈ

ખતીજાએ પાછળથી પુકાર્યું

"—મહેરૂ !"

× × ×

રોશને ઘરના આંગણામાં પગ મૂક્યા ત્યારે ઝમનમ ગાતી રહી હતી

મધ્યમ સ્થિતિના વર્ગમાં નોકર ચાકર રાખવા પરવડે એમ નહિ હોવાથી ઘરની સ્ત્રીઓ સ્વહાથે રાંધે છે અને સ્ત્રી સુલભ રાંધણકળા સ્ત્રીના સ્ત્રીત્વને ઓપ આપે છે ધનવાન કુટુમ્બની દીકરી મધ્યમ સ્થિતિના ઘરમાં પ્રવેશ કરતી નથી ત્યાં લગી સંસારનો આ અદૃશ્ય પ્રકાશ ઘરમાં જળવાય રહે છે ધનવાન વરની દીકરીઓ પરજ કેમ આ દોષનું આરોપણ કરવું ?




એકપક્ષીય છે, કેમકે દોલતના નશામાં મસ્ત બનેલી ગરીબ ઘરની કન્યા ધનવાનને ત્યાં થાળે પડે છે ત્યારે શેઠાણી બનવાના ખોટા ખ્યાલમાં કુટુમ્બની સંસ્કારિતામાં કર્કશતા ભેળવવાનું કારણ બને છે. ઘરસંસારને ઝગારવાની યા ઝંખવવાની જવાબદારી સ્ત્રીની પોતાની છે.

રોશનને ધારેલા સમયથી વહેલો આવેલો જોઇને ઝયનબે પૂછ્યું.

"કેમ વહેલો વળી આવ્યો?"

"સિનેમા જવાને બદલે મહેર જોડે દરિયા પરજ ફરીને પાછાં આવતાં રહ્યાં."

"મહેર જોડે?"

"હા"

"પણ મને તો એમ કહીને ગયો હતો કે તું તારા દોસ્ત જોડે સિનેમા જોવાને જતો હતો!"

"મેં એમ કયાં કહ્યુ હતું?"

"તો શું કહ્યું હતુ?"

"કે મને સિનેમા જવાનુ હતું."

"તો પછી મારાથી આ વાત શા માટે છુપાવી કે તું મહેર જોડે સિનેમા જવાનો હતો!'

"જવાની ઉતાવળમાં હુ એમજ સમજ્યો હતો કે આ વાત તમને કહી છે."

"હું! મહેર કયાં છે?"

"તેને ઘેર મૂકી આવ્યો"

જગતમાં કેટલા જુઠ્ઠાણાને કારણ છે અને આવા સરાસર જુઠ્ઠાણાનાં ભોગ બનેલા સમજુ લોકો ઉદારતાથી તેના કારણ સમજી લે છે. ભિતરના ભેદ ભાંગવાની આળખામણી કુતુહલતામાં જગતજનો નહિ પડે તો સકારણ જુઠ્ઠાણાનાં પરિણામ ખોટા ઉતરતા નથી. જેના પરિણામ શુભ પુરવાર થાય તેવા જુઠ્ઠાણાથી જગતને દુઃખી થવું યે ન ઘટે.

હાથ મહોડું ધોઇ રોશન પુસ્તક લઇને ઇઝીચેર પર નિરાંતે વાંચવા બેઠો ત્યારે ઝયનબે વાત છેડી.

"રોશન! એક વાત પૂછું?"

"શું?"

"મહેરૂન્નિસા છોકરી કેવી?"

"કેમ, મા?"

"મને તો છોકરી ગમે છે." ઝયનબે પોતાનો મત દર્શાવ્યો.

"મહેર તો બધાને ગમે એવી છે." રોશને પણ મહેરૂન્નિસાની પ્રશંસા કરી.

"એમ નહિ, તને ગમે છે?" ઝયનબે સ્મિત કરતાં પ્રત્યક્ષ પ્રશ્ન કર્યો.




"મા, તમને ગમે તે મને કેમ નહિ ગમે? સ્થિતિ સમજી જઇને રોશને વાત પોતાની મા પર ઢાળી દીધી.

"આજના છોકરાઓને મનગમતી છોકરીઓ જોઇએ છીએ. વળી તું ભણેલો; એટલે તારો વિચાર હોય તો ખતીજાને વાત કરું?"

"એમાં હું શું કહું?" કહેતાં કહેતાં રોશનથી મલકાઇ જવાયું. "મને આરામથી જરા વાંચવા દે ને!" ને સુલતાને પુસ્તક મ્હોંડા આડું ધર્યું.

## પ્રકરણ ૧૭ મું — બે બહેન

રોશન અને મહેરૂની પ્રેમપાંખડીઓ પાંગરતી થઈ તેના એકાદ સપ્તાહ પછી રોશનની મા ઝયનબ પોતાની બહેન અને મહેરૂની મા ખતીજાને મળવા આવી.

"આવ આવ જેના, કંઇ બહુ દહાડે ભૂલી પડી!" ઝયનબને આવકાર દેતી ખતીજા બોલી

"ભૂલીને સાથી આવી, યાદ કરીને આવી છું." ઝયનબે શબ્દોની રમત કરી.

"બહુ દહાડે નાની બહેન યાદ આવી?"

"મોટી બહેનને તું તો યાદે કરતી નથીને?"

"શા માટે યાદ કરું? તારી માર ખાવા?" ખતીજાને બાલપણના દિવસોનું સ્મરણ થયું.

ઘરડાંઓને પણ બાલપણ અને યુવાનીના વિતેલા દહાડા યાદ આવે છે અને ત્યારે તેમનાંથી મલકાય યે જવાય છે આવા વિલસેલા વાતાવરણમાં ઘડપણની પ્રૌઢતાને કરડાઇ વિસારે પડે છે અને તેના સ્થાને યુવાનીની ઉચ્છૃંખલતા ને નિરંકુશતાનું પુનરારોપણ થાય છે. જીવનના આ પ્રકારના વિલાસમાં વડેરાંઓને માનવતાની દુર્બળતા સમજાય છે.

"બચપણના દહાડાને હજી પણ તું યાદ કરે છે?"

"હું તો અમસ્થી હસું છું. તું તો જાણે છે ને બહેન. સુલતાનના જવા પછી મારું મન હંમેશાં ઉચું રહે છે અને મને ક્યાં બહાર જવાનું સુજતુ યે નથી."

"એતો માનું દિલજ પોચું હોય છે, એટલે એમ લાગે"

અંદરના ઓરડામાં નવલકથા વાંચતી મહેરૂએ ઝયનબનો સાદ પિછાન્યો અને બહાર આવી.

"કેમ છો માસી?"

"ઠીક છું, બેટા, તું કેમ છે?"

"મજામાં."

"મહેર, માસી માટે પાન તો લઇ આવ" ખતીજા બોલી.

મહેર અંદરના ઓરડામાંથી પિતળનું પાનદાન લઇ આવી અને ઝયનબ પાસે મૂક્યું.

"ડાહી દિકરી! સો વર્ષ જીવજે!" ઝયનબે મહેરૂને આશિર્વાદ આપ્યો.




"મહેરા! તું હમણાં શું કામ કરતી હતી?" મહેરની માએ પૂછ્યું.

"વાર્તા વાંચતી હતી"

"આખો દિવસ વાર્તા ને કામનું નામ નહિ! અને કામ પણ શું છે! જા, તારી વાર્તા પૂરી કર."

પોતાની દીકરી કહ્યાગરી ને કામ કરનારી છે એવું બહારનાં માણસોને બતાવવાને દરેક માતાનું દિલ ચાહે છે. પણ મહેર તો કામ કરવાને બદલે વાર્તા વાંચતી બેઠી હતી. અને વાર્તા વાંચવી એ પણ તો એક કામ જ છે ને? આળસુ બેસી રહેવા કરતાં સંસ્કાર પાતી વાર્તા વાંચવામાં ખોટું યે શું છે?

ખતીજાને આ વાતની ખટપટ કરવાની જરૂર યે નહોતી. વડીલો વાતો કરતાં હોય ત્યાં બચ્ચાઓની હાજરી અનિચ્છનીય છે એવું માનનારાઓમાંની ખતીજા એક હતી.

મહેર અંદરના ઓરડામાં ચાલી ગઇ.

યુવાનીનું બીજું નામ ચંચળતા છે. નહિ કરવા કહેલું કામ પહેલું કરવાને યુવાનોને કુતુહલતા જાગે છે. અને અળખામણી કુતુહલતા "પેન્ડોરાના ડબલા"ની જેમ તેમને દઝાડે પણ છે. દાઝ્યા વિનાનું ઘડપણ યે ડાહ્યું હોતું નથી.

ચાલ્યા જવાને પરોક્ષ રીતે પણ કહેવામાં આવ્યું હોવાથી ચોક્કસ પોતાને લગતી વાત થતી હોવી જોઇએ એવું મહેરુન્નિસાએ માની લીધું. તેનાં કાનો વાત સાંભળવાને સરવરવા લાગ્યા અને યુવાનોના દિલ પણ ઘણાખરા સમયે સાચે સાચી વાતો સંભળાવે છે ને!

"સુલતાનના કાગળપતર તો આવે છે ને?" ઝયનબે ખબરઅંતર પૂછી.

"હા, વચ્ચે એક કાગળ હતો–" ખતીજાએ ખુલાસો આપવો શરૂ કર્યો, તેટલામાં ઝયનબે આગળ પૂછ્યું.

"તબીઅત તો સારી રહે છે ને?"

"તબીઅતના તો ફઝલો કરમ છે પણ કાગળ લખવામાં બહુ સુસ્તી કરે છે; અને તેમાં એનો વાક યે નથી. એ લખે છે કે કામકાજના અંગે કાગળ લખવાનું ફુરસદ રહેતું નથી અને તેના માટે જરાપણ ફિકરચિંતા કરવી નહિ પણ માના દિલને શાંતિ કેમ થાય!"

"સુલતાન અને ઝરીના આનંદમાં હોય તો પછી તેમનાં માટે બીજી કોઇ વાતની ચિંતા કરવાની જરૂર નથી. કાંઇ ખપતું કારવતું હોય મારો રોશન લઇ આવી આપશે. રોશન પણ તારોજ દીકરો છે ને!"

"રોશન તો બહુ ભલો છોકરો છે. મારા માટે હંમેશા ખડેપગે તૈયાર છે. સુલતાનની ગેરહાજરીયે મને રોશન ભૂલાવી દે છે. મારા મને તો સુલતાન અને રોશન એક સરખા છે."

"મહેર અને રોશન પણ બહુ હળીમળી ગયા છે. ખતીજાની વાતના વલણથી ઝયનબ ઉત્સાહિત થઇ પોતાની મતલબી વાતનું મંડાણ કર્યું. "સિનેમામાં પણ હવે સાથેજ જાય છે. (અપૂર્ણ)"



એમ. એમ. પી. હાઇસ્કૂલ રાંદેર

મુસ્લિમ ગુજરાત આ હાઇસ્કૂલ અને તેના અંગેની ફ્રી બોર્ડીંગનો લાભ લઇને કેળવણીના ક્ષેત્રમાં ઠીક ઠીક પ્રગતિ કરી શક્યું છે. તેનો પુરાવો તો મુંબઇથી કરાંચી સુધીના વિસ્તારમાં ઠેરઠેર ઉચ્ચ સર્વિસો પર ગોઠવાએલા ઓલ્ડ બૉયઝોજ પુરો પાડી શકે એમ છે, પણ હાઇસ્કૂલની કેળવણી પૂર્ણ કર્યા પછી કૉલેજની કેળવણી માટે ગરીબ વિદ્યાર્થીઓને પડતી અનેક વિટંબણાઓને ટાળવા આ હાઇસ્કૂલના "ઓલ્ડ બૉયઝો"એ એક ઓલ્ડ બૉયઝ એસોસીએશન સ્થાપ્યું છે. આ મુબારક રમઝાન માસમાં તમારી ઝકાત ખેરાતનો સદુપયોગ કરવા ધારતા હોય તો આ એસોસીએશનને પણ ન ભુલશો.

મદદ આપવાનું ઠેકાણું:—ઓન. સેક્રેટરી-એમ. એમ. પી. ઑલ્ડ બૉયઝ એસોસીએશન, રાંદેર.

Printed by: *Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar*, Surat.
Published by: *Azam Ahmed F...*



ઇસ્લામ જિમખાના—રાંદેર



## ઇબ્રાહીમ ક્રિકેટ શીલ્ડ

રાંદેર ઇસ્લામ જિમખાનાના એક સ્થાપક શેઠ હાજી ઇબ્રાહીમ આઝમ ઇસ્માઇલ મરહૂમની યાદમાં તેમના મિત્રો અને ચાહકો તરફથી યાદગીરી રૂપે આ ચાંદીનું શીલ્ડ જિમખાનાને અર્પણ કરવામાં આવ્યું છે. ગયા વર્ષથી આ ક્રિકેટની મેચો રમાવી પણ શરૂ થઈ ગઈ છે.



## ડૉ. શમ્શુદ્દીન મોહંમદમિયાં મલિક

એમ. બી. બી. એસ.

(મૂળવતન જંબુસર હાલ-રાંદેર)

રાંદેરની શેઠ ગુલામ આરેફ (સરકારી) ડિસ્પેન્સરીના લાગણીના સેવાભાવી મેડિકલ ઑફિસર જનાબ મલિક સાહેબના નાના પુત્ર કે જેઓ હાલી એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં સફળતા સાથે ફત્તેહમંદ થયા છે, અને પોસ્ટ ગ્રેજ્યુએટ થવાની વધુ તૈયારી કરી રહ્યા છે. પિતાને પગલે ચાલી પિતા કરતાં પણ વધુ લોકપ્રિયતા પ્રાપ્ત કરે એવી આશા સહિત એમની ઝળકતી ફત્તેહ ઇચ્છીએ છીએ.

તંત્રી







નવેમ્બર ૧૯૪૧

## વતનના જવાનોને !

પ્રાતઃકાળના રમણીય સમયે આભની અટારીએથી સૂર્ય વતનના જવાનોને સંબોધે છે —

અંધારી બીડી વિચારનારાઓ ! આમ નિશ્ચેષ્ટ પૂતળા જેમ શાને બેઠા છો ? શું ખરેખર તમો પાંગળુ બની ગયા છો ? જુઓ મ્હારી તરફ જુઓ ! પ્રભાત થતાંજ ગગનમાતાની ગોદમાં જાગ્રત થઈ મ્હારી સ્મિત લહેરીઓથી વેરાન જગ્યાઓમાં પ્રકાશના પુષ્પ ખિલવું છું.

જુઓ ! જેમ જેમ દિવસ વધતો રહે છે, તેમ તેમ મ્હારી શક્તિમાં અદ્ભૂત વધારો થતો રહે છે. મ્હારી વિજળીક શક્તિ જોતજોતામાં જળાશયોના આ જગતને નૂરમય બનાવી મૂકે છે.

સંધ્યા સમયે જીવન-ગ્રંથનું અંતિમ રંગીન પૃષ્ઠ ફેરવતી વખતે, હું આકાશના ખૂણાઓને મહાન મનહર રંગો વડે રંગી જાઉં છું.

જ્યારે હું જાઉં છું ત્યારે મ્હારા વિયોગ દુઃખથી, આ જગતનું પ્રત્યેક રજકણ કાળી ચાદર ઓઢી રક્ત રડતી આંખોને રુદન માટે આમંત્રે છે.

વતનના જવાનો ! તમારી બાલ્યપણમાં જુસ્સા અને ઉમંગોની દુન્યા છુપાયેલી છે. જેના દામનમાં જિંદગીની હજારો વિજળીઓ ખીલી રહી છે.

બહાદુરો ! તમારા ક્રાંતિકારક હાથો વડે મૂડીવાદ, શાહીવાદ, અને માનવતાનો સંહાર કરનાર ભયાનક ચિન્હોને જીવન-પટ પરથી ઉખેડી નાખી પછી તમે તમારા આશાઓના પ્રકાશિત તારલાઓને જયપતાકાએ ઝળહળતા જોજો.

શૂરવીરો ! સમાજના અનીતિ અને વૈભવ વિલાસના પ્રાણઘાતક જંતુઓને તમારી ક્રાંતિમય કર્તવ્ય જ્વાળા વડે જલાવી ભસ્મ કરી દો, અને તમારા દેહની પ્રત્યેક રગમાં એક નશાયુક્ત જીવનનું તમને ભાન થશે.

યુવાનો ! નિડર થઈ આગળ ધપો. તમારા આ પ્રયત્નો શાંતિના ખૂણામાં પગો તોડીને બેસનારા એશઆરામીઓને કર્મભૂમિ તરફ સત્વર ખેંચી લાવશે. અને તમારી દર્દમાં ડૂબેલી આવાઝ નિંદ્રાધીનોની ઉંઘ ઉડાડી મૂકશે. આમ તમો વિશ્વમાં તમારી સ્વાતંત્ર્ય-ભાવનાના પ્રથમ ચિન્હો પેદા કરી શકશો. તમારી અથાગ કર્તવ્ય ધગશે દિવ્યતાના તેજ ઝળહળી ઉઠશે. અને તમારા યશનાની કીર્તિ-સમીર લહેરીઓ આ જગત-ઉપવનને આલ્હાદ આપશે.

અને, આગન્તુક પેઢીઓ અને અસામાન્ય કુર્બાનીઓના ભોગે, તમારા નિષ્પ્રાણ જીવનની પ્રત્યેક રચના, વર્તમાન અને ભાવિ નસ્લો માટે દિવ્યતત્ત્વ-જ્યોત સાબિત થશે.

અને તમારું નામ અનંત લગી જગતના ઇતિહાસ કપાળે સુવર્ણાક્ષરે લખાશે.

[મિસ્ત્રી નઝરુલ ઇસ્લામના એક ગીત ઉપરથી.] હાશિમ મોહમદ ટીમોલ.





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)
**મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ**



(૧૫૮) અને જે તમારા સર્વેનો પૂજ્ય બનવા લાયક છે તે તો એકજ ખરો! મઅબૂદ છે, તેના સિવાય કોઈ બંદગીના લાયકજ નથી (તેજ) બહુ કૃપાળુ (અને) ઘણો દયાળુ છે. (કુર્આન)

(૧૫૯) તેજ (ખુદા) છે જેણે તમારા માટે રાતને પરદાની વસ્તુ અને નિંદ્રાને આરામ બનાવી અને દિવસને ઉઠી નીકળવા માટે બનાવ્યો (કુર્આન)

(૧૬૦) તેજ (ખુદા) છે જેણે બે સમુદ્રોને (એક બીજાથી) મળેલા વહેતા કર્યા એક મીઠો તૃપ્ત કરનાર અને બીજો ખારો કડવો છે, અને તે બંનેની વચ્ચે (પોતાની કુદરતથી) એક પરદો અને મજબૂત આડ બનાવી દીધી છે. (કુર્આન)

(૧૬૧) જે કોઇ વસીયતને સાંભળવા પછી તેને બદલી નાખે (અને તેથી કોઈનો હક મારો જાય) તો તેનો ગુનાહ તે લોકોનેજ થશે જેઓએ તે વસીયત બદલી નાખી બેશક અલ્લાહ સાંભળનાર, જાણનાર છે. (કુર્આન)

(૧૬૨) (હે પૈગમ્બર!) તું જેને દોસ્ત રાખે તેને ગહ પર લાવી શકતો નથી પણ અલ્લાહ જેને ચાહે તેને હિદાયત આપે છે, અને તે હિદાયત પામનાઓને ખૂબ જાણે છે. (કુર્આન)

(૧૬૩) અને ત્હારો પરવરદિગાર તે બધુ જાણે છે જે કંઇ તેમના દિલોંમાં છુપુ છે અને જે તેઓ જાહેર કરે છે, અને તેજ અલ્લાહ છે તેના સિવાય કોઈ પૂજ્ય નથી, દુન્યા અને આખેરતમાં તેનાજ વખાણ છે અને તેનીજ સત્તા છે અને તેનીજ પાસે તમો પાછા ફરશો. (કુર્આન)

(૧૬૪) જેણે (દુન્યામાં શિર્કથી) તોબાહ કરી અને ઇમાન લાવ્યો તેમ નેક કામ કર્યાં તો આશા છે કે તે મુક્તિ થનારાઓ માહેનો થશે. (કુર્આન)





# ઈસ્લામી શિક્ષણ

રસુલુલ્લાહ સલ્લ.નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ



(૧૫૮) રસુલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જે કોઈ પશ્ચિમથી સૂર્ય નીકળવા પહેલાં તૌબહ કરશે તો અલ્લાહ તેની તૌબહ કબૂલ કરશે. (મુસ્લિમ)

× × × ×

(૧૫૯) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જેણે સારી રીતે વોઝુ કર્યું તો તેના ગુનાહ શરીરથી નીકળી જાય છે તે એટલા સુધી કે તેના નખની નીચેથી નીકળી જાય છે (મુસ્લિમ)

× × × ×

(૧૬૦) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જે કોઈ તમારામાંનો જુમ્આમાં આવે તો તેને જોઈએ કે તે ગુસલ કરે. (સહીહૈન)

× × × ×

(૧૬૧) રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે જેણે ઈસ્લામ સિવાય બીજા ધર્મના સોગંદ ખાધા તો તેણે જેવુ કહ્યું તેવોજ થયો. (સહીહૈન)

× × × ×

(૧૬૨) રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે કોઇ સાચા દિલથી અલ્લાહ પાસે શહાદત માગશે તો અલ્લાહ તેને શહીદોને દરજ્જે પહોંચાડશે અગર જો તે પોતાની પથારીએ મર્યો હશે (મુસ્લિમ)

× × × ×

(૧૬૩) રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે જે કોઇ અમારી સાથે (એટલે મુસલમાનો સાથે) દગલબાજી (ઠગાઇ) કરે તે અમારામાંથી નથી (મુસ્લિમ)

* * * * *

(૧૬૪) રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે જે કોઇ મન્ઝિલ પર ઉતરે અને આ દુઆ પઢે "**અઊઝો બે-કલિમાતિલ્લાહિ-ત્તામ્માતે મિન શર્રે મા-ખલક**" તો તે સ્થળેથી કુચ કરવા સુધી તેને કોઇ ચીજ હાની પહોંચાડી શકશે નહિ. (મુસ્લિમ)




આવાઝકી દુનિયાકે દોસ્તો! આજકાલ આપણી વડી ધારાસભાનું નાટક ખૂબ જોર-શોરથી ભજવાઈ રહ્યું છે કારોબારીના થોડાક નવિન એક્ટરોના બળથી ખેલ ઠીક ઠીક ઉંચકાયો છે, કોંગ્રેસ અને લીગ તો એક્ટર થવું પડતું મૂકી પ્રેક્ષક બનવામાજ મજા માણી રહી છે! ભૂતકાળમા હમેશના વિલન ગણાતા અણે દાદાને માથે હીરોની ભૂમિકા ભજવવાનું ર્હયું હોઇ એમણે ઘરડે ઘડપણ ઠીક ઠીક પાર્ટ અદા કર્યો છે! જો કે ગાંધીજી તો કહે છે કે 'એમણે વરસ વેચ્યા છે!' તો 'આગમાગર'ના ટેમ્બા ઉપરથી ઘણાઓનું અનુમાન છે કે અણેદાદા ભલે ગમે તેમ બોલે પણ હિંદનું હિત એમના હૈડે છે! હોય, ભલે પણ અણેદાદાના પરાક્રમો થોડાજ દિવસમા છાપાના છાપરે ચઢી ગયા છે. ધારાસભાના એમના બરછટ જવાબોથી ચર્ચીલ તથા એમેરીને હવે લંડનમા બેસ એ'જ ખાતરી થઈ ગઇ હશે કે હવે હિંદની કારોબારીમા એક પણ અંગ્રેજને રાખવાની જરૂર નથી; કારણ કે અણે જેવા રાષ્ટ્રવાદી હિંદી, યુરોપીયનો કરતાં આપણું વધુ હિત જાળવી શકે એમ છે! અને વાત પણ ખરીજ છે કે નવિની સરકાર કે અણે, જેવાને આગળ ધરીને' અમેરિકા ખાતે બ્રિટન સાચે પ્રોપેગેન્ડા કરી શકશે કે રાષ્ટ્રવાદીઓ પણ અમારા પડખે છે!

પણ એમા બિચારા અણેદાદાએ શું કરે? એ કારોબારીની ખુરશીજ એવી જાદુવાળી છે કે એની ઉપર બેસનારની બુદ્ધિ બહેર મારી જાય છે અને પછી એ ખુરશીની પાછળ ગોઠવાયલી બેટરી ચાલુ થતા, કળ દબાવ્યા પ્રમાણે કળ દબાવનારની મરજી પ્રમાણેના ઉદ્‌ગારો તેની ઉપર બેસનારના મૂખમાંથી સરવા માંડે છે! જેમ ભૂવાઓ ભૂત કાઢે છે; ત્યારે જે માણસને ભૂત વળગ્યુ હોય છે તેનેજ પૂછે છે કે તું કોણ છે? ત્યારે પેલા માણસના પેટમાથી ભૂત જવાબ આપે છે હું ફલાણો છું! તેમ કારોબારીની ખુરસી પર બેસનાર પોતે બોલતો નથી પણ તેનુ વગાડ બોલે છે કે—

' મૈં દિવસ દિવન સમઝે મેરી બાતો બન ન સમઝે,
મૈં ઔર બોલતા હૈ મેરી ઝબા ન સમઝે!"

કારોબારીની ખુરસી લગભગ સરકારે તૈયાર પાડ્યું જોવાજ નવાબો માટે છે તેનુ એકાદ ઉદાહરણ બસ થશે. સર હોમી મોદીને ધારાસભાના એક સભ્યે પ્રશ્ન કર્યો તેના જવાબમા તેમણે કહ્યું કે "મોટર બનાવવાનો ઉદ્યોગ મૂળતઃ યુદ્ધ માટેનો ઉદ્યોગ ન કહેવાય" એટલે કે આ જવાબથી સાબિત થયું કે મોટરો ટૅંકો વગેરે લડાઈનાં સાધનો નથી ત્યારે શું પથરા કે પાણીથી લડાઇઓ લડાતી હશે? ટાંગા એક્કા, ઘોડાગાડીઓ કે ઉંટગાડીઓમાં બેસીને સૈનિકો મોરચા પર લડતા હશે?' તો પછી




પેલી મોટરલૉરીઓની લાઇનો અને ટૅંક ટુકડીઓનાં ફોટાઓ લડાઇનાં ચિત્રો તરીકે બ્હાર પડે છે. તે શું અદ્ધર ઉતારતા હશે? આપશો કોઇ જવાબ!

C

●

આવાઝકી દુનિયાકે દોરતો! કોઇ પણ મલ્લ અખાડામાં આવતા પહેલાં ખૂબ દંડ બેઠક કરે છે, અને શરીરે તેલની માલીશ કરી કરાવી શરીરને લીસું લીસું બનાવીને પછીજ અખાડામાં કૂદી પડે છે. જાપાને પણ આજકાલ એવાજ પેંતરા કરવા માંડ્યા છે; પણ ક્યા અખાડામાં કુસ્તી કરવા કૂદી પડવું તેજ એને સમજ પડતી નથી! એને કુસ્તી જંગમાં ઉતારવા હીટલરે લંગોટ તો બંધાવી છે, પણ પણ એ મલ્લ કોની સામે કુસ્તી લડવાથી જલદી અને સહેલાઇથી વિજય મળે એ વિચારી રહ્યો છે! એને વિચાર કરતોજ રહેવા દઇ પગ પકડીને 'ધબ્બ' શુંને પછાડી પાડવાની હીંમત બહુ ગવાઇ ગએલું અમેરિકા કેમ કરતું નથી? "પહેલો ઘા રાણાનો" એ કહેવતમાં શું પાસિફીકની એ. બી. સી. ડી. ને શક રહે છે? શું રૂઝવેલ્ટબાપા પણ મહાત્મા ગાંધીની જેમ અંતરના અવાજની રાહ જુવે છે! પાસિફીકમાં નિરાંતે માછલાં મારવાનો આ મોકો અમેરિકાએ ચૂકવા જેવો નથી. "થાવ છે! થાવ છે!"ની નીતિમાં બ્રીટન અને અમેરિકાએ ઘણું ખાધું છે. હીટલર રશીયામાંથી નવરો થાય તે પહેલાંજ પગલાં ભરવાનો ઠીક નિર્ણય કરે તો અચ્છ મારવીજ પડશે! કારણ કે હીટલર તો અમેરિકા સામેય શીંગડાં ઉગામશે અને ત્યારે જાપાન પૂંછડું અટકશે ને બ્રીટન અમેરિકાની 'ટુ લીટ'ની નીતિથી સરજાય આખું યુરોપ હીટલરની એડી તળે દબાઇ ગયું છે; ત્યારે 'બેંચકે કાટો'ની નીતિથી હીટલરે અનેકનાં કનકવાં કન્નામાથી કાપ્યાં છે! બીજાની દોરે પીરે માંજો ચઢાવવાનો વખત હવે નથી રહ્યો એ વહેલામાં વહેલા તૂર્ત રૂઝવેલ્ટ-ચર્ચીલ વિચારી લ્યે અને 'આપ સમાન બળ નહિ'ની કહેવતને અનુસરે!

●

એક વાત આજે કેટલાય દિવસો થયાં છાપા વાંચનારાઓના મનમાં પીળાતી હોવી જોઇએ કે રશિયાના મોરચા પર છીલે છે કોણ? પરણ્યા પછી બૈરી ધણી પર રાજ ચલાવે છે કે ધણી બૈરી પર રાજ ચલાવે છે? એ કોયડાનો કોઇ હજુ સુધી તોડ કાઢી શક્યું નથી તેમ રશિયાના મોરચા પરની હારજીતનો પણ તોડ થઇ શકે એમ નથી! રશિયા શહેરો બાળીને તેનાં ખંડીએરો નાઝીઓને હવાલે કરી નવી હરોળો રચતું પાછળ હઠવાનું ચાલુ રાખે છે; ત્યારે નાઝીઓ આગળ વધી નવાં રણમોરચાનો કબજો લે છે છતાં સૈનિકો, વિમાનો, તોપો, ટૅંકોની ખુવારી રશિયા કરતાં બમણીને ત્રમણી વેઠતું જાય છે. એટલે કે નાઝીઓ લશ્કર ગુમાવી મુલક લે છે ત્યારે રશિયનો મુલક ગુમાવી લશ્કર બચાવે છે! એક પક્ષ કહે છે કે હીટલર જેમ જેમ રશિયામાં અંદર ઘુસતો જાય છે તેમ તેમ વધુને વધુ ખુંચતો જાય છે. કારણકે રશિયા પોતાનું બચેલું લશ્કર હીટલર થાકશે ત્યારે એનો ઘડો લાડવો કરી નાંખવા વાપરશે! બર શિયાળાની રાહ જોવાય છે, પણ શિયાળો એકલો નાઝીઓનેજ નડશે અને રશિયાને કેમ નહિ? યુક્રેનનો પ્રદેશ હીટલરને મળવાથી તેના હાંટીયામાં જોર આવ્યું છે પણ કોકેસસનો તેલનો પ્રદેશ એના હાથમાં જઇ પડે તો રાવણની જેમ 'દસ' માથાં ને 'વીસ' હાથ એને પ્રગટ




થઇ જાય એમ છે પણ તે પહેલાં કોકેસસ પર વાવેલ હનુમાન કૂદકો મારે તોજ બાકુની પેટ્રોલ ૩૫ ટીનાનું રક્ષણ થય, ને સ્ટેલીનની મૂછ પણ ઉંચી રહી જાય પણ જો તેમ ન થાય, અને 'દેર આયેદ દુરસ્ત આયેદ'ની ફારસી પંક્તિની જેમ હજુયે તકની, રાહ જોવાય; તો હીટલરની રાક્ષસી લીલાનું તાંડવ નૃત્ય જામશે એમાંથી જામે. બાકી નેપોલીયન હાર્યો માટે હીટલર હારશે એવી ધારણા રાખવી એનો આપણા મુંબઇ--અમદાવાદનાં છાપાંઓમાં જા. ખ છપાવનાર પેલા પ્રોફેસરો અને જ્યોતિષિઓ જેવી વાત થઇ!

●

હિંદમાં અકાળે વસંત બેસી ગઇ છે અને ઝાડ પર નવાં પુષ્પ પત્રો પ્રગટ થાય તેમ એક એક છુપા પત્રો પ્રગટ થવા લાગ્યા છે. જયપ્રકાશ નારાયણનો પેલો ભેદી પત્ર હિંદી સરકારના મંત્રીએ પ્રકાશમાં મૂક્યા પછી હવે કોઇએ જનાબ ઝીણાએ કોઇ પાર્લામેન્ટના સભ્ય પર લખેલો પત્ર પેપરોમાં વહેતો મૂક્યો છે! આમ ભેદી પત્રો પ્રકાશમાં આવતા જાય છે. એમાં ખરૂં શું ને ખોટું શું તે તો અલ્લાહમિયાં જાણે પણ આ કાગળની મોંઘવારીનાં જમાનામાં પેપરવાળાઓ, શા માટે એટલી જગ્યા બગાડતા હશે? એટલીજ જગ્યામાં જાહેર ખબર છપાય તો આર્થિક દ્રષ્ટિએય ફાયદો થાયને? વળી કાગળના ભાવોના વાત નીકળી છે તો કહી દઉં કે પત્રકારો પેપરો કાઢવાં પડતાં મૂકી બ્રહ્મચર્ય ધારણ કરી બાવા બની જાય એવો વખત કાગળની મોંઘવારીએ આણી દીધો છે. કાગળો સોના-રૂપાનાં પતરાંની ગરજ સારી રહ્યા છે. અને તેથીજ પેલી પત્રકાર સમિતિ પણ લવાજમો વધારવાની વાત કરી રહી છે. જો કે બધેજ લવાજમો વધી રહ્યાં છે. એક નથી વધ્યું તો 'કારવાં'માં શુક છે અલ્લાહનો કે એ ગાજરાની પીપી, હજુય જગતના નગારખાનામાં વાગી રહી છે અને તે કદરદાન વાંચકોની મહેરબાનીનું પરિણામ છે!

●

સમાજને સુધારવાની વાત તો બાજુએ રહી, સમાજને બગાડવાની વાતમાં સિનેમા અને વર્તમાનપત્રોએ સારો ભાગ ભજવ્યો છે! અપહરણ અને એકપર બીજીનો કિસ્સાઓ સુધરેલા સમાજમાં રોજબરોજ વધુ વેગથી બનતા જાય છે તે છાપાંમાં વાંચી વાંચીનેજ ખીલેલ જુવાનો અને જુવાનડીઓને શૂર છૂટે છે! જો છાપાઓમાં એવા સમાચારો ન પ્રગટ થતાં હોય તો જે જગ્યાએ એ બનાવ બને તેજ જગ્યાએ જરાક તરાક હોહા થઇને દબાઇ જાય; પણ પ્રગટ થવાથી તો યુવાન ભેજાંઓને વધુ ઉત્તેજનાં મળે છે! 'બંધન'માં રમેશના શિક્ષકે રમેશની બ્હેન સાથે લગ્ન કરી ઘર માંડ્યા પછી આજકાલ તેનું અનુકરણ કરીને ઘણાયે શિક્ષકો શિષ્યાઓ સાથે લગ્નો કરી બેઠા છે! અને હવે તો ત્યાં સુધી વાત આવી છે કે લોકો એવા છકી શિક્ષકોથી ચોંકી ગયા છે જેથી ખાસ કરીને ટાપટીપ વગરના કદરૂપા અને મેલાંઘેલાં કપડાં પહેરનાર શિક્ષકોનેજ ટ્યુશન માટે પસંદ કરાય છે! યુરોપના લોકો જેટલા ગેસથી ચોંકે છે તેથી વધુ હિંદના વિદ્યાર્થીનીઓના વાલીઓ ગ્રેજ્યુએટ શિક્ષકો અને પ્રોફેસરોથી ચોંકે છે! બાપડા વાલીઓ 'પણ શું' કરે! દૂધનાં દાઝયા છાસ ફુંકી ફુંકીનેજ પીએને! બાકી આ ચિત્રમાં ઘેરો રંગ પુરવાનું કામ દાનેજની સહ શિક્ષણની કેળવણી, યુવક-યુવતિઓનાં એમેચ્યોર નાટકો, અને સમુહનૃત્યોએ કર્યું છે એ પણ નિશ્ચિત જ છે! અસ્તુ:




મળ્યું છે. ઇસ્લામી શરીઅતથી સ્ત્રીઓનો શું દરજ્જો છે અને લગ્ન શરેહ રૂએ શું છે, તે ઘણીજ સુંદર રીતે સમજાવવામાં આવ્યું છે. અગર ભાષા તરફ સહેજ વધારે ધ્યાન અપાયું હોત તો પ્રયાસ ઘણોજ સફળ થાત. બે રૂપીઆની કિંમતે 'ચાંદનીએ ઇસ્લામ' કાર્યાલય ૧૧-૬ ટર્નર રોડ, બાંદરાથી મળી શકશે. "ઇસ્માઇલ"

"સ્ત્રી શક્તિ" : નો દિવાળી અંક જ્ઞાન સાથે ગમ્મત આપતો ૭૨ પાનાનો દળદાર અંક છે, જેમાં કાવ્યો હાસ્ય રસિક લેખો અને ચિત્રોનો સમાવેશ થાય છે. બે એક વાર્તાઓ તો સચિત્ર પણ છે કાગળની મોંઘવારીમાં આવો અંક આપવા માટે ભાઇ ઇશ્વરલાલ વિમાવાળાને ધન્યવાદ!

"ઇકબાલ" : અમારા રંગુની સહચરે હંમેશ મુજબ આ વર્ષે પણ ઇદ અંક પ્રગટ કર્યો છે. એમા ગુજરાતી કાવ્યો ઉપરાંત ઇતિહાસિક લેખો પણ છે ઇકબાલ મર્હૂમની ફિલ્સુફી સમજાવતા લેખો અને 'નૂર' સાહબનો લેખ 'ઇદ ઉજવણી' મનન કરવા લાયક છે. 'હરીઝ' જાનથંગીની બે ઉર્દૂ નઝમોનો પણ સમાવેશ થાય છે આમ ઉર્દૂ-ગુજરાતીનો ગંગા-જમનાની માફક મેળ કરવાનો 'મરહુમ' સાહબે સફળ પ્રયાસ કર્યો છે, અંકની કિંમત આઠ આના છે

"ચાંદનીએ ઇસ્લામ" : અઠવાડિએ અઠવાડિએ મુસ્લિમ બાનુઓમાં ચાંદની વેરતા આ અઠવાડિકનો આ બીજો ઇદ અંક છે ઉર્દૂ તથા ગુજરાતી લેખોથી ભરપુર ૮૦ પૃષ્ઠોનો અંક છે. હજરત ફાતમા બિન્તે અલી (રદી)નું જીવન ચરિત્ર, વાંચવા જેવું છે. આજ અમારોમાં આ 'ચાંદની'ની મોજ નિરકુશ મહત્ત છે,

"મહા ગુજરાત" : આઠ વરસથી સિંધમાં વસતા ગુજરાતીઓના સાહસોની પ્રમાદી ચખાડી રહેલા અમારા સહચર 'મહા ગુજરાત'નો દિપોત્સવી અંક અમને રિવ્યુ અર્થે મળ્યો છે. એના અભ્યાસે પૂર્ણ સભ્યાસથી લેખોથી માલમ પડી આવે છે કે ગુજરાત બહારથી ગુજરાતી અને ગુજરાતની સેવા કેટલી સફળતા પૂર્વક કરી શકાય છે. તંત્રી શ્રી શુક્લને અમે સુંદર ભવિષ્ય ઇચ્છી, ચાર આનામાં આવો કિંમતી અંક આપવા માટે અભિનંદન આપીએ છીયે.

"ચિત્રપટ" દિવાળી અંક : તંત્રી નગીનલાલ શાહ કિંમત ૨ આના, રાબેતા મુજબ આ વર્ષે પણ ચિત્રપટનો દિવાળી અંક આકર્ષક લેખોથી ભરપુર છે. પરંતુ લડાઇને લીધે ફોટોની ઉણપ દેખાઇ આવે છે : મિસ લીલા ચીટનીસ અને સોરાબ-મોદી જેઓથી સીનેમા જગત ભાગ્યેજ અજાણ્યું હશે તેઓના લેખો ખાસ ધ્યાન ખેંચે છે "આરેફ"

## ચંદ્ર પર જતાં

એક ઓફલી ઘડીએ યત્ન પર જતાં દુઃખદ સમાચાર સાંપડયા છે કે ધી બોમ્બે મુ. પટેલ એસોસીએશનના પેટ્રન અને હાલના પ્રમુખ શેઠ અલીભાઇ તથા માજી પ્રમુખો શેઠ હાજી ઉમરજી તથા શેઠ આદમભાઇ વગેરેના પિતા તે શેઠ હાજી મૂસા બાબા ભરૂચા સાહબ જન્નત નશીન થયા છે (ઇન્ના) મરહૂમ જાત મહેનતથી ગરીબમાંથી તવંગર થયા હોઇ મુંબઇના દૂધના મહાન વહેપારી હતા. પોતાની પાછળ ચાર પુત્રો અને બહોળું કુટુંબ છોડી ગયા છે. ગરીબોના ખમ હમદર્દ હતા. ઘણા ગરીબોને મદદ કરી સારી સ્થિતિ પર લાવ્યા છે. ગરીબ મુસ્લિમ, વિદ્યાર્થીઓને પણ સારી મદદ કરતા હતા ભરૂચ સીવીલ હોસ્પીટલમા 'ઓપરેશન થીએટર' પણ એમનીજ ઉદારતાથી નવેસરથી બંધાવ્યું છે. કૌમને અનેક છુપી મદદો આપતા હતા એવા એક નામનાની દરકાર રાખ્યા વગર કામ કરનાર સખી વજુ ગૃહસ્થની ખોટ પટેલ બિરાદરોને જરૂર સાલશેજ. ખુદા મરહૂમને ગરીકે રેહમત કરે અને એમના કુટુંબને, સબ્રે જમીલ અતા કરે! આમીન.

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

(ગતાંકથી ચાલુ)

"યા બાએસો" (અદદ ૫૭૩) 'એ બાએસે ગફલત અને કબ્રોથી ઉઠાવવાવાલા' (૧) જે કોઇ સાત વખત પઢી પોતા પર દમ કરી હાકિમની રૂબરૂ જાય તો હાકિમ મહેરબાન થશે. (૨) દરરોજ રાત્રે સુતી વખત સીના ઉપર હાથ રાખી એને ૧૦૦ વખત અથવા એટલી વખત કે પઢતાં પઢતાં સુઈ જાય તો ઈ. અ. તેનું મુર્દહ દિલ ખુદાપાક ઝિન્દહ કરી દેશે, અને તેના દિલમાં નૂરની રોશની પૈદા કરી દેશે. (૩) એને કસરતથી પઢનાર ઉપર ખૌફે ઈલાહી ગાલિબ રહેશે કે જેથી દુન્યાના બધા બુરા કામો વગેરેથી બચેલો રહેશે. (૪) એને દરરોજ ૧૦૦ વખત પઢનાર દરેક બુરાઇઓથી બચેલો રહેશે. (૫) દરરોજ રાત્રે સુતી વખત સીના પર હાથ રાખી પઢનારનું દિલ ખુદાપાક ઇલ્મ અને હિકમતથી ભરપૂર કરી દેશે. (૬) દરરોજ એને ૧૦૦ વખત પઢનાર બધી બુરાઇઓથી બચી નેક કામો કરતો થઇ જશે.

"યા શહીદો" (સંખ્યા ૩૧૯) "એ ઝાહેર અને બાતિનથી જાણકાર" (૧) જેનો છોકરો નાફરમાન હોય અથવા છોકરી બદચલન હોય તો તેની પેશાની ઉપર સવારના વખતે હાથ મુકી ૨૧ વખત આસ્માન તરફ મોઢું રાખી પઢી દુઆ માગેથી ઈ. અ. નેક ચાલ થઇ જશે. (૨) જેનું દિલ ગુન્હાઓ તરફ વધારે ઝુકેલું હોય ને જો એને હમેશા કસરતથી પઢશે તો ઈ. અ. ગુન્હાથી બચી જઇ નેક કામો તરફ તેનું દિલ માઇલ થશે અને પરહેઝગારી હાસિલ થશે. (૩) એને હમેશા કસરતથી પઢનારનું દિલ ખુદાપાક નૂરથી ભરપૂર કરશે અને દુન્યાવાલાઓના દિલમાં તેની દેહશત બેસી જશે. (૪) "શહેદલ્લાહો અન્હુ લાઇલાહા ઇલ્લાહૂ" એને કસરતથી પઢનાર દીન દુન્યાથી બેનિયાઝ થઇ જાય છે એટલે ખુદાપાક તેની દરેક હાજતો પૂરી કરે છે. (૫) એને કસરતથી પઢનારને જિન, ભૂત દેવ પરી વગેરે જરા પણ હેરાન કરી શકતા નથી. (૬) કોઈપણ નવી જગ્યાએ મુકામ કરવા પહેલાં એને ૧૧ વખત પઢી ચારે દિશાએ દમ કરી દેવાથી જિન ભૂત વગેરેના હુમલાથી ખુદાપાક બચાવી લેશે (૭) કોઇને જિન, ભૂત, દેવ, પરી, જાદૂ વગેરેની અસર હોય તો એને કસરતથી પઢી પાણી ઉપર દમ કરી પીવાડવાથી અથવા ખાલી દમ કરવાથી ઈ. અ. બહુ જલદી છુટકારો થઇ જશે.

"યા હક્કો" (અદદ ૧૦૮) "એ સાહેબે હુકુમત અને ખુદાવંદીને લાયક સ્દ્દાર" (૧) જો કોઇનો માલ અસબાબ વગેરે ચોરી થયો હોય તો એક કાગળના ચારે ખુણે લખી વચ્ચે ચોરાયેલી ચીજનું નામ લખી અર્ધી રાતે હથેલી પર રાખી આસ્માન તરફ મોઢું રાખી એના વાસ્તાથી દુઆ માગેથી ઈ. અ. ચોરાયેલી બધી ચીજો અથવા તેમાંથી અમુક માલ મલી જશે. (૨) જ્યારે કોઇ વસ્તુ ચોરાઇ જાય ત્યારે એને કસરતથી પઢી ચારે




દિશાએ દમ કરતા રહેવાથી ઇ. અ. બહુ જલ્દી તે ચીજ પાછી મલી જશે. (૩) જો કોઇ કેદી અર્ધી રાત્રે ઉઠી ખુલ્લુ માથુ રાખી આસમાન તરફ મોઢું રાખી દરરોજ ૧૦૭ વખત પઢશે તો ઇ. અ. બહુ જલ્દી છુટકારો થઇ જશે અગર એવાને છોડવવા બીજા માણસે એવી રીતે કરવું અને ખુદાપાકથી દુઆ માંગવી કે ફલાણાને કેદમાંથી જલ્દી છોડવ. (૪) એને કસરતથી હમેશા પઢનારને બધા લોકો બહુ મહબ્બત કરશે અને તેની ઇજ્જત કરશે. (૫) એને હમેશા કસરતથી પઢનારની દરેક હાજતો ખુદાપાક પૂરી કરશે અને તેને કોઇનો પણ મોહતાજ કરશે નહીં (૬) એને હમેશા કસરતથી પઢનારનું દિલ હમેશા હક તરફ રહેશે અને જુઠી વાત અને ખોટી બાબતોથી દૂર રહેશે.

"યા વકીલો" (સંખ્યા ૬૬) "એ બંદાના કારસાઝ" (૧) અગર વીજળી, આગ, પાણી અથવા સખત હવાથી નુકસાન થવાનો ડર હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. બેખૌફ થઇ જશે. (૨) કોઈ જગ્યાએ કોઇ પણ રીતનો ખૌફ લાગતો હોય તો એને કસરતથી પઢવાથી બેખૌફ થઇ જશે. (૩) દરરોજ અસરની વખતે સાત વખત પઢનાર ખુદાપાકની પનાહમાં રહેશે. (૪) જે કોઈ એને કસરતથી હમેશા પઢશે તેના દરેક કામો ખુદાપાક પૂરા કરશે અને તેને કોઇનો મોહતાજ કરશે નહી, ગૈબથી તેની દરેક મદદ કરશે. (૫) બુરા કામોથી બચવા માટે એને દશ વખત પઢી પાણી ઉપર દમ કરી પીવાથી તેમજ બદન ઉપર દમ કરવાથી ઇ અ. બુરા કામોથી બચી જશે. (૬) દરરોજ ૧૬૬ વખત પઢનાર ઝાલિમના ઝુલ્મથી બચેલો રહેશે અને કોઇથી ડરશે નહીં. (૭) દરેક હાજત પૂરી થવા એને કસરતથી પઢવું ઇ. અ. બહુ જલ્દી હાજત પૂરી થશે. (૮) એને કસરતથી હમેશા પઢનાર દુશ્મનોના હુમલા, શરારત, વગેરેથી બચેલો રહેશે. (૯) "હસ્બોનલ્લાહો વનેઅમલ વકીલો" (એની સંખ્યા ૪૫૦ છે, અને એના ફાયદાઓનું વર્ણન લખવામાં આવે છે) જે કોઇ દરરોજ એને ૪૫૦ વખત પઢશે તેના દરેક દરેક કામ ખુદાપાક પોતે પૂરા કરશે; દુન્યાવાલાઓની દરેક શરારત, નુકસાની વગેરેથી તેને બચાવશે; દરેક વખત ખુદાપાક તેની મદદ કરશે; બધા ઇન્સાનોના દિલમાં ડર બેસાડી દેશે એટલે બધા લોકો તેનાથી ડરશે, ખુદાપાક તેને અમીર બનાવી દેશે; (૨) જો કોઇ એને ૪૫૦ વખત પઢી "ફ્નકલબૂ બેનેઅમતીમ મિનલ્લાહે વફદ્લીલ્લમ યમસસહુમ સૂઉન"ને ૭ વખત અને એક વખત "વત્તાબઉ રિદવાનલ્લાહે વલ્લાહો ઝૂ ફદ્લીન અઝીમ" પઢશે તો ખુદાપાકની મઝબૂત હિફાઝતમાં રહેશે અને તે તેની અમાનતમાં રહેશે કે જેને કોઇ કંઇ નુકસાન પહોંચાડી શકશે નહીં, તેના દરેક કામકાજમાં રહમતે ઇલાહી શામિલ રહેશે અને ખુદાપાકના હુકમથી કોઇ પણ મુઝી જાનવર તેને કંઇ પણ કરી શકશે નહીં, એને ઉપર મુજબ હમેશા પઢનાર પોતાની દરેક મુરાદ હાસિલ કરશે અને કયામતને દિવસ તે લોકો સાથે હશે કે જેમને ન તો કંઇ ખાફ કે કોઇ તરેહનો ગમ હશે (૩) જ્યારે કોઇ મુશ્કિલ દૂર થવા માટે પઢવું હોય ત્યારે પ્રથમ "હસ્બોનલ્લાહો..." ને ૪૫૦ વખત પઢી તે પછી "યા અઝીઝો, યા કાફીયો, યા કવીયો, યા લતીફો"ને પણ ૪૫૦ વખત પઢવું એ મુજબ કામ પૂરૂ થાય ત્યાં સુધી પઢવું એનાથી બે ફાયદા થશે એક તો મુશ્કિલ આસાન થશે અને બીજું દુશ્મનો પર ફત્તેહ મેળવશે અને દુન્યામાં સુખેરૂ અને બાઇઝ્ઝત રહેશે. (૪) કોઇ પણ મુરાદ, ઉમ્મેદ પૂરી થવા પ્રથમ પૂરી



" બિસ્મિલ્લાહ " એક વખત પઢી "અલ્લ-ઝીના કાલા લહોમુન્નાસો ઈન્નન્નાસા કદ જમઉ લકુમ ફખ્શવહુમ ફઝાદહુમ ઈમાનંવ વ કાલૂ હસ્બોનલ્લાહો વનેઅમલ વકીલો ફન્કલબૂ બેનેઅમતીમ મિનલ્લાહે વ ફદલિલ્લમ યમસસહુમ સુઉંવ વત્તબઉ રિદવાનલ્લાહે વલ્લાહો ઝૂફદલીન અઝીમ ' એક વખત પઢવું અને ૫૦ વખત "હસ્બોનલ્લાહો વનેઅમલ વકીલો " પઢવું પછી "વલન્યોરીદૂ અંયખ્દઉકા ફઈન્ના હસ્બકલ્લાહો, હોવલ્લઝી અય્યદકા બેનસરેહી વબિલ મુઅમેનીના વ અલ્લફા બયના કોલૂ બેહીમ લવ અન્ફકતા મા ફિલ અર્દે જમીઅમ મા અલ્લફતા બયના કોલૂબેહીમ વલા કિન્નલ્લાહા અલ્લફા બયનહુમ ઈન્નહૂ અઝીઝુન હકીમ યા અય્યોહન્નબિયો હસ્બોકલ્લાહો વ મનિત્તબઅકા મિનલ મુઅમેનીન. " ત્રણ વખત પઢવું ફરી પાછું ૧૦૦ વખત "હસ્બોનલ્લાહો વનેઅમલ વકીલો " પઢવું અને એ પછી મજ્કુર દુઆ ત્રણ-વખત પઢી એવી રીતે દર એકસોએ વખતે મજ્કુર દુઆ ત્રણ વખત પઢી ૪૫૦ વખત "હસ્બોનલ્લાહો વનેઅમલ વકીલો " પઢવું. એવી રીતે ૫ દર વખત મજ્કુર દુઆ પઢી ઇ. અ. બહુ જલ્દી મુરાદ પૂરી થશે. જલ્દી કામ પુરૂ કરવું હોય તો દિવસમાં એ ત્રણ વખત એવી રીતે પઢવું અને જો બની શકે તો રાત્રે એ મુજબ પઢવું સબબ રાત્રે પઢવાથી બહુ જલ્દી મુરાદ પૂરી થશે.

(અપૂર્ણ)






**સવાલ**-ટોપી વગર કે અરધી બાંહીવાલા ક્મીસ સાથે કુર્આન શરીફ પઢવામાં કઇ નુકસાન છે કે? કિબ્લા તરફ મોઢું કરવું જરૂરી છે?

**જવાબ**-ખુલ્લે માથે કુર્આન શરીફની તિલાવત કરી શકે છે, પણ ટોપી પહેરી તિલાવત કરવી વધારે બેહતર અને અદબ છે અડધી બાહીવાલુ ક્મીસ પહેરી કુર્આન પઢવામા કઇ વાંધો નથી. કિબ્લા રૂખ થઇ કુર્આન પાકની તિલાવત કરવી અફઝલ છે. બીજી તરફ પણ મ્હોઢુ કરી પઢી શકે છે. કોઇ તરેહની મનાઇ નથી

**સવાલ**-વઝુ કર્યું છે પણ બીજા કપડાં પહેરતી વખતે બદન ખુલ્લું (નાગુ થવાથી) વઝુ તુટી જાય છે કે કેમ?

**જવાબ**-એથી વુઝુ તુટશે નહિ.

**સવાલ**-રમઝાનમા ઇફતારી બાદ અને રોઝો ગખવાના વખત પહેલા સોહબત કરી શકાય કે? સોહબતથી કે એહતેલામથી બદન નાપાક છે એવી હાલતમા સેહરી ખાઈ નીયત કરી રોઝો ગખી શકાય કે?

**જવાબ**-ઇફતારી પછી અને સુબ્હ સાદિક ...માનાની ઓરત સાથે સોહબત કરવી ... છે. પણ રોઝાની હાલતમાં નાપાક રહેવું મકરૂહ છે રોઝો થઇ જશે.

**સવાલ**-એક માણસ બીમાર છે, તેને એહતેલામ થયું. જો ગુસલ કરે તો વધારે બીમાર થવાનો ડર છે તો શું કરવુ?

**જવાબ**-ગુસલના બદલે તયમ્મુમ કરે.

**સવાલ**-કોઈ પણ કારણથી બદન નાપાક છે તો અડધું બદન ધોઇ નાખે તો પાક થઇ જવાશે? સાબુ લગાડવું જરૂરી છે?

**જવાબ**-અગર સોહબત કરવાથી કે એહતેલામ થવાના કારણથી ગુસલ વાજેબ હોય તો કાયદાસર ગુસલ એટલે બધું બદન ધોવું જરૂરી છે. અને જો કોઈ નાપાકી બહારથી બદનના કોઇ ભાગને લાગી હોય તો તેટલીજ જગ્યા ધોવાથી પાક થઇ જશે. આખું બદન ધોવુ ઝરૂરી નથી.

**સવાલ**-સીપના બટન અને સીપની ચેન મર્દે પહેરવી જાયઝ છે?

**જવાબ**-જાઇઝ છે. કંઇ વાંધો નથી

**સવાલ**-હમારી પાસે એક બકરો છે જેની ઉંમર આવતી બકરી ઇદના એટલે તા० ૨૯-૧૦-૪૧ના દીવસે એક વરસમાં છ દિવસ ઓછા રહેશે તો સદરહુ બકરો બકરા ઇદે કુર્બાનીને લાયક છે કે કેમ?

**જવાબ**-કુર્બાનીના બકરા માટે એક વર્ષ પુરૂં થઇ બીજું વર્ષ લાગે તો કુર્બાનીમાં



આવે જ્યારે ૭ (૬) દિવસ બાકી છે તો ચાલે નહિ. માહે ઝિલ્હજની તા૦ ૧૨મી સુધી કુર્બાની કરવી દુરસ્ત છે માટે જો તા૦ ૧૧મીના વર્ષ પુરૂં થઈ તા૦ ૧૨મીના બીજું વર્ષ લાગે તો તા૦ ૧૨મી ઝિલ્હજના કુર્બાની કરવી દુરસ્ત થશે.

**સવાલ**–ઓરત પાસે બેસવાથી અને કોઈ વખતે વિચારો આવવાથી કેટલીક વખત પેશાબની જગામાંથી પાણી જેવું ચીકણું નીકળે છે. એ શું છે? એ નાપાક છે? એ કપડાંને લાગવાથી કપડાં નાપાક થાય છે? વઝુ અને રોઝાની હાલતમાં જો નીકળે તો કંઈ નુકસાન છે? એ નીકળવાથી નહાવું ફર્ઝ થાય છે?

**જવાબ**–એને "મઝી" કહેવામાં આવે છે અને એ નાપાક છે; કપડાંને લાગવાથી કપડું નાપાક થાય છે માટે ધોવું જોઈએ. વઝુની હાલતમાં નીકળવાથી વઝૂ તુટી જશે. રોઝો જતો નથી. મઝી નીકળવાથી ગુસલ કરવું જરૂરી થતું નથી.

**સવાલ**–પેશાબ કરે પણ ઢેફું કે પાણી વાપરે નહિ ઘેર આવી એ જગાને ધોઈ નાખે તો બદન પાક રહેશે કે કેમ? ગરમ પાટલુનમાં પેશાબના ટીપા પડ્યા હોય પણ એ પાટલુનને ધોવાડે નહિ અને લાંબો વખત થઈ જાય તો એ પાટલુન પાક ગણાશે કે કેમ? ઉભા રહી પેશાબ કરવો ગુન્હો છે? આજકાલ કેટલાક લોકો ઉભા રહી પાટલુનનાં બટન ખોલી પેશાબ કરે છે.

**જવાબ**–પેશાબ કરી તુરત ધોયા કે ઢેફું કર્યા વગર પાટલુન અથવા ઇજાર પહેરી લીધી અને ટીપાં કપડાંને લાગ્યાં તો કપડું ધોવું જોઈએ. પેશાબની જગ્યા પણ ધોવી જોઈએ. ગુસલ કરવાની જરૂરત નથી. પાટલુન ધોવી જોઈએ. ગરમ પાટલુન પણ ધોવી જોઈએ. ધોયા વગર પાક ગણાશે નહિ. ઉભા રહી પેશાબ ન કરવું જોઈએ. એ હરકતો તરીકાના વિરૂદ્ધ અને નસારાઓની મુશાબેહત છે. ઘણી બેશરમીનું કામ છે. મુસલમાનોને એ કામ છાજે નહિ.

**સવાલ**–ગુસલ કરીયે તો પછી વુઝુ કરવું જરૂરી છે?

**જવાબ**–ગુસલમાં વઝૂ કરવું સારૂં અને સુન્નત છે. કોઈ ગુસલમાં વઝૂ ન કરશે તો વઝૂ થઈ જશે.

**સવાલ**–એક માણસ ગુજરી ગયો છે તેણે નીચે મુજબ વારેસ છોડ્યા છે તો હવે વારસામાં કેવી રીતે વહેંચણી કરવી? ઓરત એક, સગા માં, ત્રણ છોકરીઓ, એક ભાઈ, બે (૨) બહેનો છે.

**જવાબ**–મર્હૂમના માલમાંથી પ્રથમ કફન દફનનો ખર્ચ અને કરજ હોય તો તે અને વસીયત હોય તો તે માલના ત્રીજા ભાગ સુધીમાંથી અદા કર્યા પછી જે માલ બચે તેમાંથી ૨૮૮ ભાગ કરવા જેમાંથી મર્હૂમની ઓરતને ભાગે ૩૬, માને ભાગે ૪૮, દરેક છોકરીને ભાગ ૬૪, ભાઈને ભાગે ૧૬, દરેક બહેનને ભાગ ૮, મળશે એટલે ભાગ ૨૮૮ પૂરા થશે. હવે જો ઓરતની મહેર બાકી હશે તો તેણીને વારસા પહેલાં જે મેહેર નિકાહ વખતે નક્કી કરી હોય તે આપવી પડશે. (સિરાજી)




સાહિત્ય પરિષદના ઉદયપુર માટે કવિ ખબરદારે સૂચનાઓ વહેતી મૂકી છે ચર્ચીલ રૂઝવેલ્ટની આટલાન્ટિક કરારની આઠ કલમો દરિયાના પાણીમા વહેતી મૂકાઇ છે! ત્યારે ખબરદારની આ સૂચનાઓ જમીન પર વહેતી મૂકાઇ છે! કોઇ કહેશે કે જમીન પર એ શીરીતે વહી શકશે? અરે! જે સાક્ષરો રેતીમા વહાણુ ચલાવી શકે તે સાક્ષરો એક નહિ બે નહિ પણ આખુ સાક્ષરોનુ ટોળુ—સાહિત્ય પરિષદ હોઇ એવી છ સૂચનાઓના હોડકા જમીન પર કેમ ન ચલાવી શકે? મન હોય તો માળવે શુ બનકે હેમરફેરે જવાય! એટલે જો સાહિત્ય પરિષદ મન પર લે તો જરૂર એ સૂચનાઓને વધાવી લઇ સફળ અમલ કરી શકે પણ મન પર લેવુ એજ મોટો સવાલ છે ને? હશે એ પાચ સૂચનાઓ વાચી તો જુઓ

(૧) નાના નાનાં ગામોમાં પણ સાહિત્ય સમેલનો ભરવાં

પણ સ્ટેશનેથી એવા નાના ગામે જતા મોટરો નહિ પણ ખગરામા ધૂળ અને તાપથી સાક્ષરો કાયર નહિ થાય એની ખાતરી 'શી?' ખુરસીઓ કે ગાદી તકીયા થીએટરો અને આલીશાન મડપો, ડામરની સડકો અને ફૂવેનાની ખુશ્બોથી ટેવાયેલા સાક્ષરો ગામડાના ઉકરડાઓ જોઇને અકળાય તો નહિ? જોકે એમના ઉકળાટને સમાવવા માટે તાજી હવા તો ત્યાંજ મળીજ શકશે પણ ગ્રામ્ય જીવનના ઉલ્લાસો જે પુસ્તકોમા વર્ણવાય છે તેતો હવે બિલકુલ પરવારી ગયા છે ગ્રામ્ય આબાવાડિયા પણ વરસાદના અભાવે બારેમાસ પાનખર અનુભવે છે અને ત્યા કોકિલાઓના ટહુકારને બદલે કાગડાના શોર સભળાય છે! અને સાથે સાથે કહી નાખવા દ્યો કે આ વરસને ખાઇ જાય એવુ પેલુ વરસ આવતુ હોઇ ગ્રામ્ય જનતા—ખેડુતો દેવાના ડુગર નીચે દટાઇ ગયા હોઇ ગામડાની પેલી મશહુર થએલી પરોણા ચાકરી પણ હવે અસ્ત થવા આવી છે! જ્યા લોકોને પેટ પાળવાની ફીકર હોય નાગા ફરતા બાળકોના તન ઢાંકવાની ચિંતા હોય ત્યા સાહિત્ય ચર્ચિલતા [illegible] અને કરડવા દોડતી કવિતાઓને કોણ સાભળશે? એવા જલસા તો શહેરમાંજ સારા! બાકી કવિ ખબરદારના કથન પ્રમાણે સાહિત્યમા પરસ્પરની પ્રશસા સાથે ઝઘડા પણ થવા જોઇએ એ વાતને તો બધા કવિઓ સાક્ષરો અને વિવેચકો વધાવી લેશે અને તેમાંય ખાસ 'ઝઘડા' એ તો સાહિત્યકારોનો જન્મસિદ્ધ હક્ક છે ને!



વળી પાછા ખબરદારજી કહે છે કે "એવા ઝઘડા એ તો સાહિત્યજીવનના જીવતપણાની નિશાની છે" વાત ખરી છે સાહિત્ય મરી નથી ગયું પણ જીવતું છે અને સાક્ષરોય મરણ પથારીએ પડયા નથી પણ જીવતા જાગતા અને હાલતા ચાલતા બોલતા છે તેની સાબિતિ રૂપેજ ઝઘડા કરતા રહ્યા છે અને રહેશે। અસ્તુ

**(૨) સરળ વ્યાખ્યાનોની યોજના કરો** એ એમની બીજી સૂચના છે પણ સરળ વ્યાખ્યાનો આપે એતને સાક્ષર કોણ કહે? અલબત્ત ટ્રેનોમા ફરતા અનાથાશ્રમોની અને પાંજરાપોળોની ધર્માંધ પેટીનાના ગજરામારૂ કે હનામણુ જેટલા જેની ચોપડીએ વેચનારા, બામ અને વીછી ઉતારવાની દવાવાળા ચાલુ હકીમો વગેરેના ભાષણોની જે ગ્રામ્યજનના ઉપર ધારી અસર થય છે ગાગરીયા ભટો ગર ઘ અને રાસો, રામલીના ભાડ–ભવૈયાઓના નર્યા તળપદી ભાષાના નાટકો વગેરેની ગામ-ડામા ભારે પ્રસરા થાય છે એ જોયાને વિચાર્યા પછીજ પ્રમુખ સાહેબે આ સૂચના મૂકી હોવી જોઇએ પણ—'સાદી—ભાષા—સદી—કડી વાળા દલપતરામ જેવાને તો આજના કવિઓ કવિજ માનતા નથી પછી સાદા ભાષણોની આશા કોનાથી રાખવી? અને ખરૂ પુછાવો તો ગામડાની ભોટ જનતામા ભળવા ખાતર એ અમ્મર પ્રેમી સક્ષરોને સીડીના બેચાર પગથીય નીચે ઉતરવાની જરૂર પણ શી છે? એમના ભાષણો માટે ગામની ગલી ગેરીઓ અને ઢોરો પુરવાના વાડાઓ કરતા શહેરના થીએટરજ વધુ અનુકૂળ છે। અસ્તુ

**(૩) પરપ્રાંતવાસી, અને પરદેશવાસી ગુજરાતીઓનો સંપર્ક સાધો.** આ છે ત્રીજી સૂચના વેહેપારમા સહુમ એ ગુજરાતીઓની ઉજળી બાજુ ગણાય છે, બીજા પ્રાંતોમા ગુજરાતીઓ ભલે પૈસા ચુસુ ગણતા હોય, પણ દાનધર્મમા તો ગુર્જરતીઓ જ્યા હોય ત્યા પ્રથમ આવે છેજ। ગુજરાતીઓને સરકારી બનાવવા અને તેમની બીજા લોકોમા આબરૂ વધારવા તેમને સાહિત્ય સંપર્કની જરૂર છે એમ કોઇ ધારતુ હોય તો તે ખાડ ખાય છે। ગુજરાતીઓ પેટ ભરીને પૈસા કમાય છે એટલુજ બસ છે! શું તમને એનું ભાન નથી કે પૈસા હોય ત્યા સંસ્કારિતા એના ચરણ ચુમતી આવી પહોંચે છે। સંસ્કારિતા તો પૈસાદારોની ખરીદેલી લોંડી છે। ખાતરી કરવી હોય તો કોઇ પણ મેળાવડે વરઘોડામા જઇને જુઓ. સક્ષરો કરતા શેઠીયા પહેલી હરોળમાં ગોઠવાયા હશે। તો પછી પરદેશમા ફક્ત પૈસા કમાવાના હેતુથીજ જનાર ગુજરાતીઓ સાથે ફડકા સાહિત્યકારોનો સંપર્ક સાધી ઘોડા સાથે ગધેડુ બાંધે તો તેય ભૂકવા શિખે એવુ કરવાની શી જરૂર છે? અને સાહિત્યકારોના હાટીયામા એટલું જોર પણ ક્યા છે કે તે ફક્ત સંપર્ક સાધવા ખાતર પરદેશોમા કે પરપ્રાંતોમા ઘૂમે? સાહિત્યરસિકોને લોકો શુ વૈરા છોકરા વિનાના સાધુબાવાઓ ધારતા હશે?

**(૪) અર્ધવાર્ષિક પત્રિકા પ્રસિધ્ધ કરવી જોઇએ.** સાહિત્યના પ્રચાર અર્થે આની જરૂર જણાવાઇ છે પણ આ યાંત્રિક ઝડપી યુગમા લોકો માસિકો કે અઠવાડિકોતેય હાથ લગાડતા અભડાઇ જાય છે ત્યા છ માસિક પત્રિકાને સાહિત્યના વાડાના થોડાક ઘેટાઓ સિવાય બીજુ કોણ હાથ લગાડશે? શુ એ




પત્રિકામાં લડાઈના નકશા, વિમાન અને બોમ્બથી પડેલા ખંડેરો થએલી ઇમારતોનાં ખંડીએર અને વિજ્ઞાનથી મંડિત થએલી ગોરી સંસ્કૃતિના તાંડવ નૃત્યના ફોટાઓ પ્રગટ થશે ?- ના, તો પછી ખેલ ખલાસ ! જો એ અર્ધમાસિક પત્રિકાને જરા પણ સફળ બનાવવી હોય તો ભોખા સાક્ષરો, માંદા કવિઓ કે ચુંથા વિવેચકોને બદલે સીનેમાની સુંદરીઓના ફોટાથી શણગારવા પડશે અને એમ જો ન થાય તો પછી હું-બાવો-ને મંગળદાસ તો એની ઢોલકી વગાડવાને માટે તૈયારજ છીએ ને ! અહીં હુંની જગ્યાએ અડવાજી, બાવાની જગ્યાએ હાસ્યમતઓઝા, અને મંગળદાસની જગ્યાએ શ્રીયુત શેખચલ્લીનુ નામ ગણવામાં કંઇ વાંધા જેવું નથી !

(૫) **વર્તમાનપત્રોનો સહકાર.** એ પાંચમી સૂચના છે. વર્તમાનપત્રોના સંપાદકો, એડીટરો, વિવેચકો, જાહેરખબર કેન્વાસરો, પ્રુફરિડરો, રિપોર્ટરો અને એજન્ટોને જો પોથીમાંથી પાડી પકડીને સાહિત્ય પરિષદ્‌ના મેમ્બર બનાવવામાં આવે તો પછી સહકાર આપ્યા વિના એમના બાપનો પણ ક્યાં છુટકો થવાનો છે ? અલબત્ત એ માટે ગામા જેવા કોઈ કદાવર મંત્રીઓ સાહિત્ય પરિષદ્‌ને સાંપડવા જોઇએ. સાવ માંદા અને ખડખડ પાંચમ લાંબા ડગલાં વાળા સાક્ષરોનું એ કામ નહિ ! અથવા તો કોઇ શેઠીયાઓ પાસેથી મોટી રકમના ચેકો લખાવી લઇ વર્તમાનપત્રોવાળાને 'સો' ચેક આપી જાહેરખબરના ભાવે ભાવ સાહિત્ય પ્રચારનો પ્રસાર કરાવવો જોઇએ ! જાણો છો, આજકાલ બીજાં સાહિત્ય કરતાં જાહેરખબરની આવશ્યકતા પત્રકારોમાં વધી ગઇ છે અને જાહેરખબર કરતાંય કાગળોના ભાવોની કીંમત વધી ગઇ છે અને તે કીંમત ચૂકવવા માટે તો મોટા ચેકોનીજ જરૂર પડે ને ! યાદ રહે, કે ચેક મોટા હશે તે ચાલશે ખોટા હશે તે ચાલશે નહિ ! હવે તો જાણોજ છો ને કે સાહિત્યની જેમ કાઠીયા કુંજડાની દુકાને પણ છપાએલાં કાટલાંજ ચાલે છે, વગર છપાએલાં અંટાળ કાટલાં નહિજ !

(૬) **ગુજરાતી યુનિવરસિટિ સ્થાપવી જોઇએ.** અલબત્ત અત્યારે શું શાની કીંમત ફક્ત ચાર પૈસા છે. તેને ચોસઠ પૈસાની કીંમત અંકાવવી હોય તો ગુજરાતી યુનિવરસિટિની જરૂર ખરી. આપણા વિદ્વાનો, લેખકો, અભ્યાસીઓ, કવિઓ, વિવેચકો ઇ. ઇ.ના કાર્યને એવી યુનિવરસિટિ-સ્થપાય તો જરૂર વેગ મળે. પણ તેને માટેય પાછા સરસ્વતિના ભક્તો લક્ષ્મીના ભક્તોને પગે પડે તોજ એ કાર્ય બનેને? અને એક વિદ્વાન એક ધનવાનને નમે તેના કરતાં તો વગર યુનીવરસિટિએ ચાલે છે એમજ ગાડું ચાલવા દે તો શું ખોટું છે? અને ગુજરાતી યુનિવરસિટિ સ્થપાશે તોય પ્રિન્સિપાલો ને પ્રોફેસરો તો અંગ્રેજી ડિગ્રી ધારીઓજ આવવાનાને ? કોઇ ગુર્જરાતી પંડિતો, પંતુજીઓ, 'કથાકારો,' ભાટચારણો વગેરેને થોડાજ યુનિવરસિટિની ખુરસીઓમાં બેસાડવાના છે? માટે "**વોહી રફ્તાર બેડંગી જો પહેલેસેથી સો અબભી હય !**" રાખવામાં શું વાંધો છે ?

—વણજારો

### ગઝલ

મરણું મારૂં એક વૃતિપર રહ્યું છે,
જીવન છે, તો હા, ચરણોમાં અર્પવું છે.
મને "નહતો ચકરવા" કહે છે, એ પોતે,
'હું પૂછું છું, એ કોણ, જે સર્વદા છે.'
ઉઠો ઓ હુસેની ઉમંગો હૃદયમાં,
યઝીદી 'અહિં' છે, 'અહિં' કરબલા છે.
કહી. કહ એ એકાંતમાં શું મળે છે ?
અરે દિલ, છે મારૂં, કે ગારે દિશા છે..
નજરમાં ફરે છે તે કુઆની સૂરત,
રટણ મારૂં દિન રાત સરસે અલા છે.
હયાતુ નબીમાં હું માનું છું 'સાબિર'
કહી એક 'વજૂહુસ્ત' કાજે ખરાં છે.

"સાબિર" (લિંટવા)




અહમદશાહે પ્રથમથીજ એવા અજોડ કાર્યો કર્યા કે ફૌજ-વર્તુળમાં તેઓની ધાક બેસી ગઇ અને સમસ્ત ઇરાનમાં તેઓની જંગી-મહત્તા અને બુદ્ધિ-કળાની ધૂમ મચી ગઇ.

અહમદશાહ અબ્દાલી (રેહ) દ્રઢતા અને ઇરાદામાં ખાસ અજોડ હતા. સંપૂર્ણ સોચ વિચાર પછી જે નિર્ણય કરી લેતા તેના ઉપર અંતિમ શ્વાસ સુધી અડગ રહેતા, અને પોતાના ઇરાદાઓને પરિપૂર્ણ કરવામાં પ્રાણ સુદ્ધાની પરવા નહોતા કરતા. તેઓ શરીરે કદાવર ન હતા પરંતુ કુદરતે તેઓના સિનામાં જે હૃદય અર્પ્યું હતું તે મક્કમતા અને શૂર વીરતાથી ભરપૂર હતું.

અહમદશાહ અબ્દાલી (રેહ) એક ફૌજી અફસર હોવા છતાં અત્યંત ચરિત્રવાન, મધુભાષી અને સહનશિલ હતા. પ્રત્યેક માણસથી નિઃસ્વાર્થપણે અને નિર્મળપ્રેમથી વાતચીત કરતા અને તેઓની નમ્રતા અને ચરિત્રથી પ્રત્યેક જણ લાગણીવશ થતું.

ઇતિહાસકાર ઇબ્ને આસિમ લખે છેઃ "અહમદશાહ અબ્દાલી (રેહ)માં હિમ્મત અને વીરતા સંપૂર્ણ હતી, બુદ્ધિ, સમજ અને રાજ-કારભારમાં પોતાનો જોટો નહોતો રાખતા. રણક્ષેત્રમાં હમેશ વીજયી રહેતા. અને ભયાનક મુશ્કેલીઓમાં પણ તેમના ઇરાદાઓમાં ફરક નહોતો આવતો. તેમની શૂરવીરતા અને જંગી કાર્યનીપુણતા અજોડ હતી. ક્ષમા અને ન્યાય




વેગા તે કોઇની દરકાર નહોતા કરતા તેમની ઉદારતા અને સખાવતની એ સ્થિતિ હતી કે તેમની પાસેથી કોઈ ભિક્ષુક મેદરમ નહોતો જતો તે અભિમાની ન હતા પરતુ શાન્ત શણી મનસીઓના મુશાયરામા દીનતા નરોના જાહેર કરતા તેમને પોતાના જીવ ઉપર ઘણોજ અખ્તેયાર હતો હુકમા તેમની ઝાત ભનાવનુ ઝરણુ હતુ

અહમદશાહ અબ્દાલી ન ફક્ત હિન્દમા લોકપ્રિય હતા, બલ્કે તેઓના સર ફરાજના મરતામાના સમગ્ર જગતના ઘણા નામવરો તેઓને સન્માનની નઝરે જોતા અને તેઓની દુઆનો સ્વીકાર કરતા

જે યુગમા તેઓ મરા'ઠાઓનુ ગર્વ તોડતા હતા તે વેગા હિન્દ, ઇરાન અને અફગાનિસ્તાનના અકસર વિદ્વાનો અને મશાયેખો તેઓની સફળતા અર્થે યાચના કરતા હતા

મરાઠાની તાકત છિન્નભિન્ન કર્યા પછી જ્યારે તેઓ સ્વતન પરત ગયા તો ઇરાનના મલેક-ઉશ-શોઅરા એક કસીદો પેશ કર્યો હતો ભાવાર્થ આ છે –

હે! મુજદ્દિદે આઝમ! અમો તમારી ઝાત ઉપર ફખ્ર કરીએ છીએ ખુશનસીબ છે તે માતા જેહની ગોદમા હરૂ પાલન-પોષણ થયુ, અને વળી ભાગ્યશાળી છે તે પિતા જહેનો તુ ફરઝન્દ છે કાશ! ત્હારા જેવા અન્ય પણ સરફરોશ હોત

હે! પૂર્વના શેર! અમો ત્હારી કારવાઇઓ ઉપર ગર્વ કરીએ છીએ અને ત્હારી, ઉન્નતિ અને સફળતાના અભિલાષી છીએ"

ગાઝી અહમદશાહ અબ્દાલી (રેહ)ની મુજાહિદાના ઝીંદગીઓમા પાણીપતના રણક્ષેત્રને ખાસ મહત્વતા પ્રાપ્ત થાય છે એ મહત્વ પૂર્ણ ઘટનાની વિગત આ છે કે ઇ સ ૧૭૬૦મા હિન્દુસ્તાનના પ્રત્યેક ખૂણામા મુગલ સિતમનુ સામ્રાજ્ય હતુ પ્રત્યેક બાજુએ બગાવતના ભડકા ઉઠી રહ્યા હતા મુગલ શહેનશાહ શાહ આલમ એક બાહુલી બરાબર નામનુ રાજ્ય કરી રહ્યા હતા મરાઠાઓ અને રજપૂતો બાગી થઇ ચુક્યા હતા મરેઠાઓએ હિન્દુ રાજ સ્થાપિત કરવા નિર્ણય કરી લીધો હતો એવી સ્થિતિમા હિન્દુસ્તાનના ૨૪ મુસલમાનોએ મુજાહદે આઝમ અબ્દાલી (રેહ)ને એક પરિપત્ર પાઠવ્યો જહેનો ભાવાર્થ આ છે -

મતનીય સુલતાન' અહમદશાહ અબ્દાલી (રેહ)ને સલામ મસ્નૂન બાદ જાણ થાય કે આજ હિન્દના પ્રત્યેક ખૂણામા બગાવતનુ એક પ્રચંડ તુફાન ઉઠ્યુ છે પ્રત્યેક બાજુએ અત્યાચારનુ બાઝાર ગરમ છે, અને આજે ઇસ્લામી ઇજ્જતની ડેકરીને બાકી નથી અમો આપને ઇસ્લામની ઇજ્જતનો વાસ્તો આપી વિનતીએ છીએ કે તાત્કાલિક અમારી મઝલૂમીયતની હિમાયત કરો આજે હિન્દ શાહ આલમ સાવ અપંગ જેવા છે મરાઠા બાદશાહ પેશ્વા મુસલમાનોને તબાહ કરવા ચાહે છે હિન્દ સુલતાન હૈદરઅલી મેસૂરના સમ્રાટ તેનો મુકાબલો કરી રહ્યા છે, પરંતુ તેની પાસે વધારે તાકત નથી આપ અમારી મદદ કરો"

મઝકૂર પત્રને વાંચી ગાઝી અહમદશાહ (રેહ) ઘરાજ જલાલ (પ્રભાત)મા આવી ગયા તેઓએ પોતાના પુત્ર તૈમૂરશાહને કહ્યુ —




"કસમ છે રબ્બે કઅબાની! જ્યાં લગી શમ્શીર હાથમાં લઇ મરાઠાઓનું કાસળ નહીં કાઢું ત્યાં લગી કદી શાન્ત થઇ બેસીશ નહીં." ત્યાર પછી મુજાહિદે આઝમે ૧૦ હજાર મુજાહિદોને તૈયાર થવાનો હુકમ દીધો, અને વીજળી-વેગે હિન્દુસ્તાન ઉપર આક્રમણ કર્યું.

બાલાજી બાજીરાવ જો કે પોતાના દશ લાખ સૈન્ય ઉપર ગર્વિષ્ઠ હતો, પરંતુ ત્હેને જ્યારે ગાઝી અહમદશાહ (રેહ)ના આગમનની જાણ થઈ તો આંકુળ વ્યાકુળ થઇ ગયો. ત્હેણે પોતાના મહાન સેનાપતિ સદાશિવરાવને બે લાખના લશ્કર સહિત દિલ્હી રવાના કર્યો. સદાશીવરાવ પ્રથમ દિલ્હીમાં લૂટફાટ કરી પછી પાણીપત ભણી રવાના થયો. પાણીપતમાં ઇસ્લામી સૈન્ય મૌજુદ હતું. ૧૪ જાન્યુઆરી ઇ. સ. ૧૭૬૧માં લડાઇ શરૂ થઇ બેઉ તરફથી સખ્ત તુટી પડી. અહમદશાહ અબ્દાલી (રેહ) ખુદ હાથમાં શમ્શીર લઇ મેદાનમાં આવ્યા. તેઓના મુજાહિદોના જોશની આ હાલત હતી કે જે બાજુએ વધતા હતા, લાઇનોની લાઇનો સાફ થઈ જતી હતી.

લગભગ એક કલાક પછી તેઓ પોતે લશ્કરની વચ્ચે ઘુસી ગયા, અને એવી નિડરતા પૂર્વક હલ્લો કર્યો કે મરાઠાઓના કદમો ઉખડી ગયા. આ જંગમાં લગભગ ૭ હજાર મરાઠાઓ કત્લ થયા અને મુજાહિદોમાંથી બાવીસ જણા શહીદ થયા. સંધ્યાના કારણે લડાઇ મુલતવી રહી. બીજે દિવસે ફરી ખુંખાર જંગ જામ્યું. મુજાહિદોને ઇસ્લામે ભૂખ્યા શેરની માફક ચઢાઇ કરી અને સાંજ લગી તો સાત હજારને કત્લ કરી નાખ્યા. એ યુધ્ધમાં મરાઠાઓના પ્રખ્યાત સરદારો માર્યા ગયા. અને લગભગ ત્રણ હજાર માણસો ગિરફતાર થયા. સદાશીવરાવે બાજીરાવ પેશ્વાને અનેક પત્રો લખી કુમક માટે વિનવ્યું. પરંતુ ત્હેને કામ્યાબી ન મળી એટલે લગી કે અફઘાનોએ મરાઠા-સૈન્યનો વધુ ભાગ તબાહ કરી દીધો. હવે મરાઠાઓ માટે એના સિવાય અન્ય કોઇ ઉપાય ન હતો કે તે છેવટનું જંગ કરે કાતો મરી જાય અથવા તો અફઘાનોના અતૂટ હુમલાઓથી મુક્તિ મેળવે.

એટલે ૨૭ મી જાન્યુઆરી ઇ. સ. ૧૭૬૧ ના દિને મરાઠા-સેનાએ ઝઆફરાની કપડાં પહેર્યાં. આ એ બાબતનું ચિન્હ હતું કે યા તો સફળ થઇશું અથવા રણક્ષેત્રમાં પ્રાણ અર્પીશું. એ લડાઇમાં મરાઠાઓએ સરફરોશી સહિત હલ્લો કર્યો, પરંતુ અફઘાની તલવારના મુકાબલો કરી શક્યા નહીં. આ બીજા યુધ્ધમાં બાજીરાવ પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ માર્યો ગયો. મલ્હારરાવ હોલ્કર જંગના મેદાનમાંથી શિરે ચરણો મુકી નાઠો, અને મહરાજા ગાયકવાડે પણ નાસભાગનો માર્ગ લીધો. એવી વસ્તુ સ્થિતિમાં મરાઠાઓએ પાછી હઠવું-શરૂ કર્યું. આ બાબની અફઘાનોને જ્યારે જાણ થઇ ત્યારે પ્રાણઘાતક હલ્લો કર્યો અને લગભગ ૪૦ હજાર મરાઠાઓને કત્લ કરી દીધા. બહાદુર અફઘાનોએ નાસતા મરાઠાઓની મથુરા લગી પુઠ પકડી, અને ત્યાર પછી મરાઠાઓની શક્તિ સાવ ઘટી ગઇ. આ મહાન વિજય પછી અહમદશાહ અબ્દાલી (રેહ) કન્દહાર ચાલ્યા ગયા અને ત્યાંજ સખત તાવમાં સપડાઇ જન્નત નશીન થયા. (ઇ. લિ.)

—•—



તન, મન, અને ધનના ભોગથી પણ એને કાયમ રાખી. 'વિશ્વ ભારતી' આખી દુન્યામા જાણીતી છે એટલુંજ નહિ પણ પૂર્વની સંસ્કૃતિના એક ધામ તરીકે લેખાય છે દર વરસે એમાંથી દેશદેશના સેંકડો વિદ્યાર્થીઓ શિક્ષણ લઇ બહાર નીકળે છે.

ત્રીજી વારના યુરોપના પ્રવાસમા ટાગોર અમેરીકા ગયા. આ સમયે એમની કીર્તિ આખા જગતમાં એક ઉત્તમ કવિ તરીકે પ્રસરી ગઇ હતી એજ વરસે એમને એમની ઉત્તમ કવિતાઓના વિશ્વવિખ્યાત સંગ્રહ 'ગીતાંજલી' માટે નોબલ પ્રાઇઝ મળ્યું. હાર બાદ સરકાર તરફથી એમને 'સર'નો ઇલકાબ આપવામાં આવ્યો પરંતુ ૧૯૧૯ના જલીયાનવાલા બાગની અંગ્રેજી સત્તાના અમાનુષી અત્યાચારના બનાવના વિરોધ તરીકે એમણે સરકારનો 'સર'નો ઇલકાબ સરકારનેજ પાછો કરી દીધો.

ટાગોરે દુન્યાના અનેક પ્રવસો ખેડયા પરંતુ એમનો હંમેશનો વસવાટ 'શાંતિ નિકેતન' માંજ રહ્યો. જ્યાં સાહિત્ય સેવા એજ એમનુ મુખ્ય કામ હતું. ૧૯૩૧માં એમણે ગ્રામ-ઉદ્ધારની પ્રવૃત્તિ 'શ્રીનિકેતન' મુકામે શરૂ કરી.

૧૯૪૧મા એટલે આજ વરસે ટાગોરની વરસગાંઠ આખા દેશમાં મોટા પાયા ઉપર ઉજવવામાં આવી. પરંતુ એમનું શરીર સ્વાસ્થ્ય કેટલાક સમયથી બગડી ગયું હતું. એમની સારવારમાં કાંઇ મણા રાખવામાં આવી નહિ. પણ મોતના ઝાલિમ પંજાથી કોણ બચી શકે છે? ૭મી ઓગસ્ટ ૧૯૪૧ને દિને કવિ ટાગોરનું દુઃખદ અવસાન થયું. પરંતુ એ મરવા છતાં જીવે છે. એ આજે પળાતા શોક પરથી સાફ જણાઇ આવે છે.

ટાગોર કવિ હતા અને તે પણ માનવજાતના પ્રેમપૂજક કવિ હતા એટલેજ આજે સર્વ લોકો એમનો શોક એક સરખા ભક્તિભાવથી કરી રહ્યા છે

આજે ટાગોર આપણી વચ્ચે નથી પણ એના જીવનના કેટલાક અમર પ્રસંગોની યાદ આપણી પાસે છે. એની જાગવણી આપણા અમલ દ્વારા થાય એમાજ ટાગોરને ખરી શ્રદ્ધાંજલી આપી કહેવાય અને એમાજ માનવ જાતના કલ્યાણનું રહસ્ય રહેલું છે એથી પણ કહેવાની ભાગ્યેજ જરૂર છે.



આ લોકો એક કોરેલા પાટીઆની ડોંગીઓમાં બેસીને આવે છે એમની પાસે નારિએળ, કેરડી, કેળા અને નારિએળનું પણી હોય છે. જે સુંદર રંગનુ મધુર અર્ક છે એ વસ્તુઓને લોખંડના બદલામાં વેચે છે ઇશારાઓ વડે લેવડ દેવડ થાય છે એ લોકો તરવામાં ઘણા નિષ્ણાત હોય છે કેટલાએ વેપારીઓ પાસેથી લોખંડ ઝુંટવી લે છે અને એના બદલામાં કાંઇ પણ આપતા નથી અહિંથી આગળ વધીને કલાહબાર અવાય છે દેશ અને કિનારાને બાર કડે છ (?) આ ઝાબજ (જાવા ?) નો દેશ છે હિન્દુસ્તાનના સીધા હાથ ઉપર; અહિંનો એક રાજા છે એમનો લિબાસ માત્ર એક લુંગી છે નીચ ઉચ વર્ણના બધાય એજ પહેરે છે. અહિંથી મીઠું પાણી લેવાય છે. કોકમથી કલાહબાર સુધી એક માસનો માર્ગ છે પછી દસ દિવસ વહાણો ચાલીને તબ્બમાં પહોંચે છે. અહિં પણ મીઠું પાણી મળે છે. પછી જહાજોએ લંગર ઉપાડ્યા તે દસ દિવસમાં કદર સુધી પહોંચ્યા અહિં પણ જેને લેવું હોય તે મીઠું પાણી લઇ શકે છે. અહિં એક ઉંચો પર્વત છે. જેના ઉપર ચોર અને નાઠેલા ગુનાહગારો સંતાઇ રહે છે પછી વહાણો દસ દિવસ ચાલીને સિન્દ (ચંપા) પહોંચે છે અહિં મીઠું પાણી છે, અને અહિંજ 'ઉદસિન્દી' થાય છે અહિં પણ એક રાજા છે. અહિંના લોકો બે લુંગીઓ પહેરે છે. (એક ઉપરથી બાંધે છે અને બીજી ઓઢે છે.) અહિંથી



'સન્દર ફોલાત' (સિંગાપૂર ?) પહોંચય છે. એ સમુદ્રમાં એક ટાપુ છે. અને દસ દિવસના પ્રવાસને અંતરે છે. અહિં મીઠું પાણી છે. અહિંથી વહાણો ચાલ્યા તો જન્જી (સુન્ઝી) પહોંચ્યા. પછી ચીનના દરવાજા ઉપર આવી ગયા. અહિં ઘણા ડુંગરાઓ સમુદ્રમાંથી નિકળેલા છે. દરેક બે ડુંગરાઓની વચ્ચેથી વહાણો પસાર થાય છે. સન્દર ફોલાતથી એક મહીનામાં વહાણો ચીન પહોંચે છે. 'અબવાબુસ્સીન' (ચીનના દ્વાર)ના પહાડ વચ્ચે સાત દિવસ સુધી વહાણો ચાલે છે. એ પછી ચીનના અખાતમાં દાખલ થાય છે અને ચીન દેશના તે શહેરમાં લંગર નાખે છે, જેનું નામ ખાનફવા (ખાનપવા) છે." (પા. ૧૪-૨૧)

"ખાનફવા વહાણોનું બંદરગાહ છે અને અરબોની સૌદાગીરીનું મથક છે. અહિં મકાનો લાકડાઓના બને છે. અહિં લાકડા એટલા માટે વધારે હોય છે કે વહાણો આવતા જતાં તુટે છે. અહિં વહાણો વધારે થોભી જાય છે. અને એક ભિન્ન અરબી દેશમાં સામાન વેચવાને લાચાર થાય છે. અહિં એક મુસલમાન કાઝી હોય છે, જે ચીનના શહેનશાહ તરફથી મુસલમાનોના મુકદ્દમાઓના ફેસલા કરે છે. ઇરાકના વેપારીઓ એનો ફેસલો માને છે." (પા. ૧૩-૧૪)

અમે ઉપરની લીટીઓમાં બસરા અને સપરાફથી હિન્દી મહાસાગરના ટાપુઓમાં થઇને ચીન દેશની સરહદ સુધીના માર્ગો બતાવ્યા છે. એ ટાપુઓમાં અરબોની જહાઝી અવરજવર સદીઓ સુધી એટલી રહી કે એમાંથી ઘણા ટાપુઓમાં એમની કાયમી વસ્તીઓ વસી ગઇ અને એમને લીધે અહિં ઇસ્લામનો ઘણો પ્રચાર થયો. માલદ્વીપથી લઇને જાવા અને સુમાત્રા સુધી અને ત્યાંથી ફિલીપ્પાઇન સુધી એમની અસર ફેલાઇ. એ ટાપુઓના વતનીઓના જંગલીપણા અને અજ્ઞાનતાની જે સ્થિતિ હતી તે ઉપર જોઇ ચુકયા. એમની સભ્યતા, સંસ્કૃતિ અને ઉન્નતિમા અરબ વહાણવટીઓ અને દર્યાઇ અરબ વ્યાપારીઓનો મ્હોટો હિસ્સો છે; એટલે સુધી કે થોડી સદીઓ પછી અહિં ઇસ્લામી રાજ્યો કાયમ થઇ ગયા. ખાસ રીતે હદ્રમૌતી અરબોના એ કેન્દ્ર બની ગયા અને આજે પણ હદ્રમીઓની આબાદી અહિં સારી છે.

હિન્દુસ્તાન આવવાને અરબો ઇરાની અખાતના ઇરાની કિનારાથી થઇને ખરાજાત આવતા હતા. પછી બલુચિસ્તાનના બંદર તેઝમાં દાખલ થતા હતા પછી સિંધના બંદર દેબલમાં, પછી ગુજરાત અને કાઠીયાવાડના બંદરો થાણા, ખંભાત, સોપાન, ચીમૂર, ભરૂચ, ભાડબૂત, ગંધાર, ઘોઘા અને પછી સુરતમાં, પછી મદ્રાસના ઇલાકામાં મલબાર, કોરોમંડલ, (મઅબર) રાસકુમારી (કુમાર) કોલમ, (હાવાગુડાર) મંગલોર, ચાલ્યાત, પંડારાની, ચંદાપુર, હનોવર, દહપટ્ન અને કાલીકટ. મદ્રાસ થઇને તે બંગાલના અખાતમાં દાખલ થતા હતા અહિં એમનું મથક સિલહટ હતુ, જેને તેઓ સિલાહત કહે છે. પછી ચટગામ જતા હતા. જેને તેઓ સાદજામ કહેતા હતા. અહિંથી સિયામ થઇને તેઓ ચીનના સમુદ્રમાં દાખલ થતા હતા

ગુજરાત અને સિંધ, આ બન્ને એમના મૂળ મથક હતા. જાણીને આશ્ચર્ય થશે કે મસઊદીના હિન્દ આગમન સમયે (હિ. સ.




૩૦૩ ) ગુજરાતના બંદર ચીમૂરમાં દશ હઝાર અરબ અને અરબ વંશના મિશ્ર લોકો આબાદ હતા. એવીજ રીતે ખંભાતમાં પણ એમની આબાદી હતી. ભરૂચથી તેઓ નીલ અને લાખ લઇ જતા હતા. (યાકૂતની 'મુઅજિમુલ બલ્દાન' જુઓ ) મદ્રાસની ચટાઇ (મદદી)ઓ તેઓ મિસર લઇ જઇને વેચતા હતા. (જુઓ 'કિતાબુલ ઇઅતિબાર' અબ્દુલ લતીફ બગદાદી.)

## આફ્રિકાના કિનારા

અરબોના વહાણવટાનો બીજો માર્ગ એ હતો કે અદનથી અરબી સમુદ્રના કિનારે કિનારે રાતા સમુદ્રમાં આવતા હતા રાતા સમુદ્રથી આફ્રિકાના હબશી કિનારા ઉપર ચાલ્યા જતા હતા હબશામા સફાલા ( મોઝામ્બિક ) અને ઝયલઅ જતા હતા. અહિં ઝયલઅ હબશાનું બંદર હતુ, ત્યાંથી સવાર થઇને હિજાઝ અને યમન આવતા હતા. (ઇસ્તખરીઃ પા. ૩૬ )

આફ્રિકામા ફરીને જંગબાર અને આખા આફ્રિકન કિનારામા ચાલીને, દક્ષિણ આફ્રિકાની સોનાની ખાણવાળી બંદરગાહમા દાખલ થતા હતા. એમના આ દર્યાઇ પ્રવાસનો અંત 'કન્મલૂ' ટાપુમા આવતો હતો. જેને હવે માડાગાસ્કર કહેવામા આવે છે. આ માર્ગનું વર્ણન મસઊદીએ 'મુરંવજુઝ ઝહબ'માં કર્યું છે. આજ તે કિનારા છે, જે હવે નાટાલ અને ટ્રાન્સવાલના નામોએ ઓળખાય છે.

સયરાફ અને અમાનથી અહિં વહાણો રવાના થતા હતા. વહાણવટીઓ મ્હોટે ભાગે અઝદ કબીલાના હતા. એ સયરાફ અને અમાનથી હબશા, ઝયલઅ, અયઝાબ, સવાકિન, ઝન્જેબાર, (જંગબાર) અને બરબરા થઇને માડાગાસ્કર જતા હતા. પછી પાછા ફરી આવતા હતા, હબશાના કિનારાથી અંબર અને બરબરાથી સોનું લાવતા હતા. માડાગાસ્કરમાં ચોથી સદી હિજરીના આરંભમાં અરબોની નવી વસાહત કાયમ હતી. આજ તે કિનારા છે, જેની પાસે પોર્ટુગીઝ વહાણવટીઓ અને વાસ્કોડી ગામાની મુલાકાત દસમી સદી હિજરીમાં અરબ વહાણવટીઓ સાથે થઇ, અને એમનાથી તેમને હિન્દુસ્તાન જવાના માર્ગની માહિતી મળી.

અમ્માનના અરબોની અવર જવર અને દર્યાઇ સત્તા નવમી સદી હિજરીમાં આ કિનારાઓ ઉપર એટલી બધી વધી ગઇ હતી કે તે અમ્માનની સલ્તનતના ભાગો બની ગયા હતા જંગબાર લાંબા સમય સુધી અમ્માનના સુલતાનોના તાબામાં હતું. યૂરપીયનોએ એમની સત્તા તોડી.

## ભૂમધ્ય સમુદ્ર

બનુ અબ્બાસની હકૂમત ભૂમધ્ય સમુદ્રમાં સિરિયાના કિનારાઓથી લઇને ઉત્તર આફ્રિકામાં જબલ તારિક (જિબ્રાલ્ટર) સુધી હતી.




રોમન હુમલાઓનો અદેશો એમને હમેશાં રહેતો હતો. જેથી જૂનુ ઉમય્યદ એ સિરિયાના કિનારા ઉપર સૂરમાં વહાણો બનાવવાનું જે કારખાનું કાયમ કર્યું હતું, તેને એમણે પણ કાયમ રાખ્યું, પણ મુતવક્કિલ બિલ્લાહએ હિ. સ. ૨૪૭માં એને સૂરથી ફરી અક્કામાં ફેરવ્યું અને તમામ કિનારાની દર્યાઈ વ્યવસ્થા નવે નામે કરી. (બલાઝરી: પા-૧૧૮) (અપૂર્ણ)

---

# "દામને યૂસુફ (અ.)"

અઝ: જનાબ "ગાલિબ" નિઝામી સાહબ (બરોદા).

ખિઝાં છાઈ હૂઈ હૈ હુસ્ન કે આબાદ ગુલ્શન પર;
ગુલામી કા ઝમાના ઔર ફિર યૂસુફકે દામન પર.

ઝુલેખા હાથ રખ લેતી હૈ અપને રૂએ રૌશન પર;
હંસીકી મૌજ લેહરાતી હૈ જબ યૂસુફકે દામન પર.

ઉઠા સકતે નહીં જિસ્કો ફરિશ્તે અપની ગરદન પર;
વહી બારે અમાનત રેહ ગયા યૂસુફકે દામન પર.

જહાં હો પાક દામાની વહી હૈ ચાક દામાની;
મેરે દિલને યે મિસરા લિખ દિયા યૂસુફકે દામન પર.

યે વોહ દામન કે જિસ્સે પાકીએ કલ્બો નઝર પૈદા;
નિગાહે બદ સબક લેતી રહી યૂસુફકે દામન પર.

અઝીઝે મિસ્ર કી મેહફિલ થી ઔર બાતેં ઈશારોમેં;
હઝારોં પુતલીયાં ફિરને લગીં યૂસુફકે દામન પર.

ન અબ વોહ મેહરે તાબાં હૈ ન અબ વોહ ચાંદ તારે હૈં;
નમાઝે પઢનેવાલે પઢ ગએ યૂસુફકે દામન પર.

કભી ઝિંદાંકી પાબન્દી, કભી શાહી કી આઝાદી;
ગરઝ સામાને ઐશો ગમ રહે યૂસુફકે દામન પર.

વહાં દસ્તે જુનૂ થા ઔર યહાં દસ્તે ઝુલેખા થા;
તસદ્દુક દામને મજનૂં હૂઆ યૂસુફકે દામન પર.

ઈસી રિશ્તેસે શાયદ કૈદીયોંને સલ્તનત પાઈ,
નઝર આતી હૈ કોઈ કેહકશાં યૂસુફકે દામન પર.

ખુદાકા શુક્ર હૈ યે ભી કે ઈસ તારીક ઝિંદાંમેં;
ઝુલેખા તેરા પરદા રેહ ગયા યૂસુફકે દામન પર.

હઝારોં ચાક દામાં હોં ચમનવાલે તો કયા હાસિલ;
કે દામન ચાક હોના ખત્મ હૈ યૂસુફકે દામન પર.

હૂઈ આખિરકો મોહતાજે રફૂ અપની જગે "ગાલિબ"
કિતાબેં જિસ કદર લિખ્ખી ગઈ યૂસુફકે દામન પર.



# યુવા ઋતુ

લેખક : શાસ્ત્રી છગનલાલ ડી. ઉપાધ્યાય

"વિદ્યાની વિદ્યુત ખીલે પ્રતિભા તરુણો તણી;
પ્રસંગ પ્રેરણા રેલે, લીલા તપ પ્રતાપની."

(કવિશ્રી લલિતજી)

યુવાઋતુ શારીરિક, માનસિક અને નૈતિક શકિતઓનો સંચય કરવાનો સમય છે. એ સાનુકૂળ સમયનો સદુપયોગ કરી લેવો ઘટે છે. જીવનને ઉન્નત બનાવવા માટે પાણી પહેલાં પાળ ન બાંધી તો જળ વહી ગયે શોચના કરવી નકામી. ઇચ્છા શક્તિ કે સંકલ્પ બળ કેળવવા માટે યૌવન જોઇએ. યૌવન એટલે આદર્શ સાધવાનો સમય અને ક્ષેત્ર. જીવનની સુધારણા માટે યૌવન જેવો બીજો સમય નથી. ક્ષેત્ર નથી. યુવાવસ્થામાં મૂડીનો સંચય કરીને વૃદ્ધાવસ્થા સુખમાં ગાળી શકાય.

યુવક એટલે સમાજનો સભ્ય અને ભાવિ પિતા. યુવક એટલે આશાવાદ, ઉત્સાહ અને ઉલ્લાસની મૂર્તિ. કર્મવીર થવા માટે યૌવનના આદર્શ ઉંચા જોઇએ. અકર્મણ્યતા-અને યૌવનનું અસ્તિત્વ જીવનમાં એક સાથે સંભવે તો તે નિર્માલ્યતાનાં સૂચનરૂપ છે. જીવનમાં જોમ હોય ત્યારે જીવન-સાફલ્ય -ક્ષેત્ર ન સધાય તો સધાશે કયારે? યૌવનને વિલાસ અને અકર્મણ્યતાથી વેડફી મારીને વિકાસને બદલે વિનાશને આવકાર આપવો રહ્યો. યૌવનકળી કરમાયા પછી-જીવનપુષ્પની પાંખડી ખરી પડવા પછી ફળની આશા રાખવી એટલે આકાશકુસુમ મેળવવાની ઇચ્છા કરવી.

યુવાઋતુ ભૂલ, મદ, મિથ્યાભિમાન અને બિન અનુભવનો પણ સમય છે. પ્રમાદ, બેદરકારી અને વધારે પડતા કાબુથી યૌવનની તેજસ્વિતા ઝાંખી ન થાય તેમજ યૌવનના વિકાસને બાધ ન નીવડે એટલા માટે યુવકોને વડીલની સલાહ, અનુકંપા અને પ્રોત્સાહનની જરૂર છે. નિન્દા, ઠપકા અને નિરૂત્સાહી કરે એવાં વચનોદ્વારા પ્રતિકૂળ ઘોતન ન થતું હોય તો યુવાન હૃદયમા ચેતન છે, શકિત છે, મહત્વાકાંક્ષા છે અને "ઝાડ ચઢું વડ ચઢું" એવી કાર્ય કરવાની ધગશ હોય છે-તેનો સદુપયોગ થવાને અવકાશ મળે, વડીલો પ્રાથેના સંબંધમાં યુવકને પ્રેમ, માન અને શ્રધ્ધા હોય છે-ન હોય તો હોવી જોઇએ; અને તે પણ બાહ્યાડંબર માટે નહીં. પ્રેમ વિહોણું માન સબરસ વિહોણાં ભોજન જેવું લુખું છે. જેવા સંસ્કાર તેવો યુવક-તેનાં જીવનની ઇમારત માંતાપિતાનાં લક્ષણ અને ગૃહસંસ્કારની આધાર શિલાપર ચણાય છે.

યૌવનમાં કાવ્ય અને ઘડપણમાં તત્વજ્ઞાન. વ્યાવહારિક બાબતમાં પણ એજ નિયમ બહુધા લાગુ પડે છે, યૌવનમાં મનુષ્ય બાહ્ય દુનિયાના રંગ ઢંગ ઉપરથી કલ્પના કરી જીવનના આદર્શ નક્કી કરે છે અને પ્રૌઢ થતાં તેનો અમલ કરે છે. યૌવનમાં થએલી ભૂલ આખી જીંદગી સાલે છે, યૌવનમાં મેળવી લીધેલું ચારિત્ર્ય બળ જીવનસમગ્રને સુખી કરે છે.

જીવનની લંબાઈ વર્ષોથી મપાતી નથી પણ કાર્યથી અંકાય છે. યુવકોમાં શોધકબુદ્ધિ હોય છે; ન્યાય તોળવાની આવડત ઓછી. યુવક કામ કરનાર હોય છે; સલાહ આપનાર નહીં, પણ તે નવી યોજના માટે અને નહીં કે નક્કી થયેલાં કાર્ય પરત્વે. તેજસ્વી પુરૂષમાં વયના પ્રમાણ અનાવશ્યક છે. બુદ્ધ, શંકરાચાર્ય




માર્ટીન લ્યુથર વગેરેનાં પુખ્તાવસ્થાનાં કાર્ય જોતાં એક યુવક ધારે તો ગમે તેવું મહાન કાર્ય કરી શકે છે. અલબત્ત તેને માટે આવશ્યક શક્તિ અને ગુણ તેણે સંપાદન કરેલા હોવા જોઇએ. યુવકના સંઘબળથી કેવાં અને કેટલાં દેશોદયનાં કાર્ય થઇ શકે તે સ્હેજે સમજી શકાય એવું છે.

સોક્રેટીસ યુવકને દર્પણમાં જોવા કહે છે. દર્પણમાં તમારી પ્રતિકૃતિ જોઇને સૌંદર્યવાન હો તો સૌંદર્યને દૂષણરૂપ થઇ પડે એવું આચરણ રખે કરતા. બલ્કે બાહ્ય સૌંદર્યના જેવું આન્તરસૌંદર્ય પણ ખીલી નીકળે એમ કરજો. જો બદસૂરત હો તો તેને સદ્‌ગુણથી શોભાવજો. સદ્‌ગુણ મનુષ્યનું ખરૂં સૌંદર્ય છે અને વાણી ભૂષણ છે. આત્મસ્ફૂર્તિ, આત્મ-નિયમન, અને સંયમી જીવન ઉપર જીવન સાફલ્યનો આધાર છે. વિનય, વડીલની આજ્ઞાનું પાલન અને આપ્તજનો માટે સ્નેહભાવ એ યુવકનાં ભૂષણ છે યુવક બન્ધુઓ. વૃદ્ધની નિન્દા રખે કરતા, કારણ કે યુવકોએ પણ વૃધ્ધ થવાનું છે. ચાલાક હોય તેને બધા ચાહે એવો નિયમ નથી. સ્નેહાળ સ્વભાવ, ચારિત્ર્ય અને સદાશયને લીધે બધાં ચાહે છે; તેની સાથે ચાલાકી હોય તો સોના સાથે સુગંધના મેળ જેવું.

યુવાઋતુના સુવર્ણકાળમાં સદ્‌ગુણ ભલાઇ અને સત્સની પસંદગી ડહાપણ પૂર્વક કરી લેવી ઘટે છે, કારણ કે તે મુજબ યૌવનકાળનું માન કે અપમાન, કીર્તિ કે અપકીર્તિ તરફ વળી જાય છે. જ્યાં સુધી શરીર આરોગ્ય છે, શરીરમાં જોમ છે ત્યાં સુધીમાં જેટલાં સારાં કામ થાય એટલાં કરી લ્યો. દુન્યવી આનંદની તૃષ્ણા જાળમાં રખે સપડાઇ જતા. A youth of revels breeds on age of care.

ગૌતમબુદ્ધ કહે છે:—"એક બાળકના વિચાર એવા હોવા જોઇએ કે જેણે મ્હારૂં પોષણ કીધું તેમનું હું કરીશ. મ્હારા ગૃહસ્થી તરીકેના ધર્મ બજાવી માલમિલ્કતનું રક્ષણ કરી તેમના ખરા વારસ થવાની લાયકાત સિધ્ધ કરીશ તેમનો વંશજ હોવાનું અભિમાન માત્ર વાણીમાંજ નહીં પણ વર્તન પ્રદેશમાં ચિરતાર્થ



દંર્શાવીશ: તેમનો દેહ વિલય થયા પછીયે તેમની સ્મૃતિ તાજી રાખવા પ્રયત્ન કરીશ."

સિધ્ધાંત વિહોણું 'જીવન સૂકાની વિનાની નાવ જેવું છે. સિધ્ધાંત બાંધી તેનું પાલન કરવામાં જીવનનું મૂલ્ય છે-મનુષ્યત્વ છે અને આવાં યશસ્વી જીવનની એક પળ શુષ્ક જીવનના યુગ કરતાં સમાજને વધુ ઉપયોગી છે. સદાશયી મનુષ્ય બધાને જીતી શકે છે. વૃધ્ધોને-વડીલોને સ્નેહાળ શબ્દોથી વિનવો. સ્નેહાળ શબ્દોમાં વશીકરણ્ છે, અને શુભેચ્છા એવી એક કુંચી છે કે કોઇપણ હૃદયને બારણે તાળું મારી શકે છે. પ્રગતિપન્થે પ્રયાણ કરવાનો આ જમાનો છે. યુવાનીને સફળ કરવાનો સુયોગ્ય સમય છે.

આજના યુવકોમાં જોઇએ તેવી શારીરિક સંપત્તિ નથી, માનસિક અને નૈતિક બળ નથી. હોય તો અપવાદરૂપ. જમાનો એવો છે, કારણ પાશ્ચાત્ય રહેણી કહેણીનું જાણે અજાણ્યે થતું અનુકરણ, આધુનિક કેળવણીની પ્રથા અને બાળલગ્નની બદી. સંસ્કૃતિના અભાવે અને સંસારની અર્થહીન ક્રિયાઓને લીધે આવી સ્થિતિ પગભર થતી જાય છે. ઉન્નતાવસ્થા પુનઃપ્રાપ્ત કરીને ઉત્કૃષ્ટ જીવન જીવવું હોય તો વ્યસનોને તિલાંજલી આપવી. બ્રહ્મચર્ય પાલનથી શરીર બળ કેળવવું, સાદું જીવન ગાળતાં શિખવું, વિદ્યાર્થી જીવનના નિયમોનું પાલન કરી કેળવણી લેવી અને સુસંગતિમાં રહીને સત્સાહિત્યનું સેવન કરવું ઘટે છે. જાગ્યા ત્યાંથી સવાર ગણીને ચેતીને ચાલીએ તોયે સુધારણાને અવકાશ છે. યુવક ધારે તો અશક્યતાના વિચારને મગજમાં ઘુસવાજ ન દે. અનિષ્ટ તત્વોનું જ્ઞાન થયે તેને વિના વિલમ્બે ઉચાળા ભરાવેજ છૂટકો. માત્ર વાણી વિલાસ અને વિચારની માળા ફેરવ્યે કેન વળે વાણી વિચાર અને વર્તનની એકરૂપતા જોઇએ.

આજનું જીવન પરાલંબી થતું જાય છે. સ્વાવલંબન અને શુદ્ધ સ્નેહનો અભાવ છે. સ્વાશ્રય ફતેહની કુંચી છે. ખોટા દમામને લીધે પાશ્ચાત્ય કેળવણી લેનારા યુવકો વડીલોની સેવા કરવાને બદલે તેમના તરફથી સેવાકાર્યની (સુધરેલી રીતે) ઇચ્છા રાખતા દેખાય છે. આવા અણઘટતાં વર્તનમાં દંભનો દોર ચાલે છે. માતાપિતાની સેવા એ પ્રથમ ધર્મ છે. કર્તવ્ય પરાયણતાના અજ્ઞાનને લીધે સુચારિત્થી સુખરૂપ થવાને બદલે પુત્રો માબાપને દુઃખરૂપ થઇ પડે છે.

યુવાવસ્તુમાં કરવા જેવા કામ કરો. આદર્શદર્શી થઇ તમારા જીવનનાં ધ્યેયે પહોંચવા સફળ પ્રયત્ન કરો. દેશ દીપક નજ થઇ શકો તો કુલદીપક થવા યે યત્ન કરો, માનવ જીવનમા કોઇનું હિત ન સધાયું તો તે શા અર્થનું? કવિ કયે છે:

"યુવાવસ્તુ અફળ ગઇ ફરી ન આવે."

---




છું,? હું પણ એક વેળા ચાંદની રાત અને શરયુની મીઠી મીઠી વાતો સિવાય બીજા કશામાં માનતો નહિં. મ્હારી નજરમાં એ રમ્યાં કરતી. મ્હને જીવન અને જગત વિષે વિચાર કરવાનીએ ફુરસદ નો'તી. મ્હને તો લાગ્યા કરતું કે જ્યાં સુધી જગતમાં મ્હારી શરયુ છે ત્યાં સુધી બધુંજ સુંદર છે પણ એક વાર જ્યારે મેં મ્હારી સુંદર અને શરમાળ શરયુને કહ્યું કે "ત્હારા વિના મને નથી ચાલતું, હું ત્હારા વિના જીવી શકીશ નહિ," ત્યારે એ બોલી "મધુ, આ સંસારમાં આપણે જ્યા ઘણી વસ્તુઓ વિનાજ ચલાવી લઇએ છીએ ત્યાં એક શરયુ વિના તમને નથી ચાલતું એ હું કેમ માની શકું? અને એમ હોય તોપણ શરયુ બિચારી શું કરી શકે એમ છે? શું તું નથી જાણતો કે સમાજમાં રહીનેજ માનવી પોતાનું કલ્યાણ કરી શકે છે? વળી ત્હારા જીવનની જવાબદારી મ્હારા ઉપર શા માટે નાખે છે? આજના જગતનો સૌથી મહાન સવાલ આજ નથી શું કે કોણે કોની અને કેટલી જવાબદારી લેવી જોઇએ?" મધુ બોલ્યો "હા એ બધું હું એ જાણું છું પણ પ્રેમના રાજ્ય નિરાળાં છે પ્રેમમાં જવાબદારી જેવું કશુંજ નથી તું મ્હારી થાય એટલે હું બધું સંભાળી લઇશ" શરયુ બોલી "તું હજી જગત અને જીવન વિષે અભ્યાસ કરે એમ મ્હારી ઇચ્છા છે તું આવો પાગલ છે એમ મેં નો'તું ધાર્યું." મધુને લાગ્યું કે શરયુ તેને બનાવી રહી છે, મશ્કરી કરી રહી છે. શરયુ સમાજથી ડરે છે. પછી મેં તેને કહ્યું "તું અને ત્હારો સમાજ એકલાં રહેજો. હું એક એવા સમાજની રચના કરીશ જ્યાં મધુ પણ હશે અને શરયુ પણ તે સમાજમાં સભ્ય હશે, નહિ હશે ફક્ત પોકળબાઝી એટલું બોલી હું ત્યાંથી ઉઠ્યો." "ત્હારા નવા સમાજની તને હું અત્યારથી મુબારકબાદી આપું છું" શરયુ બોલી ગઇ.

થોડા દિવસ પછી શરયુના લગન થયાં. મધુને લાગ્યું કે લાવ એક છેલ્લી મુલાકાત કરી આવું. એ ગયો. શરયુએ એને તરત પુછ્યું "કેમ મધુ ત્હારા નવા સમાજના શા સમાચાર છે?" "તને એની ચિંતા શા માટે રહે છે? અમે અમારું ફોડી લઇશું." મધુએ વાત બંધ કરવાનો પ્રયત્ન કર્યો "મધુ હજી એ કહું છું, કે ત્હારી ઘેલછા મૂકી દે અને મ્હારી માફક સમાજ પાસેથી એકાદ સર્ટીફીકેટ માંગી લે" શરયુ બોલી સ્ત્રી આગળ હાર કબૂલી મધુ બોલ્યો. "શરયુ હવે કોની સાથે રહેવા માટે એ બધું કરું?" શરયુથી હસી જવાયું. મધુ ત્યાંથી છેલ્લી સલામ કરી ઉઠ્યો.





હાર્યો જુવાન કવિતા લખવા લાગ્યો. એની કવિતામાં હાર-જીતના કરૂણ ગાયનો હતાં, જીવનની પેલે પાર રહેલ આત્માનો નાદ હતો, નવા સંસારની ઝંખના હતી, સમાજ સાથે વેર લેવાની વૃત્તિ હતી. શરયુ વિષેની એની તીખાસ હતી. આ બધું હોવા છતાં કોઈ જાણતું નોતું કે એ કવિ છે કોણ?

એક મેળાવડામાં શરયુ પોતાના પતિ સાથે હાજર હતી. એ જલસામાં અજાણ્યા કવિનું એક સુંદર ગીત એક નાની બાળકીએ અતિ મધુર કંઠથી ગાયું. ગીતનો ભાવાર્થ હતો:-

"હું મારા નવા સમાજની જગત દેખી શકે એવી રચના કરી શક્યો નથી તેનો મને જરાપણ અફસોસ નથી. મ્હારો સમાજ મ્હારી કવિતામાં છુપાએલો રહે એમ ઇચ્છું છું. જ્યારે હું અને શરયુ નહિ હશું ત્યારે એ સમાજ પેદા થશે." ગીત સાંભળ્યા પછી શરયુ ચકિત થઇ ગઇ, અને પતિને કહેવા લાગી, "આવાજ એક પાગલ કવિ સાથે મને મિત્રતા હતી. એને પણ નવા સમાજની ઘેલછા લાગી હતી, પણ એણે સમાજથી હાર ખાધી. એ ક્યાંક છુપાઇ ગયો, હોઇ શકે છે કે આ ગીત મધુનુંજ હોય"- "શરયુ હું એ કવિને ઓળખું છું. એ પેલો પાગલ મધુ. મેંજ એને કવિતા લખવા માટે કહ્યું હતું. એ જરા ઉતાવળીયો છે. નવા સમાજની રચના કાંઇ એક બે વરસમાં નહિ થાય. એ સમાજને વર્ષો લાગશે. કદાચ આપણે ત્રણે નહિ હોઇશું ત્યારે એ સમાજ સંસારમાં આવશે." પતિએ શરયુને જુના કવિની ઓળખ આપી. શરયુ ઘેલી ઘેલી બની ગઇ. એણે કવિ ઉપર પત્ર લખ્યો:—

પ્રિય કવિશ્રી,

તમારા નવા સમાજનો પાયો નંખાયો છે. આખી ઇમારત ઉભી થતાં વર્ષો લાગશે. મ્હારી તમને મુબારકબાદ"

લી. આપની

શરયુ.

## યુવા અને જરા

યદા વિશ્વ યૌવન સાળુ પહેરે
વૃક્ષો બધાં નવ પલ્લવ પામે,
બગ હંસ સમ જ્યારે રાચે
ને પ્રતિ કુમારી રાણી દીસે;
તદા ઘુમજે યુવા વિશ્વ સમસ્તે
થોભ યૌવનને નવ શોભે,
યુવાન લોહી આત્મવિકાસ વાંચ્છે
જયમ શ્વાન પણ ભાગ્યદિન એક ઇચ્છે

દ્રઢત્વ જ્યારે પ્રતુલાલ વરશે
ને છોડ કુણા કુમળાઇ જશે,
ઉલ્લાસ મસ્તી શિથિલ ભાસે
ને વિશ્વ સારૂં રસહીન લાગે;
તદા ગૃહે તું પરિવાર પ્યારા
અશક્ત વૃધ્ધો મહિં સ્થાન લેજે.
વાચ્છું વિભુ હે એ સ્નેહ મૂર્તિ
જે યૌવને તવ હૃદયેશ્વરી 'તી.*

"સાગર" જેતપુરી.

*Charle's Kingsly ના youth & age નો ભાવાનુવાદ

વેપારી  ડિરેકટરી



આ ખાના માટેનો માસિક ચાર્જ ફક્ત એક રૂપીઓ. બાર માસ માટે રૂા. ૧૨) જાહેર ખબર આપનારને ૭ આનાનો 'કારવાં'નો અંક પણ મળે છે.

"Karavan" Agents:-
1) LIMBADA & Co.
22, Diagonal street,
JOHANNESBURG
2) UNION PRINTING WORKS
91, Victoria Street.
DURBAN.

પત્રવ્યવહાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો.

# ઇન્કિલાબ



## નો



# ઇતિહાસ

### [ એક ઇતિહાસિક સત્યનો પ્રકાશ ]

લેખકઃ–અબ્દુલ જબ્બાર સી. અમીન

હિંદના વિપુલ સાધન-સાહિત્યો, એનાં અખુટ ભૂમિ-ભંડાર, એનાં અમાપ ધન-ભંડારો, એનું અપાર ખેતી-ધન, એની અસીમ દોલત અને વૈભવથી એના પ્રતિ કોણ આકર્ષાયું નથી? સેંકડો નહિં, બલ્કે હજારો વર્ષથી એકધારી રીતે એ દેશ પોતાના ઉપલાં આકર્ષણોના કારણે આખાય જગતને પોતાની પ્રતિ આકર્ષી રહ્યો છે. એ ભારત વર્ષ એટલું નસીબદાર છે! તે એજ નસીબદારીના પ્રતાપે હજારો વર્ષથી એ ભૂમિ પરદેશીઓના હુમલા ઓનો ભોગ બની રહી છે. એટલીજ એની કમનસીબી છે!

તે આજે પણ જગતના રાજનીતિજ્ઞ પુરૂષોને સૂર્ય જેમ પ્રકાશિત છે કે એ દેશ જેની સત્તા હેઠળ હશે તેજ પ્રજા જગતમાં દિગ્વિજય સહેલાઇથી ભોગવી શકે છે, તે અજીત કૌમનું ઝળકતું જીવન જીવી શકે છે.

વાત પણ ખરી છે! ૩૫ કરોડ ઉપરાંત ઇન્સાનોથી આબાદ, એક ખંડ સમો વિશાળ દેશ પોતાના અપાર જન-સંખ્યા બળ અપૂર્વ સાધન-બળ, અમાપ સહિત્ય-બળ, એનાં અખુટ અનાજ ભંડારો, અને વિપૂલ ધન-ભંડારોથી હિંદ શું નથી કરી શકતું? અરે, ભારત વર્ષ તો એની માલેક-રાજકર્તા કૌમની કામધેનુ છે!

તે આજે પણ એ એવુંજ છે જેવું એ કાલે હતું. ઇતિહાસના લગાર પૃષ્ઠો ઉથલાવી જુઓ! લગાર ધ્યાનપૂર્વક નિહાળી મનન કરી જુઓ! વાત એ સહેજે સમજાઇ જશે કે લગભગ દરેક સદીના પછી કે કદી સદી સદીયે હિન્દુસ્તાન જન્નત-સમાન ભૂમિથી આકર્ષાઈ એના ઉપર કોઇને કોઇ એવી પ્રજાએ હુમલો કર્યો છે કે જે પ્રજા મધ્ય એશીયા કે તેની આસપાસના પ્રદેશમાંથી ચઢી આવી છે. દરેક સો વર્ષ પછી ઇતિહાસે **એ સત્યનું પુનરાવર્તન** કર્યું છે. એજ પુનરાવર્તન પરિવર્તનો, ક્રિયા-રાજ્ય-પલટાઓ કે પરદેશી આક્રમણોથી રક્ષણ કરવા પાછળ હિન્દની ઘણીખરી દૌલત વેડફાઇ ગઇ છે કે હુમલા કરનારાઓ પરદેશ સમેટી લઇ ગયા છે.

**હિન્દુસ્તાનની કંગાળ દશા, એની પડતી, એના હુન્નર-ઉદ્યોગોના પતનના ભેદ અને રહસ્ય એ આક્રમણો અને ઇન્કિલાબોમાંજ સમાયાં છે!**

હવે હિન્દુસ્તાન ઉપર સદીઓથી જે હુમલાઓ થતા રહ્યા છે તે હુમલાઓના લગભગ ઇ. સ. વર્ષ, એ હુમલા લાવનારોના નામ, તેમનાં રહેવાના સ્થળ સંબંધી નીચે એક કોઠો આપવામાં આવે છે તે ઉપરથી ઉપરોક્ત દર્શાવેલ સત્યનો સ્પષ્ટ સ્ફોટ થઇ જશે.




| હિન્દ પર હુમલો કરનારનું નામ | ક્યાંથી આવ્યો | ક્યારે આવ્યો લગભગ ઇ. સ વર્ષ | ટીકા |
|---|---|---|---|
| દારા (ડરાયસ) | ઇરાન | ઇ. સ પૂર્વે ૫૧૫ | |
| મહાન સિકંદર | ગ્રીસ દેશ | ,, ,, ,, ૩૨૭ | |
| સેલ્યુકસ નિકેટર | બાક્ટ્રીયા | ,, ,, ,, ૩૦૫ | |
| મીનેન્ડર | ,, (બલ્ખ) | ,, ,, ,, ૧૫૦ | |
| સીથીઅન કે શક | મધ્ય એશીયા | ઇ. સ. ૪૫ | |
| યુએચી કે કુશાન. | ,, [ તુરાન ] | ,, ,, ૧૨૦ | |
| હુણ | મધ્ય એશીયા | ,, ,, ૨૫૦ | |
| ,, | ,, | ,, ,, ૩૬૮ | |
| ,, | ,, | ,, ,, ૪૫૬ | |
| મીહીર ગુલ | ,, | ,, ,, ૫૨૮ | |
| મુહમ્મદ બિન કાસિમ | બગદાદ | ,, ,, ૭૧૨ | |
| મહમૂદ ગઝનવી | ગિઝની | ,, ,, ૧૦૦૧ થી ૧૦૨૪ | એણે હિન્દ ઉપર સત્તર સવારીઓ કરી. છેલ્લી સવારી ૧૦૨૪માં સોમનાથ ઉપર કરી હતી. |
| મુહમ્મદ શાહબુદ્દીન ગોરી | ગોર (અફગાનીસ્તાન) | ,, ,, ૧૧૭૬ | એણે છેલ્લો હુમલો ૧૧૯૩માં કર્યો. |
| ચંગીઝખાન મંગોલ | મધ્ય એશીયા | ૧૨૨૬ | |
| મોગલ-પ્રજા | ,, | ૧૨૯૫ | |
| તૈમુર | ,, | ૧૩૯૮ | |
| બાબર | ,, | ૧૫૨૬ | |
| હુમાયૂં | ઇરાન | ૧૫૫૬ | |
| નાદિરશાહ | ,, | ૧૭૩૮ | |
| અંગ્રેજ-પ્રજા:– (ઇસ્ટ ઇન્ડીયા કું.) | ઇંગ્લાંડ | ૧૭૫૬ | પ્લાસીના યુદ્ધમાં કલાઇવે જીત મેળવી હિન્દમાં બ્રીટીશ સત્તા સ્થાપી. |
| અહમદશાહ અબ્દાલી | કાબુલ | ૧૭૬૧ | મરાઠા સત્તાનો લગભગ નાશ થયો. |
| દેશી સિપાહીઓનો બળવો | | ૧૮૫૭ | બ્રિટિશ સરકારે હિન્દનો કબજો લીધો. |




એ છે ભૂતકાળના હિન્દ ઉપર થએલા હુમલા અને હિન્દમાં થએલા કતલખાનાઓનો **ઇતિહાસ!** હવે આધુનિક સમયમાં કોઇ આક્રમણનો ભય હિન્દના માથે ઝઝુમે છે કે કેમ તે તપાસીએ. વીસમી સદીના પ્રારંભ પહેલાંજ રશીઆના ઝારનો ભય હિન્દને લાગતો રહ્યો. ગત મહાન યુરોપીઅન વિગ્રહના વર્ષોની આખોએ ઝુલમગર ઝાર અને તેની સત્તાનો નાશ થતો જોયો; ત્યાર પછી બોલ્શેવીક રશીયા ઉત્પન્ન થયું. એનાં ડોળા પણ હિન્દ ઉપરજ હતા. એ રશીયા ઉપર હીટલરે ખૂંખાર આક્રમણ કર્યું. તે કાળ લગી એ રેડ-ભય હિંદ માથે ઝઝુમતોજ હતો. પણ એ ભય હવે નીકળી ગયો છે.

એ રાતો-ભય ઉપરાંત દૂર પૂર્વ તરફથી "પીળો-ભય" (જાપાન) હિન્દ તરફ દૂરથી ડોકીયા કરતો દેખાય છે. આ બે ભય; લાલ અને પીળો, એમાંથી એક "રેડ"-ભય તો હાલ હતો ન હતો થઈ ગયો છે; પરંતુ એ ભયનું સ્થાન બીજા ભયે લીધું છે! ને એ ભય વધતો જાય છે! એ ભય તે નાઝી આક્રમણ!

નાઝી જર્મનીએ સોવીએટ રશીયા ઉપર ભારે આક્રમણ કર્યું છે. કદાચ એ નાઝી ધાડાં ટ્રાન્સ-કોકેશીયા સુધી ઇરાનની સરહદ નજીક આવી પહોંચ્યા તો ઇરાક કે ઇરાનના માર્ગે તેઓ હિન્દ ઉપર આક્રમણ લાવી શકે છે. હિન્દના માથે હાલ આ બે ભય તો છે; પરન્તુ જ્યાં લગી બ્રિટિશ સરકારની સરહદ ઉપરની કીલ્લેબંધીઓ મજબુત, અને સંગીન છે; ને જ્યાં લગી બ્રીટીશ સરકારની પશ્ચિમમાં જીબ્રાલ્ટર અને સુએઝ અને પૂર્વમાં સિંગાપોરની અભેદ ચોકીઓ, હદે-સીકંદર સમી નાકાબંધીઓ સલામત અને સંગીન છે ત્યાં લગી હિન્દ ઉપર એકાએક હુમલા થવાનો સંભવ ઓછો છે. છતાંય કદાચ હિન્દના સુખ શાંતી અને ચેન, દુઃખ, અશાંતિ અને બેચેનીમાં ફેરવાઈ જાય, અને હિન્દની સંસ્કૃતી, હિન્દનાં વિદ્યા-વિજ્ઞાન, હિન્દના હુન્નર-ઉદ્યોગો ફરી એક વાર એ નવિન હુમલાની ભેટ થઇ જાય તો એવા સમયે દરેક હિન્દીની શી ફરજ છે તે સમજી લેવાની જરૂર છે. પાણી પહેલાં પાળ બાંધવાની જેમ જરૂર છે તેમ એ હુમલાના ભયથી પ્રજાને સાવચેત કરી રક્ષિત કરવાની ફરજ લીડરો અને સરકારની છે.

દેશના આગેવાનો, જીમ્મેદાર અમલદારો દેશના દ્વારે ડંકાના જંગના રણશીંગડાંથી હિન્દીઓને સાવચેત કરી રહ્યા છે, પોતાની ફર્ઝનું ભાન સમજી બીજાઓને તેમની ફર્ઝનું ભાન કરાવી રહ્યા છે, ને દેશના રક્ષણાર્થે હિન્દુ અને મુસ્લિમ પ્રજાને એકત્ર થઈ પોતાથી બનતું કરી સ્વદેશ-રક્ષણાર્થે પોતાનો ફાળો અર્પવાની હાકલ કરી રહ્યા છે, છતાં હિન્દુ અને મુસ્લિમ પ્રજાની આંખો ઉઘડતી નથી. હિન્દુ-મુસ્લિમ હૃદયો જોડવા ન તો કોંગ્રેસ જેવી હિન્દની મહાન ગણાતી સંસ્થા પ્રયત્ન કરે છે, ન તો મુસ્લિમ લીગ કૈં મંથન કરે છે. પરંતુ ઉલ્ટાં હિન્દુ-મુસ્લિમ એકસંપીમાં વધુ ને વધુ ફાટ અને અંતરાય પડે તેવી કારવાઇઓ જીમ્મેદાર વ્યક્તિઓ કે સંસ્થાઓ તરફથી થઇ રહી છે. એ બીના કૈં ઓછી અફસોસજનક છે?

ખુદા સૌને પોતપોતાની ખરી ફર્ઝ પીછાણવાની સદ્‌બુદ્ધિ અર્પો. આમીન.

# મૃત્યુ

['સાગર'—
—જેતપુર]

( મારી ડાયરીનું એક પાનું )

૩૦ એપ્રીલ...

મેં તેને આજ પહેલીજવાર જોયું. સૌમ્ય, ભયાનક ને નિર્દય મૃત્યુને! તે પોતના અપાર જુલ્મ અને ભયાનકતાના હથીયારોથી સજ્જ હતું.

પહેલીજવાર મેં તેને છેક મારી નજીક દેખ્યું. અરે, ખૂની મૌત! તેં જેને આજ મારાથી જુદી કરી દીધી તે મારી એક વ્હાલી સખી હતી....હમદર્દ બેન... એક સદ્‌ગુણી સુંદરી એક દુઃખીયારી બેવા, અને થોડાંક નિર્દોષ યતીમોની એકલી આધાર!

છેલ્લા બે મહિના ભયંકર ખેંચતાણ થતી રહી. ઇન્સાની બળ અને મૃત્યુની વચ્ચે.

મૃત્યુને સફળતા મળી.

તે ધીરે ધીરે ચુપકીથી પોતાનું કામ કરતું રહ્યું..નિર્દય પણ મુંગા હાસ્ય સહ!

અમે દર્દીને દવા આપતા રહ્યા. શ્રેષ્ટ ડૉકટરોની મહેનત અને કોશિશોથી તૈયાર કરેલી દવાઓ!

આ દવાઓ તે હસ્તોથી દેવાતી હતી જે નિત્ય, તેનું જીવન દિર્ઘાયુ બને એવી પ્રાર્થના માટે ખુદાની સમક્ષ ફેલાતા.

તેના સંબંધીઓ અને દોસ્તોના દિલગીર અને પરેશાન ચહેરાઓ નિરંતર તેના પલંગને ઘેરી રહેતા.

તેઓ તેની દવા અને સેવાના કામોમાં લાગ્યા રહેતા, અને સાથે સાથે દુઆઓ માંગતા. સાચા હ્રદયથી અને દર્દથી ભરપૂર દુઆઓ,

તેના જીવન માટે!

તેઓને સંતોષ થતો. તેમની પ્રાર્થનાઓ, તેમની દવાઓ અને સર્વથી વધીને તેમની તનતોડ સેવા કદી પણ વ્યર્થ નહિ જાય પણ જ્યારે દર્દીની હાલત વધુ લથડતી ત્યારે તેઓ ગભરાઇ જતા. દુઆઓ ઔર ઝઆ દર્દથી માગતા, દાન દેતા, નવા ડૉકટરો બોલાવવામાં આવતા. નવી દવાઓ પીવરાવવામાં આવતી સેવા કરનારાઓ વધુ સાવચેત બની જતા.

મૃત્યુ ચુપચાપ વ્યર્થ ધીરે ધીરે પોતાનું કામ કરતું રહ્યું. કમજોર ઇન્સાનના વ્યર્થ પ્રયત્નો કાળના બળવાન ચક્રને જરા પણ પાછળ હટાવી ન શકયા. મૃત્યુના પંજામાં સપડાએલી મરીઝા મૃત્યુ શૈયાએ પોતાની સેવા કરનારાઓના કલ્પિત વિજય પર હસતી અને પોતે પણ તેઓની આશાઓમાં સાથે રહેતી.

ઉદાસ અને દુઃખપૂર્ણ આનંદ સહ!

મને તેણીનું હસવું હંમેશાં શંકામાં નાખી દેતું. હ્રદય પર ફટકો લાગતો. કોણ જાણે કેમ?

કદાચ અમારી પ્રાર્થનાઓ અને આશાઓ તેણીને આત્મિક શાન્તિ અર્પતી હશે. મૃત્યુ અને ઝિંદગીની ખેંચતાણ. તેને માટે વધુ કષ્ટમય થતી હશે.

ઝાલિમ, નિર્દય મૃત્યુએ પોતાનું કામ મૌનપણે ચાલુ રાખ્યું.

આજે સવારેજ હું તેને પંદર દિવસ પછી જોવા ગઇ હતી. તેની તબીઅત આ દિવસોમાં વધુ ખરાબ રહી, પણ અમે દવાઓ અને દુઆઓ પર શ્રધ્ધા રાખનાર-ઇન્સાનોની આશાઓ બાંધેલી હતી. તે અતિ કષ્ટ અને બેચેની ભોગવી રહી હતી.




તેણીએ મારી તરફ લાચાર અને સ્નેહભરી દૃષ્ટિએ જોયું. હું ધ્રુજી. કલાકેક ત્યાં બેઠીઃ ભયંકર, પરેશાન, અમંગળ વિચારોથી ઘેરાએલી.

હું બેસી રહી. બિલકુલ ખામોશ! તેની ગરમ પેશાની અને ફિક્કા હાથોને ઘસતી, તે પણ કંઇ ન બોલી, મને શી ખબર કે તે હવે થોડા કલાકોની મેહમાન છે!

ચાર વાગે ખબર પડી કે તેની હાલત અત્યંત નાજુક છે. તરતજ હું ત્યાં ગઇ. તેને જોઇ. શ્વાસ રોકાઇ રોકાઇને કષ્ટથી આવતો. ખુલ્લી આંખો દીવાલની તરફ એવી રીતે લાગેલી હતી જાણેકે કશું દેખાતું ન હોય. નિર્દય, ભયાનક મૃત્યુ, સામે ઉભું રહી હસી રહ્યું હતું. એક છેલ્લી હિચકી-દર્દનાક આહ સાથે મરીઝાનો અંત આવ્યો.

અરે ખુદા, આવો અંત?

તે બનાવો અને તકલીફો, જે તેની સાથે હતાં, હમેશા માટે તેની સાથે ફના થયાં.

તેનું મૃત દેહ તદ્દન લાગણી હિન અને ખામોશ હતું

આહ! દુનિયાની કોઇ સત્તા તેને હવે સજીવન કરી શકે એમ નથી. છેલ્લા બે મહિના તેને જરાય ચૈન નહોતું. આ વખતે તે પોતાને રોનારાઓની હૃદયદ્રાવક ચીસો અને રોના પીટવાના દિલતોડ અવાજો છતાં, પુરેપુરી શાંતિ અને ઠંડાઇથી હાલ્યા ચાલ્યા વગર પડી હતી. પહેલાં એને કોઇ પડખે નહોતું પડતું, પણ હવે-સમજ પડતી નથી કેમ-આટલા આરામથી પડી રહી હતી.

"ન હવાએ દહરથી દિલ કુશા,
ન ફિઝાએ બાગ થી જાં ફ્ઝા
જિસે ઢુંઢતા થા 'મરીઝે ગમ,
વોહ સુકૂન ઝેરે મઝાર હૈ."

સાંજનું તિમિર ફેલાતું હતું તેના પલંગની આસપાસ અનંત, દુઃખપૂર્ણ ચહેરાઓ ફિક્કા પડી ગયા હતા.

કોઇએ દીપક સળગાવ્યો. તે તેવીજ રીતે ખામોશ અને શાન્ત પડી હતી. એવું લાગતું હતું કે જાણે તે અમારાથી ઘણે દૂર ચાલી ગઇ હતી.

તેને નવરાવી કફન પહેરાવ્યું. તેનો ચહેરો કફનથી ઔર સુફેદ અને નૂરાની લાગતો હતો. તેની ઉપર સુગંધીઓ છાંટવામાં આવી. સફેદ મોતીયો અને ગુલાબની એક ઠંડી ચાદર નાંખવામાં આવી. તેના કાળા અને લાંબા વાળ તેના ફિક્કા ચહેરા ઉપર પથરાએલા હતા.

અવ્યવસ્થિત પણે!

---

# "ઝેબુન્નિસા"

લેખક:-"મઝાક" સાહેબ (ડભોઈ)

ઝેબુન્નિસા દિલ્હીના બાદશાહ ઔરંગઝેબની પુત્રી થાય છે આપનું બાળપણનું નામ ઝુબેદા બેગમ હતું. પછીથી તે બદલીને ઝેબુન્નિસા રાખવામાં આવ્યું. ઔરંગઝેબની ચાર પુત્રીઓ ઝીનતુન્નિસા, ઝેબુન્નિસા, મેહરૂન્નિસા અને બદરૂન્નિસા હતી તેમાં ઝેબુન્નિસા સર્વમાં હોશિયાર અને ચાલાક પુત્રી હતી. આપે સાત વર્ષની વયમાં કુર્આન શરીફ પુરૂં કર્યું હતું આઠ વર્ષની ઉમરમાં અરબીની પુરી તાલીમ લીધા બાદ હિસાબ કિતાબ, ફિલોસોફી વીગેરેની તાલીમ લીધી.

એક વખત આપની અરબી શિક્ષિકાએ પુછ્યું કે:-"અય શાહઝાદી સાહેબા, મને ફિલોસોફી તો આવડતી નથી માટે હું આપને અરજ કરૂં છું કે જમીનથી આકાશના તારાઓ કેટલે દૂર છે અને સર્વેમાં કોઈ દુનિયા વસે છે કે નહીં?"

ઝેબુન્નિસાએ જવાબ આપ્યો કે; "હું એતો બતાવી શકતી નથી કે જમીનથી આકાશના તારાઓ કેટલા દૂર છે પણ આપણને અહીંયાં એક આગીયા (જુગનૂં) જેટલા માલુમ પડે છે પણ હાં. તેમાં દરેકમાં અલગ અલગ એક દુનિયા હશે. જ્યારે દુનીયા હશે તો આબાદી જરૂર હોવીજ જોઈએ, ખુદાની કુદરતથી કોઈ ચીજ ખાલી નથી."

એક દિવસે આપે એક બેગમને હસતાં હસતાં પુછ્યું કે "સૂરજ આસમાનમાં ફરે છે તે શું એકરોજ છે?"

બેગમ-"બેટા એનો ખુલ્લુંજ છે કે પૂર્વમાં ઉગે છે અને પશ્ચિમમાં આથમે છે"

આપે કહ્યું-"સૂરજનો આવો ફેરો આપણી દુનિયામાં નથી. જો આપ દરિયામાં સફર કરશો તો આપને સમજાશે કે સૂરજની ફરવાની ગતી દરેક જગ્યાએ જુદી જુદી છે. ઘણી જગ્યાએ ત્રણજ કલાકની રાત હોય છે, કોઈ જગ્યાએ બે કલાક, તો કોઈ જગ્યાએ એક કલાક અને કોઈ જગ્યાએ તો રાત પડતીજ નથી. કારણકે આજુબાજુ સૂરજ આથમે કે પાંચ મીનીટ પછી તરતજ ઉગે" આ સર્વે વાતો ફિલોસોફીથીજ માલુમ પડે છે.

આપે કુર્આન શરીફનો ફારસીમાં તરજુમો ચાર પારાઓનો (સીપારા)નો કરી નાખ્યો હતો પણ આપના પિતાજી ઔરંગઝેબે આગળ લખવાને મનાઈ કરી જેથી આગળ લખવાનું માંડી વાળ્યું. આપ એક ઉત્તમ શાયર હતાં. આપને ફારસી, [illegible] [illegible] ઘણોજ શોખ હતો, અને લખી પણ છે; અને ત્યાં સુધી શોખ વધ્યો કે અરબીમાં પણ શાયરી કરી કવીતાઓ લખ્યા. આમનું ઉપનામ "મખફી" હતું.

આ બાજુ ઔરંગઝેબને શાયરીથી બિલકુલ નફરત હતી ત્યારે પોતાનીજ પુત્રી શાયરી કરતી હતી તે પણ પિતાની જાણ બહાર હતું. ત્યાં સુધી હુકમ હતો તે દીવાને હાફિઝ પણ શાહી મહેલોમાં રાખવામાં આવતું નહોતું




ત્યાં દીવાને હાફિઝ ઝેબુન્નિસા પોતાની પાસે છુપી રીતે રાખતી હતી. ઘણા બનેવા લોકોએ ઝેબુન્નિસાને બદનામ કરી છે કે આકિલખાનની જોડે છુપો વહેવાર રાખ્યો હતો અને ઐયાશ છોકરી હતી. પણ એ બિલકુલ જુઠું તોહમત મૂકવામાં આવ્યું હતું જ્યારે એના બાપ ઇસ્લામી કાનૂનને જાણનાર, માનનાર, અને જે ધર્મ વિરૂદ્ધ કામ કરે તેને ધર્મથી થતી સજા કરનાર, બાદશાહની દિકરી અને તે દિકરી કે જે ઇસ્લામી ધર્મની પુરેપુરી જાણકાર, માનનાર અને બીજાઓને ઉપદેશ કરનાર તે આવુ કરેજ નહીં. એ તો દેખીતુંજ છે કે એક પાકદામન શાહજાદી ઉપર ખોટુંજ તોહમત મુકવામાં આવેલું છે. જેણે પોતાની આખી ઝિંદગી પરદામાં ગાળી છે. કોઇ દિવસ પણ બેપરદા થઇ નથી. તે આવું અઘટીત કાર્ય કરેજ નહીં.

એક દિવસે રાત્રીએ રાજમહેલમાં સર્વે સુઇ ગયાં હતાં; ત્યારે ઝેબુન્નિસાની માતાએ બીજી બેગમોને ઝેબુન્નિસાના કમરામાં મોકલી કે જઇને શાહઝાદીને લગ્ન કરવાને માટે સમજાવો, અને રાજી થાય એમ કરો. આ અક્કલમંદ શાહઝાદી આવા કવખતે બેગમોને આવેલી જોઇને પોતે પુરેપુરી સમજી ગઇ હતી. સર્વે બેગમોએ શાહજાદી જોડે આમતેમની વાતો કરી. એક બેગમે વાતની છેડતી કરી કે "ખુદાએ માણસને કેમ પૈદા કર્યો છે."

શાહઝાદીએ તરતજ કહ્યું કે-"બંદગી કરવાને માટે. કુર્આન શરીફ પણ એજ ફરમાવે છે."

બીજી બેગમ-"ખુદાની બંદગી કરવાની શી મતલબ છે?"

ઝેબુન્નિસા-"શરીઅતમાં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે વરતે અને જે ચીજ હરામ કરી છે તેનાથી દૂર રહે."

ત્રીજી બેગમ-"ત્યારે તો શાહઝાદી સાહેબા શરીઅતમાં કહ્યું છે કે ઔરતે શાદી કરવીજ જોઇએ."

આ સાંભળતાંજ ઝેબુન્નિસા ચુપ થઇ ગઇ કારણ કે તે જાણતી હતીજ કે આ વાત ખાસ મારા માટેજ કરવામાં આવી છે. છતાં ફરીથી આ સવાલ ઉઠાવવામાં આવ્યો જેથી નાઇલાજે ઝેબુન્નિસાએ કહ્યું-"બેશક શાદી કરવી જાએઝ છે અને ઉમ્મત વધારવી એ પણ રસુલે ખુદા (સ. અ. વ. સ.)નું ફરમાન છે અને મારે પણ શાદી કરવી જોઇએ એને હું પે જાણું છું. આ બધી વાત મારાજ માટે ઉપાડવામાં આવી છે. મને શાદી કરવામાં કોઇપણ જાતનો વાંધો નથી પણ અફસોસ છે કે મારા લાયક મને પતિ નથી મળતો. મેં દરેક શાહઝાદાઓ, અમીર ઉમરાવોના છોકરાઓની તારીફો સાંભળી છે છતાં જેવો હું પતિ શોધું છું તેવો મળતો નથી, અને જેટલા જોયા તે પોતાનીજ મતલબના જોયા. આવા મતલબ પરસ્તોથી મને ઘણીજ નફરત છે કારણકે જ્યારે શાદી કરીને તેની જોડે આખી ઝિંદગી ગાળવાની છે, તેના કરતાં તો કુંવારાજ રહેવુ હું વધારે પસંદ કરૂં છું-હવે તો મને ખુદાની બંદગીમાં ઘણોજ રસ પડે છે. હવે હું એજ ઇચ્છું છું કે મારી આખી ઝિંદગી ખુદાની ઇબાદતમાં જાય તેથી હું આવી વાતોને પસંદ કરીજ નથી."

એક દિવસે ઝેબુન્નિસા દીવાને હાફિઝ લઇને વાંચી રહી હતી કે અચાનક બાદશાહ




ઔરંગઝેબ તેના કમરામાં આવી ગયા જ્યારે જ્યારે બાદશાહ પોતાની પુત્રીને મળવા આવતા ત્યારે ત્યારે પહેલાં ખબર કર્યા પછી આવતા. પણ આજે અચાનક આવી જવાથી અને હાથમાં દીવાને હાફિઝ હોવાથી કે જેની બાદશાહી મહેલોમાં રાખવાની મનાઇ કરી હતી, તેથી શહજાદી એકદમ શરમાઇ ગઇ અને ડરથી પીળી પડી ગઇ. આ જોતાં બાદશાહે કહ્યું–" પ્યારી પુત્રી હું અચાનક આવી ગયો તેથી તું ગભરાઇ ગઇ. મારી પાસે એટલો પણ સમય ન હતો કે હંમેશ મુજબ ખબર આપીને તને મળવા આવું, તેથી અચાનક હું આવી ગયો."

શહઝાદી–"આલીજાહ, મને બીક લાગી કે બાદશાહ સલામત મારી પાસે દીવાને હાફિઝ જોઇને ગુસ્સે થશે. હું મારી દરેક પળ ખુદાની યાદમાં ગુજારૂં છું છતાં પણ જો કઇ ગુનાહ થાય તો ખુદાવંદે કરીમે કુર્આનમાં ફરમાવ્યું છે કે હું મારા ગુનેહગાર બંદાઓને જરૂર માફી આપીશ અગર આવો વાયદો તે ન કરતે તો કોઇ પણ માણસ ગુનાહોની માફી પામતજ નહીં'. આ વખતે હું દીવાને હાફિઝનો એક શેર વાંચી રહી હતી અને તેના અર્થમાંજ મશગુલ હતી તે આ શેર છે કેઃ–

" દોશ દીદમ કે મલાયક દરે મૈખાના ઝદન્દ
ગુલે આદમ બસરશ્તન્દો બ પૈમાના ઝદન્દ "

ઔરંગઝેબ આલમગીર બાદશાહે આ શેર સાંભળીને પૂછ્યું કે; "પુત્રી આનો અર્થ શું સમજી"!

શહઝાદી–"હાફિઝ સાહેબે આ શેરથી ઇનસાનની તરફ ઇસારો કર્યો છે કે જે પ્રમાણે 'પૈમાનો (શરાબ પીવાનો પ્યાલો) એની ચીજ છે કે ફરતો રહે છે તેજ પ્રમાણે એક ઇનસાન માટીનો બનાવેલો પ્યાલો છે. કે જે પૈમાના જેવોજ છે. જેવી હાલત પૈમાનાની હોય અને તેવી હાલતમાં તેની સ્થિતિ થાય છે, તેવીજ ઇનસાનની થાય છે. આ જવાબ સાંભળીને બાદશાહ ખુશ થયા અને દીવાને હાફિઝ મહેલોમા રાખવાનો હુકમ પણ આપી દીધો.

ઝેબુન્નિસાનું મરણ હી. ૧૧૧૩માં ૬૫ વર્ષની ઉમરે થયું. એનો મકબરો લાહોરમાં છે આપની એક ગઝલમાંની બે ત્રણ શેર નીચે મુજબ છે.

"કારે મ:શૂકાં નમક બર ઝખ્મે પિન્હાં રેખ્તન;
કારે આશિક ખૂને ખુદ બરપાએ જાનાં રેખ્તન.
નેસ્ત આસા પજ્મે ગુલ્કે પીરી રૂયાં ઝદન,
ખૂને અબ્ર દીદા મી બાયદ બજામાં રેખ્તન.
દીદએ ખું હર કુજા " મખ્ફી " દીગર તાકે તવા;
નક્દ ઉમરે ખેશરા દરખૂ પરીશાં રેખ્તન."

( ઉર્દૂ પરથી, )

# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને આધીન છે )

૨૧૬

માત્ર ભાગ્ય ઉપરજ આધાર રાખીને બેસી રહેનાર પોતાનાં કુટુંબને, સમાજને અને સમસ્ત જગતને ભાર રૂપ થઈ પડે છે માટે તમો તમારા પોતાનાં પગ ઉપર ઉભવાનાં પ્રયત્ન કરો. અન્યનાં ઓશીઆળા થવામાં આપણી કિંમત રહેતી નથી

૨૧૭

પ્રયત્નશીલ મનુષ્ય વિરોધને સહી નાખીને પણ પોતાનાં લક્ષ્ય સ્થાને પહોંચી વળી શકે છે.

૨૧૮

નબળા માણસોજ સંકટો સામે શિર ઝુકાવી દે છે, સંકટોને તાબે થાય છે. પણ સાહસિક લોકો તો સંકટોનો અંત આણીનેજ જંપે છે.

૨૧૯

પ્રત્યેક સુકૃત્યનો બદલો સત્વરે મેળવવાની આશા રાખવી એ મૂર્ખતા છે, કેટલાક સારા કાર્યોનો બદલો તમને નહિ, તમારી ભાવિપ્રજાને મળે એ સંભાવિત છે, અને તેથી સારાં કામો ન કરવાં એવો અર્થ થતો નથી. પ્રત્યેક બીજનું વાવેતર ફળ તો આપેજ છે, અને તેનાં માટે માત્ર ધીરજ અત્યંત જરૂરી છે.

૨૨૦

આપણી મુશ્કેલીઓ જેને કુદરત (પ્રકૃતિ) ન વધારે તો આપણી બુદ્ધિ પણ ખીલી શકે નહિ. માટે મુશ્કેલીઓને આશીર્વાદ સમાન ગણો. મુશ્કેલીઓ આવે ત્યારે થાપ આપશો નહિ, પણ બમણાં બળ વડે મુશ્કેલીઓને માર્ગ હટાવવાના પ્રયત્ન કરજો

૨૨૧

જીવન વિશેષ મહત્વનું અને અધિક ઉત્સાહક ત્યારેજ બને છે, કે જ્યારે મનુષ્યને આંતરિક અને બાહ્ય વિટંબણાઓ વધુ પ્રમાણમાં ઘેરી લ્યે.

૨૨૨

સંકટો અને હાનીઓ દ્વારા જે બોધપાઠ મળે છે, તે અન્ય કોઈપણ વસ્તુદ્વારા મળી શકતો નથી. સંકટો માણસને તાવી તાવીને કુંદન બનાવી દે છે.

૨૨૩

કુદરત જ્યારે આપણને શિક્ષણ આપવા માગે છે, ત્યારે સર્વ સાધનોથી ભરપૂર એવી પાઠશાળામાં આપણને સ્થાન મળતું નથી, પણ સંકટની સર્વોત્તમ પાઠશાળામાં સાચું જ્ઞાન પ્રાપ્ત થાય તેટલા માટે કુદરત આપણને મોકલે છે

૨૨૪

આપણાં જીવનમાં જે એક મહત્વની બાબત છે તે એ છે, કે એક લક્ષી બનું. સર્વ લક્ષી માણસો પ્રત્યેક વિષયમાં પછાત રહી જાય છે, એકજ સમયે એકથી વધારે કાર્યો સુંદર રીતે આટોપી શકાતા નથી. અસ્થીર મનવાળો માણસ પોતાના પ્રત્યેક કાર્યને અધુરૂંજ પડતું મૂકે છે. તે એક પણ કાર્યને સંપૂર્ણ કરી શકતોજ નથી. પ્રત્યેક માણસની ફરજ છે, કે તે પોતાનાં લક્ષ્યને બંધ બેસે તેવા




કોઈ એક ચોક્કસ કાર્ય કે પ્રવૃત્તિ હાથ ધરે, અને સફળતા માટે નિરંતર પ્રયત્ન કર્યા કરે

૨૨૫

મનુષ્ય જીવનમાં અસ્થિરતા લગભગ નિષ્ક્રિયતા જેટલીજ ભયંકર પૂરવાર થાય છે, એટલુંજ કહિ પણ કેટલાક સંજોગોમા અસ્થિરતા નિષ્ક્રિયતા કરતાયે અધિક હાની પહોંચાડે છે.

૨૨૬

જાણો છો? પ્રત્યેક વસ્તુનુ બારીકીથી અવલોકન કરનાર અને દ્રઢ નિશ્ચયી માણસ જાણ્યે અજાણ્યે પણ બુદ્ધિમાન બની જાય છે.

૨૨૭

જગતમાં જે ઇન્સાન કોઇ એક ચોક્કસ કાર્યને ચોકસાઇ અને ચીવટથી વળગી રહે છે, તેજ મોખરે પણ આવી શકે છે.

૨૨૮

જે શક્તિનો તમો સંપૂર્ણ ચિત્ત પરોવીને ઉપયોગ કરી શકતા ન હોવ, તે શક્તિને વિકાસ અર્થે વખત વેડફી દેશો નહિ કારણ ગમે તેટલા વિકાસ પછી પણ જો તમો તે શક્તિને પ્રયોગમા મૂકી શકશો નહિ, તો પાછળથી નિરૂપયોગી ગુમાવેલા સમય માટે તમોને પશ્ચાતાપ થશે. પરિણામે તમે નવેસર તમારી એકંદર શક્તિઓનાં વિકાસનું કાર્ય પણ માડી વાળશો. જેનું પરિણામ એ આવશે કે તમોને તમારી કોઇ પણ શક્તિમાં વિશ્વાસ નહિ રહે, ને તમો હતાશ થઇ જશો.

૨૨૯

ઉદ્દેશ રહિત જીવનની અસંખ્ય ખામીઓને દૂર કરવા માટે પણ આપણે એક લક્ષી થવું જોઇએ.

૨૩૦

માત્ર શક્તિનું હોવુંજ સફળતા માટે પૂરતું નથી. પણ શક્તિને કોઇ એક સ્થીર દ્રઢ લક્ષ્ય પર કેંદ્રીત કરવાની અત્યંત આવશ્યક્તા છે

૨૩૧

અનેક દિશાઓમાં માથું મારનાર માનવીની આજનાં જગતને ખપ નથી. એકાદ દિશામાં પણ જાણવા જેવું જ્ઞાન અને પુરૂષાર્થ દાખવનાર મનુષ્ય આજના જગતને વધારે ઉપયોગી થઇ શકે છે.

૨૩૨

આળસુ લોકોને ગાંડા જેવા દેખાઇએ, એટલી એકાગ્રતાની આપણને જરૂર છે.

૨૩૩

આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર દરેક ઔલાદ વખતનાં વહેવા સાથે સ્વછંદી બને છે, એ પ્રત્યેક માબાપે ભૂલવું જોઇતું નથી.

૨૩૪

આજે નજરે પડતા અપરાધીઓને બાલ્યાવસ્થામાં તેમનાં મા-બાપોએ અયોગ્ય લાડ લડાવ્યા હતા, પરિણામે તેમનામાં દુર્ગુણોની ટેવ પડી હતી.

૨૩૫

આપણને સારા કે નરસા અન્ય લોકો બનાવતા નથી.' વ્યક્તિગત જેને જેવા થવાની મહેચ્છા હોય, તેવો તે પોતાનાં પ્રયત્નો દ્વારા થઇ શકે છે.

૨૩૬

તમારી ગુલામીનો તમારા પ્રયત્નો વડેજ અંત આવશે, અન્યનાં આધારે ગુલામી ટાળી શકાતી નથી, સ્વતંત્ર થવાની ખેવના હોય,' તો ખપી જવાની તમન્ના પ્રકટવી જોઇએ.



૨૩૭

પેટનો ખાડો પૂરવા મજુરીની સખ્ત જરૂરત છે, પક્ષીઓનાં માળામાં પણ ઇશ્વર પોતે આવીને કાંઇ મુકી જતો નથી. પક્ષીને પણ પાંખો હલાવવી પડે છે તમે તો ઇન્સાન છો, અલ્લાહ પોતે આવી ને પ્રત્યક્ષ રીતે આપશે, એમ માનવાની મૂર્ખતા શા માટે સેવો છો? જેને ખોરાકની જરૂરત હોય તે પોતેજ તેને મેળવવાનાં પ્રયત્નો કરે એ કુદરતનો અટલ નીયમ છે. ન્હાનામા ન્હાના જીવ જંતુઓ પણ પોતાનો ખોરાક પ્રયત્નોદ્વારા પોતે મેળવે છે, જ્યારે તમે તો ઇન્સાન છો, શા માટે લમણે હાથ દઈ બેસી રહો છો, અને ભાગ્યને વગોવો છો?

૨૩૮

યાદ રાખજો કે નિર્વાહનાં સાધનો મેળવવામાં કરવી પડતી તનતોડ મહેનતદ્વારા, નિર્વાહનાં સાધનો ઉપરાંત ઉત્તમ કોટિનું જ્ઞાન પણ મળે છે.

૨૩૯

ઉદ્યોગ એ આરોગ્ય પ્રાપ્તિનું ઉત્તમ સાધન છે, આળસુ લોકોનું આયુષ્ય પણ ટુંકું હોય છે.

૨૪૦

પોતાનું કાર્ય બીજાને આધારે પડતું મૂકનાર હમેશાં પસ્તાય છે, એવા માણસનું એકેય કાર્ય ધારેલે વખતે પાર પડી શકતું નથી

૨૪૧

અન્યનો ટેકો મળી રહે, એવા માણસો સંકટનાં સમયમાં ટકી શકતા નથી. ટેકાની ભાવનાજ ભયંકર દગો દેનાર છે.

૨૪૨

અન્યનાં આધાર ખોળનાર માણસ મહત્વનું એવું એકાદ કાર્ય પણ કરવા ભાગ્યશાળી થતો નથી.

૨૪૩

વડીલોની કીર્તિ ઉપર આધાર રાખવો એ નરી મૂર્ખતા છે. સ્વકીર્તિનો આધાર પોતાનાં પરીશ્રમ ઉપર રહેલો છે.

૨૪૪

સ્વાવલંબન એ સફળતાનાં અન્ય એકંદર ગુણો કરતા સર્વોત્તમ સદ્‌ગુણ અને મહત્વનું સાધન કહી શકાય.

૨૪૫

પોતાની પ્રગતિ પોતેજ સાધવી, અને એ રીતે સ્વકીર્તિ પ્રાપ્ત કરવી, એવા નિશ્ચય કરતાં અધિક મહત્વનો ગુણ અન્ય એકેય નથી

૨૪૬

પ્રચંડ પ્રતિકુળતાઓનાં અવરોધ વચ્ચે પણ પોતાનો માર્ગ કરી લેવાની પ્રબળ ઇચ્છા આપણામાં હોવીજ જોઇએ. પ્રબળ ઇચ્છાશકિત દ્વારા થનાર હાની, લાભમાં પરિણમે છે. એ આપણે ભૂલવુ જોઈએ નહિ.

૨૪૭

પારકા ટેકાને લાત મારીને, આત્મશ્રદ્ધા વડે આપણે આપણો માર્ગ કરી લેવો જોઇએ. જોઇતી વસ્તુ બીજા પાસેથી આઇતી મેળવી લેવાની ઇચ્છા રાખવી એનાં કરતાં અધિક નાદાની અન્ય એકેય નથી.

૨૪૮

આપણાં પ્રયત્નો નિષ્ફળ જવાના નથીજ. ઉદ્યોગી થવું, એ માત્ર શાબ્દિક પ્રાર્થનાઓ કરતાં અધિક લાભદાયક પૂરવાર થાય છે.

૨૪૯

પોતાની જાત ઉપર આધાર રાખનાર ઇન્સાનોએજ વધારે ઉન્નતિ કરેલી છે.

બાળકો માટે:



# તા • ર • લા !

આભ મંડળમાં બધે વિકસી રહ્યા છે તારલા,
રૂપનાં અંબાર સમ દીપી રહ્યા છે તારલા.
ફુલની કળિયો સમાં ખીલી રહ્યા છે તારલા,
વીજળીના દીપ સમ ઝળકી રહ્યા છે તારલા.

બાળકો આવી જુઓ અહીંઆ તમે ચોગાનમાં,
તારલા ખેલી રહ્યા છે સ્વર્ગનાં મેદાનમાં.

હીરલા કેવા સરસ ચમકી રહ્યા છે આભમાં,
કાળી કાળી રાતમા સરકી રહ્યા છે આભમાં.
આગિયા જાણે બધે ભટકી રહ્યા છે આભમા,
સ્વર્ગના દિપક સમા લટકી રહ્યા છે આભમા.

કુદરતે જાણે ભર્યો દરબાર જો આકાશમાં,
હીરા મોતીનો કર્યો શણગાર જો આકાશમા.

કેવા ઝમકારા કરી રહ્યા છે પાણીમાં જુઓ,
કેવા પલકારા કરી રહ્યા છે પાણીમાં જુઓ.
કેવા ચમકારા કરી રહ્યા છે પાણીમા જુઓ,
કેવા ધર તાગ કરી રહ્યા છે પાણીમાં જુઓ.

આભ જાણે હોજમાં એક પળ મહીં આવી વસ્યું,
જોતજોતામાં એ પૃથ્વી પર અહીં આવી વસ્યુ.

દિલમા કઈ કઈ થાય છે વીણી બનાવુ હાર હુ,
એક અનોખો આખી દુનિયાથી સજાવું હાર હું.
ઝળહળિત હીરા સમો એવો દિપાવું હાર હુ,
બાળકો નાચી ઉઠે જ્યા લઇને આવું હાર હું.

આંગળા જળમાં જતાં એ હાય! સરકી જાય છે,
માછલીઓ હાથ આવી જાણે લપસી જાય છે.

બાળકો જ્યાં જ્યાં નજર આવે ન એને છેડશો,
કોઈ તમને લાખ સમજાવે ન એને છેડશો.
કોઇ તમને લાખ લલચાવે ન એને છેડશો,
કેટલાએ તમને મન ભાવે ન એને છેડશો.

પાણી પાણી થઈ ગયા પાણી મહીં તારા જુઓ,
વાળ સરખા ભારથી ધ્રૂજી રહ્યા તારા જુઓ.

"હુસેન" રાંદેરી



# "મેહફિલમાંથી કંઈક"

ઉઠાવનારઃ—'શેહબાઝ'

[ સ્થળસંકોચના કારણે એકાએક દર્શન દઈને આ લેખને બે માસ સુધી ગ્રહણમાં રહેવું પડ્યું હતું.—તંત્રી ]

[ હિમ્મતથી, ચેલેંજ ફેંકી કહું છું કે, આજે ખેડાતા કાવ્ય સાહિત્યમાં મુસ્લિમ ગુજરાતનો ફાળો સંગીન છે. જણાવેલા દોષો ગુજરાતના સાક્ષરો અને જાણીતા કવિઓના ગજે પણ વળગેલાં છે, એવા દોષારોપણથી મુસ્લિમ ગુજરાતની કિર્તી ઘટતી નથી, વધે છે. એવા દોષો અહિં પણ છે. અલબત્ત વધુ નથી એવી કેટલીક ખૂબીઓ-મુસ્લિમ ગુજરાતમાં છે. મુસ્લિમ ગુજરાતની કાવ્ય કંડિકાઓ કયાંક કયાં તો અભ્યાસીઓની છાતીમાં જડાઈ ગઈ છે. 'શેહબાઝ' ]

ગયા બે વર્ષથી 'કારવાં'ની દર ત્રીજી મંઝિલે મેહફિલ જામે છે. ગયા વર્ષમાં જામેલી મેહફિલનું સરવૈયું મેહફિલનાં મીરે મુગાંની આજ્ઞાથી ખેંચવામાં આવ્યું હતું. મુસ્લિમ ગુજરાતના કાવ્ય રસિકો અને રચિતો આગળ રજુ થયેલો એ રિપોર્ટ જેવો લેખ ઉદાહરણ તરીકે કહું તો એડીટ થયા વીનાનો સંસ્થાનાજ કોરસ્કૂનના હાથે લખાયલા રિપોર્ટ જેવો હતો. હું ગઈ વખતનાં સરવૈયાકાર બંધુ પર આ ગોળ ગોળ શબ્દોમાં ટીકા કરૂં છું એમ માની લઈ ભલે એ લઈ મને તેમના ઈલાકામાં હોય તેવી કડણમાં કડણ શિષ્ટ શિક્ષા કરે; નવાં પખાણથીજ ગેલમાં આવી ગયેલા, મેહફિલમાં ચમકતા કવિ બિરાદરો ગયા સરવૈયા પછી કંઈક વધુ ખીલ્યા છે. મને કહેવા દયો કે ગયા સરવૈયાકાર બંધુની જેમ નરી વાહ વાહજ કરી હું મેહફિલનાં બંધુઓને અતિ ઉંચે ચઢાવવા જેવું કામ એક આંખ સંદનર બંધ કરીને કરી શકીશ કે કેમ ?

થોડીક સલાહો અને સુચનાઓ આપવાનું સરવૈયાકારનું કાર્ય નથી ? - જો કે તે કાવદાસરનો સૂચનાકાર નથી, સલાહકાર પણ નથી. ગયા અંકમાં ભાઈ સાબિરે તંત્રીશ્રી પર લખેલા કોઈ પત્રમાં જણાવેલું કે મુસ્લિમ ગુજરાતની ગઝલો હજી વિવેચનોના કડક આરિસામાં ઝળકી નથી. એ વાત પોઠ હાંકનાર ભાઈએ પોઠમાં છાતી કરી છે. સાથેજ પોઠ હાંકનાર ભાઈએ આપણા કવિઓની પીઠ જાપાની ચીમનીઓ જેવી હોવાનું ઉદાહરણ પણ દીધું છે.

ભાઈ સાબિરની વાત ઠીક છે; પોઠ હાંકનાર ભાઈની વાત પણ વિસરી જવા જેવી નથી. સાવ કડક નહિં તો સહેજ કડકાઈની જરૂર છે; તેથીજ ભલે જાપાની ચિમનીઓ હોય પરંતુ એમાં કેટલી કઠણાઈ અને કેટલી કોમળતા છે તેનું સાધારણ અંદાઝપત્ર પણ થવું જોઈએ; કેમ ખરૂં ને ?

આ અને આવા સઘળા વિચારોને વેતરી હું એક નિર્ણય પર આવ્યો છું. ગયા સરવૈયાકારે અતિ ઉચી મસનદો પર બેસાડેલાં બંધુઓની નશિસ્ત નીચે થોડાક સહજ સાજ ખુંચે તેવા તણખલાં મૂકું; જેથી કરી મેહફિલમાં એકક લેતાં પડેલા બેસનાર પોતાનું સ્થાન બરાબર તપાસવાની કાળજી રાખવતા રહે.

શેહબાઝની નઝરમાં કોઈના પ્રત્યે પણ વિષ નથી; કદાચ પરવાઝે ચઢેલો શેહબાઝ ઉંચે ઉંચે ઉડતાં પારેવાં (કબુતરોને)ને પકડવા સાહિલ ગગનમાં પાંખો મારે તો, એ પકડા પકડીની રમતનો આનંદ લેજો.

આ વર્ષની અતિ વૃષ્ટિથી શેહબાઝનો માળો પણ પીંખાયો છે. એણે પોતાના માળામાં




સંઘરેલાં તરણાં પણ, વેરણ છેરણ થઈ ગયાં છે ભાગ્યે એકે, 'કારવાં'ના સઘળા અંકો મ્હારી આગળ નથી. આજ તારીખ ૨૬ ૭-૪૧ છે. તા. ૧-૮-૪૧ સુધી તો આ લેખ કારવાંનાં તંત્રીશ્રીને પહોંચી જાય તેવી તેઓશ્રીની આજ્ઞા છે. બિચારા શેહબાઝને પોતાનું પણ કંઈ છે, અને પોતાને પણ કંઈ કામધંધો છે; 'કારવાં'ને એણે પોતાનુંજ ગણ્યું છે. 'કારવાં'ના વાંચકો અને કવિઓ પણ શેહબાઝને પોતાની 'કારવાં'નો ગણે અને એની જવાબ કડકાઈ પ્રત્યે દયા ભાવ દાખવે તો શું ખોટું છે?

મેહફિલનાં કેટલાક બંધુઓ કાવ્ય અતિ લંબુ લખવાની મનોવૃત્તિ ધરાવે છે; "એમ વાચના ખૂટે નહિ તેટલી પંક્તિઓ જેના જણાઈ આવે છે." એકના એક ભાવને બબ્બે ત્રણ ત્રણ વખત લાવવાની પેતરણમાં પડેલા કવિઓએ બબ્બે ત્રણ ત્રણ એકજ ભાવપ્રદર્શિત કરતી કડિકાઓ પ્રસિદ્ધ થતી જોવાની લાલચને કેમ રોકી શકતા નહિ હોય? ઉપરના પ્રશ્નનો શબ્દ પ્રયોગ એકને નહિ અનેકને સાલસે; પરંતુ એના ઉપર ઠંડા કલેજે વિચાર કરીએ, એક સરખા ભાવો પ્રદર્શિત કરતી બે ત્રણ પંક્તિઓની સમાલોચનામાં ઉતરી; કવિ પોતે તેમાંથી ઉત્તમ જણાય તે એકજ રહેવા દે તો કંઈ ખોટું છે કે?

બીજી એક વાત ઠંડા કાળજે કિફિયાની વિચારવાની છે. એક વખત નહિં, અનેક વખતે એકને એક કાફિયા પર રમત રમતો, કવિ કદાચ પોતાની કવિત્વ શક્તિનો પરચો દેખાડવાની અદમ્ભાવનાનો શિકાર બન્યો હોય તો ના નહિ. પરંતુ એમ કરતાં કવિતા સાહિત્યમાં ઉંડો રસ લેનાર આગળ તે પાંગળો દેખાઈ, બેવડાઈ કરતો હોય તેમ તરી આવ્યા સિવાય રહી શકે છે કે?

ઉપરની બન્ને વાતોને આજના કવિઓ ઉપરના મારા આક્ષેપ તરીકે લેખશો નહિ. આપવાં હોય તો આજના આ કહેવાતા દોષોનાં સમર્થન કરતા ઉદાહરણો ઉર્દૂ કાવ્ય ગિગની ટોચે બિરાજતા કવિઓના કાવ્ય સંગ્રહો પરથી પણ આપી શકાય છે. પરંતુ આના બચાવનામા રજુ કરી પોતાના દોષોને ઢાકવા પારકા દોષો રજુ કરવામાં નર્યો સંકુચિતતા છે, નર્યો ન્યાયબુદ્ધિ કવિઓ ખુદ પોતાના પ્રસિદ્ધ થએલા કાવ્યોને વિલોકે અને ઉપર જણાવેલી બેઉ શિકાયતોની ખાત્રી કરે; હું કોઈની પણ એવી કડિકાઓ આપવાની વ્યક્તિગત છેડ કરવાનું પાપ વહોરતો નથી કદાચ મારી વાત તૂત જણાય તો, ઉપજાવેલા તૂત બદલ મારા ગળે સરસ્વતિની કદરૂપી પુત્રી (ગાળો) બાંધવાનો હક છે કવિઓ શેહબાઝનું પેટ ભરીને ગાળો દઈ શકે છે.

મનમાં અગર જાહેરમાં ગાળો દેવા જેટલા જે લોકો ઉશ્કેરાઈ જશે તે તો પોતાના ઉશ્કેરાટને જતો નહિં કરે એની મને પોતાને પણ ખાત્રી છે. પરંતુ જે કૃપાળુ ભાઈઓ પોતાની બુદ્ધિને 'પથ દર્શક તરીકે' કામમા લાવશે તેઓ આ મારા કડવા શબ્દ પ્રયોગને 'પથ્ય ગણ્યું' લેખી ગળે ઉતારશે; એવી માન્યતા જતી કરવામા આખા મુસ્લિમ ગુજરાતને અન્યાય કરવા જેવુ છે. જેને જે સુઝે તે કરે; પરંતુ હૈયામાં છે તે મોઢે આવ્યા સિવાય રહેતું નથી.

ગઝલોમાથી રૂપ અને પ્રેમના બહુ ચવાચવેલા અને ગવગલા આશિક માશુકના વાયડા વેડા જો કે દૂર થતા જાય છે, પરંતુ હજુ એંસી ટકા જેટલું એનુંજ આધિપત્ય આપણ કવિઓને 'સનમ પરસ્તિશ'નાં સોપાનો પર ક્યા સુધી સાક્ષાત દંડવત કરાવતું રહેશે? હજી આપણા કવિઓ સનમનાજ શિકાર તરીકે, પોતાની




અઝીઝ જાન વર્ષોની એવક, હૂર, અને કહું તો કંઇ સૈકાની એ વૃધ્ધ સુંદરીને કાજે એનાં ચરણોમાં, આળોટી આળોટી ગુમાવ્યા કરશે? મદભર નયનોવાળી, મનોહર ચાલવાળી, રાતા રાતા ગાલવાળી, નખરાળી, ચેષ્ટાળી, દ્રષ્ટીથી શરપાત કરનારી, સ્મિતથી વિજળીઓ પાડનારી; એ વૃધ્ધ સુંદરી પર ગાલિબ, ઝૌકનો યુગની કાળ ફરી વળ્યા પછી તો હવે એનાં મુખમાં એકે દાંત પણ નથી! અને એકે લક્ષ પણ બાકી રહ્યું નથી ફક્ત એની યુવાનીના ચિત્રો પર આંખ ઠારી બેઠેલો કવિ બિચારો કેટલો મશગુલ છે કે, એને આજનું એનું ચવાઇ ગએલું રૂપ પણ દીસતું નથી. ભલે કવિ પોતાની નહિ તો સનમનીજ દયા ખાઇ એની પ્રીતમાં ઘટાડો કરે તો ખોટું શું છે?

મેળ માપની કડક દાંડીનું સુરેખ જ્ઞાન ભલે નથી સેવાતું; પરંતુ ક્યારેક તો કવિતામાં કૈંક લખી નાખી. લહે લગાકે શાહિદોમેં નામ કર સંગોની જેમ એવા શએરો આવે છે, કે જેનો અર્થ કાઢવા માટે કવિને ખુદનેજ પુછો તો તેજ કાઢે, બીજા કોઇની મકદૂર નથી કે, કવિતાનો અર્થ બેસાડી શકે; નવા અને ઊગતા શાયરોની શએરોમાં ક્યાંક ઉપરોક્ત ખુબી છે તો પુરાણા અને દદ કવિઓની કવિતામાં ક્યાંક શબ્દ પ્રયોગોની એવી ભરમાર આવે છે કે, એમના શબ્દો ચૂંટી કો નવોજ શબ્દકોષ તૈયાર કરવો પડે હવે જરા આપણી મગરૂતાને પણ જુઓ, શબ્દ, ટુકડાની રમતના નામે; એનહિની કામવનો કવિ ટુકડાઓના બેથલ પ્રહારોમાં અર્થ વિનાનું ચોકઠું ગોઠવી નાખે છે તો ક્યા ક્યાંક એકના એક શબ્દને એકજ શએરમાં બે ત્રણ વખત ઠોકી બેસાડી પોતાનો કક્કો ખરો કરાવવા માગતો હોય તેવો દેખાઇ આવે છે. જો કે એ કક્કાના ઉદરમાં ભલે ગઝલજ રહેલો હોય!

ઉપરે જેવી સઘળી કડવી વાતો બંધ કરતાં પહેલાં એક વધુ કડવી વાત પણ કરી નાખવા દયો; ચડી'ની આ સાથે દર્શાવેલી જોડણી બાળપોથી ભણતું બાળક પણ કરી શકે છે ચઢી, 'ઢ'થી લખાય છે. છતા આપણાં પીઢ કવિઓની જોડણી પણ ચઢીનું 'ઢ' મૂકી 'ડ'ને દિર્ઘઈ વળગાડી ચઢીનુ ચડી કરી નાખે છે! પહેલાંજ કહી દીધું છે, વ્યક્તિગત કોઇની પણ ભૂલ કાઢી ટીકા ચર્ચા કરવા હું માગતો નથી. આપણી ગઝલોને તમો પોતે વિલોકો અને દર્શાવેલા દોષો તારવો. મેં જે દેખ્યા છે તેજ માત્ર ટાંકવાની હિમ્મત કરી છે.

આટલી જરા હિમ્મતની, ચર્ચ જેથી કહું છું કે; આજે ખેડાતા કાવ્ય સાહિત્યમાં મુસ્લિમ ગુજરાતનો ફાળો સંગીન છે. મેં જણાવેલા દોષો ગુજરાતના સાક્ષરો, અને જાણીતા કવિઓના ગળે પણ વળગેલા છે. ઉપરના દોષા રોપણથી મુસ્લિમ ગુજરાતની કિર્તિ ઘટતી નથી, બધી છે. એવા દોષો અહિ પણ છે. અસલના બચે નથી એવી ખુબી મુસ્લિમ ગુજરાતમાં છે મુસ્લિમ ગુજરાતની કાવ્ય કંડિકાઓ એના કવિના નામ વિના ટાંકી બતાવું છું.

પહેલાજ કહી ગયો છું કે 'કારવા'ના પુરતા અંકો મારી પાસે નથી. નીચે દર્શાવેલી કંડીકાઓ જે અંકો છે, તેમાંથીજ તારવી છે. આથી સુંદર કંડીકાઓ પણ રહી જવા પામશે એવી મને પણ બીતી છે પરંતુ લાચાર છું. જે પાસે છે, તેનોજ ઉપયોગ કરી શક્યો છું. એમાં પણ અતિ ઉતાવળ અરે છેક છેલ્લી ઘડીએ કશી પણ તૈયારી વિના આવી પડેલી જવાબદારીને ધ્યાનમાં લઈ, નહિ રહી જવા જેવું પણ રહી ગયું હોય તો મને માફ




મનના કવિઓ ક્ષમા કરશે એવી આશા રાખું છું.

હું જે રજુ કરું છું તે મારી દ્રષ્ટિએ મુસ્લિમ ગુજરાતનાં ગૌરવ જેવું છે; તમો પણ તમારી સમતુલા જાળવી નામનાના મોહને અને તમારી પોતાની કંડિકા રહી ગઇ હોય તો તેના ગમ 'ગુસ્સાને બાજુ પર હડસેલી તેને વિલોકશો એવી આશા રાખું છું.

અફસોસ એક વાતનો છે, મુસ્લિમ ગુજરાતનું થઇ રહેલું કાવ્યસર્જન એક તરફી અને એકપક્ષી ગુજરાતી પત્રકારી આનમે વ્યાપાર કરવાની સજ્જનતા હજી પૂરતા પ્રમાણમાં દાખવી નથી. નહિ તો મને પોતાને પણ જેમના તરફ માન છે તેવા સુંદરમ્, ઉમાશંકરભાઇ, અને એવા બીજા ઘણાઓની જેમ ગુજરાતમાં વ્યાપક કરી શકાય તેવા તારલાઓ મુસ્લિમ ગુજરાતના ગગને ઉગી ચૂક્યા છે. જો ગુજરાતની સેવા કરવાનું વદનાર માસિકો, અને સાપ્તાહિકોના તંત્રીઓ આ તરફ પણ ધ્યાન આપે તો મુસ્લિમ ગુજરાતનું અવ્યવસ્થિત કવિ મંડળ ગુજરાતની સેવામાં એમના કામનું સાશ્વત થયા વિના રહી શકે તેમ નથી.

એક વાત કહી દઉં; ઉર્દૂ કાવ્ય કંડિકાઓ એના ગુજરાતી ભાવાર્થ સાથે ક્યા ક્યાં પીરસાય છે. ગુજરાતી સાપ્તાહિકો અને માસિકોમાં લખનાર જાણીતા ઉર્દૂ-મુસ્લિમ લેખકો જો ગુજરાતી પંક્તિઓની ચુંટણી કરી અવારનવાર માસિકો, અને સાપ્તાહિકોમાં આપતા રહે તો, ગુજરાતી કાવ્ય સેવા સાથે સાહિત્યકારોનાં સંપર્કનો હેતુ પણ સિધ્ધ થાય તેમ નથી લાગતુ?

વાત પર વાત યાદ આવતાં એક વાત વધુ કહેવાની વૃત્તિને પણ રોકી શકતો નથી. ગુજરાતમાં અવારનવાર મુશાયરાઓ થાય છે, તે કંઇ મફત તો થતા નથીને? એનો ખર્ચ તો ભોગવવો પડે છેજને? અને ઘણા ભાગે તો તે કવિઓના ખીમાનો ભારજ દબાવો કરે છે. એટલે એ બોજા સાથે થોડો વધુ બોજ ઉપાડવાની સદ્બુદ્ધિ દાખવવામાં આવે તો, મુશાયરામાં આવતાં કાવ્યો પહેલાંથી મંગાવી ચૂંટી, તારવી, નાનકડી પુસ્તિકા રૂપે મુશાયરાની તારીખ પહેલાંજ પ્રસિદ્ધ કરી દેવામાં આવે; એ પુસ્તીકાને રૂપ રંગ આપવાનું કામ કોઇ કુશળ હાથોમાં આપી; મુશાયરા દીને મુશાયરાના સ્થળે એક નાનકડું બુક સ્ટોલ રાખી શકાય. મને ખાત્રી છે કે: ત્રણ ચાર અગર પાંચ આનાની કીમતની પુસ્તિકાની ઘણી ખરી નકલો ત્યાંજ ખપી જાય.

સવાલો અને સૂચનાઓની આટલી લાંબી હારમાળા, મુસ્લિમ ગુજરાતનાં ચરણે ધરી; મેહફિલમાં ફરી ગએલા રસ ભર્યાં પ્યાલાનું સ્વાદિષ્ટ રસપાન કરાવું છું. નામ ભૂખ્યાઓને નામ ભૂખ્યા રહેવા દેવાની કઠોરતા અને કામ ચાહકોની મીઠી નજર થશે, કારણ યાને કંડિકા નામ વગરજ મૂકવાની આજે મેં હિમ્મત કરી છે. ભાગ્ય સાથે પાનાને ટકરાવી જોઉં, શું મળે છે, જશ કે જોડા?

નીચેનું રાખ્યુ માત્ર બે અંકો જુન ૧૯૪૧નું અને જાન્યુઆરી ૧૯૪૧નું મારી પાસે હોવાથી 'એટલા પુરતુંજ હોઇને વધુ પ્યાસ રહી જાય તો તે 'કારવાં'ના તંત્રીશ્રીની ઇચ્છાથી ઘણું ઘણું કરી શકશે.

બગલમાં છુરી અરે મૂખમેં રામ' એ ગુજરાતમાં પ્રચલિત કહેવત છે. એને કાવ્યનાં વાઘા પહેરાવતો કવિ કથે છે કે:

> 'બગલમાં આપ સો રાખો છરીને;
> છતાં મુખથી વદો સૌ રામ બોલુ'"

મૂખથી રામ, રામ, કરનાર દંભીઓને કેવી સરસ રીતે ચીમકી આપી છે!

નીચેના શએરમાં 'ચિંતાઓનું સરોવર કવિ દર્શાવી એમના નિશ્ચીંત વસવાટ પર અટ્ટહાસ્ય' કરે છે. જુઓ કેટલું સ્વભાવિક એ અટ્ટહાસ્ય છે.




"વસો ચિંતાઓ નિશ્ચિંતે હૃદયમાં;
એ તમ કાજે છે નિશ્ચિત ધામ જાણે!"

'ખુશી શું અને ગમ શું ? અમે શું અને અમારી ઝિન્દગી શું ? કવિ કેવી સરસ વાણી લાલિત્યમાં કહી જાય છે ? જુઓ

"જીવનની શી ખુશી મરવાનો ગમ શો ?
અમે શું ને અમારી ઝિન્દગી શું ?"

નિચેનો કટાક્ષ પણ કેટલું કુળાએલું છે તે જુઓ;

'હતા શેખજી પણ એ જોઈ મઝામા;
પ્રભા નાચી રહી'તી રવિની ભૂજામા"

સમાજની અગ્રગણ્ય વ્યક્તિ (શેખજી) પણ એ જોઈને મઝામાં આવી ગઇ હતી, પ્રભા રવિની ભૂજામાં નાચતી હતી, કવિ દ્વિઅર્થી કવિતા કરી બહુજ સ્વભાવિક રીતે કટાક્ષ કરી શક્યો છે. આજના આપણે પશ્ચિમની સંસ્કૃતિના ચાળે ચડેલાઓનો આ ચિતાર છે. જો કે એના સાધારણ અર્થમાં તો કવિ થતી પ્રભાતનું વર્ણન કરે છે, અને કહે છે કે, થતી પ્રભાતને જોઇ શેખજી મઝામાં હતા

નીચેના શબ્દ પ્રયોગની લ્હેર પણ અનુભવો;

"થયા લટ્ટુ ડેમોક્રેસી પર મહાશય,
મઝા કેવી આવી વિદેશી સુરામાં?"

ડેમોક્રેસી (બહુમતીનું શાસન)એ આપણે ત્યા આયાત થએલી વિદેશી સુરા છે. મહાસભાએ એના ઉપર લટ્ટુ થઈ; પ્રધાનપદ સ્વિકાર્યાં; અને એણે એનીજ પ્રતિષ્ઠાની હાની કરી; લટ્ટુ થવુ વિદેશી સુરા પર અને મઝા લેવી એ સઘળા શબ્દો કેવી સરસ અને શિષ્ટ રીતે વણાયા છે ?

નૈતિક બોધમા પણ મુસ્લિમ ગુજરાતનો એની શાન અને આટને ઘટે તેવો ફાળો મળતો રહે છે જુઓઃ-

'ગીબતો નેકીને ખાઇ જાય છે;
આગ જેવી લાકડાને ખાય છે."

આગ લાકડાને ખાઇ જાય છે તેમ બદગોઇઓ (બીજાનું બુરૂ બોલવું) કરેલા પુન્યોને ખાઇ જાય છે. બદગોઇઓ કરનારનાં પુન્યો ધોવાઇ જાય છે. આટલું નીતિ સૂત્ર કવિ કાવ્યમાં બાંધી ગયો છે. એના દિલની કોમળ ઊર્મિઓની ઉપરોક્ત ઝુંજારી પણ કેવી મનોહર છે ?

ઉદય થતા કે અસ્ત થતા રવિના લાલ ગોળાને જોઇ કવિ પુછે છે ?

'કહી દે, કોની ઉલ્ફતમાં કહી દે, કોની ફૂર્કતમાં.
રવિતુ આંખડી રાતી કરી નિષ્ઠુર સળગે છે?"

રવિને પ્રશ્ન પુછતો કવિ કયે છેઃ કોના પ્રેમમા ? કોના વિરહમાં તુ તારી આંખ રાતી કરીને સળગે છે ? રાતા રવિને સ્પર્શતો કવિની કલ્પનાએ પ્રશ્ન તો ઉચિત ઉપસ્થિત કર્યો છે. પરંતુ આંખ રાતી કરી સળગનાર રવિને નિષ્ઠુર કહેવામા કવિ વ્યાજબી છે કે કેમ ?

પીપલ પાન ખરંતા...વાળી કહેવત પણ જાણીતી છે. કવિ એવા ભાવને કેવી સરસ કવિતાથી અલંકારે છે ?

"આજ આ હાલને ન જો સહચર;
દૌર છે, દૌર દારે ફાનીના"

ઓ સહચર ! આજની મારી આ દશાને ન જો; આતો માત્ર નાશ પામનારા કાળ ચક્રના ચક્કર છે. પોતાની દુઃખદ સ્થિતિમા આશ્વાસનના શબ્દો, "દૌર છે, દૌર દારે ફાનીના," કેટલા બધા સુંદર અને હૃદય ભેદક છે ! આખા શએરની સુંદરતા તો કવિએ 'દારે ફાની' કહી ઉત્પન્ન કરી છે કવિનો આ તૌર ખરેખર "દાદનો" મુસ્તહક છે નિસ્વાર્થ પ્રેમ, ઇસાર (ભોગ) પ્રેરિત પ્રણય; ઇશ્કે હકીકીનો નીચે દર્શાવેલ કવિ સંદેશ પણ કેટલો પાક અને પવિત્ર છે ?

"નથી પરવા મને જાહોજલાલીની કે દુન્યાની;
મગર એકવાર મુજને તું સનમ તારો બનાવી લે"




મને આમોદ, પ્રમોદ, સુખચેન, કિર્તિ, ખ્યાતિ અને આખી દુનિયાની કૈં જ પરવા નથી; પરંતુ ઓ સનમ! તુ મને એક વાર તારો બનાવી લે. ખરેખર ઈશ્વરથી મહબ્બત કરનારને એ બધાની શી પરવા છે. કવિની ઉપરોક્ત ઝંખના અને બેપરવાઇ પ્રશંસાની ખંડણી માગી લ્યે છે.

જગત દંભી છે. અહિં તો કોઇનું કોઈ નથી; બધાને પોતપોતાની પડી છે કવિ કાવ્ય સરાણે ચડાવી એને સર્જે છે.

> "કોઈનુ કો, નથી દંભી જગતમાં;
> બધાને પોત પોતાની પડી છે"

આને આ શબ્દો, ઘણાએ ગદ્યમા ઘણાના મોઢેથી સાભળ્યા હશે, જાણે સમાજના હૃદય ધબકારાઓને પદ્ય-વાચા દેતા હોય તેમ કવિએ સાવ સાદા અને સ્વભાવિક શબ્દોમાં ઉપરનો શએર કર્યો છે

કવિના વદને 'શેખ' શબ્દ કટાક્ષમાં વર્ષોથી આવતો રહ્યો છે મને લાગે છે સમાજમા દંભનો સડો પેઠો ત્યારથી કવિઓએ શેખની ખબર લેવા માંડી હશે.

> "ચગે છે રિન્દના હાથે ગગનમા,
> જનાબે શેખની શુ પાઘડી છે?"

બેપગના માણસના હાથે શેખની પાઘડી (સમાજના અગ્રગણ્ય વ્યક્તિની દંભી પ્રતિષ્ઠા) ગગનમાં ચગે છે. અર્થાત ખુલ્લી થાય છે.

એક બીજા કવિની ચિંતના દુન્યા શા માટે લડે છે એના ભેદને ખુલ્લો પાડતી નીચેની કવિતા બોધે છે

> 'અભાવે થોડા શા દર્યાદિલીના.
> યુગે યુગમાં અખિલ આલમ લડી છે"

માત્ર નજીવા કારણેજ યુગે યુગમાં આલમ-દુન્યા લડતી ઝગડતી આવી છે તે એટલુંજ કે મોટા મનના અભાવે શું લડાઇનું કારણ સંકુચિત મનોદશા નથી!

'આંધળાને લાકડીનો આસરો' એ પણ જાણીતી કહેવત છે. કવિએ એનું ઉદાહરણ લઇ પોતાની કલ્પનાને કાવ્ય દોરે ચગાવી છે

> "મિલનની આશ પર જીવી રહ્યો છુ;
> સહારો આંધળાને લાકડી છે."

અને જરા એક બીજા કવિની નીચેની કંડિકા તો જુઓ.

> "ચઢી જા તુય વમળે વ્યોમ-ગંગા!
> નયન-ગંગા અહિં વમળે ચડી છે."

કવિની નયન ગંગા વમળે ચઢી છે; ભાવાર્થ જે પશ્ચાતાપનાં આંસુઓનું પૂર વહે છે; માટે ઓ વ્યોમ ગંગા (વ્યોમ-ગંગા કહી કવિ પરમાત્માની ક્ષમાવૃત્તિ, રેહમત)ને સંબોધતાં જણાવે છે કે તુ પણ પુર વેગે વહે: કેટલી સરસ પંક્તિ છે?

કોણ કહે છે કે, ગઝલ કંડિકાઓમાં મનનનું તત્વ નથી? ઉપરની કંડિકા પર ટીકા લખવા બેસો તો એમાં કેટલું લખી શકાય તેમ છે?

એજ કવિની એક બીજી કંડિકા પણ જુઓ; કવિને રમત રમવા માટે કંઇક જડ્યું છે; કવિ એનાથી નિરંતર રમતો હોવાનું જણાવે છે. રમત રમવા માટે જડેલી વસ્તુ કેવી છે? આ કાવ્યમાં ઉંડે ઉંડે જે કારૂણ્ય રહેલું છે તેનું માપ પણ જરા કાઢી જોજો આ રહ્યા કવિના કાવ્યમય શબ્દો.

> 'રમુ છુ હુ નિરંતર કલ્પનાથી;
> રમત રમવાને શી વસ્તુ જડી છે?"

કાં' બીજા કવીની નીચેની કંડિકા પણ એના ચિંતન દુઃખી દીલની ઘેરી, દુઃખદ અદસ્ય કરે છે.

> "નિરાશા કાજ હુ આ સૌ કરુ છુ;
> બિચારી આસરે આવી પડી છે."

કવિ આ સૌ કહે છે, શા માટે? આશા માટે સૌ કંઇ કરનાર તો ઓછા નથી; પરંતુ નિરાશા માટે આ સૌ કરું છું એમ કહેનાર કદાચ આ કવિ પહેલાજ છે.

ખૂબ વિચારો; એમાંથી તમને કૈંક મળશે થોડુંક હુંજ શોધી આપું છું; કાર્ય કરવા પહેલાં કવિ ખૂબજ વિચાર કરતા હોવાનું



જણાવે છે કારણ એની આશાના ઉભન પરજ ઉપકાની મનોવૃત્તિ કેવી મોડાર્ણવના જોશ જેવીજ હોય છે ને ! માનવના આસરે તો આશા અને નિરાશા બેઉ છે એ બેઉનો વિચાર કરવો જોઇએ હવે કવિ શુ ખોટુ કહે છે ?

ફરીથી કહુ ? જુઓ, નિરાશા બિચારી મારા અસરે આવી પડી છે એટલે આ મા (બાળા વિચારો) હુ નિરાશાના લીધે કરૂ છુ

કાર્ય વિધનાર તો ઘણા છે પરંતુ કરી દેખાડનારનુજ દુનિયા અનુકરણ કરે છે એ વસ્તુ એક કવિ કાવ્યબદ્ધ કરી આપે છે

'તમો 'કથાની' આમિલ બનો તો,
તમોને માનવા ખ'કત ખડી છે"

અનુકંપા, અગર સહાનુભૂતિ જીવનમા અનુભવ્યા વગર પારકા ઉપર અનુભવાતી નથી, કવિ છે કોક, નામ તો કોઇનુ પણ આપવાનો નથી, કહે છે કે,

'શુ રડશો આખ કોના પાપ મટે,
ન ખુદના પાપ ઉપર જો રડી છો'

કેવી મરસ પંક્તિ છે ?

વળી કો'ક કવિએ આજની મુસ્લિમ દુર્દશાનુ કારણ ગોતી કાઢ્યુ છે એને જડયુ કારણ એ કહી બતાવે છે

'જગતમા થઇ ગયો મુસ્લિમ તુ ઐયાશ
તને આ તારી ઐયાશી નડી છે !'

એક બીજા કવિની આ હિમ્મત પણ જુઓ, એણે કરેલુ વિદ્યુતનુ આહ્વાન કેવુ અપ કરે છે ? પોતાની ઝૂપડીમા એ વિદ્યુતને વિસામો લેવા બોલાવે છે એની ઇચ્છા પણ વિદ્યુતધારી થવાની છે જુઓ—

'વિસામો લે અરે વિદ્યુત તુ પણ,
બહુ નજીક મારી ઝુપડી છે"

ક્રાન્તિકારી હદની આ ભયજનક નમન્નાતો જિનોદા ! વિજળીને વિસામો લેવા બોલાવતો કવિ એને ફોસલાવતા કહે છે, મારી ઝુપડી બહુ નજીક છે

એક બીજો કવિ વહેતા જીવનનુ કાવ્ય દર્શાવે છે ક્યા ? જીવનમા,

"નયનમા કાવ્ય છે વહેતા જીવનનુ,
ટપકતા અશ્રુઓ એની કડી છે"

વહેતા જીવનનુ (અહા કેવુ સરસ વહેતુ જીવન !) કાવ્ય નયનમા છે અને આ ટપકતા અશ્રુઓ તો એ કાવ્યની કડીઓ છે

અને એજ કવિ મરણની વ્યાખ્યા નીચે મુજબ કરે છે

"કેદ છે પાંચ દુખ દરિયા મહીંથી
મરણ તો મોક્ષ કેરી નાવડી છે"

મરણને મોક્ષ નાવડી કહી વધાવતા કવિની ભાવનાના રંગો કેટલા ગગનગામી છે ?

એક બીજા કવિ પોતાની આખના રૂદનનુ કારણ બતાવે છે. જુઓ,

'ખિલેલા પુષ્પને ઉપવનમા નિરખી,
અમારી આખ વાદળ સમ રડી છે"

ખિલેલા પુષ્પોને (સુંદર મુખડાઓને) જગત ઉપવનમા નિરખી કવિની આખ વાદળ સમ રડે છે એ આખમા શુ છે તે અને આજના જાણીતા ગુર્જર કવિઓની આખમા એવા ખીલેલા પુષ્પો જોઇને શુ થાય છે એ એમનીજ કવિતામાથી ગોતી કાઢો અને પછી તમેજ નિર્ણય કરો આ કો ઉગતા કવિના દિલની પવિત્રતા અને પેલા માસિકોમા ઝગમગતા કવિના દીલમા શુ છે એની પાકી ખાત્રી તમને મળી જશે

આ કો'ક કવિની કટાક્ષ પૂર્ણ કડિકા ટાંકી દઉ પછી બસ

'પુરાણી મેં' પ્રણયે કથલી રડી છે,
કવિતા ખુદ કવિની હાંડડી છે"

આજના પુરાણી પ્રણય કથલીઓ રડનાર કવિની કવિતા તો ખુદ કવિની હાડડી છે એમ આપણને કોક કવિ કહી જાય છે

માત્ર બે અંકોમાથી ટુકામા ટાંચવા જેવુ મળ્યુ તે ટાંકી દીધુ એમા શુ છે અને શુ નથી, એનો નિર્ણય કરવાનો વાચક વર્ગને કરવાનો છે જરા નહિ તો જોડા તો મળશે જને ! મારા મિત્રોએ દીધા એ જોડામાથી પણ મને કંઇ જ્ઞાન મળશે એમ માનું છુ



"સુલતાન મુંબઈ પાછો ફરે ત્યાં લગી તું મને સમય નહિ આપે?"
"તારી ઇચ્છા હોય તો મારી ઉતાવળ નથી. પણ સુલતાનને લખજે ખરી."
મહેરૂ માટે આજનો દિવસ આનંદોત્સવનો હતો
અને રાત તેણે અનેક સ્વપ્નાં ઘડવામાં વિતાડી.

## પ્રકરણ ૧૮ મું — બે સખી

મહેરૂનું માગું આવ્યું તેનેયે પંદરેક દિવસો નીકળી ગયા.

રઝિયાને મળવા તેના ઘેર મહેરૂ ગઇ ત્યારે રઝિયા પિયાનો સાથે ગાવામાં ગુલતાન હતી. મહેરૂ ચુપચુપ સાંભળતી કોચ ઉપર બેસી ગઈ

"ન કિસીકી આંખકા નૂર હું,
ન કિસીકે દિલકા કરાર હું;
જો કિસીકે કામ ન આ સકે,
મૈં વો એક મુશ્તે ગુબાર હું.
મૈં નહીં હું નગમએ જાં ફિઝા,
મેરી સુનકે કોઇ કરેગા કયા?
મૈં બળે બિરાગકી હું સદા,
કિસી દિલ જલે કી પુકાર હું.
મેરા રંગ—રૂપ બિગળ ગયા,
મેરા યાર મુજસે બિછળ ગયા;
યે ચમન ખિઝાંસે ઉજળ ગયા,
મૈં ઉસીકી ફસ્લે બહાર હું.
ન તો મૈં કિસીકા હબીબ હું,
ન તો મૈં કિસીકા રકીબ હું,
જો બિગળ ગયા વો નસીબ હું,
જો ઉજળ ગયા વો દયાર હું.
કોઇ ફૂલ મુજપે ચઢાયે કયૂં?
કોઈ મુજપે અશ્ક બહાએ કયૂં?
કોઇ આકે શમ્અ જલાએ કયૂં?
કે મૈં બેબસીકા મઝાર હું.

"હીઅર! હીઅર!
રઝીયાએ ચમકીને પાછળ જોયું તો મહેરૂ તેને તાળીઓના ગગડાટથી વધાવી રહી હતી.
"કેટલું સુન્દર ગાય છે!"
"પણ તું કયારે ટપકી પડી?" (અપૂર્ણ)



રાંદેરની સુશોભિત ઇદગાહ

ધી રાંદેર મેહફિલે ઇસ્લામ કુતુબખાના જેનો વહીવટ કરે છે.



ડૉ૦ એમ એ ઇકબાલ અન્સારી.





મર્હૂમ શેઠ બોરાવાલા મેડીકલ ડિસ્પેન્સરી, રાંદેરના કુશળ તબીબ જેઓ છેલ્લા ૩ વર્ષથી રાંદેરની જનતાની સેવા કરી હવે પંજાબ સીવીલ મેડિકલ સર્વીસમાં નિમણુંક થવાથી રાંદેરને છેલ્લી સલામ, આ માસની આખરે કરી જનાર છે. ખુદાપાક એમને એથીય વધુ તરક્કી બક્ષે.





## રાંદેર હિમાયતે ઇસ્લામ મુસાફરખાના



ધી રાંદેર મેહફિલે ઇસ્લામ કુતુબખાના હસ્તે ચાલતાં પચ્ચીસ ખાતાંઓ પૈકી આ મુસાફિરખાનું પણ છે. ભોયતલીયે આમ અને માળ ઉપર ખાસ મુસાફિરો અને ઇસ્લામ ધર્મની રક્ષામાં આવતા નવમુસ્લિમો માટે સગવડ છે. સુન્નતે રસૂલુલ્લાહ સલ. અનુસાર ત્રણ દિનની મેહમાનદારીની ખાણાની વ્યવસ્થા પણ ખાના તરફથીજ થાય છે. પરધર્મમાંથી આવતા ભાઇઓ દીને ઇસ્લામથી માહિતગાર થવા માટે દીની સંસ્થાઓમાં કેળવણી લે તે સમય દરમ્યાન તેમના ખાવાનો ખર્ચ ઉપરાંત કપડાં લત્તાં, કિતાબો, ખલા વી.નો ખર્ચ દઅવતુલ ઇસ્લામ ખાતું ઉઠાવી લે છે. તે ખાતાનો આધાર કરબામાં દર વર્ષે ઇદુદોહાના પ્રસંગે કુર્બાનીના મળતાં ચામડાંઓ ઉપરજ મોટે ભાગે હોય છે. આશા છે કે આ વર્ષે પણ રાંદેરની જનતા આ ખાતાને ભૂલશે નહીં જ.

# ઝરવાં

"ઉંમેગ ઊઠે તોરી નેયારે નાવ પુરાની !" જેવો ઘાટ હવે હક પ્રધાન મંડળનો થયો છે. હકના હાથમાંથી બંગાલી પ્રધાન મંડળનું સુકાન છુટી ગયું છે. હવે કોના હાથમાં એ જશે એ સમજાતું નથી. એક તરફ લીગપક્ષ છે, બીજી તરફ સંયુક્ત પ્રાગતિકપક્ષ છે. "ઈધરકી તડમે' લડું ઉધરકી તડમે' હમ !"ની જાનિવાળાઓ હાલમાં ફાવી જાય એમ લાગે છે ! ભલા બિચારા મિયાં ફઝલુલ ઘરમાં બીબીઓનું પ્રધાન મંડળને જમાવી શક્યા પણ બંગાલનું પ્રધાન મંડળ ન સાચવી શક્યા ! હાલ તો સર નાઝીમુદ્દીન અને હક સામસામે મુશાયરા ગોઠવી દાદ લઈ રહ્યા છે. જેની ગઝલને વધુ દાદ મળશે તે ફાવી જશે. જો કોઈ રીતે વાંધો પતે એમ ન હોય તો બંગાળના ગવરનર સાહેબને રેફરી બનાવી સર અને મિયાંની કુસ્તી ગોઠવી દેવી, પણ તેમાં ઝીણા સાહેબ વાંધો ન ઉઠાવે તોજ બને. કારણ કે નિયાંનું શરીર બાવળની ગાંઠ જેવું દેખાય છે એય વખતે ફાવી જાય ! આ બંને 'સિયાળ તાણે સીમ ભણી ને કુતરું તાણે ગામ ભણી' જેવી સ્થિતિમાં મૂકાયા હોઈ, બંગાળના ક્રાંતિકારી 'રવિ' નઝરૂલ ઇસ્લામની સપેરી ફિલ્મ 'સપેરા' જેણે જોઈ હશે એવા સપેરા સંજોગ ખૂબ ફાવવાના. સારા સુદાઓનું આવી દોડમારીમાં કામ નહિ.!

●

અંતે હીટલરના કોડ પુરા થયા છે. આખા જગતને સળગાવી મૂકવાની એની તમન્ના બર આવી છે. લીબીયાનો મોરચો ગરમ થયા પછી હવે પાસિફીકના માછલાંની દુઆ પણ ફળી છે અને એ. બી. સી. ડી. તો વિચાર કરતીજ રહી ગઈ ને ઠીંગુસી જાપાને ટક્કો ઘુંટવો શરૂ કર્યો છે ! ધીરાં કામ સાહેબનાં, અને ઉતાવળા સો બદાવરાની.' કહેવતો ખરી પડશે. થામે રહીને કરોળીઆના જાળાની જેમ એ. બી. સી. ડી.ના જાળામાં જાપાન ફસાશે. અત્યારે તો "સટ જન બૈઠા મુસ્લી પર ભગવાન તેરા 'ભલા કરે !"ની નાઝી ગુરુ હીટલરની શીખામણ માનીને જાપાન આગળ પાછળનો વિચાર કર્યા વિના મેદાનમાં તૂટી પડ્યું છે. જગતનો કોઈ ખૂણો હવે લડાઈ વગર બાકી રહ્યો નથી. જો જગત યાને પૃથ્વી ગોળ હોય તેને ખૂણાજ નથી; જ્યાં એ ગોળામાંય લડાઈના ગોળા ગબડ્યા વગર કોઈ જગ્યા હવે બાકી રહી નથી પણ એ લડાઈ જગતને હેરાન પરેશાન કરી રહી છે, તે કરતાં પણ વધુ હિંદી વર્તમાનપત્રો માણસોને હેરાન પરેશાન

* મુબારકબાદી *

જાણીતી મશહુર લેખિકા બ્હેન કુલસુમ સુરૈયા એમ. એ. ની શાદી ખાના આબાદી જનાબ અબ્દુરસત્તાર પારેખ એલ. એલ. બી. સાથે મંગળવાર તા. ૯-૧૨-૪૧ના દીને સાંજના ક૦ ૪ ના અંધેરી ખાતે થઈ છે. નવયુગલ અને ડૉ૦ એમ. એ. સુરૈયા સાહેબ તથા બ્હેન કુલસુમના પિતા જનાબ અબ્દુલ કરીમ સાહેબ સોલીસિટરને તથા કુટુંબને હાર્દિક મુબારકબાદી અર્પીએ છીએ.

તંત્રી




કરી રહ્યા છે. લડાઈ તો જ્યાં ચાલે છે, ત્યાં ચાલે છે. પણ દરેક ચીજના ભાવો વધરવામાં અહીંના વેપારીઓ પાછું વાળીને જોતા નથી અને તેમાંય હિંદમાં બનતા માલનાય એથી અડી ગણા ભાવ વધે એ શું બતાવી આપે છે? મુંબઈનાં 'ચોખામેળા'ની ફિલ્મ આવીને ચાલી પણ; છતાં ચોખા તો સસ્તા નજ થયા! ઘઉં હિંદમાં જોઈએ એટલા પાકે છે; છતાં ભાવ વધેલાજ જાય છે.! ચાદ-ખાંડ હવે હિંદમાંજ બને છે, સાબુય હિંદમાં બને છે, છતાં ભાવમાં પાછું વળીને જોવાતું નથી! હનુમાનના પૂછડાથી લંકા સળગી હતી પણ હીટલરના પૂછડાથી તો આવી રીતે આખું જગત સળગ્યું છે!

●

અમેરિકાના 'સન્ડે ન્યુઝ'માં હઝરત મોહંમદ (સલ૦) સાથે હીટલરની સરખામણી કરવામાં આવી છે એ વિદેશી પત્રકારો આવી રીતે ઘણી વખત વધારી બેસે છે. ક્યાં ગરીબોને ખવરાવવા ખાતર પોતાના પેટે પત્થર બાંધીને ફરનાર પયગમ્બર અને ક્યાં સિકોના હાથમાંથી રોટલો ઝુંટવી લેનાર હીટલર? ક્યાં વિધવાઓના સહાયક અને યતીમોના મદદગાર પયગંબર અને ક્યાં લાખો સ્ત્રીઓને અકાળે વિધવા અને કરોડો બાળકોને યતીમ બનાવનાર હીટલર? ક્યાં અરબસ્થાની જંગલી બદદુઓ કે જે પેદા થતાં પોતાનીજ પુત્રીઓનો ઘાત કરતાં, અને ઘોડાને પાણી પીવરાવવાના ઝઘડામાં આખાં કુટુંબોનાં કુટુંબો સેંકડો વરસ સુધી લડી મરતાં એવા જંગલી આરબોને સુધારી સંસ્કારી બનાવનાર નર અને ક્યાં જગતને લોહીની નદીમાં સ્નાન કરાવનાર નર રાક્ષસ હીટલર! એક ફરિસ્તો બીજો શયતાન! એનો મુકાબલો સંભાવિજ શી રીતે શકે? અમેરિકાના બીનજવાબદાર પત્રકારો મુસ્લિમોના ધાર્મિક પેશ્વાને પોતાના ચશ્માથી જોવાનું ક્યારે ચૂકશે?

●

મુસલમાનો પોતાના દિલપર હાથ રાખીને પૂછી જુવે કે હવે તેમના અંતરોમાં તે ખલીલી કુર્બાનીની ભાવના બાકી રહી છે કે ફક્ત ગોસ્ત ખાવા ખાતરજ ઈદે અદહા મનાવે છે? ખુદાની ખાતર સર્વસ્વ કુર્બાન કરવાની ભાવનાનો એક અંશ પણ હવે મુસલમાનોમાં બાકી રહ્યો છે? બીજા ધાર્મિક રિવાજોની જેમ કુર્બાની પણ એક રિવાજી રસમ થઈ પડી છે. ખુદાની ખાતર, પોતાના માલિકના હુકમની તાબેદારીની ખાતર, પોતાના લખ્તે જિગર હઝરત ઈસ્માઈલ (અ૦)ની ભવ્ય અને જગતમાં અજોડ મનાતી ખલીલી કુર્બાનીએ ઈસ્લામના વૃક્ષને તરોતાઝા રાખ્યું છે, પણ આજે તો ફક્ત ખોખીરુંજ બાકી રહ્યું છે, આત્મા નથી! ખુદાજ મુસલમાનોમાં તે કુર્બાનીની ઉત્તમ ભાવના પેદા કરે અને દંભના પડદાને દૂર કરી મુસ્લિમોને સાચા મુસલમાન બનવાની હિમ્મત અર્પે! બાકી મર્હૂમ ઈકબાલના સવાલનો જવાબ આપવાની આજે કોઈ મુસલમાનના દિલમાં હીંમત છે? કે:

"યુંતો સૈયદભી હો મીરઝાભી હો અફઘાનભી હો,
સચ બતાઓ કે હકીકતમેં મુસલમાનભી હો?"

●

"ધરતીજ ગયું વાળો" એ કહેવત હવે છેકજ જુની કરી છે. કારણકે, આ વિમાન યુગમાં એનું અસ્તિત્વ રહેતું નથી. પંજાબના કેટલાક રાષ્ટ્રિય આગેવાનો જ્યારે કોંગ્રેસનું

(અનુસંધાન ટાઈટલ-પાનું ત્રીજું)




એમનું નામ અસદુલ્લાખાન છે. સલજુકી તુર્ક કહેવાતા હતા. દાદા બાદશાહ શાહઆલમના વખતમાં હિંદુસ્તાન આવ્યા હતા. પિતાનું નામ અબ્દુલ્લાહ બેગખાન બહાદુર હતું. દિલ્હીના છેલ્લા બાદશાહ બહાદુર શાહ "ઝફર"ના જમાનામાં એક મહાન શાયર ગણાતા હતા. શાયરીમાં પહેલાં "અસદ" ઉપનામ હતું પછીથી "ગાલિબ" રાખ્યું. બહાદુરશાહ ઝફરના શાયરીના ઉસ્તાદ "ઝૌક" છે કે જેઓ "દાગ" દેહલીના પણ ઉસ્તાદ થાય છે. "ઝૌક"ના મરણ પછી ઝફર બાદશાહના ઉસ્તાદ થયા. 'ઝૌક' અને 'ગાલિબ'ને બીલકુલ બનતું ન હતું.

જ્યારે દિલ્હી ૧૮૫૭માં અંગ્રેજોના કબજામાં ગયું, તો 'બ્રીટીશ' વઝીરે આઝમ લૉર્ડ 'બ્યોજે' કહ્યું હતું કે તુર્ક ફક્ત તલવારજ ચલાવી જાણે છે; પણ એ લોકોને તે વખતે ખબર ના હતી કે તુર્ક તલવાર પણ ચલાવી જાણે છે અને કલમ પણ. એમતો 'ખુસરૂ' અને 'ગાલિબ' એક મોટા તુર્ક શાયર તેમજ તલવારબાજ થઇ ગયા છે. 'અમીર ખુસરૂ' તુર્ક લચીન, અને ગાલિબ તુર્ક સલજુકી છે. ગાલિબની પેદાયશ અકબરાબાદ (આગ્રા)માં ૮ રજબ હિ. ૧૨૧૨માં થઇ. નીચેની ફારસી નઝમથી પણ આપે એજ તારીખ બતાવી છે.

"ગાલિબ ચુઝ ,ના સાઝી ફર નુમે નરીમ,
હમ ખોરે અદૂ દારમ વ હમ ઝોકે, હબીબ;
તારીખે વિલાદત મન અઝ આલમે કુદસ,
હમ "શોરિશે શૌક" આમદો હમ લફ્ઝે "ગરીબ".

"શોરીશે શૌક" અને "ગરીબ" એ બન્નેથી હિ. ૧૨૧૨ ના અદદ નીકળે છે.

"ગાલિબ"ના ઉપનામથીજ પ્રસિદ્ધ થયા. સિરાજુદ્દીન બહાદુરશાહ 'ઝફરે' એમને "નજમુદ્દૌલા વ દબીરૂલ મુલ્ક નિઝામે જંગ"નો ખિતાબ તા. ૪ થી જુન ઇ. સ. ૧૮૫૦માં આપ્યો હતો. પિતા પહેલાં આસિફુદ્દૌલાની પાસે લખનવમાં નોકર હતા. પછી હૈદ્રાબાદમાં નિઝામ અલીખાને ત્રણસો સવારોના ઉપરી બનાવ્યા. ત્યાંથી નોકરી છોડી આગ્રા આવ્યા. પછી અલવરના રાજાની નોકરીમાં રહ્યા. જ્યારે પિતા રાજગઢની લડાઇમાં શહીદ થયા, ત્યારે ઉમર પંચ વર્ષની હતી.

વંશપરંપરાનું પેન્શન દિલ્હીમાં મળતું હતું છતાં તેમાં પણ ગુજરાન થતું ન હતું. દેવું કરીને પણ કોઇ કોઇ વખતે ચલાવતા હતા. દિલ્હીના બાદશાહે, કાસેગીયાં સાહેબની સિફારસથી તૈમૂરના ખાનદાનનો ઇતિહાસ લખવાને આપ્યો અને તેના બદલામાં બદલ "નિઝમુદ્દૌલા વ દબીરૂલ મુલ્ક નિઝામે જંગ"નો ખિતાબ મળ્યો. અને સાથે સાથે રૂ. ૫૦) મહીનાના મુકરર થયા. અને જુન ૧૮૫૦ થી ૧૮૫૭ના બળવા સુધી મળતા રહ્યા. હકીમ એહસનુલ્લાખાન એમને દરેક તારીખોની માહીતી આપે અને તેઓ પોતાના બયાન મુજબ લખે. ઇ. ૧૮૫૪ સુધી તારીખોના ઇતિહાસનો પહેલો ભાગ પ્રથમ તૈમૂરથી લઇ હુમાયૂં બાદશાહના મરણ સુધી લખ્યો અને બીજા ભાગમાં જલાલુદ્દીન અકબર બાદશાહની




તાજપોશીથી લઇને બહાદુરશાહ બીજાનું લખાણ થયું. આ ભાગને પુરો પણ કરી શક્યા નહીં, ત્યા તો ૧૮૫૭નો બળવો જાગ્યો અને એ ભાગ બાકીજ રહ્યો. બન્ને ભાગનું નામ "પરતવીસ્તાં" રાખ્યું હતું કે જેને "મહરે નીમરોઝ" પણ કહે છે.

બાદશાહે હુકમ કર્યો હતો કે દરેક વઝીફદારને ૭ ૭ મહીને વઝીફાના પૈસા આપવા તેમાં ગાલિબને પણ ૭ મહિને મળવાનો હુકમ થયો. ત્યારે બાદશાહને લખ્યું કેઃ—

"મેરી તનખાહજો મુકરર હૈ — ઉસકે મિલનેકા હૈ અજબ હન્જાર
રસ્મહે મુરદેકી છે માહી એક — ખલ્કકા હૈ ઇસી ચલનપે મદાર.
મુઝકો દેખો કે હું કૈદે હયાત — ઔર છે માહી હો સાલમેં દો બાર;
બસ કે લેતા હું હર મહીને કર્ઝ — ઔર રેહતી હે સુ'મેં તકરાર!
મેરી તનખાહમેં તહમાઇકા — હો ગયા હે શરીકે સાહૂકાર;
મેરી તનખાહ કીજે માહ બ માહ — તા નહો મુજકો જિંદગી દુશ્વાર!"

આ નઝમ જ્યારે બાદશાહના રૂબરૂ પેશ કરવામાં આવી ત્યારે બાદશાહે વાંચ્યા પછી દર મહીને તનખાહ મળે તે પ્રમાણે હુકમ આપી દીધો. છેલ્લાં દસ વરસ સુધી રામપુરથી દર મહીને રૂપિયા ૧૦૦) નવાબ સાહેબ તરફથી મળતા રહ્યા. નવાબ રામપુર શાએરીમાં શિષ્ય થયા, અને ઉપનામ "નાઝિમ" રાખ્યું.

૧૮૫૭ના બળવા વખતથીજ એ મળતું પેન્શન બંધ થયું. પછી ઘણી તંગદસ્તી આવી ગઇ. એક વખત માંગનારાએ એમના ઉપર કોર્ટમાં દાવો કરી દીધો ત્યારે તે વખતના મુન્સફ મુફતી સદરૂદ્દીને પૂછ્યું કે "આ દાવો ખરો છે?" ત્યારે આપે કહ્યું કેઃ

"કર્ઝકી પીતે થે લેકિન સમજતે થે કે હાં,
રંગ લાએગી હમારી ફાકા મસ્તી એક દિન!"

આ પંક્તિ સાંભળતાંજ દાવો ખરો સાબિત થયો અને તેના પૈસા મુન્સફે પોતાની પાસેથી માગનારાને ભરપાઇ કરી આપ્યા. બુરી ટેવ હતી તો તે ફક્ત શરાબ પીવાની હતી. અંતે એટલે સુધી નોબત આવી કે આખું શરીર બગડી ગયું અને છેવટે આખા શરીરમાં ગરમીથી ફોલ્લા ફુટી નીકળ્યા. વફાત ૧૫ ફેબ્રુઆરી ૧૮૬૯ ઇસ્વી મુસલમાની માસ ઝિલકાદ હિ. ૧૨૮૫માં થઇ. બિસ્તર પર પડ્યા પડ્યા મરતાં સુધી નીચેની પંક્તિ કહેતા હતા.

**"દમે વાપસી બર સરે રાહ હૈ, અઝીઝો અબ અલ્લાહ હી અલ્લાહ હૈ"**

જનાઝાની નમાઝ દિલ્હી દરવાજાની બહારની મસજીદમાં પઢવામાં આવી અને ૬૦ મેહબૂબે ઇલાહી નિઝામુદ્દીન ઔલિયા રેહની દરગાહ શરીફના પાસે નવાબ ઇલાહી બક્ષખાનના મઝાર પાસે દફનમાં કરવામાં આવ્યા.

શિષ્યોમા "હાલી" અને "મજરૂહ" સારામાં સારા અને ઉચ્ચ દરજ્જાના શાએરો થઇ ગયા છે મઝારની તખ્તીમાં લખ્યું છે કેઃ

**"રશ્કે "અરફી" ઓ ફખ્રે "તાલિબ" મુર્દ, અસદુલ્લાખાન "ગાલિબ" મુર્દ"**

એમના શિષ્ય "મજરૂહ" સાહેબે પણ એક તખ્તીમાં લખ્યું છે કે :

"કલ મૈં ગમો અંદોહમેં બા ખાતિરે મેહ્ઝૂં, — થા તુર્બતે ઉસ્તાદ પૈ બૈઠા હુઆ ગમનાક;
દેખા જો મુઝે ફિક્રમે તારીખ કે "મજરૂહ" — હાતિફને કહા "ગંજ મઆની હૈ તહે ખાક."

હાલમાં ગાલિબની નીચેની કિતાબો મૌજૂદ છે

"કુલ્લીયાતે નઝમ ફારસી," "કુલ્લીયાતે નસર ફારસી," "દીવાને ઉર્દૂ" "ઉર્દૂએ મુઅલ્લા," "ઉદે હિન્દી."

(ઉર્દૂ ઉપરથી)

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

(૫) જે કોઇને કાયમની ઈઝ્ઝત મેળવવા ઇરાદો હોય, અથવા દુન્યવી સખ્તીઓ દૂર કરવા ઇરાદો હોય, અથવા ગમે તેવી સખતમાં સખત મુશ્કેલી આસાન કરવા ઇરાદો હોય, તો તેણે પ્રથમ સારી રીતે વઝૂ કરી બે રકાત નફીલ પઢી પુરી "બિસ્મિલ્લાહ" ૪૫૦ વખત પછી "અઝીઝીના કાલા લહોમુન્નાસો ઇન્નન્નાસા કદ જમઉ લકુમ ફખ્શવહુમ ફઝાદહુમ ઈમાનંવ વકાલૂ હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો" ૪૫૦ વખત અને દરૂદ શરીફ ૪૫૦ વખત અને "યા અઝીઝો, યા કાફીયો, યા કવીય્યો, યા લતીફો" ૪૫૦ વખત અને એને પઢતી વખત દરેક એકસોમી વખત ત્રણ ત્રણ વાર "યા અઝીઝો અઅઝઝેની, યા કાફીયો અકફેની, યા કવીય્યો કવ્વેની, યા લતીફો ઉલ્તોફબી ફી ઓમૂરી કુલ્લેહા વલ તોફ્બી ફીમા નઝલા" પઢી જે કામ માટે હોય તે પૂર્ણ થવા દુઆ માંગવી. ઈ. અ. બહુ જલ્દી કામ પૂરું થશે. ઉપર લખ્યા ઉપરાંત દીનો દુન્યાના દરેક દરેક કામ ઈ. અ. એનાથી બહુ જલ્દી પૂર્ણ થશે: (૬) અગર કોઇની ઈચ્છા એવી હોય કે દસ્તે ગૈબનો અમલ હાથ લાગી જાય છે તો તેને જોઇએ કે દરરોજ રાત્રે નહાઇ ધોઇ પાક સાફ કપડાં પહેરી બે રકાત નફીલ ખાલેસન લિલ્લાહ પઢી કિબ્લારૂ બેસી ૪૫૦ વખત "હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો" પઢવું અને નીચે લખેલી દુઆને ૩૧૩ વખત પઢવી. એ મુજબ લગાતાર દરરોજ રાતે પઢતો રહે. ઈ. અ. મુકદ્દરમાં હશે તે દરરોજ સવારે તકીયા નીચેથી મળતું રહેશે. જેણે ખુદાપાકનો દરવાજો પકડ્યો તે કદી નાઉમ્મેદ અને અને મહરૂમ રહેતો નથી. "અલ્લાહુમ્મા યા કાફીયો ઈકફેની નવાએબદ દુન્યા વ મસાએબદ દહરે વ ઝુલ્લલ ફક્રે. અલ્લાહુમ્મા યા ગનીય્યો અગ્નેના બેગેનાએકા અમ્મન સેવાકા વ એઝુદેકા વફઝલેકા અંબદકેકા ફઈન્નકા કુન્તા વ કૌલોકલ હકકુલ મોઅ્મીન ઉદ ઉની અસ્તજીબ લકુમ દઅવોનાકા કમા અમર્તના ફસ્તજેબ મિન્ના કમા વઅદ્તના. અલ્લાહુમ્મા યા મુગનીય્યો અરઅ લોકા ગેનાઅદ્ દહરે એલલ અબદે. અલ્લાહુમ્મા યા ફત્તાહો ઈફ્તહલી બાબા રહ્મતેકા વરએલ અલય્યા સિતરા એનાયતેકા વ સખ્ખરલી ખાદેમા હાઝેહિલ આયતે બે શરઈન અસ્તઈનો બેહી અલા મઆએશી અમ્રે દીની વ દુન્યાયા વ આખેરતી વ આકેબતે અમ્રી વ સખ્ખેરહોલી કમા સખ્ખરતરીહા વલ ઈન્સા વલ જિન્નાં વલ વહશા વત્તયરા લે નબીય્યેકા સુલૈમાનબ્ને દાઉદા અલયહિસ્સલામ વ બેહિય્યન અશરાહિય્યન આઝૂનાઈ અસ્ગાઓઢે આદે શુઝઝાયા યા મન




અમરોહો બાયનહ્ કાફે વન્નૂને ઇન્નમા અમ્રોહૂ ઈઝા અરદા શયઅન અંય્‌-કૂલા લહૂ કુન ફયકૂન ફેસુબ્હાનલ્લઝી બેયદેહી મલકૂતો કુલ્લે શયઈંર વ ઈલયહે તુર્જઉન.' એને ૩૧૩ વખત પઢવું. આ અમલમાં મવક્કલ હાજર થવા સંભવ છે જેથી મુર્શિદે કામિલના સાયા અને ઇજાઝત વગર પઢવું નહીં. નહીં તો હેરાન થવું પડશે. (૭) અગર તસ્ખીર માટે એને અમલ કરવા ઇરાદો હોય (એટલે કોઇ ઉપર મહબ્બત અને ઉલ્ફત હોય અને તેને મલવું હોય) તો એની નિય્યતથી ૪૫૦ વખત "હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો" એને નીચે મુજબ તરકીબથી પઢવું:- અર્ધી રાત્રે ઉઠી સારી રીતે વઝુ કરી ૭ રકાત નફીલ પઢે. દરેક રકાતમાં સૂરએ અલ્હમ્દ પછી ૪૫૦ વખત "હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો" પઢવુ. સલામ ફેરવી બેસી રહી ૯૫૦ વખત પઢવું પણ પઢતી વખત એવો તસવ્વુર કરે કે મત્લૂબને આ આયત શરીફથી પોતાની તરફ ખેંચી રહ્યો છું. અને એ મુજબ ૯૫૦ વખત પઢી સાત વખત "યાહિબ્બૂના હુમ કેહુબ્બીલ્લાહે વલ્લઝીના આમનૂ અશદ્દો હુબ્બન લિલ્લાહે. લવ અંફકતા માફીલ અર્દે જમીઅમ મા અલ્લફતા બયના કોલુબેહિમ વલા કિન્નલ્લાહ અલ્લફા બયનહુમ ઈન્નહૂ અઝીઝુન હકીમ. વ અસ્બહતો અલયકા મોહબ્બ-તમ મિન્ની વલે તુસ્નઅ અલા અયની" પઢવું અને ફરી પાછું ૪૫૦ વખત "હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો" પઢવું. એ મુજબ એક રાતમાં ત્રણ વખત પઢવું. ઈ. અ. બહુ જલ્દી કામ થઈ જશે માત્ર હલાલ કામ માટેજ એનો અમલ કરવો. જેમકે કોઇ પર દિલ આકર્ષ થયું હોય અને તેની સાથે નિકાહ કરવા ઇરાદો હોય તોજ એનો અમલ કરવો, નહીં તો કામ થવાને બદલે પોતે નુકસાન ઉઠાવશે (૮) "હસ્બીયલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવા અલયહે તવક્કલતો વ હોવા રબ્બુલ અર્શિલ અઝીમ" દરરોજ રાત્રે સુતી વખત એને ૧૯૦૦ વખત પઢનારને ઇ. અ. અમુક મુદ્દત પછી જે મુકદ્દરમાં હશે તે સવારે તકીયા નીચેથી મળશે. અને દુશ્મનની ખરાબી વગેરે માટે દર જુમ્માએ ૧૦૦૦ વખત એવી નિય્યતથી પઢશે તો ઇ. અ. બહુ જલ્દી, દુશ્મનની બરબાદી શરૂ થશે. પણ દર જુમ્માએ એને પઢવું જોઇએ.

"હસ્બો નલ્લાહો વ નેઅમલ વકીલો" (૧) એને. દરરોજ, ૪૧ વખત પઢનાર દુન્યાથી બેનિયાઝ થઇ જાય છે. કદી કોઇનો મોહતાજ થતો નથી. તેની, દરેક હાજત અને બધાં, કામ ખુદાપાક- પૂરાં કરે છે. (૨) દીન, દુન્યાના બધા જાએઝ કામ માટે દર જુમ્આએ દશ વાગે મસ્જીદમાં જઇ સારી રીતે વઝુ કરી પ્રથમ બે રકાત નફિલ પઢી એ પછી "સલાતુત્તસ્બીહ" પઢવી એ પછી "સલાતુત્તસ્બીહ" જેમ ચાર રકાત નફિલ.જે કામ માટે હોય તે પૂર્ણ થવાની નિય્યતથી પઢવી એમાં "તસ્બીહ"ને બદલે તેટલી ગણત્રી મુજબ "હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો" પઢવું અને સલામ ફેરવી ૧૫૦ વખત પઢવું. એ પછી દુઆ માંગવી. ઇ. અ. બહુ જલ્દી કામ પૂર્ણ થશે, આ નમાજ જો દરરોજ રાત્રે તહજ્જુદ વખતે




પઢવામાં આવે તો કામ બહુજ જલ્દી પૂર્ણ થશે. જો કોઇ ખાસ કામ ન હોય જ્યાં જો એને દરરોજ ખાસેસન લિલ્લાહ દરરોજ ગમે તે એક વખતે પણ પઢવામાં આવે તો તેના ફાયદા પઢનાર જાણી શકશે. (૨) દીનો દુન્યાના ગમે તે જાએઝ કામ માટે રાત્રે ૩ વાગે ઉઠી વઝુ કરી બે રકાત નફિ। પઢી તેનો સવાબ હુઝૂર સ. અ. વ. સ ને બક્ષી દઇ ૧૧ વખત દરૂદ શરીફ પઢી સૂરએ "મુઝઝમ્મિલ" પઢવી શરૂ કરવી. જ્યારે "રબ્બુલ મશરેકે વલમગરેબે લાઇલાહા ઇલ્લા હોવા ફત્તખિઝહો વકીલા" પહોંચે તો એને ૩ વખત પઢવું અને ૧૫૦ વખત "હસ્બો નલ્લાહો વ નેઅમલ વકીલો" પઢવું અને જે કામ માટે હોય તેનું ધ્યાન ધરવું અને ખુદાપાકથી દુઆ માંગવી. એ પછી સૂરા આગળ પઢવી અને જ્યારે "વલ્લાહો યોકદદેરૂલ લયલા વન્નહારા" પર પહોંચે તો એને પણ ત્રણ વખત પઢી ૧૦૦ વખત "હસ્બો નલ્લાહો વ ને અમલ વકીલો" ઉપર મુજબ પઢવું અને એ પછી સૂરા આગળ પઢવી અને જ્યારે "યબ્તગુના મિન ફઝલિલ્લાહે" પર પહોંચે તો એને ૫૧ ઉપર મુજબ ત્રણ વખત પઢી ૧૦૦ વખત "હસ્બો નલ્લાહો વનેઅમલ વકીલો" પઢવું અને સૂરા આગળ પઢવી અને જ્યારે "વસ્તગ ફેરૂલ્લાહા ઇન્નલ્લાહા ગફુરૂર્રહીમ" પર પહોંચે તો એને ૫૧ ઉપર મુજબ ત્રણ વખત પઢી ૧૦૦ વખત "હસ્બો નલ્લાહો વનેઅમલ વકીલો" પઢવું અને જે કામ માટે હોય તેની ખુદાપાકથી દુઆ માંગી ૧૧ વખત દરૂદ શરીફ પઢવું ઇ. અ. બહુ જલ્દી-કામ પૂરું થશે.

મજકુર રીતે ખાસેસન લિલ્લાહ દરરોજ ગમે તે એક વખતે પણ પઢનાર કદી કોઇનો મોહતાજ થશે નહીં. ખુદાપાક ગૈબથી તેની મદદ કરશે, અને દુન્યાવાળા તેની ઇજ્જત કરશે.

અમુક સાહેબોના કહેવા મુજબ ઔલિયા અલ્લાહની તલ્વાર અને ઢાલ બંનેનું કામ "હસ્બોનલ્લાહો વ નેઅમલ વકીલો"એ બજાવ્યું છે. તેઓએ જેમ ખાસેસન લિલ્લાહ એનો વઝીફો અખ્ત્યાર કરેલો તેવીજ રીતે કરવાથી ઇ. અ બધા ફાયદા હાસિલ થશે.

"યા કવીય્યો" (અદદ ૧૧૬) "એ કુવ્વતવાલા" (૧) એને હમેશા કસરતથી પઢનારને ઇ અ. કુદરતી તાકત અતા થશે. ભલેને શરીરે ગમે તેવો નંખાઇ ગયેલો હોય. (૨) એને હમેશાં કસરતથી પઢનારનો રોબ બધાઓ પર

## રૂબાઇ

ઘડી તસ્વીર એક તસ્વીર કારે,
રૂધિરનાં છાંટણાં છાંટી. બિચારે,

કળાને ઝિંદગાની જોગે અર્પી;
એ દર દર રોટી માટે વલખાં મારે!

*

નઃ હે મારા વિચારોને તું બાંધી,
તૂટેલા તાર વિણાના હે સાંધી,

અગમના ગીત હું ગાવા ચહું છું;
ઉમંગોની ચઢી છે દિલમાં આંધી.

'શૌકીન' * જેતપુરી



ગલિત રહેશે (૩) એને હમેશા કસરતથી પઢનાર ઇઅ ઉચા દરજા મેળવશે (૪) એને હમેશા કસરતથી પઢનાર દુશ્મનો ઉપર ગાલિબ રહેશે અને દુશ્મનો તેને કઇ પણ નુકસાન પહોચાડી શકશે નહીં (૫) જેનો દુશ્મન બધી રીતે બહુ જોરાવર હોય અને કોઇપણ રીતે તેના જુલમોથી નજાત નજ મલતી હોય ત્યારે ખમીરી આટો (નાન બનાવવા વગેરે માટે ખમીર મેળવી આટો બાધવામા આવે છે તે, જેમા તાડી જેવી વસ્તુ નાખેલી ન હોય) થોડો લઇ ચણા જેટલી અગર તેથી જરા નાની નાની ગોળીઓ બનાવવી અને દરેક ગોળી ઉપર ત્રણ ત્રણ વખત પઢી દમ કરી તે ગોળીઓ મરઘાઓને અથવા પરીન્દાઓને ખવરાવતો જાય એવી રીતે દરરોજ ૧૧૦૦ ગોળીઓ ખવડાવી ઇઅ દુશ્મન જો તેને હલાક કરવાની નિય્યત કરી હશે તો હલાક થઇ જશે અને તેના જુલમો વગેરેથી નજાત મેળવવાની નિય્યત કરી હશે તો નજાત મળી જશે, પઢવા પહેલા નિય્યત કરી લેવી જો ખમીરી આટો નજ મળે તો સાદા આટાને પાણીમા મેળવી ગોળીઓ વાળવી (૬) દર જુમ્આએ સવારના ૭-૮ વાગ્યાને સુમારે એને જો કસરતથી પઢવામા આવે તો નિસ્યાન' નામની બીમારીથી ઇઅ બહુ જલદી છુટકારો થઇ જશે અગર બીજો માણસ એ મુજબ પઢી પાણી ઉપર દમ કરી પીવાડે






ઘણા લેખકો અને કવિઓના સુવર્ણ મહોત્સવો અને હિરક મહોત્સવો, અજાણપણે ઉજવવાના બાકી રહી જાય છે, અને પરિણામે એવા ઘણા સાક્ષરજનો આશાભર્યાજ મરી જાય છે. તેવા આત્માઓ અવગતિયા થઈ પોતાના વારસદાર સાહિત્યકારોને હેરાન ન કરે, અને જેને જેને કલમ પકડતાં આવડે તે દરેકના રૂપેરી મહોત્સવ, સુવર્ણમહોત્સવ, કે હીરકમહોત્સવ ઉજવાતા રહે જેથી આપણા સાહિત્યના બજારમાં પણ શેરબજારની જેમ તેજી થતી રહે; એ હેતુથી દરેક લેખક અને કવિએ પોતાની વરસગાંઠ આવી કે જાહેર પેપરમાં પોતાનો ફોટો છપાવી નીચે કેટલામું વરસ બેઠું તે જણાવી દેવા ચૂકવું નહિ! આથી ગુજરાતને માથે 'બેકદર ગુજરાત' હોવાનું આળ છે તે પણ સ્હેલાઈથી દૂર કરી શકાશે! અલબત્ત પોતાના ખરચે ફોટો બ્લોક બનાવવા જેટલી શક્તિ ન હોય તેમણે પેપરવાળાને બ્લોક જેટલી જગ્યા ખાલી રખાવી નીચે તે લેખક કે કવિનું નામ અને ઉંમર જણાવવાની ફરજ પાડવી. જેમ મોટા વહેપારીઓ પોતાની દુકાન પર ધરમાદા ગલ્લો રાખે છે; તેમ એડીટરોએ એટલી ધરમાદા જગ્યા પેપરોમાં જુદી રાખીજ મૂકવી. કોઈ કંજુસ એડીટર એમ ન કરે તો સાહિત્ય પરિષદે ઠરાવ કરીને તેની ધૂળ ખંખેરી નાખવી! જાહેર પેપરોની ફરજ છે કે સાહિત્યકારો પાસેથી સેવા લે છે, તો આટલી સેવા આપી છૂટે! પણ જ્યાંય કોઈ ગરીબડો લેખક કે કવિ ખૂણે ખાંચરે બાકી રહી જાય તો સાહિત્ય પરિષદે, જેમ સરકાર તરફથી બેસતા વરસને દિવસે માનચાંદની લ્હાણીનું લિસ્ટ પ્રગટ થાય છે, તેમ એક લિસ્ટ બેસતા વરસને દિવસે પ્રગટ કરી તેમાં નાનેથી મોટા દરેક કવિને લેખકનું નામ તથા તેની ઉંમર જણાવવી! સાહિત્ય પરિષદની વાત આવી તો સાથે સાથે એ પણ જણાવી દઉં છું કે જો મૂળરાજ સોલંકીની ૧૦૦૦મી સંવત્સરી ઉજવાય તો પછી તેના પાછળ પાછળ તે કરતાં પણ ગુજરાતને વધુ શણગારનાર સિદ્ધરાજ જયસિંહની પણ ૯૦૦મી જયંતિ ઉજવવી જોઈએ. એમ ગુજરાત અને માળવાના એક લેખકના વતી રા. અડવાણી કહે છે! કારણ કે જસમાઓડણને ઇતિહાસમાં અમર કરવાનું માન પણ સિદ્ધરાજને ફાળે જાય છે ને?

●

આપણે ત્યાં વાનર કે કુતરાંનાં લગ્નો પાછળ હજારોના ધુમાડા થયાનું સાંભળ્યું છે; પણ રોમન કવિ વર્જીલ તો ૯૬ હરી




હતી." પોતની પાળેલી માખીની સ્મશાન યાત્રા પછળ ૨૦ હજાર પાઉન્ડ એટલે લગભગ રાા થી ૩ લાખ રૂપિયા ખર્ચ કર્યો હતો. અને વળી ખૂબીની વાત તો એ બની કે તે માખીની કબરની આજુબાજુની બધી જમીન પણ કાયદેસર લડીને ઓગસ્ટ સીઝર પાસેથી તેણે મેળવી હતી!" કોણ કહે છે કે કવિઓ ધૂની કે ગાંડા હોય છે? હિંદમાં ભલે કોઇ આ વાત ન માને! કારણ કે હિંદના કવિઓ પાસેથી રાા કે ૩ લાખ રૂપિયા નીકળવા એ હથેળીમાંથી વાળ ઉગી નીકળવા બરાબર છે! અલબત્ત તેમણે જીવનમાં રાા કે ૩ લાખ તો શું પણ રાા કે ૩ કરોડ શબ્દો તો જરૂર કાગળ પર ચિતર્યા હશેજ! અને પરાપૂર્વથી કવિઓનાં આવાં પરાક્રમો જોઇનેજ મહાન ગ્રીક ફિલસૂફ પ્લેટો કહી ગયો છે કે **આદર્શ પ્રજાસત્તાક રાજમાં કવિ નામનું કોઇ પ્રાણી ન રહેવું જોઇએ."** આનો જવાબ શું આપે છે કવિના માસિકના સંપાદકો? ભલે કોઇ કવિ આનો જવાબ ન આપે પણ કવિ પત્નિઓ તો કહેતીજ હશે કે "કવિ સાથે પરણવા કરતાં કુંવારા રહેવુંજ સારૂં." કારણ કે એ ભલા માનવીના દેહ તો ધરતી પર હોય છે, પણ મન તો બારે માસ પવનના વટોળીઆની જેમ ગગનમાં ઉડતું હોય છે! જે સમાજમાં કવિ કરતાં ફોજદારની વધુ લાગવગ ચલતી હોય; તે સમાજમાં કવિ બનવા કરતાં સિપાઇ બનવું શું ખોટું છે? અને હવે તો 'જ્યાં કલમ નથી પહોંચની ત્યાં બંદુક પહોંચી જાય છે' એમ તો હીટલરે પણ સાબિત કરી આપ્યું છેને? વળી કલમથી મન ઘસાય છે; ત્યારે બંદુકથી શરીર કસાય છે!

"અમારી દુકાન છે. હું સાયકલ બનાવવાનો અને વેચવાનો ધંધો કરૂં છું." મદ્રાસમાં હતા ત્યારે આમ કવિ શ્રી. ખબરદારે પોતાની દુકાનમાં પધારેલા શ્રી ભરતરામને તેમના પ્રશ્નના જવાબમાં કહ્યું હતું.

"પણ આ ધંધાનો મેળ આપની કાવ્યશક્તિની સાથે કેવી રીતે મળે છે?" શ્રી. ભરતરામે પૂછ્યું.

"હું દુકાને હોઉં છું ત્યારે કવિતાને સંભારતો નથી ને દુકાન બંધ કરીને જાઉં છું, ત્યાર પછી દુકાનને સંભારતો નથી." કવિ ખબરદારે જવાબ આપ્યો. આપણા તળપદા કવિ રા. હડમત ઓઝા, કવિ ખબરદાર કરતાંય એક ડગલું આગળ વધી જાય છે. ચાકડા પર પીંડો મૂક્યો હોય, ને ઘડો કે ગાગર ઉતારવાની હોય; ત્યારે પણ આંખો અને હાથ ઘડો–ગાગરનો ઘાટ ઉતારવામાં મશગુલ હોય છે, ને મન કવિતા રચતું હોય છે! કોડીયાં ઉતારતાં રા. હડમત ઓઝા ઘણીવેળા ખંડ હરિગીત રચે છે. અને તેથીજ ઘણી વેળા એમનાં બનાવેલાં કોડીયાં ખંડ હરિગીત જેવાં વાંકાં ચૂકાં રહી જાય છે! એમના બનાવેલા ઘડા કે ગાગરમાં જો કંઇ વંકાસ કે ગોબો રહી ગયો હોય તો જાણી લેવું કે શાર્દુલવિક્રીડીત છંદ કે સવૈયા એકત્રીસાના એ મહીમા છે! હાંલ્લાં ટીપતાં ટીપતાંએ કકડ મૂકી છંદ એ રચી જાણે છે, ને નેભાળો સીંચતાંએ ગઝલ ગોતી કાઢે છો! ખરો કવિ તેજ કે જેનું મગજ ઉંઘતાં કે જાગતાં સર્જનજ ન રહે! કારણકે રા. હડમતના લંગોટીયા બાદ્દે 'ઇજાગીયા ભાઇબંધ શ્રીયુત શેખચલીનું મંતવ્ય છે કે "ખેડ્યા વગરના ખેતરમાં જેમ અનાયાસે ઘાસ ઊગી નીકળે છે,



તેમ સુના મગજમાંય કવિતાને બદલે ઘાસ ઊગી નીકળવાનો પુરતો સંભવ છે!" અસ્તુ:

●

ભડકશો નહિ! 'સાસુજી'ની ચોરી થઇ છે. એમ 'પનોતા પંચજી ખબર આપે છે. અત્યાર સુધી તો કુમારિકાઓ કે પુત્રી વહુઓની ચોરી કે અપહરણ થતાં સાંભળ્યાં છે; પણ ઘરડી સાસુઓની ચોરી થવાની વાત તો ક્યાંય સાંભળી નથી? અને જો ખરી રીતેજ આમ સાસુજીઓની ચોરી થાય તો વહુઓના આનંદનો તો પાર જ ન રહેને? પણ ના, આતો સુવર્ણચંદ્રક મેળવનાર હાસ્યરસના લેખક રા. ધનસુખલાલની 'સાસુજી'ની ચોરી થઇ છે! 'સાસુજી' એટલે એમની વહુની મા નહિ; પણ એમની 'સાસુજી' નામની ચોપડી ચોરાઈ છે! અને તે પણ એક નહિ, બે નહિ ને સામટી ૩૬૪ની પેટી ચોરાઇ છે. સવાલ એ થાય છે કે ૩૬૪ ચોરાઇ; તો ૩૬૫ કેમ નહિ? વરસના ૩૬૫ દિવસને હિસાબે એ પેટીમાં પુરી ૩૬૫ નકલો રા. ધનસુખલાલે રાખી જોઇતી હતીને? ચોર જો ગણિત ભણેલો હોય તો તેણે અમે ત્યાંથી "સાસુજી"ની એક વધુ નકલ ચોરીને ૩૬૫નો આંકડો પુરો કરવો જોઇએ. કે.તો રા. ધનસુખલાલે જાહેર ખબર છપાવીને ૧ વધુ ચોરી લઇ જવાની તે ચોરને વિનંતિ કરવી જોઇએ. અને વાનપ્રસ્થ થવા હેઈ સંન્યાસ માટે 'સાસુજી'ની ચોરી થઇ છે તો 'વહુજી' છપી નાખવી જોઇએ! જો કે આજકાલ કાગળના ભાવો રૂપાઓ કરતાં પણ મોંઘા છે, છતાં 'વહુજી' નામજ એવું આકર્ષક છે કે બીજ વર જેટલી ઉંમરના રસિક પ્રકાશકો તો તેને ટેકો આપવા પડાપડી કરશે!

●

શિશુ માટે આરેલા અંકો માટે હવે સંપાદકોની દૃષ્ટિ ઓછા દળદાર પણ સંગીન સાહિત્ય રજુ કરનારા પાતળા અંકો કરતાં હળવું રંગીન સાહિત્ય રજુ કરનારા; બલ્કે વાયડી ભાષામાં કહીએ તો હલકું સાહિત્ય અને ભારે જાહેર ખબરો છાપી મારી અંકને વધુમાં વધુ જાડા બનાવ્યા હોય, એવા અંકો પર વધુ ઠરે છે! કારણ કે પસ્તીના ઉંચા ભાવો તેમને 'ભાગતા ઘરના દાંડા જે હાથ લાગ્યા તે ખરા!' એવું સમજવાની ફરજ પાડે છે!

"મીઆને અકલ આઇ અબ પૈસોંકે હાથમેં;
કાંટોસે તોલતે હૈ જો પૂછો કે દારકો!"

●

"ભાઇપીરો"ના ઉપનામ ધારી કોઇ ભાઇ લખે છે કે:

"હિંદી પત્રોના તંત્રીઓ લાઘવમથી પીડાય છે. લંડનમાં જે ન કહેવાયું હોય તે અહીં પણ ન કહેવાય એમ માને છે. અહીંનાં પત્રો એકલાં સમાચાર પત્રો બની ગયાં છે. કોઇને ખાસ કંઇ વધુ કહેવાનું હોતું નથી. કોઇ પણ બે પત્રો વચ્ચે છાપકામ અને કાગળની જાત સિવાય બીજો ફરક ભાગ્યેજ તફાવત જણાય છે! અહીં ઘણાં ખરાં તંત્રીસ્થાનો પર ત્રીજી કક્ષાના લેખકોજ બિરાજેલા હોય છે."

હિંદમાં તો નાટક, સીનેમા, આગગાડી વગેરેને પણ ત્રીજા વર્ગના લોકોથીજ ઉત્તેજન મળે છેને? તો પછી પત્રકારિત્વને પણ ત્રીજા વર્ગના લેખકોથી કેમ વંચિત રખાય? બાકી છાપકામ અને કાગળની જાત સિવાય બીજો ફરક હિંદી પત્રોમાં ન દેખાય એ તો એકતાની સાચી નિશાની છે! બધાય જુદા જુદા સૂર કાઢે તેના કરતાં બધાય એકજ જાતનો સૂર કાઢે તે શું ખોટું છે? પછી ભલેને લોકો એ બેસૂરને બેસૂરની ઉપમા આપે!

●




# સ્વીકાર અને સમાલોચના

**'વેણી'** દીપોત્સવી અંક. સંપાદકઃ-'જાની' અને 'બદ્રી' કાચવાલા; મુંબઇના હળવા સાહિત્યના સાપ્તાહિકોમાં વેણીએ ખાસ નામ પ્રમાણે ગુણ ધરાવતો ખાસ અંક પ્રગટ કર્યો છે. લેખો અને કાવ્યની પસંદગી ઉંચા પ્રકારની છે કાગળો છપાઈ અને લેખોની ગોઠવણી પણ પાને પાને ધ્યાન ખેંચે એવી છે. ૧૨ આનાની કીંમતમાં આવો અંક મફતજ ગણાય. નવિનતાના શોખવાળા ભાઇ 'બદ્રી' કાચવાળાએ કાગળની મોંઘવારીનો વિચાર કર્યા વગર આવો **સંગીન** અને **રંગીન** અંક કાઢવામાં ખરેખર સાહસજ કર્યું છે.

**અંજુમને ઈખ્વતુલ ઇસ્લામઃ**-(સુરત) મજકૂર અંજુમનનો આઠમો વાર્ષિક રિપોર્ટ તેના સેક્રેટરીઓ તરફથી રિવ્યુ અર્થે મળ્યો છે રિપોર્ટની સાદાઇને કામના ભપકાએ આજી નાખી છે આઝમ બાવામીયાં, યુસુફ ગોગા, યુસુફ ઈસ્માઈલ વૈદ જેવા સેવાભાવી યુવકો જ્યાં આવી સંસ્થામાં હોય ત્યાં સારાજ કામની આશા રાખી શકાય હલકારા મસ્જીદનું બાંધકામ, તુર્કી રાહત ફંડ, પ્રૌઢ શિક્ષણ પ્રવૃત્તિ, તથા ચાલુ સમયની મુસલમાનોને નુકસાન કરતી હીલચાલોનો વિરોધ, અને મુસલમાનોને લાભદાયી થાય એવાં કાર્યોની હિમાયત કરતી આ સંસ્થા ખરે એક જીવંત સંસ્થા તરિકે સુરતનું નાક અને નૌક જાળવી રહી છે સંસ્થાને વધુ પ્રાણવાન બનાવવા અને પ્રકાશમાં લાવવા માટે યુવાન કાર્યકરોની કોશિશ અભિનંદનને પાત્ર છે.

**'બિંદુ'**-[માસિક] ઠી. શ. ૧૫.-૨૪૮-ઉપર અબ્દુર્રેહમાન સ્ટ્રીટ-મુંબઇ-૩. તંત્રી 'રશીક' અંક ૧ લો. પૃ. ૧૬. કાગળની મોંઘવારીમાં સાહસ કદરવા જોગ ગણાય. લેખો અને કાવ્યોની પસંદગી સારી છે પણ જોડણી દોષો તરફ વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. પહેલાજ અંકે એક કાવ્ય અગાઉ પ્રગટ થએલું પુનઃ પ્રગટ થતું દેખાય છે. સાહિત્ય સેવાની ધગશ અને ઉલ્લાસ પાને પાને દેખાય છે.

**ધી ક્રેસંટઃ**-ધી સુરત ડિસ્ટ્રીકટ મુસ્લિમ સ્ટુડન્ટસ ફેડરેશન તરફથી ત્રણ ભાષામાં પ્રગટ થતા વાર્ષિકનો ઈદુલ ફિત્ર અંક તંત્રી યુસુફ એ. કે. ફેઝુલ્લાહભાઇ તરફથી મળ્યો. ગુજરાતી વિભાગના તંત્રી યુસુફ ફૈઝુલ્લાહભાઇ 'બેખુદ' પોતે છે. અંગ્રેજી વિભાગના તંત્રી બી. એફ. એહુસ અને ઉર્દૂ વિભાગના તંત્રી ઝેડ. એમ. નરમાવાલા છે. ત્રણે સેનાપતિઓએ પોતાની ટુકડીઓને સારી રીતે શણગારી છે એકંદરે ત્રણે લેખન વિભાગો સારા થયા છે. સાથે મુદ્રણ અને ગેટ-અપ પણ ઘણું ઉંચા પ્રકારનું હોઇ ચાર આનામાં આવો અંક આપવો એ સાહસજ ગણાય!

**રાહે નજાતઃ**-માહે ઝિલકાદ હી. ૧૩૬૦ નો અંક રિવ્યુ અર્થે મળ્યો ખાસ કરીને ટાઈટલોના દ્વિરંગી મુદ્રણ અને ગોઠવણી ખાસ ધ્યાન ખેંચે છે. રાહે નજાતનું સાહિત્ય ધોરણ તથા મુદ્રણ ધોરણ સુધરતું જાય છે તેના પ્રત્યક્ષ પુરાવા રૂપ આ અંક ગણી શકાય. દિવસે દિવસે અમારું આ ભાઇબંધ માસિક તરક્કી કરતું જાય છે એ અભિનંદનને પાત્ર છે. લેખોની પસંદગી ઉચી છે.

# ભેદી ભેદ ન ખુલને પાય !!!

લેખક :–ઇબ્રાહીમ હાજી અહમદ મીસ્ત્રી

**આજના જમાનામાં એક ભગ્નહૃદય ગ્રેજ્યુએટનાં જીવનની કરૂણારસિક કહાણી**

મુંબઇ શહેરમાં મરીન ડ્રાઇવ સહેલાણીઓ માટે હરવા ફરવાનું સુંદર સ્થળ લેખાય છે આલીશાન ઇમારતોની કતાર "મોર્ડન" મુંબઇનો ભાસ કરાવે છે.

"આશિયાના"ના ઘડિયાળમાં સાડા ૭ થઇ ચૂકયા હતા. સહેલાણીઓની આવજાવ પણ વધી હતી. મારી હંમેશની જગ્યાએ બાજુમાં ઓફિસ બેગ રાખી હું પાળપર તાઝગીભરી હવા ખાતો એકલો બેઠો હતો. શાંતિ–નિરવ શાંતિની ઘડી તરીકે મેં એ સ્થળ પસંદ કર્યું હતું. હું અને પેસી અહિં બેસી અલકમલકની વાતો કરી આઠ વાગે ચર્ચગેટ સ્ટેશનનો રસ્તો પકડતા, પણ આજે તો પેસીનોય પત્તો ન હતો એકલો અટુલો હું હાલતા ચાલતા મટ્ટીના પુતળાંઓને ભાળી રહ્યો હતો.

"આપ કીસીકા ઇન્તેઝાર કરી રહ્યા છો ?" મારી બાજુમાં બેઠેલા બાંધી દડીના બત્રીશેક વર્ષના જુવાને સહસા મને સવાલ પૂછયો. પ્રશ્ન કરનારની સામે મેં મારી ડોક ફેરવી. અપ-ટુ-ડેટ પોશાકમાં સજ્જ થયેલો એ જુવાન નશાબાજ આંખોએ કાળી રીમના જાડા કાચના ચશ્માંમાંથી મારી સામે પ્રત્યુત્તરની મૂગી યાચના કરવા લાગ્યો. આ કોઇ "નકલી નવાબઝાદો" યા અપ-ટુ-ડેટ મવાલી તો નથી, તેનો પલકવારમાં મેં ખ્યાલ કરી લીધો. મને એ કોઇ દોલતમંદનો ગુલાબી તબીયતનો દીકરો લાગ્યો. એના ગોળ મોઢા ઉપર ગમગીનીની રેખાઓ તરવરી રહી હતી. મારી બેગમાં ખોસેલા "વીઝીટીંગ કાર્ડ" તરફ તે ધ્યાન પૂર્વક જોવા લાગ્યો.

"હાં, મેરા એક દોસ્ત આનેવાલા હૈ" મેં ટૂંકમાં પતાવ્યું અને મૌન તોડયું.

આવી "જીવતી બલાઓ"થી હું હંમેશાં કંટાળતો. એમનાથી પીછો છોડવવાજ મેં મરીન ડ્રાઇવ પર પસંદગી ઉતારી હતી. અહિં કોઇ ઓળખીતું આવે નહિ અને કોઇ અમારી સમીસાંજની એક કલાકની મજાહમાં ખલલ નાખે નહિ, એમ હું ઇચ્છતો. પરંતુ આજે હું એકલો હતો.

એ શખ્સને હું ક્વચિત ક્વચિત જોતો. સીગારેટનો ડબ્બો હાથમાં રાખી શાયરની માફક એ ચાલતો. આ ધૂની માણસ સીગારેટના ગોટાઓ કાઢી ભેદી કોયડાનો ઉકેલ કરતો હોય તેમ પાળપર બેઠેલો જણાતો. અમે પારકી પંચાત કરતા નહિ. અમે અંજાન આદમીઓની માફક આવતાં અને અંજાનજ રહેવા ઇચ્છતા.

એણે મને સીગારેટ ઑફર કરી.

"શુક્રિયા" કહી મેં સીગારેટનો અસ્વિકાર કર્યો. એણે પોતાના માટે "લાઇટર"થી સીગારેટ સળગાવી અને વિચારમગ્ન ચહેરે ધુમાડા કાઢવા લાગ્યો.

• • •

અલીગઢ યુનિવર્સિટીનો એ ગ્રેજ્યુએટ હતો. સુલતાન એનું નામ હતું. બચપણમાં એના પિતાની હોઝિયરીની મોટી દુકાન હતી. એક એક વખતે એના પિતા ઘણા આસુદા હતા, પણ જમાનાની ગર્દિશમાં ગિરફતાર થયા.




વેપારમાં એમને મોટી ખોટ આવી અને તેઓ લખનૌ છોડી મુંબઇ આવ્યા. શાન્તાક્રુઝમાં એક બંગલો લઈ તેઓ પોતાના મોટા કુટુંબ સાથે રહેવા લાગ્યા એમણે બેચાર વર્ષ બેઠાં બેઠાં કાઢી નાખ્યાં.

લડાઇ ફાટી નીકળી અને એક આગલા વેપારીએ એમને પોતાને ત્યાં મેનેજર તરીકે રાખી લીધા. તેઓ બજારની રૂખ જોઇ વેપારી આલમમાં પોતાના પાસા ફેંકવા લાગ્યા અને એમને ઠીક તડાકો પડયો.

સુલતાનને ફર્નિચરની દુકાનમાં નોકરીએ રાખ્યો, પણ આ ભાઇને લખનૌની હવા લાગેલી હોવાથી એનું દિલ અને દિમાગ આ નોકરીમાં ચોટયું નહિ. એણે તો એક મહિનામાં નોકરીને સલામ કરી. આ વગર પગારની નોકરી છોડવા પછી સુલતાનમિયાં ઉર્દૂ શાયરીમાંજ પોતાના દિવસો પસાર કરવા લાગ્યા અને સાંજને છેડે ઘુમવા નીકળી પડતા.

એક દિવસ એક દોસ્તને લઈ તેઓ એક મેળાવડામાં ગયા. અહિં ફર્સ્ટ ઇયરમાં અભ્યાસ કરતી મયમૂના સાથે એમનું ઓળખાણ કરાવવામાં આવ્યું. મયમૂનામાં મીઠાશ હતી, વાતચીતની કળા હતી, ઘરમાંથી થાક અને નિરાશાને કાઢી નાખે એટલી ઉર્મિ પણ હતી એ ઉંચી અને શામળી હતી, પણ એનો નકશો સારો હતો.

સુલતાન એને જોતાં વેત પ્રેમમાં પડી ગયો, એના ઘરે આવજાવ કરવા લાગ્યો એટલુંજ, નહિ પણ પોતે એજ જમાતનો હોવાથી મયમૂનાને પોતે પરણી શકશે, એવા હવાઇ કિલ્લા પણ બાંધેલા.

આજની સોસાયટીમાં હરવું, ફરવું અને વાતચીત કરવી એટલે લગ્નની દરખાસ્ત પસાર થઇ જવાની આશા રાખી શકાય નહિ, પણ સુલતાનઅલી લખનવી એમ માનતા કે, એમ બને એટલે શાદી માટે "ફેયર ચાન્સ."

મયમૂનાને પોતાની બીબી બનાવવાના વિચારો એના મગજમાં પ્રલયનાં મોજાંની માફક ફરી વળ્યા હતા. એ તુફાની હાલતમાં એણે મયમૂનાને બે ચાર વખત પૂછી જોયું તો તેણે સાફ જણાવી દીધું કે, "મારે તમારી સાથે શાદી કરવી નથી"

રમઝાનનો મહિનો હતો. સુલતાનની સવારી મયમૂનાના મકાને રાતના સાડા નવ વાગે પહોંચી. મયમૂનાના બાપ અસગરઅલી સાથે એણે વાતોના વહાણો ફાડી નાખ્યાં. હજારો અને લાખોની વાતો મારવી. અલીબાબાની ગુફામાંથી જડી આવ્યા હોય તેવા હીરા ઝવેરાતોની પણ વાતો કરી. એણે ફક્ત એટલુંજ કહેવાનું બાકી રાખ્યું કે, "અમારી પાસે કોહીનૂર પણ છે!"

મયમૂના ચબરાક હતી. એવા તો કેટલાય ઉમેદવારો એની આગળ આવી ગયા હતા, પણ એ તો બધાને ચોખ્ખી ચટ ના પાડતી. અસગરઅલી તો એવા લોકોને સાફ સુણાવી દેતા કે, "મારી દીકરી મયમૂના જેને પસંદ કરશે તેનેજ તે પરણશે શરત માત્ર એટલી કે તે સારા ચારિત્રનો હોવો જોઇએ-સંસ્કારી મુસલમાન હોવો જોઇએ. અને આબરૂથી ગુજરાન કરવા જેટલું કમાતો હોય."

સુલતાને ડોસાને શીશામાં ઉતારવાનો અજબ અખતરો અજમાવ્યો હતો. ડોસા ઉપર હુંધનો મજબુત ગલેબો થયો ત્યાં સુધી એણે વાતો કરવા માંડી: પોતાની મીઠી મધ જેવી જબાન એ બુઢ્ઢાના મન ઉપર સચોટ અસર




કરી જશે, એમ એ માનતો હતો. ઉંઘરે, ડોસાજી ઉંઘાઇ ગયા અને સુલ્તાનઅલી પણ ખુરસીમાં બેઠાબેઠા સુઇ ગયા. સેહરી વાળાએ બૂમો મારી. આખું ઘર જાગી ઊઠ્યું અને સુલ્તાનઅલીને જોઈ બધા તાજુબ થયા. પણ 'જેણે મૂકી લાજ તેનું નાનુ સરખું રાજ' તેમ સુલ્તાન હૈડે કલેજે સેહરી કરી પ્રભાતે ઘરે પાછો ફર્યો. આજે તો નક્કી કરીનેજ જઇશ એવો એણે મજબૂત મનસૂબો કર્યો હતો, પણ એની જીભ ઉપડી નહિ. જમાનાના રંગો જોઈ ચૂકેલા અસગરઅલી આ પરવારેતા પરોણાનો હેતુ પામી ગયેલા. 'ગરજીને અકકલ નહિ અને નક્ફટને નાક નહિ.' એ પણ તેઓ જાણતા. સુલ્તાનનાં પરાક્રમોની વાત પણ એમણે જાણી લીધેલી. તેઓ પોતાની "દીકરીને મોટા જશ્યા"માં આપી દુ:ખી કરવા ઇચ્છતા ન હતા.

સુલ્તાન લખનૌની જાણીતી ગાનારી નઝલી બેગમ પછવાડે ખુવાર થઇ ચૂકયો હતો. એ ગાનતાનનો જબરો શોખીન હોવાથી આખી આખી રાતો કંચનીઓના મકાને પડી રહેતો. મુંબાઇ આવ્યા પછી એ ખૂબ મુંઝાવા લાગ્યો હતો, પરંતુ મુંબઇની કોલેજીયન કન્યાઓની આઝાદી જોઇને એમ સમજેલો કે પોતાની લખનવી અદા અને અલીગઢની બી. એ. ની ડીગ્રીથી તે કોઇ પણ દોલતમંદની દીકરીને પરણી પાછો અમનચમન કરી શકશે.

બીજા દિવસે રોઝા રહેનારી વખતે મયમૂનાનાં ઘરે જતાં મયમૂનાએ મીઠું હસીને ઉર્દૂમાં કહ્યું કે, ' કયું સુલ્તાનભાઇ, નઝલી બેગમ સાહબાકા આપકો કોઇ ખત જુરર આયા હોગા ! આપ આજ બહોત ગમગુસાર દીખ રહે હો !"

"ભાઇ" તરીકેનું મયમૂનાનું સંબોધન અને નઝલીની વાત સાંભળી સુલ્તાનના છક્કા છૂટી ગયા.

મયમૂનાને પોતાની બનાવવાના એનાં તમામ સ્વપ્નાં કડડભૂસ થઇ ગયાં. બબ્બે વર્ષની મહેનત બરબાદ થઇ ગઇ. મયમૂનાનું મકાન છોડ્યું, પણ મયમૂનાનો ખ્યાલ તો ચોંટીજ રહ્યો.

"આશિયાના"ના ઘડિયાળમાં આઠ વાગી ગયા હતા, બ્રેક આઉટને લીધે એની પણ ખબર પડી નહિ પેસીનો હજી સુધી પણ પત્તો ન હતો. મેં જવાની રજા માગી ત્યારે ગોલ્ડ ફ્લેકના ડબ્બામાં થોડીકજ સીગારેટો બાકી રહી હતી.

સુલ્તાને છૂટા પડતાં કહ્યું, "એ તમારા લેખો ઘણાજ રસથી વાંચે છે. એ પણ જ સારૂં ગુજરાતી જાણે છે, મયમૂના માટેજ મેં ગુજરાતી ઝબાન ઝડપથી શિખી લીધી. આપકી તસ્વીર આપકે મઝામીન કે સાથ દેખા થા. આપકા નામ ભી સુના થા. આજ આપકો દેખકે મુજે બહોત હી મુસર્રત હાસિલ હૂઇ. મગર મેરા ભેદ કૈસા ખુલ ગયા વોહ મુઝે માલુમ નહિ પડા !"

અને એ સીગારેટનો ધુમાડો કાઢતો શાયરની ચાલે સી. સી. આઇ. તરફ રવાના થયો.

લોકો કહે છે કે, એ "દેવદાસ"ની માફક દારૂના શીશાઓ ખાલી કર્યે જાય છે અને રાતની સાડા બારની છેલ્લી ટ્રેનમાં સંતાકુકડ જાય છે. શરાબના નશામાં એ ગાય છે.

"ભેદી ભેદ ન ખુલને પાય"

કોઇ એને ચક્રમ સમજે છે, કોઇ એને શરાબી લેખે છે તો કોઇ એને "ભેદી" પુરૂષ માને છે. *

* સત્ય ઘટનાને આધારે.



ખાકસાર
ઝાર રાંદેરી.

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમા કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા. ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમા મેળવી શકાય છે. કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઈ અને ઇમ્સાક (વીર્યસ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ ફકીરી તિલો જાહેરમાં મુકયો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે, કીમત ડબ્બીનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફરીયાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. ઇન્જકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા સેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. ( રૂબરૂમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું )

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફત મોકલવામાં આવશે. લખો અથવા મળો :-

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist. Surat.

આફ્રીકાના એજન્ટઃ-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)




# અરબી વહાણવટું




(ગતાંકથી ચાલુ)

બુખારી મુકદસીએ લખ્યું છે, "અક્કાના રક્ષણની પહેલાં તેવી વ્યવસ્થા ન હતી, જેવી સૂરની હતી. પરંતુ જ્યારે ઇબ્ને તયલૂન (અહમદ બિન તુલૂન?) અહિં આવ્યો, તે પહેલાં સૂરના દર્યાઇ રક્ષણની વ્યવસ્થા જોઇ ચૂક્યો હતો, એટલે એણે ઇચ્છ્યું કે અહિંનું બંદરગાહ પણ એવુંજ સુરક્ષિત થાય, પણ કોઇ કારીગર પાણીની અંદર ચણતર કામ કરવાને રાજી ન થયો; છેવટે એના એટલે બુખારીના દાદા અબુબક્ર બન્નાર (મેઅમાર)નું નામ લેવામાં આવ્યું તેને બયતુલ મુકદ્દસ (જેરૂસલમ)થી બોલાવવામાં આવ્યો. એણે અત્યંત ચતુરાઇ પૂર્વક લાકડાંઓ ઉપર પથ્થરની શીલાઓ નાખી નાખીને અને તેને બાંધી બાંધીને પાણીમાં બંદરગાહની ઇમારતનું ચણતર કર્યું અને વચમાં એક દ્વાર રાખ્યો. લાંબી લાંબી સાંકળો નાખવામાં આવી. જ્યારે રાતના અહિં વહાણો આવતા, ત્યારે સાંકળ ખેંચીને આવવાની ખબર આપતા. (અહસનુત્ તકાસીમ' બુખારી.)

ઇબ્ને તૂલૂન, મુતવક્કિલના ઉત્તરાધિકારી મુઅતિઝના શાસન સમયમાં મિસરનો ગવર્નર મુકર્રર થયો. હિ. સ. ૨૫૪થી ૨૭૦ સુધી એની સત્તા રહી એટલે આ કામ એનાજ વખતમાં થયું હશે.

## બની ફાતિમા

ભૂમધ્ય સમુદ્રમાં પહેલાં તો રૂમીઓ (યુનાનીઓ) અને અરબો વચ્ચે મુકાબલો થતો રહ્યો. પરંતુ જેમ જેમ અરબોના દર્યાઇ વિજયો આગળ વધતા ગયા, રૂમીઓ પાછળ હઠતા ગયા. હિ. સ. ૨૯૬માં ઉત્તર આફ્રિકામાં ઉબૈદી ફાતમીઓની બળવાન હકૂમત કાયમ થઇ જે સિસિલી, મિસર અને સિરિયા ઉપર ધીમે ધીમે સત્તાધારી થઇ ગઇ. આ હકૂમતના કાયમ રહેવા માટે, જેના ઘણા ભાગો દર્યાઇ સંબંધોથી જોડાયેલા હતા, દર્યાઇ પ્રગતિ જરૂરી હતી. એણે ટ્યુનિસના વહાણો બનાવવાના પ્રાચીન કારખાનાની બેહદ પ્રગતિ કરી ટ્યુનિસના દર્યાઇ કારખાનામાં જંગી (લડાયક) જહાજો શસ્ત્રસજ્જ હમેશાં તૈયાર રહેતા હતા. હિ સ. ૩૦૩માં ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર એક ડુંગરને ખોદીને, એમાં એટલી મ્હોટી ગોદી બનાવવામાં આવી કે જેમાં બસો જંગી જહાજો સુરક્ષિત ઉભા રહી શકે. એ




જંગી જહાજોનું નામ-'શયની' હતું. 'શયની' તે જંગી જહાજને કહેતા હતા, જે એટલા મ્હોટા બનતા હતા કે એક એક જહાજ એકસો ચેંતાલીસ હલેસાંઓથી ચલાવવામાં આવતા હતા. એમને બંદ કરવાને માટે દ્વાર અને તાળાં લાગેલા હતા રાશનને માટે 'અનાજનો' ભંડાર અલગ હતો. મીઠાં પાણીનો જુદો બંદોબસ્ત હતો. ('ઇબ્ને અસીર', હવદિસ હિ. સ. ૩૦૩)

## સિસિલી

સિસિલીમાં સૌથી મ્હોટું વેપારી અને જંગી બંદર મસીના હતું. જ્યાં આ તરફથી પૂર્વના વ્યાપારીઓ અને તે તરફથી પશ્ચિમના સોદાગરો આવીને આપસમાં લેવડદેવડ કરતા હતા. અહિં જ સિસિલીના અરબ રાજ્યના જંગી (લડાયક) જહાજનુ કારખાનું (દારૂસ સિનાઅ) હતું[1] એવીજ રીતે સિસિલીની રાજ્યધાની પલર્મોમા,-જે કિનારા ઉપર આવેલી હતી વિશાળ બંદરગાહ અને વહાણો બનાવવાનું કારખાનું હતું.[2] એને માટે લોખંડ અને લાકડાં એનીજ ખાણ અને જંગલમાંથી લાવવામાં આવતા હતા. હજારો મજદૂર દરરોજ જહાજો બનાવવાના કામમાં લાગતા હતા.[3]

## સ્પેઇનના બંદરો

અરબી ઇન્દલુસ (સ્પેઇન)ની બંદરગાહ જ્યાંથી પૂર્વની અવર જવર જારી હતી-બે હતી. એક મરિય્યહ અને બીજી બજાનના. આ બન્ને સ્પેઇનમાં સૌના દ્વાર કહેવાતા હતા. મરિય્યહ વિષે યાકૂત મુઅજિમુલ બલ્દાનમાં લખે છે:—

મરિય્યહ, એ બયગાહના જિલ્લામાં સ્પેઇનનું મ્હોટું બંદર છે. અહિંથીજ સૌદાગરો વહાણોમાં બેસે છે અને અહિંજ વ્યાપારી વહાણો આવીને લંગર નાખે છે. અહિં વહાણો અને હોડીઓની ગોદી મૌજૂદ છે. સમુદ્રનું પાણી શહેરની દીવારમાં આવીને અથડાય છે. અહિં હરીર અને દયબા (રેશમ)ના કપડાં ઘણા સારાં બને છે. પહેલાં આ ઉદ્યોગ કરતુબા (કોરડોવા)માં હતો, પરંતુ હવે મરિય્યહના ઉદ્યોગે એને હાર આપી છે, ફિરંગીઓએ ખુશ્કી અને તરીથી એના ઉપર હિ. સ

---



---

1 'તારહતુલ મુશ્તાક': ઇદ્રીસી પા. ૨૬ અને 'સિફતુલ ઇતાલિયા'

2 'ઇબ્ને હવકલ' પા. ૭૨

3 'ઇબ્ને અસીર' હિ. સ. ૩૫૮.



૫૪૨માં હુમલો કરીને એને લઇ લીધું હતું. પરંતુ હિ. સ. ૫૫૨માં ફરી મુસલમાનોએ એના ઉપર કબજો કરી લીધો. ઇસ્લામી જંગી જહાજોની વ્યવસ્થા આદિંજ થતી અને આદિંથીજ તે ફિરંગીઓ સાથેના યુદ્ધ માટે નિકળતા. મર્દિયહ અલશ, સ્પેઇનનું એક બીજું બંદર હતું, જ્યાંથી વહાણમાં બેસીને બર્બર આવતા હતા. (મુઅજિમ.)

ઉત્તર આફ્રિકા અને મોરોક્કોના સૌથી પ્રખ્યાત બંદરનું નામ 'બજાયા' હતું. એ આફ્રિકા (અલજીરીઆ અને ટ્યુનિસ) અને મગરિબ (મોરોક્કો)ની વચ્ચે ભૂમધ્ય સમુદ્રના આફ્રિકન કિનારા ઉપર આવેલું હતું. એ પહેલાં માત્ર સાધારણ બંદર હતું. હિ. સ. ૪૫૭માં નાસિર બિન અલનાસે એને વેપાર દર્યાઇ સ્થળે આવેલું સમજીને આબાદ કર્યું, અને છેવટે એ એક અગત્યનું મહાન બંદર બની ગયું. જ્યાંથી દરેક તરફ વહાણો જતા અને મુસાફરો આવતા હતા. (મુઅજિમ)

મોરોક્કોનું એક બીજું મશહૂર બંદર 'સબતહ' હતું. જે સ્પેઇનની સામે આફ્રિકાના કિનારા ઉપર આવેલું હતું. યાકૂતે લખ્યું છે કે એ દુન્યાનું સૌથી ઉત્તમ બંદર છે.

આફ્રિકાનું સૌથી પ્રખ્યાત બંદર જેને હિ. સ. ૩૦૦-૩૦૫માં ફાતિમી હુકૂમતના સ્થાપકે બનાવ્યું હતું, 'મેહદિયહ' હતું. એને માટે કિનારા ઉપર જે ગોદી બનાવવામાં આવી હતી, તે એક સખ્ત અને લાંબી શીલાને કાપીને બનાવવામાં આવી હતી અને તે એટલી મોટી હતી કે ત્રીસ વહાણો એકી વખતે રહી શકતા હતા. બંદરગાહની બન્ને બાજુ મોટી મોટી સાંકળો પડી રહેતી હતી. જ્યારે કોઇ વહાણને અંદર લાવવામાં આવતું ત્યારે સાંકળો ખોલી દેતા હતા. ફરી પહેલાની જેમ નાખી દેતા હતા. (મુઅજિમ)

અબુ ઉબૈદ બકરી (મૃત્યુ: હિ. સ. ૪૭૭) એ 'મસાલિક અને મુમાલિક'માં આફ્રિકાના નીચે મુજબના બંદરોના નામો ઉતારી લીધા છે. અને કેટલાકના હાલાત લખ્યા છે. મરસી અલ-ઇન્દલુસૈન, મરસી તૈની, મરસી અસ્સ-નિયદ, અલ-ખર્રાતીન, મરસીઅલ ખુર્ઝ, મરસી અદાર, મરસી અદૃમાઝ, મરસી અલ ઝમાન, મરસી અલ-મદૂન, મરસી અલ-સાહિલ, મરસી રૂમ, મરસી ઝયતુનહ, મરસી સબીખહ, મરસી શજરહ, મરસી અમારહ, મરસી અલ કનિસહ, મરસી મારસ્યન, મરસી સુગૈલહ, મરસી મલરયહ, મરસી મૈનઅ, મરસી મૂસા, મરસી જબલ હદરાન, (અલ જઝાઇર, ૧૯૧૧)

ભૂમધ્ય સમુદ્રમાં મુસલમાનોની અવર જવરનું એક મોટું કારણ હજ પણ હતું. દર સાલ હજારો હાજી સ્પેઇન અને મોરોક્કોથી ઇસ્કંદરિયહ આવતા હતા. સ્પેઇનનો પ્રખ્યાત પ્રવાસી ઇબ્ને જુબૈર, જે હિ. સ. ૫૭૮ માં સ્પેઇનથી ઇસ્કંદરિયહ (એલેક્ઝાન્ડ્રીયા) સુધી જીનીવાના એક જહાજમાં આવ્યો હતો, તે સ્પેઇનથી ઇસ્કંદરિયહ સુધી પોતાની દર્યાઇ મંઝિલો (પડાવો) આવી રીતે ગણાવે છે. તે ૨૮ શવ્વાલ હિ. સ. ૫૭૮ ના રોજ સબ્તિહથી વહાણમાં બેઠો અને બાલિયા ટાપુ, મ્યુર્કા ટાપુ, મનોર્કા ટાપુ, સાર્ડિનિયા ટાપુ, સિસિલી ટાપુ, અને ક્રેટ ટાપુમાં થઇને ૨૯ ઝિલકઅદ ના રોજ ઇસ્કંદરિયહ પહોંચી ગયો એટલે આ પ્રવાસ સ્પેઇનથી લઈ ઇસ્કંદરિયહ સુધી ૨૯




દિવસમાં પુરો થયો. (પ્રસ્તાવના,' રહલા ઇબ્ને જુબૈર' પા. ૩૫-૩૮)

બારકામાં તુલમિયત એક બંદર હતું, જ્યાં કદી કદી વહાણો ઉભા રહેતા હતા. (યઅકુબી.)

'અયની શરીક,' કેરવાનમાં ભૂમધ્ય સમુદ્રના નાકા પર હતું. હઝરત ઉમર રદી૦ના ખાનદાનના લોકો અને બીજા અરબ ખાનદાનો, બંકે અજમીઓની પણ વસાહતો હતી. એની પાસેજ એક બંદરગાહ અકલીબીયહ હતું. જ્યાંથી સિસિલી જવાને માટે વહાણોમાં બેસતા હતા. ('કિતાબુલ બલદાન'.)

મિસરના બંદરો

મિસરના તીનસ સાગરમાં ત્રીજી સદીના અંતમાં મ્હોટા મ્હોટા વહાણો ચાલતા હતા. એવીજ રીતે શહેર રશીદ નામે એક મ્હોટી રૌનકદાર આબાદી એ ઝમાનામાં હતી. એનું એક બંદરગાહ હતું જેમાંથી થઇને નાઇલ નદીનું પાણી સમુદ્રમાં પડતું હતું અને સમુદ્રમાંથી વહાણો એમાં દાખલ થઇને નાઇલમાં ચાલ્યા આવતા હતા ('કિતાબુલ બલદાન')

શહેર-'કૌસ,' મમાલીક' બાદશાહોના વખતમાં મિસર સઇદનું મ્હોટું દર્યાઇ શહેર હતું. દક્ષિણ દેશોમાંથી વહાણોમાં જે વ્યાપારીઓ શેરથી આવતા તે અહિંજ થોભતા હતા. અદનના વ્યાપારીઓ અહિંજ રહેતા હતા. દર્યાઇ વેપારને કારણે અહિં પુષ્કળ દૌલત હતી. (મુઅજિમુલ બલદાન')

ફરમાની પાસે કિર્સતયલ નામે એક પુરાતન વસ્તી રાતા સમુદ્રના કિનારા પર છે. ત્યાં એક બંદરગાહ હતું. ('અલ-અનીસુલ મુફીદ' પા-૯૯)

'દમયાત'માં,-જે એક તરફ નાઇલ નદી અને બીજી તરફ ભૂમધ્ય સમુદ્રની પાસે છે-મ્હોટું બંદર હતું: અહિં પુષ્કળ વહાણો આવતા હતા. અહિં બે બુર્જ બનાવેલા હતા. એમની વચ્ચે લોખંડની જાડી સાંકળો પડેલી રહેતી હતી કે એના કિનારા પર કોઇ પણ વહાણ સરકારી પરવાનગી વગર લંગર નાખી શકે નહિં ('અલ અનીસુલ મુફીદ' પા. ૧૦૦-૧૦૧)



## ભૂમધ્ય સમુદ્રનું નૌકા સૈન્ય

ભૂમધ્ય સમુદ્રના અરબી વહાણવટા અને ખાસ કરીને એમના જંગી બેડા (નૌકા સૈન્ય)ની હાલત સૌથી ઉત્તમ પ્રકારે ઇબ્ને ખાલ્દુને લખી છે તે લખે છે—

"જ્યારે અરબોની સલ્તનત કાયમ થઇ ગઇ અને એમને સત્તા મળી, ત્યારે દરેક પ્રકારના કારીગરો પોતપોતાના હુનર લઇને એમની સેવામાં હાજર થયા એમણે ખલાસીઓ અને વહાણવટીઓને નોકર રાખી લીધા એમની દર્યાઇ માહિતી અને અનુભવ પ્રગતિ કરી ગયા એમનામાં દર્યાઇ નિષ્ણાતો ઉત્પન્ન થયા. દર્યાઇ જિહાદનો એમને શોખ થયો વેપારી અને લડાયક વહાણો બનાવડાવ્યા જંગી જહાજોને સૈનિકો અને યુદ્ધ સામગ્રીઓથી સુસજ્જીત કર્યાં સૈન્યોને સમુદ્રોની પીઠ ઉપર સવાર કર્યા અને એમને ભૂમધ્ય સમુદ્રની સામેના ફિરંગી કિનારા ઉપર લડવાને મોકલ્યા એને માટે તે સ્થળોને પસંદ કર્યા, જે સમુદ્રને કિનારે હતા જેવા કે સિરિયા, (શામ) —આફ્રિકા, મોરોક્કો અને સ્પેઇન,— ખલીફા અબ્દુલ મલિકે પોતાના આફ્રિકાના ગવર્નર હસ્સાન બિન નુઅમાનને હુકમ આપ્યો કે ટયુનેસમાં દર્યાઇ શસ્ત્ર સામગ્રી બનાવવાને માટે 'દારુસ સિનાઅ' (કારખાનું) કાયમ કરે અલ્ઘીઝ સિસિલી ઉપર ઝીયાદતુલ્લાહ બિન ઇબ્રાહીમ બિન અગલબના સમયમાં હુમલો થયો અને તે જીતાયું અને કવસરા ઉપર હલ્લો કર્યો.. ..એ પછી આફ્રિકા અને સ્પેઇનના જંગી બેડા (નૌકા સૈન્ય), ઉબૈદીન અને ઉમવીઓની સંતતીમાં, એક પછી એક સામે કિનારા ઉપર હુમલા કરતા રહેતા હતા અબ્દુર્રહમાન બિન નાસિરના જમાનામાં સ્પેઇનના નૌકા સૈન્યમાં લગભગ બસો જહાજો હતા અને એની લગભગજ આફ્રિકાના જહાજોની સંખ્યા હતી સ્પેઇનના અમીરુલ બહર (એડમિરલ)નું નામ ઇબ્ને રમાહુસ હતું. આ જહાજોના મુખ્ય મથકો બજાયહ અને મરિયહના બંદરો હતા. દરેક બંદરગાહના તમામ જહાજોનો એક વડો અફસર થતો હતો તેની ફરજ, તમામ વહાણો, ખલાસીઓ અને નૌકા સૈનિકોની દેખરેખ રાખવાનું હતું. દરેક વહાણમાં રઇસ (કેપ્ટન) રહેતો હતો તે હવાથી તેની ચાલ, હલેસા વડે તેને ચલાવવા અને તેના લંગર નાખવાના (કામની) દેખરેખ રાખતો હતો. જ્યારે કોઇ યુદ્ધ પ્રસંગ આવી પડતો ત્યારે કેટલાક બંદરોમાં જરૂરત મુજબ વહાણોને એક જગ્યાએ અને તમામ સરસામાનથી સજ્જ કરીને, કોઇ એક અમીરના તાબામાં રવાના કરવામાં આવતા હતાં.

મુસલમાનો પોતાના ઉન્નતિના યુગમાં આ ભૂમધ્ય સમુદ્રમાં દરેક તરફ સત્તા ધરાવતા હતા. એમની સરખામણીમાં ઇસાઇઓના નૌકા સૈન્યોની કંઈ ગણત્રી ન હતી મુસલમાનોએ દરેક જગ્યાએ દર્યાઇ વિજયો પ્રાપ્ત કર્યા અને એ સમુદ્રના અનેક ટાપુઓના બાદશાહ બની ગયા જેમકે સુરકા, મનોરકા, યાબિસા, સાર્ડીનિયા, શકલિયહ, (સિસિલી) કવસરા, માલ્ટા, ક્રેટ, સાઇપ્રસ અને બીજા રૂમી અને ફિરંગી દેશો

(અપૂર્ણ)

## સાહિત્યકારોના અભિપ્રાય

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું, ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફુટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચડેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝળી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં આસનાં તારાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહેબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચૂક્યો છે અને પોતાના ભાવિ સંદેશોને જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ્—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kaikhini.

*I have looked into some of the short pieces and read them With pleasure.*

# આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ ❋ ન ❋ ગા ❋ રી

## "તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

(આફ્રિકા માટે શી. ૨)

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

**આજેજ મંગાવો**

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઈ ૯

સ્ટોકિસ્ટઃ— ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,—સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મલશે.

## પત્રકારોનો અભિપ્રાય

મેમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે કોઈમાં રૂદન છે કોઈમાં દર્દ છે કોઈમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

હંસમાહલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવા સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે જીવનનાં પાનાં પછી પાનાં ઉકલતાં હોય તેમ એક એક કાવ્યમાં નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઈન્સાફ (દૈનિક):—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે. ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઈ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અપી છે.

ગુર્સુંદરી—(યજ્ઞેશ હ૦ શુકલ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી' માંની કેટલીક ભાવના સચોટ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઈ છે.

Modern Review K. M. J.)—

Chingri really uerwies whatever it touches

લેખાંક ૩ જો.

# હું, મિયાં ને તિરમારખાં

લેખક : શાન્ત

ચાર માળનું ઉંચું મકાન ને માથે ખુલ્લી અગાશી. તેમાં "કબૂતર ખાઝી" માટે ઉંચી છત્રી હતી. તિરમારખાંની એ Hobby આનંદનો પ્રિય વિષય હતો. ધોળાં સુફેદ કાબરચીત્રા, કાળાં એવાં એવાં કબૂતરો હતાં. સવારે ઉઠતાંજ એ વ્યવસાય હાથ ધરતો; કબૂતરો ઉંચે આકાશમાં પરિભ્રમણ કરી પાછાં છત્રી પર આવી બેસતા. એક હાથે તુર્કી કેપ ટેકવી બીજા હાથનું નેજવું કરી તિરમારખાં ઉંચે જોતા, ત્યારે તેમનું હૈયું આનંદથી નાચી ઉઠતું.

ગામના ગંદા ઘેલાં મુસ્લિમ છોકરાંઓ કબૂતરો કોઇ અનેરા શોખથી રમાડતા. જીંદગીનો સારો રસ એમાંજ દેખતાં. દુનિયામાં એમની હસ્તીનું સાર્થક થતું તેટલાથીજ સમજતાં.

કબૂતરોની કાબેલીયત વર્ણવતાં, તિરમારખાંની છાતી ગજ ગજ ફૂલાતી. લડાઇના છુપા સંદેશવાહક, શર્તોની ટપાલ-ખબરની ગરજ સારતા તથા હેક લયલા-મજનૂંની પ્રેમ ગોષ્ઠિનું અંતર ઓછું કરનાર કબૂતરની નરમાદાની જોડલી......વાહવાહ! આ તારીફની ઉભરી પંક્તિથી તિરમારખાં આનંદ અનુભવતા હતા!!!

• • •

શહેરમાં "નાટક-કંપનીએ ધાર્મિક ખેલ કર્યો. તેની ઉપજ સામાજીક પ્રવૃત્તિઓના ઉત્તેજન અર્થે અપાએલી. "ગૃહ ઉદ્યોગ મંદિર'માં ગરીબ વિદ્યાર્થીઓને મજુરી મળતી. દળવું, ભરવું; ખાંડવું, તેલ કાઢવું વિગેરે જાત મહેનતનું નિયમન કરી, આજીવિકાનું સાધન સરળ બનાવ્યું હતું.

મુસ્લિમો મુગલાઇની પડતીના માતમથી પરવાર્યા ન હોવાથી, ફાકાકશી વધુ બરદાસ્ત કરતાં. અમારા લીડરે પેમ્ફલેટ બહાર પાડ્યું કે ગૃહઉદ્યોગ દ્વારા મુસ્લિમ મર્દ અને ઔરતોને રોજી અપાવવામાં આવશે. મર્દો બીડી વાળી શકે તેવી ખાસ જોગવાઇ હતી! પેમ્ફલેટની તારીખ ચાર માસ આગાઉની હતી. કોઇએ અરજી વરિક કર્યાનું પણ બહાર નહોતું આવ્યું. શરીફ મુસ્લિમ બેરા ઔરતો એવી હયા-પરસ્ત હતી કે ઘેર બેઠાં ઇમદાદ આપવા જાઓ તો પણ ન સ્વીકારે; ત્યારે લીડરોની કમ અકલી, કગઝી તરફ તીરસ્કાર છુટે. દુકાળ રાહત કમીટીના મુસ્લિમ કાર્યકરે અનાજના અવેજમાં કેટલાય અનર્થો આદરેલા એવા ખાનગી ખૂણે પુકાર થયા હતા જ્યાં ગરીબ બીચારા મુસ્લિમ સમાજની નીગલાકે ઘરની સ્ત્રીઓ મુંગા મોંએ સહી લેતી!!!

મિયાં સા'બે અખિધિસરની અમારી મીટીંગ બોલાવી. આ પ્રશ્ન હાથ ધરવા તાકીદ કરી. મિયાં સા'બે ઠરાવ રજુ કરતાં (Move) નીચેની બાબત પર ખાસ ભાર મૂક્યો: આપણી સંસ્થા કંકા બાલુસ છે, જ્યાં ગરીબોનું આપણને પીંગળ છે. મરજી-પસંદ લીડરો મુસ્લિમોનો સંપર્ક, મોટરમાં મુલાકાતોંજ સાધતા. સામાજીક જલસામાં, હારતોરા ને સન્માનોની પરોંણા સિવાય મુસ્લિમોની ઉન્નતિ કે માંગણી બાબતનો એક હર્ફ પણ ન'તો ઉચ્ચારાતો.

તિરમારખાંએ ટોપી સરખી કરતાં, પ્રવચન શરૂ કર્યું; "બિરાદરાને ઇસ્લામ ઔર મેરે

મુખ્લિસ દોસ્તો; આજકાલ દુનિયા ભરમેં ઇન્કિલાબ જારી હય. માલદાર મુફ્લિસ હય મોગ઼ીનોંકી મહબ્બતસે; અપને ગરીબ ગની હય, ગુરબત કે ગાઝી પનસે; કમર કસો, હટા દો મંસબોંકી મજલિસોંકો, કાયમ કરો ઇખ્લાસ આપસમેં ઔર તરક્કી કરો તનકી તાકત પર! ઇસ્લામ ગરીબોંકા મઝહબ હય; અલ્લાહ હમારા હામી હય, સુબ્હાન અલ્લાહ!!!"

• ° •

ચાંદની રાતમાં ચાપટ બેઠા હતા ત્યાં **હોટેલ-બૉય** ત્રણ સીંગલ ચાય લાવ્યો. નિરમારખાંએ એ મુસ્લિમ-બોયને બીડી પાઇ બે વાત પૂછી તો માસિક પગાર રૂ. ૨, અને નોકરી અઢાર કલાકથી ઓછી નહિ! કુમળી વય, માબાપની જહાલત, રોટીની મોહતાજી! અને કેળવણીની અછત. આ મુસ્લિમ સમાજની ઉણપ અંગે એ બાળક અત્યારથી ગોલાનો હતો.

અમોએ ગામમાં ગશ્ત લગાવી તો કેટલી બીના જાણવા મળીઃ "કલાઇના વાસણ" એક તુટીફુટી હાથગાડી, કલઇનો સામાન. કાળી લાલ ટોપીવાળા, અર્ધભૂખ્યા, અર્ધનંગા એવા બે મુસ્લિમ છોકરા; ઉપર મુજબ શાક



પાડી (Hawker) ગલીએ ગલી રખડતા, વહેલી સવારે ઘરની ગંદી બોલી- બારી, હાથમાં થરથરતા લથડતા પગે રઝળતા.

બરફના ગોળાની ફેરી કરતા મુસ્લિમ ફેરીયા, ગલ્લાના ઉંધા શેકી વેચતા ફેરીયા, બે આનાની કોથળીમાં ભરચાંની હાંક મરતા તદ્દન નાના મુસ્લિમ બાળકો, કોમની અધોગતિના આદર્શ નમુના પેશ કરતા!

. મિયાં સા'બ વિચાર તંદ્રામાંથી જાગૃત થતાં બોલી ઉઠયા કે: "વોહ દિન કહાંસે કે હમારે બચ્ચે મકતબમેં જાય; માબાપ કો, (Adult Education) પ્રૌઢ શિક્ષણ મિલે; માલદર, સખાવત ઔર હમદર્દીસે પેશ આયેં! કૂત જૈસે ખીલતે બચ્ચોંકો મુરઝાને હુએ રોકે ઔર શિકમ-પરવરી કા પેશા (Industries) ફિર ઝિંદા કરે! ખુદાયાક્યા કયા રાઝ હોગા! ખુદાહી જાને "!!!

• • •

તિરમારખાંએ મેળાવડો. પીછો, કાયદાના સ્નાતકો L. L. B. ને સત્કારવા પ્રયત્ન કર્યો હતો. કોઇ ગરીબ, કોઇ માલદારના એવા બે ચાર મુસ્લિમો લૉ-ગ્રેજ્યુએટ થયા હતા. નોકરી બાબત ધક્કા ખાવા છતાં મુલાકાત (Interview) થતી ન હતી. સાધન સંપન્ન સ્નાતકો મુંબઇ પ્રેક્ટીસ માટે ગયા. કોઇએ બાપિકો ધરગથ્થુ ધંધો અપનાવ્યો. લૉ (Law) બેકાર થઇ પડ્યો. ઉત્તેજનના અભાવે, મુસ્લિમ લીડરોની ડરપોક નેમથી, કે પોતાના પાણીના અભાવે, તરક્કી નસીબ ન થઇ. ખુદા ખેર કરે મુસલમાનોકે હલ પર!!!

• • •

હઝરત (સ. અ. વ.)ના ઝમાનાથી મસ્જિદો, તન્ઝીમ અને તેહઝીબનું મર્કઝ તથા ઝિંદગી ને ઇસ્લામી ઝલક અર્પનાર સ્થળો છે. તિરમારખાં આજે જુમ્મા બાદ મિયાં સા'બ સાથે કાંઇક ગરમ ચર્ચામાં ઉતરી પડયા. મિંયાસા'બ જુમ્માના ખુત્બા વખતે જોશ આવે ત્યારે વચમાં અટકી મુસ્લિમોને ધુત્કારીને સંબોધતા. "લા'નત હય તુમ પર ગેરતે ન રખતે હો તુમ; બેકાર હય તુમારે રોઝે અગર ઝકાત ખેરાત તુમ નહિ દેતે; કુત્તેસે બદતર હો તુમ, અગર સફેં બરાબર નહિ કરતે તુમ; સીધે બચ્ચો, ક્યું ઝોકેં ખાતે હો; કયા તુમ ખુત્બા સુનતે હો?"

અલ્લાહ અલ્લાહ! બિચારા જાહેલ નમાઝીઓ બાઝ આવી ગયા હતા. જામે મસ્જિદનો 'જુમ્મો' છોડી બીજી નાની મસ્જિદોને આબાદ કરતા હતા. હમગ્રાંઝ અમારા મિયાં સા'બની નિમણુંક થઇ હતી. તેમના અગાઉ મૌલવી હતા તે કાંઇક "ભોળા" મગજના હતા. પણ બહુ ખામોશ તબીઅતના હતા. બિચારા એમને ખાનગી સગવસર રૂખસત આપી ત્યારે બહુ દિલ-આઝાર થયા હતા, મિયંસા'બ એમ સમજતા કે રૂઆબ આમજ બેસે; નસીહત, ઇબ્રત હાસિલ એમજ કરાવાય. "બહુ નરમાશથી ઇસ્લામની ખૂબીઓ સમજાવવા કે જાહેલોને આકર્ષવા અને ખુત્બામાં તરિનના લાવવા ઇલ્મનો ઉપયોગ કરવા બાબત તિરમારખાંએ તાકીદ કરી" ને મિયાં સા'બે કબૂલ કર્યું કે "હમારી તબીઅત-ફિતરત કુછ એસી હી બની હૈ; મુરતકે ગલીદ મિલે; ઇલ્મકી દરકાર નહિ થોડીસી હાઇ, પુરાની પઘડી; પુરાના જુબ્બા ઔર તેઝ તીખી ઝબાન"!!! અસ્તગફરુલ્લાહ!

• • •




તિરમારખાં ટૂર Tour ઉપર જવા નીકળ્યા હતા. બહુ હરિયાળો મુલક હતો; નદીઓ ઉંડી, ડુંગરાળ પ્રદેશ હતો. પાકી સડક અને મોટર રૂટ (Route) હતો. ગામ ગામડા આબાદ હતા પણ મકાન કાચાં ઍંટોળ અને પતરાંથી આચ્છાદિત હતાં. લોકોનું ધ્યેય માત્ર પૈસા કમાવવા એજ હતું. જીંદગીની શાહત કે ખૂબી જાણે સમજતાંજ ન હોય ને?

મુસ્લિમો ક્યાંક ક્યાંક વસતા હતાં. તેમની પાસે જમીન હતી, પણ જાહેલ જેવા રહેતા. મુફલિસ શ્રમજીવી હતા તે બાદઆન્તોમાં ફસેલા હતા, મૌલવી મુલ્લાં હતા તો અધકચરા ઇલ્મવાળા અને રૂઢિ રિવાજની ધરડને (ઝઘડ) અળગી કરી શકે એવી તેમની તાકીદ ન હતી. મસ્જિદ કોઇક સ્થળે હતી તો ગામને છેવાડે, દૂર ધર્મશાળા કે સ્મશાનથી પર હતી જુમ્માની નમાઝ મસ્જિદની ઘડીપલ અર્ધી ક્યાક ફારટ હોવાથી વ્હેલી ઉઠેલી દે એવા નમાઝીઓ હતા. તળાવનો કાંઠો પાણીથી હીલોરા દેતો હતો. નમાઝીઓ વઝૂ ત્યાંજ કરતા. મસ્જિદ બિસ્માર હતી. સહેનમા ખાડા હતા. એક ઝાડ ઇમર પર ઝઝુમી રહ્યું હતું તે મસ્જિદની છતને જોખમાવે તેમ હતું.

ગામડામાં એક જુની મસ્જિદ હતી તે દહાડીને રોટે દૂર છેડે જમીન આપી હતી. કાર્યકર સફેદ દાઢીવાળા પણ સિયાહ દિલવાળા શખ્સ હતા! હુક્કાના ગુડગુડાટ જેવા ખટપટી વમળો તેમના પેટમાં પણ હતા! ગામ લોકોએ ફાળો કરેલો તે સઘળી રકમ હજમ કરી ગયા અને કહેતા ફરતા હતા કે ગામ લોકોમાં સંપ ને વિશ્વાસ નથી. ન ઇદ ન રોઝા; ન નમાઝ ન શબે બરાત; ધરના મકાન વણિકોને સાં ગીરવી હતા! નાગચૂંડ "વ્યાજની" બરડો લઈ ચૂકી હતી. મુસ્લિમ નામથી સંબોધતા પણ સંકોચ થાય એવી વસતી હતી ત્યાં!!!

તિરમારખાં, તબ્લીગકારોને પુકારી પુકારી કહેતા જુઓ આ ગામડાં; મુસ્લિમ આબાદી! ઇસ્લામ અને દીનની અધોગતિ! હિંદની ૯૫ ટકા વસ્તી ગામડામાં વસે છે. મુસ્લિમો જહાલતમાં કેટલા સબડે છે?

મુગલાઇના અવશેષો ક્યાંય ક્યાંય દ્રષ્ટિએ પડે છે અફસોસ કરતાં...ઓશીયાળાં! ઔલિયાની દરગાહો છે પણ દૂર ગુમનામ... ખામોશ;! મુસ્લિમ-પબ્લીક વસે છે પણ બે-દીન બેકાર-નિષ્ક્રિય, નિશ્ચિંત; કાર્યકરો છે પણ કર્તવ્યહિન!!!

—०—

## 'કારવાં'ના પ્રથમ વર્ષની ફાઇલ

અંક ૧ થી ૧૨ કપડાંનું પાકું પુઠું
કી. રૂા. ૫) ટ. ખ. સહિત

કોપીઓ સીલકમાં ઓછી હોવાથી
થોડીકજ બંધાવવામાં આવી છે.
આજેજ ઓર્ડર મોકલી આપો.

બીજા વર્ષના છુટક અંકો પણ ઘણા ઓછા સીલકમાં છે. પોતે ફાઇલ બંધાવનારા શોકીનોએ દરેક અંકના સાત આના લેખે નાણાં મોકલી ઘટતા અંકો મંગાવી લેવા ચૂકવું નહીં.

વહશી સાહિત્ય કાર્યાલય,
કણપીઠ-સુરત.

# ચશ્મએ ઝમઝમ

લેખક:
'સાબિર' સાહેબ

## ખુદાના ભરોસે ઘરની બહાર

પવિત્ર મક્કાની પાસે આજ પણ ઝમઝમનું અવિરત ઝરણું છે. દુનિયા ભરમાંથી હજ કરવા માટે જતા મુસલમાનો હઝરત ઇસ્માઇલ અ૦ને માટે કુદરતે બક્ષેલી આ નેઅમત પ્રસાદ તરીકે સાથે લેતા આવે છે. મુસ્લીમ દુનિયામાં ઝમઝમનું સ્થાન ઉંચું છે. આબે ઝમઝમ (પાણી) સાથે હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલ અ૦નો ઇતિહાસ સંકળાએલો છે. ઝમઝમ એ કુદરતી નિશાનીની એક ન ભૂલાય તેવી યાદ છે. આ તવારીખી પ્રસંગમાં માનવ પ્રકૃતિની સ્પષ્ટ છાયા છે ને વાસ્તવિકતા ભારોભાર ભરી છે.

હઝરત ઇબ્રાહીમ અ૦નું જીવન કુરબાનીઓથી ભરપૂર છે. આતિશે નમરૂદ, સાએરા અને હાજરા સાથેનો પ્રસંગ અને એ સૌના મુગટમણી સમા હઝરત ઇસ્માઇલને ખુદાની રાહમાં કુરબાન કરવાનો પ્રસંગ હઝરત ઇબ્રાહીમ અ૦ની થએલ કસોટીઓ પર પ્રકાશ પાડે છે.

સાએરાને ખ્યાલ પણ ન હતો કે, નેવું વર્ષની પાકટ વયે એ પુત્રવતિ થશે. પોતાની અપુત્ર દશામાં તેમણે હઝરત ઇબ્રાહીમને બીજાં લગ્ન કરવાની રજા દીધી. મનુષ્ય પોતાની પ્રકૃતિ આગળ લાચાર છે.

સાએરાએ પતિને રજા તો દીધી પરંતુ વચન લઇ લીધું કે, હ૦ ઇબ્રાહીમની નવી પત્નિ અને એનો વંશ સાએરાને આજ્ઞાંકિત રહેશે. હ૦ ઇબ્રાહીમે લગ્ન કરતાં પહેલાં સાએરાને દીધેલા વચનની યાદ હાજરાને આપી જણાવ્યું કે, જો તમને આ શરત મંજૂર હોય તોજ આપણા લગ્ન થઇ શકે છે. હાજરાએ ઉપરોક્ત શરત મંજૂર કરી ઇબ્રાહીમ અ૦ સાથે લગ્ન કર્યાં. હાજરાના ઉદરે હઝરત ઇબ્રાહીમને ત્યાં પુત્રનો જન્મ થયો.

હાજરા, હઝરત ઇબ્રાહીમ અને ખુદ સાએરા પણ આ ખૂબસૂરત પુત્ર ઉપર ફિદા ફિદા રહેતાં હતાં. પરંતુ આ સ્નેહ, આ ઐક્ય કાયમ રહી શક્યાં નહિ હજુ હાજરાનો પુત્ર લગભગ એક સવા વર્ષનોજ થયો હતો કે, સાએરાએ પણ નેવું વર્ષની પાકટ વયે એક પુત્રનો જન્મ દીધો. હાજરાના પુત્રનું નામ ઇસ્માઇલ અને સાએરાના પુત્રનું નામ ઇસ્હાક પાડવામાં આવ્યું. ઘરની અને પોતાની ખોટ પુરાઇ જતાં સાએરાની પ્રકૃતિએ પલટો લીધો. ઇસ્હાકના જન્મ પછી સાએરા તદ્દન પલટાઇ ગયા. હઝરત ઇબ્રાહીમ અ૦નાં ગૃહમાં કલેશના મંડાણ થયાં. આજ્ઞાંકિત હાજરા સાએરાની આજ્ઞા બરાબર પાળતાં હતાં. પરંતુ એથીયે સાએરાને સંતોષ થયો નહિ. એક દિન એમણે પોતાને દીધેલ વચન યાદ દેવડાવી ઇબ્રાહીમ અ૦ આગળ એના પાલન માટે દબાણ કર્યું. સાએરાએ છેક છેલ્લા પાટલે બેસી ઇબ્રાહીમ અ૦ને જણાવી દીધું કે, હાજરા અને ઇસ્માઇલ અમારા ઘરમાં ન રહે, એ તમારાથી અને મારાથી એટલે દૂર ચાલ્યાં જાય કે એમનું મોં પણ આપણે દેખી શકીએ નહિ એટલુંજ નહિ પરંતુ એમની ખબર પણ સાંભળી શકાય નહિ.



સાએરાના ઉપરોક્ત દમાણ પછી હઝરત ઇબ્રાહીમ અવર્ણીય વિમાસણમાં પડ્યા, એમને કોમળાંગી હાજરા અને નાનકડા ખુબસુરત પુત્ર ઇસ્માઇલને આમ ઘર બહાર કાઢતાં અતિ દુઃખ થતું હતું; પણ બીજી તરફ સાએરાને પોતાના અલ્લાહને નામે દીધેલ વચન યાદ આવતું હતું ચતુર હાજરા પોતાના પ્રિય પતિનું દુઃખ જોઇ શક્યાં નહિં, એમણે એક દિન સ.એ.ની ઉપરોક્ત માંગણી અને હકીકત પતિ પાસેથી જાણી લીધાં. એમણે સજળ નેત્રે જણાવ્યું, "આપણે અલ્લાહને હાજર લેખી કબુલ કર્યું છે. હું અને મારી ઔલાદ મારી મોટી બહેન સ.એ.ની આજ્ઞા પાળીશું. આપ નિશ્ચિંત રહો" હાજરાના કથનથી ઇબ્રાહીમ અને સહજે લાગી આવ્યું. એમણે એક વખતે સાએરાને સમજાવી લેવાનો વિચાર કર્યો હઝ. ઇબ્રાહીમ જાણતા હતા, સાએરાની આ માંગણી વિચિત્ર છે, પરંતુ સાએરા કહેતા હતાં "તમોએ અને હાજરાએ કબુલ કર્યું છે કુરબાન હાજરા અને ઇસ્માઇલ હું કહું તેમ કરવા માટે બંધાએલા છે. હું ઇચ્છું તો એમને રહેવા દઉં અગર કાઢી મુકું. એ મને



હક છે.” હ૦ ઇબ્રાહીમ સાએરાને આટલી સબ્ર ન ત્યજવા અને દયા તેમજ ઉપકાર કરવા માટે સમજણ આપતા પરંતુ સાએરાના દિલ ઉપર એ વાત અસર કરી શકતી ન હતી એ તો પોતાની હઠ ઉપર દ્રઢ હતાં. જેમ જેમ દિવસો જતા હતા; તેમ તેમ સાએરા વધારે ગુસ્સે થઇ વધારે દબાણ કરી રહ્યા હતા. પતિ ઉપર આવેલ આ ધર્મસંકટ જોઇ ધૈર્ય અને શાન્તવનની પ્રતિમૂર્તિ સમી પતિ પરાયણ હાજરાને બહુજ દુઃખ થયું. એમણે સજળ નેત્રે હોઠો ઉપર કરૂણ સ્મિત આણી પોતાના પતિને જણાવ્યું, ‘આપ સહેજ પણ દુઃખી ન થાવ, ખુદાને નામે દીધેલું વચન પાળો, હું અને ઇસ્માઇલ ચાલ્યા જઇશું, ખુદા અમારૂં રક્ષણ કરશે. આપ અને મારી મોટી બહેન સમાન સાએરા સુખી રહો. મને એ સિવાય બીજી કોઇ ઇચ્છા નથી. હું મહેનત મજૂરી કરી મારૂં અને મારા પુત્રનો ઉદર નિર્વાહ ચલાવી લઇશ. હ૦ ઇબ્રાહીમે પણ હાજરાની વાત ઉપર દુભાતા દિલે અનુમતિ દર્શાવી. હાજરા પતિનું ઘર પતિ અને શોકના સુખ માટે છોડવા તૈયાર થઇ ગયાં. હ૦ ઇબ્રાહીમ કે જે કાળના આવા અનેક પ્રહારો હસતા મુખે સહી લેવામાં પોતાની કસોટી લેખવાને ટેવાઇ ગયા હતા, એમણે સજળ નેત્રે પોતાને આ કસોટીમાંથી પણ પાર કરવાની અલ્લાહને પ્રાર્થના કીધી. પોતાની પ્રિય પત્નિ અને લાડકા પુત્ર ઇસ્માઇલને અલ્લાહને સોંપી દીધા. એ અલ્લાહ કે જે પ્રાણી માત્રનું જીવન અને ખાદ્ય પદાર્થ પર સંપૂર્ણ સત્તાશાળી છે. હાજરાં કીનઆનથી ચાલી નીકળ્યાં. સાએરાએ જે થોડો સામાન એમને સાથે લઈ જવા દીધો તેમાં પાણીની એક મસક પણ હતી. અલ્લાહની વિશાળ ધરતી ઉપર કોમળાંગી હાજરા પુત્ર ઇસ્માઇલ સાથે પતિના ઘરથી દૂર દૂર નીકળી જવા માટે ચાલી રહ્યાં હતાં; સદાય ગંભીર આકાશ ગંભીર હતું. માનવ પ્રકૃતિના આવા અનેક તમાશા એના કાળ-જુના દિલે જોયા અને જાણ્યા હતા. એની અમાપ ગંભીરતા નીચે શું શું નથી બન્યું? શું શું નથી બનતું? અલબત્ત દાખલાઓમાં હાજરાનો આશય, હ૦ ઇબ્રાહીમનું દિલ, અને અલ્લાહની ઇચ્છા શિરોમાન્ય ગણી એમાં એની રેહમત હાસિલ કરવાની ધગશ એજ આ દાખલામાં એક મહાન આદર્શ હતો. ગંભીર આકાશ કહી શકે છે કે એણે આવો દાખલો જોયો છે? હાજરા અને હ૦ ઇબ્રાહીમના બાળક સિવાય કોઇ માટે કુદરતે ઝમઝમ દીધું છે?

## પાણીની શોધમાં ઝમઝમનો મેળાપ.

હાજરા પુત્ર ઇસ્માઇલને લઇ દૂર દૂર નીકળી ગઇ; દિવસો વીતી ગયાં. રાત્રિઓ વીતી ગયાં; હવે કીનઆનથી નીકળેલ હાજરા અરબના રણમાં આવી પહોંચ્યાં. ક્યાં જવું એ નક્કી ન હતું; માર્ગની ખબર ન હતી. મંઝિલ નિયુકત ન હતી. સૂર્યોદય થતો અને હાજરા અને ઇસ્માઇલ પંથે પડતા, અરબનાં રણના અણુએ અણુ પ્રખર તાપે ધગધગી ઉઠતા ધગધગતા રણમાં હાજરા નાના બાળક સાથે ચાલતા, રાત પડતી અને એમનો પંથ પુરો થતો, આંધી આવતી અને એમની આંખો અરબની રેતીથી પુરાઈ જતી. એમને એટલે દૂર નિકળી જવું હતું કે જયાંની એમની ખબર પણ સાએરા સુધી પહોંચી શકે નહિ: એ કયું સ્થળ હતું? એ કઇ જમીન હતી?



એ જમીન હતી બૈતુલ્લાહ માટે અલ્લાહે પસંદેલી ભૂમિ; એનું મળવું આસાન હતું ?

આગળ મા અને પાછળ બાળક એક ખરી બપોરે ચાલી રહ્યાં હતા. બાળકને તૃષા લાગતાં પોતાની મા પાસે પાણી માંગ્યું, હાજરાએ પોતાના ખાંધે ભેરવેલી મશક પ્રતિ નજર કરી, મશક ખાલી હતી. માએ બાળકને થોડોક દિલાસો દઇ આગળ ચાલવા સૂચના કરી હાજરાએ નજર ફેરવી જોયું દૂર દૂર એક ગીરીમાળા દેખાતી હતી માએ બાળકને ઉંચકી એ ગીરીમાળા દેખાડી કહ્યું 'મ્હારા બાળક ચાલો, અલ્લાહ કરશે તો ત્યાં પાણી મળશે. અહિં આટલામાં તો ક્યાંય દેખાતું નથી.'' પાણી મળવાની આશાએ ઇસ્માઇલ અને હાજરા ઉતાવળે ચાલવા લાગ્યા. બાળકની તૃષા વધી રહી હતી હવે એ તદ્દન થરથરી ગયું હતું. અરબના રણની ધૂપ જેમણે વેઠી છે તેજ જાણી શકે છે. હાજરા અને ઇસ્માઇલની આ મુસાફરી ગીરીમાળા સુધી પહોંચતા તો ઇસ્માઇલ વ્યાકુળ થઇ ગયા. એમના પગ લથડવા લાગ્યા. તે ચકરાઇને એક પથ્થર ઉપર પછડાઇ પડ્યા, માનુ દિલ તડપી ઉઠ્યુ, અર્ધ બેભાન બાળકે મા આગળ પાણીની માગણી કરી, "મા, પાણી !"

હાજરાએ ચારે તરફ નજર દોડાવી, આકાશ સામુ જોયું, પાણી ન હતુ. હા, સામે એજ ગીરીમાળા દેખાતી હતી, કદાચ "ત્યાં" માના દિલે કહ્યુ,

પોતાનું ઓઢણું ઉતારી હાજરાએ ઇસ્માઇલ ઉપર ઓઢાડ્યું; અને પોતે ઉઘાડા માથે બાળક માટે પાણી શોધવા ગીરીમાળા તરફ દોડ્યાં. હાંફતા, હાંફતાં હાજરા એક પર્વત ઉપર ચઢી ગયા; એમના ઉપર ઉભા રહી એમણે દેખ્યું; પરંતુ ક્યાંય એ પાણી હોવાની નિશાની દેખાઇ નહિ. હાજરા ત્યાંથી ઉતાવળે ઉતાવળે ઉતરી બીજી નાની પહાડી ઉપર ચઢ્યાં, આ પહાડી વચ્ચે થોડુંક છેટું હતુ. અહિં પણ ક્યાંય પાણીની નિશાની દેખાઇ નહિ. હાજરા પોતાના બાળકની સ્થિતિ સંભારી સંભારી ચિંતાતુર થઇ રહ્યા હતાં. ચિન્તાતુર હાજરા વ્યાકુળતાપૂર્વક આમતેમ પાણી માટે દોડી રહ્યાં હતાં. આશાઓના મૃગજળ હાજરાને એક પહાડી પરથી બીજી પહાડી પર લઇ જતા હતા. હાજરાએ પોતાની વ્યાકુળતામાં સફા અને મરવા, (પહાડીઓના નામ) વચ્ચે સાત ફેરા લગાવી પરંતુ ક્યાંય પાણી નજ મળ્યું. હાજરા ચાકીન લોથપોથ થઇ ગયા એમને બાળક યાદ આવ્યું. હવે છેલ્લી બાળકની સૂરત મા દિલ ભરીને જોઇ લે એ આશાએ પાણી મેળવવામાં નિરાશ થએલ હાજરા બાળક તરફ દોડ્યાં. હાજરાએ ઇસ્માઇલ પાસે આવતાં જોયું. મરવા પડેલું બાળક પગ ઘસી રહ્યું છે. માનું દિલ ઉપડી આવ્યું, એ બાળક પાસે પહોંચી એમણે જોયું, બાળકની એડીઓ આગળજ પાણીનું ઝરણું છે. જાણે હાજરાનું અને નાના બાળકનું દુ:ખ જોઇ પથ્થરનું દિલ પણ પીગળી રહ્યું હતું. હાજરાએ આકાશ પ્રતિ નજર કરી; એમની આંખોમાંથી આભાર દર્શનના અવિરત આંસુઓ પડવા લાગ્યા. હાજરાનું દિલ જાણે ખુદાની કૃપા ઉપર મોતીઓ લુટાવી રહ્યું હતું. એમણે પોતાના બાળકને ઝરણાંનું પાણી પીવડાવ્યું. બાળકે આંખો ઉઘાડી દીધી માએ બાળકને છાતીએ ચાંપી અલ્લાહનો શુક્ર અદા કીધો. એમ હઝરત ઇસ્માઇલના પગ ઘસેલ આગળ કુદરતે દીધેલું આબ તે આબે ઝમઝમ છે. આબે ઝમઝમના પાનથી જીવન મેળવનાર મહાન ઝબીહ ઇસ્માઇલ અ. ના ચરણ ઘર્ષણ આગળથી જડેલું એ જળપાન આપણને કાંઇ સબક આપે છે કે!

# આવતી કાલના મુસ્લિમ વેપારીઓની કેળવણી

પલટાતા સમયને પહોંચી વળી વેપારની આબાદાની શી રીતે ટકાવી રાખવી ? આ પ્રશ્નનો ઉત્તર "વેપારી શિક્ષણજ" આપી શકે. મુસ્લિમ વેપારી કોમનાં બાળકોની સેવાર્થે પંચગનીની મુસ્લિમ હાઈસ્કૂલના કોર્સોમાં યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો છે.

આ સ્કૂલમાં બાળપોથીથી મેટ્રીક સુધીનું શિક્ષણ અપાય છે. મઝહબી તાલીમ માટે એક મૌલવી સાહેબ રાખવામા આવ્યા છે. સ્કૂલની પોતાની એક મસ્જીદ છે.

હાલમાં ચાલુ શિક્ષણની સાથેજ વેપારી કેળવણી એટલે નામું-હિસાબ-વિમો-વેપારની રીતે અને યોજના-બેન્કીંગ-વેચાણની વ્યવસ્થા વિગેરે વેપારને માટે ઉપયોગી એવા બધા વિષયો શીખવવાનો ખાસ બંદોબસ્ત કરવામા આવ્યો છે. આ ઉપરાંત વેપારી કેળવણી માટે ખાસ જુદા વર્ગો અને ટૂંકા તેમજ લાંબા અને જુદા કોર્સો પણ રાખવામાં આવ્યા છે.. નિયમ પ્રમાણે સ્કૂલમાં ગાળવાનાં અમૂકજ વરસોને બદલે ઘણાજ ટૂંકા વખતમાં આ શિક્ષણ આપવાના દરેક પ્રયત્નો કરવામાં આવે છે આમ છોકરાઓના ઘણા વરસોનો બચાવ થાય છે. જે છોકરાઓ મેટ્રીકની પરીક્ષા આપવા નથી ઇચ્છતા તેમને વેપારમા ઉપયોગી એવા અમુકજ વિષયો શીખવવામાં આવે છે.

છોકરાઓને મુંબઇ સરકારના ડીપ્લોમા-ઇન-કોમર્સ,)ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ અને લંડન ચેમ્બર ઓફ કોમર્સની પરીક્ષાઓ માટે તૈયાર કરવામાં આવે છે. સ્કૂલના શિક્ષકોમાં આર્ટસ, સાયન્સ, અને કોમર્સમા ટ્રેઇન થએલા અનુભવી ગ્રેજ્યુએટો ઉપરાંત ઇંગ્લાંડમા ટ્રેઇન થએલા અને ત્યાંના લાંબા સમયના અનુભવીઓ પણ છે.

પૂનાથી ૬૫ માઈલને અંતરે સમુદ્ર સપાટીથી ૪૩૦૦ ફીટની ઉંચાઇએ આવેલા પંચગની નામના રમણિય અને પ્રખ્યાત હવા ખાવાના શિખર ઉપર આ સ્કૂલ આવેલી છે.

સ્કૂલમાં ખાવા તેમજ રહેવાની ઉત્તમ સગવડ છે. બાળકોની દરેક પ્રકારની જરૂરી સગવડો સંપૂર્ણપણે સાચવવામા આવે છે સ્કૂલની ૧૬૫ એકરની પોતાની જમીન છે જેમાં સ્કૂલની પોતાની ડેરી, પોતાની બેકરી, પોતાનું વોટર વર્કસ, ટેનીસ કોર્ટ, ક્રિકેટ, હોકી વિગેરે રમતો માટે વિશાળ મેદાનો આવેલા છે આવી ઉત્તમ સગવડોને લીધે આ સ્કૂલ દરેક બાળકને પોતાના ઘર જેવીજ લાગે છે વરસના કોઇ પણ ભાગમા અહીંઆ છોકરાઓને દાખલ કરવામાં આવે છે. ૭ વરસ અને તેથી વધુ ઉંમરના છોકરાને દાખલ કરી શકાય છે, પરદેશથી અહીં વિદ્યાભ્યાસ કરવા આવતા સર્વે બાળકોની અમે સંપૂર્ણ જવાબદારી લઇએ છીએ. હાલ તરત અમારી સ્કૂલમાં આફ્રિકાના લગભગ બધાજ ભાગના છોકરાઓ અમારી સંપૂર્ણ જવાબદારી હેઠળ અભ્યાસ કરી રહ્યા છે. દરેક વર્ગને પોષાય એવા ફીના દરો રાખવામાં આવ્યા છે. આ ફીમાં ખાવાનો, ભણવાનો અને બીજા ઘણા ખરચનો સમાવેશ થાય છે.

હિંદુસ્તાનના ઘણાંજ તંદુરસ્તીબક્ષ પહાડ ઉપર આ તાલીમ આપવામાં આવે છે. આથી છોકરાઓની તંદુરસ્તી હંમેશાં ઘણીજ સારી રહે છે. સામાન્ય કેળવણીથી બાળકોની શક્તિ વધારવામાં આવે છે. વેપારી કેળવણીથી બાળકોને તેમની કોમના ધંધા માટે તૈયાર કરવામાં આવે છે અને ધાર્મિક કેળવણીથી તેમનું ઉમદા ચારિત્ર ઘડી તેમને ઉત્સાહથી પોતાની કોમની સેવા માટે તૈયાર કરવામાં આવે છે. આમ અહીં ભણતા છોકરાઓને સર્વ પ્રકારનું શિક્ષણ અપાય છે. અને તેઓ સમાજ સેવાની ધગશ રાખી પોતાની કોમની સેવા કરે છે.

બધી મુસ્લિમ સ્કૂલોની ખીલવણીનો આધાર તેને જેટલી હદે પોતાનીજ કોમ તરફથી ટેકો મળે; તેના ઉપર અવલંબે છે. પોતાનાં બાળકોની કેળવણી માટે દરેક પ્રકારે યોગ્ય શિક્ષણ આપતી, ઘણા જુના સમયથી સ્થાપિત થએલી અને નામનાવાળી સ્કૂલની પસંદગી કરવી એ દરેક માબાપની ફરજ છે.

**વધુ માહિતી માટે લખોઃ—**

**એમ. બી. હુસેન** એમ. એ. બી. એસ.,સી. (એડીનબરો)
બી. એસ.,સી. (ઇન ઇકોનોમીક્સ)
હાયર ડીપ્લોમા ઇન એજ્યુકેશન (ટ્રિનિટી કોલેજ: ડબ્લીન)



મુશ્કિલોને સહેલ સમજુ છું;
ઝિન્દગીને હું ખેલ સમજું છું;
હું બંધાયો છું પ્રેમ બંધનથી;
જેલને પણ મહેલ સમજું છું.



"ઘાયલ" ] ગઝલ [ પાજોદ

# દિલની

જ્યોત ઝાંખી ન ઝળહળી દિલની;
તેજમાં સૃષ્ટિ ના ભળી દિલની.

અશ્રુ રૂપે વર્ષી વાદળી દિલની,
આશ કિન્તુ ન કો' ફળી દિલની.

એક તરફ આપ પાછા સિધાવ્યા;
એક તરફ સૃષ્ટિ ખળભળી દિલની.

દિલને દુન્યાથી કંઈ સંબંધ નથી;
રીત જગથી છે વેગળી દિલની.

દેહની વ્યાધિ સઘળી ટળી પણ;
વ્યાધિ ટાળી ન કદી ટળી દિલની.

પુષ્પ એ ના બની ખિલીને કદી;
ઊમ્રભર હાય મુજ કળી દિલની.

અશ્રુદ્વારા વહી ગઈ અંત;
ના શમી ઊર્મિ ઊછળી દિલની.

આહ એ આહની ન પૂછ અસર;
છે તડપતી એ વીજળી દિલની.

અશ્રુ લુછ્યાં ન-કોઈએ "ઘાયલ";
ઊર્મિઓ ધૂળમાં ભળી દિલની.

# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૨૫૦

જગતમાં જન્મીને નિરોગી નોરોગીન, શક્ત સ્નાયુઓ અને સાપ્રમાણ મજબુત કાયા મેળવ્યા છતાં હમણે હાથ કરીને, અન્યની સહાય મેળવવાની આશાએ બેસી રહેવું, એથી વધારે ભયંકર પાપ બીજું કયું હોઇ શકે? અને એથી ભયાનક દ્રશ્ય પણ બીજું કયું હોઇ શકે? આજનાં તરૂણોમાંના ઘણાખરાઓની દશા લગભગ એવીજ છે. યુવકો માટે એ કરતાં વધારે શરમાવનારૂં અન્ય એકેય દ્રશ્ય નથી.

૨૫૧

પ્રત્યેક માણસે અવકાશના સમયમાં પદ્ધતિસરનો અભ્યાસ કરવો, એ અસત લાભદાયક છે; અને જગત જાગૃત થાય એ પહેલાં આપણે કામે વળગી જવું જોઇએ.

૨૫૨

સંયોગો કોઇને પણ અનુકુળ તો હોતાજ નથી. કોઇને પણ તૈયાર સફળતા તો મળતીજ નથી. સંગ્રામ કરીને સહુ કોઇએ પોતાનો માર્ગ ચોકખો કરી લેવો ઘટે

૨૫૩

બસ હવે બહુ થયું. આગળ વધી શકાશે નહિ અર્થાત "રૂક જાઓ"નું ફરમાન સુણાવે એવા પ્રતિબંધો હજુ માનવ જગત ઉપર મૂકાયા નથી, પ્રગતિ ચાહક, ઉદ્યોગ પ્રેમી અને મહત્વકાંક્ષા ધરાવનાર માનવીને પોતાની અણુઅટકી આગેકુચ કરવાનો અધિકાર છે.

૨૫૪

કોઇ એક ચોક્કસ અસાધારણ પ્રસંગે આપણે કેવા પુરવાર થઇશું, તે આપણાં આજના વર્તન-યંત્રદ્વારા માપી શકાય છે. આજે આપણે જેવા છીએ તેવાજ અસાધારણ પ્રસંગે પુરવાર થઇશું, એ ચોક્કસ છે.

૨૫૫

ઉત્તમોત્તમ તૈયારી કર્યા પહેલાં કાર્યનો આરંભ કરવો એ વિશેષતઃ હાનીકરતા નીવડે છે. માટે પ્રત્યેક કાર્યનાં આરંભ પૂર્વેજ પૂર્ણ તૈયારી કરી લેજો.

૨૫૬

ખરાબ પ્રકારની એકંદર ઝડપોમાં "અધિરાઇ" અધિક ખરાબ છે. પ્રત્યેક કાર્યમાં મર્યાદીત ઝડપ ઉપરાંત ધીરજની અત્યંત જરૂર છે.

૨૫૭

જગત શાંતિના સર્વ સાર્વજનિક કાર્યોમાં, પ્રમાણિકપણે અને કુશળતાપૂર્વક કામમાં આવે, તેજ શિક્ષણને સાચા શિક્ષણની ઉપમા આપી શકાય.

૨૫૮

વગર વિચારે બોલવાની, અને ઉપર ચોટીયું કામ કરવાની ઝડપવાળા વિશેષતઃ પોતાની જાતને નુકસાનજ કરે છે.

૨૫૯

જગતની નિંદા કે સ્તુતિનો લેશમાત્ર પણ વિચાર કર્યા વિના ખંત અને ધીરજથી આગળ ધપે જાય, એવા માણસોની આપણને ઘણી જરૂર છે.

૨૬૦

ચારિત્ર્યની કસોટી આપનારું યંત્ર સહન-




શક્તિ છે અન્ય એકંદર બહાદુરીનાં કાર્યો કરતાંયે સહનશક્તિનાં મૂલ્ય અધિક અંકાય છે. પોતાની જાતપરનો કાબુ ગુમાવી દેવાથી થતી હાની ભયંકર છે.

૨૬૧

સમસ્ત જગતનાં ઇન્સાનો કરતાં તમારી સ્થિતિ અધિક દયાજનક હોય, છતાં તમારે તમારા જીવનનાં મૂલ્ય મૂલવતાં શીખવુંજ જોઇએ. તમારે વિલંબ કે ઉતાવળ કર્યા વિના સતત ઉદ્યોગી રહવું જોઇએ.

૨૬૨

મુછ, બુટ અને ટોપી ઇત્યાદીનાં વિચારોમાં તલ્લિન રહેતા, નાટક, સિનેમા અને રેસ કોર્સનું સતત ચિંતન કરતા આજનાં યુવાનોનું ભવિષ્ય જોનારનું અંતર વલોવી નાખે તેવુ હશે. આજના યુવાનોની એ નિરૂપયોગી ઝિંદગી, પાસેના ભવિષ્યમા તેમને કપારી વછુટે તેવાં ભયંકર કૃત્યો કરતાં અટકાવી શકશે નહિ. યુવકો ચેતે, અને એમના વડીલો વિશેષ ચેતે, એ અસંત જરૂરી અને આવકાર દાયક છે.

૨૬૩

આપણી સફળતા કે નિષ્ફળતાનો સઘળો આધાર આપણા પોતાનાં ધૈર્ય ઉપર રહેલો છે.

૨૬૪

બેદરકારી દાખવવાથી કશાયે હાનિ થવા ન પામે એવું સ્થળ માત્ર એકજ છે, અને તે મૃત્યુ સૈયા.

૨૬૫

સફળતાના મૂખ્ય સાધનો ત્રણ છે. કાર્ય, ખંત અને ધૈર્ય. એમાંએ અગત્યનું તત્ત્વ માત્ર ખંત છે. પરિણામની પરવાહ કર્યા વિના પરિશ્રમ કરનારનેજ સફળતા પ્રાપ્ત થઈ શકે છે.

૨૬૬

નસીબનું પાંદડું ઉંધુ ઉઠલી ઘડીએજ ખસે છે, જ્યારે તમે ચારે દિશાએથી સંકટ-મણમાં આવી પડો, જ્યારે પ્રત્યેક વસ્તુ તમારી વિરૂદ્ધ જતી જોવામાં આવે, ત્યારે, બરાબર તેજ ઘડીએ તમારાં પ્રયત્નો ચાલુ રહેવાં જોઇએ. અને તમારી સ્થીતિમાં ચોક્કસ પલટો આવી રહેશે.

૨૬૭

કદાપિ પણ નિરાશ થશો નહિ, અને નિરાશામાં યે સતત કાર્ય કર્યે જશો, તોજ તમારી નિરાશા, આશામાં ફેરવાઇ જશે. એ નિશ્ચય પૂર્વક માની લેજો.

૨૬૮

મનુષ્યત્વની પ્રાપ્તિ એજ મહત્તાનું લક્ષણ છે, બે પગ વાળા પ્રાણીમાં જો ઇન્સાનીયતનો અભાવ હોય ના તે પશુ સમાનજ છે.

૨૬૯

સુખ, સ્વતંત્રતા અને પ્રમાણિકતાની જનેતા જેમ "કરકસર" છે. તેમ આનંદ અને આરોગ્યની સગી બ્હેન મિતાહાર છે. થોડી જરૂરીયાતો હોવી અને તેને સ્વતેજ પરોંચી વળવું એના જેવું શોભા ભરેલું કાર્ય અન્ય એકેય નથી.

૨૭૦

ત્વરાથી મેળવેલું ધન ખર્ચાઇ જતાં પણ વાર લાગતી નથી. પણ પરસેવો રેડીને પ્રાપ્ત કરેલો પાઇ પૈસો ઉત્તરોત્તર વધતોજ જાય છે, કારણ કે મહામહેનતે મેળવેલું દ્રવ્ય કરકસર શીખવે છે, અકારણ ન્હાની ન્હાની રકમ પણ ઉડાવી દેતાં અટકાવે છે.




૨૭૧

દેવાદાર થવું એ અન્ય એકંદર બંધનો કરતાં નિરાળું અને અતૂટ બંધન છે, કરજમાં ડૂબવું અતિ સહેલું છે પણ મૂકત થવું મહાભારત કાર્ય છે, અને એટલા માટે ભૂખ્યા સુઈ રહેવું બેહતર છે, પણ દેવાદાર થઇ ને સવારે ઉઠવું, એ ઘાતક છે.

૨૭૨

ડહાપણ પૂર્વક ચાલનાર ઇન્સાન કોઈ પણ દેશમાં ઓછામાં ઓછી આવક છતાં પેટ પૂરતો રોટલો મેળવીજ લ્યે છે, જ્યારે ઉડાઉ માણસને એકાદ રાજ્યની આવક પણ ઓછી દીસે છે.

૨૭૩

ભોંયમાં દાટવા કે સેવકોનું દળ ઉભુ કરવા માટે - નહિ, પણ પોતાની સલામતી અને સ્વમાન ટકાવી રાખવા માટે કરકસર અત્યંત જરૂરી છે. ઉપયોગી ન હોય છતાં સસ્તી હોય તેવી વસ્તુ ખરીદવી એ પણ આપણને ઉડાઉપણાં તરફ ઘસડી જાય છે, ઘણાંયે લોકો એવા છે, કે જેમની પાયમાલી બીન-જરૂરી ન્હાની ન્હાની વસ્તુઓ ખરીદવાની કુટેવથીજ થયેલી જોવામાં આવે છે. જેમ કરજ નઠારી વસ્તુ છે, તેમ ગીરવી મૂકવાની રીત પણ અતિ નઠારી છે. ગીરવી મૂકનાર પણ ગીર મૂકેલી વસ્તુ ભાગ્યેજ છોડાવી શકે છે.

૨૭૪

કરકસરની યે મર્યાદા હોવી જોઇએ, અતિ કરકસરની કંજુસાઈમાં ગણના થાય છે, પોતાના અને પોતાનાં કુટુમ્બીજનોનાં સ્નાન કે અત્યંત આવશ્યક એવી સગવડોનાં ભોગે કરકસર કરવી એ પાપ છે

૨૭૫

કોઇ પણ પ્રમાણિક માણસ કરકસર વિના પૈસાદાર થઇ શકતોજ નથી. કરકસરમાં થોડાં પૈસાને ઝાઝાં બનાવવાની ગુપ્ત શક્તિ રહેલી છે. લાખો રૂપીયા કમાવામાં જેટલો શ્રમ કરવો પડે છે, તેથીયે અધિક શ્રમ પ્રથમ કમાવેલા એકાદ પૈસામાં પડે છે. એ ભૂલશો નહિ.

૨૭૬

દેવાદારને સદા અપમાન સહન કરવાનાં હોય છે, કેટલીક વાર લેણદાર દેવાદાર પાસેથી મનુષ્યને ન છાજે એવા નીચ કુકર્મો પણ કરાવવા તત્પર થાય છે.

૨૭૭

માની લીધેલી આવશ્યકતાએ અનેકને પાયમાલ કર્યા છે. ખરેખરી આવશ્યકતાએ કોઇને બરબાદ કર્યાં નથી. નિરૂપયોગી વસ્તુઓ ખરીદનાર, પ્રસંગ આવ્યે અત્યંત જરૂરી વસ્તુઓ પણ ખરીદી શકતો નથી.

૨૭૮

દરેક કાર્યનાં માટે એમ કહેવાયું છે, કે મુલ્તવી રાખવાનાં માઠાં ફળ. પણ એક કાર્ય એવું છે કે જેને મુલ્તવી રાખતાં સુખ પ્રાપ્ત થાય છે. તે કાર્ય એ છે કે ખરચ કરવાની ઇચ્છાને મુલ્તવી રાખતાં શીખવું.

૨૭૯

અખૂટ ખજાના કરતાં સશક્ત શરીરની વિશેષ આવશ્યકતા છે. સશક્ત શરીર, સારી પાચનશક્તિ શુદ્ધ અંતઃકરણ અને નિરોગી અવયવો ધરાવનાર ઇન્સાન મ્હોટામાં મ્હોટા શ્રીમંત ગણાય.

૨૮૦

જેને અંત નથી, એવી વસ્તુ આવશ્યકતા છે. આવશ્યકતા એ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો





મહાન રાક્ષસ છે. ગમે તેટલી સંપત્તિનેયે એ રાક્ષસ ઓહીંઆં કરી જવા સમર્થ છે. માટે તમારી આવશ્યકતાઓને શક્ય તેટલા પ્રમાણમાં ઓછી કરવાનો પ્રયત્ન કરો

જીવનમાં સહુથી પ્રથમ જે કાર્ય કરવાનું છે. તે એ છે, જે ભાગ્ય વિષે અંશમાત્ર પણ અફસોસ કરવો નહિ.

# ઘરની શોધ

(લેખકઃ-નિસાર સાહેબ)

" અમારી ચાલમાં એક ઓરડી ખાલી છે. તમે જુઓ અને પસંદ કરો. ભાડું પણ આપના ગજવાને પોષાય તેટલુંજ છે. માસિક ૭ રૂપીઆજ, તો ચાલોને હું તમારી સાથેજ આવું" કહેવાની સાથે તેણે બાજુની સાઇકલ રિપેરીંગની દુકાનવાળાને બૂમ મારી કહ્યું.- "રહેમુ ઓ રહેમુ જરા આપણી દુકાનનો ખ્યાલ રાખજે. હું જરા આ ભાઇને......"

"વાંધો નહિ" સામેથી સાઇકલવાળાએ ખાત્રી આપી અને અમે બેઉ ચાલી નીકળ્યા.

મ્હારો આ સલાહકારક મિત્ર એક વેપારી હતો. નાનો વેપારી, નાની સરખી એની દુકાનમાં આટા દાળથી લઇને બચ્ચાનાં ઝભલાં સુધીનો પરચુરણ સામાન હતો. ચાલમાં નાનું સરખું એનું ઘર હતું. એકજ માળનું. ગુસલખાનું; રસોડું, દિવાનખાનું, જાજરૂ જે કહો તે બધુંજ એમાં. જરાક જેટલી પરસાળ હતી જેમાં બકરીઓ ને મરઘાં ઉપરાંત ખાલી ખોખાં તથા ખલી ડબ્બાઓનો પણ નિવાસ હતો. એની બાજુમાં એના ઘરનાજ માપનું બીજું ઘર હતું. તેનો દરવાજો ખોલતાં તે બોલ્યો "જોઇ લ્યો આ ઘર, છે પસંદ?".

'આટલી કારાગૃહ જેવી ઓરડીનું ૭ રૂપીઆ કિરાયું?' વેપારીએ લુચ્ચું હસતાં જવાબ વાળ્યો કે "તો બીજુ શું?" અમે પણ ભરીએજ છીએને? લાઇટ પાણીનું મેળવતાં મહીને દસ થઇને ઉભા રહે છે. મહામુશ્કેલીએ મહીને ત્રીસ રૂપીઆ કમાઉં છું તેમાંથી દસ ભાડાના, પાંચેક ડૉક્ટર હકીમના અને બાકીના વધે તેમાં ગાડું ગબડાવવાનું.' તેણે આખોય વ્યવહાર ટૂંકમાં સમજાવી દીધો.

વેપારીની પીળી પચરક બૈરી વાંસડા પર ધોએલાં કપડાં ફેલાવવા નીકળી. એક છોકરૂં એનો કુરતો તાણી આઘેડતું હતું. બીજું ગોદમાં બેસી માંખોથી બણબણતું પતાસું ચાટી રહ્યું હતું ને ત્રીજું દુનિયામાં આવવાની વાર જોઇ રહ્યું હતું.

વેપારીએ દમથી ખાંસીને હાંફતાં મ્હને પૂછ્યું. "તો આ ઘર આપને પસંદ ના પડ્યું?"

"જગ્યા છે તો ઠીક. પણ અંધારૂં ઘણું કહેવાય" મેં ઉત્તર વાળ્યો

વેપારીની ખાંસીએ વધુ ઉપાડ કર્યો. અને તે અટકી અટકીને બોલવા લાગ્યો, "અંધારૂં હાં અં-ધા-રૂં! ૭ રૂપીઆના ભાડામાં એવું-જતો. અંધારૂં નહિ તો ઝગઝગાટ રોશની આટલામાં તો ક્યાંયે નહિ મળે."




તે એક ગલી હતી. સફાઈદાર સ્ટ્રીટ. ત્રણ માળનાં મકાન, બેઉ હારોનાં બારણાંવાળાં મકાનો રૂપાળાં હતાં. અને મકાનોવાળાં પણ સુઘડ હતાં. ઠેકઠેકાણે હાસ્ય, કિલકિલાટ અને કલ્લોલ. રેડીઓ, ગ્રામોફોન અને પિયાનાના મધુર અવાજો વાતાવરણમાં જીવ ભરી દેતાં હતા. એમા એક ઘર જોયું. મોરું ઘર લાલ સીમેન્ટની ફરસબંધીવાળુ, સારા પડોશીઓવાળુ. ભાડું હતું પંદર રૂપીઆ. સલાહ મળી કે માલિક બાજુની ગલીમા રહે છે. તેમને મળીને ચોખવટ કરી લ્યો

બાજુની ગલીમાં છેલ્લે ખુણે મકાન માલિક રહેતા હતા. સ્મીચ દબાવતા હાસ્ય વેરતા બહાર આવ્યા સલામ કરવા પહેલાંજ **'વઅલયકુમ સલામ'** સાથે હુકમ મળ્યો કે, "આપ જરા આ (આંગળીથી બતાવતાં) રૂમમાં બિરાજો. હમણાંજ હું હાજર થાઉં છું. બસ એક બે મિનિટમાંજ." હાથની ઘડી તરફ જોઈ "મારે પણ ઑફિસે જવાનું છે." કહેતાં તેઓ ચાલ્યા ગયા.

એ બીજા રૂમમાં સાંકડા જુની ઢબના સોફા પર મકાનની માલિકણ આડી પડેલી હતી મ્હને જોઈને જરા એ પંજાબામાં જીવ આવ્યો "માફ કરજો મ્હને જરા સળેખમ-શરદી છે એટલે વિવેક ન બતાવી શકું તો" સૂતાં સૂતાંજ કાશ્મીરી શાલને વધુ દબાવતા તે બોલી. જવાબમાં "વાંધો નહિ મ્હને પણ ઝુકામ જેવુ છે" કહી હું હસ્યો. જવાબમાં તે પણ હસી પડી. અમે બેઉ હસી રહ્યાં હતાં કે સાહેબ પધાર્યા. એમનું મોં હવે પહેલાં જેવું હાસ્ય વેરતું ન હતું.

"તે આપે મકાન જોઈ લીધું! સાહેબના અવાજમાં કુમળી કડકાશ હતી.

"જોયું અને પસંદ પડ્યું" મ્હારો જવાબ.

"ભાડું દર મહીને અગાઉથી ચુકવવું પડશે"

"એ તો વહેવાર વાત છે. આપ્યા પછી કંઇ આપવું છે?" - આવું હસવા જેવું બોલવું સાંભળીને પણ તે હસ્યા નહિ. ઉલટું ગંભીર થતાં તેમણે આગળ ચલાવ્યું કે-"તમે, મિસ્ટર પરણેલા છો કે? અવિનયની ક્ષમા; મારો કહેવાનો મુદ્દો એ છે કે આપ છડા એકલા તો નહિજ હોવ. આપની સાથે બૈરી પણ હશેજ અને બાળબચ્ચાં પણ હશેજ. જુઓને અહીંઆ સાહુકારીઆ વસ્તી છે." આ થોડાક શબ્દોમા તેમણે આંજના જીવનની પૂર્ણ દાસ્તાન કહી સંભળાવી.

બૈરી ઓહ બૈરી!

આ દેશમાં બૈરી વિનાના મરદની નતો મુક્તિ થઇ શકે છે, ન ભાડે ઘર મળી શકે છે. ગમે તેવી પણ અર્ધાંગી જોઇએજ. એક મરે તો બીજી કરો. બીજી જાય તો ત્રીજી, પણ સંસારના ગાડાની ધુંસરીની બીજી બાજુ ખાલી ન પડવા દો. **સોક્રેટીસ** મૂર્ખ એમજ બકતો ગયો, કે "સારી બૈરી મળે તો સુખી થવા અને નઠારી બૈરી મળે તો કવિ થવા સારૂ પરણવાની જરૂર છે" પણ એને ભાન નહોતું કે ભાડે ઘર મેળવવા સારૂ પણ બૈરી પરણવાની જરૂર છે.

મેં જવાબમાં ડોકું ધુણાવ્યું "ના."

સાહેબે અફસોસ અને દિલસોજી સાથે માથું ધુણાવતાં કહેવા માડ્યું કે "નારાજ ન થશો. આ વહુ દીકરીઓવાળો મહોલ્લો છે."

"આ સાંભળી સાહેબની વહુએ મોં ફેરવી




લીધું. હું રૂમમાંથી બહાર નીકળ્યો. દરવાજા આગળ એક જવાન છોકરી બગલમાં ચોપડાં દબાવી ઉભી હતી. મ્હને જોઇને એના મોં પર લાલી દોડી આવી. મ્હને સંભળાવતી હોય તેમ તે રૂઆબમાં મોટેથી હાંક મારવા લાગી "**ધનીઆ, એય ધનીઆ!** જલદી આવ. કોલેજ જવનું મોડું થાય છે." "આવ્યો બહેન" કહેતો નોકર હસને ચહેરે દાદરથી ઉતરી રહ્યો હતો. જવાન જોધ જેવો, અઢારેક વરસની વયનો, સુદોળ અવયવોવાળો ઉગતો યુવાન.

° ° °

અહિં નવાં મકાનો બંધાઇ રહ્યાં હતાં. ઘણાં ખરા ખાલી હતાં. રેતીના ઢગ પડેલા હતા અને તેની ઉપર સામસામે રેની ઉડાવી બાળકો મસ્તી કરી રહ્યાં હતાં. નાની નાની છોકરીઓ માથું ધુણાવતી ચીંચણીયાં ખેંચતી રેતીપર રમતી હતી. કોઇ કોઇ રેતીમાં ગુંલાંટો ખાઇ રહી હતી. "**ચના જોર ગરમ**" ગાતો ભૈયો બાળકો તરફ સૂચક નજર ફેંકતો જઇ હ્યો હતો. એ રેતીના ઢગલાથી થોડે દૂર એક મકાન પર બોર્ડ ટાંગેલું હતું:—

"**આ મકાન ભાડે આપવાનું છે.**"

દરવાજો ઉઘાડો હતો, નાની ખડકીજ તો. નીચા નમીને પેસતાં ખુલ્લું આંગણું હતું. એ આંગણામાં એક બાજુ પાણીના નળ તળે બેસીને એક આધેડ બાઇ નાહી રહી હતી. ચોખાની ગુણ જેવી જાડી, અને થીનળાના દાથવાળી રૂપાળી (!) મ્હારો કશોએ સંકોચ કે લિહાજ કર્યા વિના, દિલની વાત જાણતી હોય તેમ પૂછવા લાગી. "ઘર જોવા આવ્યા હશો?"

મેં મનમાં ને મનમાં કહ્યું. "ના આપનું સુંદર વદન નિહાળવા!"

"આપ જરા અહીંજ ઉભાં રહો. હું આમ આવી પહોંચ્યું છું."

સફેદ સાડી પહેરીને તે આવી. જેને જોતાં મારી કવિતખીઅત બોલી ઉઠી કે:—

"શ્વેત સાડીની સુંદરી બહુ રમ્ય શોભા આપતી"

"આ સવાનો રૂમ, આ બેઠક, આ રસોડું, પાણીયારૂં" આ વળી એક વધારાનો રૂમ". તે મકાનને બતાવવા લાગી, "રસોડું જરા સાફ નથી પણ કાલ સુધીમાં તો આમ (ચપટી વગાડીને) બીલકુલ ચાંદની જેવું સમજજો. ભાડું તો ભૈયા વીસ રૂપીઆ થશે. અને તે પણ અગાઉથી આપવાના. હાં! પહેલેથી ચોખવટ કરેલી સારી અને હાં સારા ભાડુતોનેજ ઘર આપીએ છીએ બીજે માળે એક ખાનસાહેબ રહે છે એમના ઘરવાળી અને દીકરીઓ, એમની તો વાતજ નોખી.



ને હાં. ત્રીજે માળે એક પ્રોફેસર સાહેબ અને એમનાં બાળબચ્ચાં."

મ્હારાથી ન રહેવાયું.

"અને ચોથે માળે?"

આવો સવાલ સાંભળી તે જરા ખમચાઈ. છતાં તે મારાથી જાય તેવી નહતી. તરત ગોકાને કહેવા લાગી.

"ચોથે માળે ધાબું છે હવા ખાવા સારૂં ઉનાળામાં સૂવા પણ ચાલે"

"હું!" મેં રસોડાની પાળને ટેકર લગાવતાં કહ્યું

"એ જરા સારૂ નથી પણ કાલ સુધીમાં તો આમ..." (ચપટી વગાડીને)

ફરીથી કંઈ રહી ગએલું યાદ આવતું હોય તેમ તે બોલી. "આપ પરણેલા તો છો ને?"

"ના" પરંતુ મારી સાથે મારી માસી, માસીની દીકરી અને એવા પણ દીકરીઓ છે."

"એહ તો તો સારૂ. પણ ભાડું અગાઉથી હોં કે"

"જુઓને એ તો આપણો વિશ્વાસ બેસે ત્યાં લગી. પછી તો વાંધો નૈ! ભઇ, આં કેટલાય મુઆ મને ઠગી ગયા છે એટલે આમ કરવું પડેસે. શું કરીએ યાર તેવા થઇએ તો ગામ વચ્ચે......"

"હાં બહેન હમણાં ગયે મહીને જ તમારા આઠ રૂપીઆ, આપ્યા સિવાય પેલા મહલાંજી પસાર..." આ ઓસનાગી સુરની એકાએક ક્યાંથી ફૂટી નીકળી હતી. ઠીકઠેળ ઠીક હતાં. પરંતુ મોઢું કંઇક ઉતરેલું, ઉદાસ ગમગીન આંખો મોટી છતાં ઉંડી ઉતરેલી, હોઠો પર સ્મિત: છતાં નિસ્તેજ ફીકું હસ. જાણે રંગ ઉડી ગએલી છબી. એ આખીય છબી જાણે મુકભાષામાં કહી રહી હતી કે "મ્હને શું લાભ? તેઓ તો આખો દિ' ઓફિસમાં અડી રહે છે અને હું હોઠો પર સુરખી લગાવી વંસણો ઉટકુ છું. સાંજે થાકયા હાર્યા ઘેર આવે છે અને બટકું ખાધું ન ખાધું ત્યાં કાગળીઆં ચીતરવા લાગી જાય છે. મ્હારી હોઠની રંગત જુએ છેજ કોણ? હાય! આ ઝિંદગી એના કરતાં તો મરવું ભલું. નરી વેઠ છે મારે ભાગ્યમાં."

"આ બહેન અમારી પાડોશણ છે. એમના એ પાવગઢા ઉસમાં કલાર્ક છે" પેલી જાડી બાઇએ નવી આવનાર ઓરતની ઓળખ આપતાં કહ્યું.

મેં કહ્યું–"છ. બહુ સારી વાત છે."

કલાર્કની બૈરીએ સાંભળીને ખૂશ થતાં મને પૂછયું. "આપ આ મકાન ભાડે રાખવાના છો? આપ..."




"જી. વિચારી તો રહ્યો છું. મ્હારી સાથે મ્હારી માસી હશે, માસીની દીકરી અને એની દીકરીઓ..."

"તો પછી વાંધા જેવું જ શું છે? અમે સૌ હળીમળીને રે'શું. આ તો ઘણી સારી શુકનવાળી જગ્યા છે. અં. તમારે જરાએ ફિકર નૈ" પેલી યુવતીએ કહ્યે જતી હતી.

હું ધીમે ધીમે બહાર જવા સારૂ બારણા તરફ સરકવા લાગ્યો. પેલી જવાન બૈરીની આંખોના અક્ષરો બોલતા હતા કે "કેટલું સારૂં થાય કે તમે આ ઘર રાખી લ્યો. મ્હારે તમારી સાથે સ્નેહગાઢ નથી બાંધવો. હું એને પસંદ પણ નથી કરતી. પરંતુ એમજ જરા તબીઅતથી તો રહેત. દિલ તો બહેલી જાત. તેઓ ઉગેથી આથમે સુધી ઓફિસમાં અડયા રહે છે. તમે કદી કદી જાળીઆમાંથી મ્હને ઝખી લેત અને મ્હારા હોઠની લાલી ઔર ખીલી ઉઠત: કેવું સારૂં થાય, હાય આ વાસી ફૂલ જેવું ચીમળાએલું જીવન!"

"હું કાલે જવાબ આપીશ," મેં કહ્યું.

"આવજો" બંને સ્ત્રીઓએ જવાબમાં કહ્યું.

o o o

ચોગાનમાં એક સીસમ જેવો મજુર લાકડાં ફાડી રહ્યો હતો. મને જતો જોઇને બંધ રાખી બોલ્યો.

"સલામ સા'બ"

"સલામ, કયાં રહેવું? મારવાડી છે?"

"ના સા'બ કાઠીઆવાડી છું. મ્હારૂં નામ કાળીઓ"

"કાળીઆ ઓ કાળા."

"જી સા'બ!"

"બૈરૂં છે?"

કાળીએ મંદ હસીને જવાબ વાળ્યો

"જી સા'બ" બૈરીનું નામ સાંભળતાં દરેક હિંદીનું માથું અભિમાનથી ઉંચું થાય છે તે પોતે ગુલામ છે તો શું થયું?

ઓછામાં ઓછું એનું પણ કોઇ ગુલામ છે ને? બૈરી, ગુલામ બૈરીનો આકા કાલુ કેમ ન ઇતરાય? એના કાવડા જેવા દાંત બહાર નીકળી રહ્યા હતા.

"છોકરાં પણ હશે જ તો"

"સા'બ એકજ છે, ન્હાનો આવડો શો." (હાથથી બતાવીને) કાલુ બોલ્યો.




"એમને પણ સાથે લાવેલો છું ?"

કાઠિઆવાડીનું હાસ્ય જાણે કોઈએ છુંદી નાખ્યું હોય, તેમ ધામેથી ડોકું ધૂણાવી કહેવા લાગ્યો, "સા'બ કંઇ કામ અપાવો હું લાકડાં ફાડી શકું છું ?"

"એક મણનું શું મળે છે ?"

"એક આનો"

એકજ આનો ? ફક્ત આનો એકજ. અડધા દિવસની સખત મહેનતની કમાણી! મારૂં દિમાગ ઉકળી જતું હતું.

"સાહેબ, લોકો તો એક આનામાં પણ હવે ના પાડે છે."

"કાલુ તું ઘેર પાછો ક્યારે જઇશ ?"

લકડ ફોડો જમીન પર બેસી ગયો અને ચલમ પીવા લાગ્યો, ચલમના ધુમાડાના આકારોમા તે પોતાનું ઘર જોઇ રહ્યો હતો.

હું આગળ વધ્યો. બિચારો કાલુ !

• ∘ •

ધાણીના બળદની માફક ફરીને હું ઘર ભાડે રાખ્યા વગરજ પાછો ફર્યો. ને હોટલમાં ઘુસ્યો. ભુંજાએલી પિયાજની વાસ આવી રહી હતી. એક ટેબલ પર જઇ હોટલના નોકરને પૂછ્યું, "ક્યા ખાના તૈયાર હવ ?" હાયરોટીથી શરૂ કરીને એક વામ જેટલું લાંબુ લીસ્ટ તે બોલી ગયો. બાજુના ટેબલ પર પાંચેઓ જેવા ચાર જવાનો બેઠા વાદ કરતા હતા. "ઇન્કિલાબ થવો જોઇએ ક્રાન્તિ. સમુદાયિક ક્રાન્તિઃ જુનું સૌ તૂટી ફૂટીને ભસ્મ થાય અને નવું જગત નવી રચનાથી વસાવાય."

મેં મનગમતો ઓર્ડર આપી દીધો આ બાજુથી એક હઝરત શાહ સહબ પધાર્યા. ટોપી અને અચકન પર બધે અરબીમાં ભર્યું ભર્યું ચિતરામણ પહેરેલા. દોઝખ, જન્નત, કહાણી કિસ્સા, ધૂળને રાખની પીંજણ ચલાવવા લાગ્યા. પેલા કોલેઝિયનમાંથી છોકરી જેવા લટકા કરતો એક કહી રહ્યો હતો કે "જૂનવાણીના ટુકડા કરીને જ જંપીશું. એના ચગરડા...." એવામાં મ્હારા મિત્ર ગ્યાસુદીન મળ્યા. પૂછવા લાગ્યા કેમ રાખી લીધું ઘર ?

"ના" મારે માટે તો આ મદરેસાની ઓરડી જ બસ છે"

(પૂર્ણ)

---

## જુદાં ધ્યેય

૧

મધુરાં ચંદ્ર! તારાં હાસ્ય જાગે,
તિમિરનાં આવરણ આ ભૂમિ ત્યાગે,
ધરા-સૌંદર્ય એ નવલું નિહાળી,
દીવાન તારલા નભથી
ભૂમિને ભેટવા ભાગે.

૨

નિશા સર્વત્ર કાલિમા પ્રસારે,
વિયોગે તેજના ભૂ અશ્રૂ સારે,
ભૂમિની વેદનાની વાત કે'વા,
વ્યથિત કો' તારલી નભથી
પધારે તેજને આરે.

'કિસ્મત'

## લાયન ટોનીક પીલ્સ [ રજીસ્ટર્ડ ]

અખંડ શક્તી માટે આ ગોળીઓ હેલામાં હેલી શોધ પ્રમાણે બનાવેલી છે, જેના સેવનથી ખાત્રી થશે. આ ગોળીઓ સુસ્તી, નામરદી, કમજોરી, ગમે તે કારણથી શરીર નબળું પડી ગયું હોય અને ઘણી દવાઓ વાપરી નિરાશ થએલાઓને આ ગોળીઓ વાપરવાથી સંતોષ થશે. વાપરનારાઓ તરફથી સંતોષ જાહેર થયો છે તેજ એના ઉત્તમ ગુણની સાબીતી છે. વાપરી ખાત્રી કરો. ૪૦ ગોળીની શીશીની કીંમત રૂપીઆ ચાર. ૨૦ ગોળીના રૂા. ૨

**જુવાની કાયમ રાખવા માટે ખાસ નીચેની પ્રખ્યાત અનુભવિક દવાઓ વાપરો.**

### હબ્બે જીરયાન બરગદવાલી

આ ગોળીઓ હમારા દવાખાનામાં ૪૫ વરસના અજમાવેલા ફકીરી નુસ્કા ઉપરથી જડી બુટ્ટીથી બને છે અને હજારો દર્દીઓને આરામ આપેલો છે. સ્વપ્નમાં ધાતુ જવી અને ધાતુનું પાતળું થવું તેમજ ખ્યાલ વખતે, સ્ત્રી સમાગમ વખતે, ધાતુનું જલદી નીકળી જવું અને તેથી શરીરમાં નબળાઇ થઇ ચહેરો ફીકો પડે છે અને બે-રોનક થઇ જાય છે અને થોડી મહેનતે થાકી જવું અને જીરયાનનો દર્દ થાય છે તે બધાને ફાયદો પુરેપુરો કરી ધાતુને પુષ્ટિ કરી શક્તિ આપે છે.

કીંમત—એક શીશી ૩૨ ગોળીઓના રૂા. ૨-૦-૦ અર્ધી શીશીના રૂા. ૧.

### તીલાએ ખાસ

નાનપણ અને જુવાનીની કુટેવોથી ખરાબ ચલણ તથા તેમજ વધારે મેળાપ તથા હાથ રસ (માસ્ટર બેશન)થી ગુપ્ત ભાગમાં વાંકપણ, પાતળાપણું, વાંકપણ તથા ટુંકાપણું થઈ ગયું હોય અથવા એકદમ નામરદાઇ આવી ગઇ હોય તેને માટે અકસીર અનુભવીક ગેરંટી સાથે હજારો દર્દીઓને અજમાવી જાહેર કરીએ છીએ દરેક મોસમમાં અને દરેક મીજાજમાં લગાડી શકાય છે. ૪૦ વરસ પછીની ઉમરવાલાને અકસીર ફાયદો આપે છે. તરત જ મરદાઇ લાવીને મરદાઇ શક્તિ આપવામાં અકસીર છે, નસોને મજબુત કરી તેમજ સખતાઇ અને પાવર લાવે છે. નવજવાની બક્ષે છે. કોઇ પણ જાતનું નુકસાન કરતું નથી.

વાપરવની રીત સાથે મળશે કીંમત શીશીના રૂ ૧૦)

—: હબ્બે મુમસીક :—

### નાઈટ પીલ્સ

જીંદગીની મજા લેવી હોય તો આ ગોળીઓ વાપરો. જેના લેવાથી બેજ કલાકમાં ધાતુનું રોકાણ અને એવી શક્તિ આપે છે કે જેથી તમો પોતેજ અજાયબ થશો અને વીર્યસ્થંભન કરે છે જેથી જીંદગીની અનહદ મોજ મળે છે. આ ગોળીઓ શરીરમાં નવુ ચેતન રેડે છે. આ ગોળીઓના સેવનથી કોઇપણ જાતનું નુકસાન થતુ નથી. **બાર ગોળીની શીશીના રૂા. ૩)**

અર્ધી શીશીનો રૂા. ૧॥ સ્પેશીયલ કસ્તુરીવાળી ગોળીનો રૂા. ૧) પાંચ ગોળીની શીશીના રૂા. ૫) પોસ્ટેજ જુદું, વી. પી. પર પુરતું ધ્યાન અપાય છે.

હિન્દ બહારના ઓર્ડરો પુરતી સંભાળથી મોકલવામાં આવે છે. બહારના એજન્ટોની જરૂર છે, પત્ર વહેવાર નીચેના સરનામે કરો.

વિગત માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો. વી. પી. ઉપર ધ્યાન અપાય છે. દરેક બીમારીનો ઇલાજ પત્ર વહેવારથી કરવામાં આવે છે, જવાબ માટે ટીકીટ બીડવી.

મળવાનું ઠેકાણું:-યુનાની ફાર્મસી (રજીસ્ટર્ડ)
ખાંડ બજાર-સુરત.
મુંબઇના સ્ટોકીસ્ટ અમરસી ખીમજીની કાં.
પ્રીન્સેસ સ્ટ્રીટ તથા બ્રાન્ચ
ઝકરીયા મસ્જીદ મુંબઇ.

અમદાવાદના એજન્ટઃ-એમ. એન. નાગલવાલા
ત્રણ દરવાજા-અમદાવાદ.
આફ્રીકાના એજન્ટઃ—
યુનીયન પ્રીન્ટીંગ વર્કસ
૬૧, વિકટોરીયા સ્ટ્રીટ-ડરબન નાતાલ.



# મેહફિલ





● સપાદક ●

તા ૨૨-૧૧-૪૧ને સોમવારની રળિયામણી રાત્રે જેતપુરમા **ધી મેમન યુથ લીગ** તરફથી એક ભવ્ય ગુજરાતી મુશાઈરો ધી અન્જુમન ઈસ્લામના વિશાળ બગાનમા જનાબ સુલતાન આદમજી પ્રો મુસ્લિમ મુનેટીનના પ્રમુખપદે યોજવમા આવ્યો હતો જેમા શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા બહાર ગામથી આવેના મેહમાનો તથા કવિઓ ખાસ ધ્યન ખેચતા હતા કાઠિયાવ'નો આ પ્રથમજ મુશાયરો હતો જેથી શ્રોતા અને સાકીઓમા અથાગ ઉત્સાહ હતો મુશાઈરા મટે બે પક્તિઓ મુકર્રર કરવામા આવી હતી બન્ને પક્તિઓ ઉપર ભવના યુક્ત ગઝલોનુ સર્જન થયુ હતુ જેમાથી કઈક કારવા'ના કાવ્યપ્રેમી વાચકો સમક્ષ પેશ કરીએ છીએ

**પ્રથમ પક્તિ – વસુ છુ વિશ્વમા પણ વિશ્વની મુજને ખબર કયા છે?**

૧

સિતમથી કોઇ પર ક્યા છે
સિતમ કોઇથી પર કયા છે
છતા પણ ધીર નિસરે
લગીરે દિલ જિગર કયા છે?
પ્રણય પ્રકાશથી તો
પ્રસરે છે રૂપનુ ગૌરવ
તમારૂ રૂપ જગમા નામવર
મારા વગર કયા છે?
ક્ષણિક જીવન કરૂ હુ કાગ,
સયોગોને વશ શાને
વસુ છુ વિશ્વમા પણ
વિશ્વની મુજને ખબર કયા છે?
મને કટકનુ ભાવિ ભાખવુ છે,
ગુલ સમાગમથી,
પરતુ અહ? ગુલશન પર,
દરે મારી નજર કયા છે?

'કલીમ ] [ધોરાજી

૨

મઝા કયા છે? ખુશી કયા છે?
એ દિલ કયા છે? જિગર ક્યા છે?
જીવનમા જીવવા જેવુ
જીવન તારા વગર ક્યા છે?
હવે એકજ છે મુજને
બેઉ માગો હોય કે પિંજર
હતા બેચાર 'પર' એ પણ
હવે બેચાર "પર" કયા છે?






સમજ પણ એજ છે મુજમાં,
નઝર પણ એજ છે કિન્તુ;
સમજ લાંબી સમજ ક્યાં છે?
નઝર લાંબી નઝર ક્યાં છે?
'ઘાયલ' ] [ પાનેલ

૩

સણ્યાં દુર્ગો મહત્તાના,
ભરી દિલમાં તમન્નાઓ,
ઉડું છું કલ્પનામાં,
કલ્પનાની પણ લહર ક્યાં છે?
જીવનમાં કર્મને સેવા,
ખરી છે દિવ્યતા "દિલખુશ;"
ભરી છે દિવ્યતા પણ દિવ્યની
ખુદને ખબર ક્યાં છે?
"દિલખુશ" ] [ જેતપુર

૪

હજી આતુર છે દિલડું,
હઝારો ઝખ્મ સેહવાને;
મર્યા છે તુજ થકી એમાં
તો એક કારગર ક્યાં છે?
બસેને દર્શ દેવા કાજ,
તડપાવે મને કિન્તુ;
નઝરથી દૂર વસનારા,
તુ મુજ અંતરથી પર ક્યાં છે?
મઝા સૈયાદ લેવા દે તું,
બુલબુલને ચમન કરી;
અણી ઉપર છે પુષ્પો ખીલવાને,
પાનખર ક્યાં છે!
'બિસ્મિલ' ] [ ધોરાજી.

૫

ખલીલી પ્રેમ, અલીનું દિલ,
ઉમર સમ વીર નર ક્યાં છે!
ખરૂં કહું છું કે આજે,
વિશ્વમાં એવા અસર ક્યાં છે?
નથી ઉત્સાહ, ઉમંગ આશા,
નથી કંઇ લાગણી દિલમાં;
દિસે છે તો યુવાનો પણ,
યુવાનીની અસર ક્યાં છે!
હજી તે નૂર છે,
તે નૂર ઉપર નૂર છે વ્યાપક;
છતાં મૂસા સમું હો દિવ્ય દિલ,
નિર્મળ નઝર ક્યાં છે?
નિરાશા દૂર ભાગે તુજથી
કાયરતા ડરે નિશદિન;
લગાવે આગ પાણીમાં,
જીવનમાં એ અસર ક્યાં છે?
"મઝલૂમ" ] [ જેતપુર

૬

સિતમનો તારા એ સૈયાદ,
લેશે ખુદ ખુદા બદલો;
કરી દઉં ખાક તુજને આહમાં
એવી અસર ક્યાં છે!
જશે આ તારલા તૂટી,
ને રડશે ચંદ્ર આકાશે;
હજી મુજ ઉર જ્વાળાની,
કંઈ એને ખબર ક્યાં છે?
બને જે માર્ગદર્શક જીવ તું,
એવું જીવન જગમાં;
ખિઝર પણ શોધતો આવે,
કહે મારો ખિઝર ક્યાં છે?
"શૌકીન"] [ જેતપુર

૭

રહું છું મીમ દિલ થઇને,
મહબ્બતમાં સદા તારી;
છતાં પાષાણ દિલમાં તારા,
કંઇ એની અસર ક્યાં છે!
નઝરનાં કંઇક તીરોથી,
હૃદયને વિંધવાં દીધું;
છતાં એ બેવફા પર,
મુજ વફાઓની અસર ક્યાં છે!
"હમદમ" ] [ જેતપુર




બીજી પંક્તિઃ—"પુષ્પની ઉદ્યાનમાં કીમત નથી."

૧

સત્ય કોઈ કેમ આ કહેતું નથી?
લીડરોની કૌમમાં ઇઝ્ઝત નથી!
'હાજીહા' મોઢાની કરવી હરઘડી,
યુવકો એ વાતમાં સંમત નથી.
બાગળાં! હું શું કહું 'દિલખુશ' નથી;
પુષ્પ વિણ ઉદ્યાનની કીમત નથી.

'દિલખુશ'] [જેતપુર

૨

કર મહીં કાતિલના ખંજર છતાં;
શું કરે ઘા! ચાલતી હિંમત નથી?
હાલ બીમારનો જાણીને કહ્યું;
મુજને 'બિસ્મિલ' થી કંઇ નિસ્બત નથી!

"બિસ્મિલ"] [ધોરાજી

૩

આપ ગર ચાહો તો છું હું લાખનો;
આપ ગર માનો તો કંઇ કીમત નથી.
શબ્દે શબ્દે કેમ છો ચમકી રહ્યાં,
પ્રેમ ભેદો છે કંઇ દેહશત નથી.
એક નજર નાંખી અને ચાલી ગયાં;
ત્યારથી દિલમા કોઇ હસરત નથી.

"મઝલૂમ"] [જેતપુર

૪

દિલમાં દાગોની કંઇ લઝ્ઝત નથી.
પુષ્પની ઉદ્યાનમાં કીંમત નથી.
છે સદા મમ દષ્ટિમાં તે ઉચ્ચતર;
જેના દિલમા મારી કૈં ઇજ્ઝત નથી.
શું કરે એ તોલ ગારા બોલનો;
જેને નિજના બોલની કીમત નથી;
આરઝુ એમાં ભલે મુર્દા પડી,
કિન્તુ મારૂં દિલ છે દિલ તુર્બત નથી.

"શૌકીન"] [જેતપુર

૫

દિલના ટુકડા કંઇ અધુરી આશ છે;
મૂર્ખ! કંઇ એ ખાકની તુર્બત નથી?
કોઇની વરમાળમાં એ શોભશે;
પુષ્પની ઉદ્યાનમાં કીંમત નથી.

"સાગર"] [જેતપુર

૬

કિર્તીને ધન સંપતિ હોવા છતાં
છે નિરાશા એજ કે હિંમત નથી.

"મુન્શી"] [જેતપુર

૭

તુ બધે બધ કાલ પૂજાતો હતો;
આજ તારી શાને કંઇ ઇજ્જત નથી?
શર્મ આવે છે યુવક કે'તાં તને;
દિલ નથી કંઈ ભાવના ઉન્નત નથી!

"વલીમોહમદ"] [જેતપુર

૮

નિત નવા ઝગડા નવી છે આફતો;
એક દિવસના આ કંઇ હુર્જત નથી?
સત્ય છે કે રંગ ને ખુશ્બૂ વિના;
પુષ્પની ઉદ્યાનમાં કીમત નથી.

'અલીમોહમદ'] [જેતપુર

૯

જીવશે કેવી રીતે એ જિંદગી;
જિંદગીની જેહને કીંમત નથી.
છે ખુદા મારો મને શાની ફીકર!
કોઇના "હમદમ" મને દેહશત નથી.

"હમદમ"] [જેતપુર

૧૦

દર્દ મ્હારૂં કોઇને જઇ શું કહું?
દર્દની દુનિયામા જ્યાં કીંમત નથી!
કબ્ર મારી એક દિન શોભાવશે;
પુષ્પની ઉદ્યાનમા કીંમત નથી.

"ઐયાશ"] [જેતપુર

૧૧

ધન નથી પણ બાળકો તો બાર છે;
કોણ કે' છે ઘરમાં મુજ બરકત નથી?
સિંહ સાથે બીડવાની કલ્પના!
જેને પાદર પહોંચવા હિંમત નથી!

"અબૂ"] [જેતપુર

# બે બાળકો

અનુવાદક : હાશિમ મુહમ્મદ ટીમોલ

બન્ને બાળકો એક જ ટાઇમે જન્મ્યાં, પરંતુ એકને આરામથી પારણામાં પોઢવાનું મળ્યું ત્યારે બીજાને ફાટેલાં ચીંથડાંઓમાં આળોટવાનું !

એકના મધુર હાલરડાં ગવાતાં ત્યારે બીજાને "મુઆ મરને હવે" સાથે ટાપલીઓ પડતી આમ છતાં બેઉ બાળકો પગ માંડતાં શીખ્યાં ધનિક માબાપોના લાડલા બાળકની સાથે રમવાને માટે-રમાડવાને માટે-એક સદયરની જરૂર પડી એ માન પેલા ગરીબ બાળકને મળ્યું. ગરીબ માબાપો ફૂલ્યાં ન સમાયાં. એમણે માન્યું કે, "ઠીક છે. એ બહાને બે ત્રણ રૂપીઆ હાથમાં આવશે. અને એ બે ત્રણ રૂપીઆ ઘણા કામો કાઢશે"

જ્યારે બચ્ચુભાઇ દૂધમાં બિસ્કટ બોળી બોળીને ગલોફામાં ભરતા ત્યારે તે એમની માખો ઉડાડતો. બચ્ચુભાઇને ઘોડેસવારીનું મન થતું તો એ ફીકલો એમનો ઘોડો બનતો. જ્યારે તે ગરીબ બચ્ચુભાઇને પીઠ પર બેસાડી કૂદાવતો તો બચ્ચુભાઇ આનંદથી ખિલખીલાટ મચાવતા. અને બૂમો પાડી પાડી કહેતા કે, "ચા...લી. મા...લો. ઘો...ડો. ઘો...ડો."

મા કહેતી "હાં બેટા ખાસ અરબી ઘોડો છે."

અને કદી તે ગરીબ બિચારો લોથ થઇને પડી જતો તો એના પર લાતો, લપ્પડો અને બચ્ચુભાઇની રૂમાલની બનાવેલી ચાબૂક પડતી.

"હરામીએ મ્હારા લાલને ફેંકી દીધો."

"સુવ્વર, ફૂલ જેવા બાળકને પણ ઉંચકી નથી શકતો."

"કામચોર, ખાવાનું તો બે દાઢીઆળા જેટલું ઠોંચે છે !"

કદી કદી આ કસૂર બદલ તેને લાંઘણો પણ ખેંચવી પડતી.

આ તમામ ઘરપરની સેવાઓ ઉપરાંત બચ્ચુભાઇ જ્યારે નિશાળે જતા ત્યારે તે એમનું દફતર લઇ પાછળ પાછળ ચાલતો. ખડીઆમાંથી મરેલી માખો કાઢી આપતો. સ્લેટ કોયલાથી સાફ કરી આપતો. બચ્ચુભાઈ ચંપલ કાઢી દોટ મૂકતા તો હાથમાં ચંપલ પકડી તે પણ સાથે સાથે દોડતો.

માસ્તર સાહેબ ભણાવતા ને પેલો ગરીબ ધ્યાનથી સાંભળતો. ઘણાએ પાઠો દિમાગમાં ઠોકાઇ ગયા હતા. "બિલાડી," "તોતો" બાળપોથી તો તે મોઢે બોલી જતો.

પાંચ તરી પંદર, મુંબઇ, હિંદુસ્તાનનું મોટું બંદર છે. મોટી નદી નર્મદા. એક દિવસે બચ્ચુભાઇના કાન અમળાઈ રહ્યા હતા; છતાં તેઓ ન બતાવી શક્યા કે, ગુજરાતનો મ્હોટો પહાડ કયો? ફીકલાને સાંભળેલું યાદ આવ્યું. ઘણુંએ રોકી રાખ્યુ છતાં તેનાથી બોલાં જવાયું કે, "આબુ" માસ્તરે એના તરફ ખાઇ જવાની નજરે જોયું અને સાથે બચ્ચુભાઇને શરમાવ્યો કે, "ગધેડા ! આને અભણને પણ યાદ છે, જ્યાં તું તો ગબ્બીજ રહ્યો." બચ્ચુભાઇએ પોતાનો ગુસ્સો બધોય ફીકલા પર ઠાલવ્યો, ઘેર જઇ માને ચાડી ખાધી અને ફીકલાને ધપ્પા ખવડાવ્યા



અને ભૂખ્યો રખાવ્યો.

રાત્રે તે ભૂખ્યોજ સૂતો. અડધી રાત્રે ભૂખથી આંખ ઉઘડી ગઇ. રસોડામાં મૂકેલું ખાવાનું તેને સાંભર્યું. તે દબાએલા પગે રસોડા તરફ વળ્યો. હજી દરવાજો ખોલતોજ હતો કે, બબરચીની આંખ ખૂલી ગઇ, જેણે તેને તેજ વખતે બે ચોટી કાઢી.

"લે, નાલાયક ચોરી કરવા લાગ્યો. સવાર થવા દે, ત્હારી વલે કરાવું છું." શેઠાણીના ભયે તે રાત્રે ઉંઘી શક્યો નહિં અને સવાર થતા તો તે કંઇક સરકી ગયો.

સૂરજ ઉગતાંજ એની શોધ શરૂ થઇઃ "કયાં ગયો? કેમ ગયો? જુઓ જુઓ કંઇ ઘેર તો નથી પહોંચ્યો? વાસણો માંજવાના પડયા છે. બચ્ચુભાઇને નિશાળે જવુ છે ને પીટ્યો ક્યાં ગેબ થયો?"

ગરીબ માબાપો આ બનાવને પણ આસમાની સુલતાની લેખી નસીબને ગાળો ભાંડતાં રડી કરી ચૂપ રહ્યાં!

બેએક દિવસ પછી ફીકલાની મા ગયા મહીનાનો પગાર લેવા શેઠાણી પાસે પહોંચી.

"કયા મોઢે પગાર લેવા દોડી આવ્યાં મ્હારી બાઇ! બેટા હીરાની વીંટી લઇ છુપાયો છે એને કંઇ નથી કહેવાતું?"

દુઃખીયારી મા કાંપી ઉઠી. "હીરાની વીંટી!"

તે ચપળ હતો પરંતુ એના ભણતર કે પોષણ માટે સમાજે કે, રાજ્યે કોઇ બંદોબસ્ત ન કર્યો. કોઇ વ્યવસ્થિત માર્ગ એના માટે ન હતો. જોઇએ હવે તે પોતે પોતાનો માટે કેવો માર્ગ શોધી કાઢે છે. ધસતા પૂરને માટે જો કોઇ રસ્તો ન મળે તો, તે પાળો અને બંધનો તોડીને વહી નીકળે છે.

એના માબાપ આંખો ચોળીને રહી ગયા. સમાજને પોતાના ખાસ નિયંત કરેલા જીવનમાંથી ઝાઝાની હમદર્દી બતાવવાની ફુરસત ન હતી. બચ્ચુભાઇના ઘરવાળાં થોડીક ચીખ-પુકાર પછી પોત પોતાના કામે વળગી ગયાં.

બચ્ચુભાઇએ એમ. એ. નો સમુદ્ર ઓળંગી નાખ્યો. આઇ. સી. એસ. માં બે વાર ફેઇલ થયા પછી ત્રીજી વાર પાસ થઇજ ગયા. વિલાયત ગયા. ખુબસૂરત શહેરો જોયાં અને ખૂબસૂરત શહેરવાળી પણ જોઇ. નાચરંગની મેહફિલોમાં ભળ્યા. ખૂબ કમાયા, ખૂબ ખાધુપીધું, નાચ્યા કૂદ્યા અને સત્તાધિશ કોમમાં રહીને સત્તાધિશ બની પાછા ફર્યા.

એમની સ્હામે રોજ ફર્યાદીના રૂપમાં હાજર થનારાઓમાં કેટલાક ગુન્હેગાર જાતિના લોકો પણ હતા, તો કેટલાક લેણદારો અને વ્યાજખોરોના બોજથી પીસાઇ ગએલા માળખાં પણ હતા. જમીનદારોની જોહુકમીમાં ભીંસાતા ખેડુતો પણ હતા, અને કસુરવાર સિપાઇઓ પણ હતા. તે ગુન્હેગાર જાતિના સ્વભાવની, દેણદારો અને ખેડૂતોની લાચારીની, રાજદ્વારી આરોપીઓના રાષ્ટ્ર ઝનુસની પરવા કર્યા સિવાય લાગુ પડતી કલમના આધારે છ મહીના વરસ, બે વરસ, અને ત્રણ ત્રણ વરસની કે એનાથી પણ વધુની સજાનો ચુકાદો આપતો રહેતો. મહાભાગ્યશાળી હોય તેજ આ કાનૂની સાણસામાંથી બચી નીકળતો.

પંચમહાલ જિલ્લામાં એમની બદલી થયાને થોડાક દિવસો જ થયા હતા કે, આખું ગુજરાત ચોરી લુંટમાર અને ધાડના બનાવે થી ત્રાસી ઉઠ્યું. ઘણી દોડધામ પછી ડાકૂનો આગેવાન પકડાયો. આરોપીને અદાલતમાં હાજર કરવામાં આવ્યો. મેજિસ્ટ્રેટની સ્હામે ડાકૂઓનો સરદાર દાભલો કઠેરામાં ઉભો હતો.

આ બન્ને બાળકો સાથેજ જન્મ્યા હતા.

એક થયો મેજીસ્ટ્રેટ. એક બન્યો મહાન ડાકૂ

# મોસ્કો

અનુવાદકઃ-ઈમામુદ્દીન દરગાહવાલા

રશિયાનું ગઇ કાલનું પાટનગર મોસ્કો, પ્રાંતમાં મોસ્કવા નદીના બન્ને કિનારા પર વસેલું છે. ૧૯૩૫માં તેની વસ્તી ૩૫,૭૦,૦૦૦ ની હતી. આ શહેરને રાજકુમાર રોસ્ટોવ જ્યોર્જ ડોલગરૂકીએ ઈ. સ. ૧૧૫૬માં વસાવ્યું હતું. તે વેળા તેની બધીજ ઇમારતો લાકડાની હતી, અને એ તે ગિરિમાળા ઉપર વસેલું હતું, જ્યાં આજે ક્રેમલીન આબાદ છે.

નગરની વર્તમાન સીમા ઉપર તે વખતે એક મોટું જંગલ હતું. એ જંગલને સાફ કરી શહેર વસાવવામાં આવ્યું હતું. મોસ્કોની સૌથી પ્રાચીન ઇમારત તેનું એક દેવળ છે; જે શહેરની મધ્યમાં આવેલું છે, અને એ પ્રાચીન-યુગની એક યાદગાર છે. આ શહેર, પ્રારંભિક કાચા મર્ગો દ્વારા-કીવ-અને-નોવા-ગ્રાડ સાથે અને નદીના માર્ગે વોલ્ગાની જોડે સંકળાયેલું છે. તાતારી આક્રમણોના કારણે એનો વેપાર છેક મધ્ય-એશિયા પર્યંત પ્રસરી જવા પામ્યો અને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના અંતમાં યુક્રેનમાં લોહ-માર્ગોની સુલભતા અને ઔદ્યોગિક-પ્રગતિએ એ વિરતારોને મોસ્કોની જોડે મેળવી દીધાં. આમ આધુનિક-યુગનું મોસ્કો, હુન્નર, વેપાર અને સંસ્કૃતિના મહાન કેન્દ્ર - સમાન ગણાય છે. રશિયાના એકંદર વેપારનો સાતમો ભાગ આ શહેરમાં થઇને જ પસાર થાય છે, અને અહીંથી અગિયાર લોહ-માર્ગો રશિયાના ભિન્ન-ભિન્ન ભાગો ખાતે જાય છે. આ રીતે રશિયાનું ગઇ કાલનું પાટનગર, રશિયન-સામ્રાજ્યના દરેક અગત્યના સ્થળો જોડે સંકળાએલું છે.

મોસ્કોમાં વિશેષતઃ કાપડની મીલો, ધાતુ-ઓનું કામ અને ખાદ્ય-પદાર્થો વિગેરેની તૈયારી થાય છે. મોસ્કોમાં ૭૯૪ કારખાના અને ૧૬૪૦૭ વેપારી પેઢીઓ આવેલી છે, અને ૧૯૨૪થી વિજળીની વિપુલતાના કારણે અસંખ્ય સરળતાઓ ઉપલબ્ધ થઇ જવા પામી છે. આધુનિક ઔદ્યોગોમાં કાચ-કામ અને ખેતી-વાડીને લગતા સામાન, ક્રોમ (ચામડું) ઘડિયાળોના કાચ અને ઓટોમોબાઇલ્સ વિગેરે શામેલ છે. ટ્રામ અને બસનો પણ ઘણોજ ઉતમ પ્રબંધ છે, અને કેટલીક રેલ્વે પણ વિજળિક-બળ દ્વારા ચાલે છે.

એની વસ્તીમાં ૧૯૧૭ની ક્રાન્તિ પછી અસાધારણ વધારો થયો છે. ૧૯૨૩માં સેંકડે કેવળ આઠ ટકા વસ્તી પાસે એક અથવા એકથી વધારે ઓરડા હતા. સેંકડે ચોપન ટકા વસ્તી એવી હતી, જેના એક ઓરડામાં બે શખ્સો રહેતા હતા. સેંકડે એકત્રીસ ટકા વસ્તી એવી હતી, કે એક ઓરડામાં પાંચ શખ્સો રહેતા હતા; અને સેંકડે ચાર ટકા વસ્તી એવી હતી, કે જેમાંના આઠ શખ્સો એકજ ઓરડામાં વસવાને માટે લાચાર હતા. એવી ગીચ વસ્તી હોવા છતાં સ્વાસ્થ્ય-રક્ષક સુપ્રબંધોના કારણે મોસ્કોનું મરણ પ્રમાણ બહુજ ઓછું છે. નગરમાં દરેક પ્રકારની ઇમારતો અસ્તિત્વમાં છે, અને કેટલીક તો



એવી છે કે તેમાં નખ-શિખ પૂર્વની શાન દષ્ટિએ પડે છે. મોસ્કોની એક ઇમારત ઉપર "ધર્મ સ્નુઅના માટે અલ્લાહનો હુકમ રાખે છે" એવા શબ્દો અંકિત છે.

ક્રેમલીન, શહેરની મધ્યમાં એક શાહી-કિલ્લાનું સ્થાન ધરાવે છે. તેની બુલન્દ દીવાલોમાં તોપો ગોઠવવાની જગા મોજૂદ છે, અને તેના પાંચ દરવાજા છે. તેના મિનારા ઉપર એક મોટો ઘંટ લટકાવવામાં આવેલો છે, જે ખાસ પ્રસંગે વાગે છે. દરેક દરવાજા ઉપર એક પુલ આવેલો છે, જેને ઉઠાવી લેવામાં આવે તો ક્રેમલીન એક અભેદ કિલ્લાના રૂપમાં ફેરવાઇ જાય છે. એની દીવાલોએ હજારો ક્રાન્તિઓ જોઇ છે, અને તે અસંખ્ય વાર ફરીથી ચણાવવામાં આવેલી છે. પિટરના રાજ્યકાળમાં મોસ્કોના બદલે સેન્ટ પિટર્સબર્ગ (લેનિનગ્રેડ)ને રશિયાની રાજધાની બનાવવામાં આવી, ત્યારે ક્રેમલીન અને તેના અંદરની મધ્યકાળની યાદગીરીઓ વેરાન થઇ ગઇ હતી. આજે એક કમાન્ડરની આજ્ઞા વગર ક્રેમલીનમાં દાખલ થવાનું અશક્ય છે એમાં રાજ્યના કર્મચારીઓના મકાનો આવેલાં છે, અને સોવિયેટ-યુનિયનના પ્રમુખ પ્રતિનિધિઓની બેઠકો ક્રેમલીનની સરકારી ઇમારતમાંજ મળે છે. એ ઇમારતની સમીપજ તે પાંચ બોલ્શેવીકોની કબરો આવેલી છે, જેમણે ૧૯૧૭ના ઇન્કિલાબમાં પોતાના પ્રાણોની આહુતિઓ આપી હતી. કબ્રસ્તાનની સામેજ લેનિનનો મકબરો છે. ક્રેમલીનની પૂર્વ દિશામાં જૂની ઇતિહાસિક ઇમારતો ઉભેલી છે, અને ભિન્ન ભિન્ન દેશોની સ્થાપત્ય-કળાને રજૂ કરે છે. તેમાંથી કેટલીકમાં રશિયાના શાહી ખાનદાનના સભ્યોની કબરો મોજૂદ છે.

પ્રાચીન-કાળમાં ક્રેમલિન રશિયન-સામ્રાજ્યના અમીરોના વસવાટનું સ્થાન હતું. તેની પૂર્વ બાજુએ 'કટાઇગોર્દ' આવેલું છે. એ વેપારીઓનું રહેઠાણ છે. એની ફરતે એક દીવાલ આવેલી છે, જે ઇ. સ. ૧૫૩૪માં બનાવવામાં આવી હતી, મોસ્કોમાં ક્રેમલીન પછી એનેજ 'ઇતિહાસિક' સ્થાન પ્રાપ્ત છે. 'કટાઇ' તાર્તારીસ ભાષાનો શબ્દ છે, જેનો અર્થ કિલ્લો થાય છે અને માલૂમ પડે છે કે એ તાતાર યુગની યાદગાર છે. ૧૯૧૭ની ક્રાન્તિ પછી કેટલીક સરકારી-કચેરીઓ એમાં આવી હતી. એના ચાર પંચમાંશ ભાગમાં સરકારી-કચેરીઓ મોજૂદ છે, અને બાકીના ભાગમાં સામાન્ય જનતા રહે છે. એ ઇમારતની પાસેજ એક બીજી ઇતિહાસિક ઇમારત

---




રેડ સ્કવેરના નામથી વિખ્યાત છે. જે પણ અસંખ્ય ક્રાન્તિઓ જોઇ ચૂકેલી છે

મોસ્કોમાં અસંખ્ય સંગ્રહસ્થાનો છે, તે પૈકી સ્ટીટ-ટ્રીટી-કોવ બહુજ મશહૂર છે. ૧૯૧૮ની સાલમાં એને નવેસરથી વ્યવસ્થિત કરવામાં આવ્યું હતું એટલું જ નહીં મોસ્કોમાં લલિત-કલાના અઢાર થિયેટરો પણ આવેલાં છે. શિક્ષણીય સંસ્થાઓમાં મોસ્કો વિશ્વ-વિદ્યાલય, પૂર્વીય વિદ્યાઓની એકેડેમી, લલિત-કલાની એકેડેમી, ઔદ્યોગિક મહા-વિદ્યાલય, અને એ સિવાય બીજાય કેટલીક તાલીમી પ્રયોગશાળાઓ મોજૂદ છે.

આ નગર બારમી સદીમાં અસ્તિત્વમાં આવ્યું અને ૧૨૩૭ તેમજ ૧૨૯૭ની સાલોમાં તાતારી હુમલાઓએ એનો નાશ કર્યો. ૧૩૦૦ની સાલમાં ક્રેમલીનની ફરતે માટી અને લાકડાની એક ભીંત બનાવવામાં આવી. પંદરમી સદીમાં આ શહેરને રાજકીય દરજ્જો પ્રાપ્ત થઇ જવા પામ્યો હતો અને તેની જોડે આજુબાજુના અનેક પ્રાન્તો શામિલ થઈ ગયા હતા.

## "દિલથી અસ્તગફાર કર"

ઉલટો ગ્રહણ રસ્તો કરી, ખુદને નહિ લાચાર કર,
રીપુ બની નિજ દેહની, નિજ દેહ પર ના, વાર કર,
ક્ષેમ સંપાદન નથી થાતું, દુરાચારે કદી,
ના બે ઘડીના સુખ કાજે, તું દુઃખી સંસાર કર.
નિદાન આવે એજ, શારીરિક થાશે વેદના,
તું અગર નાદાન થઈ, સ્પર્શનો અંગાર કર.
ભાવ કર આદર્શ પૈદા, તું નિરંતર દિલ મહીં,
હાની કરે સંસ્કારને, તે જંતુનો સંહાર કર.
જીંદગી ને જીંદગી સમ, જીવવા ઉત્પન્ન થયો,
તો કાં પછી તું અન્યથા, પંથે જઇ વિહાર કર.
છે અગર કીંચિત ચિન્તા, સ્વંય સુધરવા કાજ તો,
છો ને, વિઘ્નો લાખ આવે, લેશ નવ દરકાર કર,
થા સંયમ "મુજરિમ" મર્યાદા, નથી તુજ પાપની,
આજ ત્હારા પાપની તું દિલથી અસ્તગફાર કર.

એ. જી. "મુજરિમ" (મિનજાન, બર્મી)




સૂરસ લગી કે નોવોગ્રાડ અને એસ્ટ્રોર્વના જોડાણ સાથેજ કાઝાન અને અસ્તરાખાનને પણ કબ્જે કરી લેવામાં આવ્યા હતાં ૧૫૪૭માં એક જંગી આગે આ શહેરનાં વિશેષતઃ ભાગને બાળીને ભસ્મીભૂત કરી નાંખ્યું હતું, અને ૧૫૭૧ની સાલમાં એક તાતારી હુમલા-ખોરે મોસ્કો ઉપર હુમલો કરી ક્રેમલીનની કોરેમોરેના તમામ નગરને બાળી નાખ્યું હતું. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે આ નગરની વીસ લાખની વસ્તીમાંથી માત્ર ત્રીસ હજાર શખ્સોજ જીવતા બચ્યા હતા. ૧૫૯૧માં ક્રિમીયાને તાતારીઓએ એના ઉપર પૂનઃ આક્રમણ કરી આગ લગાડી દીધી હતી આ પ્રકારના અગણિત ઇન્કિલાબોના અંતે પિટરે ૧૭૦૩ની સાલમાં મોસ્કોને સ્થળે લેલિનગ્રેડને રશિયાની રાજધાની બનાવી હતી.

૧૮૧૨માં નેપોલિયનના આક્રમણે કયામત બરપા કરી દીધી, રશિયન સૈન્યે મોસ્કો ખાલી કરી દીધું અને તા ૧૪મી સપ્ટેમ્બર ૧૮૧૨ના દિને ફ્રેન્ચ લશ્કરે ક્રિમીયા ઉપર કબ્જો કરી લીધો. એ રાતે નગરવાસીઓની નિષ્કાળજીના કારણે મોસ્કોને આગ લાગી, અને તેના બજારો-દુકાનો બળીને ખાક થઇ ગયાં, બાકીના શહેરોને બન્ને ફ્રેન્ચોએ મળી લૂંટી લીધું. શહેરને ખાલી મૂકવાના બનાવથી કિસાનો ફ્રેન્ચોની વિરૂદ્ધ બંડ કરવાને માટે તૈયાર થઇ ગયાં. ખાધ-ખોરાકીની અછત, વેરાન નગરમાં શિયાળાની ઋતુની જરસદતા અને કોસેકો તેમજ કિસાનોના કદમે કદમેના હુમલાઓએ નેપોલિયનને લાચાર બનાવી દીધો અને તે ૧૯મી અક્ટોબર ૧૮૧૨ના રોજ મોસ્કો છોડી જવાને વિવશ બની ગયો. થોડાક વર્ષોની આ અસ્તવ્યસ્તતાના અંતે મોસ્કો ફરી વાર ઉભું થયું.

એના પશ્ચાત પણ મોસ્કોએ પૂનઃ કેટલીય ક્રાન્તિઓના અખતરા કર્યા. અંતિમ ઇન્કિલાબ ૧૯૧૭થી ૧૯૨૦ સુધી રહ્યો. એ દરમ્યાન મોસ્કોની વીસ લાખની વસ્તી, ત્રણ વર્ષના ગાળામાં ઘટીને ફક્ત આઠ લાખ ઉપર આવી જવા પામી હતી. અંતે હળવે હળવે પરિસ્થિતિ સુધરતી ગઇ. ૧૯૨૩માં વિજળીની વ્યવસ્થા થઈ, ધીમે ધીમે કારખાના અને મીલો ઉભી થઇ અને વસ્તીમાં પણ ઉત્તરોત્તર વધારો થતો ગયો. વર્તમાન સામ્યવાદી-સરકારના સમયમાં મોસ્કોએ બહુજ ઉન્નતિ કરી છે પરંતુ પરિસ્થિતિ દર્શાવે છે, કે આ પ્રગતિનો યુગ પણ હવે ખતમ થઇ ચૂક્યો છે.



### 'ચલા જા'

હૈ લચનંત સરાસર તેરી ફિર્કહબન્દી,
તૂ આપસકે ઝગડે મિટાતા ચલા જા.
જફાકશ નહીં ગર મુસલમાં તો ઇન્કિ;
મશફફતકી રગબત દિલાતા ચલા જા.
નહીં કારે મુસ્લિમ ગંદાઇકા પેશહ;
ઇસે કુછ તો ગૈરત દિલાતા ચલા જા.
"ગાફિલ" ] [ જુનાગઢ



# ખુ • દા • ને



૧

કદી સલ્વાજો જોયો છે કદી તો આદમાકી છે
તમાશા વિશ્વના જોયાથી મારી આંખ થાકી છે
નથી જોવા હવે હિસાબ હું તો તુજને વિનવું છું
જમા ઉધાર બાકી છે દયા પણ તારી બાકી છે.

૨

બધો વહેવાર મેં કીધો બધું ઉધાર રાખીને
મને શ્રદ્ધા હતી તુજમાં દિલે ખુબ પ્યાર રાખીને
ફરી તું ક્યાંથી મારો તમાશો ગાને નિરખે છે।
અભાગી લે, હવે બસ કર જરા વિચાર રાખીને

૩

તેં જન્માવ્યા, અમે જન્મ્યા ખતા એમાં કરી કોણે?
તું દાતા છે અમે ગુરબા મઝા એમાં કરી કોણે?
નથી હક પૂછવાનો પણ રજા લઈ એટલું પૂછું!
જીવનમાં ઝેર રેડીને સજા એમાં કરી કોણે?

૪

નથી અક્કલ રહી મુજમાં બધી ગુમાઈ બેઠો છું,
શરમથી બ્હાર શું નીકળું હવે શરમાઈ બેઠો છું
બધો શું વાંક મારો છે? નથી કાંઈ ખબર તુજને?
નહિ કંઈ આરો હોવાથી હવે અકળાઈ બેઠો છું.

૫

કરે હઠ, તોય છે બાળક અને એને રિઝાવે છે
છતાં માબાપને વ્હાલાં ને માગે તે અપાવે છે
જગતનો તાત તું થઈને ફરી શું આમ તું કરતો।
દયાસિંધુ—દયાસાગર તું રડતાંને રમાને છે

૬

ભૂલી જા, થઈ ગયું એ તો નવો અવતાર તું મને।
હું નાનો છું તું મોટો છે દયા એકવાર તું કરને!
કરી સૌ વાત 'શાહ' બોલી રહે તારા નાના મોઢેથી
રડે, પસ્તાય છે દિલમાં હવે ઉદ્ધાર તું કરને!

"શાહ" [ચીખલી]



# સુલતાન



યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા

લેખક: "તુરાબ"

(ગતાંકથી ચાલુ)

"હું તો ક્યારની આવી ગીત સાંભળતી બેઠી છું."

"મને ખબર નહિ પડી ને?"

"તું તો ગાવામાં ગુલતાન હતી ને તું આટલું સુંદર ગાતી હતી કે મારું મનયે ચુપ-ચુપ સાંભળવાને લોભાઇ ગયું. તું આટલું સુંદર ને કરૂણ ગાતી હતી કે જાણે શોકના વાદળ ચારેકોર છવાઇ ગયા હોય અને જાણે હમણાંજ મૂસળધાર વર્ષી પડવાના હોય. પણ તું રડી પડી નહિ એટલે વાદળ વર્ષાયે નહિ."

"તું મારાં સંગીતની મઝાક કરે છે?"

"હું તો તારાં સંગીતની તારીફ કરું છું"

"સાચું?"

"તારા કસમ!"

"હું મરી જાઉં તો તને શું!"

"મરે તારી બલા!"

"તો ખરેખર, તને મારું સંગીત ગમ્યું?

"તારા કે......નહિ, મારા ગળાના કસમ."

ને બન્ને સખી ખડખડાટ હસી પડી

"રઝુ, તું આટલું સરસ ગાય છે એટલે તને વર પે કવિ મળવાનો." મહેરૂએ ગોઠી મઝાક કરી

રઝિયાએ કવિતામાંજ જવાબ આપ્યો,

"ન કિસીકી આંખકા નૂર હૂં,
ન કિસીકે દિલકા કરાર હૂં.
જો કિસીકે કામ ન આ સકે,
મૈં વોહ એક મુશ્તે ગુબાર હૂં."




"કોઇની આંખ ને દિલ હજી સુધી તેં ચોર્યાં નથી એ હું માનનારી નથી, કોણ જાણે કોનાં નૂર અને કરાર જતા રહ્યા છે! તને શાયરી આવડતું નથી એટલે કોઇને કામ તું નહિ આવી શકે એ તારૂં માનવું ખોટું છે, આગો ગુંદવાનુંજ શીખી લે તો "મુરતે ગુબાર" માંથી તું એક ખામી રેટની ટીપી નાખે" મહેરૂએ મઝાક ચાલુ રાખી

"પણ મારી જેવી ભેજાંની છટકેલ છોકરીને લેશે કોણ?" રઝિયાએ ખોટી ચિંતા બતાવી.

"તેની તારે ફિકર કરવી નહિ તું એક વાર જામ બિઠાવ અને પછી જો કે માછલી સપડાય છે કે નહિ"

"મહેરૂએ પાથરેલી આ જાળમાંથી છટકવાને રઝિયાને ફરી કવિતાનો આસરો લેવો પડયો.

"મેં નહીં હું નગમએ જાફ્ઝા,
મેરી સુનકે કોઇ કરેગા કયા?
મે બળે બિરોગકી હું સદા,
કિસી દિલ જલેકી પુકાર હૂં."

"આ ઠીક છે. કોઇના વિયોગમાં વિરહથી પીડાય છે એ સારી નિશાની છે, પણ કહે તો ખરી કે કોના દિલને આવી આગ લગાડી છે કે જેનાથી તારા નામની પુકારના ભડકા નીકળે છે!"

રઝિયાને શુગતન ચડયું.

"મેરા રંગ રૂપ બિગળ ગયા,
મેરા યાર મુજસે બિછળ ગયા;
જો ચમન ખિઝાંસે ઉજળ ગયા,
મેં ઉસીકી ફસ્લે બહારે હૂં"

"ચ! ચ! તેમાં એની કાળી ઠીકરી જેવી દેખાય એનાજ માટે આ લાલીને પાવડરના લપેડાં મોઢા પર ચોડયા લાગે છે! વિફરેલાને વાર્તા નથી આવડતું? પાનખર બનીને જે બાગને ઉજ્જડ કરી મૂકયો છે તેને ફરી વસંત થઇ ફૂલવો ફાલવો કરતા નથી, આવડતુ?"

જવાબ આપ્યા વગર રઝિયાએ ગીત બંધનું પુનરાવર્તન કર્યું.

"ન તો મેં કિસીકા હબીબ હૂં,
ન તો મે કિસીકા રકીબ હૂં,
જો બિગળ ગયા વોહ નસીબ હૂં,
જો ઉજળ ગયા વો દયાર હૂં"

"બગડેના નસીબને બનાવી લે તો યુગના યુગ પલટાઇ જશે પણ કોઇના દિલની રાણી બનીને રહે તો જ!"



"શાને અર્ધો કલાકની વાર છે?" સમજમાં વાત નહિ આવતાં સુલતાને પ્રશ્ન કર્યો.

નર્સે મુસ્કરાઇને જવાબ આપ્યો,

"આપને પપ્પા થવાને!"

"ઓહ! Thank you."

ને નર્સ અંદર ચાલી ગઈ.

બેસી બેસીને સુલતાન કંટાળી ગયો ત્યારે તેને તેની માનો કાગળ યાદ આવ્યો અને તે કહાડીને ફરી ફરી વાંચવા લાગ્યો. કાગળ વાંચીને સુલતાન કોઇ વિચારમાં પડયો હતો. ત્યારે તેના કાને કોઇ બહુજ નાના બાળકનો રડવાનો અવાજ આવ્યો અને અવાજ આવતો હતો તે તરફ તેણે પોતાના કાન સળસગાવ્યા ત્યારે ઝરીનાની ઓરડી તરફથી અવાજ આવતો તેને જણાયો. વસ્તુસ્થિતિ પામી જઇને સુલતાન મૂછમાં હસ્યો.

સુલતાનનો હાથ ગજવામાં ગયો અને તે કાગળને મૂકી સિગરેટ સળગાવી સુલતાન આંટા મારવા લાગ્યો.

દરવાજો ઉઘાડી નર્સ બહાર નીકળી કે તેવોજ સુલતાન તે તરફ વળ્યો. નર્સે હાથ વતી થોભવાને ઈશારો કરીને કહ્યું.

"Now a few minutes. It's a boy."

"Thank you," શુભ સમાચાર આપવા માટે મીઠા શબ્દોની બક્ષીસ ઇનાયત કરતાં સુલતાને જવાબ વાળ્યો.

નર્સ પાછી અંદર ગઇ અને ફરી બહાર આવી તે દરમ્યાન અર્ધોએક કલાકનો સમય નીકળી ગયો, પણ નર્સ બહાર આવી ત્યારે સાથે નાનકું પોટલું લેતી આવી અને તે સુલતાનના હાથમા મૂકીને કહ્યું.

"Your son,"

અને જરા મસ્તાની સ્વભાવની હોવાથી નર્સે મીઠી મશ્કરી કરતાં ઉમેર્યું.

"and a connecting link!"

પરન્તુ પુત્રની ખુશાલી કરતાં સુલતાનને પત્નિની ચિન્તા વધારે હતી. એટલે ઝરીનાની તબીઅત વિષે પૂછતાં સુલતાને કહ્યું.

"How is Zarina?' અને પછી કાંઇ અચકાઇને ખુલાસો કરતાં "I mean, how is my wife?"

"She is Fine." અને પછી સુલતાનના મનોભાવ કળી નહિ શકતાં નર્સે પ્રશ્ન કર્યો.

"Aren't you proud of your son? He is a healthy bundle of eight pounds"

"Sure, Sure." સુલતાને પણ તેટલોજ મુસ્કાઇને જવાબ આપ્યો.

નર્સ બાળક પાછું લઇ ગઇ. બીજા અર્ધાએક કલાકે સુલતાનને ઝરીનાના ઓરડામાં દાખલ કરવામા આવ્યો.

સુલતાને ખાટલા પાસે જઇને ઝરીનાનો હાથ પંપાળ્યો.

અને ઝરીના ધીમું હસી.

[અપૂર્ણ]




(પાના ૨૨૪નું ચાલુ)

ફરમાન માથે ચઢાવી લડાઇથી અળગા રહ્યા છે; ત્યારે તેમના છોકરાઓ લશ્કરમાં અમલદાર તરિકે જોડાયા છે. દાખલા તરીકે લાલા દુનિચંદના ચિરંજીવી, અને એવા તો બીજા અનેક પણ હાલમાંજ કેદમાંથી છુટેલા રાષ્ટ્રપતિ અબુલ કલામ આઝાદના દત્તકપુત્ર પણ પિતાને જેલમાં ગએલા ભાળીને વિમાન સર્વીસમાં જોડાઇ યુધ્ધમાં ભાગ લેવા ગયા છે. ગાંધીજીએ રજીસ્ટર કરાવેલો અંતરનો અવાજ હવે યુવાનોના દિલમાં પેસી ગયો હોઇ યુવાનો પોતાના વડિલોને જરાય ગણકારતા નથી ને મનમાં આવે તે પ્રમાણે વર્તે છે, અને તેમાય ખાસ લગ્નની બાબતમા તો જુવાનો કરતાંય જુવાનડીઓ વધુ આઝાદ થતી જાર છે! બાપે ગોઠવેલા લગ્નોને ફેંક કરી પોતાને પસંદ પડના વર સાથે સિનેમાના લગનની જેમ ઝટવારમાં પરણી જાય છે! ભને ઘરડાઓ એને 'વેતર વંઠયુ' ગણતા હોય પણ ઘરડા ગાડાં વાળે એ કહેવતતો હવે ખોટીજ ઠરો છે અને "જુવાનોજ મોટર હાંકે કે વિમાન વાળે" એ કહેવત ખરો થતી જાય છે!

●

કોઇ મોટા અમલદાર મરી જાય છે; ત્યારે નિશાળોમાં દિલગીરી દર્શાવવા ખાતર રજા પાડવામા આવે છે, તોય નિશાળીઆઓ તો ખુશાલીજ ઉજવતા દેખાય છે! તેમજ ગામમાં કોઇ મોટા અમલદારની પધરામણી થાય; ત્યારે ખુશાલીની રજા પડે છે, તેને પણ નિશાળીયાઓ ખુશાલીમાંજ ઉજવે છે. તેમ શેર બજારમાંય કોઇ મોટો લીડર જેલમાં જાય તો શેર બજાર બંધ રહે છે અને કોઇ મોટો લીડર જેલમાથી છુટે તોય શેરબજાર બંધ રહે છે! તો નિશાળીયાઓની જેમ શેર દલાલો પણ એ બંને પ્રસંગોએ ગમગીની ઉજવી બજાર બંધ કરે છે કે ખુશાલી ઉજવી બંધ કરે છે એજ સમજાતું નથી? બાકી બીજી ઘણી રીતે શેર દલાલો ને નિશાળીયાઓ મળતા આવે છે! છોકરાં એકી જાઉં, બેકી જાઉં, લાગ પડે તો નાસી જાઉં! એવાં કંઈ કંઈ બહાનાં કાઢી નિશાળમાથી છટકી જાય છે, તેમ શેર-સટોડીયાઓ પણ કંઈ કંઇ બ્હાના વહેતાં મૂકી શેર બજારને ઉંચું કે નીચુ કરી નાખે છે! જેમ નિશાળીયાઓના હૃદયનો ભેદ પંતુજીઓ પામી શકતા નથી, જેમ બૈરાના હૃદયનો ભેદ ભગવાન પણ પામી શકતા નથી; તેમ સટોડીયાના હૃદયનો ભેદ પણ કોઇ પામી શકતું નથી!

●

સાહિત્યનું બીજું બજાર ભલે નરમ પડયું હોય પણ મુશાયરાનુ બજાર પુનઃ તેજી પર આવતું જાય છે મુંબઇના સ્થાનિક મુશાયરાએ મુંબઇ પુરતું તેજીનુ વાતાવરણ જમાવ્યા પછી જેતપુરના લગભગ સ્થાનિક મુશાયરાએ કાઠિયાવાડમા પણ સાહિત્ય ઝલક દેખાડી છે. કાઠિયાવાડની મરૂ ભૂમિમા સાહિત્યનું જળસીંચન થતું ચાલ્યું છે. સંભળાય છે કે હવે ભાવનગર પણ તેજી પર આવવાનુ હોઇ 'ચમકાર' કયાંઇ મુશાયરા માટે મુંબઇ ગુજરાત તરફ જરા 'ચમકાર' કરી ગયા છે ભાવનગરની ધારાસભાથી નિરાશ થએલાઓને રિઝવવામાં એક મુશાયરાની 'મેહફિલ' સફળ નિવડે તો ના નહિ! પણ ખરી ખૂબી તો ત્યારેજ જામે કે ગુજરાત; મુંબઇ ને કાઠિઆવાડના માતેમિયા મુસ્લિમ ગઝલકારોની સાથે સાથે હિંદુ કવિઓનો પણ સહકાર સાધવામાં આવો ભલે રાજકારિ ક્ષેત્રમા એ ટટ્ટુઓ જુદી જુદી દિશામાં દોડે, પણ સાહિત્ય જેવા નિર્મળક્ષેત્રમાં તો એ બધાય ઘોડાને રેસમાં ઉતારવા જોઇએ!

●

# ચાર ચિરંજીવી પ્રકાશનો



કોન્ગ્રેસ નામની કવમવાદી જમા'તને એના નગ્ન સ્વરૂપમાં નાગી કરતું અને 'સ્વદેશી નાઝીવાદ' સામે ખુલ્લું 'તોહમતનામું' પુરૂં પાડતું પહેલું અગ્નિ-પુસ્તક. એમાં મુલ્કના મુક્તિજંગમાં મુસલમાનોએ આપેલી કીમતવાન કુરબાનીઓનો અને દેશજનોએ કરેલી કારમી ખૂટલાઇઓનો કડીબંધ ઇતિહાસ સંઘરવામાં આવ્યો છે.

અખબારોમાં અવલોકાય એ પહેલાંજ એની પહેલી આવૃત્તિ ખત્મ થઇ ગઇ એજ બતાવે છે કે દેશમાં અને પરદેશમાં એણે ગઝબનાક દિલચસ્પી પયદા કરી છે.

**કીમત એક રૂપિયો [પોસ્ટેજ પાંચ આના]**



મુસ્લિમ-લીગની સ્થાપનાથી માંડીને એની ૧૯૪૦ની તે મશહૂર લાહોરી બેઠક (જેમાં પાકિસ્તાનનો ઠરાવ મન્ઝૂર કરવામાં આવ્યો હતો) લગીના લીગ-જીવનનો સળંગ, આંકડા અને ખાનગીઓથી ઓતપ્રોત ઇતિહાસ.

એમાં ન માત્ર લીગની સ્થાપના પહેલાંની મુસ્લિમ-હિન્દી સિયાસતના આછા પેશ રંગો, લીગની સ્થાપનાનું કારણ અને પ્રેરણા, લીગ-બેઠકોના સ્વાગતી અને સદારતી ભાષણો, ઠરાવો અને અગત્યની કાર્યવાહીઓનો સંપૂર્ણ રિપોર્ટ આપવામાં આવ્યો છે, બલ્કે ૩૫ વર્ષના આ લીગી જીવનના ગાળા દરમિયાન મુસ્લિમ-હિન્દ સામે આવી ઉભેલા કદમી અને સિયાસી સવાલોની બારીકીપૂર્વક છણાવટ પણ કરવામાં આવી છે.

**કીમત બે રૂપિયા [પોસ્ટેજ આઠ આના]**



આ કિતાબમાં હિન્દના વિભાગીકરણની યોજનાનું કુરઆનની રોશનીમાં અવલોકન અને વિવેચન કરવામાં આવ્યું છે. હિન્દની રાજકીય પરિસ્થિતિ કેવી છે અને એના બે ભાગ પાડવાની ઝરૂરત શા સારૂ છે એની એમાં મઝહબી અને સિયાસી નઝરે સુરેખ સમજૂતી આપવામાં આવી છે. પાકિસ્તાન શું, કેમ અને શા માટે તેની એમાં સંપૂર્ણ સમજણ છે.

**કીમત છ આના [પોસ્ટેજ ૭ પૈસા]**



જિન્નાહ સાહિબે ઍડિટ કરેલી આ કિતાબમાં લીગના લાહોરી ઠરાવ પર જુદા જુદા હિન્દુ, મુસ્લિમ, અંગ્રેઝ લેખકોના સંશોધન અને મનનપૂર્વક લખાએલ લેખો સંઘરવામાં આવ્યા છે. 'રાષ્ટ્રવાદ એ હિન્દુ-મુસ્લિમ સવાલનો ઉકેલ નથી; પાકિસ્તાનજ એક માત્ર વ્યવહારૂ ઉકેલ છે' એમ દરેક લેખકે દલીલ સિક્કે સાબિત કરી બતાવ્યું છે. એની પ્રસ્તાવના ખુદ કાએદે આઝમે લખી છે.

**કીમત આઠ આના [પોસ્ટેજ બે આના]**

[કેટલાક હમદર્દ ભાઇઓ અને અન્જુમનોએ માલી મદદ આપેલી હોવાથી આ ચારે કિતાબો પડતર કીમતેજ આપવામાં આવે છે.]

## ધી કોહિનૂર પ્રિન્ટિંગ પ્રેસ : ઇકબાલ રોડ : બાંટવા

*Printed by: Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar,* Surat.

*Published by: Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya




કરબલાએ મુઅલ્લા.





જાન્યુઆરી ૧૯૪૨

## દીપક પતંગ

જગતમાં અંધકાર વ્યાપ્યો હતો; જેહાલતનો, અમાનવતાનો.

સત્યનો દીપક પ્રકટાવી એક માનવે તે અંધકારને દૂર કરી પ્રકાશ પાથર્યો.

પ્રાણ પાથરીને, રક્ત સીંચીને, આત્મ નીચોવીને, તે દીપકનું રક્ષણ દીપક પેટાવનારે કર્યું.

દાનવતાનો વિનાશ અને માનવતાનો વિકાસ તે દીપકે બનાવ્યો.

જગતને તે દીપકના અલૌકિક અજવાળામાં વિશ્વબંધુત્વનાં દર્શન થયાં. એ દીપકના પ્રકાશે જગતની કાયા પલટ કરી.

પરદેશીયા અને ઝંઝાવાતે એ દીપકને બુઝવવાની કોશિશ કરી.

દીપક પેટાવનાર મહા માનવને પુષ્પ સાથે પતંગીયાં ઉછેરવાનો પણ શોખ હતો. નિજ ઉદ્યાનમાંનાં લીલા અને લાલ રંગનાં બે પતંગીયાં તેને બહુ પ્રિય હતાં. પ્રાણની જેમ તેને હૃદય સરસાં ચાંપીને ઉછેરતો. એ પતંગીયાં તેનો પ્રાણ હતાં.

દીપક, વધુને વધુ પ્રકાશ વેરતો, અને કદકનાં અંતર અજવાળતો હતો; જેથી તારાગણો ઝંખવાવા લાગ્યા.

એ દીપકના અનંત પ્રકાશને બુઝવવાના કાળના કારમા પ્રયત્નો પણ જેવા તેવા નહોતા.

અને દીપક પેટાવનાર મહાન માનવ આ જગતને ત્યાગી ગયો; છતાં દીપકનો વધુને વધુ પ્રકાશ વેરતો જ રહ્યો.

વળી પુનઃ આકાશ ઘેરૂં બન્યું, આંધી આવી દીપક બુઝું, બુઝું થઈ રહ્યો. પેલા બે પતંગીયાએ દીપકની આડે પોતાની પાંખો ધરી બળી મર્યાં પણ આંધીથી દીપકને બુઝાવા ન દીધો!

પ્રાણનું બલિદાન આપી દીપકનું રક્ષણ કર્યું.

આજે પણ એ ઇસ્લામનો દીપક પ્રજ્વળી રહ્યો છે. અને એ દીપકને પ્રકટાવનાર બાનીએ ઇસ્લામ આં હજરત (સલ)ના પ્યારાં પતંગીયાં હજરત ઇમામ હસન (રદી.) અને હજરત ઇમામ હુસેન (રદી.)ની યાદ ઉજવી ઉમ્મત મસ્લેક મુસ્લિમો કહી રહ્યા છે કે:

"ઇસ્લામ ઝિન્દા હોતા હૈ હર કરબલાકે બાદ!"

"બેકાર"



# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૧૭૦) શું લોકો એમ સમજે છે કે એટલું કહીને છુટી જઈશું કે અમે ઈમાન લાવ્યા અને તેમની અજમાયશ નહિ થાય ? (કુર્આન)

*

(૧૭૧) જે લોકો બુરા કામો કરી રહ્યા છે તેઓ શું એમ સમજે છે કે તેઓ અમારા કાબૂથી છટકી જશે ? તેઓ બુરી વાત તજવીજ કરે છે. (કુર્આન)

* * *

(૧૭૨) અમે મનુષ્યને પોતાના માબાપ સાથે ભલાઇથી વર્તવાનો હુકમ કર્યો છે, અને (તેની સાથે આ પણ કહી દીધું છે કે) જો તે બંને તારા ઉપર આ વાત વિષે પ્રયત્ન કરે કે તું એવી વસ્તુને મારો શરીક ઠેરવે જેની તને ખબર નથી તો તેમનું કહેવું માનીશ નહિ; મારાજ તરફ તમારે પાછા ફરવાનું છે. ફરી જે કંઈ તમે કરતા હતા તે હું તમને બતાવી આપીશ. (કુર્આન)

* * * *

(૧૭૩) જે કોઈ અલ્લાહની મુલાકાતની આશા (માન્યતા) રાખે છે તો ખુદાપાકનો વાયદો આવી રહ્યો છે, અને તે સર્વ કંઇ સાંભળનાર, જાણનાર છે. (કુર્આન)

* * *

(૧૭૪) જે કોઇ મહેનત ઉઠાવે છે તો તે પોતાનાજ (ફાયદા) માટે ઉઠાવે છે (નહિ તો) ખુદાપાકને આખા જગતની કંઈ પરવા નથી. (કુર્આન)

* * * *

(૧૭૫) કાફિરો મુસલમાનોને કહે છે કે તમે અમારી રાહ પર ચાલો અને અમે (કયામતમાં) તમારા ગુનાહોનો બોજો ઉપાડી લઇશું; પણ તેમના ગુનાહોમાંથી કંઇ પણ તેઓ ઉપાડનાર નથી; બેશક તેઓ જુઠાજ છે. (કુર્આન)



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક [illegible]





(૧૭૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે બંદો કોઈ એવી વાત બોલે છે જેને લઈ તે દોઝખમાં પૂર્વ, પશ્ચિમના અંતર કરતાં પણ વધુ દૂરથી પડે છે. (મુસ્લિમ).

× × × ×

(૧૭૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કાફિર જ્યારે સારૂં કામ કરે છે તો તેને લીધે દુન્યામાં તેની રોજી બહોળી થાય છે પણ ઈમાનદારની નેકીઓને ખુદાપાક તેની આખેરત માટે જમા રાખે છે. અને તેની બંદગી ઉપર તેને દુન્યામાં પણ રોજી આપે છે. (મુસ્લિમ)

× × × ×

(૧૭૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે મ્હારી ઉમ્મતના દિલમાં જે ખ્યાલ ગુજરે છે તેની જ્યાં સુધી વાત નહિ કરે અથવા તે પર અમલ નહિ કરે ત્યાં સુધી અલ્લાહે તેની માફી કરી છે. (સહીહૈન)

× × × +

(૧૭૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ખચીત અલ્લાહએ શરાબને હરામ કરી છે તો જે કોઇને આ શરાબને હરામ કરનારી આયત પહોંચે અને તેની પાસે એમાંની કોઈ ચીજ હોય તો તેને પીએ નહિ અને વેચે નહિ. (મુસ્લિમ)

× × × ×

(૧૭૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અલ્લાહે મ્હારે માટે પૃથ્વીને સંકોચી જેથી મ્હેં તે પૃથ્વીનું પૂર્વ, પશ્ચિમ જોયું તો જ્યાં લગી મ્હારી નજર પહોંચી ત્યાં લગી મ્હારી ઉમ્મતની સલતનત પહોંચશે. (મુસ્લિમ)

× × × ×

(૧૭૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અલ્લાહ ગાળ આપવાને તથા ગાળનો જવાબ વધારો કરી આપવાને પસંદ કરતો નથી. (મુસ્લિમ)




આવાઝકી દુનિયા કે દોસ્તો! એતો તમે જાણતાજ હશો કે કાગળની નાવથી સાગર ન તરાય. પણ તલવાર કરતાંય અખબારનો પ્રભાવ વિશેષ પડે છે એ આ જમાનામાં સાબીત થયું હોઈ કાગળની નાવથીજ ભવ-સાગર તરાય છે એ માન્યા વગર છુટકો નથી. અને હવે તો એ વાત પણ સિધ્ધ થઇ છે કે કાગળના સાગરમાંજ સંસારની નાવ ચાલે છે! કાગળ ન હોય તો સંસાર અટકી પડે! કાગળની રોજને રોજ વધતી જતી મોંઘવારીએ આ બંને વાતોને ગાઇ વગાડીને સાચી સાબીત કરી બતાવી છે. જેને ખાતરી ન થતી હોય તે કોઇ પણ પેપરની ઓફીસમાં જઇને ખાતરી કરી આવે. પહેલાં હીરાના વહેપારીઓને જે માન હતું તે માન હવે કાગળના વહેપારીઓ પ્રાપ્ત કરી શકયા છે. આ લડાઇના જમાનામાં બૉમ્બ કે ટેંક બનાવનારા કારખાનાં જેટલાંજ કાગળના કારખાનાં ઉપયોગી સાબિત થયાં છે. કાગળના એક એક પૃષ્ઠની કીંમત લગભગ તાંબાના તેટલીજ સાઇઝના પતરા જેવી થવા જાય છે એવા યુગમાં પેપરોની કીંમત વધી જાય એ વાસ્તવિકજ ગણાય. બધાંય પેપરોની કીંમત વધી ગઇ છે પણ 'કારવાં' તો માસિક રહ્યું. માસિકની કીંમત ૪ થી વધારી ૫ પર લઇ જતાં ગ્રાહકોને આકરૂં જ લાગે; જેથી અમે બીજી દ્રષ્ટિએ વિચાર કરી એક રૂપિયો લવાજમ વધારવાને બદલે એક ફારમ ઘટાડ્યું છે. અને આશા રાખીએ છીએ કે અમારા કદરદાન વાંચકો તેને નભાવી લેશે. બીજાઓની મહાન આફતોના મુકાબલામાં અમારી નાની મુશ્કેલીઓનું શું વર્ણન કરીએ? 'કારવાં' હવે તો હિંદની બહાર ભાગ્યેજ જઇ શકશે. કારણ કે જગતનું કોઇ પણ સ્થળ ભાગ્યેજ લડાઇના ખપ્પરમાં હોમાયા વગર રહ્યું હોય! બરમામાં પણ આગની હોળી સળગી છે; જેથી બરમા ખાતે પણ 'કારવાં' થોડીક મુદ્દત ન જઇ શકે એ બનવા જોગ છે.

"યા રબ મે કિધર જાઉં ઉધર જાઉં ઉધર બંદ,
કાબિકા ભી દર બંદ કલીસાકા ભી દર બંદ!"

●

જો કે લડાઇ હજુ હિંદના દરવાજામાં પેઠી નથી છતાં લડાઇનો ગભરાટ તો પેઠો છેજ

## વહરી સાહિત્ય કાર્યાલય

(પ્રકાશકઃ-"કારવાં" માસિક)

કણપીઠમાંથી ખાલી કરી

તા. ૧-૨-૧૯૪૨ થી

ટાવર રોડ, મોહન ટૉકીઝ પાસે, જશે.

"કારવાં"ના ગ્રાહકોને નવું સરનામું નોંધી લેવા વિનંતી છે.




અને તે એવા બૂરી રીતે પેઠા છે કે લોકોના હોશહવાસ ઠેકાણે નથી ને ભાગાભાગી કરી રહ્યા છે. કલકત્તાથી તો લોકો આંખો મીંચીને ભાગી રહ્યા છે. પણ એ જોગ બંગલામાં મારીને નાસનારાઓ જરાક થોભીને વિચાર કરે કે ભાગીને જશે કયાં? પણ જેમને ગળથુથીમાંથીજ અહિંસાના વિચારો ઘોળીને પવાયા હોય અને જે જગતમાં 'ભાગ્યાઉ!'ના નામે પ્રસિદ્ધ થયા હોય એવા ઈંડીયનો ભાગે નહિ તો કરે પણ શું? ઓછામાં ઓછું સરકારે એવું કોઈ રસાયન શોધી કાઢી ભાગવાનો ઇરાદો રાખનારને તેનું ઇંજકશન દેવું જોઈએ કે જેથી તે ભાગી છુટવાની મનોદશાને ખંખેરી નાખે. અને ખરૂં પુછાવો તો વરસાદમાં ઓઢવાની છત્રી સિવાય બીજું કશુંજ હથિયાર સરકારે લોકો પાસે રહેવા દીધું નથી. પછી કઈ હીમત પર તેઓ ટકી રહે! હથિઆર વગરના હિંદીઓની હાલત નિઃસહાય અબળા જેવી છે! પછી ભલે તેને લુટારાઓ લૂટી જાય કે જોરજુલમથી બૈરી બનાવી રાખે! કૉંગ્રેસ કાલાવાલા કરે છે કે હિંદને 'તલાક' આપો પણ ધણી તો હાએ કહેતો નથી ને નાએ કહેતો નથી! પણ બીજો સામે બારણેજ એનો હાથ પકડીને ઘરમાં ઘાલી દે એવી શંકા હોય ત્યાં તલાક પણ શી રીતે આપે? તો પછી આ કૉંગ્રેસના દુબળા કાઝીઓ શા માટે ધધુપર કરતા હશે? વળી બીજી બાજી ઝીણા સાહેબ હિંદના ધણીને ધમકાવતાં કહે છે કે ખબરદાર! એ કૉંગ્રેસના દુબળા કાઝીઓની ધમાલથી ડઘાઈ જઈને હિંદને તલાક આપી તો જોવા જેવું થશે! કૉંગ્રેસ હિંદની મોટી પુત્રી છે તો લીગ નાની પુત્રી છે પણ તેથી એને પૂછ્યા વગર પરણાવી દેશો તો વિવાદની વસમી થઈ જશે! હિંદના લીડરો આવી શાબ્દીક સાઠમારી કરી રહ્યા છે, ત્યારે ચર્ચીલદાદાનું તો પેટનું પાણીએ હાલતું નથી! તેઓ 'તો વૉશીંગ્ટનમાં બેઠા બેઠા' રૂઝવેલ્ટચાચાના ઘરમાં પાઉંરોટીને માખણ ખાઈ ડકાર મારતાં ચિરૂટના ધૂમાડામાં એવા શબ્દો વહેતા મૂકે છે કે "ઇસ બાતમેં કુછ દમ નહિ!" અમણું અમે તે અમારૂં ફોડીએ કે હિંદ તરફ દ્રષ્ટિપાત કરીએ! મારી હિંદી પોરીયાઓને એ સલાહ છે કે "પગ તળે રેલો તો પારકી વાત પડતી મેલો." "તેલ જુવો તેલની ધાર જુવો" પછી "બોલે તેનાં બોર વેચાય."ની કહેવતને અનુસરો. વિલાયતી છાપાંઓ ગમે તેમ કહે, હિંદી લીડરો ગમે તેમ બોલે; પણ અમારે તો એ "બળના ઘરના ઇંડા કૃષ્ણાર્પણ" કરતાં પહેલાં કંઇ વિચારવું જોઇએને! ઠીક છે ગાંધીજી પોતાની બકરી સહિત કૉંગ્રેસથી અલગ



થયા છે. અલગ શાના થયા છે? અલગ હોવાનો ખાં ભજવી રહ્યા છે; પણ તેથી કંઇ ગાંધીજીનું જાદુ કોંગ્રેસ પર નહિ ચાલે એ કેમ મનાય? હા! અહિંસાની પોટલીને બારડોલીની કારોબારીએ ઉંચી મૂકી છે પણ એને ઉંચી ન મૂકી હતી ત્યારેય અમારી સામ્રાજ્યની વણઝાર ક્યાં ચાલતી અટકી ગઇ હતી? ઠીક છે! યુનાઇટેડ તહેનાતની રજામાં વિચાર કરી જોઇશું! અત્યારે તો ભૂમધ્ય, આટલાંટિક, અને તે કરતાંય પેસિફિકના મોજાંઓ વધુ ગરમ થઇ રહ્યા છે તે તરફજ અમારૂં ધ્યાન ખેંચાયું છે. હિંદી મહાસાગરમાં જ્યારે આગ ફેલાશે ત્યારે હિંદની વાત સંભારીશું! બાકી અત્યારે તો જવાહરને કે બીજાઓને મારી એટલી સલાહ છે કેઃ—

"ઈશ્કેબાઝી ઈશ્ક હૈ રોના હૈ ક્યા?
આગે આગે દેખીએ હોતા હૈ ક્યા?"



ગમે તેમ પણ બારડોલીની કારોબારીએ દેશમાં જરાક ગરમી તો આણીજ દીધી અને તે માટે હિંદી સરકારનોજ આભાર માનવો રહ્યો ને? નહિ દેશના આગેવાનોને છોડ્યા પણ ન હોત, ને તે બારડોલીમાં ભેગા પણ થયા ન હોત, રેલ્વે, તાર, અને ટપાલને પણ એ બારડોલીના દસ દિવસના મેળામાં ઠીક તડાકો પડ્યો! અમને તો શક જાય છે કે રેલ્વે, તાર, ને ટપાલખાતાને ઉત્તેજન આપવાજ સરકાર આવી રીતે થોડા થોડા સમયને અંતરે આકસ્મિક પ્રયાસો કર્યા કરે છે પણ તે બાબતને આપણા લીડરો ક્યારે સમજતા થશે? બિચારીયનો તો જાણે પાણીપીણી મારેજ જન્મ્યા છે પણ દેશને માથે લઇને ફરનાર આ લીડરોએ પણ બારડોલીમાં ઠીક પોંક પાડીઓ ઉડાવ્યા!

"દેશકે ગમમેં ડિનર ખાતે હૈ અવામ કે સાથ;
રંજ લીડર કો બહોત હૈ મગર આરામ કે સાથ!"

બારડોલીની કારોબારીમાં પુના ઓર્ડર અને સંપૂર્ણ સ્વરાજના નામે ખૂબ દહીં વલોવાયું પણ તેમાંથી માખણ નીકળ્યું કે નહિ તે તો લીડરો પણ જાણતા નથી તો બીચારી જનતા શું જાણે? પણ જે ઠરાવ થયો છે તે ઉપરથી જણાય છે કે રાજાજી, સત્યમૂર્તિજી, કે ભૂલાભાઇજી જેવા એ ઠરાવની છાસની દોણીઓ ભરી ભરીને ગામેગામ વેચવા નીકળે તો નવાઇ નહિ! અને અજાયબ નહિ કે જો બ્રિટીશ સરકાર જરાક પોચા ગાલ રાખીને બેસે તો એ બધાંનું વલોવેલું 'અમૃત મંથન' કરી પેલી દેગડીઓમાં ભરાયેલી છાશ અમૃત પણ બની જાય! ને ધારાસભાની ખુરશીઓની ધૂળ સાફ થઇ પાછા મહારથીઓ ધારાસભામાં મહાલતા થઇ જાય! અમને તો સમજાતું નથી કે આનાકાનીનું જાદુ હાલમાં કોંગ્રેસને જેલોમાંથી જડી ગયું છે કે શું?



સમય હાથના મલમલ જેવો બારીક થતો જાય છે અને ઠેરઠેર હિંદ પર આસમાની

'સુલતાન' (ચાલુ ગર્તાનો) હપ્તો આ અંકે અનિવાર્ય સંજોગાને લીધે આપી શકાયો નથી તે માટે દિલગીર છીએ.

તંત્રી



સુલ્તાનીઓ આરતીજ જાણ છે. જ્યાંઓ પણ હિંદીઓને-ઉદ્યોગીકરણ તો ઠીક પણ કંજુસી કરવાની વાતો સંભળાવી રહ્યાં છે? વાણીયા તો જાણે પેઢાંથી કંજુસ હોઈ કંજુસી કરવાને અપનાવે પણ માના પેટમાંથી ઉદાર-જન્મેલા આપણા મિયાં ભાઈઓનું શું? "અલ્લાહ દેવયા ને બંદા ખાવગા!"ની શ્રદ્ધા પર નભનારા એ લ્હેરી જીવડાઓનું શું થશે? પુલાવ, બીરયાની ઉડાવનારાઓથી ચટની રોટી પર ગુજરાન કી રીતે થશે? મિયાંભાઈ ભલે ભૂખથી મરે પણ જીવતા જીવન કદી મારવાડી તો નહિજ બને! અને આપણા લીડરો પણ એ બાબતમાં કશીય સલાહ આપતા નથીને? પણ આર્થિક બાજુને આપણા લીડરો સાથે શું લાગે વળગે છે? બસ ફરી ફરીને એજ જરી પુરાણી શએરનેજ આપણે તો વળગી રહેવાના કે:

"નેકીકા પાન ખાકે હમ સુર્ખરૂ ફિરેંગે;
ગિરવી પડા હુઆ હૈ ઘર ખાનદાં હમારા"

●

એમ. એમ. પીપરડીવાલા હાઈસ્કૂલ રાંદેરની ઓલ્ડ બોયઝ એસોસીએશનનું ૧૪ મું વાર્ષિક અધિવેશન મી. આરીફ આઝમ ઇસ્માઇલ બી. એ. (ઓનર્સ)ના પ્રમુખપદને ઉજવાયું હતું. સ્કૂલનું વાર્ષિક ગેધરીંગ બાળકોના ઉત્સાહને લીધે સફળ થયું હતું અને પ્રેક્ષકોનો ઉભરો વધુ થયો હતો. પણ ઓલ્ડ બોયઝની સંખ્યા ઘણી થોડી હોઈ સંસ્થાનો આત્મા ઝાંખો થતો દેખાયો જે સંસ્થાના બગીચાને પોતાના હાથોએજ ઉછેર્યો તેને પાણીને અભાવે સુકાતી દેખાતી તેનાજ માળીઓના બેપરવાઇ દિલગીરી ઉપજાવે એવી ગણાય! જે વૃક્ષનાં મિષ્ટ ફળો આરોગી પોતે ઉચ્ચ પદવીને પ્રાપ્ત કરી શક્યા, તે વૃક્ષનાં ફળ પોતાના ગરીબ વિદ્યાર્થી બંધુઓ આરોગે એથી રૂડું બીજું શું હોઈ શકે? ખુદ સભ્યોનીજ લાપરવાહીને લીધે સંસ્થા ખડખડ પાંચમ થઈ રહી છે. જોકે સંસ્થાના સંચાલકોએ દૂર ભાગતા સભ્યોને બોચીમાંથી પકડી પકડીને પાછા સંસ્થાના કાર્યમાં રસ લેતા કરવા માંડયા છે પણ તેથી શું? સંચાલકો ક્યાં સુધી ટાંટીયા તોડે? સીડી પરથી ઉપલી અટારીએ ચઢવા તેજ સીડીને લાત મારીને પાડી નાખવા જેવી આનો બેદરકારી ગણાય! તેઓને ટુંકારો અને...એવી કદંગી કિંવદંતિતો એ ભણીગણીને સુધરી ગયેલાં બિરાદરોને ભેટ ન અપાય પણ "આકીલાંરા ઇશારા બસ અસ્ત!" તો કદાચ ફાવેને? ઓલ્ડ બોયઝ યાને ઘરડા છોકરાઓ આટલી ફાન ચીમકીથીજ પાંસરા થાય તો બસ છે નહિતર હું કંઇ ખુદાઈ ફોજદાર નથી કે તેમને પાંસરા કરી શકું! છતાંય:

"આ ફાને સાંભળીને કાઢશું પૈલા કાનમાં!
'બેકાર'નું *ફરમાન આ આપ્યું તમારા ધ્યાનમાં!"

---

* અહીં ફરમાનનો અર્થ હુકમ નહિ પણ અપીલ કે વિનંતિ સમજવાની મહેરબાની સભ્યો દાખવે!

●




**સવાલ**—આ મસઅલા વિષે ઉલમાએ દીન શું ફરમાવે છે? (૧) જ્યારે હમારા મુસલમાન ભાઈઓ પર ઝાલિમ કાફિર પ્રજા સિતમ ગુજારતી હોય ત્યારે ઝાલિમોના હુમલાઓનું સત્યાનાશ વાળવાને, તથા તેમના ઉપર ખુદા-પાકના ગઝબનો ગોળો તથા કેહરનો કારૂરો ઉતારવાને તથા તેમના નગ્ન બરબાદ કરવાને, જે વખતની ફરજ નમાઝોની અંદર કિરાઅત જોરથી પઢવામાં આવે છે તેવી ફરજ નમાઝોની આખિરી રકાતમાં રૂકૂ બાદ ઉભા થઈ (કૌમહ)માં દુઆએ કુનૂત પઢવી જોઈએ યા નહીં? (૨) અને જો પઢે તો ઈમામ તથા ઈમામની સાથે નમાઝ પઢનારા લોકો હાથ છુટા રાખે યા બાંધેલા રાખે? (૩) અને જો ઈમામ દુઆએ કુનૂત પઢે તો કેટલી મુદત સુધી પઢે? એક મહીના સુધી, યા જ્યાં સુધી મુસીબતનો અંત ન આવે ત્યાં સુધી!

આ સવાલોના જવાબ સહીહ હદીસોથી જે સાબિત હોય તે બયાન કરો, ખુદાપાક તમને અજરે અઝીમ ઈનાયત ફરમાવે આમીન.

**જવાબ**—જાણો કે ઉપર પુછવામાં આવેલા કાફિરો તથા ઝાલિમો ઉપર ખુદાપાકનો ગુસ્સો થાય તથા તેમની બરબાદી કરવા માટે અને મુસલમાનોની મદદ તથા ફતેહમંદી મેળવવા માટે દુઆ કરવી તેને દુઆએ કુનૂત કહે છે. (૨) જે નમાઝોની અંદર કિરાઅત જોરથી પઢવામાં આવે છે તેવી નમાઝોની ફરઝની છેલ્લી રકાતમાં રૂકુઅ પછી ઉભા થઈ (કૌમહ)માં હાથ બાંધીને હનફી મઝહબ મુજબ દુઆએ કુનૂત જોરથી પઢે; જેવી રીતે અલ્લામા મુફતી મૌલવી મોહમદ કિફાયતુલ્લાહ સાહેબ પોતાના રિસાલામાં જાહેર રીતે બયાન કરી ચુક્યા છે (૩) આ દુઆએ કુનૂત પઢવાને માટે એક મહીનાની અથવા તેથી વધારે ઓછી મુદતની ખાસ કૈદ નથી. બલ્કે જ્યાં સુધી મુસલમાનો સંકટ તથા મુસીબતના વાદળાથી ઘેરાયલા રહે ત્યાં સુધી પઢ્યા કરે, બંધ રાખે નહીં.

અબૂ દાઉદની જીલ્દ પહેલી, પૃષ્ઠ ૨૦૫ ઉપર એક હદીસ શરીફની રિવાયત અબૂ હુરૈરા (રદી૦)થી છે કે, આં હઝરત સલ૦એ એક મહીના સુધી ઈશાની નમાઝમાં કુનૂત પઢી છે. એક મહીના પછી જ્યારે આપે કુનૂત પઢવી બંધ રાખી ત્યારે અબૂ હુરૈરા (રદી૦)એ હઝરત (સલ૦)ને પૂછયું કે આપે દુઆએ કુનૂત પઢવી કેમ બંધ રાખી? આપે ફરમાવ્યું કે તમે જાણતા નથી કે તેઓ આવી ગયા એટલે વલીદ, સલમા, વિગેરે મક્કામાંથી કાફિરોથી છુટા થઈ મદીનામાં આવી ગયા, તેથી દુઆએ કુનૂત




બંધ રાખી, અને આજ હદીસના હાશિયા પર પુરેપુરા ખુલાસા સાથે જણાવ્યું છે; કે દુઆ સહાબા (રદી૦)ના છુટકારા માટે હતી; જ્યારે કાફિરોના હાથથી તેમનો છુટકારો થઇ ગયો અને તેઓ મક્કા શરીફમાં આવી ગયા, ત્યારે હવે દુઆએ કુનૂત પઢવાની જરૂર નથી, કારણ કે ફક્ત તેમના છુટકારા માટેજ પઢવામાં આવતી હતી.

આથી સાબિત થયું કે જ્યાં સુધી આપણા મુસલમાન ભાઇઓ પર કંઇ મુસીબત હોય ત્યાં સુધી સંભાળપૂર્વક સારી રીતે ત્રણ વખતની નમાઝ જેમાં કિરાઅત જોરથી પઢવામાં આવે છે તેની નમાઝમાં સાથે લખેલી દુઆએ કુનૂત હરહંમેશ પઢવી જારી રાખે આ હદીસથી એક મહીનાની કૈદ સાબિત થાય છે.

આવી રીતે બુખારીની શરહમાં (પુરેપુરો ખુલાસો) નામે 'કસતલાની'ની જીલ્દ પાંચમી; પૃષ્ઠ ૫૧ની બુખારી શરીફની હદીસમાં દુઆએ કુનૂત ૪૦ ચાળીસ દિવસ સુધી પઢવાનું બયાન પણ છે. તો આથી સાફ સમજાય છે કે દુઆએ કુનૂત પઢવા માટે ખાસ એક મહીનાની કૈદ લગાવવી ભૂલ ભરેલી વાત છે. માટે જ્યાં સુધી મુસલમાનો મુસીબત તથા ફિત્નામાં ફસાએલા હોય, ત્યાં સુધી તેમની મદદ તથા છુટકારાની દુઆ હરહંમેશને માટે જારી રાખવી.

**તે કુનૂતે નાઝેલહ આ છે:**–અલ્લાહુમ્મહ્‌દેની ફી મન હદૈત વ આફેની ફી મન આફૈત વ તવલ્લની ફી મન તવલ્લૈત વ બારિકલી ફીમા અ તૈત વકેની શર્ર મા કદૈત ઇન્નક તકદી વ લા યુકદા અલૈક વ-ઇન્નહુ લા-યઝિલ્લો મન-વાલૈત વલા યઇઝ્ઝો મન આદૈત તબારકત રબ્બના તઆલૈત નસતગ ફેરોક વ નતુબો ઇલૈક વ સલ્લલ્લાહો અલન્નબી-યીલ કરીમ.

અલ્લાહુમ્મગ ફિર લના વ લિલ મોમી-નીના વલ મોમેનાત વલ મુસ્લેમીના વલ મુસ્લે-માત વ અલ્લિફ બૈના કોલુબેહીમ વ અસલેહ ઝાત બૈનેહીમ વનસોર હુમ અલા અદુવ્વેક વ અદુવ્વેહીમ, અલ્લાહુમ્મલ અનિલ કફરતલ-ઝીના યસુદ્દૂના અન સબીલેક વયોકઝ્ઝેબુન, રોસોલક વ યોકાતેલૂના ઔલિયાઅક, અલ્લાહુમ્મા ખાલિફ બૈના કલેમતેહિમ વ ઝલઝિલ અકદા-મહુમ વ અનઝિલ બેહિમ બઅ-સ-કલ્લઝી લા તરુદ્દોહૂ અનિલ કૌમિલ મુજરેમીન.

**દુઆએ કુનૂતનો અર્થ:**–અય અલ્લાહ! હિદાયતનો જે રસ્તો તેઓએ મેળવ્યો તે મને બતાવ; અને તેઓની અંદર સલામતી અર્પણ કર જેઓને તે સલામતી આપી; અને તેઓમા મને દોસ્ત રાખ જેઓને તેં દોસ્તો માન્યા; તથા મને તેમાં બરકત દે જે ચીજ મને તેં આપી છે; મને બચાવી લે તે બુરાઇથી જેને માટે તેં હુકમ ફરમાવ્યો છે. બેશક તું હુકમ ફરમાવે છે, પણ તારી ઉપર હુકમ કરવામાં આવતો નથી. જેને તું દોસ્ત રાખે છે તે બેઇઝઝત થતો નથી, અને જેને તું દુશ્મન ગણે છે તેને કદી ઇઝઝત મળતી નથી.

ઓ અમારા રબ! તું બરકતોથી ભરપૂર છે, અને તારો દરજ્જો સર્વોત્તમ તથા સર્વોપરિ છે. અમે તારી પાસે બક્ષીસ ચાહીએ છીએ અને તારી આગળ રજુઅ થઇએ છીએ.

અલ્લાહની રહમત નબીયે કરીમ પર થાઓ. અય અલ્લાહ! હમોને તથા ઇમાનવાળા મર્દોને તથા ઇમાનવાળી ઔરતોને તથા સર્વે તાબેદાર મર્દો તથા ઔરતોને બખ્શી દે તથા તેમના દિલોમાં મહબ્બત પૈદા કર અને તેઓમાં આરસપરસ માંહોમાંહે સુલેહ કરી દે અને



તેઓને તારા તથા તેમના દુશ્મનો વિરૂદ્ધ મદદ કર!

અય અલ્લાહ! લઅનત ઉતાર કાફિરો પર, જેઓ તારા માર્ગથી રોકે છે અને તારા પૈગમ્બરોને જુઠ્ઠા સમજે છે, તથા તારા દોસ્તો સાથે લડે છે.

અય અલ્લાહ! તેઓની જમાઅતમાં ભંગાણ પાડ, અને તેઓના કદમોને ડગમગાવી દે, અને તેઓ પર મુસીબત ઉતાર, જેઓ ગુનેહગારોની કામથી બદલાઇ જતા નથી.

લી૰ કાઝી રહમતુલ્લાહ

મુહતમિમ મદ્રસહ અશરફીય્યહ, રાંદેર.

મૌલાના કાઝી રહમતુલ્લાહ સાહબ રાંદેરીએ ઉપલો જવાબ જે વિગતવાર મોતબર કિતાબોથી લખ્યો છે તે ખરો અને સહીહ છે. બેશક, જ્યારે મુસલમાનો મુસીબત અને આફતમાં સપડાય તે વેળા જેહરી નમાઝોમાં રૂકુઅ બાદ દુઆએ કુનૂત ઇમામ પઢે, અને બધા મુક્તદીઓ ધીમે ધીમે આમીન કહે બલ્કે એવા મૌકા પર પાંચ વખતની નમાઝોમાં પણ દુઆએ કુનૂત પઢવી હદીસ શરીફથી સાબિત છે. અને ઇમામ જ્યારે દુઆએ કુનૂત પઢે તે વેળા બધા હાથ બાંધે કે લટકાવી નાખે અથવા દુઆના જેમ હાથ ઉઠાવે એ ત્રણે રીતો સાબિત છે, પણ હનફી મઝહબના કાયદા પ્રમાણે હાથ બાંધવા બેહતર છે. જે કારણસર દુઆએ કુનૂત પઢવામાં આવે તે કારણ દૂર ન થાય ત્યાં સુધી મસ્જિદોના ઇમામોએ દુઆએ કુનૂત પઢવી ચાલુ રાખવી જોઇએ. એજ મુજબ હદીસોથી સિદ્ધ થાય છે, જેમકે જવાબમાં વર્ણવવામાં આવ્યું છે. (ઝાદુલ મઆદ ભાગ ૧, પાનું ૭૦)

લી૰ અહમદ અશરફ રાંદેરી






આજની પોઠ હાંકવા આપણી ઉપડું છું તે પહેલાં સર સૈયદ અહમદની એક વાત તરફ મારું ધ્યાન ખેંચાય છે. સર સૈયદ પાસે એક બચગવાળ મુસલમાન ગયો અને કાકલુદી કરવા લાગ્યો કે: "હું બચગવાળ માણસ છું આપ મને કોઈ એવો નુસખો બતાવશો કે જેથી મારી તંગદસ્તી મટી જાય?" ત્યારે સર સૈયદ સાહબે તેને પૂછ્યું કે: "તમારી હાલત કેવી છે તે તો તમે જણાવ્યું પણ તમારી ઇલ્મી લિયાકત કેટલી છે તે તો જણાવો?" તો પેલાએ કહ્યું કે. "જનાબ હું અરબી, ફારસી વગેરે જાણું છું અને ઉર્દૂ પર તો સંપૂર્ણ કાબુ ધરાવું છું." સૈયદ અહમદે તેને કહ્યું: "જુઓ, ત્યારે સાહેબ તમે એક કામ કરો એક અખબાર સત્વર ચાલુ કરો અને તેમાં ખાસ મને ગાળો ભાંડવા માંડો. આજકાલ મને ગાળો દઈ દઈને ઘણા મુસ્લિમ પત્રકારો કમાણી કરી રહ્યા છે, તેમ તમને પણ લાભ થશે." તો પેલો આશ્ચર્યથી બોલ્યો: 'પણ જનાબ આપની બુઝુર્ગી...આપની દાઢીની..." તેને અટકાવીને સરે કહ્યું: "એ કશાની ચિંતા ન કરો ભાઈ મારા, મને ગાળો આપવાથી મારું તો કંઈ બગડવાનું નથી. જે ઇજ્જત કે બેઇજ્જતી મને મળી છે તે તો જગજાહેર છે; પછી જો મને ગાળો ભાંડવાથી મારા એક મુસ્લિમ બંધુનું પેટીયું નીકળતું હોય, તેના ગુજરાનનું સાધન હું બની શકતો હોઉં, તો મારા જેવો બીજો કોઈ ભાગ્યશાળી નથી."

તે મુસ્લિમે પછી પેપર કાઢ્યું અને સર સૈયદને ગાળો ભાંડીને માલામાલ થયો કે નહિ તે તો જાણવામાં આવ્યું નથી; પણ આ કીમતી નુસખો ઘણા પત્રકારોને હાથ લાગી ગયો હોઈ ગાળો ભાંડીને પેટ ભરી રહ્યા છે! મને અમારા મિત્ર ભાઈ ઠોકરની એક પંક્તિ અત્રે યાદ આવી જાય છે તે ટાંકું છું કે:

"ધમે છે જાત પોતાની બીજાના સુખને માટે,
સળગ રહ્યો અનો શીખો તને 'ઠોકર' ચંદનથી."

●

જુની પેઢીના એક કુરનમાં બાકી રહી ગયેલા સાક્ષર શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવેએ સાહિત્યમાં વાસ્તવવાદ પર એક ટુંકું પણ મુદ્દાસરનું પ્રવચન આપ્યું હતું. તેમાં ગઈ પેઢીની અને ચાલુ પેઢીના કવિતાઓની કેટલીક વાસ્તવીક સમાલોચના કરી છે. જેમાંથી થોડાક ઉપયોગી ફકરા અત્રે ટાંકું છું.

"આજે પણ નરસિંહનાં પ્રભાતીયાં, મીરાંના ભજનો, પ્રેમાનંદનાં કાવ્યો, શામળના



છપાયો કે દયારામની ગરબીઓ ગુજરાતીઓ હોંસે હોંસે ગાય છે. એ કાવ્યસાહિત્ય હજી પણ અમર છે અને રહેશે. જ્યારે ઉમાશંકર અને સુન્દરમ્‌થી માંડી અનેક અર્વાચીન કવિઓનાં કાવ્યતત્વથી ભરપુર અને ભાવભીનાં કાવ્યો સમજવામાં અને કંઠસ્થ થવામાં ઘણી મુશ્કેલી નડે છે. અને પૃથ્વી છંદમાં લખાતા કાવ્યોમાંથી તો રસાનંદ લેતાં પણ મુશ્કેલી નડે છે." કારણમાં દવે સહેજ જણાવે છે કે પ્રાચીન કાવ્યોમાં ગેયત્વ પ્રધાન લક્ષણ હતું, જેને લીધે કાવ્યો ગાઈ શકાતાં ને કંઠસ્થ થઇ જતાં.

વાત ખરી છે. આજનાં કાવ્યો ગાવા માટે નહિ પણ મોટા ભાગે માસિકોમાં છપાઈ ફક્ત વાંચવા માટેજ યોજાય છે. પછી કોઇ તેમાં રસ લે કે ન લે! સમજે કે ન સમજે! જેમ અઘરૂં અને અસ્પષ્ટ તે સારૂં કાવ્ય સમજવું એમ ઘણાની માન્યતા બંધાઇ ગઇ છે.

"સાવરણી કે ગોટલા જેવી વસ્તુ પર સંવેદનશીલ બની કવિ ભલે કાવ્ય સરજે, પણ કવિય એક ભાવનાશીલ પ્રાણી છે એના કાવ્યોમાં આદર્શ અને ઉંચી ભાવના નહિ હોય તો વાસ્તવિકતાને નામે રચાયલાં એ કાવ્યો ચિરંજીવ નહિજ બને."

ચિરંજીવ બને કે ન બને પણ આજના કવિઓને મન કોયલ કરતાં કાગડાની કીમત વધુ છે! હંસ-હંસીની જોડલી પર કવિતા રચવાને બદલે ખોલકો ને ખોલકી પર કવિતા રચવા વધુ લલચાશે! ચંદ્રા, ચકોરી, કુમુદીની, કમલીની, ઉષા, વસંત, સંધ્યા, ઉદ્યાન, વાટિકા, નલધનુ, તારિકા, નુપુર, ઇત્યાદિ પર કવિતા લખવાના દિવસો વહી ગયા છે. હવે તો ઉકરડો, બુલડૉગ, બિલાડો, ખચ્ચર, અંધારી રાત્રી, ચોર, લૂટારા, પૂજારણ, ભિખારણ, વટેમાર્ગુ, પાનખર, જ્વાળામુખિ, ધરતીકંપ, મોટર, સાયકલ, એક્સીડંટ, ચંપલ, ધાધર, સાડી, બૉમ્બર, લીપસ્ટીક ઇત્યાદિ વિષયો પર કવિઓની વાસ્તવદર્શી શક્તિનપેનો ચાલી રહી છે! ઠીક છે કવિઓ આભ પરથી ધરતી ઉપર તો ઉતર્યા છે! ભોંય ભેગા થયા નથી એટલું આપણા સાહિત્યનું સૌભાગ્ય મનાય!

●

'જ્યોત' કહે છે કે: "આજના સાહિત્ય ક્ષેત્રમાં સાગ કડીયાઓની જેવી બહુલતા છે તેવી બહુલતા સાગ શિલ્પીઓની નથી." જે જમાનામાં ધડાધડ બૉમ્બમારાથી સ્થાપત્યકળાના સુંદરમાં સુંદર નમુનાઓ પણ વગર વિચારે જમીનદોસ્ત કરવામાં આવતા હોય તે જમાનામાં શિલ્પીઓના નાજુક કોતરકામ કરતાં કડિયાઓનું સીધુ સાદું ચણતરજ સારૂં ગણાય કે તે દીવાલો પડીને કાટમાળ થઈ રહી જાય તોય ઝઝો પસ્તાવો ન થાય.

વળી વા. મો. શાહ કહી ગયા છે કે: "જે વાંચવાથી માણસના જ્ઞાનભંડોળમાં, શુદ્ધ આનંદમાં, કે જીવનને ઉચ્ચતર બનાવવામાં સારી અસર ન થાય તેવાં પુસ્તકો ગમે તેવી સુંદર ભાષામાં લખાયા હોય તો પણ પ્રજાને તે વાંચવા પાછળ સમયનો ભોગ આપવાની સલાહ આપી શકાય નહિ" એ તો ખરૂં પણ પુસ્તક જે પુરૂં વાંચ્યા વિના શી રીતે જણાય કે એમાં જ્ઞાનભંડોળ છે કે નહિ! શુદ્ધ આનંદ આપશે કે નહિ? અને જીવનને ઉચ્ચ બનાવશે કે નહિ!

ગુજરાતીનો સૈનિક કહે છે કે: "જાહેર પ્રજાએ સારાં પુસ્તકો પર કમીશન લેવાનું બંધ



ડૉ૦ કાસિમ ઈબ્રાહીમ મોતાલા

વતની (જી સુરત)ના આ યુવાને ચ ન વર્ષની એલ સી પી એસ ની પરીક્ષા પાસ કરી ડિપ્લોમા મેળવ્યો છે તેઓ તદ્દેગની એમ એમ પીના એક ઑ ડ બૉય પણ છે

## સાભાર સ્વિકાર

પાકિસ્તાન (માસિક)-વર્ષ ૧ લુ અંક ૧ જો તંત્રી ગુલામઅલી ગુલામહુસેન મીર્ઝા ૬-૯૦) ડોંગરી સ્ટ્રીટ મુબઇ ન ૯ પાકીસ્તાનના ચાહકોએ અપનાવવા જોગ છે લખાણોની નવિનતા ધ્યાન ખેચે છે

કેલેન્ડરો દતના મકટર એન એ કાઝી હાનર રોડ અલાયાની વાડી સુરત તરફથી ના નિઝામ સરકારની તસ્વીરવાળુ ખૂબસૂરત સને ૧૯૪૨નુ મળ્યુ છે તે આભાર સાથે સ્વીકા રીએ છીએ

(૨) 'ન્યા કારવા' છપાય છે તે ગંગોત્રી પ્રિન્ટિગ પ્રેસ ખાડાઞનર સુરત તરફથી સને ૧૯૪૨ નુ હિન્દુ તીથી સાથનુ બાર માસના બાર પાનાનુ સુદર અને સફાઇદાર છપાઇનુ કેલેન્ડર મળ્યુ છે તેનો આભાર સહિત સ્વી કાર કરીએ છીએ

(૩) 'દેશબન્ધુ' પ્રેસ કેળાપીઠ સુરત તરફથી સને ૧૯૪૨ નુ, હિ દુ અને ઇસ્લામી તારીખો સથનુ બાર મસના બાર પાનાનુ સુદર કેલેન્ડર મળ્યુ છે તે આભાર સહિત સ્વીકારીએ છીએ

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

"યા મતીનો" (સંખ્યા ૫૦૦) (૧) એને હરરોજ ૫૦૦ વખત પઢનારની દરેક હાજત ખુદાપાક પૂરી કરે છે. (૨) એને હમેશા કસરતથી પઢનાર કોઇનો મોહતાજ થતો નથી (૩) એને હમેશા કસરતથી પઢનારની ઇલ્મ તમા વધારો થાય છે. (૪) એને હમેશા કસરતથી પઢનાર દરેક આફત, બલા અને મુસિબતથી બચેલો રહેશે (૫) દરેક મુશ્કિલ આસાન થવા એને કસરતથી પઢવાથી ઇ અ બહુ જલ્દી મુશ્કિલ આસાન થઇ જશે (૬) કોઇ બચ્ચાનુ દુધ છોડાવી દીધું હોય અથવા દુધ કમતી થવાથી બચ્ચુ સબ્ર ન કરી શકતુ હોય ત્યારે એને ૫૦૦ વખત પઢી પાણી ઉપર અથવા દુધ ઉપર દમ કરી બચ્ચાને તેમજ તેની માને પીવાડવુ અને કઇક છાતી ઉપર લગાડવુ ઈ અ બચ્ચુ સબ્ર કરશે અને માના દુધમા વધારો થશે એવી રીતે ૧૧ દીવસ કરવુ (૭) અમર દુન્યવી માન, કોઇ કામ પૂર્ણ થવા, મુસિકલ આસાન થવા અથવા કોઇ ઓહદો મેળવવા ઇરાદો હોય તો ઇતવાર (રવીવાર)ના પહેલી સાઅતમા જે કામ માટે હોય તેની નિય્યતથી ૩૬૦ વખત પઢવુ એવી રીતે દર ઇતવારે અથવા દરરોજ બની શકે તો દરરોજ પઢવુ ઇ. અ બહુ જલ્દી કામ થઇ જશે

"યા વલીય્યો" (અદદ ૪૬) 'એ મદદગાર અને મોમિનોને દોસ્ત રાખનાર" (૧) એને હમેશા કસરતથી પઢનાર ઇ અ લોકોના દિલની વાતો જાણી શકશે અને કદામ વલી પણ થઈ જશે ખાનેમ નિય્યતથી હમેશા પઢવુ જોઈએ (૨) જેની લોડી અગર ઓરત તેનાથી ખુશી ન હોય તો જ્યારે ખિલવતમા જવા ઇરાદો હોય ત્યારે એને કસરતથી પઢી દમ કરવાથી ઇ અ તેનાથી ખુશી થશે (૩) એને હમેશા કસરતથી પઢનાર દીન દુન્યાના મર્તબા હાસિલ કરશે (૪) એને કસરતથી હમેશા પઢનારની સૌ કોઇ ઇજ્જત કરશે. (૫) જેની લોડી અગર ઓરત બદકાર હોય અને તે કામ ન છોડતી હોય તો ખિલ્વતમા જતા પહેલા વઝુ કરી ૧૧-૧૧ વખત પ્રથમ અને છેવટે દરૂદ શરીફ પઢી વચ્ચે એને કસરતથી પઢી દમ કરી ખિલ્વત કરવાથી ઇ અ બદકેવી છોડી દઇ નેક પરહેઝગાર થઇ જશે. (૬) કોઈ પણ મુશ્કિલ આસાન થવા જુમ્આની રાત્રે એને કસરતથી પઢવું ઇ અ આસાન થઇ જશે દર જુમ્આની રાત્રે પઢવુ અને દરરોજ રાત્રે પઢવુ વધારે બેહતર છે મુશ્કિલ આસાન થાય ત્યા સુધી પઢવુ (૭) આ




મુબારક નામની બેહદ તાસીરો છે. અમુક સાહેબોના લખવા મુજબ ખુદાવાકના મુકર્રબ ફરિશ્તા એ નામની પણ તસ્બીહ પઢે છે.

"યા હમીદો" (સંખ્યા ૬૨). "એ દરેક રીતે તારીફને લાયક" (૧) એને હમેશા કસરતથી પઢનારના બધા કામો લોકો પસંદ કરશે. (૨) એને હમેશાં કસરતથી પઢનાર નેક ચાલ ચલણ અખત્યાર કરશે. (૩) એને હમેશાં કસરતથી પઢનાર કાહેશા બકવાસ અને બદ જબાનીથી ઇ. અ. બચેલો રહેશે (૪) જેને કાહેશા બકવાસ અને બદ જબાનીની ટેવ પડી ગઈ હોય અને તેનાથી છુટકારો મેળવવા ઇરાદો હોય તો દરરોજ ૯૦ વખત એને પઢી કોઈ એક વાસણ પાણી પીવા નક્કી કરી તેમાં દમ કરી તે વાસણમાં જરૂરત વખતે પાણી પીવા કરશે તો ઈ. અ. એવી ટેવ છુટી જશે. અથવા એને હમેશાં કસરતથી પઢતો રહે અને જ્યારે પણ પાણી પીએ ત્યારે તે પાણી ઉપર દમ કરી પીએ. એવો રીતે પણ ઈ. અ. એ બુરી ટેવથી નજાત મેળવશે. (૫) એને હમેશાં કસરતથી પઢનારનું દિલ નૂરે ઇલાહીથી મામૂર થઇ જશે. (૬) "યા હમીદુલ્ફે આલે ઝાતહ્ના અલા જમીએ ખલ્કેહી બેહુસ્ને ત્હી યા હમીદો" કોઇના ઉપર બીજાએ જાદુ કર્યું હોય તો દરરોજ ૩૬૦ વખત પોતે પઢી અગર બીજો માણસ પઢી તેના બદન ઉપર દમ કરે ઇ. અ. બહુ જલદી સારો થઇ જશે.

"યા મોહસી" (અદદ ૧૪૮) "એ દરેક ચીજને ઘેરનારા" (૧) એને દર જુમ્આની રાત્રે ૧૦૦૦ વખત પઢનાર કબ્ર અને કયામતની અઝાબથી ઈ. અ. નજાત મેળવશે. (૨) એને દરરોજ ૧૦ વખત પઢનાર ખુદાની પનાહ અને હિફાઝતમાં રહેશે (૩) એને હમેશાં કસરતથી પઢનાર દરેક આફત, બલા, મુસીબતને વગેરેથી બચેલો રહેશે. (૪) એને હમેશાં કસરતથી પઢનાર ગુન્હાઓથી બચેલો રહેશે (૫) જેનું દિલ ગુન્હાઓ તરફ માઈલ રહેતું હોય તો એને હમેશાં કસરતથી પઢવાથી ઇ. અ દિલ નેક થઇ જશે અને બુરા કામો કરવાથી નફરત કરશે. (૬) એને હમેશાં કસરતથી પઢનારની યાદદાસ્ત શક્તિમાં બહુ વધારો થશે. (૭) જેને ઇબાદત કરવામાં સુસ્તી આવ્યા કરતી હોય તો રાત્રે સુતી વખતે સીના પર હાથ મૂકી એને પઢતાં પઢતાં સુઇ જવું છે. અ ઇબાદત તરફ દિલ માઈલ થશે અને સુસ્તી વગેરે દૂર થઇ જશે. (૮) દરરોજ ખાલી વખત ૨૦ લુકમા ઉપર દમ કરી ખાવાથી ઇ. અ. ખલ્ક તેની ઉપર મસખર થશે.

"યા મુબ્દીઓ" (સંખ્યા ૫૬) "એ પેદા કરવાવાળા" (૧) જેની ઓરતને હમલ રહેતો હોય પણ અધુરો પડી જતો હોય અથવા મુદ્દત કરતાં વધુ મહીને બચ્ચું થતું હોય અથવા બચ્ચું પેદા થતી વખતે બહુ તકલીફ થતી હોય તો તેનો ધણી સહરના વખતે એને ૯૦ વખત પઢી શહાદતની આંગળી ઓરતના પેટ ઉપર ચારે તરફ ફેરવી દમ કરે એવી રીતે ૨૧ દીવસ કરે ઇ અ બધી શિકાયતો દૂર થઇ જશે (૨) એને હમેશાં કસરતથી પઢનાર જે કંઈ જબાનથી કહેશે તે ઇ. અ થશે અને જે કંઇ દુઆ માંગશે તે પણ કબુલ થશે (૩) એને કસરતથી પઢનાર ગુન્હાઓથી બચેલો રહેશે અને નેક કામો કરશે. (૪) બુરી આદતો અને બુરા કામોમાં ગિરફતાર થએલા એને કસરતથી પઢશે તો ઇ. અ. બહુ જલદી છુટકારો થઇ જશે. (અપૂર્ણ)

# આંસૂથી એકતા!!!

અનુવાદક : 'તાલિબ' ખારવા



[નીચે રજૂ થતી નવલિકા ડૉક્ટર આ'ઝમ 'કરયવી'ની તેજસ્વી અને કસાએલી કલમે લખાએલી છે. હિન્દુ-મુસ્લિમ અથડામણો સબંધે આ નવલિકામાં એમણે જે વિચારો દર્શાવ્યા છે, તે એટલા બધા સુન્દર અને મનનીય છે કે જો હિન્દુ-મુસલમાનો બન્ને એના પર વિચાર કરે તો દેશના બહુ ગુંચવાએલા હિન્દુ-મુસ્લિમ સવાલ આમાંનીથી ઉકેલી શકાય એમ છે ઉમ્મીદ છે કે "કારવા"ના વાચકો આ નવલિકાને રસપૂર્વક વાંચશે અને એની રોશનીમાં હિન્દુ-મુસલમાનો વચ્ચેના વર્તમાન કજિયાના મૂળને સમજવાની તેમજ તેને દૂર કરવાની કોશિશ કરશે.] 'તાલિબ'

શેખ મુનીર અને પંડિત દયાશંકરની મિત્રાચારી કેવળ તેમના ગામ કંછનામાંજ નહિ, બલ્કે આસપાસના ગામોમાં પણ મશહૂર હતી. શેખજીના પગમાં કાંટો લાગતો તો, પંડિતજીના દિલમાં આઘાત થતો અને પંડિતજીને કંઈ તકલીફ થતી તો શેખજી વ્યાકુળ થઇ જતા. કોઈપણ કામ આપસમાં સલાહ મશ્વેરત કર્યા સિવાય તેઓ કરતા નહિ. પંડિતજીને ત્યાં જ્યારે સત્યનારાયણની કથા થતી, તો શેખ મુનીર સર્વે કામની વ્યવસ્થા કરતા, અને જ્યારે શેખ મુનીરને ત્યાં મીલાદ-શરીફ થતી તો પંડિતજી પ્રબંધ કરતા. ઘરો પણ બન્નેના પડખે-પડખે હતાં. સામે એક લીંબડાનું ઝાડ હતું એની નીચેના ઓટલા પર બન્ને જણ બેસી વાતો કરતા રાત્રે ગામના બીજા બે ચાર ખેડૂતો ત્યાં આવી જતા અને ગામ ગપાટા મારતા પ્રભાત થતાં ગામના અખાડામાં પહોંચી જતા. બન્ને અખાડાના ધણી ધણી હતા. જુવાનીમાં મ્હોટી મ્હોટી કુસ્તીઓ જીતી હતી. પરન્તુ હવે વૃધ્ધાવસ્થા હતી. શિષ્યોને કુસ્તી સંબંધના અને દાવપેચ શીખવતા કદી દિલમાં આવી જતું તો થોડી ઘણી કસરત પણ કરી લેતા. જ્યારે ક્યાંય કુસ્તી જંગ જામતો તો શિષ્યોને લઇ અવશ્ય પહોંચી જતા એમના ચરણોને પ્રતાપે કંછનાના પહેલવાનો જે કુસ્તી જંગમાં જતા, વિજયી થઇને પાછા ફરતા.

શેખજી અને પંડિતજીની ગણત્રી ગામના મ્હોટા કિસાનોમાં થતી હતી, બન્ને પાસે બાપીકી ખેતીવાડી એટલી હતી કે, જીવન આનંદથી વ્યતીત થઇ શકે. જુદા-જુદા ધર્મોના અનુયાયીઓ હોવા છતાંય તેમનામાં કોઇ જાતનો સાંસંગ ન હતો. તેઓ પ્રેમના પુજારી હતા. એમના અંતઃકરણોમાંથી ભ્રાતૃભાવ-શેખ અને બ્રાહ્મણોનો ભેદભાવ ભૂંસી નાખ્યો હતો. પ્રત્યક્ષમાં તેઓ બે હતા પરન્તુ પરોક્ષમાં એકજ હતા એને અકસ્માત કહો યા વિધિનું વિધાન કે બન્નેને કેવળ એક એકજ પુત્ર હતો. શેખ જમન અને જટાશંકર પણ પોતાના માતાપિતાની જેમ આપસમાં સંગાથ્થી મિત્રો હતા.

બન્ને જણ સાથે ઉઠતા, બેસતા, નાચતા, કુદતા. શેખ જમનના સંગમાં પંડિત દયાશંકર




અને જટાશંકરના વિચારોમાં શેખ મુનીર મોખરી બન્યા હતા. સારાંશ કે પંડિતજી અને શેખજી જ્યાં સુધી જીવંત રહ્યા ત્યાં સુધી બે દેહ એકજીવ રહ્યા. સંજોગવશાત બન્નેનું અવસાન પણ એકજ મહિનામાં થયું. પહેલાં પંડિતજી સ્વર્ગવાસી થયા અને પછી શેખજી પરલોકના પ્રવાસી બન્યા.

° ° °

૨

શેખ મુનીર અને પંડિત દયાશંકરના મરણ પછી એક વર્ષ સુધી બન્ને કુટુંબોના સંબંધો પહેલાંની જેમ રહ્યા; પરન્તુ જ્યારે પંડિત દયાશંકરની વરસી થઇ અને પહેલાંના નિયમ વિરૂદ્ધ જટાશંકરે શેખ જમનની કંઈ સલાહ ન લીધી ત્યારે, શેખ જમનને બહુ માઠું લાગ્યું. વરસીમાં જે સત્યનારાયણની કથા થઈ એમાં પણ જટાશંકર શહેરમાથી કોઇ નવા પંડિત–પ્રચારકને તેડી લાવ્યા પંડિતજી પોતે પોતાને જોશીલા અને રાષ્ટ્રભક્ત માનતા હતા. કથા થઇ ગયા પછી વાતચીત દરમ્યાન પંડિતજીએ સંગઠન પર ખાસ પ્રકારે જોર આપ્યું અને જાણે અણજાણે મુસલમાનો વિરૂદ્ધ પણ કંઇ કહી નાંખ્યું. શેખ જમન કથામાં હાજર હતો. એના માટે એ નવી વસ્તુ હતી. ન્હાનપણથી એના સંબંધો હિન્દુઓ સાથે અને ખાસ કરીને *જટાશંકર સાથે મિત્રતાભર્યા હતા.* જો પંડિતજીએ સંગઠન સિવાય મુસલમાનો વિરૂદ્ધ કંઇ કહ્યું ન હોત તો તેને કહેવાપણું ન હતું.

જમન ભણેલો ગણેલો ન હતો; અભણ ગામડિયો હતો. એ સમજ્યો કે એ બધુંયે જટાશંકરના અણસારે થયું છે. હંમેશાનો નિયમ એ હતો કે જ્યારે સત્યનારાયણની કથા પૂરી થઇ જતી તો શેખ જમન પ્રસાદી લઇ પોતાના ઘેર જતો હતો; પરન્તુ આ વખતે કથા પૂરી થતાં શેખ જમન પ્રસાદી લીધા વિના મોઢું બગાડી ઘેર પાછો ફર્યો. એને પાછો જતાં દેખીને જટાશંકરની માએ કહ્યું:

"બેટા! એવી ઉતાવળ શું છે? હમણાં બેસો, પ્રસાદી લઇને જજો."

"માસી, મ્હારે આજે ઘેર ઘણુંજ જરૂરી કામ છે. પ્રસાદી હું લઇ ચુક્યો છું."

એમ કહી શેખ જમન ચાલ્યો ગયો. જો જટાશંકર એને રોકત તો સંભવિત છે કે તે રોકાઇ જાત. પરન્તુ એ તકજ ન મળી, કેમકે જટાશંકર કોઈ કામમાં રોકાયેલો હતો. તેણે શેખ જમનને જતો ન જોયો.

° ° °

૩

અષાડનો મહિનો હતો. પહેલો વરસાદ થઇ ચુક્યો હતો. વાવણી થઇ ગઇ હતી. સંધ્યાનો સમય હતો. શેખ જમન પોતાના ખભે હળ નાખી બળદોને હાંકતો પોતાના ખેતરેથી પાછો ફરી રહ્યો હતો. રસ્તામાં તેની મુલાકાત ચાંદ નામના એના એક દોસ્તથી થઇ.

ચાંદે કહ્યું "કહો શેખજી, કાલે તો તમોએ હિન્દુઓ પાસેથી મુસલમાનોને ખૂબ ગાળો *ખવડાવી!"*

"હું અને મુસલમાનોને ગાળો ખવડાવું! જુઠ, તદ્દન જુઠ. હા, કાલે જટાશંકરને ત્યાં કથા હતી ત્યાં હું ગયો જરૂર હતો. ત્યાં જે વાતચીત થઇ એમાં મારો શો અપરાધ!"

"આખા ગામના મુસલમાનો એનો દોષ તારા ઉપર નાખે છે. એનું કારણ એ છે કે



તારી સ્હામે મુસલમાનોને ગાળો ભાંડવામાં આવી અને તું ચુપચાપ સાંભળતો રહ્યો. ખુદાની કસમ જો હું ત્યાં હાજર હોત તો ખૂનની નદીઓ વહેવડાવી દેત; પરંતુ હું એવી જગ્યાએ જાઉં શા માટે! હિન્દુઓની દયા અને તેમની મિત્રાચારી તનેજ મુબારક, હજી શું થયું છે! જોજે, જટાશંકર તારૂં દેવાળું ન કઢાવી દે તો, મ્હને કહેજે."

શેખ જમન જટાશંકરથી નારાઝ હતો. પરન્તુ હજુ સુધી એટલી સમજ ધરાવતો હતો. તેને ચાંદની એ વાતમાં ઉશ્કેરણીની ગંધ આવી. ગુસ્સે થઇ બોલ્યોઃ—

"હું પોતે જટાશંકરથી સમજી લઇશ. બીજાઓને મ્હારા મામલામાં દખલ દેવાની જરૂરત નથી"

ચાંદે જોયું કે શિકાર હાથથી જાય છે. કહેવા લાગ્યોઃ

"હા ભાઇ! જટાશંકરજ તારો સર્વસ્વ છે: હું તો પરાયોજ રહ્યો. મ્હારી ભૂલ થઇ. હવે હું કંઇ નહિ કહું."

બન્ને વાતો કરતા કરતા ગામની નઝદીક પહોંચ્યા રસ્તામાં મુલ્લાં કમાલ ભેટી ગયા. મુલ્લાજીએ પૂછ્યું :—



"કહો યારો શું વાતો થઈ રહી હતી?" ચાંદને સખ્મારો 'મળી' ગયો, કહેવા લાગ્યો

"કાલે જટાશંકરને ત્યાં મુસલમાનોને ખૂબ ગાળો ભાંડવામાં આવી. શેખજી ત્યાં હાજર હતા; પરંતુ ચુપચાપ બેસી રહ્યા. એ વિષે મેં એમને કહ્યું તો ઉલ્ટા મ્હારા પર નારાજ થવા લાગ્યા."

મુલ્લાંજી બોલ્યાઃ—

"એમાં નારાજ થવાની શું વાત હતી? જમનને જટાશંકરે કોણ જાણે શું ઘોળીને પીવડાવી દીધું છે કે તે એની ગુલામીમાંજ લાગ્યો રહે છે. જો કે તે જટાશંકરથી કોઈ પ્રકારે ઉતરતો નથી. કેમ, ચાંદ હું ખરૂં કહું છું ના?"

શેખ જમનના ઉત્તરથી ચાંદ કંઈ નિરાશ થઈ ગયો હતો, પરંતુ મુલ્લાંજીએ સાથે દેવાથી એ ઉત્સાહિત બની બોલ્યોઃ

"અરે, એમના સ્હામે જટાશંકર કંઈ વિસાતમાં નથી એ,એ હરેક વાતમાં તેમનાથી વધીને છે,-પણ એમને સમજાવે કોણ? જ્યારે ગામનો કોઈ મુસલમાન કથામાં શામિલ થતો નથી તો એમને ત્યાં જવાની શું જરૂરત હતી? મેં તો એટલે સુધી સાંભળ્યુ છે કે જે મુસલમાન હિન્દુઓની કથા સાંભળે તે કાફિર થઈ જાય છે. કેમ, મુલ્લાજી આ ખરૂં છે ના?"

મુલ્લાંજીની દોડ ગામની મસ્જિદ સુધી હતી. ઉર્દૂની પ્હેલી કિતાબ પણ પુરી કરી ન હતી કે મુલ્લાંજી બની બેઠા હતા. કુર્આન શરીફની બે ચાર આયતો પોપટની જેમ ગોખી લીધી અને પોતાને એક જબરદસ્ત આલિમ સમજવા લાગ્યા હતા. પોતાના હલવા–માંડાથી કામ હતું. ચાંદે તેમની કનેથી ફત્વો માગ્યો તો દિલમાં ખુશ થઈને કહેવા લાગ્યાઃ

"હા, હદીસોની મ્હોટી–મ્હોટી કિતાબોમાં એટલે સુધી લખ્યું છે કે કાફિરોથી મેળ–મિલાપ રાખનાર પણ કાફિર થઈ જાય છે"

શેખજીનું દિલ કંપી ઉઠ્યું:

"ઓહ! મ્હને પહેલાંથી એની ખબર ન હતી. મ્હેં ધોકો ખાધો." એમણે સખેદ આશ્ચર્યે મુલ્લાંજીને પૂછ્યું:

"કેમ મુલ્લાંજી, જે, મુસલમાનો પાંચ વખતની નમાઝ પડે છે, રોઝા રાખે છે, તેઓ પણ શું હિન્દુઓ સાથે હળવા–મળવાને કારણે કાફિર થઈ જાય છે?"

મુલ્લાંજીએ મોઢું બનાવીને કહ્યું:—

"શરઈ (ધાર્મિક) મામલાઓમાં દલીલ અને હુજજતની જરૂરત નથી. જે કંઈ હદીસોમાં લખ્યું છે તે મ્હેં બતાવી દીધું. હવે તમે જાણો અને તમારૂં કામ"

હવે સર્વે જણાં શેખ જમનના દરવાજે પહોંચ્યા હતા. શેખજીએ હળ ખભેથી ઉતારી જમીન ઉપર રાખ્યું. ચાંદ અને મુલ્લાંજી માટે ખાટલો ઢાળ્યો. ચાંદે શેખ જમન પ્રત્યે હમદર્દી બતાવતાં મુલ્લાંજીને પૂછ્યું:

"બિચારા શેખજીને શું ખબર કે કથા સાંભળવાથી મુસલમાન કાફિર થઈ જાય છે! ખેર, જે થવાનું હતું તે થઈ ગયું. હવે કોઈ એવી તરકીબ બતાવો કે જેથી શેખજી ફરી પાકા મુસલમાન થઈ જાય"

મુલ્લાંજીએ દાઢીમાં હાથ પસવારતાં કહ્યું: "હા, તોબાનો દરવાજો બંધ નથી કેમ, મુરદું નર્કમાં જાય કે સ્વર્ગમાં, એમને... જમન, તું તારા પિતાની બરસી ક્યારે કરીશ?"




"આજથી આઠ દહાડા પછી કરીશ."

"વરસીમાં મીલાદ શરીફ ધામધૂમથી કરાવવી જોઈએ. વંચઝ માટે શહેરમાંથી કોઈ મૌલ્વીને બોલાવો, એમ તો હું પણ વંચઝ કરી શકું છું; પરન્તુ આપણો ગામનો મામલો છે, એમાં હું દરમ્યાનગીરી કરવા ચાહતો નથી. શહેરમાંથી જે મૌલ્વી તેડવામાં આવે તે, પણ પોતાના વચઝમાં હિન્દુઓના ખૂબ ઉધડા લે. એવી રીતે તમે જટાશંકરથી વેર-બદલો લઈ શકશો. પંદર વીશ રૂપીઆનો ખર્ચ છે, પરંતુ તમારા માટે એ નજીવી વાત છે."

—શેખ જમને કહ્યું:—

"રૂપીઆની કંઈ ફિકર નથી, પરંતુ હું તો શહેરના કોઈ મૌલ્વી સાહેબને ઓળખતો નથી."

મુલ્લાંજી બોલ્યા :

"એ માટે તમે બેફિકર રહો. બધો બંદોબસ્ત કરી લઈશ."

શેખ જમન જાળમાં ફસાઈ ગયો. મુલ્લાંજીએ તેને વિચારવાનો અવકાશજ ન આપ્યો.

જ્યારે શેખ જમનને ત્યાં મીલાદ શરીફનો જલસો થયો તો શહેરમાંથી મુલ્લાંજી કોઈ 'મહાન મૌલાના'ને તેડી લાવ્યા. તેમણે પોતાના વચઝમાં 'ફતવો' આપ્યો કે હિન્દુઓ સાથે હળવું-ભળવું અથવા તેઓની સાથે કોઈ પ્રકારનો સંબંધ રાખવો કુફ્ર છે. વચઝ કહીને, મ્હોટા મૌલાના તો વાપસ ચાલ્યા ગયા. પરંતુ જે આગ પંડિતજીના પ્રચારથી અંદર અંદર ધૂંધવાઈ રહી હતી, તે હવે મૌલાનાના વચઝથી એના પ્રચંડ સ્વરૂપમાં ભભૂકી ઉઠી અને ગામની શાન્તિ જોખમમાં આવી પડી.

• • •

૪

પ્રાતઃકાળનો સમય હતો. પંડિત જટાશંકર પોતાના ઓટલા પર બેઠો બેઠો લાલા બીહારીલાલ પટવારી અને છોટેલાલ બનીયાથી વાતો કરી રહ્યો હતો. થોડે દુર શકરો ચમાર જમીન ઉપર બેઠો બેઠો રસ્સી વણી રહ્યો હતો. શેખ જમન પોતાને ઘેરથી નીકળ્યો, એને જોઈને જટાશંકરે કહ્યું:

"કેમ શેખજી, હિન્દુઓને ગાળો અપાવીને હવે તો તમારૂ કલેજું ઠંડુ થઈ ગયું?"

શેખ જમને ભ્રકુટી ચઢાવીને ઉત્તર આપ્યો:

"જે જેવું કહેશે તેવું સાંભળશે. તે દિવસ ભૂલી ગયા જ્યારે તમોએ મુસલમાનોને ગાળો અપાવી હતી? ખરૂં છે, મીઠું મીઠું હપ હપ કડવું થુ થુ."

"પરન્તુ એનું પરિણામ સારૂં આવશે નહિ."

"જોયું જશે" એમ કહેતો શેખ જમન આગળ વધ્યો. ઓટલા ઉપર બેઠા બેઠા છોટેલાલ બનીયાએ કહ્યું: "શેખજી તો બહુ બગડી બેઠા છે."

પટવારી. "રાણી રૂઠશે તો પોતાનો સોહાગ લેશે."

છોટેલાલ: "શેખજીનો કોઈ માથે ચડવાથી મુકાબલો થશે તો આંખો ઉઘાડીને ચાર થઈ જશે."

શકરા ચમારે જોયું કે તે બધાથી પાછળ રહી જાય છે. તે બોલ્યો: "ચાર વીંઘા જમીન પર આટલો ઘમંડ છે, જમીનદાર હોત તો તો અમોને કાચાજ ખાઈ જાત."

હવે જટાશંકરનો વારો હતો, કહેવા લાગ્યો:

"પરન્તુ અહિં કોની પરવા છે! ગામમાં ગણત્રીના તો મુસલમાનો છે. અમે ચાહીયે




તો મારી-મારીને ભગાવી દઇએ. એ હયો, ભગવાનદાસ મહારાજ પણ આવી ગયા તેમની સલાહ પણ લઇ લ્યો."

ભગવાનદાસ મહારાજ ગામના પુરોહિત હતા. જ્યારે એમણે પુરી હકીકત સાંભળી તો કહ્યું: "એ મલેચ્છોનો વિશ્વાસ કદી ન કરવો જોઇએ. બધાઓએ તેમનો બહિષ્કાર કરવો જોઇએ. ઇશ્વર કરેને બધાય મુસલમાનો ગામ છોડી ભાગી જાય."

શકરો ચમાર ઉછળી પડયો: 'હા મહારાજ તમે પેગ્મ્વાત કહી. ધન્ય છે તમારી બુદ્ધિને. બનીયાજી તમારી શું સલાહ છે?"

છોટેલાલ બનીયાએ જવાબ આપ્યો: "પરન્તુ આપણુંને નુકસાન થશે."

પટવારીએ કહ્યું: "નહિ, નહિ, તમે એની ફિકર ન કરો."

છેવટે મહારાજ ભગવાનદાસની વાત બધાઓએ માન્ય કરી અને એજ દીવસથી ગામના હિન્દુઓએ મુસલમાનોનો બહિષ્કાર શરૂ કરી દીધો.

જ્યાં કદી હિન્દુ-મુસલમાનો આપસ-આપસમાં ભાઇચારાના સંબંધો ધરાવતા હતા, ત્યાં હવે ફાટ-ફૂટે ઘર ઘાલ્યું. શેખ અને બ્રાહ્મણની




લાંબેથી કંટાળીને સુલેહ-શાન્તિની દેવી ગામમાંથી વિદાય થઇ ગઇ.

० • ०

૫

એક દહાડો શેખ જમનની મુરઘી પંડિત જટાશંકરના ઘરમાં ચાલી ગઇ જટાશંકરે પત્થર માર્યો. જમને જોયું. અત્યાર પહેલાં પત્થર તો શું જો જટાશંકર મુરઘીને જાનથી પણ મારી નાખત તો શેખજીને લેશ માત્ર રંજ ન થાત; પરંતુ હવે તો આપસમાં વેરભાવ હતો જમને વિચાર્યું કે જટાશંકરે ઇરાદાપૂર્વક મારી મુરઘીને પત્થર માર્યો છે.

જમન ઉશ્કેરાઇ જઇને બોલ્યોઃ

"તેં મારી મુરઘીને પત્થર કેમ માર્યો?"

"મારું નુકસાન કરશે તો અવશ્ય મારીશ."

"આવ્યો છે કહીંનો તીસમારખાં. હવે માર તો જોઉં ?"

"ઓહ, એમ છે! તો હવે તારી મુરઘીને મોકલી જોજે."

"આ હદ પર તો મારી મુરઘી જરૂર જશે. હું પણ જોઇ લઇશ કે કોણ બાપનો પુત મારી મુરઘીને મારે છે!"

"શેખજી! બસ આગળ ન વધો, જબાન સંભાળીને વાત કરો; નહિ તો એનું પરિણામ સારું નહિ આવે. તારી મુરઘીઓ મારું નુકસાન કરે અને જો હું કંઇ કહું તો શરમિન્દા થવને બદલે ઉલ્ટો મને આંખો દેખાડે છે?"

"તારે કંઇ કહેવું હતું તો મને કહેવું હતું. મુરઘીને પત્થર મારનાર તું કોણ? હું તારાથી ડરનાર નથી. તું એક સંભળાવીશ તો હું હજાર સંભળાવીશ. તું મને શું સમજ્યો છે?"

'કંઇ પણ નથી સમજ્યો. મ્હારાથી વધુ બોલીશ તો પાણી ઉતારી નાખીશ "

"ઓહ! ઉંદરડીએ દારૂ પી લીધો! તારી શું મજાલ છે કે મ્હારાથી આંખો મીલાવી શકે!"

"ઠીક છે, આવી જાઓ કોની વાત જેવી હતી? લાઠી લઇને આવી જાઓ. આજેજ તારો અને મારો ફેંસલો થઇ જાય "

એમ કહી શેખ જમન ઘેરથી લાઠી લેવા દોડ્યો. માએ ગભરાઇને પૂછ્યું "શું મામલો છે?" પરંતુ ગુસ્સામાં જમને કંઇ જવાબ ન આપ્યો. તે બાજુ જટાશંકર પણ લાઠી લઇ ઘેરથી બહાર નીકળ્યો તો એની માએ પુછપરછ કરી; પરંતુ તે પણ ઉત્તર આપ્યા વિના જલ્દીથી બહાર આવી ગયો.

એ સમયે ગામના બીજા હિન્દુ-મુસલમાનો ભેગા થઇ ગયા મુસલમાનોએ શેખજીનો સાથ આપ્યો અને કહ્યું:

'શેખજી, ગભરાશો નહિ, અમો બધા તમારી પડખે છીએ, જો તમે આજે દબાઈ જશો તો સમજી લેજો કે ગામમાં રહેવું મુશ્કેલ થઇ પડશે."

બીજી બાજુ હિન્દુઓએ જટાશંકરને ઉશ્કેર્યોઃ

"ખબરદાર, મુસલમાનોથી ડરવું નહિ. ખૂબ જમ્યા રહો." બન્ને બાજુના ગમારો મરવા-મારવા તૈયાર થઇ ગયા હવે આ જટાશંકર અને શેખ જમનનો ઝઘડો ન હતો; પરંતુ શેખ અને બ્રાહ્મણનો ઝઘડો હતો. ગામમાં જમીનદારોનો જુલમ સહી શકાય છે, મહેનત વસુલ કરનારા કારકુનોની માર પીટકાર અને સિપાઈ-સપરાની ગાળો



જબરદસ્ત કેંગી શકાય છે ગામના ગરાસીયાઓ અને પ્રાન્તના અમલદારોની વચમાં કોઈ વાંધો લઈ શકતો નથી, પરન્તુ આતો શેખ અને બ્રાહ્મણનો સવાલ પેદા થઈ ગયો છે તો જુઓ હિન્દુ મુસલમાન એકતો પોતાના પ્રાણનો ભોગ આપવા તૈયાર થઈ ગયા

પરન્તુ આ લડાઈમાં ન તો કથાકાળ પતિ શામિલ હતા ન સીનાદ શરીફવાળા મૌલાના અને ગામ ઘાસમાં ચિનગારી નાખી દૂરથી તમાશો જોનારાઓમાં રૂપ તેઓ ન હતા

બન્ને પક્ષો ઇન્તેકામના જોશમાં દીવાના બની રહ્યા હતા પરિણામની કોઈને પરવા ન હતી

હિન્દુઓએ "જય જય" અને મુસલમાનોએ 'અલ્લાહુ અકબર' ના પોકારો કર્યા

બન્ને બાજુના સરદારો શેખ જમન અને પંડિત જટાશંકર બધાથી પહેલાં લાઠી સંભાળીને આગળ વધ્યા

સમય હતો કે બન્ને બાજુ લાઠીઓ ઉછળે કે એકાએક જટાશંકર અને જમનની માતાઓ દોડતી આવી અને બન્ને જણાઓની વચ્ચે ઉભી રહી ગઈ

જોશ પર આવેલો આ દરિયા થંભી ગયો ઉપડેલી લાઠીઓ નીચી નમી ગઈ

મહારાજને પોતાના દિકરા જટાશંકરને ઉદ્દેશીને કહ્યું

" તું મ્હારા જીવતા-જીવ જમન પર લાઠી ચલાવી શકીશ નહિ જો તારે મારવું હોય તો પહેલાં તારી મા ઉપર લાઠી ચલાવ હું જમનને તારાથી ઓછો સમજતી નથી

તે પણ મારો દીકરો છે, જો તું આજે મારવા આવ્યો છે એને તારા પિતાજી પોતાના પ્રાણથી વધારે સમજતા હતા તમો બન્ને ભાઈની લડાઈને જો આજે તેમના આત્માને કેટલું દુઃખ થતું હશે ? 'હાય' તે મેળ મિલાપના દિવસો ક્યાં ગયા ? તારી તો અક્કલ મારી ગઈ છે તું બીજાના ભમાવવાથી બહેકી ગયો છે મુસલમાનો સદીઓથી આ ગામમાં રહેતા આવ્યા છે તેઓ હમેશાં આપણી સાથે સદભાવથી વર્ત્યા છે તેમની સાથે લડવું ઠીક નથી આજ આપસની લડાઈ આખું ગામ બરબાદ થઈ જશે જેમને તમે દોસ્ત સમજો છો, તેઓ વખત આવતા તારે કંઈ કામે આવવાના નથી

અહીં મહારાજન જટાશંકરને સમજાવી રહી હતી અને તે બાજુ શેખ જમનની મા પોતાના પુત્રને ઠપકો આપી રહી હતી

'હું જટાશંકરને હરગિજ ઉની આંચ પણ આવવા નહિ દઉં તે મારા જિગરનો ટુકડો છે મ્હારે શું છે ? હું તો કબરને કાંઠે બેઠી છું મૌત આજે ન આવ્યું તો આવતી કાલે જરૂર આવશે મારવું હોય તો મને મારી નાખ આ માના ખૂનથી તારો ગુસ્સો ઠંડો થઈ જશે એમ ખુશીથી મારે જટાશંકરનો જીવ લેવો છે ! તો તૌબા ! તૌબા ! જો ખુદા તમો બન્ને ભાઈઓની લડાઈનો તમાશો જોવા ચાહે છે તેઓની ઇચ્છા મારી જિંદગીમાં પુરી નહિ થઈ શકે જ્યાં સુધી મહારાજન અને હું જીવતા છીએ ત્યાં સુધી આ ઘરમાં ફાટફૂટ પગ નહિ પામે '

એટલું કહીને તે મહારાજન તરફ દોડી, બન્ને ગળે વળગી રડવા લાગી ઘણોજ દર્દ-



નાક અને અમરનાથક દોંગાર—નો અંનેની અને નિર્મળ થઈ ગયા
મદ્દમ્બાનજીની સમજાર અને પવિત્ર આસુ — જટારાકર અને શેખ જમન આગળ
ઓએ કીના અને વેરના મેલને ધોઈ નાખ્યો વર્ષો અને બન્ને ગળે વળગી પડ્યા
હિન્દુઓ અને મુસલમાનોના દિલો સ્વચ્છ (સંપૂર્ણ)

---

મુસ્લિમ

# અરબી વહાણવટું

અનુવાદક: સાલેહ અકીલ સાહેબ

(ગતાંકથી ચાલુ)

અબુલકાસિમ શીઅઇ અને એના પુત્રો, મેહદિયહથી પોતાના નૌકાસૈન્યો લઇને નિકળતા હતા અને ઇટલીના કિનારાના શહેરો ઉપર હુમલો કરતા હતા અને સફળ થઇને પાછા ફરતા હતા. મુજાહિદ આમરી, જે દાનિયહનો રઇસ અને મલૂક તવાઇફમાંથી એક હતો; એણે હિ. સ. ૪૦૫માં પોતાના બેડા વડે સાર્ડિનિયાને જીતી લીધું. જેને ઇસાઇઓએ હવે પાછું લઇ લીધું છે. મુસલમાનો એ ઝમાનામાં આ સમુદ્ર ઉપર વર્ચસ્વ ધરાવતા હતા અને એમના વહાણો આવતા જતા રહેતા હતા. ઇસ્લામી લશ્કરો આ સમુદ્રમાં વહાણોમાં બેસીને સિસિલીથી યૂરપના ઉત્તર ભાગમાં જતા હતા અને ફિરંગી બાદશાહોના રાજ્યો ઉપર હુમલા કરતા હતા, જેવું કે સિસિલીના શાહી વંશ બની હુસૈનના સમયમાં થયું. એ ઝમાનામાં તમામ ઇસાઇ કૌમો પોતાના નૌકા સૈન્યને સમુદ્રની ઉત્તર અને પૂર્વ બાજુએ ફિરંગીસ્તાન અને સિકલિસ્તાનના કિનારાઓ પર લઇ ગઇ. ઇસ્લામી નૌકા સૈન્યો તેમના ઉપર એવી રીતે તુટી પડતા હતા, જેવી રીતે સિંહ પોતાના શિકાર ઉપર તુટી પડે છે. આખો સમુદ્ર મુસલમાનોના વહાણોથી ભરપૂર હતો અને સુલેહ તથા જંગને માટે માર્ગમાં એમની અવર જવર થતી રહેતી હતી. ઇસાઇઓનો એક તખ્તો પણ આ સમુદ્રમાં ન હતો. ઉબયદીનની જ્યારે પડતી અને નબળાઇ આવી તો ઇસાઇઓ છેડછાડ કરવા લાગ્યા અને મિસર તથા સિરિયાના કિનારાએ ઉપર કબજો કરી લીધો અને ઇસ્લામી નૌકા સૈન્યો મૌકૂફ થઇ ગયા."

પરંતુ સુલતાન સલાહુદ્દીને જ્યારે ઉબયદીનનો ખાતિમો કર્યો અને ઇસાઇઓને મિસર અને શામથી દૂર કર્યા, ત્યારે એણે જહાજો પ્રત્યે પણ ધ્યાન આપ્યું. શામી કિનારાઓમાં ચોકી અને દુશ્મન વહાણોનો સામનો એણે જેવી રીતે કર્યો છે, તેનું વર્ણન અમાદ કાતિબે 'અલફતહુલ કુદસી'માં કર્યું છે. એક સ્થળે તે લખે છે:—

"ઇસ્કંદરિયહના અધિકારીઓને લખવામાં આવ્યું કે મોટા વહાણોમાં ખાવાની વસ્તુએ મોકલવામાં આવે. અને એના ઉપર બહાદુર તીર અંદાઝો મુકર્રર કરવામાં આવે. જ્યારે તે શામના કિનારા પાસે નજરે પડ્યા, ત્યારે ઇસાઇ જહાજોએ તેમને દરેક તરફથી ઘેરી લેવા ઇચ્છ્યું, પરંતુ ઇસ્લામી જહાજો અત્યંત વીરતા પૂર્વક લડતાં કિનારા સુધી પહોંચી




ગયાં" (પા-૨૮૪) પેરા એ પછી ઇબ્ને ખલ્દૂન લખે છે :—

"ઉબૈદીનની પડતી પછી તે તરફના ઇસ્લામી જહાઝોની સ્થિતિ પણ બગડી ગઇ, માત્ર આફ્રિકા અને મરાકશ (મોરોક્કો)માં વહાણોનો બંદોબસ્ત પહેલા જેવો કાયમ રહ્યો. તેમના બાગને કાઇ નુકશાન પહોંચ્યું નહિં. અલ-મતૌનાના સમય સુધી અરબી બેડાના કાઇદ, કાદસ ટપુના રઇસો બની મજબૂત હતા. એમનાથીજ મવહિદીનની સલ્તનતના ગન્જકર્તા અબ્દુલ મોમિને લીધુ અને ઇન્દલુસી અને આફ્રિકન કિનારા પર એમના નૌકા સૈન્યોની સંખ્યા સૌની થઇ ગઈ છઠ્ઠી સદી હિજરીમાં જ્યારે મવહિદીનની સલ્તનત પૂર્ણ ઉન્નતિ ઉપર હતી અને સ્પેઇન તથા મોરોક્કો બન્નેના ઉપર એમનો કબજો હતો, ત્યારે એમણે પોતાના જંગી જહાઝોમાં અનહદ પ્રગતિ કરી જેનું દ્રષ્ટાંત નથી એમના નૌકા સૈન્યોનો વડો અમલદાર અહમદ સકલી (સિસિલીના બાદશાહ) હતો."

આગળ જતાં, જે ચોથી સદી હિજરીના મધ્યમાં હતો અને ભૂમધ્ય સમુદ્રમાં સ્પેઇન અને સિસિલી સુધી જઇ આવ્યો હતો, લખે છે કે:-

'તમામ સમુદ્રોમાં આ સમુદ્ર (ભૂમધ્ય)થી વિશેષ કોઇ સુંદર નથી એની બન્ને તરફ પાસે પાસે વસ્તીઓ છે, અને એમા મુસલમાનો અને રોમનોના વહાણો આવે જાય છે. બન્ને એક તરફથી બીજી તરફ જાય છે અને મોટે ભાગે એમાં મુસલમાનો અને રોમનોના સૈન્યો વચ્ચે અથડામણ થઇ જાય છે. બન્ને પક્ષના સો સો ગણે એનાથી પણ વિશેષ જંગી જહાઝો એમાં થઇ જાય છે અને સમુદ્રમા એમના લડાઇ થાય છે." (પા-૭૨)

ટુંકમાં, ભૂમધ્ય સમુદ્રના બન્ને કિનારાઓમાં અરબોની જાવ આવ હતી. તે આફ્રિકન કિનારામાં એક તરફ સ્પેઇન અને તન્જા સુધી પહોંચીને પશ્ચિમ અને દક્ષિણ આફ્રિકા સુધી ચાલ્યા જતા હતા. અને બીજી તરફ તે એશિયા માઇનર, કોન્સ્ટેન્ટીનોપલ અને ટાપુઓને પસાર કરીને સિસિલી, ઇટલી અને ફ્રાન્સ સુધી પહોંચતા હતા, શું કોઈ આજે આ માનશે કે જેવી રીતે સ્પેઇનના ક્યાંઇ દ્વાર છઆ ટરનું મૂળનામ 'જબલે તારિક' છે, એ જ રીતે ફ્રાન્સના પ્રખ્યાત બંદર મરસીલીયાનું અસલી નામ 'મરસી મુસા' છે. આ નામ ઇદ્રીસીની ભૂગોળમા મળે છે.

આ ટુંક વર્ણન પછી, જેના સવિસ્તર વર્ણનનો આ મોકો નથી. એનસાઇક્લોપિડિયા ઓફ ઇસ્લામના એક વિદ્વાન લેખક માર્ટીન હાર્ટમેન (Martin Hartmarn)ની આ શોધખોળ (?)થી, જેને તેમણે પોતાના લેખ 'ચીન"મા જાહેર કરી છે; કોઇ ન્યાયપ્રિય ઇતિહાસકાર સહમત થઇ શકે છે.?

"ઇસ્લામ, સામાન્ય રીતે દર્યાથી બ્હીતો રહ્યો છે. દર્યા પર કાફિરોની સત્તાથી તે શરૂઆતથીજ લાગણીવશ થયો અને તેમની સત્તાના સામના માટે તેણે કોઇ પણ પ્રયત્નો કર્યા નહિં. જ્યારે અમે મુસલમાનોને દર્યાઇ હુમલા કરતા જોઇએ છીએ, ત્યારે એવું જણાય છે કે તે મોટે ભાગે પરાજીત થતા રહ્યા છે તેમનો ઉપર જેટલા હુમલા તેમણે કર્યા તે બધાય નિષ્ફળ ગયા."

જો મુસલમાન કૌમોમાથી તુર્કોના દર્યાઇ યુધ્ધો પણ અગાઉ આ લેખનો વિષય હોત તો મજકુર લેખક (માર્ટીન સાહેબ)ની શોધખોળની હકીકત ઔર પણ પૂરી રીતે જાહેર થઇ જાત.!

[સંપૂર્ણ]

પ્રભુને—! (૧)

બાગમાં તારા પ્રભુ શું નિર્ધનો દુર્જન છે?
ઘર ગરીબોના બધા તુજ રાજ્યમાં વેરાન છે
શું અમારી વેદનાને તું કળી શકતો નથી?
તો પછી મળવાનું અમને, શું મળી શકતો નથી?
ધનની મીઠી મોજમાં નહિ ભુલ્યા ઇન્સાન છે
ના પ્રભુ તું પણ બની બેઠો હવે ધનવાન છે?
તેના પાપીનો કદિયે મેળ મળવાનો નથી
કોઈપણ ધનવાન આવા ઘર ગણવાનો નથી
શું ગરીબો ટળવળે એમાં જ તારી શાન છે?
છે બજે તું રે ગરીબો એનું તુજને ભાન છે?
શિર ધનવાનોના તુજ ચરણોમાં નમવાના નથી
એક પણ તુજ શબ્દ આ ધનવાન ખમવાના નથી
શા પ્રભુ અમને તજી ધનવાનો પાસે જાય છે?
શું ગરીબોની ગરીબી તુજને ખાવા ધાય છે?

(૨) પ્રભુનો—!

કોણ મુજથી રોષમાં આવી કર ફરિયાદ છે?
કોના ઘર? કોણે કર્યાં? મુજ રાજ્યમાં બરબાદ છે?
ખૂબ જાણું છું કે ધનવાનોને ધન પર નાઝ છે,
પણ એ ભૂલી જતા મુજ લાકડી બે-આવાજ છે
છે ગરીબી મુજને વ્હાલી હું ગરીબી ચ્હાઉં છું,
જ્યાં ગરીબો મુજને પોકારે છે ત્યાં જાઉં છું.
શું કહ્યું તમને તજી ધનવાનો પાસે જાઉં છું!
અરે! હરપળે હું તો ગરીબોનીજ વ્હારે ધાઉં છું
જે ગરીબોને હજી મુજમાં અટલ વિશ્વાસ છે,
તે ગરીબોનીજ સાથે સાથ મારો વાસ છે
શાને મુરખ તું બન્યો મારી સમક્ષ નાદાન છે?
વેદના જે છે તમારી તેનું મુજને ભાન છે
શા' કરો ચિંતા તમો હું છું ગરીબોનો 'રફીક',
હું ગરીબીને ચ્હાઉં એજ મ્હારી શાન છે

"રફીક" [મુંબઈ]



# "જૂઠ, ઝિંદાબાદ"

અનુવાદકઃ-એફ. મુહંમદી (રંગુન)

એક રાત્રે મેં આ વિચિત્ર ઇરાદો કર્યો કે કાલ સવારથી જૂઠું બોલીશ નહીં. હંમેશા તદ્દન સત્યુજ બોલીશ.

હું હજુ નાસ્તોજ કરી રહ્યો હતો કે મારા મોટાભાઇ, જે મારા પર ઘણો પ્રેમ રાખતા હતા, તેઓ હંમેશની આદત પ્રમાણે સ્મિત કરતા આવ્યા અને મારા ખભા પર હાથ મૂકી કહેવા લાગ્યા

ભાઇ-રાતના કેટલા વાગ્યે પાછા ફર્યા!"

હું-રાતના બે વાગ્યે

ભાઇ-બે વાગ્યે? ઘણું મોડું કર્યું. ક્યાં હતા?

હું-દોસ્તોની સાથે હતો.

ભાઈ-શું કરતા હતા?

હું-શરાબ પી રહ્યો હતો.

ભાઇ-[ગુસ્સાથી] શરાબ? શું તમે પણ શરાબ પીઓ છો!

હું-હા. ઘણી શરાબ પીઉં છું.

ભાઇ-[મુઠ્ઠી ઉગામતાં] ઠીક! ઠીક! પિતાજીને આવવા દો.

હું-આવવા દો. પરંતુ સાચું બોલવાનો હું નિશ્ચય કરી ચૂક્યો છું!

• • •

મોટાભાઇ બડબડાટ કરતા ચાલ્યા ગયા. હું પણ બ્હાર જવા માટે તૈયાર થયો. પરંતુ શું જોઉં છું, કે બ્હેન નવા કપડાં પહેરી દોડતી આવે છે.

બ્હેન-ભાઇજાન! આજે હું કેવી દેખાઉં છું?

હું-રોજના જેવીજ.

બ્હેન-[આશ્ચર્ય પામતાં] શું? આ કપડાંમાં હું વધુ સુંદર નથી લાગતી?

હું-જરા પણ નહીં!

બ્હેન-[શરમિંદા થઇ] તો પહેલાનાજ કપડાં સારા હતા, જેના તમે ઘણા વખાણ કર્યાં હતાં.

હું-મેં જુઠી તારીફ કરી હતી

બ્હેન-[ગુસ્સાથી] તો શું હું દરેક હાલતમાં કદરૂપી છું?

હું-હા!!

આ સાંભળતાંજ તેણે રડવાનું શરૂ કરી દીધું. પણ મેં કાંઇ પરવાહ કરી નહીં અને બ્હાર નીકળી પડયો

• • •

થોડેજ દૂર ગયો હતો કે એક પુરાના દોસ્તનો અવાજ સંભળાયો.

તે-અહો! તમે છો? હું તમનેજ મળવા આવી રહ્યો હતો?"

હું-[ક્રમને] શા માટે?

દોસ્ત-ઘણા દિવસથી તમને જોયા નહોતા, તબીઅતના સમાચાર જાણવા હતા

હું-હવે તો મને જોઈ લીધો?

દોસ્ત-[શરમિંદા થઇ] હા હું એ જોઇ ઘણો ખુશ થયો કે તમારી તબીઅત તદ્દન સારી છે.

હું-[વધુ બગડેલા મને] હજી કાંઇ કહેવું છે? હું નકામી વાતો પસંદ કરતો નથી.

દોસ્ત-[આશ્ચર્ય પામીને] કાંઇ કહેવું?... હા. જરા થોભી જાઓ. તમારા ખીસામાં કાંઇ છે?

હું-હા! ઘણી ચીજો છે; રૂમાલ, નોટબુક, સીગારેટ, કેસ..."



દોસ્ત–હું રૂપિયા વિષે પૂછી રહ્યો છું. કેટલી રકમ છે?

હું–એંસી રૂપિયા.

દોસ્ત–[ખંધાઈથી હસીને] દસ રૂપીઆ ઉધાર આપો. પગાર મળવાથી આપી દઈશ.

હું–[રૂક્ષ કઠોર સ્વરે] તમે ઘણી વાર એવી રીતે દગો દઈ ચૂક્યા છો. હું એક પૈસો પણ આપીશ નહી.

આટલું કહી તેને ઘણાજ ગુસ્સામાં છોડી હું આગળ વધ્યો.

હવે હું એક ટ્રામમાં સવાર થયો. પરંતુ વચમાં એક લેડી સાહેબાનો પગ કચડાઈ ગયો. મારા ધારવા પ્રમાણે ભૂલ તેની હતી. તેની ફર્જ હતી કે પગને અવ્યવસ્થીત સીધી રીતે રાખીને બેસે મેં માફી માંગી નહી. લેડીએ રોષભરી નજર નાંખી કહ્યું:

લેડી–તમારે માફી માંગવી જોઈએ?

હું–વાંક મારો નથી, તમારો છે!

લેડી–તમારે સ્ત્રીઓને માન આપવું જોઈએ?

હું–બદતમીઝ સ્ત્રીઓની ઇજ્જત હું કરી શકતો નથી!

આ સાંભળતાંજ બધા મુસાફરો મારા પર ગાળેનો વરસાદ વરસાવવા લાગ્યા.

ટ્રામથી ઉતરી હું એક હોટલમાં દાખલ થયો. એક છાપાના તંત્રી સાહેબ પણ ત્યાંજ બેસી ખાણું લઈ રહ્યા હતા. મારાથી મુલાકાત કરી ઘણાજ સન્માનથી મને પોતાની પાસે બેસાડ્યો, અને કહેવા લાગ્યા;

તંત્રી–આજના પત્રમાં મારો લેખ વાંચ્યો!

હું–હા વાંચી ચૂક્યો છું.

તંત્રી–કેવો લેખ છે?

હું–તદ્દન નકામો!

તંત્રી–[ખાવાથી હાથ રોકી તથા ગુસ્સામાં બરાડો પાડતાં] મૂર્ખ! તું કાંઈ સમજી પણ શકે છે?

હું–[નારાજીથી] બની શકે છે કે હું મૂર્ખ હોઉં; પણ તમારો લેખ મને તદ્દન ઢંગધડા વિનાનો લાગ્યો એ તો નિ:શંકજ છે!

તંત્રી–[દાંત પીસી] બેઅદબ! વિવેક અને માણસાઈ પણ કાંઈ ચીજ છે! મારા પોતાના મ્હો પર એવું કહો છો?

કદાચ તકરાર વધી પડે અને મારા હાથ પર એકાદ પ્લેટ તૂટી પડે, એનો ખ્યાલ મને આવ્યો. ચુપકીદીથી હું ઘર તરફ પાછો ફર્યો; પરંતુ ઘણો ઉદાસ.

હજી તો હું પોતાના ઓરડામાંજ બેઠો હતો કે બારણું ખખડાવવાનો અવાજ આવ્યો, અને તરતજ એક પુરાનો મુલાકાતી ખુશીમાં ડોલતો દાખલ થયો. આજના બનાવોએ મને એટલા ગુસ્સામાં આણી મૂક્યો હતો કે હંમેશ પ્રમાણે હું બનાવટી ખાતરદારી પણ કરી શક્યો નહીં.

મુલાકાતી–[વિસ્મતાં] મારા આવવાથી કાંઈ તકલીફ તો નથી થઈને?

હું–જરૂર થઈ છે!

મુલાકાતી–[સંકોચ પામતો] હમણાં અહીં મારી હાજરી તમને નુકસાનકારક લાગે છે?

હું–જરૂર! હમણા પણ અને ભવિષ્યમાંય હાજીકર્તા રહેશે!

મુલાકાતી–[ગુસ્સે થઈને] તો હું ચાલ્યો જાઉં?

હું–અવશ્ય!



આથી દસ્તરો વાતો સંભળાવતો તે ચાલ્યો ગયો.

• • •

આ બનાવ પછી ઘરમાં રહેવું મુશ્કેલ થઇ પડયું. હું પાછો બ્હાર નીકળ્યો અને એક રેસ્ટોરાંમાં જઇ પહોંચ્યો. સદ્‌ભાગ્યે ત્યાં કાઇ બનાવ બન્યો નહીં. રાત ઘણી વહી જવાથી હું પાછો ફર્યો અને ચુપકીદીથી મારા ઓરડામાં પહોંચ્યો. જલદીથી બારણું બંધ કરી કપડાં બદલવા લાગ્યો. અસલમાં મને પિતાજીની બીક હતી. હું માંગતો હતો કે તેમનો સામનો થતા પહેલાંજ ઓઢીને સુઇ જાઉં. આ વિચાર કરીજ રહ્યો હતો કે દરવાજો ઉઘડયો, હું જોઉં છું તો મારા પિતાજી ગુસ્સામાં રાતા પીળા થઇ રહ્યા હતા. મને તેમણે કેટલી અને કેવી કેવી વાતો સભળાવી હશે એનો મારું મનજ જાણે છે! અને મને પણ ખાત્રી થઇ ગઇ કે જો "જૂઠ બોલ્યો હોત તો એવું કશુંય સાંભળવું ન પડત!" મનમાં ગાંઠવાળી કે "જમાનો જુદોજ છે! જુઠું બોલનારને જરાય તકલીફ નડતી નથી!" [સંપૂર્ણ]

## રડું છું!

દઈ દોષ કિસ્મતને મારી રડું છું!
કદી ભૂલ મારી સ્વિકારી રડું છું!
હતું કાલ શું ને થયું આજ આ શું?
કરી યાદ દુઃખને વધારી રડું છું!
હસે છે જ્યાં મુજ દિલ રહી દાગ સંગે!
નિહાળી હું બન્નેની યારી રડું છું!
જોઇ રડતો મુજને રડે છે આં આંખો,
મનાવી હું આંખોને ઠારી રડું છું!
હસે છે ના કોઈ હસે એક દુન્યા,
રડે છે બધા એમ ધારી રડું છું!
વિચારો વિચારે છે રડવું કે હસવું?
વિચારો ઉપર હું વિચારી રડું છું!
અમર નામ મ્હારૂં રહે જગમાં તેથી,
રડું છું હું "ઉન્મત" પુકારી રડું છું!

"ઉન્મત" (રાણાવાવ)

# સમાજ ત્હારા વાંકે........

લેખક : વલીભાઇ માસ્તર "વલી"

મ્હારી ડાયરીનું આ પ્રથમ પાનું, ૧૯૩૯ની એક સનસનાટીભરી રાતનો બનાવ છે. કોઈ એક અગત્યના કામસર હું ભરૂચથી મુંબઇ જઈ રહ્યો હતો. પાણી થીજીને બરફ થઇ જાય એવી એ શિયાળાની ઠંડી રાત હતી. ઠંડીએ ફાલ લીધો હતો. પ્રત્યેક વસ્તુ પર પોતાનો પ્રભાવ જમાવી રહી હતી. ટ્રેનની વિજળીક ગતિ અને આગરેટા બારી બારણે મુસાફરોના ગાલ પર વાગતી ઠંડી થપાટો.

મ્હારા હાથ પગ ઠીંગરા થઇ ગયા હતા. ઠંડીના આક્રમણે ઝપાન થોથવાઇ જતી ટુંટીઉ વળાઈ બિસ્તરામાંથી ખેંચી કાઢેલી શાલ ઠંડીને ખાળવા દેહને લપેટી બીડીના સરડકા ખેંચી રહ્યો હતો. બીડીની ક્ષણીક ગરમી કંઇક આશ્વાસન આપતી અને હું જરા ટટાર થતો.

ભયનક ચિત્કાર કરતી રાત વહેતી હતી. સાથે ટ્રેન પણ મ્હારા ડબ્બામાંના મુસાફરો કોઇનો અર્ધ ઢાંકયો દેહ. તો વળી કોઇ પહેરેલાંજ કપડાં ભેર. તો કોઇ વળી નાક લૂંછવાનો રૂમાલ કાને વીંટી, આમ એક યા અનેક; કોઇ લાંબી કોઈ ટૂંકી મંઝિલ કાપનારા માનવ સમુદાયનો શંભુમેળો, જાણે નિર્જીવ કે જડ વસ્તુની માફક પોતપોતાના સ્થાન પર ગોઠવાઇ રહ્યો હતો.

વચ્ચે વચ્ચે કયારેક બીડીઓની ચિનગારી ચમકીને બૂઝાઇ જતી. એકાએક ટ્રેન અટકી મેં એક બારીની ફાટક ઉંચી કરી. ધુમ્મસના ગોટા જેવી ઠંડીના મુખમાં માથું માર્યું. લોક-સમુદાયની આખી અવર જવરમાં જાણી શકયો વલસાડ...

ત્યાં તો એકાએક મ્હારા ડબ્બા તરફ ઓવર કોટમાં લપેટાઇને ધસી આવતી એક યુવતીને જોઇ. શિકારીના ડરથી ભાગતી પાછું જોતી હરણીની માફક મ્હારા ડબ્બા સમીપ આવી પહોંચી. અને ધીમેથી ડબ્બાની બારી ઉઘાડી... હાથમાં એક વજનદાર આશરે બે ફૂટ લાંબી અને એક ફૂટ પહોળી ઉંચી એવી એક ટ્રંક હળવેથી ઉપર ચડાવી પોતે ચડી ગઇ. ટ્રંકને બેઠકની નીચે ગોઠવી ઉંડો શ્વાસ ખેંચી બેસી ગઈ.

સભ્યતા. ખાતર હું જરા સ્વસ્થ થયો વીસ એક વરસની ઠસ્સાદાર પણ ફીક્કા મુખડા તરફ મ્હારી નજર ચોંટી. જો કે રૂપાળી તો હતીજ. પરંતુ આથમતા-સૂર્યના પીળા અજવાળા જેવી મ્હને તો લાગી.

હું ખામોશ હતો. નઝર કયારેક વળાંક ખાઈ લેતી. તેણીના વર્તન પરથી કાંઇક ગભરાયલી દેખાતી. ફીક્કા પણ રંગીન હોઠ વાચા માટે તલસતા હોય એમ મ્હને લાગ્યું અને ત્યાં તો મ્હને ઉદ્દેશીને "ઘણીજ સખત ટાઢ છે નહિ વારૂ ?" કહી ટપકી પડી ભાષા કાંઇક વિવેકભરી મ્હને લાગી. અને બોલવાનો અંદાઝ પણ કાંઇક ખેંચાણકારક. ન છૂટકે મ્હારે સુર પૂરવો પડયો "હા."

ફરી તેણીની મીઠાશભરી વાણી વછૂટી. "તો આપ મુંબઇ જઇ રહ્યા છો ?"

મ્હેં ફકત ડોકુંજ ધૂણાવી જવાબ વાળી દીધો......

"હું પણ મુંબઇ જાઉં છું એ સારૂં થયું કે તમે મળ્યા. આપણો સંગાથ ઠીક રહેશે. મ્હારા પતિ ત્યાં સેક્રેટરીએટ ઑફિસમાં કલાર્ક છે. તેમનો પત્ર આવ્યો કે મ્હારી તબીયત ઠીક નથી. કાંઇક તકલીફ રહે છે, જલ્દી ચાલ્યાં આવો. કાલે અહીં મારા બહેનને ત્યાં




એક રાત રોકાઇ આજે મુંબઈ જાઇ રહી છું",

તેણી તો એક પછી એક વાતો કરતીજ રહી. અને શિષ્ટાચાર ખાતર હું સાંભળતોજ રહ્યો. આખર મુંબઇના તરફ દીવાઓએ દર્શન દીધા. મ્હારી પાસે બિસ્તરા સિવાય સામાનમાં કાંઇજ હતું નહિ એટલે મે જાતેજ બીસ્તરો ઉતારી ચાલવા માંડ્યું. પરંતુ પેલી યુવતિએ ડબ્બામાંથી ઉતરતાંજ બુમ મારી. "પ્લીઝ વેઇટ ફૉર મી" આપણે સાથેજ જઇએ"

"ઘણુંજ સારૂં!" કહી મ્હેં ટ્રંક ઉતારવામાં મદદ કરી. સામાન ઉઠાવનાર કુલીઓ દોડાદોડ કરી રહ્યા હતા હમારી પાછળ પણ બે કુલીઓ કરગરતા પડ્યા હતા પરંતુ તેણીએ પોતાની ટ્રંક આપવાની ઘસીને ના કહી

ટીકીટ આપી હમો દરવાજામાંથી પસાર થઇ ગયાં, ત્યાં એને કંઇ યાદ આવ્યું હોય તેમ... અટકી "હં, જુઓને આપ જરા મ્હારા માટે થોડીક તકલીફ ન લો?" મ્હેં કહ્યું: "કહી નાખોને?" ફીકકા મુખડા પર બનાવટી હાસ્યની આછી પાતળી રેખાઓના ભાર પ્રદર્શિત કરતાં બોલી,

"આપ જરા પંદર મિનીટ થોભો. આ મ્હારી ટ્રંક હું અહીં મુકું છું એને સંભાળી જરા ઉભા રહો હું હમણાંજ વળતા પગે આવું છું. અહીં રેલ્વે ક્વૉર્ટરમાં મ્હારી માસીની એક દીકરી સ્ટેશન માસ્તરના ઘરમાં છે. જરા જરૂરી સંદેશો છે હમણાંજ પહોંચાડી આવું છું. ક્યાંક વળી પાછો શહેરમાંથી આવવાનો પ્રસંગ સાંપડે કે ન સાંપડે .."

મ્હેં માથું ધુણાવી કહ્યું; "ઘણી ખુશીથી આપ જઇ શકો છો. અને તણી રેલ્વે કમ્પાઉંડની ઓરડીઓ તરફ ત્વરિત ગતિએ ચાલી પડી.

પંદર મિનીટ, વીસ, પચ્ચીસ, એક કલાક... ટાવર બેલ એક પછી એક ડંકા મારતોજ રહ્યો. લગભગ બે કલાક વીતી ગયા ટાઢમાં ગુંછળું વળાઇને બાંકડા પર બેસી હું થાકયો પરંતુ તેણી ન આવી. મ્હારો ઘાટ ધોબીના કુતરા જેવો થયો.

છેવટ ત્યાંથી પસાર થતા કુલીને બુમ મારી ઉભો રાખ્યો. ગાંઠના બે પૈસા ચાહના આપવાના કરી રેલ્વે કમ્પાઉંડની ઓરડીઓ તરફ (સંગાથીની શોધમાં) નીકળી પડ્યો શોધ કરતાં ન તો કોઇ ઓરડીનું દ્વાર ખુલ્લુ જોયું; ન આછો કોલાહલ. વીલા મૂખે બાંકડા તરફ પાછો ફર્યો. ઘણોજ વિચાર કર્યો; કલ્પના એક પછી એક દોડાઇ જતી પણ સમજ ન પડી. આખરે છેવટનો નિર્ણય કરી ટ્રંક કુલી પાસે ઉઠાવાવી પોલીસ ચોકી તરફ રવાના થયો તમામ હકીકતથી પોલીસને વાકેફ કર્યો ટ્રંક પોલીસે કબજે લીધી અને નિશાનીઓ ટાંકી મ્હને વિદાય કર્યો પોલીસ દાદાની શાહી પૂછપરછમાં ખીસ્સાના આઠ આનાનો ચાંદલો કરી છુટકારાનો દમ મેળવ્યો ..

ત્રીજા દિવસે હું મ્હારા એક મિત્રની દુકાને બેઠો હતો. રોડ પરથી પસાર થતા ફેરીયાએ બુમ નાખી "નયા સંસાર:"મુંબઇ પોલીસના હાથમાં આવેલી એક ભેદ ભરી ટ્રંક" જેમાંથી તરતના જન્મેલા બાળકની મળી આવેલી લાશ...વાંચો કિંમત બે પૈસા. હું ચમક્યો તરતજ મેં એક કોપી ખરીદી ઉપર મુજબના ફકરાના છેવટમાં હતું લાશ સાથે મળી આવેલા કવરમાં ફક્ત એટલુંજ હતું...સમાજ ત્હારા પાંકે? મ્હારી આંખે અંધારા આવી ગયા. મ્હારા મિત્રે પકડી ન રાખ્યો હોત...તો હું જરૂર ગબડી જાત...!

# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૨૮૨

તમારે શ્રીમંત થવું હોય તો થજો, પણ વિધવાઓને રડાવી કે યતીમોનો માલ પચાવીને ધનવાન થવાની નીચ મનોવૃત્તિ કેળવશો નહિ. અન્યની અમાનત પચાવીને પૈસાદાર થવા કરતાં પ્રમાણિક મજુરી દ્વારા મેળવેલું અલ્પ ધન તમારૂં ગૌરવ વધારશે. તમોને વધારે સુખી બનાવશે.

૨૮૩

પ્રત્યેક સારા કાર્ય માટે "આજ" કરતા "હમણા"ની ભાવના વધારે કેળવજો "પછી" અને "આવતી કાલે" કહેનારાઓ અન્ય એકંદર લોકો કરતાં પછાત પુરવાર થયા છે. તકનો તત્કાળ લઇ શકાય તેટલો લ્હાવો લઇ લેવો, એજ જીવન સિધ્ધિની એક માત્ર ચાવી છે.

૨૮૪

જરાક વિલંબ પણ કેટલીક વખતે અનેક આફતો વચ્ચે આપણને મુકી દયે છે. માટે "જરાકજ મોડું થયું!" એવો પ્રસંગ આવવા દેશોજ નહિ.

૨૮૫

વર્ષોની મહેનત ઉપર પળવારમાં પાણી ફેરવી દેનાર ત્રણ વસ્તુઓ છે. વિવેક અને નિશ્ચયનો અભાવ તથા ક્રોધ. એ, આપણે હંમેશા યાદ રાખવું જોઇએ.

૨૮૬

ગમે તે કાર્ય હોય, પણ જ્યાં સુધી આપણે તેને સારી રીતે સંપૂર્ણ કરીશું નહિ, ત્યાં સુધી તે આપણને અલ્પ લાભ પણ આપી શકશે નહિ, એકી વખતે પુષ્કળ કાર્ય કરનારની કાર્ય પદ્ધતિમાં ચોક્કસ પ્રકારની ખામીઓ રહી જવાનો વિશેષ સંભવ હોય છે.

૨૮૭

પળ માત્ર પણ ગયેલી પાછી આવતી નથી, તો દિવસો ગુમાવનારને શેની ઉપમા આપી શકાય?

૨૮૮

લાંબા વખત સુધી પસ્તાવું પડે એવી ત્રણ વસ્તુઓ છે, ચોક્કસ સંજોગોમાં અલ્પ મદદ આપવા માટે કરેલી અવિચારી આનાકાની, સામાવાળાનો હેતુ સમજી લીધા પહેલાં બેપરવાઇભર્યો આપેલો જવાબ, અને સ્થળ કે સંજોગનો ખ્યાલ કર્યા વગર ફેંકેલી માત્ર એકજ ક્રોધ પૂર્ણ દ્રષ્ટિ.

૨૮૯

ક્રોધ ચઢે ત્યારે એક શબ્દ પણ બોલશો નહિ. કારણ કે જ્યારે તમે આવેશમાં હશો, ત્યારે વધારે પડતું અને અયોગ્ય બોલી નાખશો, પાછળથી પશ્ચાતાપ થાય એવાં વેણ પણ તમે બોલી જશો. માટે ક્રોધ ચઢે ત્યારે શાંત સ્વસ્થ અને સ્થીર થવા પહેલાં એક શબ્દ પણ ઉચ્ચારશો નહિ, આમ કરવાથી તમે તમારૂં પોતાનું, અને સામાવાળાનું અયોગ્ય નુકસાન થતું અટકાવી શકશો.

૨૯૦

આપણને જ્યારે કોઇએ કંટાળો આપ્યો હોય ત્યારે મૌનજ સેવવું વધારે ઉચિત છે.




ક્રોધ અને કંટાળા વખતે જો આટલી વાતનું યે સ્મરણ રહે, તો માનવ જગતનાં અર્ધ સંતાપો ઓછાં થઈ જાય.

૨૯૧

આરોગ્યનો નાશ એકજ ખરાબ વર્તનથી થઇ જાય છે. એ યુવકો ન ભૂલે તો સારૂં.

૨૯૨

જેને કશુંજ કાર્ય કરવાની ઇચ્છા ન હોય, તેવાઓએ તત્કાળ નષ્ટ થઇ જવું જોઇએ, કારણ કે નિરૂદ્યમી માણસોની આ અવનિ ઉપર જરૂર નથી.

૨૯૩

આખું દ્રવ્ય ન મેળવી શકાય, તો વાંધો નહિ, પણ મનુષ્યત્વ તો વધારેમાં વધારે પ્રાપ્ત કરવાના પ્રયત્નો આપણે કરવાજ જોઇએ. કારણ કે પૈસા અને ડીગ્રીઓ કે ખિતાબો કરતાં ઇન્સાનીયત વધારે જરૂરી છે.

૨૯૪

સંકટો, રૂકાવટો કે મહેનત કરવી પડે તેવા ધંધાને ધિક્કારશો નહિ. જે ધંધાને જહેમતનાં અંગે સહુ કોઇ છોડી દે છે, તેજ ધંધામાં પરિશ્રમ કરનાર પૈસા મેળવે છે. માટે ધંધાની પસંદગીમાં દેખાદેખી કરશો નહિ. અમુક ધંધામાં અન્ય લોકોએ પુષ્કળ પૈસા મેળવ્યા હોય, તેટલા માટેજ તે ધંધાની પસંદગી કરવી એ વાહીયાત પ્રથા છે. ધંધાની પસંદગી પોતાની મૂડી અને પોતાની લાયકાતને અનુસરી થવી જોઇએ અન્યનાં મત ઉપર ચાલનાર પ્રત્યેક ધંધાદારી કાંતો પરવશ હોય છે, ને કાંતો દેવાળું કાઢે છે.

૨૯૫

ઓછી મહેનતે શીખી શકાય, એવા ધંધાની લાલચવાળા યુવકો પૈસાથી, શરીરથી કે આરોગ્યથી જોતજોતામાંજ પાયમાલ થઈ ગયાનાં અનેક દ્રષ્ટાંતો સ્હેજે મળી આવે છે.

૨૯૬

અતિ વિચાર કરનાર, મહત્વ વિનાની વાતોમાં ગુંચવાઈ જનાર, અને સર્વેની વાતો ઉપર ધ્યાન આપનાર માણસની પોતાની નિર્ણય શક્તિ ગુમ થઇ જાય છે, તે નિશ્ચયપૂર્વક કોઈ પણ કાર્ય કરી શકતો નથી, ચોક્કસ ભોગો આપવાની તત્પરતા સાથે પ્રત્યેક મનુષ્યે તત્કાળ નિશ્ચય ઉપર આવી જવાની ટેવ કેળવવી જોઇએ. કોઇ પણ, મહાભારત કાર્યનું પરિણામ તો માત્ર છેલ્લી એકાદ બે પળો વચ્ચેજ સમાયેલું હોય છે, માત્ર દ્રઢ નિશ્ચયી થવાની અત્યંત આવશ્યકતા છે.

૨૯૭

પ્રત્યેક કાર્યમાં મુશ્કેલીઓ તો ઓછા વત્તા




પ્રમાણમાં હોયજ છે. પરંતુ પ્રચંડ મુશ્કેલીઓ આવી નડે ત્યારે પણ આપણામાં અનિશ્ચિતતા આવવી ન જોઈએ. અસ્થીર થનાર માણસ પોતાની મહેનત અણીના પ્રસંગે બરબાદ કરી નાખે છે. વિજયની છેક છેલ્લી ઘડીએ વ્યાકુળ થનાર માણસની મેહનત ઉપર પળ માત્રમાં પાણી ફરી વળે છે.

૨૯૮

નિશ્ચય વિનાં સિદ્ધિ નથી, અને નિશ્ચય વિનાં ચિત્તની એકાગ્રતા પણ અશક્ય છે, અને જ્યાં ચિત્તની એકાગ્રતા ન હોય, ત્યાં વિજયને સ્થાનજ ક્યાંથી હોઈ શકે? કાર્યને એકાગ્રચિત્તે ન કરનાર, કાર્યને મુલ્તવી રાખનાર, અને કાર્ય ઉપર ચોક્કસ ધ્યાન ન આપનાર પ્રત્યેક માણસના ભાગ્યમાં નિષ્ફળતા લખાયેલી છે નિશ્ચય વિનાનાં પ્રમાદી અને કાળજી રહિત ઇન્સાનો વિજયને વરી શકતાજ નથી.

૨૯૯

મુલ્તવી ન રાખવું, અને તત્કાળ કરવું એ આજનાં યુવકોના જીવન મંત્ર હોવા જોઈએ.

૩૦૦

અન્યનાં દોષો પ્રત્યે નજર કર્યા વિના, પોતાના દુર્ગુણો દૂર કરવાનાં સતત પ્રયત્ન કરવાં, એ મનુષ્ય માત્રનો ધર્મ છે. અન્યની ત્રુટીઓ શોધનારમાં કુંપદ, કિંવા ખુદ પસંદી નો દુર્ગુણ વિકસે છે.

૩૦૧

બેકારી, અર્થાત્ ધંધાની ગેરહાજરી ને વિશ્રામની પળો ન કહી શકાય. પ્રમાદ બેકારી આણે છે, ને પ્રમાદ જ જીવતાં ઇન્સાનની કબ્ર સમાન છે. પ્રમાદી મનુષ્ય જીવતા જ્યાં મૃત્યુ પામેલા બરાબર છે.

૩૦૨

ગુમ થયેલી અન્ય કોઈ પણ વસ્તુઓમાં માત્ર સમય કે તકજ છે, કે જેને પાછી મેળવવા માટે ઇન્સાન અશક્ત છે. ગુમ થયેલું દ્રવ્ય ઉદ્યોગદ્વારા પુનઃ પ્રાપ્ત કરી શકાય, નષ્ટ થયેલી શારીરિક શક્તિ વ્યાયામ અને મિતાહારથી પાછી મેળવી શકાય, ભૂલાઈ ગએલું જ્ઞાન અભ્યાસથી ફરી તાજું કરી શકાય પણ બેદરકારીથી વેડફી નાખેલો માત્ર એકાદ ક્ષણ પણ કોણે પાછો મેળવ્યો છે, કે આપણે મેળવી શકીએ.

૩૦૩

મનુષ્યને વિનાશને પંથે દોરવી જનાર માત્ર પ્રમાદજ છે. પ્રમાદથી ઇન્સાન ત્વરિત



ખવાઈ જાય કે ખોવાઈ જાય છે, નષ્ટ પામે છે જ્યારે ઉદ્યોગ ઇન્સાનનો પ્રાણરક્ષક છે ઉદ્યોગથી ઇન્સાન સશક્ત અને દીર્ઘાયુષ્ય થઈ શકે છે પ્રમાદી માણસનું મગજ એ શેતાનનું વિશ્રામસ્થાન બની રહે છે જગતની જેલોમાં વિશેષ નિરુદ્યમી લોકોનેજ આપણે જોઈએ છીએ જેને સ્વેચ્છાએ કમાવુ થયું હોય તેજ આળસને અપનાવી શકે કારણ કે ઉદ્યોગી પુરુષ કંગાલ થતોજ નથી, થવા પામતોજ નથી

૩૦૪

ઘણાક માણસોમાં એવી ટેવ હોય છે. એકાદ બે દીવસ પછી એ, સામટું પુષ્કળ કાર્ય કરી લેશું, એમ તેઓ કહે છે ને માને પણ છે, પણ ખરી રીતે આવા લોકો ક્યારેક પોતાના કાર્યને તેના યથાર્થ સ્વરૂપમાં આપી શકતા નથી તેમનો પ્રમાદ તેમની પળોને ચોરી લ્યે છે થોડીક પળો થોભી જવા માટે તેમને લલચાવે છે, અને પછી તો માત્ર એકજ પળની લાલચ આપી તેમની તક ગુમાવી દ્યે છે માટે ઇન્સાને પોતાની એકેક પળમાંથી નીચોવી નીચોવીને, (મધપૂડો નીચોવીએ છીએ તેમ) તત્વ કાઢી—લેવા—ટેવાઈ—જવું જોઈએ

૩૦૫

સર્વોત્તમ મનુષ્યના સદ્ગુણો અતિશય ખાનપાનને કારણે વિકાસ પામતા નથી, પણ સદ્ગુણો અને સગતાજ સદ્ગુણોને જન્મ આપનાર માબાપો કે વડીલોના વહીવટ ખાન-પાનને આધારે છે. જેના સગીના પાણી પીને દીવેના કે સબ્જાઈથી મનુષ્યના ગુણો ખીલે છે ખાના-પાના ઈન્સાનિયતનો અંત આણે છે મુસ્લિમ સમાજમાં આનાદની અયોગ્ય ઉજાણીઓ પૂરી પાડવાની અજીબ પ્રથા વર્ષોથી ચાલી આવે છે ને તેનો હવે સત્વર અંત આવે એ દરેક તે ઈચ્છવા યોગ્ય છે

૩૦૬

પુસ્તકોની પસંદગી એ એક અગત્યનો પ્રયત્ન છે આપણે માત્ર તેવાજ પુસ્તકોની પસંદગી કરી જોઈએ, કે જેના વાચનથી આપણા વિચારો ઉન્નત થાય શક્તિઓનો અને તકોનો સર્વોત્તમ રીતે લાભ લેવાની પ્રેરણા આપનાર પુસ્તકોનેજ અડવું જોઈએ જીવનની જરૂરીયાતોમાં સારા વાચનનો પણ સમાવેશ થઈ જાય છે એ યાદ રાખવું ઘટે છે.

૩૦૭

આપણી પાસે ન હોય એવી અનેક વસ્તુઓમાં આપણી અજ્ઞાનતાના અંગે આપણને સુખની ઝાંખી થાય છે પણ એ માન્યતા સદંતર ભૂલ ભરેલી છે. કારણ કે કેટલીક વખતે એવું બને છે, કે વસ્તુની પ્રાપ્તિ પછી આપણા જીવનના ઉલ્લાસનો અંત આવી રહે છે માટે આવી ઘેલછાથી આપણે સર્વદા અળગા રહેવું જોઈએ

૩૦૮

પૂરેપૂરા જ્ઞાન વિના સાચું જ્ઞાન મળી શકતું નથી તેમજ એકજ વખતે અનેક કામ ઉપર લક્ષ આપનાર માણસ સાચા સુખનો ભોગી થઈ શકતો નથી [અપૂર્ણ]

## ગઈ કાલ માગે છે!

હે! ખાલિક તુજ દરે આવીને,
એક કફન માગે છે!
ન એ ઘર-બાર માગે છે,
ન એ ધન-માલ માગે છે!
ન ઇશરત-ઐશ માગે છે,
ન એ આરામ માગે છે!
એ એની "આજ"ના બદલે
ફક્ત 'ગઈ કાલ' માગે છે!

"ઉન્મત'

## ❀ સાહિત્યકારોના અભિપ્રાય ❀

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું, ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફુરેલો છે, એને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ધડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણુ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝળી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યોક્તિઓમાં એક્સરનાં તેજ બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારો થાય છે.

જનાબ મુતાદી સાહેબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચૂક્યો છે અને પોતાના ભ્રાતૃ સંદેશોને જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ્—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે તેમાં Original ideas હોય છે એ માટે.

Mr P. R. Kaikhini

*I have looked into some of the short pieces and read them With pleasure.*

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ ❀ ન ❀ ગા ❀ રી

## "તુરાબ"

**મૂલ્ય રૂપિયો એક**

( આફ્રિકા માટે શી. ૨ )

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

**આજેજ મંગાવો**

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઈ ૯

સ્ટોકિસ્ટઃ— ધી રાંદેર સ્ટોર્સ કંપની,—સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મલશે.

## ❀ પત્રકારોનો અભિપ્રાય ❀

બેમનુ બુનકીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજતો રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે કોઇમાં રુદન છે કોઇમાં દર્દ છે. કોઇમાં હર્ષ છે, અને લેખક પોતે પણ માનવ હૃદયના એ સંનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઇસમાઇલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવા સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે જીવનના પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક) :—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે. ગુર્જરગિરાને શોભાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઇ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુલસુંદરી—(યશેશ હ૦ શુકલ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી' માંની કેટલીક ભાવના સચોટ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review K. M. J.)-

*Chingri really verities whatever it touches*

# હઝરત સલમાન ફારસી (રઝિ અ૦)

(સર્વ હક્ક સ્વાધીન)

લેખકઃ–ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા નવસારી

આ તહકીકી–નિબંધ અનેક વર્ષના પરિશ્રમનું ફળ છે છતાં કહેવા દો કે તે હજી અપૂર્ણ છે. આ નિબંધની સમાપ્તિ પછી પણ હઝરત સલમાન ફારસી (ર. અ.)ના જીવન વિશેની માહિતીઓ મને મળતીજ રહી છે, જે આ નિબંધ પુસ્તક સ્વરૂપમાં છપાવવાનું ભવિષ્યમાં શક્ય બન્યું તો આમેજ કરી લેવામાં આવશે.

ઇમામુદ્દીન દરગાહવાલા.

## હઝરત સલમાન ફારસી (ર. અ.)નું ખાનદાન

હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ના ખાનદાનની હકીકત ઘણીજ અંધારામાં છે, અને તે ઇરાનના કયા પરગણામાં વસતું હતું એના વિશે પણ ભારે મતભેદ છે. એમના પિતા મજૂસી અર્થાત જરથોસ્તી હતા, એમાં તો કોઇ શંકા નથી પરંતુ તેઓ ધર્મગુરૂ હતા, જમીનદાર હતા કે વેપારી હતા એનો કોઇ નક્કર પુરાવો હજી જડયો નથી. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) ધર્મગુરૂ વંશમાં જન્મ્યા હોય કે ન હોય; પરંતુ તેઓ એક ધર્મશ્રદ્ધાળુ કુટુમ્બમાં જન્મ્યા હતા એ વિષે ઝાઝી શંકાને અવકાશ નથી. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (ર૦ અ૦)ને જણાવ્યું હતું, કે "અમારૂં ખાનદાન આતિશ પરસ્ત હતું. હું મારી આ બદદીનીના સમયમાં આતિશ પરસ્તીમાં તન્મય રહેતો હતો, અને ચોવિશે કલાક આતિશ રોશન રહે એ મારી કામગીરી હતી." (૧) એઓ ધર્મગુરૂના નબીરા હોય કે ન હોય છતાં એ વાતમાં શંકાને સ્થાન નથી, કે તેમના મકાનમાં જો આતિશ કદહ ન હશે તો તેઓ જે મહોલ્લા કે ગામમાં રહેતા હતા, ત્યાં એક મોટું આતિશકદહ જરૂર હતું. એ આતિશકદહની વ્યવસ્થા એમના પિતાના હસ્તક હતી એટલે એમના પિતાએ પાછળથી એ કામ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને સુપ્રર્દ કર્યું હોય તો તેમાં નવાઇ નથી.(૨) કેટલાક લેખકો, હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ના પિતા ઇસ્ફહાનના એક નામાંકિત વેપારી અને પ્રતિષ્ઠિત શહેરી હોવાનું જણાવે છે.(૩) એટલે જો તેઓ ધર્મગુરૂ વંશમાં જન્મ્યા હોય તોય તેમના માટે એ વાત ગર્વનું કારણ છે, અને જો તેઓ એક વેપારીના પુત્ર હોય તો પણ એ વાત ગૌરવને પાત્ર છે.

હઝરત સલમાન ફારસી (ર. અ.) ના પિતાના નામ સંબંધમાં પણ ઘણી મતફેરીઓ જોવામાં આવે છે, તેવીજ રીતે એમના પોતાના મૂળ નામ સંબંધમાં પણ ભારે ગુંચવાડો મૌજુદ છે. કોઇ લેખક એમનું નામ માપા અને એમના પિતાનું નામ બુઝખશાન બતાવે

(૧) "સલમાન ફારસી ઔર ઉન્કા ઇસ્લામ" પૃષ્ઠ ૩

(૨) "તારિખુલ ઔલિયા" ભાગ ૧લો પૃષ્ઠ ૨૨૦–૨૨૧ અને "કરિશ્મએ કુદરત" પૃષ્ઠ ૫–૬

(૩) "નિઝામ" (ગુજરાતી માસિક) પુસ્તક ૩જું, અંક ૭મો, રમઝાન હિ. સ. ૧૩૫૬ અને "સલમાન ફારસી ઔર ઉન્કા ઇસ્લામ" પૃષ્ઠ ૩






નામના એક પાદરીને નિયુક્ત કર્યો પણ તે પણ થોડાજ દિવસોમાં ગુજરી ગયો, અને એ જગ્યાએ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને નીમવાની ખ્રિસ્તી જનતાએ ઇચ્છા વ્યકત કરી પરંતુ એમણે ઇન્કાર કર્યો, અને એમણે યોહન્નાની વસીયત મુજબ ધર્મનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મોસલ જવાનું દુરસ્ત ધાર્યું.(૧૬)

દોઢ મહિનાના પ્રવાસ પછી એઓ મોસલ પહોંચ્યા, અને ત્યાંના વડા ખ્રિસ્તી પાદરીની કદમબોસી કરી હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ વિનંતિ કરી કે "મને યોહન્નાએ મોકલ્યો છે અને મૃત્યુ-વેળા મને કહ્યું હતું કે તમારી સેવામાં રહેવાથી હું મારા ધ્યેયે પહોંચીશ" પાદરીએ તેમને પોતાના મઠમાં રહેવાનું કહ્યું અને એઓ ધાર્મિક શિક્ષણ મેળવવામા તન્મય થઇ ગયા.(૧૭)

હઝરત સલમાન ફારસી (ર અ.) એ ખ્રિસ્તીઓના ધર્મપુસ્તક "ઇન્જિલ"નો અને યહૂદીઓના ધર્મ-ગ્રંથ "તૌરેત"નો તુલનાત્મક અભ્યાસ શરૂ કરી દીધો હતો. મોસલના ખ્રિસ્તી પાદરીની સેવામાં રહેવાથી હઝરત સલમાન ફારસી (ર. અ.)ને કશો ફાયદો થયો. નહીં અને એમને એમના અભ્યાસમાં આ ધર્મગુરૂથી મુદ્દલ મદદ મળી શકી નહીં પણ અજબ જેવી વાત છે કે આ પાદરી પણ થોડા વખત પછી મરણ પામ્યો અને મરતી વેળા એમને, ઉમુરીયાના પાદરી પાસે જવાનું કહ્યું પણ હઝરત સલમાન ફારસી (ર. અ) થોડી મુદ્દત સુધી મોસલમા થોભ્યા, અને ધર્મના કોઈ સિધ્ધ પુરૂષની તપાસ ચલાવતા રહ્યા. અંતે માનુવીયા પંથના વડા જોડે એમની મુલાકાત થઇ, જેનુ નામ સરઝના હતું. એ મોટો પરહેઝગાર અને ઇબાદતગુઝાર ધર્મગુરૂ હતો. એના મઠમાં હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) રહેવા લાગ્યા અને રાત-દિવસ પ્રાર્થના અને ભક્તિ કરવામાં લીન બની ગયા(૧૮)

એ ધર્મગુરૂ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ની ભક્તિ અને રહેણી-કરણી જોઈ ઘણો ખુશ થઇ ગયો અને પોતાના અનુયાયીઓમાં એમને વધુ ચાહવા લાગ્યો પરંતુ તે પણ થોડાજ વખત પશ્ચાત એવા રોગમાં સપડાયો કે જીવવાની આશા નષ્ટ થઈ ગઇ. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ તેને પોતાના વિશે પુછ્યું તો તેણે ઉત્તર આપ્યો કે ઉમુરીયામાં એક બુઝુર્ગ છે, જે પિતરસ (પીટર્સ)ને નામે વિખ્યાત છે; તેની સેવામાં જાઓ. સરઝનાના અવસાન પછી હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) ઉમુરીયા આવ્યા, જે રૂમ (કોન્સ્ટેન્ટીનોપલ) ના નજદીક આવેલું છે. એ પાદરીની સેવામાં રહેવાથી હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) ઉપર ઘણા મર્મ પ્રકટ થયા, અને અનેક ભેદની વાતો જાણવાને એઓ શક્તિમાન બન્યા પરંતુ કમનસીબે તે પણ મોતના હાથોમાં ચાલ્યો ગયો. તેણે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) ને કહ્યું કે

(૧૬) "કરિશ્મએ વહદત" પૃષ્ટ ૧૪, ૧૫, ૧૬

(૧૭) એજન પૃષ્ટ ૧૬-૧૭ અને "રિયાઝુલ ઈમાન ફી સીરત સૈયદના સલમાન" પૃષ્ટ ૭

(૧૮) "કરિશ્મએ વહદત" પૃષ્ટ ૧૮ અને "નિઝામ" માસિક, રજ્જબ હિ. સ. ૧૩૫૬




ખ્રિસ્ત, તમે સત્યની શોધમાં બહુજ મક્કમ છો અને તેમાં તમે જરૂર સફળ થશો. હું તમને અનનાકીયા (તુર્કી) ના એક ધર્મગુરૂ દુર્વેશ સુફીકીસની સેવામાં જવાની હિદાયત કરૂં છું" એના મરણ પછી હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) અનનાકીયા જવાને રવાના થયા (૧૯)

અનનાકીયાના આ સિદ્ધ પુરૂષની સેવામાં હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) થોડા વખત રહ્યા પણ તે પણ થોડા દિવસો પછી આ ક્ષણભંગુર દુન્યાને તજી ગયા. મરતી વેળા હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને તેમણે કહ્યું કે તમે બસરા ખાતે જજો જ્યાં બહીરા નામના એક સિદ્ધ અને સંત પુરૂષ છે, જે બધા ભક્તો અને સંતોમાં અગ્રગણ્ય છે. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) બસરા આવ્યા અને આ સંત-પુરૂષની સેવામાં રહી, આત્મિક ઉન્નતિ સાધવાના પ્રયત્નમાં લીન થઇ ગયા. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ આ સાગા પ્રમાણ દરમિયાન આ સિદ્ધ પુરૂષોની પાસેથી એક નવા પૈગમ્બરના આગમનની આગાહી સાંભળી હતી અને આગલી પુસ્તકોમાં પણ એવા ઇશારા વાંચ્યા હતા. ખ્રિસ્તી અને યહૂદી ધર્મગુરૂઓના મઠોમાંથી એમણે ધર્મનું જ્ઞાન વધાર્યું હતું અને આત્મોન્નતિના માર્ગમાં પણ એઓ આગળ વધ્યા હતા, પરંતુ એના મઠોમાં જે અત્યાચારો અને દુરાચારો થતા એમણે જોયા તેથી એઓ અકળાઇ જતા. એઓ વારંવાર દૂર દૂરના જંગલો કે પર્વતોમાં ચાલ્યા જતા અને દિવસો સુધી એકાન્તમાં પ્રભુ ચિન્તનમાં મગ્ન રહેતા હતા (૨૦)

બસરાના સંત પુરૂષ બહીરા દ્વારા પણ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને જાણવાને મળ્યું કે અરબસ્તાનમાં એક પૈગમ્બર પૈદા થનાર છે અને તે બહુજ નજદીકના ભવિષ્યમાં પેદા થશે. આ ખુશ ખબર સાંભળી હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ બહીરાના આશિર્વાદ માગ્યા અને અરબસ્તાન જવાની આજ્ઞા માગી. બહીરાએ ખુશીથી રજા આપી અને એઓ અરબસ્તાન તરફ જવાને વિદાય થઇ ગયા (૨૧)

તા. ૧૧મી ફેબ્રુઆરી ઇ. સ. ૬૨૨ના દિને (૨૨) એઓ રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦)ની શોધમાં, બસરાથી વાદીએ કુરા તરફ રવાના થઇ ગયા. એઓ જે વણજાર જોડે જતા હતા તે [illegible] હતી એમના આ સાથીઓએ એમની જોડે દગાબાજી કરી, અને ધોકા આપી ગુલામની હેસીયતે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને એક યહૂદીને વેચી નાખ્યા એ યહૂદી એમને મદીના લઇ આવ્યો (૨૩)

---

(૧૯) એજન પૃષ્ઠ ૧૦

(૨૦) તારીખુન ઐતિયા" ભાગ ૧ લો પૃષ્ઠ ૨૨૦-૨૨૧

(૨૧) 'કરિશ્મએ વહદત' પૃષ્ઠ ૪૪

(૨૨) 'નિઝામ' માસિક રજ્જબ હિ. સ. ૧૩૫૬

(૨૩) 'નિગાર' માસિક ફેબ્રુઆરી ૧૯૩૬



[૩]

## ઇસ્લામ-સ્વીકાર

અરબસ્તાનની ભૂમિ અત્યાચાર અને અનાચારથી ખદબદી ઉઠી હતી. ન્યાય લોપ થઇ ગયો હતો અને ઠેર ઠેર મૂર્તિપૂજન થતી હતી. દરેક કબીલાનો દેવ જુદો હતો અર્થાત્ ખુદા જુદો હતો. દયા અને સહિષ્ણુતાનું નામ-નિશાન બાકી રહ્યું ન હતું. મામુલી મામુલી વાતોમાં લોકો ઝઘડી પડતા હતા, અને કત્લ અને ખૂંરેઝીનું બજાર ગર્મ થઇ જતું હતું.

જ્યારે કોઇ પણ દેશમાં આવું વાતાવરણ સર્જાઇ જાય છે, અને લોકો અનીતિ તરફ વળી જાય છે ત્યારે મહાન પરવરદિગાર એ દેશના લોકોની સુધારણા અર્થે પોતાના તરફથી એક પેગમ્બર મોકલે છે. અરબસ્તાનના મક્કા નગરમાં પણ એક પ્રતિષ્ઠિત ખાનદાનમાં એવા પૈગમ્બર જન્મ્યા હતા, જેઓ હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ૦)ના નામથી આજેય આખા જગતમાં મશહૂર છે એમણે અરબસ્તાનમાં સત્ય ધર્મનો ઝંડો ફરકાવ્યો અને લોકોને અનેક દેવ-દેવીઓની પૂજા કરવાને બદલે કેવળ એકજ ખુદાની ભક્તિ કરવાને બોધ્યા, અને પોતે ખુદાના આખરી રસૂલ (પૈગમ્બર) છે એવું જાહેર કર્યું. પ્રથમ તો એમનાજ કોમના લોકોએ એમનો વિરોધ કર્યો, અને એમને સતાવવામાં કશી કસર રાખી નહી. એ વિરોધ અને જુલ્મ વધતો ગયો એટલે લગી, કે એઓને અંતે મક્કાથી હિજરત કરી, મદીના ખાતે ચાલ્યા જવું પડ્યું (ઇ૦ સ૦ ૬૨૨) (૨૪)

હિજરત પછી પૈગમ્બરે ઇસ્લામ હઝરત મુહમ્મદ (સ૦અ૦વ૦) મદીનામાં રહેવા લાગ્યા, ત્યારે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) એઓ નામદારની સેવામાં વારંવાર હાજર થતા હતા. એઓ નામદારના પવિત્ર ઉપદેશોનું લક્ષપૂર્વક શ્રવણ કરતા હતા. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ પોતાના આગલા ખ્રિસ્તી અને યહૂદી ધર્મગુરૂઓ દ્વારા પૈગમ્બરની કેટલીક એંધાણીઓ જાણી હતી હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ)ની સેવામાં વારંવાર ઉપસ્થિત થવાનું કારણ પણ એજ હતું, કે તેઓ એ નિશાનીઓ જુએ એ ધર્મગુરૂઓએ એઓને કેટલીક ખાસ સૂચનાઓ પણ કરી હતી

એક દિવસે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) પૈગમ્બર સાહેબની સેવામાં હાજર થયા અને કોઇ વસ્તુ પેશ કરી કહ્યું, કે "સદકો છે." પૈગમ્બર સાહેબે ફરમાવ્યું. "હું સદકાની વસ્તુને ખાતો નથી. સદકા મારા ઉપર હરામ છે" પછી એઓ બીજે દિવસે આવ્યા અને કંઇ લાવ્યા અને કહ્યું કે "આ હદીયો (ભેટ) છે" આં હઝરત (સ૦ અ૦ વ) એ એ ભેટનો ખુશીથી સ્વીકાર કરી લીધો (૨૫)

એવી રીતે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) મહાન પૈગમ્બર સાહેબની ખિદમતમાં આવતા જતા રહેતા હતા. એક દિવસે એમણે, હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ૦)ની પીઠ-મુબારક

(૨૪) "અલફારૂક" (ગુજરાતી ભાષાન્તર) પૃષ્ઠ ૧૦-૧૧ અને 'રહમતુલ લિલ આલેમીન' પૃષ્ઠ ૨૮૭,

(૨૫) "તબરીકુલ અઝકિયા" ભાગ રજો, પૃષ્ઠ ૨૦૪-૨૦૫




ઉપર "મોહરે નબુવ્વત" જોઇ, અને તુરતજ કલ્મો પઢી મુસલમાન થઇ ગયા (૨૬) કેમકે અરબસ્તાનની ભૂમિમાં પેદા થનાર છેલ્લા પૈગમ્બરની પીઠ ઉપર આ પ્રકારની નિશાની હશે એવું હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ ખ્રિસ્તી અને યહૂદી મઝહબના મોટા મોટા ધર્મોપદેશકોની છૂપે સમજ્યું હતું. આ બનાવ જમાદીઉલ અવ્વલ હિ. સ. ૧ (ઇ. સ ૬૨૨) માં બન્યો હતો (૨૭)

હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) હજી લગી પેલા યહૂદીની ગુલામીમાંજ સબડતા હતા. તેની વાડીમાં આખો દિવસ તાપ-તડકામાં મઝદૂરી કરતા હતા, અને બગીચામાંના વૃક્ષોને પાણી સીંચતા હતા દિવસના અંતે આ કામકાજથી પરવારી આં હઝરત (સ૦ અ૦ વ૦)ની પવિત્ર સેવામાં હાજર થતા હતા. એકવાર હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ૦) એ સલમાન ફારસી (ર૦ અ૦) ને કહ્યું કે "તમારી આઝાદીની ચિન્તા કરો." હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) પોતાના યહૂદી માલિકની પાસે ગયા, અને કંઇ લઇને પોતાને સ્વતંત્ર કરવા વિનંતિ કરી. યહૂદીએ કહ્યું "હું તમને બે શર્તે આઝાદ કરવાને ખુશી છું : મને ચાલીસ ઉકીયા સોનું (લગભગ ૧૦૧ તોલા) આપો, અને ત્રણસો ખજુરના ઝાડ મારા બગીચામાં રોપી આપો. આ ઝાડ ફળતાંજ હું તમને ગુલામીમાંથી મુક્ત કરી દઇશ" હઝરત સલમાન ફારસી (ર૦અ૦) એ આં હઝરત (સ૦અ૦વ૦)ને આ બીનાથી જાણકાર કર્યા મહાન પૈગમ્બર સાહેબે યહૂદીની એ બન્ને શર્તો મંજુર રાખી, અને પોતાના મુબારક હાથે ખજુરના ઝાડ રોપ્યાં. બીજા સહાબાએ કિરામ (ર૦ અ૦)એ પણ એ કામમાં હુઝૂર (સ૦ અ૦ અ૦)ને મદદ કરી સલમાન ફારસી (ર૦ અ૦) પણ એમાં શામિલ હતા ખુદાની કુદરતે એ બધા વૃક્ષો પહેલેજ વર્ષે ફળી ગયા. યહૂદીની બીજી શર્ત સોનું લેવાની હતી આ હઝરત (સ૦ અ૦ વ૦)એ યુદ્ધની લૂંટમાં આવેલુ સોનું, સલમાન ફારસી (ર૦ અ૦)ને પ્રદાયન કર્યું, જે તેમણે યહૂદીને આપતાં, તેણે એમને ગુલામીમાંથી મુક્ત કરી દીધા (૨૮)

[૪]

**ખદકનું યુદ્ધ**

હવે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) રાત-દિવસ હુઝૂર (સ૦ અ૦ વ૦)ની ખિદમતમાં રહેવા લાગ્યા સત્ય ધર્મની તેમને પ્રાપ્તી થઇ ચૂકી હતી, અને એઓ આત્મિક-ઉન્નતિ સાધવાના કાર્યમા મસ્ત હતા. બીજી તરફ મક્કાના વિધર્મી અરબોની મુસલમાનો પ્રત્યેની શત્રુતામાં કશી કમી ન થઈ, અને તેઓની સતામણીઓ હદ ઉપરાંતની વધી જવા પામી. હિજરી

(૨૬) તફરીહુલ અઝકિયા અને "કાસુસુલ મશાહીર" ભાગ ૧લો,-પૃષ્ઠ ૩૦૧

(૨૭) "તફરીહુલ અઝકિયા" ભાગ રજો, પૃષ્ઠ ૨૦૪-૨૦૫

(૨૮) "રિયાઝુલ ઈમાન ફી સીરત સૈયદના સલમાન" પૃષ્ટ ૧૦-૧૧ અને "તફરીહુલ અઝકિયા" ભાગ ૨ જો, પૃષ્ટ ૨૦૪-૨૦૫



સન ૨ (ઈ. સ. ૬૨૩)માં બદરની, હિજરી સન ૩ (ઇ. સ. ૬૨૪)માં ઓહદની અને હિજરી સન ૫ (ઇ. સ ૬૨૬)ના શવ્વાલ માસમાં ખંદકની લડાઇ થઇ, જેમાં મક્કાના વિધર્મી અરબો અને યહૂદીઓ પણ શામિલ હતા. એ બધાની એકંદર સંખ્યા દશ હજાર માણસોની હતી કેટલાક ઇતિહાસકારો ચોવીશ હજારની સંખ્યા બતાવે છે. આ જંગી સૈન્યે મદીના ઉપર ચઢાઇ કરી અબ્ સુફયાન આ સૈન્યનો સિપેહસાલાર હતો. આખા અરબસ્તાનમાં આ ચઢાઇની ચર્ચા હતી, અને વિધર્મી અરબ જનતા કહેતી હતી, કે હવે મદીનાનું નામ-નિશાન રહેનાર નથી અને હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ૦)ની જોડે એક પણ મુસલમાન જીવતો રહેવો મુશ્કિલ છે (૨૯)

આ મોટી ચઢાઇની આં હઝરત (સ૦ અ૦ વ૦)ને ખબર થતાં. તેમણે પોતાના તમામ સહાબીઓ, સાથીઓ અને સહકારીઓને મંત્રણા કરવાને એકત્ર કર્યા. પુખ્ત અને લાંબી વિચારણાના અંતે તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા, કે મદીના શહેરની બહાર નીકળીને શત્રુ સેનાનો મુકાબલો કરવો વાસ્તવિક નથી.(૩૦) સહાબીઓમાં એ વેળા હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) પણ હાજર હતા. તેઓ ઉભા થયા અને રસૂલે અકરમ (સ૦ અ૦ વ૦)ને સમ્બોધીને અરજ કરી, કે "યા નબી અલ્લાહ! આવા પ્રસંગે અમારા દેશમાં શત્રુઓથી બચવા માટે શહેરની ફરતે ખાઇ ખોદવામાં આવે છે." આ તજવીજને સૌએ સર્વાનુમતે વધાવી લીધી અને મદીના નગરની જોડેજ 'સલઅ' નામનો એક પર્વત છે, તેના આગળ ખાઇ (ખંદક) ખોદવાનું નક્કી થયું ત્રણ હજાર મુસલમાનો આ ખાઇ ખોદવા લાગ્યા વીસ દિવસે એ ખાઇ તૈયાર થઇ. આ હઝરત (સ૦ અ૦ વ૦) પોતે આ ખાઇ ખોદવાના કામમાં સક્રિય હિસ્સો લીધો, અને તેમની જોડે બીજા તમામ સહાબીઓ પણ શામિલ હતા. ખુદ સલમાન ફારસી (ર૦ અ૦) પણ ખાઇ ખોદવાના કાર્યમા મસ્ત હતા, અને પોતે રોજ ચોરસ પાંચ ગજ ખંદક ખોદવાનું કામ કરતા હતા.(૩૧)

આનાથી પૂર્વે અરબસ્તાનમાં યુદ્ધ વેળા ખાઇ ખોદવાની પ્રથા ન હતી. શત્રુઓને આનો કોઈ ઉપાય સુઝયો નહીં નિરૂપાયે ઘેરો ઘાલી ચારેકોર સૈનિકોને ફેલાવી દીધા, અને નગરમાં ખાધ-ખોરાકી વિગેરે ચીજો જતી અટકાવી દીધી. એક મહીના લગી આ ઘેરો રહ્યો અને મુસલમાનોને ભારે સંકટોમાં દિવસો વ્યતિત કરવા પડ્યા.(૩૨) અંતે ઘમસાણનું યુધ્ધ થયું અને આક્રમણકારીઓને સખ્ત પરાજય વેઠવો પડ્યો. આ યુધ્ધમાં ખાઇ ખોદવામા આવી હતી અરબી ભાષામાં ખાઇને "ખંદક" કહેવામાં આવે છે, અને એજ કારણસર ઇસ્લામી તવારીખોમાં આ યુધ્ધને ખંદકના યુદ્ધ તરીકે ઓળખવામાં આવ્યું છે.

( અપૂર્ણ )

---

(૨૯) "અલ ફારૂક" પૃષ્ટ ૨૦, અને "સીરતે નબવી" (ગુજરાતી ભાષાન્તર) પૃષ્ટ ૧૪૯
(૩૦) "સીરતે નબવી" પૃષ્ટ ૧૪૯
(૩૧) "તફરીહુલ અઝકિયા" ભાગ ૨ જો, પૃષ્ટ ૨૦૪, અને "તારીખુલ ઔલીયા" ભાગ ૧, પૃષ્ટ ૨૨૧
(૩૨) "અલફારૂક" પૃષ્ટ ૨૦ અને "સીરતે નબવી" પૃષ્ટ ૧૪૯

# હું, મિયાં ને તિસ્મારખાં

લેખક : "શાન્ત"

મુગલાઇ જમાનાનું એ પુરાણું શહેર ઘણી જગ્યાએ ઘસાઈ ગએલું એને એક ખંડિએરનો ઢગ ઉંચા ટેકરા જેવો હતો ત્યથી બધાય મોહલ્લાના રસ્તા જતા તેથી મુસ્લિમ લત્તાનું કેન્દ્ર એ ટેકરો હતો. ગરમીમાં હુકા ગગડતી, રાગ ટપ્પાની મજલિસ જામતી, નીચે હોટેલો હતી, પાન બીડીની દુકાને દીવાસળીની કડવાઇ અંગે સળગતી કાથી-સીધરીનો લાંબો ટુકડો-લટકતો રહેતો અને સૌ બીડી પેટાવતા ચાપના પ્યાલાનો રણકાર અને નોકરો આગંતુકે 'આવી પીવા, ઇમાનસે" કહી મેજબાનોને વધુ ઉત્તેજીત કરતા જણાતી. એના કપડા રંગીન ખાસ ફેશન હતા પીઠ ઉપર 'હપના પાના" હતા, કાંઈક શાહી જેવું હતું.

મારે કામ પ્રસંગે ત્યાં જવાનું બન્યું હતું, રાત્રે નાચગાનનો જલસો હતો. દાયકા પહેલાં ગુજરાતમાં શાદી પ્રસંગે નાયકાનો નાચ તદ્દન જરૂરી લેખાતો હતો એ રિવાજ ચાલુ છે સગધસ-શમગરત-બાદ મોડી રાત્રે મુજરો શરૂ થયો ત્યારે કંડી પડી હતી "ગાનારી"ની ખૂબસૂરતી ઓસરતા પૂર જેવી હતી, ગળું, નાકે અને ગવૈયાને પૂરો સાથ દેતા ન હતા છતાંય તેણીના પ્રશંસકો હતા; "શાબાશ" કહી "કલદાર" "નોટ" દેતા તે સારંગીના પેટમાં ગર્ક થઇ જતી.

• • •

તિસ્મારખાંને સવારની વ્હેલી ટ્રેન પકડવી હતી નાસ્તા માટે 'અડ્ડા'માં સગવડ ઠીક હતી મુસાફરો પોતાના બાળકો સાથે તંદુરની રોટી અને "પ્યાલા"માં આનંદથી ખાઇ લેતા આજની ઘડિયાળ ભરી જિંદગી, ગુલશનની પ્રત્યેક ખુશીને દર્દી છડાની જેમ વગોવી નાખી, દરેક જરૂરીયાતને રવાન બનાવી દે છે ભોજન ગૃહ, ઉપહારગૃહ, પાણીની ગલી, હમામ, મસાજ, ચંપી સીનેમા વિગેરે ગુલશનને પક્ષપાતની જેમ ઝેહર મારી દે છે (PARALYSE)

ટ્રેનમાં મુસ્લિમ મેન બાળકો બેઠા હતા મોં ગંદા ને ફુરતાની હદ સુધી મેલા જણાતા હતા લુગડા રેશમી હતા ઘરેણાંય ઠેકઠેકાણે હતા, માત્ર ઇમ અને સુઘડતા ન જણાઇ! બાળકો તાવમાં કણસતા સુતા પડ્યા હતા એક સાધારણ સ્ટેશન આવ્યું ત્યાં તો બધાય સામાન સહિત નીચે ઉતરી પડ્યા ગાડી ઉપડવાની થઇ ત્યારે કોઇએ પૂછ્યું કે "યે મેહસાણા જંકશન હય ના?" પાછા, ભાડભાડ ગાડીમાં ખડકાયા.

ઉંઝા ટ્રેન પહોંચી ત્યારે રાત અંધારી હતી તિસ્મારખાં એક ભાડુતી મોટરમાં બેઠા તેમાંજ એક બુરખાવાળી બાનુ પણ પાછળની સીટમાં બેઠી, એ વખતે 'ફકડેખાં" મોટરની પગથીને હુડ "Hood" ઉપર પગ ગોઠવી ઉભા રહ્યા, તે બાદ બેઅદબ 'ઓળખીતા" હોય એમ લાગ્યું- 'મે તો એહમદાબાદ મેં આઠ દીન ઠેહરીથી," "કિતને કોનસી ચલતી હય?" "ખાનદાન" દેખી, "મુસ્લિમ કા ખાન" દેખા "ખુનખુને બગદાદ" દેખા. 'વાહ તુમતો બડે શૌકીન હો! કયા આપકી પસંદગી! ગજબ કે જોરદાર પીકચર હય! મકાન તો અચ્છા "ઉતારા" મેં ઠામયે સે લે રખ્ખા હયને?" "જી, જી, આપ દેખકે યકીનન ખુશ હોંગી" પાછળી સીટમાં મોટરની પીંજણીથી બળતી ઝીણી બત્તી




યેહ ઉમ્રમેં અચ્છા શૌક રખતે હો!" પછી તો એમણે ફિલ્મ જગતની ઘણી માહિતી આપી મને આનંદ આપ્યો!

• • •

શિયાળાના ટુંકા દિવસમાં "સેન્ટ્રલ"થી "કાઠીયાવાડ એક્ષપ્રેસ" વ્હેલી સવારે પકડવી એટલે બંદા તો ઉતાવળમાં ઠીકઠીક વ્હેલા પહોંચી ગયા. ટીકીટ લઈ કુલીને અંદર ચાલવા કહ્યું તો કહે. "સાહબ, જાને નહિ દેતે" મેં દરવાજાના ટીકીટ ચેકરને કહી ટ્રેન તરફ ચાલવા માંડ્યું તો તેણે ટહોર કરી "The Train is not ready." ગાડી તૈયાર પણ નથી. તોપણ આપણે તો ડબ્બો ઉઘાડી બેઠક લીધી.

વખત થતાં એક પેસેંજર મારી સામેની સીટ પર ગોઠવાયો. "હાં શેઠ," "જી શેઠ". એવા તેના જવાબથી તે નોકર હોવાનું જણાયું. કમીસ ફાટેલું, લેંઘો થીગડાંવાળો, દાઢી વધેલી. એક બ્લેંકેટ, બેગ, એક આંખ અતિશય લાલઘુમ-એવા એવા દીદાર હતા, પોતે મુસ્લિમ હોવાથી મેં ચાયનો વિવેક કર્યો એકાર નિર્ધન, નોંધારો, તન્હા-એ સફર દરમ્યાન કાંઈક એવોજ વિવશ રહ્યો. નિરસ જીવનથી દબાએલા વાતચીત ક્વચિતજ કરતો. માત્ર મારાથી એ સવાલો તેણે કર્યા:-"હું શેઠ! અમદાવાદથી મુંબઈ માટે ઉપડતી ગાડી મળશે? મારી દુકાન, ગેરહાજરીમાં લેણદાર ઉઘાડીને ખાલી તો નહિ કરી ગયા હોય ને? હું 'શેઠ,' જાદુ કરે છે તે માણસ કહે છે તે સાચું હશે? મારા દુશ્મનોનો મને ડર છે!"

આટલી વાતો લાંબી સફર દરમ્યાન ત્રુટક ત્રુટક કરેલી. ખુદાપાક રહેમ કરે મુસલમાનોના હાલ પર!

મિયાં સાહેબ રમઝાન બાદ લાંબી સફરમાં નીકળ્યા હતા. રાજપુતાનાના એક સમૃદ્ધ શહેરમાં ફરતા ફરતા પહોંચ્યા મુસ્લિમોની હાલત એવી હતી કે જાહેર પરબો પર પાણી અછુતની જેમ ટોટી-નળમાંથી રેડીને પાવામાં આવતું હતું પણ શહેરની લાયબ્રેરી ઘણી સમૃદ્ધ હતી. કુર્આન શરીફ બે ચાર ભાષાના તરજુમા સહિત ત્યાં હતું મિયાં સાહેબ એક ઉર્દૂ અખબાર વાંચી રહ્યા હતા દૂર એક ભાવિક હિંદુ યુવક કુર્આન શરીફનો "હીંદી" તરજુમો જોઈ રહ્યો હતો કાંઇક ન સમજી શકવાથી મિયાં સાહેબને મુસલમાન હોવાથી, અમુક આયતનો ખુલાસો પૂછ્યો, તે મિયાં સાહેબ સમજાવવા લાગ્યા.

ત્યાં તો લાયબ્રેરીયન જે પાકો આર્ય સમાજીસ્ટ હતો તે દોડતો આવી કહેવા લાગ્યો "ઇસમેં ક્યા રખ્ખા હૈ?" હિંદુ યુવક તો ડઘાઇ ગયો. પણ મિયાં સાહેબની હાજર જવાબીથી રંગ રહી ગયો:-

"તો ક્યા પત્થરોં કે ટુકરોં મેં રખ્ખા હૈ?"

ગરજ્યા!!!

---

ઇલ્મે અરૂઝના જ્ઞાન વિના ગઝલો લખવી અસંભવિત છે. ગુજરાતી ભાષામાં અરબી-ફારસી-ઉર્દૂ અરૂઝનું જ્ઞાન

"ઝાર" રાંદેરી કૃત **શાઇરી ભા. ૧—૨**

સરળ રીતે કરાવે છે.

**કીંમત ૮ આના ટ. ખ. સવા આનો**

જાણીતા સાક્ષરોએ કીમતી અભિપ્રાયો આપ્યા છે.

**ધી રાંદેર સ્ટોર્સ, કણપીઠ સુરત.**

# "મર્દાના જીવન છે."

હશે જો "શાન-શબ્બીરી" તો બસ મર્દાના જીવન છે.
"યઝીદોતું" ખરેખર ઝેરના પયમાના જીવન છે.
ફના-ફિલ્લાહ થઇ જાવું, ફિદા થઇ દીન-દીપક પર;
નથી મૃત્યુ પરંતુ એજ અમ, પરવાના! જીવન છે!!
થઇને રોશની એ શાહ-દર્શક આ કલી-યુગમા,
"હુસૈન ઇબ્ને અલી"નું આજ પણ મસ્તાના જીવન છે.
શહાદત-જામ પીનારા! ન પી જલ, "દસ્તે-કર્બલ"માં;
કસમ અલ્લાહની તારૂં અજબ મર્દાના જીવન છે!
થયાં એ તારલાં 'ને ચંદ્રમા સૌ અસ્ત દુનિયાથી;
બની રોશન રવિ ચમકે જ, મુસ્લિમાના જીવન છે.
ખરેખર! ઉચ્ચતર સૌ સિંધુના દુર્રે—યતીમોથી—
અનુપમ વિશ્વમાં તારૂં જ બેપરવાના જીવન છે.
કરી કુરબાન તન, મન, ધન, ફકીરી દિલથી લેનારા!!
ફકીરોના અદામાં દિવ્ય તુજ શાહાના જીવન છે!!
સિતમગર કર ઝુકાવી ના શકયાં મુજ શાહની ગર્દન;
ઝુકાવ્યો જાણનારા ખુદ ઝુકયાં: મસ્તાના જીવન છે!!
મદિરા પ્રીત પ્રેમીને કરે છે મસ્ત આજે પણ,
અલૌકિક શાહ તારૂં પ્રેમનાં પયમાના જીવન છે!!
જનોની મેદનીમાં હોય ને દિલ વ્યોમ ઉપર હો—
"તરન્નુમ" તો ચહે બસ એક એ રિન્દાના જીવન છે.

"તરન્નુમ"-ધોરાજવી.

# મિયાંભાઈની જાનમાં

[ એક પ્રસંગ વર્ણન ]

[ લેખક:-નિસાર ]

"લાખ્ખ કાળથી એક વસ્તુ ચાલી આવે છે એટલે તેને ટકાવી રાખવી?" અમીરઅલી એ વાતથી વિરુદ્ધ હતા. અને તેથીજ પાંચેક સગા; બેચાર પડોશીઓ અને દસ બાર મળતીયા મહબ્બતવાળા મળીને કુલ્લે વીસ માણસોની બરાત (જાન) લઈને આવ્યા હતા. હાથપગનાં આગળાં જેટલાં આસામીઓ ભાડાની એકજ મોટર ભરાય એટલા આદમી. તેમાંય અડધાં તો બાળકો. ત્રણ થાળમાં આખીય બરાત ખાઈ રહે, ન મળે વાજાં કે ન મળે ઠઠ!

પરંતુ આબરૂને રૂપીઆથી તોળનારા અને હોવા કરતાં દેખાવામાં માનનારા રસુલખાં જેવા સંબંધી (વેવાઈ)ને આ બધું પોતાની મશ્કરી જેવું લાગ્યું. અને ખાસાબની મશ્કરી એટલે? યુદ્ધની ચેલેન્જ. તેમનું શેરશાહી ખૂન આ સાદાઈને સહી ન શક્યું. તેઓ પોતાની અસલ "દગાદ રગડા"વાળી જાત પર ગયા "કિધર હય વોહ મારવાડી? કિધર હય વોહ ઠૈચૂસ" કહેતાકને વરના બાપની પાસે પહોંચી ગયા.

એ તો સારૂ થયું કે રમુલખાને જેટલું કરાજવું હતું એટલું કરાંજવા દીધું અને અમીરઅલી બરફના પુતળાની પેઠે ચૂપજ બેસી રહ્યા નહિંતર વાત ઔર વધી જાત, અને મરઘાંઓ વઢતાં માંજરો પીંખાય છે તેમ એ બંનેની દાઢીઓ પીંખાઈ જાત અને ફજેતી થાત.

લોકો રમુલખાંને ઘણાએ પકડી રાખતા પણ વિફરેલા વાઘની પેઠે તેઓ તડુકયેજ જતા અને કેમ ન તડુકે? એમની એકની એક બેટી મયમૂનાની શાદી હોય અને સમધી બસો નહિ, સો નહિ ને માત્ર ગણુતરીના વીસ જાનૈયા લઈને માંડવે આવી ધમકે? ફકીર ધુમંધામેં વિનોજ? એ શું કહેવાય? ગામ-લોકો શું ધારશે? કદી આવું બન્યું હતું? પહેલાંથી ખબર પડત તો આવા ચીપાશીયાને ત્યાં બેટીજ ન આપત! ભાડુતી મોટરમાં ચઢી બેઠા ને દોડયા દીકરો પરણાવવા? કમબખ્તોના કપડાંના પણ ઠેકાણાં નથી. જાનમાં લોકો આવાં કપડાં પહેરીને આવ્યા હશે? અને જાનમાં પણ ન મળે કોઈ ખાનબહાદુર કે ન મળે કોઈ જાગીરદાર. ખાનદાનીનું પણ ભાન નથી આ લોકોને? આવા મુજીથી ક્યાં પાનાં પડ્યાં?

એક જાનૈયાએ જરા તાવ ખાધો. પરંતુ રસુલખાંએ જ્યાં "લાવ બંદુક"નો સપાટો કર્યો તો એ બિચારાના હોશજ ગુમ થઈ ગયા. "બંદુક અને તે પણ બે નાળી: જંગની ઓડ જેવો કંઈ ફોડી દે તો?" બિચારો તે કંપી ઉઠયો.




"…સાચેજ રસૂલખાંની સૌ ગોઠવણ પર પાણી ફરી ગયું હતું. શાદી કંઇ રોજ રોજ થોડી થાય છે અને આતો એકલોતી બેટીનું ટાંખું હતું. મુફ્ક તૈયારીઓ થઇ હતી. એક બાજુ આતિશબાઝીનો ઢગલો ખડકાયો હતો, બીજી બાજુ દેગો સાથે ભટીઆરાની લાઈન ઉભી હતી. ગામના ભટીઆરા સારૂં રાંધવાનું જાણતા ન હોવાથી શુન્નામશરીફ ભટીઆરાને ખાસ ખંભાતથી બોલાવવામાં આવ્યો હતો. એ ભટીઆરો નવાબ જાફરઅલીખાન મર્હૂમનો ખાસ માનીતો હતો. એક દેગમાં સાત જાતનું ભેગું રાંધી જાણતો. મંડપમાં એક બાજુ મોચલીના ઠાકોર તથા અસલાલીના જમીનદાર બેઠા હતા અને એમની સામે અઝીમ ગવૈયો કવ્વાલી લલકારી રહ્યો હતો. બીજી બાજુ વડોદરાવાળી મહેબૂબજાન પોતાના લાવ લશ્કર સાથે બેસીને પાન ચાવતી હતી. ચોતરફ કાગળની રંગીન ધજાઓ ફરકી રહી હતી. દરવાજા પર 'ભલે પધાર્યા' ખુશ આમદીદ અને 'Wel come' એકી સાથે ચીતરેલું હતું.

રસૂલખાં રીસમાંને રીસમાં આંખો તન-તની રહ્યા હતા મોંમાંથી થુંક ઉડતું અને ખાંસી આવી જતી તો પણ 'આક થુ' કરી પાછા 'રેડી' થઇ જતા. "પાછા કાઢો એ ફકીરોને; તમેડી દો એ ભીખરૂઓને, આજે મારી સાત પેઢીની ઘસીને કપાઈ ગઇ. તેઓ હજીએ શાંત પડવાનું નામ નહોતા લેતા. 'હ્યો હવે આના રહો' 'જાઉં' બોલવાથી બહુ રૂડું દેખાશે? થયું હવે? જરા આદમી તો પરખો" એમ કહી કહી લોકો રસૂલખાંને, ઘસડી ઘરમાં લઇ જવા લાગ્યા ત્યાં તો સામેથી અમીરઅલી આવતા દેખાયાં "તેરી… તો…નીકલ…ઇધરસે" કહેતા પુંફાડા મારી બાંયો ચઢાવવા લાગ્યા. પણ લોકોએ તેમને ઘેરી લીધેલા હોવાથી જીભનું જોર, હાથથી દાખવી શક્યા નહિ.

ઝહીર વરરાજા થઇને આવ્યો હતો. પણ શુકન જોઇને નીકળેલો ન હતો. શાદીના મંડપને યુદ્ધના મોરચામાં પલટાએલો જોઈ તે પાણીપાણી થઇ રહ્યો હતો. બિચારાનું દિલ હવે આ શાદી ન થાય એમ ઇચ્છતું હતું. પત્થર ફેરાઇ ગયા, આના કરતાં તો કોઇ ગરીબનું ઘર શોધ્યું હોત તો સારૂં થાત, બિચારો વધુ તો એમ શરમાઇ રહ્યો હતો કે એની સાથે આવેલા મિત્રો, લેખકો, માસ્તરો અને કોલેજીયનો હતા. એ માનનીય મિત્રોની થએલી દુર્ગતિ જોઈ એ આર અકળાઇ રહ્યો હતો. તેઓ મનમાં શું સમજશે? એમની સામે શું મોઢું બતાવીશ?

આખરે પુસલખુસ કરીને વરરાજાને મંડપમાં બેસાડવામાં આવ્યો. જાનૈયાઓ ,પણ બેઠા. મંડપની બાજુએલી કિનાતમાંથી ઝાંખીને ઔરતો ઝહીરને પરખી રહી હતી "ના, બા રાજાના કુંવર જેવો" "અલિ તારા બટકાભાઇ કરતાં સારો." "જા. જા. હવે. અઝીઝમિયાંની

---




આંખો તો સુંપલી છે અને કમરૂદ્દીન સાંબો-તાડ. ત્યારે અમારાં સજીનાણીની સુરણુની ગાંઠ જેવાં ગંઠ્ઠાં." "રાંડ તું ગંઠ્ઠી! હોઈશ" કાનમાં તકુકી......

અમીરઅલી થોડી વારતો તકીઆને અઢેલી ખામોશ બેઠા. પરંતુ એકાએક એમનાથી ડુસકાં ભરાઇ ગયાં આંખોએ મંડપમાં ખામોશી છવાઇ ગઇ. વેવાઇએ આંસુ ખેરવ્યાં. અઝીમ ગવૈયો નજીકજ બેઠો હતો તે આવો મોકો ચૂકે? જલદી પોતાનો રેશમી રૂમાલ (જેણે આવી સેંકડો શાદી જોઇ હતી) કાઢી આંસુ લુંછવા દોડયો. બીજાઓ પણ વળગી પડયા "આજ સૈયદ સાહબ છોટા ન કીજીએ આપકો પીરાનપીરકી કસમ." એક તરફથી અવાજ આવ્યો. "અરે સાહબ વિવાહ વાજનમાં તો ઝગડા થાયજ. એમાં એવું શું કામ આણવું?" કોઇ વળી પોતે જોએલી બધીય શાદીઓમાં ઝગડા થયા હતા એમ સાબિત કરી રહ્યો હતો. બધાએ બહુ વીનવ્યું ત્યારે અમીરઅલી માંડમાંડ બોલ્યા "અમારૂં શું રાખ્યું એણે? એકાંતમાં બે બુટ કાઢીને માર્યા હોત તો વાંધો ન હતો પણ આવી ઠેક ફજેતી તો ન થાત"

પછી જ્યારે શરબત પીવાડવું શરૂ થયું તો અમીરઅલીએ પીવાની ઘસીને ના પાડી. પરંતુ એક એક ગલાસને દસ દસ માણુસોએ પકડી તેમના મોંમા દવાની પેઠે રેડવા માંડયું તો એ બિચારાનું કંઇ ન ચાલ્યું. લાચારીએ પીવુંજ પડ્યું. દરેક ઘુંટડે તેઓ "બસ-બસ" કહેતા અને લોકો એટલી સાથે ઘસારો કરતા કે "ના. જરાક પણ. કસમ છે આપને."

નિકાહ પઢાવવાની શરૂઆત થતી હતી ત્યાં તો રસૂલખાંનો રણકાર સંભળાયો "પચ્ચીસ હજારથી ઓછી મહેર નહિ. શાદી કરવી હોય તો કરે, નહિ તો માર્ગે પડે. આ રહ્યો રસ્તો. એ રસૂલખાં ખાંસાહબની બેટી છે; કોઇ તાઇ પીંજારાની નથી."

સારાંશ કે છેવટે નિકાહ પણ પઢાવાઇ ચુક્યા. વિધાતાએ ફકીર-મજનૂનાનું જોડું લખેલું ન હોત તો આ શાદી થવી મુશ્કેલ હતી.

બે દિવસ જાહાન રહી પણ બંને વેવાઇ મળીને બેઠા નહિ. રસૂલખાં જ્યારેય બહાર નીકળતા તો મોં ચઢાવીને નીકળતા. અમીરઅલીથી આંખ મળવા દેતા નહિ; અને મળવા દેતા તો કરડી ખાતા. બધીય વાતોમાં તેમને અમીરઅલીનીજ કસૂર દેખાતી. તેઓ હંમેશ કે'તા "દુલ્હનનાં કપડાં લાવેલા છે તે પણ હલકાં અને સાધારણ છે. નિકાહ વખતે ખારેકો વહેંચી તે પણ જુની અને ખોરી તો હતીજ, પરંતુ વહેંચવામાં પણ એની ચિંકણુ વિદ્યા ઢાંકી ન રહી. લેવા આપવામાં પણ રૂપીઆને ગણી ગણીને વાપરતો. જણસો પણ બધી ભાઇથી લાવ્યો હતો. અરે! કમબખ્ત, આવવાનું તો તારે ત્યાં હતું. મારે થોડું લઇને ઘરમાં મૂકવું હતું. પણ મારવાડીનો જીવ ચાલે ત્યારેને?"

(પૂર્ણ)



**કુઆલાલમ્પુરની ભવ્ય મસ્જિદ (પેરાક–મલાયા)**

પૂર્વની કલાના પ્રતિરૂપ આ અપ-ટુ-ડેટ મસ્જિદ જાપાની આક્રમણનો ભોગ થઈ પડી છે. પૂર્વના એ ઉદાર શાસનને લીધે ઇસ્લામી સંસ્કૃતિનો આ રીતે વિનાશ, અને જાપાની હેવાનીયતનો વિકાસ થઈ રહ્યો છે।

ફોરમ [માસિક] Registered No. B. 4327. જાન્યુઆરી ૧૯૪૨

તંત્રી : "વહશી" કાંદરી. સહતંત્રી: "બેકાર"

# માસ જાન્યુઆરી ૧૯૪૨

પુસ્તક. ૩ જું અંક ૫ મો.

## અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનું નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| દીપક પતંગ | "બેકાર" | ૨૮૧ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ. રહીમ સા૦ | ૨૮૨ |
| ,, ,, (હદીસ) | ,, ,, ,, ,, | ૨૮૩ |
| આવાઝકી દુનિયા | "બેકાર" | ૨૮૪ |
| ફતાવા | મૌ૦ અ. અશરફ | ૨૮૮ |
| ચોટ | રા. વણઝારો | ૨૯૧ |
| સાભાર-સ્વીકાર | સંપાદક | ૨૯૪ |
| અસમાઉલ હુસ્ના | રિફાઇ-સાબેરી | ૨૯૫ |
| આંસુથી એકતા | "તાલિબ" | ૨૯૭ |
| મુસ્લિમ અરબી વહાણવટું | સાલેહ બકાલી | ૩૦૬ |
| પ્રભુને — પ્રભુનો (કાવ્ય) | "રફીક" | ૩૦૯ |
| જુડ ઝિંદાબાદ | એફ. મુહંમદી | ૩૧૦ |
| "રહું છું." (ગઝલ) | "ઉન્મત" | ૩૧૨ |
| સમાજ ત્હારા વાંકે | "વલી" | ૩૧૪ |
| સિદ્ધિના સન્માર્ગ | "ગાફિલ" | ૩૧૬ |
| 'ગઇ કાલ માંગે છે' (કાવ્ય) | "ઉન્મત્ત" | ૩૧૯ |
| હ૦ સલમાન ફારસી (રદી૦) | દરગાહવાલા | ૩૨૧ |
| હું, મિયાં ને તિરમારખાં | શાન્ત | ૩૨૯ |
| "મર્દાના જીવન છે" (ગઝલ) | "તરન્નુમ" | ૩૩૩ |
| મિયાંભાઇની જાનમાં | "નિસાર" | ૩૩૪ |


વાર્ષિક લવાજમ:-હિન્દ અને સીલોન રૂા. ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી. ૮

વિનંતી:-રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખાય છે. તે ડાયરીમાં નોંધી રાખો અને પત્રવ્યવહાર વેળા તે લખવા ચૂકશો નહીં.

*Printed by: Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar*, Surat.

*Published by: Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya *Kanpith* Surat.



જોહોરના મર્હુમ સુલ્તાન અબુબકરની બંધાવેલી આલીશાન "મસ્જિદે અબુબકર"
જેમાં એક સામટા ૬–૭ હજાર માણસ નમાઝ પઢી શકે એટલી એ વિશાળ છે.
લાખો ડોલરના ખર્ચે બંધાયેલી પુર્વની કારીગીરીના ભવ્ય અને સુંદર સ્મારકરૂપ
એ આલીશાન ઇમારત ઉપર જાપાનીઓના ગોળા ઉતર્યા છે.

પુસ્તક ત્રીજું અંક ૬ ઠ્ઠો







ફેબ્રુઆરી ૧૯૪૨

# જા ● ગ્ર ● તિ—ના ● દ

રચનાર : "ઈઝઝત" [પોરબંદર.]



(૧)

ચેતન નથી જીવનમાં,
કોઈ કામ સરે ક્યાંથી?
ત્હારી નથી તુજને કોઈ,–
ઈમદાદ કરે ક્યાંથી?
હારી ગયો હિમ્મત જ્યાં,
તકદીર ફરે ક્યાંથી?
તુજ નાવ છે જો ભયમાં,
તે નાવ તરે ક્યાંથી?
આળસને ફગાવી દે!
તુજને તું જગાવી દે!



(૨)

તદબીર કરે તું તો,
તકદીર ફરી જાશે;
એક તું નહિં, તુજ કોટી,
યારો એ તરી જાશે
સાચો જો હશે સેવક,
આખર એ મરી જાશે,
મરતાં એ અમરતાને,
નિઃશંક વરી જાશે.
તય્યાર થઇ જા તું!
બેદાર થઇ જા તું!

(૩)

જો અન્યની હિમ્મતને,
જો અન્યની તાકતને.
જો અન્યની તકદીરો,
જો અન્યની શોહરતને.
જો અન્યોમાં પરસ્પર
મીઠી એ મહબ્બતને,
જો ત્હારી તું હરકતને
જો ત્હારી તું હાલતને
તું કાયા પલટ ત્હારી,
લે કામ તું સંભારી.



(૪)

તું રંજ સહુ ત્યાગી,
તુ સાફ કર અંતરને.
દુઃખીયોના દર્દથી તુ,–
અંતરને ત્હારા ભરને.
તુજ પુર્વજોની શક્તિ,
તું યાદ હવે કરને.
એ પ્રેરણાને પી, પી,
સદકે તું કર જિગરને
'ઈઝઝત' રહી છે એમાં!
શોહરત રહી છે એમાં!







# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ



(૧૭૬) જે વસ્તુ તમને આપવામાં આવી છે તે જગત જીવનનો ફાયદો તથા તેની શોભા છે, પણ જે (સવાબ) ખુદાપાકની પાસે છે તે બહેતર અને વધુ ટકી રહેનાર છે, તો શું તમે સમજતા નથી? (કુર્આન)

*  *  *  *

(૧૭૭) જે લોકો ઇમાન લાવ્યા અને ભલાં કામો કરતા રહ્યા તો અમે તેમના પાપોને તેમનાથી દૂર કરી દઈશું, અને તેઓને તેમના અમલોનો ઘણો ઘણો સરસ બદલો આપીશું (કુર્આન)

*  *  *  *

(૧૭૮) અને અલબત્ત તેઓ પોતાના બોજા ઉઠાવશે તથા પોતાના બોજાઓ સાથે બીજા કેટલાક (પાપના) બોજા (ઊઠાવશે) અને અલબત્ત કિયામતના દિવસે તેમને તે વાતોની પૂછ થશે જે જુઠી રીતે ઘડતા હતા. (કુર્આન)

*  *  *  *

(૧૭૯) જ્યારે અમે લોકોને અમારી કૃપાની મઝા ચખાડીએ છીએ ત્યારે તેઓ ફુલ્યા સમાતા નથી; પણ જો તેઓના ઉપર કોઈ આફત તે કરણીના સબબે આવી પડે જેને તેઓના હાથ પ્રથમ કરી ચુકયા છે તો તરતજ તેઓ નિરાશ થઈ જાય છે. (કુર્આન)

*  *  *  *

(૧૮૦) ધરતીમાં અને સમુદ્રમાં લોકોના હાથોની કરણીના સબબે ફસાદ ફેલાઈ ગયો છે તો તેમની કરણીની કંઇક મઝા તેમને ચખાડવી જોઇએ કે જેથી તેઓ (વધુ ફસાદ કરવાથી) બાઝ આવે. (કુર્આન)





## ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ.નું ફરમાન

મૌલાના અબ્દુર્રહીમ સાદિક મ. ...



(૧૭૬) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જેને આ વાત ગમતી હોય કે તેની રોઝી બહોળી થાય અને તેની ઉમર વધી જાય તો તેને જોઇએ કે તે સગાઓની ખબરગીરી રાખતો રહે. (એટલે તેઓને આપતો રહે) (મુસ્લિમ)

× × × ×

(૧૭૭) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે "**રહમ**"નો શબ્દ "**રહેમાન**"થી નીકળ્યો છે, ફરી અલ્લાહએ (રહમને) કહ્યું કે. જે કોઈ તારી સાથે મેલાપ રાખશે, તેનાથી હું મેલાપ રાખીશ, અને જે તને તોડશે તેને હું તોડીશ. (સહીહૈન)

× × × +

(૧૭૮) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે ખચીત અલ્લાહ પોતાની દયાનો હાથ રાત્રે ફેલાવે છે કે દિવસનો ગુનેહ કરનાર તૌબહ કરે. અને દિવસના પોતાની કૃપાનો હાથ ફેલાવે છે કે રાતનો ગુનેહ કરનાર તૌબાહ કરે; તે એટલા સુધી કે સૂર્ય પશ્ચિમથી નીકળે. (મુસ્લિમ)

× × × ×

(૧૭૯) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે અલ્લાહ ઝાલિમોને ઢીલ આપતો રહે છે. ફરી જ્યારે તેને પકડે છે તો છોડતો નથી. ફરી કુર્આનની આયત પઢી (અર્થાત) "એવીજ રીતે તારા પરવરદિગારની પકડ છે જ્યારે તેણે ઝુલમગાર વસ્તીઓના લોકોને પકડયા. બેશક તેની પકડ સખત દર્દવાળી છે." (સહીહૈન)

× × × ×

(૧૮૦) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે કિયામતની આગળ કેટલાક દિવસ એવા થશે કે જેમાં જહાલત ઉતરશે (એટલે ફેલાશે) અને ઇલ્મ ઉપડી જશે અને કતલ ઘણી ચાલશે. (સહીહૈન)



આપણા ઈંડીયનોની કલ્પના શક્તિ સહુ કરતાં વધુ દોડે છે. વિલાયતનાં છાપાં કે વિલાયતના કોઈ બડેખાં જરા હિંદ સંબંધી કંઈ બોલે કે હિંદીઓ હાથવેંતમાં સ્વરાજ આવી જશે એવું સમજી લે છે! જોકે અનેકવાર પાર્લામેન્ટ હાથતાળીની રમત આદરી છે; છતાં આપણા લીડરો સ્વભાવેજ ભોળા છે. જુવો રાઉન્ડ ટેબલમાં ગાંધીજી કચ્છ બીડીને ટેમ્સ-કિનારે ગયા અને માલવીયાજી ગંગાજળની પીપ ભરીને લંડનની બજારમાં મહાલવા લાગ્યા. ત્યારે લોકોએ જાણેલું કે તેઓ સ્વરાજ લઈને જ આવશે; પણ સ્વરાજના લખાણને બદલે કોરો કાગળ વ્હાઈટ પેપર લઈને આવ્યા! સર સ્ટેફર્ડ સ્ક્રીપ્સ સેગાંવની ઝુંપડીમાં આવીને પલાંઠો વાળીને ભાત-દાળ આરોગવા બેઠા ત્યારે આપણા ભોળા લીડરોએ ધારેલું કે એ મહાશય લંડન જઈને પહેલાજ મેલમાં સ્વરાજનું પારસલ મોકલી દેશે. લોર્ડ લોથીયન હિંદના મહેમાન થયા ત્યારે પણ સ્વરાજ આપવાની વાટાઘાટ કરવાજ એ આવ્યા હોય એમ ઘણા માની લેતા. અને અરવીનના આંગણે ગાંધીજીએ ટહેલ નાખી હતી ત્યારે પણ એક મુઠ્ઠી નિમકના બદલામાં સ્વરાજ હાથવેંતમાં આવી ગયેલું ઘણાને દેખાતું હતું. વળી કોંગ્રેસે પ્રાંતિક હોદ્દા સ્વીકાર્યાં ત્યારે તો સ્વરાજ મળીજ ગયું છે એમ ઘણા સમજી ગયા હતા. પણ લડાઈની કસોટી આવી અને એ સો ટચનું સુવર્ણ મિનરવા ગોલ્ડ સાબીત થયું! કેટલાએ એમેરીઓ, ચર્ચીલો, અને ડેવનશાયરના ડયુકોએ ધોળા દા'ડે બાપોકાર જાહેર કર્યું કે તમારા ખેતરમાં ફુટના વેલા છે તેને ઉખેડીને પછી આવો! સ્વરાજ કોને જોઈએ છે? લેનાર કોણ છે? કોઈ માગે તો આપીએને? ઑગસ્ટની એક-રનું બીજું નામજ સ્વરાજ છે! તમે હિંદી મહાસાગરનાં માછલાં છો! તમને અટલાંટિક કરાર સાથે શું લેવા દેવા? છતાં જાઓને સર ગીરિજાશંકર જેવા ધરખમ ભેરૂના કહેવાથી હિંદનું નામ પણ એ કરારના દફતરમાં શામેલ કર્યું છે!

●

એક મોટી સાહેબને બે બીબીઓ હતી એક ઘરડી અને એક જુવાન. મોટી સાહેબ જુવાન દેખાય એટલા માટે જુવાન બીબીએ માથામાંથી ધોળા નિમાળા તોડવા માંડયા. તો ઘરડી બીબીએ મોટી સાહેબની બુઝુર્ગી ટકાવી રાખવા માટે કાળા વાળ તોડવા માંડયા! એ બંને બીબીઓની હરિફાઈમાં મોટી સાહેબનું મસ્તક પારાવાર વેદના સહિત સફાચટ થઈ ગયું! તેમણે ઘણુંએ સમજાવ્યું પણ બંનેમાંથી એકે બીબીએ માન્યું નહિ, જેથી પરિણામે મોટી સાહેબનું મસ્તક ગંજા પપૈયા જેવું થઈ ગયું! બસ આજે ભારત ડોસાના પણ લીગ અને કોંગ્રેસ એવીજ રીતે વાળ પીંખી રહી છે! અને એમેરી દોલ પીટીને એ



ધરના કબ્જાને જગજાહેર કરી.

"ઈન્તીહીસી તો બાનથી અફસાના કર દીયા"

જેવું કરી રહ્યાં છે! ક્યાં વિલાયતી મદારીઓ ને ક્યાં દેશી માંકડાં?

❂

એક અમારા ફિલસુફ મિત્ર છે, તેમને દરેક વસ્તુ વહેપારી દૃષ્ટિએજ જોવાની ટેવ પડી ગઈ છે. ચાલુ લડાઈને પણ તેઓ વહેપારી નજરે નિહાળી સમાલોચના કરે છે કે લડાઈ ગવર્નમેન્ટ સપ્લાઇ ખાતાના કોન્ટ્રાક્ટરો, ઉધાર માલ લેવાની પ્રેક્ટીસવાળા ગ્રાહકો, તથા ચોર ડાકુઓને ખાસ લાભદાયી થશે, ત્યારે વિમા કંપનીઓ, પરદેશી કંપનીઓના દેશી શેરહોલ્ડરો, અફવા સાંભળીને પરદેશથી કે પર શહેરથી દૂમ દબાવીને પોતાના ગામ ભણી દોટ મેલનારા આસામીઓ તથા નવા પેપરોના ગ્રાહકોને ચાલુ લડાઇ ખાસ નુકસાન કર્તા થશે. બાકી "કઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે."ની જેમ દુનિયાનો લડાઈના કારણે જે ભંગાર થશે તે ભંગારમાંથી નવિન જગતનું સર્જન થશે અને તેમાંય ખાસ વાંઢાઓ વધુ ફવી જશે. લડી લડીને અનેક માટીડાઓ માટીમાં મળી જશે; જેથી લાખોની સંખ્યામાં સ્ત્રીઓ વિધવા થશે અને પછી તો લોકો પરાણે ઇસ્લામી કાનૂનને અપનાવશે. યાને કે એક એક પુરૂષ સાથે ચાર–ચાર સ્ત્રીને વળગાડવામાં આવશે, અને એક પત્નિવ્રતનો ધારાસભામાં ઠરાવ લાવનારાઓનાં હથિયારો હેઠાં પડશે! અત્યારે સમાજમાં વાંઢાઓનું અસ્પૃશ્ય જેવું સ્થાન છે તે મટી જઇ વાંઢાઓ વંદનીય મનાશે! અસ્તુ:

❂

સરહદના તાયફાવાળાઓની એક વાત જાણીતી છે. "એક ઉસ્તાદે પોતાના ચેલાઓને સમજાવ્યું કે જગતમાં શહીદોનો દરજ્જો સૌથી શ્રેષ્ઠ છે." સરહદી જુવાનોના ફળદ્રુપ ભેજામાં કોઇપણ વાત સમાતાં વાર લાગતી નથી(!) તેમના મગજને પેલા જા. ખ. વાળાઓની જેમ ખીલા ઠેકવાની જરૂર પડતી નથી (!) થોડીકવાર વિચાર કરીને એક ઊઠયો અને છરો કાઢીને ઉસ્તાદ પર ચઢી બેઠો! ઉસ્તાદે કહ્યું: "આ શું કરે છે" તો ચેલાએ કહ્યું: "આપ અમારા ઉસ્તાદ હોઇ આપનેજ શહીદનો મરતબો આપવો એ મારી શાગિર્દ તરિકે ખાસ ફરજ છે." અલબત્ત આવાજ હાલ મોરકોના મોરચે હીટલરના થઇ રહ્યા છે! જર્મનો જે સાણસા વ્યુહના ઉસ્તાદ હતા, તેમની પાસેથી તાલીમ લઇને હવે રશિયનો ખુદ નાઝીઓનેજ સાણસા વ્યુહમાં ફસાવી રહ્યા છે! આતો, "શિકાર કરનેકો આયે શિકાર હોકે ચલે" જેવું થયું!"

❂

ભલે બારમા કરાર પર સહી કરી સર ગીરજાશંકરે હિંદનું નાક કાપ્યું હોય, ભલે સીત્તેર કરાર પર સહી કરી હિંદને માથે બોજો લાદ્યો હોય; પણ વોશીંગ્ટનમાં થએલા એ. બી. સી. ડી. ના ૨૬ રાજ્યોના કરારમાં હિંદની સહી કરીને તો એ સર સાહેબે હિંદની શાખ વધારીજ છે. અને પેલી કહેવતને પણ ખરીજ કરી બતાવી છે કે: "સર સલામત તો પઘડીયાં બહોત!" દસાડાનુ નામ દફતરમા ન હોવાથી દસાડાના રાજવી રૈયે ભરાયા હતા તેમ હવે હિંદે રોષે ભરાવાની જરૂર નથી કારણકે આ દસાડાનું નામ પણ તે દફતરમાં





આવીજ ગયું છે ને ? હવે તો આપણા લીડરોએ પેલી કવિતાજ આલાપવી બાકી રહીને કે : **"એ ઉપકાર ગણી આજપૈનો હરખ હવે તું હિંદુસ્તાન!"** પણ કેટલાક નિશાળના પંતુજીઓ તો કહે છે કે એ ૨૬ રાજ્યોમાં કેટલાક રાજ્યો તો એવાં છે કે જેનું નામ પણ ભૂગોળમાં નથી ! તો તેમાં શું થયું ? નવી આવૃત્તિમાં એ સુધારો કરી લેવાશે હાં...આં, પણ પાછા પેલા પંડિત જવાહરજી કેમ ઘોડે ચડયા છે ? વાલચંદને મૈસુરમા મોટરનું કારખાનું કાઢતાં અપશુકન નડયા હશે અને ઓલી અમેરિકન પેઢીને સીધમાં મોટરના ભાગો તૈયાર કરવાની પરવાનગી આપતી વેળા હિંદી સરકારની આગળ કાણી બિલાડી આડી નહિ ઉતરી હોય ! બાકી વાલચંદ કે સર. મીરઝાં ઇસ્માઇલે દહીં ખાઇને મોટરના કારખાનાનો પાયો નાખ્યો હોત તો જરૂર એમનું કારખાનુ ધરતીપર ઉપસ્થિત થઇ શકત ! બાકી એક તો મોસાળ અને વળી મા પીરસનારી હોય ત્યાં શી વાતની કમીના રહે ? મોરકોની હવામાથી શ્વાસ લેનાર પંડિતજી, ગોળધાણાનું મહત્વ શાના સમજે ? વળી સનલાઈટ સાબુ અને કપડવંજના ગોળાની કીમતમાં પણ ફેર હોયને ? ચામડીનો રંગ બદલવાનાં કારખાનાં જગતમાં નહિ નીકળે ત્યા સુધી તો એમનું એમજ હાલતું રહેવાનું !

●

જગતના માનવોની કતારોની કતારોનો જળ જમીન, અને હવા મારફતે આજે વિનાશ થઇ રહ્યો છે; ત્યારે પૈસાના કોશેટામાં પોતાની જાતને સલામત અને સમૃદ્ધ માનતા માનવ જંતુઓ નિરાંતે બેઠા બેઠા, જનતા પાસેથી વધુમાં વધુ નાણું પડાવવાં તેની વેતરણ કરી રહ્યા છે. એવા આપણા વહેપારીઓને પત્રકારો **'ઉજળીયાત લુટારૂઓ'**ની ઉપમા આપી રહ્યા છે અને તે યોગ્યજ છે. કારણકે એવું ઘણીવાર જોવામાં આવ્યું છે કે આગ લાગે ત્યારે કેટલાક તો માનવતાથી પ્રેરાઇ આગ હોલવવા જાય છે, અને કેટલાક 'બળતા ઘરના દાંડા જે હાથ લાગ્યા તે ખરા' એમ સમજી ચોરવા જાય છે! આગને કારણે મૈયત થઇ હોય જેથી લોકો રડારોડમાં પડયા હોય તે ગફલતનો લાભ લઇને પાછલે બારણેથી ચોરી કરનાર માનવો પણ સાંભળવામાં આવ્યા છે. ! મોત સોંઘું અને પૈસા મોંઘા થઇ ગયા છે તેનુંજ આ પરિણામ છે. બાકી માનવતાની પારાશીશી તો દાનવતાના ખડક સાથે અફળાઇને કયારનીય તૂટી ગઇ છે, અને તેમાંનો પારો પણ ઢોળાઇ ગયો છે. !



"ઊંટ જ્યારે ઢેકા કરે છે ત્યારે માણસો કાંઢા કરે છે" એ સૂજન જુની કહેવતને કલકત્તાથી ઉઠાંગરી કરી જનાર એક લખપતી અને તેના નોકરે સાચી કરી દેખાડી છે. કથા ભાગ એવો છે કે:

"કલકત્તાના એક એક મહાજન આવતી ધાડે વખ પાઇ દિલ્લી તરફ દોટ મૂકવાની ફિકરમાં પડયા. ભાથામાં દહીંવડાંનું એક આખું માટલું ભરીને તૈયાર કરાવ્યું, અને માટલું માથે મૂકીને સંભાળ પૂર્વક લઇ જવાની નોકરને સૂચના આપી હતી. કારણ કે પ્રત્યેક દહીંવડામાં એક એક ગીની છુપાવેલી હતી. માટલું પોલિસ અને રેલ્વે અધિકારીની નજરથી તો બચી



ગયું, પણ ખુદ નોકરની નજર એ માટલાને લાગી જેથી નોકરજ મદારીનો જંબુરો કરંડીયામાંથી અદૃશ્ય થાય તેમ કલકત્તાના સ્ટેશને ટ્રેનમાં બેઠા પછી અદૃષ્ય થયો. શેઠે શાંતિથી દિલ્લીના સ્ટેશને નોકરની ખબર કાઢી તો નોકરજ નદારદ! શેઠ ભોંચી ખંજવાળતાજ રહી ગયા! પોલિસને પણ એ ખબર શી રીતે આપે? અંતે તેરીબી ચૂપ ને મેરીબી ચૂપ જેવું થયું!" આથી શેઠની બુદ્ધિ કરતાં નોકરની બુધ્ધિ અભિનંદનને પાત્ર ઠરે છે; પણ મૂડીવાદ અને મજુરવાદની ખેંચતાણના આ જમાનામાં શેઠે નોકર ઉપર વિશ્વાસ મૂકવાને બદલે પોતાનાજ મસ્તકે માટલું ઉંચકી લીધું હોત તો શું બાંધો હતો? ભલે શેખચલ્લી જેવો દેખાવ થાત પણ 'ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રૂવે' એવું તો ન થાતને દાણચોરીના ઉમેદવારો આથી કંઇ ધડો લેશે એ આશયેજ આ ખરી હકીકત અહીં દર્શાવવાની તકલીફ ઉઠાવી છે.






સવાલ-એક માણુસ મરી ગયો, તેની એક ઓરત છે, એક છોકરી છે. અને એક નવાસી છે. અને એક બેન છે. તો હવે મર-હુમના મરણ પછી માલની વહેંચણી કેવી રીતે કરવી?

જવાબ-મરહુમના ઉપર કફન દફનનો થએલો ખર્ચ તથા કર્જ હોય તો તેમને વસીયત કરી હોય તો ત્રીજા ભાગ માલમાંથી અદા કર્યા પછી જે માલ બાકી રહે તેના આઠ ભાગ કરવા તેમાંથી એક ભાગ ઓરતને અને ચાર ભાગ છોકરીને અને ત્રણ ભાગ મરહુમની બહેનને મળશે નવાસીને કંઇ મળશે નહિં જો નવાસી માટે મરહુમે વસીઅત કરી હોય તો માલનાં ત્રીજા ભાગ સુધીમાંથી આપવામાં આવશે નહિંતર વારિસ થતી નથી. મતલબ કે રૂપિયા ૧) માંથી બે આના ઓરતને આઠ આના છોકરીને છ આના બહેનને મળશે અગર જો ઓરતની મહેર બાકી હશે તો તેણીને સારસા વતરોક મુકરર થએલી મહેર અપવામાં અવશે (સિરાજી)

સવાલ- એક માણુસ ગરીબ અને કરજદાર છે તેણે એક જગ્યાની મસ્જીદ ચંદાના પૈસાથી બની રહેલી હતી તે મસ્જીદનાં કામમાં મજકુર ગરીબ માણુસે ઘણી ઇમાનદારી સાથે મહેનત અને કોશિશ કરી છે. એ મહેનત બદલ તે માણુસ કંઇ પગાર કે મદદ માગતો નથી પણ મસ્જીદના કારભારીઓ તેની ગરીબાઇ અને કરજદારીનો ખ્યાલ કરી મજકુર પૈસામાંથી પગાર તરીકે તેને આપે અને તે પોતાના કરજ વિગેરેમાં અદા કરે તો આપી શકાય કે નહિં?

જવાબ-પુછેલી સુરતમાં મજકુર માણુસ જ્યારે ઘણો ગરીબ અને હાજતમંદ છે. તો પગાર તરીકે લઇ શકે છે તેમજ મસ્જીદના કારભારીઓ પગાર તરીકે તેને આપી શકે છે. જેમકે બીજા નોકરો તેગજ મજુરો વિગેરેને આપવામાં આવે છે. એમાં કંઈ વાંધો નથી.

સવાલ-ઘણી જગ્યાએ અમારા તરફ ગામડાઓમાં કબ્રસ્તાનમાં જમીન મુસલમાનોના કબજામાં હોય છે. હવે ગામોમાં દસ્તુર એમ છે કે ગામનો ફકીર કબ્રસ્તાનનો ઘાસ વગેરે વેચી ફાયદો ઉઠાવે છે તે બદલ ફકીર મસ્જીદનું પાણી ભરે છે ઝાડુ આપે છે. ગામમાં મૈત મૈય્યતનું કામ કરે છે અને અસલથી કબ્રસ્તાનની જમીન સરકારે મસ્જીદ અથવા કોઇ ખાતને આપેલી નથી. માત્ર દફનાવવા માટે આમ તોર પર જમીન આવેલી છે. કોઇ ખાતાનો તે મસ્જીદનો વહીવટ તે જમીન ઉપર ચાલી શકતો નથી. એવી હાલતમાં મસ્જીદનો મુતવલ્લી તે કબ્રસ્તાનની જમીનને મસ્જીદમાં કબ્રસ્તાનની




ઘાસની ઉપજ મેળવવા ખાતર મસ્જીદના કબ્જામાં મુતવલ્લી લઇ શકે છે અને ફકીરને પતો કાયદો બંધ કરી શકે છે. આ પણ ખ્યાલમાં રહે કે મસ્જીદનો હિસાબ વાર્ષિક સરકારમાં આપતી વેળા કબ્રસ્તાનની ઉપજ મસ્જીદમાં લીધી છે એમ મુતવલ્લી જણાવી શકતો નથી. કારણ કે સરકારે મસ્જીદમાં વકીરટ સોંપેલો નથી.

**જવાબ**-જ્યારે કબ્રસ્તાનની જમીન મસ્જીદના તાબામાં આપેલી...નથી તો મસ્જીદ તેની ઉપજ લઇ શકતી નથી. મસ્જીદ એક અલગ વકફ છે, અને કબ્રસ્તાન એક અલગ વકફ છે જ્યારે સરકારે દરેક ગામમાં કબ્રસ્તાનની ઉપજ ફકીર માટે ઠેરવેલી છે. તો એવી સુરતમાં ફકીરનો હક મસ્જીદનો મુતવલ્લી બાતલ કરી શકતો નથી. જો ફકીર રાજી ખુશીથી કબ્રસ્તાનની ઉપજ મસ્જીદને લેવા દીએ તો તેના બદલામાં મુતવલ્લી ફકીરને મસ્જીદની સેવા બદલ મસ્જીદમાં કંઇ પગાર નક્કી કરી આપે.

**સવાલ**-એક માણસે ફર્જ નમાઝ ઉભાઉભા શરૂ કરી ફરી કંઇ તકલીફ થઈ જવાથી બેસીને નમાઝ પુરી કીધી તો નમાઝ થઇ ગઇ કે નહિં.

**જવાબ**-નમાઝની હાલતમાં કંઈ બીમારી કે તકલીફ પેદા થઇ જવાના કારણે બેસીને નમાઝ પડી તો તેની નમાઝ થઇ ગઇ. કંઇ પણ વાંધો નથી.

**સવાલઃ**-મારી અમ્માના રૂપિયા તેના પિતા (એટલે મારા નાના) પાસે અનામત પડેલ છે. અને મારી અમ્મા અંદાજ ૧૯૨૪ અથવા ૧૯૨૬માં ગુજરી ગએલ છે. અને મારો નાનો ૧૯૩૩માં ગુજરી ગએલ છે. તે રૂપિઆ હાલમાં મારો મામો મને આપવા માંગે છે. પણ તે કહે છે કે હું સરાએ મોહંમદી મુજબ તમોને વહેંચી આપું. તેથી તેમાં હું છું. મારી એક બહેન છે. અને મારો બાપ છે. અમો ત્રણ જણાને તે રૂપિઆ કેવી રીતે વેંચી આપે તે બારાનો સરાએ મોહંમદી મુજબ ખુલાસાવાર જવાબ વળતી ટપાલે આપવા મહેરબાની કરશો. તથા મારા નાના કેવી રીતે વહેંચવા તે પણ લખી જણાવશો.

**જવાબઃ**-તમારી માના જે અનામત રૂપિઆ તમારા નાના પાસે હતા. અને તમારી મા તમારા નાનાથી પહેલાં ગુજરી ગએલાં જેથી તમારા નાના પણ વારેસ થશે. ભાગ ૭૨ કરશો. તેમાંથી તમારા બાપને ભાગ ૧૮ અને તમારા નાનાને ભાગ ૧૨ છોકરાને એટલે તમને ભાગ ૨૮ અને છોકરીને એટલે તમારી બેનને ભાગ ૧૪ મળશે. બાદ તમારા નાના તમારી મા ના પછી ગુજરી ગયા છે. એટલે તમારી માં તમારા નાનામાંથી વારેસ થશે નહીં. હવે જો તમારી માંની મહેર તમારા બાપ ઉપર બાકી હોય તો તેના પણ ઉપર મુજબ ચાર વારેસ થશે.

**સવાલ**-એક માણસને એવી બીમારી થઇ ગઇ છે કે મોટે ઇસ્તન્જે જાય છે ત્યારે તેની આમણ નીકળી આવે છે તો રોઝાની હાલતમાં કંઇ વાંધો આવે કે કેમ?

**જવાબ**-એ બીમારીવાલા માણસને જોઇએ કે રોઝાની હાલતમાં ઇસ્તીન્જા વેળા હાથ પાણી લઇ ઉભા થાવ પહેલાં આમણને કપડાથી ખુબ પુંછી સાફ કરી લેતો રોઝામાં વાંધો આવશે નહિ. અને જો પુંછયા વિના ભીંજે (તર) આમણ અંદર ચાલી જશે તો રોઝો તુટી જશે.

(તહતાવી મરાકિલ ફલાહ પાનું ૪૪૩)




"ભાષાન્તરની કળા ઘણીજ દુ:સાધ્ય છે. કોઈ લખાણના એક ફકરાને બીજી ભાષામાં ઉતારવો એ એક શીશીમાંથી અત્તરને બીજી શીશીમાં રેડવા જેવું કાર્ય છે; કારણ કે તેમ કરવા જતાં થોડી ઘણી સુગંધ અવશ્ય જતી રહે છે" આમ **વિષ્ણુશાસ્ત્રી શિપ્લૂણકર** કહે છે. તે છતો ખરુંજ, પણ અત્તરની શીશીમાંથી અત્તર કાઢવાને બદલે ઘાસલેટના શીશામાંથી ઘાસલેટ કાઢવાનું હોય ત્યાં સુગંધને બદલે દુર્ગંધજ વેડફાતી હોઇ ઝાઝું ગુમાવવાનું હોતું નથી. ફક્ત એકમાંથી બીજામાં ઠાલવવાની સહેલી રીતની હથોટી દિવસે દિવસે વધુ બેસતી જતી હોઇ લેખકો 'થોડા નફે બહોળો વહેપાર' કરવાની ધૂનમાં પોતે અત્તર ઢોળી રહ્યો છે કે ઘાસલેટ તે પણ ઝાઝું જોવા રહેતા નથી! આપણા ભાષાન્તરકારો આજકાલ તો બસ ભૂંડ પ્રકૃતિથી એકને એક ચીલે ચાલી રહ્યા છે! આવું અવળું જોવાની એમને ભાગ્યેજ પુરસદ મળે !

**વોલ્ટેર** કહે છે કે: "ભાષાન્તરો કોઇપણ ગ્રંથમાં રહેલા પામેલી ભૂલોમાં વધારો કરે છે એટલુંજ નહિ પણ તેના સૌંદર્યને પણ બગાડે છે." જ્યાં એકલો જનતાના મગજ પર વાંચનનો ભાર લાદી પૈસા કમાવાનીજ વૃત્તિ મૂખ્ય ભાગ ભજવતી હોય; ત્યાં ભૂલો વધે કે ઘટે તે જોવાનું નથી! ઉંટા વહેપારીઓ તો ઘઉમાં કાંકરાનું પ્રમાણ વિશેષ હોય તેમાંજ રાજી રહે કારણ કે કાંકરા પણ તોલમાં ઘઉંના ભાવે જાય છે! સરકાર તરફથી ગમે તેટલો પ્રતિબંધ મૂકાયા છતાં જેમ આંક ફરકના જુગારની પ્રવૃત્તિ વધતીજ જાય છે; તેમ વિવેચકો તરફથી ગમે તેટલી ઘોંચ પરોણ કરવામાં આવે છતાં ભાષાન્તરોમાં દીપે રાખવાની પ્રવૃત્તિ તો ચાલુજ રહેવાની; પછી ભલે ને કોઇ અનુવાદોના નામનાં છાજીયાં કૂટે!

●

કાઠિયાવાડમાં મુશાયરા પ્રવૃત્તિ ધામધુમથી આગળ ધપી રહી છે. સાહિત્ય સેવાનું એ ખેતર જેમ વધુ ખેડાય અને ગઝલનો પાક વધુ ઉતરે તેમ સારું છે. પણ કમોસમે પાક ન લણાય એ જોવાનું રહ્યું! રાંદેર એક વેળા મુશાયરાનું ધામ બન્યું હતું; પણ શાયરોની અંદરોઅંદરની ઘુરકા ઘુરકીએ મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળ સુઇ ગયું, તેમ ન થાય એવી ખુદા પાસે દુઆ માંગવી બહેતર છે. હોંશીલાપણાનો લોભ અને દાદનું વધતું ઓછું પ્રમાણ તથા 'અપના' 'અપના,' વાળાની પીઠ થાબડવાની સૂજન જુની પધ્ધતિ શાઇરીની




વાડીમાં વાણાનું કામ કરે છે! એ તરફ લાલ-બતી દેખાડી કાઠિઆવાડની મુશાયરાની મેહફિલોને અમે ખરા અંતઃકરણથી વધાવી લઇએ છીએ અને તેમાંય ખાસ જેતપુરના જોશિલા શાયરોનો ઉત્સાહ વખાણને પાત્ર છે. ગઝલને સદ્‌ભાગ્યે જેતપુરમાંથી સારા શાયરો સાંપડતા જાય છે. જેતપુરના સ્થાનિક મુશાયરાઓ ઠીક ઠીક લોકપ્રિય થતા જાય છે અને જેતપુરની લોકપ્રિયતાએજ ભાવનગરી કવિઓના કાન ટટ્ટાર કર્યા લાગે છે! અમે અંતરથી ઇચ્છીએ છીએ કે કાઠિઆવાડી મુસ્લિમ કવિ બિરાદરોની મારફતે ગઝલ ખુબ ખેડાય, ગઝલ-રંગ ખુબ રેલાય, પણ લખનૌ અને દિલ્લીની જેમ જેતપુર અને પોરબંદરની ગઝલ નહેરો જુદીજુદી ન વહેતાં ભેગીજ વહી રહી છે, તેમની તેમ ભેગીજ વહેતી રહે, આજે કાઠિઆવાડની ઉજ્જડ ભૂમમાં સાહિત્યનું જળસિંચન કરી મુસ્લિમ ગુજરાતની સાહિત્ય હરિયાળીને વધુને વધુ લીલી રાખે, અને એ વાડી સોરઠની વાડીના મીઠા મોરલાઓનો ટહુકાર ગુંજાગન અને બુલંદ ગુજરાતને પણ ગજાવે અને રસાદ કરે!

❁

"વિવેચનમાં સુક્ષ્મબુદ્ધિ અને ઉંચા પ્રકારના શીલની આવશ્યકતા છે." એમ **વિશ્વનાથ ભટ્ટ** કહે છે. પણ બીજાગ્ર બુધ્ધિના ઘણા વિવેચકો તો એમજ સમજી બેઠા છે કે કલમને અસ્તરો સમજી વગર પલાળ્યે મૂકવાની નીતિનું નામજ ખરી વિવેચન કલા છે! આમ કલાનું હાર્દ ન સમજનારાઓ ઘણી વેળા કલાને ભલા બનાવીને છોડે છે. વળી કોલ્ટન કહે છે: લેખક થવામાં ત્રણ પ્રકારની મુશ્કેલીઓ નડે છે. "(૧) પ્રસિદ્ધ કરવા યોગ્ય કંઇ લખી શકવું (૨) તે વસ્તુને પ્રગટ કરનારી પ્રમાણિક વ્યક્તિઓનો ભેટો થવો (૩) પોતાનાં લખાણો માટે અક્કલમંદ વાંચકોની પ્રાપ્તિ થવી." પણ અમે તો કહીએ છીએ કે લેખક તેજ ગણાય કે તે જે લખે તે પ્રસિદ્ધ થવાને યોગ્ય હોયજ. જેમ સરકારી ટંકશાળમાંથી પડતા બધાજ સિક્કા ખરા ગણાય તેમ! (૨) અને આ કાગળની મોંઘવારીના જમાનામાં તો જે રોકડાં ખરચે તેજ પ્રમાણિક પ્રકાશક ગણાયને? (૩) પોતાના લખાણ માટે અક્કલમંદ કરતાં તાસિર્વંત વાંચકોની પ્રાપ્તિ થવી એજ વધુ ઉચિત છે; કારણકે આજ કાલ તો લાયબ્રેરીમાં જઇને મફતીયું છાપું વાંચી આવનારજ અક્કલમંદ ગણાય છે! લક્ષ્મીને સરસ્વતીની પેલી જુની પુરાણી ટગ ઓફ વોર સાહિત્યમાં પણ ડગલેને પગલે નડવાનીજ! લેખકો બીચારા લાચાર છે કે જ્યાં સુધી પોસ્ટ ઓફિસો મનીઓર્ડરમાં નાણાંને બદલે અક્કલનો સ્વિકાર ન કરે; ત્યાં સુધી આવુંજ અંધેર ચાલવાનું!

"ઝરસી તસબીમેં કૈંધસી કૈંઠી કે તીન હૈ"

❁




'કસ્રૂલ અદબ' એટલે કે સાહિત્યનો મહેલ. સાહિત્યકારોને તે વળી મહેલ, હોય ! એ વિમાસણમાં હું પડયો હતો કે અમારા એક સાહીત્યકાર મિત્ર આગ્રા જઈ 'સીમાબ' સાહબના 'કસ્રૂલ અદબ'ની મુલાકાત લઇ આવ્યા હતા; તેમને પૂછતાં જણાયું કે "આપણા ગુજરાતમાં પોલિસોને રહેવાની ઓરડી જેટલો એ 'કસ્રૂલ અદબ' છે. આપણા શાઇરો, શાઇરીની દુનિયામાં વિચરતા હોય ત્યારે તો ગગનમાં ઉડે એ વાસ્તવિક છે, પણ ધરતીપર ચાલતા હોય ત્યારે ઝુંપડામાં રહીને હવેલીઓના ખ્યાલ શા માટે રાખતા હશે? અલબત્ત આદર્શ ઉંચો રાખવાજ સાહિત્ય કુટિરને કસ્રૂલ અદબ કહેવડાવતા હશે !

"માનસીના લાભાર્થે સુરતની કોલેજમાં જે રસદર્શનનો કાર્યક્રમ યોજાયો હતો; તેમાં પધારેલા શ્રી મેઘાણીએ માનસીનાથ શ્રી. વિજયરાયને 'નવવધુ' જેવા શરમાળ જણાવ્યા હતા." શ્રી મેઘાણીજી ભૂલી જાય છે કે એ શરમાળ નવવધુએ તો સાહિત્યની બની બેઠેલી કંઈ સાસુઓને કલમના ગોદાઓથી પાંસરી કરી નાખી હતી !

●

"ગુજરાત સાહિત્ય સભા તરફથી ૧૯૪૧નો રણજીતરામ સુવર્ણચંદ્રક શ્રી. જ્યોતિંદ્ર હ દવે ને મળ્યો છે." કરુણતાનુ ઘેરૂં વાતાવરણ જગત્ પર છવાતું જાય છે તેવા કટોકટીના પ્રસંગે ગઇ સાલ ધનસુખલાલને અગ્રજ હાસ્યકાર તરિકે ચંદ્રક આપ્યો અને ચાલુ સાલમાં જ્યોતિંદ્રને આપી, ગુજરાત સાહિત્ય સભાએ હાસ્ય સાહિત્યની યોગ્ય કદર કરી છે. અને તે બદલ અમારા તળપદા હાસ્યકારો શા. અડવાજી. મી. શેખચલ્લી, શા. હડમતઓઝા, શા. બેકાર વગેરે શ્વાનવૃત્તિથી ઘુરકવાને બદલે અંતઃકરણ પૂર્વકની દિલી મુબારકબાદી અર્પવાનો ઠરાવ પણ કરે છે, અને સાથે સાથે જણાવવાની રજા લે છે કે "પેલી બેઆનીએ જ્યોતિંદ્ર દવેને જેટલી હેરાનગતી પહોંચાડી હતી તેવી તકલીફ આ ચાંદ વટાવવા જતાં નહિજ પડે, કારણ કે સોનાના ભાવો ઉંચા છેને ?" હા આ, પણ એ અકકલના ઇજારદારોને એટલીય ખબર નહિ હોય કે એ ચાંદ તો છતીયે લટકાવવા માટે અપાયો છે તો રઝાક બેંડવાળા રઝાક શેઠ કે કાર્નિંકર ગ્રાંડ સરકસના કોઇ રીંગ માસ્તરની

---

## વહશી સાહિત્ય કાર્યાલય

(પ્રકાશકઃ–"કારવાં" માસિક)

**કણપીઠમાંથી ખાલી કરી**

**તા. ૧–૨–૧૯૪૨ થી**

ટાવરરોડ, મોહન ટૉકીઝ પાસે ગયા છે.

"કારવાં"ના ગ્રાહકોને નવું સરનામું

નોંધી લેવા વિનંતી છે.

---

**'કારવાં'ના પ્રથમ વર્ષની ફાઈલ**

અંક ૧ થી ૧૨ કપડાંનું પાકું પુઠું

કી. રૂા. ૫) ટ. ખ. સહિત

કોપીઓ સીલકમાં ઓછી હોવાથી

થોડીકજ બંધાવવામાં આવી છે.

આજેજ ઓર્ડર મોકલી આપો.

---



અહાથી જ્યોતિંદ્ર દવે એ ચાંદને લટકાવીનેજ હવેથી જાહેર સમારંભમાં જવાની હીંમત દર્શાવશે ! કથામાં પહેરાવેલો હાર ભટ્ટજી ડોકમાંથી કાઢતાજ નથી, અને કથા પુરી થયા પછી ઘેર સુધી ભટ્ટાણીને બતાવવા લઇ જાય છે તેમની હીમત ઉપરથી જ્યોતિંદ્ર દવેને ચાંદ લટકાવી રાખવાની પ્રેરણા મળશે. છેવટમાં એટલુંજ કે ચાંદ લટકાવી રાખવાથી માર્શલ ગોરીંગની જેમ એમનો પણ રોફ પડશે.

## સ્વિકાર અને સમાલોચના

**'મિલ્લતે ઇબ્રાહીમ ટ્રેડિંગ કુંપની'**ના નિયમો તથા બંધારણોની બુક મિલ્લતના જનરલ સેક્રેટરી-મુન્શી ગોલંમદ હસન તરફથી મળી. ગરીબ કૌમી બંધુઓને ઓછા નફે માલ આપી, સસ્તા દોઢાની બલાથી બચાવવાના ઉદ્દેશથી સ્થપાએલી આ કુંપનીની દુકાન જે હેતુથી ઉઘાડવામાં આવી છે તે હેતુને વળગી રહેવામાં આવે તો જરૂર કોમને પુરો લાભ મળે. અમે અંજુમનની આ નેક ખિદમતને ખરા અંતઃકરણથી વધાવી લઇએ છીએ. આશા રાખવામાં આવે છે કે અંજુમનના સંચાલકો ધારાધોરણોનો અમલ કરવામાં જરા પણ બબીલાઇ નહિ કરે તો મિલ્લતની આ વાડી રોજ બરોજ વધુને વધુ ફળ ફૂલવંતી થઇ કૌમના ગુલિસ્તાનને વસંતના દર્શન કરાવી શકે. ઈન્શાઅલ્લાહ.

o

**ધી મેમણ એજ્યુકેશનલ અને વેલફેર સોસાયટીનો** ૮મા વર્ષનો રિપોર્ટ ને હિસાબ અભિપ્રાય અર્થે મળ્યો છે. મેમણ કોમની આ જીવતી સંસ્થાનો રિપોર્ટ ઉઘાડતાંજ બોલી દે છે કે વેલફેર સોસાયટી મુસ્લિમોની બીજી સંસ્થાઓની જેમ નામની નહિ પણ કામની સંસ્થા છે. સંસ્થા તરફથી ચાલતાં અનિવાર્ય અને ઉપયોગી ખાતાં તથા તેનું સંચાલન યોગ્ય અને સેવાભાવી વ્યક્તિઓના હાથમાં મુકાયું હોઇ મેમણ કોમને અભિમાન ધરવા યોગ્ય નમુનેદાર સંસ્થા સાબિત થઇ છે પણ બીજાઓની જેમ અહીં પણ વાવદે વાત કરનાર સભ્યોનો તોટો નથી ! એ સોનાની થાળમાં લોઢાની મેખ સમાન કહેવાય !

o

**ખત્રી મેહફિલે ઇસ્લામ જામનગરનો** ૧૯૪૧નો હિસાબ અને રિપોર્ટ અભિપ્રાય અર્થે મળ્યો. એક વહેપારી કૌમની નાનકડી પણ વ્યવસ્થિત સંસ્થા કેવી હોય તેના નમુના રૂપ આ અંજુમન છે. દીની અને દુન્યવી તરક્કી સાધી રહી છે.

## સુલતાન

ચાલુ વાર્તાના લેખક જનાબ 'તુરાબ' સાહબ છેલ્લા બે માસ થયા કોઇ જવાબદારીના કામમાં રોકાયલા હોઇ ચાલુ વાર્તા અમને મળી નથી. વાંચકો એ ઢીલ દર ગુજરશે.

તંત્રી

# જાપાનના જવાનો

[ અનુવાદક : હાશિમ ટીમોલ સાહેબ. ]

પ્રમાણીકપણું, સહિષ્ણુતા, કુરબાની, કર્તવ્ય ભાન એ એવા ઝવેરો છે, જેનાથી વિભુષિત થઇને જવાનો જગતમાં પોતાના કૌમ, અને વતનના, નામ દીપાવી શકે છે

પ્રમાણીકપણાને લઇને તેઓ પોતાનું જીવન કશીય છળકપટ સિવાયનું સ્વચ્છ નીર જેવું બનાવે છે. વિચારમાં સીધા અને સરળ, વચનમાં સાચા અને પાકા, અમલમાં સાહસિક અને નીડર, નિર્ણયો છેવટના અને સાથે સાથે કર્તવ્યભાન હોવાથી તેઓ નિજના અને પરના હકો પિછાણે છે. એક સફમાં ઉભા થતાં અને મરતાં લગી ઉભા રહેતા એમને આવડે છે. સહિષ્ણુતાને લઇને તેઓ આપસના ઝઘડાઓમા સમય ગુમાવતા નથી ચર્ચાઓની ચુંગાલમા ફસાયા વિનાજ ધ્યેયના ઘોરી માર્ગ તરફ કૂચ કરે છે. અને એ માર્ગમાં નડતા કંટકોને બાજુપર ફેંકી દે છે. તેમને વિરોધીઓને નિભાવતા અને સાથે લઇને ચાલતાં આવડે છે, કુરબાનીની ભાવનાને લઇ તેઓ બર્બાદ થઇ દેશને આબાદ બનાવે છે. જીવનનો ખરો અર્થ તેઓ જાણે છે. એટલે સમય, શાંતિ, ધન, મહત્વકાંક્ષા અને રૂધીરનું બલીદાન આપતા અચકાતા નથી. કુરબાન થતાં ન તો એમનું અંતર બડબડે છે, ન તો મચકોડાય છે, તેઓ ન રોદડાં રડે છે, ન જીવ ચોરે છે. જે કૌમમાં આવા સપુતો જન્મે છે તે કૌમથી પહાડો થરથરે છે. એટલા માટે કે, તેઓ તેનો ખઝાનો લુંટી ન લે. મોતીઓથી પોતાની ગોદ ખાલી થવાના ભયે સાગર એમનાથી ધ્રુજે છે. તારા તોડી લેવાની બ્હીકે આકાશ એમનાથી કંપે છે. આવીજ નવી દ્રષ્ટિના ક્રાન્તિકાર યુવાનો આજે જાપાનની કુખે જન્મ્યા છે. આવો એમની ચર્ચા કરીને આપણે નવજીવનનો પાઠ ભણીએ.

આપણે જોઇએ કે, પૃથ્વીના કોઇ પણ ખુણે જાપાનની આંટનો સવાલ ઉપસ્થિત થાય છે તો, જાપાનીઓ ઘાયલ પંખીની પેઠે તડપવા લાગે છે. પુત્રો માતા-પિતાની અને માતા-પિતા પુત્રોની મહબ્બત બાજુએ મુકે છે. પુરૂષો સ્ત્રીનો અને સ્ત્રીઓ પુરૂષોનો પ્રેમ છોડી દે છે. બધી ચિંતા, બધો પ્રેમ, વતન અને કૌમ પ્રેમમાં રોપઇ જાય છે એ પ્રેમ, એક ઘેલછા હોય છે કે, જે સમસ્ત આબાદીને આવરી લે છે. ચિંતકો પ્રોગ્રામ-કાર્યક્રમ રજુ કરે છે પેપરો લાગણીઓને ઝણઝણાવે છે. માલદારો દ્રવ્ય રજુ કરે છે વેપારીઓ અને ઉદ્યોગપતિઓ મદદ માટે સાધન સામગ્રી રજુ કરે છે. યુવાનો રેંટવા લેકી અને ખપાવવા ગરદનો પૂરી પાડે છે. ધાંગી છાતીવાળા સિપાહીઓ શસ્ત્રો સજીને કટિબદ્ધ થઇ જાય છે વર્ષો નહિ, મહીનાઓ નહિં. દિવસોમાં બલ્કે કલાકોમા, સમસ્ત કૌમ આફતથી ટકરાવા માટે ઉભી થઇ જાય છે. અથડામણ આરંભાય છે તો, સ્ત્રીઓ શહીદોના ગીત લલકારે છે. યુવતીઓ લોહીથી ઝંડાઓ ચીતરે છે. અને એ રક્ત રંગી ઝંડાઓ ફૌજી મિત્રોને ભેટ અપાય છે. હમણાંજ એક કથા બહાર આવી છે કે, એક જાપાનીસ જવાને વસીયત કરી હતી કે, મર્યા પછી મ્હારૂં શબ યુનીવર્સીટીના હોસ્પીટલ રૂમને વેચાતું આપવુ અને જે કાંઇ ઉપજે તે યુદ્ધ-




શાળામાં આપવું. જેથી મર્યા પછી પણ મ્હારા અવયવો શત્રુઓના કાળજાં કોરવાં માટે ગોળીઓના કામમાં આવે.

એક પ્રાથમિક શાળાના બાળકોએ જાહેર કર્યું કે, એક હવાઇ જહાજનું મૂલ્ય તેઓ પુરૂં પાડશે. અને એ જાહેર કર્યા પછી એ નાના નાના બાળકોએ, રદ્દી ચીંથડાઓ, ખાલી બોટલો ને જુના પેપરો એકઠા કરવા અને વેચવા માંડ્યાં. થોડા મહીનાઓમાંજ લાખો રૂપીઆ જમા થઈ ગયા અને તેનાથી એક હવાઇ જહાજ ખરીદાયું.

એક ક્રાંતિકારી યુવાને વડાવઝીરના ખૂનની ચળવળમાં ભાગ લીધો. અને જ્યારે હાઇકોર્ટમાં એનો કેસ રજુ થયો. તો જાપાનીસ જવાનોની લીગ તરફથી હાઇકોર્ટને એક અરજ કરવામાં આવી જેના પર ત્રણુસો સભ્યોએ પોતાના રૂધીરથી સહી કરી હતી. એવીજ અરજી લશ્કર ખાતાના પ્રધાનને પણ કરવામાં આવી. પરિણામ એ આવ્યું કે, જજે એ આરોપીને આસાન કેદ આપી છોડી દીધો.

ત્યાંના સિપાહીઓ વગદારથી કમ નથી હોતા. જાપાનમાં ઘણી ખરી હોસ્પીટલોમાં જ્યાં ખીજી રીતે લોહી આપે છે તેઓમાં વધુ પ્રમાણમાં સિપાહીઓજ હોય છે એજ સ્થિતિ શિક્ષકોની છે. જાપાની યુનીવર્સીટીના પ્રખ્યાત પ્રોફેસર ડૉ. કામે માત્સુએ સોગે મુનની પ્રાથ- મિ. શાળામાં ચોથા વર્ગ સુધી અભ્યાસ કર્યો હતો એ સ્કુલના મકાન માટે રૂપીઆની જરૂ- રત પડી. એ વાતની પ્રોફેસરને જાણ થતાં તેમણે પોતાનું નામ જાહેર કર્યા વિના શાળાના મંત્રી પર દસ હજાર યેન મોકલી આપ્યા. પછી જ્યારે સ્કુલમાં રજા પડી તો, એજ પ્રોફેસર ત્યાં જઇ પહોંચ્યા. અને મજૂરો સાથે મળીને કામ કરવા લાગ્યા. થોડાક દહાડા તો આ મજૂર કોણ છે એની કોઇને ખબર ન પડી. અને એક દિવસ પ્રોફેસરનો ભેદ ઉઘાડો થઇ ગયો. અને આ જોઇને તમામ આશ્ચર્યમાં ડુબી ગયા.

જાપાનીઓ જવાબદારીના પુતળાં હોય છે. દુઃખી અને નિષ્ફળ જિંદગાથી મૌત બેહતર એવી એમની માન્યતા છે. જો કોઇ જાપાની કાર્યકર, યા સિપાહી, પોતાની ફર્જમાં ચૂકે યા નિષ્ફળ નિવડે તો, તે પોતેજ પોતાનો અંત આણે છે.

૧૮૮૩ માં યુરોપવાસીઓને કોબેમા વેપાર કરવાની રજા મળી. તે કામમા જાપાનીઓ પરદેશીઓને અપવિત્ર લેખતા હતા. અને તેથી જે વડા વઝીરે મંજૂરી આપી હતી તેનાથી ઘણા લોકો વિમુખ થઇ ગયા ત્યાં સુધી કે, રાજમહેલ આગળ વડા વઝીરનું ખૂન થયું કોબેમાં યુરોપીયનો પર બદલો લેવામાં આવ્યો. કેટલાક યુરોપીયનો સંતાઈ ગયા કેટલાક નાસી છુટ્યા. જેટલા હાથમાં આવ્યા તેઓ માર્યા ગયા. આ સમાચારો યુરોપમાં પહોંચતાં તમામ યુરોપીયન પ્રજા ખળભળી ઉઠી અંતે એ નિર્ણય થયો કે, ચોવીસ જાપાની યુવાનોને ફાંસીને માચડે લટકાવવા. જાપાનીઓ કતલ થવા સજાને જિલ્લતની મૌત લેખે છે એટલે આરોપીઓએ અર્જ કરી કે દસ્તૂર મુજબ અમને આત્મહત્યાની મંજૂરી આપવામાં આવે. આ વિનતીનો સ્વીકાર થયો. તારીખ નક્કી થઇ. સમય જાહેર કરવામાં આવ્યો. કોબેના એક વિશાળ મંદિરમાં અગણીત ખુરશીઓ




ગોઠવાઇ હઝારે જાપાનીઓ, અને પરદેશીઓ. અમીરો અને ગરીબો, એ વતન વીરોની કુરબાનીનું દ્રશ્ય જોવા ભેગા મળ્યા. આરોપી જવાનો સિપાહીઓના પહેરા હેઠળ આવ્યા. અને મર્દાનગીની સાથે મૌતની કુર્સીઓ પર ગોઠવાયા. ધાર્મિક ક્રિયાઓ થયા પછી મૃત્યુ ગીતો લલકારાયાં. ત્યાર પછી નવજવાનોને સુચના થઈ કે, તેઓ મૌતથી રમવું શરૂ કરે એક ખૂબસૂરત સબળ દેહી જવાન કુર્સી પરથી ઉઠયો અને મૈદાનમા આવી ઉભો. એના જમણા હાથમાં ખંજર હતું એનો ગાઢ સ્નેહી મિત્ર એની નઝદીકમાં ઉભો હતો, એટલા માટે કે, મરનાર ઝમીન પર ચત્તોપાટ ન પડે જાપાનીઓ મરીને ચત્તાપાટ પડનારને તિરસ્કાર પાત્ર સમજે છે. આખાય મદિર પર તે વેળા રંજ અને શોક છવાયો હતો. માત્ર દિવારો-માંજ નહિ, વાતાવરણમાં પણ નિરવતા પ્રસરી હતી સભાજનોના શ્વાસો ઉપર ખેંચાયા હતા. માત્ર ડોળા ખુલ્લા હતા જાણે કે આત્મા ભય અને નવાઇથી બારીઓમા ડોકિયા કરી રહ્યો હતો. નવજવાનનો હાથ ચાલ્યો, ખંજરનો જોરદાર વાર તેણે પેટપર કર્યો, અને પછી ખંજરને નીર્દયતાથી બહાર ખેચી કાઢયું, અને ફરી ક્રુરતાથી બીજો ઘા કરી પેટને જમણી ડાબી ચીરી નાખ્યું. પાસે ઉભેલો મિત્ર આગળ વધ્યો અને તેણે વતનના વીરને બંને હાથોના ટેકાથી ઝમીનપર સુવાડી દીધો. લોહી વહેવા લાગ્યું, લાશ તડપવા લાગી, છતાં નવજવાનની જીભ બંધ હતી. માત્ર આંખો સહુને જોઇ રહી હતી. હવે બીજો યુવાન ઉઠયો અને મરનારના ચરણો આગળ જઈ ઉભો. એણે પણ પોતાના અગાઉના મિત્રનું અનુકરણ કર્યું. સોળ નવજવાનો એક પછી એક લોહીમાં સ્નાન કરતા ને ધુળપર તડપતા દુન્યાથી વિદાય થયા. આ દ્રશ્ય પર ઝમીન કંપી ઉઠી, આકાશ દિગ મૂઢ હતું. પરંતુ ઇન્સાનના દિલો ખામોશી સાથે ધડકી રહ્યાં હતાં. નેત્રો ઉચાં કરી લોકોએ જોયું તો, વાદીઓ પોતાની જગ્યાએ ઉભા છે. એમાંથી એક આગેવાને રાજ્યાધિકારીને અર્ઝ કરી કહ્યું કે, "અમારો બદલો વળી ગયો. હવે બીજા જવાનોને અમે માફ કરીએ છીએ તેજ વેળા મૌતની કુર્સી પર બેઠેલા યુવાનો પણ ઉભા થયા અને કહેવા લાગ્યા, "શત્રુઓની બક્ષેલી ઝિંદગી અમારે ન જોઇએ. અમે અમારા બાદશાહના હુકમ પર જીવ આપીશું અને રંજ એટલોજ છે કે, બાદશાહે આ અપવિત્ર લોકોને અહિં આવવાની રજા આપી નહિતર એમાંથી એક પણ અમારી પવિત્ર ઝમીન પર પગ મુકી શકયો ન હોત કોઇપણ જાપનીસ જવાન એ સહી શકતો નથી કે, બાદશાહ તરફથી એને મૌત મળે અને તે જીવવાની લાલસા રાખે "

આ સાંભળી વાતાવરણમાં શાંતિ છવાઇ, મૌતની કુર્સીઓ એક પછી એક ખાલી થવા લાગી. બધાય નવજવાનો કુર્બાન થઇ ગયા.

ઉન્નત કૌમો આવાજ સદગુણી અને વીર જવાનોથી જીવન મેળવે છે, મુસલમાનો પણ જ્યારે ઉન્નત હતા તો, તેઓ પણ ખુદા અને રસુલ (સ. અ. વ) માટે આવીજ રીતે કુર્બાન થતા હતા.

—o—

# ઈમાનની વ્યાખ્યાઓ અને તેના



# આગ્રહભરી માંગણી

મૂળલેખક : મૌલાના સઇદ અહમદ સાહેબ અકબરાબાદી એમ. એ. એડીટર 'બુરહાન'

● અનુવાદક : જનાબ ઇસાભાઇ ઇબ્રાહીમ સાહેબ (કાવી) ●

કોઇ પણ મનુષ્ય જ્યારે કોઇ પાર્ટી, જમાઅત, યા સંસ્થાનો સભ્ય બને, તો તેણે સૌથી પ્રથમ આ વાત જાણવી જોઇએ કે એ જમાઅતના હેતુઓ અને કાર્ય-સિદ્ધાંતો શું છે? પછી જ્યારે તે એ જમાઅતમાં ઝંપલાવે છે, તો જાણે દિલથી આ પ્રકારનું વચન આપે છે કે પોતે એ સંસ્થાના હેતુઓ અને સિદ્ધાંતો સાથે સંપૂર્ણ પણે સંમત છે. અને એ બંને વસ્તુઓ તેને એટલી બધી પ્રીય છે કે તેના રક્ષણાર્થે તે મ્હોટામાં મ્હોટા આત્મભોગ આપવા માટે પણ ઉત્સુક છે.

તો હવે આપણામાંથી પ્રત્યેક મનુષ્યે સર્વથી પ્રથમ આ વાત પર વિચાર કરવો જોઇએ કે તે મુસલમાન શા માટે છે? શું તે એટલા માટે મુસલમાન છે કે એક મુસ્લિમ ઘરમાં પૈદા થયો છે, અને તેને વસ્તીગણત્રીના ખાનામાં, મુસલમાન લખવામાં આવે છે.? જો મુસલમાન હોવાનું કારણ માત્ર એટલુંજ હોય તો ખુલ્લી વાત છે કે એવા લોકોને ઇસ્લામ સાથે કંઇ સંબંધ નથી, અને ઇસ્લામને એવાઓની કંઇ પરવા પણ નથી.! પણ જો મુસલમાન હોવાનું કારણ આ હોય કે તે જગતના સઘળા ધર્મો પૈકી માત્ર ઇસ્લામનેજ સાચો ધર્મ સમજે છે,- અને તેને વિશ્વાસ છે કે એ ધર્મનો સ્વીકાર કર્યા સિવાય તેને 'દીન' અને 'આખિરત'ની ભલાઇઓ પ્રાપ્ત થઇ શકતી નથી તો બેશક તે માણસ ખરા અર્થમાં મુસલમાન છે, અને એ આધારે તેની પ્રથમ ફરજ આ છે કે તે ઇસ્લામના હેતુઓ અને તેના કાર્ય સિધ્ધાંતોથી પુરેપુરો પરિચિત થાય, તેને સત્ય જાણે, અને તેજ હેતુઓ તથા સિદ્ધાંતોના ઉધ્ધાર અને અસ્તિત્વને માટે પ્રવૃત્ત અને પ્રયત્નશીલ રહેવાને પોતાનો જીવન આશય બનાવે.

ઇલ્મ અને અજ્ઞાનતાના આધારે કાર્ય સિધ્ધાંતો તથા પેટા નિયમોના વ્યાપક અને સંશોધનયુક્ત અભ્યાસની દ્રષ્ટિએ મુસલમાનોમાં પારસ્પરિક ભેદ હોઇ શકે છે. બલ્કે સત્ય આ છે કે એવો પ્રભેદ અને તફાવત અનીવાર્ય છે. પરંતુ જ્યાં સુધી હેતુઓ અને સિદ્ધાંતોના સરસરી જ્ઞાનનો સંબંધ છે તે દરેક મુસલમાનને સંપાદિત હોવું જોઇએ. જેવી રીતે ફાસિસ્ટ પાર્ટીનો પ્રત્યેક સભ્ય, બ્રિટીશ સૈન્યનો દરેક સૈનિક, અને નાઝી જમાઅતનો એક એક જર્મન, ચાહે તો તે વિદ્વાન હોય ચાહે અનાત, શિક્ષિત હોય ચાહે અગાત, પણ આ વાતથી વાકિફ હોય છે કે તે શા માટે પોતાની પાર્ટીનો સભ્ય છે.! અને એ હકીકતના ભાન સાથે પોતાના હૃદયમાં આ પ્રબળ નિર્ણય અને ધગશ પણ ધરાવે છે કે તે પોતાની પાર્ટીના હેતુઓ માટે પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુનો ભોગપણ આપી દીએ! બિલ્કુલ એજ પ્રમાણે આલિમ અને જાહિલના પ્રભેદ વિના પ્રત્યેક મુસ્લિમે આ જાણવું જોઇએ કે તે પોતાને મુસલમાન કહીને જે જમાઅત (ઉમ્મત)ના એક સભ્ય તરીકે ઝાહિર કરી રહ્યો છે તેના




હેતુઓ શું છે? પછી તે હેતુઓની સિદ્ધી માટે કાર્ય-ક્ષેત્રમાં ઉતરવાની ઉર્મી અને ધગશ પણ પોતાનાં હૃદયમાં હોવી મુસલમાનને માટે અનીવાર્ય છે. વિચાર કરો ઇમાનની હકીકત [વ્યાખ્યા, વાસ્તવિકતા] શું છે! જુબાન અને હૃદયથી ઇસ્લામના ઇકરાર અને સ્વીકાર, સાથે અવયવોનો અમલ,! તો પછી શું કોઇ મુસલમાન ખરાં અર્થમાં મુસલમાન થઇ શકે છે જ્યારે કે હૃદયથી ઇસ્લામના હેતુઓની સત્યતાનો સ્વીકાર અને અમલ વડે તે સ્વીકારની સાબિતિ ન આપે?

ઇસ્લામનો હેતુ શું છે? વિશ્વભરના વિખવાદ ભરપુર મતભેદો છતાં એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં બે મત હોઇ શકતાજ નથી કે ઇસ્લામનો હેતુ ખુદાના કાનૂનને જગતમાં જારી કરવો, અને તેની ખુદાઇનો સ્વીકાર કરાવવો છે! હવે એ માર્ગમાં જેટલા અંતરાયો પેદા થાય છે ઇસ્લામ તે બધાનો જ શત્રુ છે. અને તે હુકમ કરે છે કે તેમનો કોઇપણ રીતે વિનાશ કરવામાં આવે "શિર્ક," ભૂમિપરનો વિખવાદ, દુરાચાર, અત્યાચાર, દમન, દ્રોહ અને અલ્લાહના નિયમો સ્હામે બળવો, એ બધી એવી વસ્તુઓ છે કે જેનો મુલોચ્છેદ કરી આપીએ માનવ સમાજને એક શાન્ત સોસાયટી અને એક સદાચારી જમાઅત બનાવી દેવી ઇસ્લામનો હેતુ છે એ જમાઅતનો એકજ ધ્યેય આ હોવો જોઇએ કે તે જ્યાં પણ ખુદાઇ કાનૂન સાથે દ્રોહ થતો જુએ તેનો પ્રતિરોધ અને સક્રીય પ્રતિકાર અગર બળથી કરી શકે તો બળજ નહિતર કોઈ બીજાં શુભ પ્રયત્નથી કરે! એ જમાઅતના દરેક સભ્યના હૃદયમાં એવા પ્રત્યેક દ્રોહીને કે જે મનુષ્યોને અલ્લાહ સાથે દ્રોહ કરવાનો માર્ગ બતલાવે, પરાજય આપવાની નિરંતર તલપ અને અખંડ બેચેની હોવી જોઇએ. કુરઆન શરીફે મુસ્લિમોના જીવન આશયનું સ્પષ્ટિકરણ આ અસંદિગ્ધ શબ્દોમાં કર્યું છે. "**કુન્તુમ ખૈરઉમ્મતિન ઉખ્રીજત લિન્નાસિ તઅમુરૂન બિલ્મઅરૂફિ વતન્હૌન અનિલ મુન્કર.**" [યને જે ઉમ્મતો મોકલવામાં આવી છે તમે તે પૈકી સર્વોત્તમ ઉમ્મત છો તમે સારાં કામોનો હુકમ કરો છો અને બુરાં કૃત્યોથી મના કરો છો.]

વસ્તુઓ એમ નથી કહેવામાં આવ્યું કે તમે પોતે દુષ્કર્મોથી દૂર રહો છો. અને સારા કામો કરો છો! પરંતુ મુસ્લિમો સર્વોત્તમ ઉમ્મત અને સર્વશ્રેષ્ઠ સોસાયટી હોવાના આધારભૂત આ વાત દર્શાવી છે કે તેઓ પોતે તો સદાચારી રહી દુષ્કર્મોથી દૂર રહેશેજ. પણ એનાથી વધાને આકે તેઓ બીજા લોકોને પણ સદવર્તનનો હુકમ આપશે અને દુષ્કર્મોથી રોકશે! પછી આ વાત પર પુરેપુરો વિચાર કરો કે માત્ર શુભેચ્છા અને વાણી વિલાસની પધ્ધતિએ કોઇ વાત કહી દેવી પુરતી નથી. બલ્કે ઇસ્લામ પોતાના ઉપાસકોના હાથમા એવો મહાન અને પ્રબળ પ્રભાવ જોવા ઇચ્છે છે કે જેના વડે તેઓ સદાચારનો હુકમ અને દુરાચારનો પ્રતિકર કરી શકે! એ ઉપરથી આ વસ્તુ સ્પષ્ટ થાય છે કે જો મુસલમાનોમાં એ શક્તી અસ્તિત્વ ધરાવતી હોય; તો તેમણે સંજોગોનુસાર એનો ઉપયોગ કરવો જોઇએ અને જો દુરભાગ્યે તેઓમા એ શક્તિ નથી તો તેમણે એ શક્તિ સંપાદન કરવા માટે પ્રવૃત્તિઓ અને પ્રયત્નો કરવા જોઇએ. અને આ યાદ રાખવું કે ઇસ્લામ કોઈ એક વિશિષ્ટ




કૌમ યા કોઇ ખાસ દેશનો નહિ બલ્કે તે આખી માનવ સમાજનો સાચો હમદર્દ અને હિતેચ્છુ છે તે પ્રત્યેક પિશાચ ને પરાજ્ય આપીને પીડિતોનો હક અપાવવો અને દરેક દમનાચારી તથા—અત્યાચારી કૌમ અથવા વ્યક્તિની અક્કડ ગરદનોને સત્યની સ્હામે ઝુકાવી દેવી પોતાની પ્રાથમિક ફરજ સમજે છે ! એમા પૌર્વાત્ય કે પાશ્ચાત્ય, કાળા કે ગોરાનો કોઇ ફર્ક નથી તે ખોટા ધર્મો અને ખુદાના સઘળા દ્રોહીઓનું માથું છુંદીને ખુદાની ભૂમિને વિખવાદ તથા વૈમનસ્ય, અને દુરાચર તથા પાશવતાથી પાક અને સાફ કરવા ઇચ્છે છે ।

આ છે ઇસ્લામનો મૂખ્ય હેતુ જેને સંપાદન કરવાની સતત તળપ દરેકે દરેક મુસલમાનના હૃદયમાં હોવી જોઇએ અને તેણે પોતાનો ઇસ્લામ જાહિર કરતાની સાથેંજ આ નિર્ણય કરી લેવો જોઇએ કે તે આજથી એવી જમાઅતમા દાખલ થઈ રહ્યો છે જે જીવન-પથારી પર સંતોષ અને શાન્તિનું કોઇ પાસુ ત્યાં સુધી મુકી શકશેજ નહિ, જ્યાં સુધી અલ્લાહનો નિયમ અને તેણે બતાવેલુ જીવન-તંત્ર જગતના બધા નિયમો અને વ્યવસ્થાઓ પર વિજયી નિવડેનહિ ! ખૂબ યાદ રાખજોકે નમાજ, રોઝા, અને ઝકાત, તથા હજ અદા કરીને આરામથી જીવન વ્યતિત કરવુ, અને અલ્લાહનો બોલ બાલા કરવાની ભાવનાથી પ્રમત્ત તથા અપરિચિત રહેવુ ઇસ્લામના ભાવાર્થને કેવળ ખોટો સમજવું છે । (ફુરકાન)

# પેની પોસ્ટ




ઈ૦ સ૦ ૧૮૩૮માં કવિ કોલરીજ ઇંગ્લાંડના ઉત્તર ભાગમાં ફરતો હતો ફરતાં ફરતાં એક ગરીબ લાગતા નાનકડા મકાન આગળ ટપાલીને ઉભેલો જોયો. એક યુવતી કાગળ લેવા માટે બહાર આવી, તેણે કાગળ હાથમાં લઇ જોયા પછી ટપાલીને પાછો આપી દીધો. ટપાલી જવાની તૈયારી કરતો હતો, એટલામાં કવિએ ટપાલીને અટકાવ્યો અને ટીકીટનો દર ભરી કાગળ લઇ લીધો અને પેલી યુવતીને આપ્યો. તે દરમ્યાન ટપાલી ત્યાંથી સર્કી ગયો ત્યારે બાળાએ કવિને કહ્યું કે તેમણે ટપાલીને નકામાં પૈસા આપ્યા; કારણ કે તે કાગળ કોઇ પણ જાતનું લખાણ નહોતું કવિને સમજ ન પડવાથી તેણે છોકરીને વસ્તુસ્થિતિ પૂછી. ત્યારે યુવતીએ કહ્યું તેનો એક ભાઇ લંડનમાં રહે છે. તે જતી વખતે કહી ગયો હતો કે તે વારંવાર ત્યાંથી કાગળ મોકલતો રહેશે—અને તેમાં કોઇ પણ જાતનું લખાણ હશે નહિ ટપાલી આ કાગળ લઇને આવે તો તેણે જોઇ લેવું કે વણ લખાયલો હોય તો ટીકીટનો દર ભરવો નહિ અને કાગળ પાછો આપી દેવો, અને એમ સમજવું કે તેનો ભાઇ સુખરૂપ છે. આ વેતરણ કરવાનું કારણ એજ હતું તે વખતમાં ટીકીટના દર ભારી હતા. અને જેમ અક્ષર વધે તેમ દર પણ વધતા. સાધારણ રીતે બેથી એક શીલીંગથી ઓછા દરથી કાગળ પહોંચાડવામાં આવતા નહોતા. વધારામાં આ ફી મોકલનાર પાસેથી નહિ પણ પત્ર લેનાર પાસેથી વસુલ લેવામાં આવતી.

વસ્તુસ્થિતિની જાણ થતાં કવિનું કોમળ હૃદય દયાથી ઉભરાઇ ગયું અને તેણે તાત્કાલિક રોવલેન્ડ નામના પોસ્ટના ઉચ્ચ કોટિના અમલદારને આ વસ્તુની ખબર કરી અને ગરીબોને થતો અન્યાય દૂર કરવા વિનંતિ કરી. રોવલેન્ડે વિચાર કરી પત્ર વ્યવહારની નીતિમાં ફેરફાર કરવા માટે સરકારને વિનંતી કરી. તેમાં તેણે જણાવ્યું કે ગ્રેટબ્રિટન અને આયર્લાંડ વચ્ચેના પત્ર વ્યવહારનો દર ઘટાડીને એક પેની કરવામાં આવે ટપાલનો દર મોકલનાર પાસેથી ટીકીટના સ્વરૂપમાં વસુલ લેવામાં આવે એમ કરતાં ટપાલીની મુશ્કેલીઓ દૂર થશે પત્ર વ્યવહારની સસ્તી સગવડ થવાથી પત્રોની સંખ્યામાં અનેક ઘણો વધારો થશે અને ગરીબ વર્ગને રાહત થશે.

રૂઢિ રક્ષક સંકુચિત માનસે રોવલેન્ડની આ સૂચનાની ખૂબ ઠેકડીઓ ઉડાવી પણ ઇન્ગ્લાંડનો લોક મત આ સુધારા માટે અતિ ઉત્સુક હોવાથી સરકારે ઈ૦ સ૦ ૧૮૩૯માં આ સુધારો અપનાવ્યો અને ૧૮૪૦માં અમલમાં મૂક્યો. તે પહેલાં કોઇ પણ દેશમાં એટલા સસ્તા ટપાલના દર નહોતા, ટૂંક સમયમા સમસ્ત પ્રગતિવાદી 'દેશોના' રાજ્યોએ એ પ્રથા અપનાવી એક નાનકડા બનાવે પત્ર વ્યવહાર જેવા અતિ ઉપયોગી વ્યવહારમાં મહાન પલટો લાવી દીધો.

# મુસાફરો અમે બધાં

: ગુલબંકી

જિંદગી તણા પથે મુસાફરો અમે બધાં,
કાન્વા લઈ મહા ધીરે ધીરે ધપી રહ્યાં,
દૂર દૂરની અગમ્ય મંઝિલે પહોંચવા.
રાહની કટુ મુસીબતોની સાથ ઝૂઝવા,
લિજજતે ભરી બિરાદરી–સુરા તણા અમે
મેહ્ફિલો રચી સહર્ષ જામ પી રહ્યાં અને
સાથમાં દિલો રહ્યાં જગાવી નિત્ય બંદગી
ખુદાની, સારબાં બની વિરાટ કારવાન, જે
ઝિંદગી—પથે મનુજની સહાય દોરતો.

વિહંગ ને પશુ બધાં જીવે સહેતુ તો પછી
સમાજને, સ્વદેશને, કુટુમ્બને, સ્વજાતને
વ્યર્થ એવી જિંદગી તણા અતીવ ભારને
ઉપાડી આથડી રહે મનુજ કાં ધરા–તને?



ધ્યેય છે અમારી આ મહા મુસાફરી તણું :
ભવ્ય સ્મારકો ન ક્યાંય સ્થાપવાં સુકીર્તિનાં,
રાહમાં મૂકી જવી ન યાદ કો' વિશિષ્ટ વા.
સિદ્ધિની વટાવવી અદષ્ટ મંઝિલો અને
ઉન્નતિ તણા પથો અદીઠ ઢૂંઢવા સદા.
જિંદગી–શમા જગે જલાવી બાળવા પતંગ,
આસુરી ગુણો રૂપે વસેલ જે ફરે ફરે,
ને દિલે દિલે વહાવી દેવી દિવ્ય રોશની.



પૃથ્વી

થતાં 'સફર પૂર્ણ' આ રચવી ક્યાંક આરામગાહ
(મઝાર નવે ભવ્ય) જે પ્રથિકને પ્રબોધી રહે,
"નથી જીવન બેસણું, નહિ જગે સદા રાચવું,
રણે સરજી તું રહે જીવન–અંત પ્રાયશ્ચિતે."

'કિસ્મત'

# એ અજ્ઞાન હતી ! ! !

એ અણુઘડ હતી, તો શોહર ક્યાં વિશેષ હતો ?

સ્ત્રી એટલે સવારથી સાંજ સુધી હજાર ખેહકાર કરતાં વેણુ સાંભળનાર પ્રાણી ! સ્ત્રી, એટલે સવારથી સાંજ સુધી સતત મજૂરી કરનાર એક ઘરની ચાકરડી, એ માન્યતા હતી એની,–

પરાપૂર્વની પ્રણાલીકાઓ હજીએ અનેક ઘરોમાં મોજુદ છે એ ગુલામહુસેનના ઘરથી પ્રત્યક્ષ થતું હતું.

ગુલામહુસેનને એની પત્નિ અમીના નહોતી ગમતી તે કહેતો કે તે અણુઘડ અને અભણ છે, નિજને જોવાની શક્તિ ગુલામહુસેને ધનના ગર્વમાં ગુમાવી દીધી હતી.

અમીના સોટીઓના માર અને કડવાં વેણુના બાણુથી સાવ નંખાઇ ગઈ હતી આરસની પુતળી સમી અમીનાનો વાંક હતો, તો તે એટલોજ હતો કે તે અજ્ઞાન હતી ! પતિ રોજ મેંણા દેતો કે તું અજ્ઞાન છે ! અમીનાની હિમ્મત નહોતી ચાલતી કહેવા કે અજ્ઞાન નહોતી, ઉપરતી કે તે કહી દે કે "પત્ર લખવાનું આપને પણ ક્યાં ભાન છે ?" એ અજ્ઞાન હતી, એનો સબબ હતો, એ સોટીઓના મારનાં, કડવાં ઝેર જેવા વેણોના બાણુનો કોણુ સાંભળે એ ગરીબની પિકારો ? કોણુ કહે ગુલામહુસેનને કે "તું છે તેવીજ તે છે !"

અમીના માર સહી આખરે પથારી વશ થઇ, રહી રહી એને ક્ષય રોગ લાગુ પડ્યો ને કોઈએ તેની તેની સંભાળ લીધી ન તો કોઈએ એને ઓસડ પાયાં, આખરે તે પરલોક ગમન કરી ગઈ ! જતાં જતાં તેણે ચાર દીવાલોને એક સંદેશ કહ્યો કે "સમાજના સૂત્રધારોને કહેજો કે શા વાંકે હું મરી ? હું અજ્ઞાન રહી તેમાં વાંક કોનો !"

હજીએ ગુલામહુસેનના ઘરની દીવાલોમાં ઘોર અંધારી રાત્રે અમીનાના એ અવાજના પડઘા પડે છે કે "એ વાંક કોનો ? હું મરી કોના વાંકે ! ! !

"ઇઝ્ઝત" (પોરબંદર)

---

# શેખચલ્લીની આત્મકથા!!!

[ 'કારવાં'ના મહા કવિ શ્રી. 'શેખચલ્લી' સાથે આ પાત્રને કંઇ સંબંધ નથી. ]

[ શેખચલ્લીનાજ મ્હોડે સાંભળી, લખી રજુ કરનારઃ—'અમીન' ]

અમે જાતે, અને પોતે શેખચલ્લી અમારા ઘરથી બોલી રહ્યા છીએ. અમે કોમના શેખ નહિ, પરંતુ શુધ્ધ ચલ્લી કૂળના નબીરા છીએ. આજે અમારી ઉંમર આશરે ૧૦૦–૨૫ વર્ષની છે, કારણકે અમે ૧૮૪૭ના મે માસમાં જન્મ્યા હતા. અમારૂં કદ જરા નાનું, પેટ મોટું, ટાંટીયા પાતળા, રંગ કાળો, આંખો નાની પણ શરીર લગાર જાડું છે. મુછો ટુંકી પણ દાઢી લાંબી છે. અમે નીચે પહેરણ, પહેર્યા વગર અંગરખું પહેરીએ છીએ. અમારો પાયજામો પગની પાનીઓથી ઉંચો રહે છે. જોડા અમે, ખાસ સ્વદેશી પેટંટના પહેરીએ છીએ. અમને કોઇ છોરૂં કછોરૂં નથી. ત્રણ ત્રણ લગ્ન માંડયાં અમે સંધાયા છતાં સંતાન પ્રાપ્તિ થઇ નથી, તેથી હવે ચોથી વારનાં લગ્ન કરવાની હદ ઇચ્છા છે. અમે સોગંદ પૂર્વક કહીએ છીએ કે માત્ર ઔલાદનાજ ઇરાદે એ ચોથી શાદી કરીશું ને એ ચોથી શાદી કરવાની રજા સર્વાનુમતે અમારી ત્રણે બીબીઓએ આપી છે. ને તેમાંયે અમારાં સૌથી પહેલાં બીબી તો રાત્રી દિવસ અમને ભારે દબાણ અને આગ્રહ કરી કહી રહ્યાં છે કે હવે તમે ચોથી શાદી સત્વેરા કરી લો કે જેથી તમારો વંશ કાયમ રહે.

હા, એક વાત સાંભળી લો. અમારી ત્રણે બીબીઓએ એ વાત આગ્રહપૂર્વક ધ્યાનમાં લેવા કહ્યું છે કે અમારે નવી રોશનીની ફેશનેબલ સ્ત્રી સાથે લગ્ન ન કરવાં, કારણ કે નવી રોશનીની ફેશનેબલ પત્નિથી સંતાન પ્રાપ્તિનો સંભવ ઓછો રહે છે; ને કદાચ ઔલાદ થઇ યે ગઇ તો ફેશનેબલ પત્નિ પોતાના ફેશનના શણગારમાં પડી બાળકની દરકાર રાખતીજ નથી.

આજે અમે અમારી આત્મકથા સંભળાવીએ તે પહેલાં "કારવાં"ના વાચકોને જરા લજ્જાથી આંખો બંધ કરી વિનવીએ છીએ કે તેઓ પણ અમારાં ચોથા લગ્ન માટે કંઇ સારી વર શોધી કહાડે તેઓ જો સારી કન્યા અમારે માટે શોધી કહાડશે તો અમારા ઉપર તેમણે ભારે ઉપકાર કરેલો ગણાશે. અમારી ત્રણે બીબીઓ તમારો ઘણોજ આભાર માનશે. વાત એમ છે કે જો અમે અપુત્ર મરણ પામ્યા તો જેમ આજે ૩૯ કરોડ ઉપરાંતનું હિન્દ આઝાદીથી મહરૂમ રહ્યું છે, તેમ અખિલ હિંદ ચલ્લીવંશથી મહરૂમ થઇ જશે! આજે આખુંય હિન્દ જાણે છે કે અમારાજ દમ કદમથી સારાય હિન્દીઓના શોકાતૂર હૃદયો રીઝી રહ્યાં છે, જો આ ગુલામ-ભૂમિ ઉપર હમે ન હોઇએ, તો હિન્દીઓ ત્રણ પૈસાના કાર્ડ અને પાંચ પૈસાના પરબીડીયાના ગમમાં અને વળી ઇન્કમટેક્ષ, હાઉસટેક્ષ વિગેરે બમણાં થઇ જવના શોકમાં ડુબી ગયા થઇ જાત! "વળી પાકીસ્તાન"નો ભય હિંદુઓને અને "ઇસ્લામ ખતરે મેં હય" નો ભય મુસલમાનોને હાડપીંજર બનાવી દેત.

અમે ગમગીન હિન્દુસ્તાનનાં દિલ રીઝવવા એટલાજ જરૂરી છીએ કે જેટલા જરૂરી અંગ્રેજો માટે એરોપ્લેન, જર્મનો માટે જેટલો જરૂરી પ્રોપેગેન્ડા, અને પત્રકારો માટે રૈટરના સમાચારો, તથા ગાનારી ગાયિકા માટે સારંગીની જરૂર છે. સારાંશ કે જો અમે અપુત્ર મરી




ગયા તો આખોય દેશ ખુશ-મિજાજી અને જિંદાદિલીથી મહેરૂમ થઇ જશે, હાસ્યરસનું થઇ જશે તેથી હિન્દના પ્રત્યેક નાના મોટા હિન્દુ મુસ્લિમ અને લશ્કરી ખાતાના સપ્લાઇ ડિપાર્ટમેન્ટ અમારી ચોથી શાદી માટે સર્વે ઇજારદારોથી ટેન્ડર મંગાવવા જરૂરી છે અમારી આવક પુરતી છે જેનો પૂરાવો એ એ છે કે જ્યારે અમે લડાઇ માટે ઇંડાનો ઇજારો લેવા ઇરાદો કર્યો અને સપ્લાઇ ખાતાએ અમારૂં બેંક રિફરન્સ માંગ્યું તો અમારી બેંકે લખ્યું હતું કે શેખચલ્લીની એટલી રકમ અમારે ત્યાં જમા છે; કે એ રકમનું ૭ હજાર ૭ સો રૂપીયા, ૭ આના, ૭ પાઇ માસિક વ્યાજ આવે છે કે જે રકમ સપ્લાઇ ખાતાના મીનીસ્ટરના પગાર કરતાં ઓછી નથી !

અમારી તંદુરસ્તી બહુજ સારી છે. એનું કારણ એ છે કે અમે ન તો વર્નાક્યુલરની પરીક્ષા ન તો મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે. ન તો અમે બી એ. છીએ કે ન તો અમે એમે એ છીએ જો અમે એમાંથી એક પરીક્ષા પાસ કરી હોત તો અમારી હૃદયમાં કૈં શક કે સંદેહ કરવાનો સબબ રહેત. ને ખાસ કરી અમારી આંખો તો ઘણીજ સારી છે એનું કારણ પણ એજ છે કે અમે કોઇ પણ પરીક્ષા પાસ કરી નથી. આપ લોકોએ હઝરત "અકબર" ઇલાહબાદીનો એ શેઅર સાંભળ્યો હશે કેઃ—

"હરૈં પાસ'ના પાસ હુવ રાંઇપકો;
પાની પીના હુવા પમ્પિપકો,
પેટ ચલતા હુવ આંખ આઇ હૈ;
કીંગ જાર્જકી દુહાઇ હૈ."

અમે ન તો સીગારેટ ફૂંકીએ છીએ; ન અમે તાડી પીએ છીએ કે શરાબ પીએ છીએ, ન તંબાકુ ખાઇએ છીએ કે અફીણ ખાઇએ છીએ. હા, સવારમાં ૧ તોલાની મોતીની ભસ્મ સાથે ના શેર મલાઇ, એક ડઝન ઇંડા સાથે ૫ શેર દૂધ ના શેર ઘી, ના શેર બદામનો હરીરો, વગેરે ખાઇએ પીએ છીએ. અને રોજ સવારમાં ૧૨ માઇલ દોડીએ છીએ અમે રેલ, મોટર, કે સાઇકલ પર કદી બેસતા નથી. રાત્રે ૯ વાગેથી સવારના ૭ વાગ્યા સુધી એક ધારી ઘસઘસાટ ઊંઘ લઇ જાગૃત થઇએ છીએ.

અમારી તંદુરસ્તીનો બીજો પુરાવો એ છે કે અમે ન તો "લીડર" છીએ કે ન "એડીટર" છીએ, કે જેઓ હંમેશા માંદા ખડમાંદા રહ્યા કરે છે ને અમે તો કદી હકીમ, ડૉક્ટર કે વૈદની સૂરત પણ જોઇ નથી. અમારૂં શિક્ષણ ભારે ઉંચું છે. અમે ચશ્માની મદદ વગર ગુજરાતી, હીન્દી, ઉર્દૂ ફરફર વાંચી જઇએ છીએ અમારો સ્વભાવ ઘણોજ આનંદી છે. એના સાક્ષાત સાક્ષી અમારી ત્રણ બીબીઓ છે તા. ૬ ફેબ્રુઆરી ૧૯૪૧ની પ્રભાતે ઘણી ઠંડી હતી. અમારી ત્રીજી બીબી સાહબાએ કહ્યું "આજે ઠંડી ઘણી છે ઘરમાંજ ગરમ પાણીથી હાથ મ્હોં ધોઇ નાખો." અમે કહ્યું કે ડોસા ડગરાં ગરમ પાણીથી મ્હોં ધુવે ! અમે તો ખુદાના ફઝલથી જુવાન છીએ હમણાંજ બહાર જઇ સડક પરના નળ ઉપર જઇ મ્હોં ધોઇ આવીશું" "બહાર જાકે મુંહ ધોગે તો દુશમન મુદ્દઇકા ન્યુમોનીયા હો જાનેકા ડર હૈ" અમારા બીબી સાહબા ન. ૨ બોલ્યાં




"તુમ નાહક મના કર રેહે હો, ઇન્હોંને કભી કીસીકી બાત માની બી હય જો તુમ્હારી માનીગે ઈનકી આદત તો બચ્ચોંકી સી હય તુમ દીન કહોગી તો યેહ રાત કહીંગે, તુમ રાત કહોગી તો યેહ દીન કહીંગે!" અમારાં બડી બીબીસાહબા નં. ૧ વચ્ચે બોલી ઉઠયા.

બાજી બીબીની વાત સાંભળી અમે હસી પડયા; અને કહ્યું "ઠીક કહેતી હય, હમને જો ઇરાદા કર લીયા ઉસકો પુરા કરકે રહીંગે, કયા તુમને હમકો ગાંધી બાધી સમજ લીયા કે જો વોહ કામ શરૂ કરતા હય ઉસકો બીચમેં'સે અધુરા છોડકર દુસરા પકડતા હય?"

એમ બોલી અમે બહાર પડયા તો એટલો ધુમસ હતો કે એક તસુના અંતરે શું છે તે પણ દેખાતું ન હતું. સામેજ એક માણસ અમારી સાથે અથડાઇ પડતા રહેજ બચી ગયો એક ઉંધા હાથની થપ્પડ ચોડી દેવાનું મન થયું; પણ તેઓ "અસ્સલામુ અલયકુમ, શેખચલ્લી સાહબ" બોલી ઉઠયા.

અમે ઉત્તરમાં કહ્યું "વઅલયકુમુસ્સલામ, આપ કૌન હંય કે જો હમકો અયસે વકતમેં સલામ કરતે હંય. કે હમને અભી મુંહ હાથભી નહીં ધોયા" પેલા માણસે કહ્યું "મારૂં નામ અબ્દુસ્સલામ છે હું મુગલીસરામાં રહું છું. આપના શુભ વખાણ મે "બડી મન્ઝીલ"ના ઓટલા ઉપર સાંભળ્યાં હતાં, ને હમણાં જોયા એટલે સલામ કરી."

અમે વાતો કરતા કરતા નળ ઉપર પહોંચી ગયા તો અબ્દુસ્સલામ કહેવા લાગ્યો કે "તમારા ઘરમાં એક છોડી ત્રણ ત્રણ બીબીઓ છે; છતાં તમે આવી કડકડતી ઠંડીમાં નળ ઉપર મ્હોં ધુઓ છો! શું તેમણે ઘરમાં ગરમ પાણી ન મૂકયું?" અમને એ શબ્દો સુણી ગુસ્સો આવી ગયો, જો કે અમને ગુસ્સો કદી આવતો નથી. મેં કહ્યું "અમે પુરાના જમાનાનું રૂપિયાનું ૧૦ શેર ઘી ખાનારા માણસ છીએ અમને શરદી બરદી કૈં કરી શકતી નથી!"

નળ ઉપર પહોંચ્યાં તો કલ્લુ હજામ મળી ગયો. અમે દૂરથી જોઇ તેને પૂછ્યું "અરે કલ્લુ મિયાં! અમારી ચોથી શાદી માટે કન્યાની શોધ કરવાનું કહ્યું હતું તેનું શું કર્યું? કેમ હજુ લગી કંઇ જવાબ લઇ આવ્યા નહીં?" કલ્લુ બોલ્યો "હા હાં, સાહબ, તેતો મેં તેજ દિવસે ગોતી કહાડી છે. આપણા શહેરની ઉત્તરે જે મોટી ધર્મશાળા છે ના, ને તેની પછવાડે એક ચાલી છે ના, તે ચાલીના રૂમ નં. ૪માં એક કન્યા છે તેનાં ત્રણ લગ્ન થઈ ચૂકયાં છે. ને તેને દરેક શાદીથી એકેક સંતતિ પણ થઇ ગઈ છે. એનાં ત્રણે પતી મરી ગયા છે. હવે તેણી ચોથા પતિની શોધમાં છે, વળી તમને ઔલાદ માટે ચોથી શાદી કરો છો; તેથી એ કન્યા તમારા માટે ખરેખર બંધબેસતી છે." જ્યારે અમે કલ્લુમીયાંના મ્હોડે એ કન્યાની વાત સાંભળી તો અમે તો સ્તબ્ધજ થઇ ગયા, કારણ કે "એક પછી એક ત્રણ પતિને એક ડકાર લીધા વગર ખાઈ જનાર સ્ત્રી તો ઘણીજ ખોડખગી હોવી જોઇએ. એ તે સ્ત્રી નહીં પણ જીવતી જાગતી ડાકણ હોવી જોઇએ. ! એની સાથે તે શાદી કેવી?".

કલ્લુ હજામ બોલ્યો કે "શેખજી ! મેં તો એ વિચારે આપ સાથે એનો સંબંધ




જોડયા ધારેગે કે આપને ઔલાદની તમન્ના છે, અને એ સ્રીને ત્રણે પતિઓને ત્યાં ઔલાદ થઇ છે." અમે જરા ગુસ્સાથી કલ્લુને સંભળાવી દીધું કે "મગર ભાઇ, તુ તો પાગલ હો ગયા હય! હમ અયસી ઔરત કે સાથ કયસે શાદી કર સકતે હય? ઉસને એક ખસમ કિયા ઔર ઉસકો ખાગઇ, દુસરા કિયા ઔર ઉસકો નિગલ ગઇ, તીસરા કિયા તો ઉસકો ભી ડકાર ગઇ!"

અમે નળ ઉપર એવી વાતો કરતા હતા કે ત્યાથી નથ્થુ નાનભાઇ માથે પાઉં રોટી બિસ્કુટનો ટોપલો લઇ આવી પહોંચ્યો તે અમને જોઇ ત્યા થોભી ગયો; ને અમારી વાતો સાંભળી બોલ્યો "શેખજી! બધી વાત જવા દો, મેં તમારા માટે કયારનીયે કન્યા ગોતી કહાડી છે જુઓ, મૌલવી લિયાકત અલીખાનની પુત્રી કુંવારી છે. ૧૮ વર્ષની ઉંમર છે. મૌલવી સાહેબને કોઇ પુત્ર નથી, ફક્ત એજ એક પુત્રી છે તેથી એમણે એને વાઅઝ કહેતા પણ શીખવ્યું છે."

અમે નથ્થુ નાનભાઇને મ્હોડે આ શુભ-સમાચાર સંભળી એટલા ખુશી થયા કે નથ્થુની પીઠ ઠોકી ઠોકીને તેને ખૂબ શાબાશી આપી. સીધા આવ્યા અમે અમારી ત્રણે બીબીઓ કને ઘેર. બીબીઓને નથ્થુ વાળી વાત કહી તો બળીબીળી બોલ્યા

"હાં મૈંનેભી ઇસ લડકી કા વાઅઝ સુના હય. એક આંખસે કાની હય સુરત ભી કાલી હય, મગર નાક નકશા ખાસા હય. આવાઝ કોયલ જૈસી હય વાઅઝમેં ગઝલેં ખૂબ ગાતી હય સુનને વાલોં કો ભી હંસાતી હય. કભી રૂલાતી હય, ઔર અપને વાલિદ કે મદરસે કે લિયે જબ ચંદા માંગતી હય તો ઔરતેં ઇતના દેતી હય કે ઇસકી ગોદ ભર જાતી હય!"

વચલી બીબી બોલ્યાં "મૈંનેભી ઇસ લડકીકા વાઅઝ સુના હય. સુરત કાલી હય, હુવા કરે! એક આંખ ખરાબ હય, તો કયા ડર હય! બાત હર તરહે અચ્છી હય. મગર ઇસકે બાપ મૌલવી સાહબ શાયદ હમારે શેખજીકા ખ્યાલ કરકે રિશતા મન્ઝુર ન કરે, ઔર ભરી સેજ પર તો કોઈ ભી બેટી દેનેકો રાઝી ન હોગા!"

અમે અમારી બીબીઓનો વાર્તાલાપ સાંભળી જરા માથું ખંજવાળ્યું કારણ કે મહાન ગુંચવણ ભરેલા કાર્યો વખતે જયમ ચર્ચીલ, રૂઝવેલ્ટ, મુસોલીની, સ્ટેલીન અને હિટલર માથું ખંજવાળી વિચાર કરે છે તેમ અમે પણ એવા અઘરા કાર્યો વેળા જરા માથું ખંજવાળી વિચારીએ છીએ કે ગુંચવણ વાતનો ઉકેલ થઈ જાય છે! ને થયું પણ તેમજ. અમે સકાળા બજારમાં પહોંચ્યા, ને કાગઝીઓની દુકાને દુકાન લાલ રંગનો ચમકદાર કાગળ શોધવા લાગ્યા; કારણ કે લગન સંબંધનો કાગળ તો જરી પુરાના રિવાજ મુજબ લાલ રંગનોજ હોવોજ જોઇએ! પણ જ્યા ગયા ત્યાંથી એજ ઉત્તર મળ્યો કે હવે તો લાલ કાગળ ઉપર કંકોત્રી લખવાનો જરી પુરાણો રિવાજ નીકળી ગયો છે તેથી અમે એવા કાગળ નથી રાખતા. વળી લડાઇના લીધે રંગીન કાગળો મળવા પણ મુશ્કેલ થઇ પડ્યા છે. અંતે મહા મુશ્કેલીએ ઉસ્માનભાઇને ત્યાંથી એ કાગળ મળી આવ્યો તે લઇ અમે ઘેર આવ્યાને કાગળ નીચે

મુજબ ઉર્દૂમાં લખી નાખ્યો.

"તારીફ ઉસ ખુદાકી જીસને દુન્યાકી હર ચીઝ કે જોડે બનાયે. આગરચે હમકો સેખઅઝાકી કહા જાતા હય, મગર હમ ન શેખ હંય ન સૈયદ, ન મુગલ હય ન પઠાન, બલ્કે પયગમ્બર ઝાદે હંય, ક્યું કે હમારા નસબ ખાસ હઝરત આદમ (અ) તક પહોંચતા હય! ઔર વોહ ઇસ દુન્યામેં પહેલે પયગમ્બર થે ઔર ઇતને બડે પયગમ્બર થે કે ખુદને સબ ફરિશ્તોંસે ઇનકો સિજદા કરાયા ઔર શયતાનને સિજદેસે ઇન્કાર કિયા તો ઉસકો કિયામત તક કે લિયે મરઉન ઔર મરદૂદ કર દિયા!"

"હમ સહીબે જાયદાદ હંય, સાતસો રૂપે મહીના કિરાયેકા આતા હય, ઔર બેંકમેં ઇતના રૂપયા જમા હય કે છે હઝાર, છે સો, છપ્પન રૂપે, છે આને, છે પાઇ હર મહીને નફે કે મિલતે હંય! ઉનકો સૂદ નહીં કહા જા સકતા. ક્યું કે હમ સૂદ કો હરામ સમજતે હંય ઔર સૂદ ઔર નફેમેં બડા ફર્ક હય!

"હમારી તીન બીબીયાં મૌજુદ હંય, મગર ઔલાદ એકભી નહીં, ઔર ઔલાદકી હમકો ઇસ લીયે સખ્ત ઝરૂરત હય કે હમારે માલ મતાઅકી વારેસ હો, ઔર હમારા પૈસા લાવારસી મેં સરકારી ખઝાને મેં ન ચલા જાય! ઔર સરકારી ખઝાના ઇસ પયસેસે કોઈ ઝનાના સ્કૂલ ન બનાવે. જહાં બગૈર શરીફોંકી લડકીયાં સર કે બાલ કટવા દેતી હંય, ઔર ચહેરે પર સફેદ ઔર લાલી મલને લગતી હંય! લિહાઝા નિહાયત અદબ સે દરખાસ્ત કરના અર્ઝે ખિદમત હય કે જનાબ હમકો અપની ગુલામીમેં કુબૂલ ફરમાયે

"હમને નક્શા જાનબાઝ, ઔર હમારી બડી ઔર મંઝલી બીવીસે આપકા દુખતર બુલંદ અખ્તર કે બહોતસે ઔસાફ સુને હંય, કે વોહ ચાઅઝભી કહેતી હંય, ઔર ઉનકી આવાઝ ભી બહોત સુરીલી હય. રહી કાલી સૂરત તો હમ ભી કાલે હંય ઔર યક ચશ્મી (કાણાંપણું) પર ભી હમકો કુછ એ'તરાઝ નહીં હય. ક્યું કે જો સબકો એક આંખ દેખે વોહ હમકોભી, તીન હમારી તીનો બીબીઓં, યાની અપની સૌકનોં કો ભી યક આંખસે દેખેગી. અબ ફકત એક મરહલા બાકી હય, કે હમારી ઉમ્ર સોલા કમ સો બરસકી બ્યાન કી જાતી હય. મગર હમ આપકો ભી યકીન દિલાતે હંય. જયસે કે હમ પહેલે એઅલાન કર ચુકે હંય, કે હમમેં બુઢાપે કી કોઇ બાત નહીં હય! ઔર અગર હોભી તો બુઢ્ઢા મર્દ જવાન બીબી કી ખાતિર મુહારાત ઇતની ઝિયાદા કરતા હય કે હરવક્ત આંખોકા તારા બનાયે રખતા હય! પસ ઇસ નયે ઝમાને કો હમ ખતમ કરતે હંય. ઔર આખિરમેં લિખતે હંય કે ગર કુબૂલ ઉફતદ ઝહે ઇઝઝો શરફ"

પછી આ કાગળ અમે. અમારા નોકર મિયાં ફત્તુને ખોલાવી આપી દીધો ને સાથે કહ્યું કે ગવેચાનના ટેકરાવાળા મૌલ્વી લિયાકત અલીખાનને આપી આવો.

હવે અમે કાગળના ટોજે પ્રશ્નના ઉત્તરની વાટ જોતા બેઠા. એક દિવસ પસાર થયો, જવાબ નહીં, બે દિવસ વિત્યા ઉત્તર નહીં. અમને તરેહતરેહના શક, વહેમ આવવા લાગ્યા. ખુદાખુદા કરતાં ત્રીજે દિવસે અંતે મૌલ્વી સાહેબનો હજામ ઉત્તર લઈને આવ્યો. ધડકતા




હૃદયે અને ધ્રુજતા હસ્તે અમે પરબીડીઉં હાથમાં લીધું. અમારું અંતર કૂદકા અને ભૂસકા મારી રહ્યું હતું કદી એ વિચાર અમને શોકાતુર કરતો કે ના પાડી દીધી હશે? કદી એવા વિચારના વમળથી દિલ ઉછળતા 'મારતું હતું કે વાત કબુલ રાખી હશે? અમે પરબીડીયું હજામ પાસેથી જલ્દી જલ્દી લઇ લીધું: પ્રથમ અમે તેને બેચાર ચુંબન આપ્યાં, પછી ધડકતા હૃદય ઉપર ચાંપી રાખ્યું. ફરી અમે ત્રણે બીબીઓને બોલાવી તેમના સમક્ષ પરબીડીઉં ફોડી વાંચવા માંડ્યું તેમાં લખ્યું હતું કે:-

'નુરચશ્મ રાહતેજાન લખ્તે જિગર શેખચલ્લી સલામત રહો. તુમ્હારા ખત કઈ દિન હુએ આયા થા, મૈં ને અપની સાહબેખાના કો સુનાયા થા. ઉન્હોંને બહોત ગૌર સે સારા ખત સુના, ઔર એક દફેઅ સુનનેકે બાદ ફિર દોબારા પઢ'વા કર સુના, ઔર કહા બેટીકી મુઆમિલા હય, ઝરા સોચ લેને દો. તીન દિનકે બાદ જવાબ દેના સો આજ ઉન્હોંને મુઝસે કહા, કે હાં લીખના મૈંને હાં સુનતેહી તુમકો યેહ ખત લીખ દિયા હય, લેકિન હમારી જમાઅતકે રિવાજ કે મુવાફિક તુમકો એક ઇકરારનામાહ ઇસ મઝમૂનકા લિખના હોગા કે "મેહર સવાલાખ રૂપેકા બાંધુંગા ઔર જેબ-ખર્ચકે લીએ ચાલીસ રૂપે મહીના બીબીકો દિયા કરૂંગા. ઔર બીબીકા ઇસકે રિશતેદારોકે હાં આને જાને દુંગા રોકુંગા નહીં ઔર બીબીકો કોઇ વાઅઝકે લિએ બુલાએગા તો જાને દુંગા, રોકુંગા નહીં. તુમ અપની બળી બીબીસે સલાહ કર લેના. ઔર મુઝે જવાબ લીખના યેહ બકરા ઇદકા મહીના હય. ઇસમેં કોઇ તારીખ ઠેર જાય તો અચ્છા હય. ઇસકે બાદ મુહર્રમ આ જાયગા, ઔર મુહર્રમકે બાદ તેગકા મહીના હોગા, ઇસમેં બી શાદી નહીં હુવા કરતી. ફિર બારા વફાતકા મહીના હોગા, ઇસમેં બી શાદી ન હો સકેગી. ઔર બાત કઇ મહીને દૂર જા પડેગી. તુમ મેરે ખતકા જવાબ લીખો તો યેભી લીખ દેના કે તુમ્હારી બીબીયાં તારીખ ઠેરાને કબ તક આઇગી. ઔર યેહ બી સલાહ કર લેના કે બરી જ્યારા મનકી આયગી ઔર પાંચ જેવર જળાવ, બરી કે ચાગ'ને લાને હોંગે. હાં. ઔર દો ભારી ઔર તીન હલકે ગીલાફર કુલ પંચ કપડે કે જોડે લાના હોંગે યે તુમ જાનતે હો કે યેહ ચીઝે અપને ઘરમેં રખની નહીં હય, લળકી તુમ્હારે ઘરમેં લે આયગી. મગર મેરા ઔર લળકીકી અમ્માકા અરમાન પૂરા હો જાયગા બસ અબ દુઆ પર યેહ ખત ખતમ કરતા હું"

રાકીમ લિયાકત અલીખાન-કાનડવાડ:—

મહોલ્લા ગધેવાન ટેકરા-સુરત.

જ્યારે અમે આ પત્ર અમારી બીબીઓને સંભળાવી રહ્યા તો મોટી બીબી બોલી પડ્યાં કે 'કોઇ વાત રિવાજ વિરૂદ્ધ નથી. તમે પણ જવાબ લખી મોકલો કે સર્વે કંઇ મંજુર છે."

"અમે કહ્યું કે "પણ સવાલખની મેહર તો ભારે પડે તેમ છે, અમારે ત્યાં તો શરેહ મહંમદી મેહર બંધાય છે. તમારી ત્રણેની મહેર પણ શરેહ મહંમદી કે જેને લોકો બીબીની મહેર પણ કહે છે તે સાડા સત્તાવીશ, સાડા સતાવીશ રૂપીયાની બાંધી હતી" વચલી બીબી બોલી ઉઠ્યાં કે "મેહર કોણ દે છે ને કોણ લે છે, યે તો વાતોજ વાતો છે." અમે કહ્યું



"ના, એમ કદી થઇ શકતું નથી. જો અમે એવો વિચાર કરી લીધો કે મેહર આપવાની નથી તો નિકાહ દુરસ્ત થશે નહિ."

અંતે મૌલ્વીસાહબને સાડાસતાવીશની મેહર લખતાં કબૂલ રાખી અને તા, ૩૦ માસ-ઇલ્હજજનો દિવસ લગ્ન માટે નક્કી થયો લગ્નની તૈયારીઓ થવા લાગી. અમે સીધા ઝવેરી બજાર પહોંચ્યા અને પાંચને બદલે ૧૧ સોનાની નક્કર જણસો ખરીદી લાવ્યા અને ગનીભાઇ એન્ડ કો.માંથી રેશમી પાનેતરના થાન ઉપાડી લાવ્યા.

હવે જ્યારે અમે લગ્ન માટે આમંત્રણ પત્રિકાઓની ઇબારત ઘડવા બેઠા, ત્યારે અમારા નોકર મિયાં કલ્લુ હાથમાં એક પત્ર લઇ ટપકી પડ્યા. અમારા કુદરતી અને કાન ઊભા થઇ ગયા કે વળી આ પત્ર આવા શુભ અવસરે કેવો હશે? એ પત્ર "જમીઅતે મુસ્લિમ નવજવાનાન સુરત"ના સેક્રેટરી ભી. સૈયદ નૂર "પરવાઝ" સાહબનો હતો.

"પરવાઝ" સાહેબે એમાં લખ્યું હતું કે તમારી વય સોમાં સોળ કમ છે, ને ભવિષ્યમાં તમારી જીવન-સાથી બનનાર કન્યાની ઉમર ૧૮ વર્ષની છે, તેથી અમે અમારી જમીઅતમાં પસાર કરેલા કાનુન મુજબ, કે જેની આ સાથે એક નકલ જોડવામાં આવે છે, તમે એ યુવાન કન્યા સાથે લગ્ન કરી શકતા નથી એવા કજોડાં લગ્ન કરવાનો ઇરાદો તમે તદન છોડી દેજો, નહીં તો અમે અમારા સઘળા બળ સહેત તમારી સામે ઘટતાં પગલાં લેશું."

અમને ભી. "પરવાઝ" અને તેમની જમીઅત ઉપર એટલો ક્રોધ ચડ્યો કે અમારા ગુસ્સાનો પારો ૧૫૦ ડીગ્રીએ ચડી ગયો. પણ આવા કટોકટીના સમયે અમારી પેલી જરી પુરાની માથું ખંજવાળવાની ટેવ મુજબ અમારાથી ખંજવાળી જવાયું. તો તુર્ત અમને એ સુચનો ઉકેલ જડી આવ્યો. અમે મીયાં "પરવાઝ"ની જમીઅતે ઘડેલા કાનૂનની એક નકલ શહેરના સર્વે રોજીંદા અને અઠવાડિક અખબારોમાં પ્રગટ કરવા મોકલી દીધી કે જેથી તે સર્વે-હિન્દુ-મુસ્લિમ પુરુષો કે જેમની વય ૫૦ વર્ષથી આગળ ધપી ગઇ હોય; તેઓ આ ઉછાંછળા નવજવાનોના એ ગેરવ્યાજબી અને ખોટી દખલગીરી કરતાં પગલાંનો વિરોધ કરવા અમારો સાથ આપે, કે અમે સૌ અમોરાં ભેગાં પાકટ બળથી એ નવજુવાનોના કાચા કાનૂનોના પૂરજે પૂરજા ઉડાવી દઇએ. બસ હવે અમે બોલવું બંધ કરીએ છીએ. વસ્સલામ લી. અમો છીએ,

તમારા જગમશહુર શેખચલ્લી ગોટેરાહુ*

---

*ખ્વાજા હસન નિઝામીના એક લેખ ઉપરથી સુચિત.

—o—

---



આકસ્તાર "આર" રાંદેરી.

## આર પીલ્સ—

આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી, મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવાં છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂ. ૬–૦–૦ પોસ્ટ ખર્ચ જુદો.

## આર તિલા—

આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી તેમ એને લગાડી પાને કે પાટા બાંધવાની પણ અગત્ય નથી મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલા ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત ૨–૮–૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

## આનંદ રસ—

આ વિચિત્ર તિલા મર્દાઇ અને ઇમ્સાક (વીર્યસ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ ફકીરી તિલો જાહેરમાં મુકયો છે એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે. કીમત બાટલીનો રૂ. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

## મુકવ્વી વ મુમ્સિક—

કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે જિર્યાન, (ધાતુસ્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફરીયાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

## દવાએ સુઝાક—

આ પીવાની દવા છે ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સન્મુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સાજો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. ઇન્જેકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દેઢ, પોસ્ટ ખર્ચ જુદો (રૂબરૂમાં પરમિયાનો સસ્તો ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ પોટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો. કાંમંગીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફત મોકલવામાં આવશે લખો અથવા મળો :

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist. Surat.

શાખા ... H... P... ...W... 1 Victoria Street Durban(Natal)

# કુદરતથી ઇબરત

✻ રજુ કરનાર–"મુસ્લિમ" ✻

તમે ઘણાએ એજ્યુકેટેડ યુવકો જેઓ ફેશનના બંદા અને પશ્ચિમના અનુકરણના આશિક છે, તેઓથી સાંભળ્યું હશે કે "મઝહબનો દૌર પુરો થયો, અત્યારે તો વિદ્યા, જ્ઞાન અને રોશનીનો સમય છે. મઝહબ તથા અલ્લાહનો ખિયાલ, તેની યાદ કે તેથી ડરવા, ડરાવવાની વાતો માત્ર અજ્ઞાનના અને અંધકારમય કાળની યાદગારો છે. વિદ્યા જ્ઞાનનો પ્રકાશ જેમ જેમ ફેલાતો જાય છે, તેમ તેમ જગત એવા આચાર વિચારોથી વિમુક્ત થતું જાય છે. જુઓ યુરોપ, જે વિદ્યા, કળાનું કેંદ્ર છે, તે ખુદાને તદ્દન છોડી બેઠું. હવે ત્યાં ધર્મ, મઝહબની કંઇજ ગણના ન રહી. કોઇ ફિલસુફનું એ નકામી વસ્તુ લેશ માત્ર પણ લક્ષ ન રહ્યું પરિણામે ઇલ્મી રોશનીએ આખા યુરોપને મઝહબથી આઝાદ કરી દરેક દિશામાં આગળ વધારી દીધા. તેથી હવે ત્યાં ખુદા અને મઝહબની મહત્ત્વ મરી ગઇ."

જો એજ્યુકેટેડ ફેશનેબલ યુવકો સાથે આપનો કંઇ સંબંધ રહ્યો હોય અને છૂટથી તેઓના સ્વતંત્રતા ભર્યા ખરા વિચારો સાંભળવાનો મોકો મળ્યો હોય, તો આપે આવી વાતો જરૂર સાંભળીજ હશે. અને કદાચ મોકો ન મળવાથી સાંભળી ન હોય તો એટલું તો જાણતાજ હશો કે એવા લોકોને મઝહબી આચરણોની પાબંદી જેલખાનાની બેડીઓ કરતાં એ વધુ ભારે લાગે છે.

બીજી બાજુ જો આપ પેપરો જોતા હો, અને આજના યુદ્ધ સમાચાર કાળજીપૂર્વક વાંચતા હો, તો નીચે દર્શાવેલી બાબતો પણ અવશ્ય આપની જાણમાં આવીજ હશે.

(૧) જ્યારે જર્મનીએ રશીઆ પર ચઢાઈ કરી, ત્યારે જર્મનીના ડિરેક્ટર હર હિટલરે જગતની હમદર્દી પ્રાપ્ત કરવા ખાતર પોતાના એક લેક્ચરમાં કહ્યું હતું. "રશીઆ ધર્મનો શત્રુ અને ખુદાનો નકાર કરેનાર નાસ્તિક છે માટે ધર્મનાં અનુયાયીઓ અને ખુદાના પૂજકોએ આ ખુદાના દુશ્મન વિરૂદ્ધ લડાઇમાં અમારી મદદ કરવી જોઇએ."

(૨) અમેરિકાંના પ્રેસીડન્ટે મિસ્ટર રૂઝવેલ્ટે જ્યારે ફેંસલો કર્યો કે આ યુદ્ધમાં જર્મન વિરૂદ્ધ રશીઆની સહાય કરવી જોઇએ. (પણ તે જાણતા હતા કે રશીઆએ ધર્મ સાથે જે દુશ્મની આદરી છે, તેની કંઇક પણ અટકાયત કર્યા વિના તેની મદદ કરવામાં આવશે તો અમેરિકાની પબ્લિક તેને સાંખી શકશે નહિ) તો તેમણે કોશિષ કરી કે રશીઆ "ધાર્મિક આઝાદી"ના સિદ્ધાંતને માન્ય રાખી તેની જાહેરાત કરી દે, તેથી તેમણે પોતાના ખાસ એલચી મિસ્ટર હરિમેનને સૂચના આપી હતી કે "જ્યાંસુધી તે મોસ્કોમાં રહે, ધર્મની સંપૂર્ણ આઝાદીના સવાલ પર રૂશીઅન હોદ્દેદારોથી વાતચીત કરતા રહે."

(૩) મિસ્ટર લોઝોવસ્કીએ તા. ૫ ઓકટોબરે રશીઆમાં **મઝહબી આઝાદી**, માટે ખુશીથી જાહેરાત કરી અથવા તો અમેરિકાની ખાતર જાહેર કરવું પડ્યું કે "સોવિયેટ યુનીયનમાં દરેક માણસ ધર્મની બાબતમાં પોતાની ઇચ્છાને આધિન છે. રશીઆમાં રોમન કેથોલિક ઇસાઇઓ તથા જુના તેમજ નવા ઓર્થોડોક્સ લોથરાન પંથી, નજ્લીકલ અને બિસ્ટીસ્ટ પંથી ઇસાઇઓ પણ છે, યહુદીઓ પણ છે, બૌધ ધર્મવાળા પણ છે. ધર્મ એક




પ્રાઇવેટ વસ્તુ છે, જેની સાથે સરકારનો કઇ સબંધ નથી નાગરિકોને હક છે કે તેઓ ચાહે, તે ચર્ચથી પોતાનો સબંધ રાખે "

(જેને જેની સાથે મૈત્રી રાખી મદદ લેવાની જરૂર હતી તે બધાના ધર્મોનું નામ લીધુ જાપાન પણ રશીઆ વિરૂદ્ધ લડાઇમા ન ઉતરે તે ખાતર બૌધ ધર્મનું પણ નામ લેવાયું પરતુ મુસ્લિમોથી આશા કે ભય કઇજ નહિ હોવાથી "ઇસ્લામ"નુ નામ લિષ્ટમા ઉમેરાયું નહિ કદાચ કંઇ લાલચ કે ભય હોત તો, રશીઆમા મુસ્લિમો નહિ હોવા છતા 'ઇસ્લામનુ' નામ પણ અવશ્ય આવી જાત )

(૪) પાછલા દિવસોમા મિસ્ટર રૂઝવેલ્ટે જર્મની અને હિટલર વિરૂદ્ધ જે એક મહાન હથિઆર વાપર્યુ હતુ, તે તેમનુ એમ જાહેર કરવુ હતુ કે "જર્મનીના કેટલાક ખાસ કાગળો અને નકશાઓ તેમના હાથ લાગ્યા છે, તેનાથી જણાય છે કે હિટલર સઘળાજ ધર્મોનો નાશ કરવા અને એકદર ચર્ચો તથા સાધુઓના મઠોને તોડી નાખવા ચાહે છે"

(૫) રૂઝવેલ્ટના આ બયાન પછી થોડાજ દિવસો બાદ (તા ૩ ઓકટોબરના) લંડનથી પણ એમ જાહેર કરવામા આવ્યુ કે "ભરોસાપાત્ર રીતે લંડનમા ખબરો મળી છે કે હિટલર ઇસાઇ ધર્મનો નાશ કરવા ચાહે છે. ગિરજાઓ અને મઠોને બરબાદ કરવા તેમજ સલીબની જગ્યાએ સ્વસ્તિક ચાલુ કરવા ઇચ્છે છે તદુપરાંત એવી પણ ઇચ્છા રાખે છે કે બાઇબલની જગ્યાએ તેનુ પોતાનુ પુસ્તક ચાલુ કરવામા આવે."

(૬) હિટલરે તા ૧૧ નવેમ્બરના રોજ નાઝીઝમની વરસગાંઠના મોકાપર યુધ્ધ સબંધી જે લંબાણ પૂર્વક લેકચર આપ્યુ તેમાં તેઓના આ આક્ષેપનો રદીયો કરતા કહ્યુ, "આ તો બાળકો જેવી નાદાની અને બેહુદાપણું છે."

વળી એજ બાબતમા તેણે કહ્યુ, "જર્મનીમા ચર્ચોને વાર્ષિક ૯૦ લાખ મદદ તરીકે આપવામા આવે છે ઉલટુ અમેરિકામા ચર્ચને ગવર્નમેન્ટ તરફથી એક કોડી પણ મદદ આપવામા આવતી નથી. જર્મનીમા કોઈ પણ પાદ્રીને કોઇ માન્યતાનાજ કારણે કદી શિક્ષા કરવામા આવી નથી, પરંતુ અમેરિકામા બીજા પંથના પાદરીઓને કેદ કરવામા આવ્યા અને ધરપકડ કરવામા આવે છે ".

(૭) વળી સાંભળો, રૂટરના મોરકોમા રહેતા પ્રતિનિધીએ ખબર આપી છે કે "ખુદાનો નકાર કરનાર તેના વિરૂધ્ધ લડાઈ જાહેર કરનાર રશીઆએ પણ આ યુધ્ધની આફતથી ગભરાઇને હવે ખુદા અને ધર્મની આગળ શીશ નમાવી દીધુ છે તેથી ફરી એક દિવસ મારકોના ચર્ચમાં ચાર હજાર પ્રેયરો એકઠા થયા અને તેઓએ ખુદાની આગળ રડી રડીને ખરી આજીજી અને કાકલુદી પૂર્વક દુઆઓ માગી કે રૂસ પોતાની આદ, આઝાદી, અને વતન ખાતર અત્યારે જે યુધ્ધ લડે છે, તેમા તેને સફળતા આપ "

જોયુ ધર્મ અને ખુદામા હાલ પણ કેટલી તાકત છે કે હિટલર ધર્મના ચોકારો સહિત રશીઆ પર હુમલો કરે છે, અમેરિકાનો પ્રેસીડન્ટ રશીઆને સહાય આપવા માટે એની આવશ્યકતા સમજે છે, કે રશીઆ તરફથી ધાર્મિક આઝાદીની જાહેરાત કરવામા આવે




અને હિટલર વિરૂધ્ધ સૌથી મહાન બાબત એજ બતાવે છે કે તે ધર્મ અને ધર્મસ્થળોને બરબાદ કરવા ઇચ્છે છે. તેના જવાબમાં હિટલર એને નાદાની અને બેહુદાપણું બતાવે છે. અને સાબિતીમાં જર્મન સરકાર તરફથી ચર્ચને મળતી મદદનો આંકડો રજુ કરે છે. રશીઆને પણ એ સિવાય છુટકોજ ન થયો કે કે ધર્મની સંપૂર્ણ આઝાદીની જાહેરાત કરે, જુદી જુદી ધાર્મિક સોસાયટીઓ, મઝહબી સ્થળોને માને સે વળી અંતે મોરકોના ચર્ચમાં બાર હજાર પ્રેયરો એકઠા થઇને દુઆઓ માગે.

સંભવિત છે કે ખુદા તથા ધર્મદ્રોહ ઓછો થશે અને ધર્મના અનુયાયીઓની યાચનાઓથીજ સોવીએટ સરકારનો બચાવ થઇ અંત આવવામાં વિલંબ થયો હોય. પરિણામ તો ખુદાનેજ ખબર.

વિચારો ! ખૂબ વિચારો ! શું ખુદાથી આઝાદ થવું અને તેની કુદરતના બેનથી બચી જવું માનવીના કબજા અને અધિકારમાં છે ? સારાંશ કે ખુદા અને તેની આજ્ઞાઓના આધિન રહેવામાંજ બેહતરી છે.

## વિપત્તિ એકધારી છે ને હું છું

દિલે તુજ યાદ પ્યારી છે ને હું છું;
નિરંતર બેકરારી છે ને હું છું.
ફરે પાછી થઇને બે અસર કાં ?
અસરમય આહ મારી છે ને હું છું.
ગઈ આસાએશો મુજને તજીને;
હવે વ્યથા બિચારી છે ને હું છું.
મને સંતોષ જખમોથી છે કાતિલ;
નિશાની દિલમાં તારી છે ને હું છું.
વિયોગી પાસ છે એકજ ખજાનો;
રતન નેત્રોથી જારી છે ને હું છું.
મને નિત પાપ ઘેરીને રહે છે;
બલા ચોપાસ ભારી છે ને હું છું.
પ્રણય પંથો ને વિચરૂં કેમ "બિસ્મિલ";
વિપત્તિ એક ધારી છે ને હું છું.

"બિસ્મિલ" (ધોરાજવી)

# થશે મારા હાથેજ સર્જન ફરીથી !

બતાવીશ ક્યારે તુ લોચન ફરીથી,
કરી દીન, દુનિયામા નિર્ધન ફરીથી
ફકીરી અમીરીથી બેહતર છે મારી,
ન માગુ સિકંદર — સિંહાસન ફરીથી
બનુ વિશ્વ-વ્યાપક ફક્ત એક પળમા,
અતા કર "અવી" કેરુ તન મન ફરીથી
ખબર છે મને તારા નિર્જન જગતનુ,
થશે મારા હાથેજ સર્જન ફરીથી
કયામત જનોને દિસે છે અહીં પણ,
કદી મમ જુએ દિલની ધડકન ફરીથી
હકીકત તણી જ્યોત પ્રગટાવી અતે-
કરી ભસ્મ નાખીશ વન વન ફરીથી.
પતન દીસે ચડતી, તરક્કી પતન હો
બને વિશ્વના ઈશ લોચન ફરીથી
રુધિર-અશ્રુઓને કરી દે રતન તો,
એ મધ-સત્વુ મારુ રુદન ફરીથી
ભજનમા અદા પણ અનેરી અમર હો,
ખુને સ્વર્ગ-દ્વારો એ કિર્તન ફરીથી.
નમન એ ગુનાહીના સેવક બુતોનુ,
કરે દશ-ધરને છે નિર્જન ફરીથી
અમૂના રતન એ મળે નહ "તરન્નુમ",
ગુમાવેલ જીવનના એ દિન ફરીથી

"તરન્નુમ"—ધોરાજવી

## સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"



૩૦૯

અસભ્યતાનાં પાપે અનેકોનાં જીવતર ઝેર કરી નાખ્યાં છે, માટે ગમે તેવા સંજોગોમાં પણ અસભ્ય થશો નહિ. સભ્યતાનાં સદ્‌ગુણ વડે તમો જ્યાં હશો ત્યાં સંખ્યાબંધ લાભો મેળવી શકશો.

૩૧૦

શરમાળ પુરુષ, મર્યાદિત શરમે સંજોલી સ્ત્રી કરતાં પણ પાછળ રહી જાય છે. ખોટી શરમ ઇન્સાનને આગળ વધવા દેતી નથી. પોતાનામાં દુર્ગુણ કે અજ્ઞાન ન હોય, તેવા પુરુષને બેધડક આગેકૂચ કરવાનો અધિકાર છે.

૩૧૧

બીજા બે માણસો વચ્ચે વાતચીત ચાલતી હોય, ત્યારે ત્રીજા મણુસે અર્થાત આપણે મૌન સેવવું જોઇએ. સોસાયટીમાં પોતાની વિદ્વતાને સતાડી રાખવી, એ વારંવાર પોતાની વિદ્વતાનાં વખાણ કર્યા કરતાં અનેક ગણું ઉત્તમ અને આવકારદાયક છે; કારણ કે હોય તે કરતા વધારે વિદ્વતાનો ડોળ કરનાર, પ્રસંગોપાત પોકળ ખુલ્લું પડી જતાં શરમાય છે. શરમાવું પડે, એ કરતાં પોતાને અજ્ઞાન જાહેર કરવો એ વધુ શ્રેષ્ઠ છે.

૩૧૨

મતભેદની ચોખવટ સભ્યતા પૂર્વક કરવી. તકરાર વધે એ કરતાં રહેજ નરમાશ દેખાડવાથી કે દરગુજર કરવાથી તકરારનો અંત આવી જતો હોય, તો તેમ કરવામાં નાનમ પેખવી નહિ. એ ડહાપણનો એક પૂરાવો છે.

૩૧૩

પોતાના વિષે એક શબ્દ પણ બોલવો નહિ, કારણ કે જાગૃત જગત પ્રત્યેક મનુષ્યની ચાલચલગત-ઉપર સતત ચોકી પહેરો કરે છે. કોઇ માણસ પોતાને સદાચારી કહે, તેથી દુન્યા તેને સારો કહેશે નહિ, ચારિત્ર્ય દ્વારા દરેક વ્યક્તિ સારી કે નઠારી પૂરવાર થાય છે. માટે તમારી ખામીઓ ઢાંકવાનાં વ્યર્થ પ્રયત્નો કરશો નહિ. શક્ય તેટલી રીતે તમારે તમારી અપૂર્ણતાને સંપૂર્ણતામાં ફેરવી નાખવાના પ્રયત્નો કરવા જોઇએ.

૩૧૪

કોઇ પણ વ્યક્તિની પરીક્ષા તેની જાતિ; ધંધો ડીગ્રી કે હોદ્દા ઉપરથી કરવી, એ નરી નાદાની છે, ઇન્સાનીયતની દ્રષ્ટિએ સહુની પરીક્ષા થાય, એ માનવ જગત માટે વધુ લાભદાયક ગણાય.

૩૧૫

પોતાની કે અન્યની ખાનગીવાતો બને તેટલી રીતે છાની રાખજો, તો તેથી સંતાપો ઓછા થઇ જશે.

૩૧૬

ખરીદેલી વસ્તુઓના નાણાં બનતાં સુધી રોકડાંજ ચૂકવી દેવાની આદત કેળવજો. ઉધાર લીધેલી વસ્તુઓનાં બીલ ચૂકવવામાં બનતાં સુધી નોકરોની ધાલમેલ થવા દેશો નહિ. મુસ્લિમ બીરાદરોમાં-બીલ- માંગવાની આદત બહુજ ઓછી છે, પરિણામે દુકાનદારો કેટલીક વખતે ભૂલથી, અને અપ્રમાણિક હોય તો




ઉચિતપૂર્વક એકજ બીજાનાં નાણાં એવખત વસુલ કરે છે. આવી બેદરકારીએ અનેક મુસ્લિમોના ખીસાં ઉપર કાપ મૂકયો છે. મુસ્લિમો હવે સત્વર ચેતે, અને પોતાની નજીવી દેખતી બેદરકારીઓનો પણ તત્કાળ અંત આણવાના પ્રયત્ન કરે.

૩૧૭

તમારા મિત્રમંડળ ઉપરથીજ તમારી મહત્તાનું માપ થાય છે. એને કદી પણ વિસરી જશો નહિ.

૩૧૮

ગંભીર વિચાર, સદ્વર્તન અને સદ્વિચારો એ ગૃહસ્થાઈના મૂખ્ય લક્ષણો કહી શકાય

૩૧૯

સરળ થવું, પણ અતિ મળતાવડા થવું નહિ. બોલવું, પણ સભાળ પૂર્વક ઓછું બોલવું. સભ્યતા દાખવવી, પણ આડંબર કરવો નહિ મન મેળવવું પણ પ્રપંચ કે અયોગ્ય યુક્તિ વડે નહિ અનુકરણ કરવું પણ તમારા કરતા જે વયમા, વિદ્વતામા, અનુભવમાં અને ચાલચલગતમા ચઢીયાતા હોય, તેમનુ વિચારપૂર્વક અનુકરણ કરવું આટલી વાતો અમલમાં મૂકાય તોજ આપણી અવારગતી છે.

૩૨૦

આત્મવિશ્વાસ અને પુરૂષાતન સાથે જો નમ્રતાનો સુમેળ સાધી શકાય, તો આપણી યોજના અતિ દીપી નીકળે.

૩૨૧

પોતાની અપૂર્ણતાઓને ઢાંકવા માટે કેટલાક લોકો બીન જરૂરી વસ્ત્રોનાં વાધાંઓમાં વીંટળાય છે પણ એ માન્યતાજ ભૂલ ભરેલી છે, વસ્ત્રો વડે કોઈ પણ માણસ પોતાની ખોડ કે ખામી ઢાંકી શકતો નથી. દરેક માણસ કોઈને કોઈ એક સંજોગમાં પોતાનાં મૂળ સ્વરૂપે જગત આગળ રજુ થતોજ રહે છે.

૩૨૨

પોતાની ચતુરાઈનો ઉપયોગ અન્યને ખિજાવવામા નહિ, પણ પ્રસન્ન કરવામા થવો જોઈએ.

૩૨૩

મિત્ર ને શત્રુ બનાવનાર માત્ર એકજ વસ્તુ છે, ને તે મશ્કરી. મશ્કરી કેટલીક વાર જીવન ભરની ગાઢ મૈત્રીને દુશ્મનીમાં ફેરવી નાખે છે. નિર્દોષ ગમ્મત અને મશ્કરીમા આકાશ પાતાળ જેટલું અંતર છે, નિર્દોષ ગમ્મત ખડીકભરનાં માટે થાય છે, જ્યારે મશ્કરી, ચિંતાતુર માનવીને વધારે ચીડવવાની હદ સુધી જતી હોવાથીજ પરિણામ માઠું આવવાનો વધારે સંભવ રહે છે. માટે આનંદી થજો, પણ મશ્કરીથી અળગા રહેજો




૩૨૪

જાણવા માટે પોતાનું અજ્ઞાન જાહેર કરવું, એ અત્યંત જરૂરી છે. માહીતગાર હોવાની તોપ ફોડવા કરતાં અજાણપણું બતાવવું, એ જગતનાં વ્યવહારિક જ્ઞાનનો એક અગત્યનો હિસ્સો છે.

૩૨૫

પ્રત્યેક પ્રકારની માહિતિ મેળવવાનું ઉત્તમ સાધન અજાણતા છે. પોતાને અજ્ઞાન તરીકે જાહેર કરનાર અને સ્વીકારનાર ઘણું શીખી શકે છે.

૩૨૬

તમારા નવા ઓળખીતાઓ ભલે ગમે તેટલા સારા હોય, છતાં જુના ઓળખીતાઓનો સદંતર અનાદર કરશો નહિ

૩૨૭

યુવાનોએ પોતાના સિદ્ધાંતો નહિ, પણ સ્વભાવ સરળતા પૂર્વક બદલવાની ટેવ પાડવી જોઇએ. સ્થળ અને સંજોગોને અનુસરી ટોપી પહેરતા કે ઉતારતાં જેટલી વાર લાગે છે, તેટલીજ ટેવ કેળવવી જોઇએ.

૩૨૮

પુત્ર તરીકેનો આપણો ધર્મ એ છે, કે દિનપ્રતિદિન પ્રયત્નોદ્વારા પોતાનાં પિતાની કીર્તિમાં અધિકાધિક ઉમેરો કરતા રહેવું. પિતાએ પ્રાપ્ત કરેલી કીર્તિ કે સંપત્તિ ઉપર આધાર રાખનાર પ્રત્યેક પુત્ર સર્વનાશને નોતરે છે.

૩૨૯

આપણી મહેચ્છા અન્ય એકંદર મનુષ્યો કરતાં ચઢીયાતા થવાની હોવી જોઇએ, અલ્લાહે આપણને કોઇ એક અસાધારણ કાર્ય માટે અવનિ ઉપર ઉતાર્યો છે, એમ માની એકાદ અભૂતપૂર્વ કાર્ય કરવાની તમન્ના સેવવી જોઇએ.

૩૩૦

પોતાના સંતાનોમાં જે સ્વયં સર્વોતમ થવા ઇચ્છતો હોય, તેવા છોકરાને માબાપો વધારે ચાહે છે, ચાહવુંજ જોઇએ. માટે વડીલોની ચાહના મેળવવા, સર્વોત્તમ થવા સર્વ શક્તિઓનો સામટો સદુપયોગ કરવા તત્પર થાઓ.

૩૩૧

જીવનનું ધ્યેય પ્રત્યેક પળે ઉંચે ચઢવાનું હોવું જોઇએ! દીનપ્રતિદીન નીચે ઉતરતા જવું, એ આપણા માટે લાંછન રૂપ છે. દરકલાક, દરઅઠવાડીયે, દરમહીને અને દરવર્ષે આપણામાં ચોક્કસ સુધારો થવો જોઇએ.

૩૩૨

અન્યની બરોબરી કરવાની કિંમત નથી, પણ બીજાઓ કરતાં વિશેષ ઉત્તમ થવાના કોડ જન્મવાં જોઇએ. આપણી જીંદગીની નેમ માત્ર સંપૂર્ણતાજ હોવી જોઇએ.

૩૩૩

ભરજુવાનીમાં 'મરણ પામવું' એ ખેદજનક ન કહી શકાય, પણ કીર્તિ મેળવ્યા વિના મરી જવું, એ ભારે શરમ ભરેલું ગણાય. કીર્તિ વિનાનાં સો વર્ષનીયે કશીજ કિંમત નથી.

૩૩૪

પોતાનો કરતાં પોતાનેથી ઓછી આવડતવાળાં માનવીઓ સાથે પોતાને સરખામણીમાં મૂકી સંતોષ માનવા કરતાં, અન્ય આગળ વધેલાંઓ કરતાં આપણે કેટલા પાછળ છીએ, એની તુલના કરવી એ વધારે ઉત્તમ અને લાભદાયી છે.




૩૩૫

ભણેલા છતાં વ્યવહારિક જ્ઞાનની દ્રષ્ટિએ "ઢ" જેવા દેખાતા યુવકોએ, સ્વપરિશ્રમે સિદ્ધિ મેળવેલા માણસોનાં સ્વાનુભવોની વાતો ઉપર લક્ષ આપવું જોઈએ. હિંમત જીવન ગાળવા ઈચ્છતા યુવકો માટે જાત મહેનતથી આગળ વધેલા લોકોની વાતો, અત્યંત ઉપયોગી, માર્ગદર્શક અને પ્રોત્સાહન આપનાર નીવડે છે.

૩૩૬

દરિદ્રતાનો વારસો જેને મળે, તેવા યુવકો વિશેષતઃ પાણીદાર જીવન જીવવા ભાગ્યશાળી થાય છે. દરિદ્રતાની શાળામાં શિક્ષણ લેવાનું સદ્ભાગ્ય જેને સાંપડ્યું નહિ હોય, તેવા માણસો પોતાનું નામ ભાગ્યેજ અમર મહાજનોમાં નોંધાવી શકે છે.

૩૩૭

સર્વ સદ્ગુણોનો નાશ, વારસામાં મળેલી સંપત્તિ કરી નાખે છે. પ્રયત્નો વિના પ્રાપ્ત થયેલી સમૃદ્ધિ એક એણુકનાર વિષ જેવી ઝેરી છે.

૩૩૮

આપણાં બાળકોને વારસામાં મિલ્કત કે પૂંજી આપીએ, એ કરતાં સારી કેળવણી અને સશક્ત શરીર આપી શકીએ, એ વધારે આવકાર દાયક છે. કારણ કે કેળવણી નહિ હોય, તો ગમે તેટલા મહાન વારસાનો પણ દુરુપયોગ થઈ અંત આવશે. પણ સુશિક્ષણ અને સુદૃઢ શરીર હશે, તો બાળકો સ્વમાન સહ જીવન યાત્રા સફળ કરી શકશે.

૩૩૯

ગુણગાનની ઈચ્છાએ કરવામાં આવતાં દાનથી સમસ્ત સમાજનું સત્યાનાશ વળે છે. આવા અયોગ્ય દાનની પ્રથાએ સંસાર પર્યંત એક પણ વ્યક્તિ કે સમાજનો ઉધ્ધાર કર્યો હોય, એવું એકેય દૃષ્ટાંત શોધ્યું જડે તેમ નથી.

૩૪૦

દાન આપનારે દાન લેનાર ઉપર કેવી અસર થાય છે, એ પ્રથમ જોવાનું છે. જો તમારું દાન અન્યને માંગણ કે નિરાધાર બનાવી નાખે તેવું હોય તો તેવા દાનથી તમારે અલિપ્ત રહેવું જોઈએ. અન્યની સીધી કે આડકતરી રીતે અધોગતિ થવા સંભવ હોય, એવું દાન કોઈએ પણ ક્યારેય ન કરવું જોઈએ. ઉન્નતિ નાર્થે આપાયેલા દાનનેજ સાચી ખેરાત કહી શકાય. મુસ્લિમો ખેરાતનો હેતુ અને મહત્વ સિધ્ધ કરતા થાય, એમ ઈચ્છું છું. [અપૂર્ણ]

# આવતી કાલના મુસ્લિમ વેપારીઓની કેળવણી

પલટાતા સમયને પહોંચી વળી વેપારની આબાદાની શી રીતે ટકાવી રાખવી ? આ પ્રશ્નનો ઉત્તર "વેપારી શિક્ષણજ" આપી શકે. મુસ્લિમ વેપારી કોમનાં બાળકોના સેવાર્થે પંચગનીની મુસ્લિમ હાઈસ્કૂલના કોર્સોમાં યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો છે.

આ સ્કૂલમાં બાળપોથીથી મેટ્રીક સુધીનું શિક્ષણ અપાય છે. મઝહબી તાલીમ માટે એક મૌલવી સાહેબ રાખવામાં આવ્યા છે. સ્કૂલની પોતાની એક મસ્જીદ છે.

હાલમાં ચાલુ શિક્ષણની સાથેજ વેપારી કેળવણી, એટલે નામું-હિસાબ-વિમો-વેપારની રીતે અને યોજના-બેન્કીંગ-વેચાણની વ્યવસ્થા વિગેરે વેપારને માટે ઉપયોગી એવા બધા વિષયો શીખવવાનો ખાસ બદોબસ્ત કરવામાં આવ્યો છે. આ ઉપરાંત વેપારી કેળવણી માટે ખાસ જુદા વર્ગો અને ટૂંકા તેમજ લાંબા અને જુદા કોર્સો પણ રાખવામાં આવ્યા છે. નિયમ પ્રમાણે સ્કૂલમાં ગાળવાના અમૂકજ વરસોને બદલે ઘણાજ ટૂંકા વખતમાં આ શિક્ષણ આપવાના દરેક પ્રયત્નો કરવામાં આવે છે. આમ છોકરાઓના ઘણાં વરસોનો બચાવ થાય છે. જે છોકરાઓ મેટ્રીકની પરીક્ષા આપવા નથી ઇચ્છતા તેમને વેપારમાં ઉપયોગી એવા અમુકજ વિષયો શીખવવામાં આવે છે.

છોકરાઓને મુંબઇ સરકારના ડીપ્લોમા-ઇન-કોમર્સ, ઈન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ અને લંડન ચેમ્બર ઓફ કોમર્સની પરીક્ષાઓ માટે તૈયાર કરવામાં આવે છે. સ્કૂલના શિક્ષકોમાં આર્ટ્સ, સાયન્સ, અને કોમર્સમાં ટ્રેઇન થએલા અનુભવી ગ્રેજ્યુએટો ઉપરાંત ઇગ્લાંડમાં ટ્રેઇન થએલા અને લાંબા લાંબા સમયના અનુભવીઓ પણ છે.

પૂનાથી ૬૫ માઇલને અંતરે સમુદ્ર સપાટીથી ૪૩૦૦ ફીટની ઉંચાઇએ આવેલા પંચગની નામના રમણિય અને પ્રખ્યાત હવા ખાવાના શિખર ઉપર આ સ્કૂલ આવેલી છે.

સ્કૂલમાં ખાવા તેમજ રહેવાની ઉત્તમ સગવડ છે. બાળકોની દરેક પ્રકારની જરૂરી સગવડો સંપૂર્ણપણે સાચવવામા આવે છે. સ્કૂલની ૧૬૫ એકરની પોતાની જમીન છે જેમાં સ્કૂલની પોતાની ડેરી, પોતાની બેકરી, પોતાનું વૉટર વર્ક્સ, ટેનીસ કોર્ટ, ક્રિકેટ, હોકી વિગેરે રમતો માટે વિશાળ મેદાનો આવેલા છે. આવી ઉત્તમ સગવડોને લીધે આ સ્કૂલ દરેક બાળકને પોતાના ઘર જેવીજ લાગે છે વરસના કોઇ પણ ભાગમાં અહીંઆ છોકરાઓને દાખલ કરવામાં આવે છે. છ વરસ અને તેથી વધુ ઉમરના છોકરાને દાખલ કરી શકાય છે, પરદેશથી અહીં વિદ્યાભ્યાસ કરવા આવતા સર્વે બાળકોની અમે સંપૂર્ણ જવાબદારી લઇએ છીએ. હાલ તરત અમારી સ્કૂલમાં આફ્રિકાના લગભગ બધાજ ભાગના છોકરાઓ અમારી સંપૂર્ણ જવાબદારી હેઠળ અભ્યાસ કરી રહ્યા છે દરેક વર્ગને પોષાય એવા ફીના દરો રાખવામાં આવ્યા છે. આ ફીમાં ખાવાનો, ભણવાનો અને બીજા ઘણા ખરચનો સમાવેશ થાય છે.

હિંદુસ્તાનના ઘણાંજ તંદુરસ્તીબક્ષ પહાડ ઉપર આ તાલીમ આપવામાં આવે છે. આથી છોકરાઓની તંદુરસ્તી હંમેશાં ઘણીજ સારી રહે છે. સામાન્ય કેળવણીથી બાળકોની શક્તિ વધારવામા આવે છે વેપારી કેળવણીથી બાળકોને તેમની કોમના ધંધા માટે તૈયાર કરવામાં આવે છે અને ધાર્મિક કેળવણીથી તેમનું ઉમદા ચારિત્ર ઘડી તેમને ઉત્સાહથી પોતાની કોમની સેવા માટે તૈયાર કરવામાં આવે છે. આમ અહીં ભણતા છોકરાઓને સર્વ પ્રકારનું શિક્ષણ અપાય છે. અને તેઓ સમાજ સેવાની ધગશ રાખી પોતાની કોમની સેવા કરે છે.

બધી મુસ્લિમ સ્કૂલોની ખીલવણીનો આધાર તેને જેટલી હદે પોતાનીજ કોમ તરફથી ટેકો મળે; તેના ઉપર અવલંબે છે. પોતાનાં બાળકોની કેળવણી માટે દરેક પ્રકારે યોગ્ય શિક્ષણ આપતી, ઘણા જુના સમયથી સ્થાપિત થએલી અને નામનાવાળી સ્કૂલની પસંદગી કરવી એ દરેક માબાપની ફરજ છે. વધુ માહિતી માટે લખોઃ—

**એમ. બી. હુસેન એમ. એ. બી. એસ.,સી. (એડીનબરો)**
બી. એસ.,સી. (ઇન ઇકોનોમીક્સ)
હાયર ડીપ્લોમા ઇન એજ્યુકેશન (ટ્રિનિટી કોલેજઃ ડબ્લીન)
પ્રિન્સિપાલઃ **મુસ્લિમ હાઇસ્કૂલ, પંચગની.** (વાયાઃ પૂના)

# હઝરત સલમાન ફારસી (રદિ. અ.)

(સર્વ-હક્ક સ્વાધીન)

લેખક:—ઈમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા

પ્રાચીન યુગની યુદ્ધ સામગ્રીઓમાં, કિલ્લાઓ તોડી પાડવા માટે મિનજનિક (ગોફણ) એક અસરકારક યંત્ર ગણાતું હતું. એને જંગી ગોફણ કહેવી જોઈએ, જે મોટા મોટા પથ્થરો ફેંકી શકતી હતી. મિનજનિકનો ઉપયોગ ઇસ્લામમાં શરૂઆતથી જ થવા લાગ્યો હતો. જો કે (સામાન્ય) રીતે મિનજનિકનો કેવી રીતે ઉપયોગ કરવો એ અરબો પુરતી રીતે જાણતા ન હતાં પરંતુ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) આ ત્રંત્રથી સારી રીતે પરિચિત હતા. તાયફ (અરબસ્તાન)ની લડાઈમાં જ્યારે કિલ્લાને ઘેરો નાખવામાં આવ્યો ત્યારે મુસલમાનોએ મિનજનિક પણ ગોઠવી હતી અને તેનો ઉપયોગ બહુ જ છૂટથી કર્યો હતો. "સીરતે હલબીયા"માં લખ્યું છે કે:—

"મિનજનિક ગોઠવવામાં આવી અને પથરો ફેંકવામાં આવ્યા, જેનું સંખ્યાબંધ લોકોએ સમર્થન કર્યું છે અને ઇસ્લામમાં એ પહેલી મિનજનિક છે, જે સલમાન ફારસીની સલાહથી વાપરવામાં આવી" (૩૩)

આમ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) મુસલમાનોને બહુ મદદગાર સાબિત થયા હતા અને યુધ્ધ અંગેની એમની સેવાઓ ભારે કીમતી થઈ પડતી હતી એમાં કશો શક નથી. હિજરી સન ૧૪ (ઈ. સ. ૬૩૫)માં બુવેબનો બનાવ બન્યો. ઇરાનીઓ જોડેની સંધી કરવાની મંત્રણાઓ પડી ભાંગી અને કાદિસિયાનું ભયંકર યુદ્ધ થયું. આ યુધ્ધના પરિણામે ઇરાનનું મહાન સામ્રાજ્ય છિન્નભિન્ન થઇ ગયું. એ આખા બનાવની લંબાણ વિગતો અલ્લામેહ શિબ્લી નુઅમાનીએ પોતાના મશહૂર પુસ્તક "અલફારૂક"માં રજુ કરેલી છે. એ પ્રસંગે બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક (ર૦ અ૦) એ ઇરાની ઇરાક ખાતે જે ઇસ્લામી સેના મોકલી હતી, તેમાં હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) પણ હતા, અને એમના હસ્તક લશ્કરની ખાદ્યખોરાકી અને સીધું-સમાન વિગેરેની વ્યવસ્થાનું કામ હતુ એમ પ્રખ્યાત ઇતિહાસકાર અબુ જાઅફર મુહમ્મદ ઇબ્ને જરીર અલ તબરી જણાવે છે. (૩૪)

[ ૫ ]

**મદાયનના ગવર્નર**

અરબી ઇતિહાસોથી ફલિત થાય છે, કે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) રાજકાજમાં પણ દક્ષ હતા, અને મુલ્કી અમલદાર તરીકે પણ એમણે કુશળતાપૂર્વક ફરજો બજાવી હતી.

---

(૩૩) "ફાર્બસ ત્રૈમાસિક" વર્ષ ૧ અંક ૨, જુલાઇ-સપ્ટેમ્બર ૧૯૩૬ જુઓ જનાબ મૌલવી અબૂઝફર નદવી સાહેબનો લેખ "હિન્દુસ્તાનમાં તોપ" (૩૪) અલફારૂક પૃષ્ઠ ૫૧

[illegible]




બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક (રદિ અંહ)ના સમયમાં, એઓની કૂફા નગરના કાઝી તરીકે પણ નીમણુંક કરવામાં આવી હતી, "ફતહુલ કદીર" ઉપરથી જણાય છે, કે હઝરત ઉમર ફારૂક (રદિ અ૦)એ આખા દેશના દરેક જીલ્લાઓમાં કાયદાબંધ અદાલતોની સ્થાપના કરી હતી, અને મહકમએ કઝા (અર્થાત ન્યાય-ખાતા)ના સિદ્ધાન્તો અને કાયદા-કાનૂનો ઘડી, સંતોષકારક વેતનોથી કાઝીઓ (ન્યાયાધીશો) નિયુક્ત કર્યા હતા હઝરત સલમાન ફારસી (રદિ અ૦) પણ એવા જ ન્યાયાધીશો પૈકીના એક હતા અને તેમનું માસિક વેતન પંચસો દિરહમ હતું. (૩૫)

મુફ્તી અને ફીક્હ કાબેલિયત અને હદીસ, ફિક્હ અને શરઈ બાબતોમાં પારંગતા અને બુધ્ધિ-કૌશલ્યની દૃષ્ટિએ પણ ઉત્તમોત્તમ એવા પુરૂષોમાં તે વેળા હઝરત સલમાન ફારસી (રદિ અ૦)ની ગણના થતી હતી, અને એજ બહુમૂલ્ય લાયકાત અને ઉચ્ચ ગુણોના કારણે એઓને પાછળથી મદાયનના અમીન (અર્થાત કમિશ્નરનો) જવાબદારી ભર્યો ઓહ્દો આપવામાં આવ્યો હતો. એમની એ સેવાના વેતન તરીકે બયતુલમાલમાંથી દર માસે ચાર હઝાર દિરહમ આપવામાં આવતા હતા. (૩૬) એમણે એમના એ ઓહ્દાની ફરજો કુશળતાપૂર્વક બજાવી હતી.

[ ૬ ]

વ્યક્તિત્વ

હઝરત સલમાન ફારસી (રદિ અ૦)નું વ્યક્તિત્વ અનેક કારણે અન્ય સહાબાએ કિરામની સ્પર્ધામાં અનોખું પડી, આગળ તરી આવે છે, એઓ પોતાના નેક કૃત્યો અને પ્રશંસનીય ગુણોના સબબે જનતામાં બહુ જ લોકપ્રિય થઈ ગયા હતા, અને દરેક શખ્સ એમના ઉપર દિલોજાનથી ફિદા હતો. એમને કેટલીક એવી વિશેષતાઓ, પ્રશંસાઓ, દરજ્જાઓ અને પદવીઓ હાસિલ હતી, કે જેનાથી ઘણા અસ્હાબો વંચિત રહ્યા હતા.

આકાએ નામદાર રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦)એ ફરમાવ્યું છે, કે જન્નત (સ્વર્ગ) ત્રણ શખ્સોની મુશ્તાક (ઇચ્છુક) છેઃ-(૧) અલી (અ૦ સ૦), (૨) અમ્માર (રદિ અ૦) અને (૩) સલમાન (રદિ અ૦) (જુઓ તિરમીઝી અને હાકમ). (૩૭)

ખંદકના યુધ્ધ પ્રસગે અન્સાર અને મુહાજેરીનની હુજ્જત દૂર કરવા માટે આ હઝરત (સ૦ અ૦ વ૦)એ ફરમાવ્યું હતું, કે "સલમાન અહલેબૈતમાંથી છે." આ વચનના કારણે હઝરત સલમાન ફારસી (રદિ અ૦)નું વ્યક્તિત્વ બધા સહાબીઓના હૃદય ઉપર અદ્‌ભુત રીતે કોતરાઈ ગયું હતું. (૩૮)

(૩૫) "ખુલફાએ રાશેદીન" પૃષ્ઠ ૮૯
(૩૬) "કામુસુલ મશાહીર" ભાગ ૧લો, પૃષ્ઠ ૩૦૧, "મુઝાહેરેહક" ભાગ ૪થો. અને "ઉસ્વએ સહાબા" ભાગ ૧લો: આમા પાંચ હઝાર દીનાર વેતન હોવાનું લખ્યું છે
(૩૭) "સફીનતુલ બૈયરાત ફી ઝિક્રે-મનાકિબુસ્સાદાત" પૃષ્ઠ ૬૦
(૩૮) "કામુસુલ મશાહીર" ભાગ ૧લો, પૃષ્ઠ ૩૦૧




અનસ બિન માલિક (ર૦ અ૦)થી રિવાયત છે કે "ફરમાવ્યું રસૂલલ્લાહે (સ૦ અ૦ વ૦) કે ખુદાના માર્ગમાં આગળ વધનારા પુરુષો ચાર છે: (૧) અરબસ્તાનમાં હું પોતે, (ર) રૂમમાં સુહૈબ (ર૦ અ૦), (૩) ફારસ (ઇરાન)માં સલમાન (ર૦ અ૦) અને (૪) હબશ (એબિસિનીયા)માં બિલાલ (ર૦ અ૦)." (૩૯)

બરીદ (ર૦ અ૦)થી રિવાયત છે, કે ફરમાવ્યું રસૂલલ્લાહે (સ૦ અ૦ વ૦) કે "મને ચાર માણસોથી મહબ્બત રાખવાનો હુકમ આપવામાં આવ્યો છે, અને એવી પણ ખબર આપવામાં આવી છે કે ખુદા પણ તેમનાથી મહબ્બત રાખે છે." લોકોએ વિનંતિ કરી કે "યા રસૂલલ્લાહ! તે ચાર કયા માણસો છે?" પયગમ્બર (સ૦ અ૦ વ૦) એ ફરમાવ્યું છે કે "તેમાંથી એક અલી (અ૦ સ૦) છે." (ત્રણ વખત અલી છે, અલી છે એમ ફરમાવ્યું પછી કહ્યું "(ર) અબૂઝર (ર૦ અ૦)." (૩) મુકદાદ ર૦ અ૦) અને (૪) સલમાન ફારસી (ર૦ અ૦) (જુઓ તિર્મીઝી) (૪૦)

હઝરત આયશા સિદ્દિકા (ર૦ અ૦) ઇર્શાદ ફરમાવે છે કે "સલમાન ફારસી (ર૦ અ૦)ને રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦)થી એવી નજદીકી હાસિલ હતી, કે અમો લોકો ઉપર કદાચ તેઓ ગાલિબ આવી જશે, એવી શંકા થતી હતી." (૪૧)

એક દિવસે ઇમામ બાકિર (ર૦ અ૦)ની રૂબરૂમાં લોકોએ હઝરત સલમાન (ર૦ અ૦)ને 'ફારસી' (ઇરાની) કહ્યા. આ સાંભળી ઇમામ બાકિર (ર૦ અ૦)એ તુરત ફરમાવ્યું કે "સલમાન (ર૦ અ૦) મુહમ્મદી છે અને સલમાન (ર૦ અ૦) અમો એહલેબૈતમાંથી છે." વાત વાતમાં એક શખ્સે જનાબ ઇમામ જઅફરે સાદિક (ર૦ અ૦)થી કહ્યું કે આપ લોકોથી હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)નું વર્ણન ઘણું સાંભળ્યું છું ઇમામ જઅફરે સાદિક (ર૦ અ૦)એ કહ્યું કે "એ શખ્સ! સલમાન ફારસી કહીશમા સલમાન મુહમ્મદી કહ્યા કર. તું જાણતો નથી, કે સલમાન (ર૦ અ૦)ને અમો લોકો શા કારણે આટલા બધા જાની મિત્ર રાખીએ છીએ. સાંભળ સલમાનમાં ત્રણ ટેવો હતી: (૧) પોતાની ઇચ્છાને અમીરુલ મુઅમિનીનની ઇચ્છા પર કદિ વિશેષતા આપતા ન હતા. (ર) ફકીરોને મિત્ર રાખતા હતાં એટલું જ નહી ફકીરોને માલદારો ઉપર વિશેષતા આપતા હતા અને (૩) વિદ્યા અને વિદ્વાનને દોસ્ત

---

(૩૯) 'તારીખુલ ઔલિયા" ભાગ ૧લો, પૃષ્ટ રર૦

(૪૦) 'સફીનતુલ બૈહાર ફી ઝિક્રે મનાકિબુસ્સાદાત" પૃષ્ટ ૮૫

(૪૧) "ફરિશ્તએ વહદત પૃષ્ટ ૮૩




રાખનારા હતા સનમાન ખાવીપૂર્વક ખુદાના એક સર્વોત્તમ બંદા હતા, હક (સત્ય)ની તરફ નક્ષિત હતા, સનમાન એક સાચા મુઅમિન (ધર્મિષ્ઠ) અને મુસ્લિમ હતા" (૪૨)

અબ્દુલ્લાહ કમુનીએ સૈયદના હઝરત અલી (અ૦ સ૦)થી પૂછ્યુ કે 'સનમાન ફારસી (ર૦ અ૦)ના સબંધમાં શહિન્શાહે દોજહાં (સ૦ અ૦ વ૦)નો શું ખિયાલ છે?' હઝરત અલી (અ૦ સ૦) એ ફરમાવ્યુ, કે "શુ સરસ? સનમાન અમો અહલેબૈતમાથી છે એવો માણસ કયાથી મેળવી શકો છો, જે લુકમાન હકીમની મિસાલ હોય અને જેને અવ્વલ અને આખિરની વિદ્યા પ્રાપ્ત હોય" (૪૩)

'હઝરતે ઇમામ બાકિર (ર૦ અ૦)થી મનકૂલ છે, કે જાબિર અન્સારી (ર૦ અ૦)એ રિવાયત કરી છે, કે 'મેં આકાએ નામદાર હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦)ને હઝરત સનમાન (ર૦ અ૦)ના સબંધમા પ્રશ્ન કર્યો તો આ હઝરતે (સ૦ અ૦ વ૦) ઇર્શાદ ફરમાવ્યુ, કે "સનમાન ઇલ્મ (વિદ્યા)નો દરિયા છે કોઇ એના ઇલ્મની સીમાને પહોંચી શકતો નથી આદિ અને અંતની વિદ્યાઓ સનમાનથી સંકળાયેલી છે ખુદા તે શખ્સને દુશ્મન રાખે છે, જે સનમાનથી દુશ્મનથી રાખે છે, અને ખુદા તેને મિત્ર રાખે છે, જે સનમાનને મિત્ર રાખે છે" (૪૪)

શિયાઓની દૃષ્ટિએ હઝરત સનમાન ફારસી (ર૦ અ૦)નુ વ્યક્તિત્વ મહાન છે અને તેથીજ શિયા રિવાયતોમા એક એવી પણ રિવાયત છે, કે હઝરત ફાતેમહ ઝોહરા (અ૦ સ૦)એ પોતાના જનાઝા પર નમાઝ પઢનારી, જે લોકોને આજ્ઞા આપી હતી તેઓમા હઝરત સનમાન ફારસી (ર૦ અ૦) પણ હતા (૪૫)

ઇમામ જઅફરે સાદિક એ ઇર્શાદ ફરમાવ્યુ કે ઇમાનના દશ દરજ્જા છે હઝરત સનમાન દશમા દરજ્જામા છે અબૂઝર નવમા દરજ્જામા છે, અને મીકદાદ આઠમા દરજ્જામા છે એટલે કે એ બધા ઉપર હઝરત સનમાનને વિશેષતા પ્રાપ્ત છે" (૪૬)

[ ૭ ]

**આચાર વિચાર અને રહેણી કરણી**

હઝરત સનમાન ફારસી (ર૦ અ૦)ની બુઝુર્ગી અને વ્યક્તિત્વ આપ જોઇ ચૂકયા અને એમની ગૌરવતા અને પ્રતિષ્ઠાનો તાગ કાઢી લીધો હવે એમની ખાકસારી, દુર્વેશી અને ઇશ્વર-

(૪૨) 'કરિશમએ વહદત' પૃષ્ઠ ૮૪
(૪૩) એજન પૃષ્ઠ ૮૫-૮૬
(૪૪) એજન પૃષ્ઠ ૮૬
(૪૫) 'રિયાઝુલ ઇમાન ફી સીરતે સૈયદના સલમાન' પૃષ્ઠ ૨૦
(૪૬) 'કરિશમએ વહદત" પૃષ્ઠ ૮૭




વિશ્વનાની પણ સ્પષ્ટીકરણ જતશે. ચારિત્ર્ય-દર્શનનો સિદ્ધાન્ત એ છે, કે જે વ્યક્તિત્વનું ચારિત્ર રજૂ થતું હોય તેમાં તેની વાણી ઉપરથી, તેના આચાર-વિચાર ઉપરથી અને તેની રહેણી-કરણી ઉપરથી તેનું મૂલ્ય, તેનો પ્રભાવ, તેનો દરજ્જો અને સૌથી વધુ તેનું બહુમૂલ્ય, ચારિત્ર્ય આંકી શકાય છે. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) એક કામિલ દુર્વેશ હતા, એટલું જ નહી એક પ્રભાવશાળી પરંતુ સાદી પ્રકૃતિની નમ્ર વ્યક્તિ હતા એ નીચેની વિગતોથી ફલિત થઇ શકશે.

હઝરત સલમાન ફારસી (ર૦ અ ) મદાયનના આમિલ (કમિશ્નર) હતા. ચાર હઝાર દિરહમનું વેતન મેળવતા હતા પરંતુ એમનું જીવન-ધોરણ બહુ જ સાદું હતું: કોઇ એમને ઓળખી પણ શકતો ન હતો, કે એ શખ્સીયત, મદાયન (Ctesiphon) ની હાકિમ છે. એક વ ર કોઇ માણસે ઘાસ ખરીદી અને હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને બેગારી તરીકે પકડી લઇ ગયો. એટલું જ નહી તેણે માથા પર ઘાસની ગાંસડી પણ લાદી દીધી એઓએ તે ઊંચકી લીધી અને ચાલ્યા તો જાણકાર લોકોએ કહ્યું કે "એઓ અમીર છે, સાહેબે રસૂલ છે." પેલા માણસે કહ્યું: "ક્ષમા કરજો, મેં આપને ઓળખ્યા નહીં. બોજો મૂકી દો." હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) એ જવાબ આપ્યો "ના, હવે તો તમારા ઘેરે પહોંચાડીને ઉતારીશ." (૪૭)

એવીજ રીતે એક શખ્સ સિરિયાથી અંજીરની ગાંસડી લઇને આવી રહ્યો હતો. એમણે એ વેળા પોતાના શરીર ઉપર એક નાની શી મામુલી ચાદર વિંટાળેલી હતી અને પેલા શખ્સને ખબર ન હતી, કે એઓજ મદાયનના હાકિમ છે. એ કારણે પેલા શખ્સે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને સાદ દીધો અને બોલાવી કહ્યું કે "આ ભાર ઉપાડી લો અને મારી જોડે જોડે ચાલો. આપે કશીય આનાકાની વિના એ ભારે ગાંસડી પોતાના માથા પર ઉપાડી લીધી, અને તેની જોડે ચાલવા લાગ્યા. માર્ગમાં લોકોએ આપને આ સ્થિતિમાં જોયા તો પેલા શખ્સને કહ્યું "તું જાણતો નથી ? આ તો અહીંના આમિલ છે." તેણે ભયભિત બની જવાબમાં કહ્યું "મને શી ખબર !" પછી ઘણી અદબપૂર્વક માફી માગી. હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)એ કહ્યું "હવે તો એને જ્યાં સુધી તમારા મુકામ સુધી પહોંચાડી ન દઉં ત્યાં સુધી માથા પરથી હરગિઝ નહીં ઉતારૂં." (૪૮)

એઓ હંમેશા સાદી જીંદગી ગુજારતા, સાદો ખોરાક ખાતા અને સામાન્ય જાડાં કપડાં પહેરતા હતા એટલું જ નહીં, એઓ ભારે રહમ-દિલ, મુસ્તેદ-પસંદ, સંતોષી અને હાનિમ-દિલ, પણ હતા. એમને દર માસે ચાર હઝાર દિરહમનો પગાર મળતો હતો. એ રકમ એમને મળતાં જ એઓ ખૈરાત (દાન) કરી દેતા હતા, અને પોતે ચટાઇ વણીને પોતાની આજીવિકા

૪૭ "ઉસ્વએ સહાબા" ભાગ ૧લો
૪૮ "કરિમએ વકૂત" પૃષ્ઠ ૬ર



પેદા કરતા હતા (૪૯) એક વાર એક શખ્સ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને ત્યાં આવ્યો તો જોયું કે આપ બેસીને આટો ગુંદી રહ્યા છે. તેણે કહ્યું કે "ગુલામ ક્યાં છે?" બોલ્યા, "મેં તેને એક કામપર મોકલ્યો છે એ કારણે મેં પસંદ નથી કર્યું કે તેનાથી બબ્બે કામ લઉં." (૫૦)

આપ જ્યારે ગુલામીમાં હતા ત્યારે કોઇની આગળ સવાલનો હાથ લંબાવતા ન હતા અને ઝકાત તથા ખૈરાતના માલથી હંમેશા આઘા રહેતા હતા. એટલુંજ નહીં, દુન્યાની મામુલીથી મામુલી વસ્તુને પણ પોતાના માટે વબાલેજાન સમજતા હતા. (૫૧)

હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) સારામાં સારૂં વેતન મળતું હોવાના કારણે પોતાના રહેવા માટે સુન્દર મકાન ચણાવી શકતા હતા; પરંતુ એટલા દુર્વેશાના ખસલત, સરળ-તબીઅત અને સંતોષી પ્રકૃતિના હતા કે મદાયનની આમિલગીરી (ગવર્નરી) દરમિયાન પણ પોતે મકાન બનાવ્યું ન હતું, બલ્કે ભિંતો અને વૃક્ષોના ઓછાયામાં સુઇ રહી, આમિલની ફરજો બજાવતા હતા, એક વાર એક શખ્સે મકાન બનાવવા માટે આપને આગ્રહ કર્યો તો પ્રથમ તો એઓ ખુશી ન થયા અને ખુશી થયા તો એવું સંકીર્ણ અને નીચું મકાન બનાવવાની શરત કરી, કે જ્યારે ઉભા થાય તો તેની છત એમના માથાને અડે અને પગો લંબાવે તો તેની આંગળીઓ ભિંતોને લાગે (પર) અને એજ પ્રકારની એક કુટિર તૈયાર કરવામાં આવી, જેમા આપ આરામ ફરમાવતા હતા

ઘર-વખરીમાં ફક્ત એક લોટો અને એક પ્યાલો હતો પરંતુ તેને પણ એઓ અકિન અને પરહેઝગારીથી ખિલાફ સમજતા હતા. મૃત્યુની અવસ્થામાં જ્યારે આ ચીજોને જોતા હતા તો રડવા લાગતા હતા અને કહેતા હતા કે "રસૂલુલ્લાહે (સ૦ અ૦ વ૦) અમે બધાને વસીયત ફરમાવી હતી કે દુન્યાથી ફકત તેટલુંજ લેજો, જેટલું એક મુસાફર પોતાની વાટ-ખર્ચીના માટે લે છે છતાં અમારી પાસે આ વસ્તુઓ છે." (૫૩)

આપની પાસે કેવળ એકજ ચાદર હતી, જેનો અર્ધો ભાગ પાથરતા હતા અને અર્ધો ભાગ ઓઢતા હતા એ તો હતી આપની દુર્વેશીની શાન અને ખાકસારી. અને જહાકશીની

---

૪૯ "ઉસ્વએ સેહાબા" ભાગ ૧લો

૫૦ એજન

૫૧ "કરિશ્મએ વહદત" પૃ૦ ૮૭-૮૮

૫ર "ઉસ્વએ સહાબા" ભાગ ૧ લો

૫૩ એજન



એ સ્થિતિ હતી, કે મોટા અમલદાર હોવા છતા લાકડાં સુદ્ધા પોતે વીણી લાવતા હતા અને પોતાનુ કામ બધુંયે પોતેજ કરી લેતા હતા (૫૪)

વર્ષભર ચાલે એટલુ અનાજ એકીવાર ખરીદી લેવાનો એમણે નિયમ રાખ્યો હતો એનુ કારણ એટલુજ હતુ કે ખુદાના માર્ગમા પોતાનુ વેતન ખર્ચ કરતા કોઇ પ્રકારનો ખચકાટ ન થાય અનુસાર કેટલાક લોકોએ આ સબધમા આપને પ્રશ્ન કર્યો કે 'આપ એટલા બધા સતોષી હોવા છતા આમ કયા કારણે વર્ષભરનુ અનાજ ખરીદી ભરી લો છો? સભવિત છે કે આજે અગર તમે મરી જાવ તો આખા સાલનુ અનાજ વ્યર્થ જશે' શકાશીલોને હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) એ ઉત્તર આપ્યો કે "જેવી રીતે મરવાનુ ગુમાન કરી શકાય છે તેવીજ રીતે જીવવાનુ પણ ગુમાન હોઇ શકે છે" (૫૫)

હઝરત રસૂલે મકબૂલ (સ૦ અ૦ વ૦) જોડે એમને ભારે અકીદત (શ્રદ્ધા) હતી, અને તેઓ સાચા પ્રેમી હતા૦ એઓ જ્યારે રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ)ના દીદાર કરતા ત્યારેજ સતોષ પામતા હતા અને રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ)ને પણ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) પ્રત્યે અનહદ મહોબ્બત હતી એજ રીતે બીજા સહાબાઓ માફક હઝરત અલી (અ૦ સ૦) પણ હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) માટે, મહોબ્બત ધરાવતા હતા રસૂલે મકબૂલ (સ૦ અ૦ વ૦)ની વફાત પછી સલમાન ફારસી (ર૦ અ૦) હઝરત અલી (અ૦ સ૦)ની સેવામા રહેતા હતા જ્યારે જુઓ ત્યારે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) સૈયદના હઝરત અલી (અ૦ સ૦)ના દ્વારપર મોજૂદ દેખાતા હતા (૫૬) એનુ કારણ એ હતુ કે હઝરત અલી (અ૦ સ૦) વિદ્યાના દ્વાર હતા, અને આત્મ-સિદ્ધિ અને આત્મોન્નતિના ગુપ્ત મર્મો જાણવા-શીખવા માટે હઝરત અલી (અ૦ સ૦)થી વિશેષ સિદ્ધ વ્યક્તિ તે વેળા કોઇ ન હતી

હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)ને દુન્યવી જરૂરિયાતો સુદ્ધાં દિલચસ્પી ન હતી આપના કીમતી સમયનો મોટો ભાગ પ્રાર્થના ઝિક્ર અને અઝકાર માટે નક્કી હતો એ કારણે મુલ્કી અને વહીવટી કામોને એઓ વેળા પતાવી દેતા હતા અને નવરા થઇ બાકીનો સમય દીની કામોમા વ્યતિત કરતા હતા. એઓ ઝબરદસ્ત દુર્વેશ દિવા સૂરી હતા પરતુ રહબાનિયત (સાધુ-સતો જેવી ત્યાગી જીંદગી)ના સંપૂર્ણ વિરોધી હતા (૫૭) અને પરણિત જિંદગી ગાળતા હતા.

૫૪ 'કદિમ્મએ વહદત' પૃષ્ઠ ૬૧

૫૫ 'કદિમ્મએ વહદત' પૃષ્ઠ ૮૯-૯૦

૫૬ 'નફસુલ્રહમાન' પૃષ્ઠ ૩ર-૩૩

૫૭ 'કદિમ્મએ વહદત' પૃષ્ઠ ૯




હમેશા કસરતથી પઢનાર દુશ્મનો પર ગાલિબ રહેશે (૪) દરેક હાજત પૂર્ણ થવા એને દરરોજ ૫૫૮ વખત પઢવું. ઈ. અ. બહુ જલ્દી હાજત પૂરી થશે.

"યા હય્યો" (સંખ્યા ૧૮) "એ હમેશા ઝિંદહ અને કાયમ રહેવાવાળા" (૧) બીમાર માણસ એને કસરતથી અથવા દરરોજ ૧૦૦૦ વખત પઢતો રહેશે તો ઇ. અ. બહુ જલ્દી સારો થઇ જશે (૨) બીજા કોઇ બીમાર ઉપર એને ૧૦૦૦ વખત અથવા કસરતથી પઢી દમ કરશો ઇ. અ. તે જલ્દી સારો થઈ તેની ઉમરમાં વધારો થશે અને તેની રૂહાની તાકાતમાં પણ વધારો થશે. (૩) ગમે તેવી સખત હાજત પૂરી થવા પઢનારે પોતાના નામના અદદ કાઢી અગર બીજા માટે હોય તો પોતાના અને જેને માટે હોય તેના નામના અદદ કાઢી એ બંનેના જેટલા અદદ થાય તેટલી વખત 'યાહય્યો યાકય્યૂમો, યા અલ્લાહો, યા રહમાનો યા રહીમો." નક્કી કરેલી જગ્યાએ અને વખતે હાજત પૂરી થાય ત્યાં સુધી પઢવું. પહેલાં અને પઢી રહ્યા પછી ૧૧-૧૧ વખત દરૂદ શરીફ જરૂર પઢવું અને પઢતી વખતે જે હાજત હોય તેનો તસવ્વુર રાખવો. (૪) દુન્યવી કોઇ હાજત પૂરી થવા અગર મુશ્કેલ આસાન થવા બુધ, ગુરૂ, શુક્રવારે રોઝા રાખી (જો નહીં રાખી શકે તો વગર રોઝાએ) એ ત્રણે દિવસમાં યા હય્યો યા કય્યુમો, યા અલ્લાહો, યા રહમાનો, યા રહીમો, બેહક્કે ઇય્યાક નાઅબોદો વ ઇય્યાક નસ્તઇન" કમતીમાં કમતી ૧૦૦૦ વખત પઢવું. જેમ વધારે પઢવામાં આવશે તેમ ઇ. અ. જલ્દી કામ પૂરું થશે. પઢવા પહેલાં અને પછી ૧૧-૧૧ વખત દરૂદ શરીફ પઢવું જોઇએ. જો એ ત્રણ દિવસમાં કામ ન થાય તો એવીજ રીતે બીજો અઠવાડિએ પાછું પઢવું એ મુજબ ત્રણ ચાર અઠવાડિયા કરવું એ અરસામાં જો કામ ન થાય તો તેનો ખ્યાલ છોડી દેવો. ખુદાપાક બીજી કોઇ રીતે એનો બદલો જરૂર આપશે. (૫) એને એટલે "યા હય્યો"ને હંમેશા કસરતથી પઢનારની યાદશક્તિમાં બેહદ વધારો થશે. (૬) કોઇ વાત ભૂલી ગયા હોય ને યાદ ન આવતી હોય તો એને ૧૧ વખત પઢવાથી-ઇ. અ. યાદ આવી જશે. (૭) એને હંમેશા કસરતથી પઢનારની બધા ઇજ્જત કરશે. (૮) એને હંમેશા કસરતથી પઢનારને ઇ. અ. બહુ ખાવા પીવા અને સુવાની હાજત રહેશે નહીં ખુદા-પાકના ખાસ ફરિશ્તાઓ એની તરબીહ પઢે છે જેથી તેઓને એની બરકતથી ખાવા પીવા અને સુવાની હાજત રહેતી નથી.

"યા કય્યૂમો" (અદદ ૧૫૬) "એ કાયમ રહેવાવાળા. એ કાયમ રાખવાવાળા" (૧) જેને રાત્રે ઉંઘ ન આવતી હોય તે સુતી વખતે એને પઢતાં રહેવાથી ઇ અ. બહુ જલ્દી ઉંઘ આવી જશે. (૨)સહરના વખતે એને હંમેશા મોટા અવાઝથી પઢનારને બધા દોસ્ત રાખશે અને તેની ઇજ્જત કરશે. (૩) એને હંમેશા કસરતથી પઢનારની દરેકેદરેક દિલી મુરાદ ખુદાપાક પૂરી કરશે અને તેને કોઇનો પણ મોહતાજ કરશે નહીં (૪) "યા હય્યો યાકય્યૂમો યા લાઇલાહા ઇલ્લાઅંતા ઇન્ની અસ્અલોકા અતોહુયે યા કલ્બી બેનુરે માઅરેફતેકા અબદન" દરરોજ ૪૧ વખત એને પઢી સીના ઉપર દમ કરવાથી




મુર્દા દિલ ઝિંદા થઇ જશે અને નૂરે ઇલાહીથી ભરપૂર થઇ જશે (૫) "યા હુય્યો યા કય્યુમો" બન્નેનાં સુધી એ બન્નેને એકી સાથે હમેશા પઢવું અફઝલ છે અને બુઝુર્ગાને દીનનો પણ એજ તરીકો છે એને ઘણા બુઝુર્ગો ઇસ્મે આ'ઝમ કહી ગયા છે

(૬) એને હમેશા ૧૭૪ વખત પઢનાર મઝકુર "યા હુય્યો અને કય્યૂમો"મા લખેલ બધા ફાયદાઓ ઉપરાંત અનેક ફાયદાઓ મેળવશે (૭) દીન દુન્યાના દરેકે દરેક જાયઝકામ માટે કામ પૂરૂ થાય ત્યાં સુધી દરરોજ ઇશાની નમાઝ પછી બે રકાત નફીલ પઢી તેનો સવાબ હુઝૂર સ. અ. વ. સ. અને હઝરત યૂનુસ અ. સ. ને બક્ષી દઇ ૧૧ વખત દરૂદ શરીફ પઢી "યા હુય્યો યા કય્યૂમો બેહુકદે લાઇલ હા ઇલ્લા અન્તા સુબ્હાનકા ઇન્ની કુન્તો મિનઝ્ઝાલેમીન" ૭૦ વખત પઢવું અને મિનઝ્ઝાલેમીન" પઢતી વખત જે કામ માટે હોય તેનો તસવ્વુર રાખવો અને પઢી રહ્યા પછી ૧૧ વખત પાછું દરૂદ શરીફ પઢવું ઇ. અ. બહુ જલ્દી કામ થઇ જશે. કામ પુરૂં થએ તાકત મુજબ ગરીબોને ખવરાવવું (૮) કોઇ કામ કરવું કે ન કરવું, અથવા કોઇ બાબત જાણવી હોય એટલે ઇસ્તેખારા કરવો હોય તો નંબર ૭માં લખ્યા મુજબ કરવું ઇ. અ. પઢતાં પઢતાં તે બાબત ઇશારો થઇ જશે અથવા ખ્વાબમાં માલમ પડી જશે. (૯) "અલિફ લામ મીમ અલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવલ હુય્યૂલ કય્યૂમ" એને કસરતથી પઢનારની દરેક હાજત અને ઉમ્મેદ ખુદાપાક પૂરી કરે છે એમાં પણ ઇસ્મે આઝ'મ છે એમ ઘણા બુઝુર્ગો કહી ગયા છે અને જેમાં ઇસ્મે આઝ'મ હોય તે પઢનાર કોઇનો મોહતાજ થતો નથી એ જગજાહેર વાત છે. જો કે ખુદાપાકના બધાજ નામો ઇસ્મે આ'ઝમ છે. જ્યાં ખાસિયત જોતાં અમુક અમુકમા તાસીર વધુ ઓછી હોય છે.

(૧૦) "બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ, અલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવલ હય્યુલ કય્યૂમ યાહુય્યો યાકય્યૂમ, બેહક્કે લાઇલાહા ઇલ્લા અંતા સુબ્હાનકા ઇન્ની કુન્તો મિનઝ્ઝાલેમી, વ બેહક્કે કાફ હા યા એન સુવાદ વ બેહક્કે હામ્મીમ એન સીન કાફ વ બેહક્કે જુમ્લા હુરૂફે મોકત્તેઆત વ બેહક્કે હોવલ્લાહુલ અહદુસ્સમદુલ્લઝી લમ યલિદ વ લમ્યૂલદ લમ યકુંલ્લહુ કોફોવન અહદ" શરીઅત મુજબ દરેકે દરેક હલાલ કામ પૂર્ણ થવા, ગમે તેવી મુશ્કેલ આસાન થવા અકસીર સિફત છે. પઢવાની રીત નંબર ૭ મુજબ નફીલ વગેર પઢી દુઆ શરૂ કરવી અને "યા હુય્યો યા કય્યૂમ"ને ત્રણ વખત પઢવુ અને જે કામ માટે હોય તેની ખુદાપાકથી માગણી કરી બાકીની દુઆ પૂરી પઢવી એ મુજબ પઢનારના નામના અદદ મુજબ પઢવું ઇ. અ. ધારેલું કામ બહુ જલ્દી પૂરું થશે. કામ પુરૂં થાય ત્યા સુધી જો તાકત હોય તો દરરોજ એક બે ગરીબોને ખવરાવવું. અને છેવટે પણ બને તેટલા ગરીબોને ખવરાવવું જો તાકત ન હોય તો ખવરાવવાની ખાસ જરૂર નથી. [૧૧] સખ્તમાં સખત મુશ્કેલ આસાન થવા, દીન દુન્યવી હાજત પુરી થવા માટે બુધ, ગુરૂ અને શુક્રવાર એમ ત્રણ દીવસ રોઝા



રાખે અને જુમ્આને દહાડે નહાઇ ધોઇ પાક સાફ કપડાં પહેરી મસ્જિદે જાય અને જતાં જતાં તાકત મુજબ કંઈ સદકો પણ આપે અને નમાઝથી પરવારી બે રકાત નફીલ પઢી તેનો સવાબ હુઝૂર સ૦ અ૦ ને બખ્શીદઇ ૧૧ વખત દરૂદ શરીફ પઢી ત્રણ વખતઃ—

"અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઇસ્મેકા બિસ્મિલ્લાહે હિરહમા નિરહીમિલ્લઝી લાઇલાહા ઇલ્લાહોવલ હય્યુલ કય્યૂમ, લાતાખોઝોહૂ સેનતુંવ વલાનૌમલ્લઝી મલાઅત અઝમતોહુસ્સમાવાતે વલ અર્દિલ્લઝી અંતા લહૂલ વોજૂહો વ ખશાઅતિલ્લ હુલ અસ્વાતો વ વજલ નિલ કોલુબો મિન ખશ્યતેહી અંતા સલ્લી અલા મોહમ્મદીન સલ્લલ્લાહો અલયહે વ સલ્લિમ વ અંતાઅતીની હાજતી વહેયા કઝા વકઝા ફકઝાહૂ યસ્તજાબો લહૂ ઇન્શાઅલ્લાહો તઆલા વ કાલા કાના યકૂલો લાતાઅલમૂ સોફહાઅકુમ લાયદઊ અલા માઇન સુમ્મા ઓ ફતીઅતે રહમીન."

આ દુઆ પઢી અને દુઆમાં જ્યાં 'હાજતી' છે તે પછી જે કામ માટે હોય તે ખુદાપાકથી માંગવું અને દુઆ પૂરી પઢી લઈ ૧૧ વખત પાછું દરૂદ શરીફ પઢી લેવું ઇ. અ. ધારેલું કામ બહુ જલ્દી પૂરું થશે, આ દુઆ મજકુર રીતે કામ પૂરું થાય ત્યાં સુધી ઉપરની રીત મુજબ ચાલુ રાખવી. આ દુઆ એટલી અકસીર સમાન છે કે ઘણા બુઝુર્ગો કહી ગયા છે કે એને કોઇ નડેલ, કમસમજ અને કાફિરોને શીખવવી નહીં આ ઉપરથી દુઆની તાસીરની ખાત્રી થઇ શકે છે : ખુદાપાક નેક કામ માટે અમલ કરવા તૌફીક અતા કરે. (૧૨) અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઅન્ના લકલ હમ્દો લાઇલાહા ઇલ્લા અંતલ હન્નાનુલ મન્નાનો બદીઉસ્સમાવાતે વલ અર્દે યા ઝુલ્જલાલે વલ ઇકરામે યા હય્યો યા કય્યૂમો, ઇકદે હાજતી બેહક્કે લાઇલાહા ઇલ્લલ્લાહ મોહમ્મદુર્રસૂલિલ્લાહ સ૦ નંબર ૧૧માં લખ્યા મુજબ એનો પણ અમલ કરવાથી ઇ. અ. દિલી મુરાદ પૂરી થશે મજકુર બંને દુઆઓ અગર એમાંથી એક જો પંજગાના નમાઝ પછી એક એક વખત પઢી લેવામાં આવે તો ઇ. અ. પઢનાર કદી કોઇનો મોહતાજ થશે નહીં અને ખુદાપાક ગૈબથી દરેક રીતે તો મદદ કરશે.

---

# સાહુ

રૂપાંતરકાર એફ મોહમદી

એક રળીઆમણા બેટ પર "સાહુએ" જીવન વ્યતિત કર્યું આજ દર્દી સલ્મા તેણીની રૂહ આજે પણ ત્યાંના તરૂઓ પર વાસ કરે છે તેણીનુ હૃદય હજુ સુધી ત્યાંના ખડકોમાં પડ્યું પડ્યું રહ્યુ છે લીલીછમ ગિરિકંદરાઓના તેણીનો પડછાયો રોજ ચાલતો ફરતો માલમ પડે છે

[૨]

'મતનીન" પ્રેમ અને ફરિયાદ તણો બેટ છે સમુદ્રમા તે એવી રિતે ફેલાયલો છે, કે જાણે પ્રેમને પથે ન્યોછાવર થએલી કોઇ કુમારિકા તડપુ શબ પડ્યું હોય!

શાંત ભૂમિ! હારા પહાડો, કોઇ કોમળ બદનની છાતી તણો ઉભાર છે હારી શશિનેય શરમાવે, એવી કોઇ ચમકતી પેશાની પરના મસ્તીભર નયનો સમ છે અને હારા શ્વાસ કોઇ અગનરૂપા જ્વાળામુખીમા થઇને બ્હાર નીકળે છે

[૩]

જ્યારે બેટપર ઘોર અધકાર છવાઇ રહ્યો, ભયાનક શાંતિ પસરી રહી, ત્યારે મરેલના અંદર કરૂણ સગીત સુગે ગુંજી રહ્યા જાણે સિતાર, કોઇ નિરાશ હૃદય હોઇ વિરહ વેદના તણા ગાનમા તલ્લીન! કેમ ન હોય? પછી વિરહ વેદનાને કારણે અંતરમાથી ઉઠતો એક મધુર સદ સુણાયો

[૪]

'હે તે (મનુષ્ય) કે જેનાથી મેળાપ કીધો, તુ બેવફા શીદને થયો?' "હે તે, (મનુષ્ય) કે જેનાપર દૂર-નિકટ દરેક હાલતમા મારો પ્રેમ અટલ રહ્યો, શી રિતે પાપકાનો જાદુ તુજપર ચાલી શકયો?"

"હે તે (મનુષ્ય) જેને હુ મારૂં તન, ને મારી રૂહ ભેટ કરી ચૂકી હતી, શી રીતે મધુ-રજની ભૂલી શકયો?"

[૫]

"બાળપણથી મે તને પીછાણ્યો, *'કાહે-કાફ'ની કોઇ પરીનો વ્હાલો હોય, એમ લાગતુ હતુ—

"જગલોમા હુ તારી સાથે હેલ્લા-રમ્મા કરતી'તી અનેકવાર હુ તને છુતી ચૂકી છુ, અનેકવાર તુ મ્હારાથી છુટ્યો'તો"

[૬]

"કેટલીય રાત્રિઓ આપણે આનદમા, આખ્યોમાજ વિતાવી દીધી છે કારણ કે વસ્લની મોજ આપણી નિદ્રા ઉડાવી લઇ ગઇ હતી—તને યાદ છે કે જ્યારે આપણો પ્રેમ યૌવન પર હતો વસત પર હતો હારો પ્રેમ, મુજ કાજ જીવન રહસ્ય હતી, અને આજે હારી જુદાઇ મ્હારા માટે જીવન-સધ્યા સમાન છે!"

[૭]

સૂર બધ થયો ફરિયાદ અને રૂદનનો શોર અટકી ગયો રૂદન કરતો સ્વર એવી રિતે શરૂ થયો હતો, જાણે મૃત્યુ સિતાર પર મિઝરાબ પડે છે. સૂર, રૂદનનો ભાસ અર્પતો હતો, અને હવે રૂદન પર સૂરનો ઘોડો થતો હતો

[૮]

ઉદાસ મહેલથી એક મનુષ્ય નીકળ્યો, અને

*એક પદાર્થનુ નામ છે કહે છે કે તે વાદળી રગનો છે, અને એનેજ લીધે આકાશ વાદળી દેખાય છે

અંધકારમાં ચિંતાગ્રસ્ત ફરવા લાગ્યો. તે દરેક તરૂની આસપાસ એવી રીતે ફરતો, જાણે કે ઋતુ વિનાના ફળ માટે ઝંખતો હોય! તે ઝુકી પડયો. ભૂમિને ચુમીને પાછો ઉભો થઇ ગયો. બંને હસ્તો આભ ભણી ઉઠાવ્યા, અને ત્હેના મ્હોંમાંથી એક દર્દનાક ચીસ નીકળી ગઇ, જેણે નિદ્રાવશ પંખીઓને ચારેકોરથી ઉડાવી મૂકયાં

[૯]

અરે! આતો સ્ત્રી છે! કેશ વીખરાયલાં, અને શ્વેત ચાદરમાં ઢંકાએલી છે. ઉતરેલ મોઢું, જાણે મુદ્દતની બીમાર હોય. આંખો, જાણે મરૂ-ભૂમિમાં બે અગ્નિ-તણખા—

અરે! આતો સાધુ છે, જેને પ્રેમે બીમાર કરી મૂકી છે.

[૧૦]

સાધુ આગળ વધી. તે દરેક જગ્યાએ, કે જ્યાં પ્રિયતમની કોઇ નિશાની હોય, પહોંચતી. દરેક જગ્યા, પડી પડીને ચુમતી, અને ગળું ફાડીને રડતી તેણીની પ્રત્યેક ચીસથી પક્ષીઓ પોતાનો માળો છોડી ઉડવા લાગતાં.

[૧૧]

ઘોર અંધારી રાત્રિ છે ઘુવડ બોલી રહ્યું છે. સાધુ આગળ વધી રહી છે.




[૧૨]

સાધુ ઉંડા તળાવ પર પહોંચી તીરે એક નાનકડી નાવડી બાંધી હતી આ નાવડી, સાધુની પાક મુહબ્બતના અનેક દૃશ્યો નિહાળી ચૂકી છે—

[૧૩]

'પ્યારી કિસ્તી!' દર્દને લીધે સાધુ જોરથી બુમ પાડી ઉઠી "ચંદ્રના જેવીજ રૂપાળી રાતડીઓ તું નિરખી ચૂકી છે, અને મ્હારો મધુરો પાક પ્રેમ પણ તને બરાબર યાદ છે ના! દરેક ખૂણામાં મારા અનેક રહસ્યો છુપાયેના છે તારો પ્રત્યેક ભાગ, મ્હારી જિંદગીનો સાક્ષી છે!"

[૧૪]

સાધુ નાવડી પર પહોંચી ગઇ રસ્સીઓ કાપી નાખી અને જોરથી પુકારી ઉઠી, "ચાલ! મ્હારી વફાદાર નાવડી જ્યાં તું માગે સં ચલ!" નાવ એટલા ઝડપથી ચાલી, કે જાણે રસ્તી કોઇ હરિણી શિકારીથી બ્હીને નાસી હોય! રાત્રિના અંધકારમાં તે તળાવની મધ્યમાં પહોંચી ગઇ ચારેકોરથી અંધકારે તેને ઘેરી હતી

[૧૫]

વાયુ, નિરાંતે સુઇ રહ્યો હતો સાધુએ પોતાની ચીસોથી તેને જગાડી મૂક્યો પછી તેણી દીવાની જેમ ઉભી થઇ ગિરેબાન ફાડી નાખ્યું, અને તેનું કોમળ તન, હાથીદાંતની પ્રતિમાની જેમ પ્રકાશિત થઇ ગયું

[૧૬]

'હે રાત્રિ! હે જળ! હે વાયુ' તમે બધા સાક્ષી રહજો આ જુવો! હું પ્રેમ પર ન્યોછાવર થઉં છું"

આટલું કહી સાધુએ હસ્તો ઉંચા કર્યા, અને એટલા જોરથી ચીસ પાડી કે સુનેન કુદરત પણ ચોંકી ઉઠી

[૧૭]

સાધુ જળમાં કૂદી પડી મોજાઓએ તેણીને હાથોહાથ લઇ લીધી પાણીએ તેણીના પ્રેમની આગ બુઝાવી દીધી પરંતુ તેણીના હૃદયનો અગ્નિ હજુ સુધી પ્રજ્વળી રહ્યો છે કદી બુઝનાર નથી

[૧૮]

મૃત્યુની એક ઘડી પહેલા તેણીએ જોયું, કે પોતાનો પ્રિયતમ પરતાઇને પાછો ફર્યો છે રડવા લાગી પ્રિયતમને જ્ઞાન બતાવી કહેવા લાગી "હાશ! મેં આપઘાત કર્યો ન હોત!"

પરંતુ આતો મૃત્યુનું સ્વપ્ન હતું!

[૧૯]

વાયુ ફરી સુઇ ગયો મોજા પણ શાન્ત થઇ ગયા, પરંતુ પંખીઓનો શોર વધી પડયો કારણ કે તેગણે સાધુનું જીવન અને મૃત્યુ, બન્ને નિરખ્યા હતા

[૨૦]

સૂર્ય મહારાજ ઘણાજ હાસ્માંથી પૃથ્વી પર પધાર્યા તેમને નિહાળી આકાશ ખીલી ઊઠ્યું રંગબેરંગી વસ્ત્રો પરિધાન કર્યા પૂર્વમાં અગ્નિ પ્રગટી રહ્યો જાણે ગુનાગાર વિખરાઇ રહ્યા કેમ ન હોય! પશ્ચિમે વાદળી રંગો ઓઢી લીધા દક્ષિણે લીલો તાજ પહેરી મગરીના મહારાજને પ્રણામ કર્યા

[૨૧]

દરેક જગ્યાએ નવું જીવન જોશ મારવા લાગ્યું મેદાનના બધા તરૂઓ જાગી ઉઠ્યા પુષ્પોએ પણ ચક્ષુઓ ઉઘાડયા પરંતુ સાધુનો પલંગ ખાલી પડ્યો છે મહેલ, તેના શોકમાં રૂદન કરી રહ્યો છે

[૨૨]

સાધુની સખીઓ પણ જાગી દરેક જગ્યાએ શોધ કરી, પરંતુ સાધુનો કયાંય પત્તો નહોતો દરેક હૃદય પુકારી ઉઠ્યું કે શું બનાવ બન્યો છે?

[૨૩]

તળાવપર જઇ સખીઓએ જોયું કે સાધુ ગઇ રાત્રિના શાંત મોજાઓ પર સુને છે કેય, તેણીને પાતાના ખોળામાં લઇને સુતા હતા




સુસ્મિત ચ્હેરો હતો, અને અધરો પર સ્હેજ અબોલ હાસ્ય ફરકી રહ્યું હતું.

[૨૪]

સખીઓએ અશ્રુઓ અને હીબકાઓથી તળાવના જગતપર લખી આપ્યું!

"સપુ પ્રેમ હરતોથી શહીદ થઇ છે સર્વોત્તમ મૃત્યુ તેજ છે, જે પ્રેમની વેદી પર થય."

(સંપૂર્ણ)

# વહેતો વર્તમાન

[ સંપાદક : 'કારવાં' ]

"તરક્કીએ ઉર્દૂના સેક્રેટરી ડૉ અબ્દુલહક્ક સાહબે ઉર્દૂના રક્ષણ માટે પોતાની કમાણીમાથી બચાવેલી રકમ રૂા. ૫૦ હજાર, અંજુમને તરક્કીએ ઉર્દૂને અર્પણ કર્યા છે."

ખાલી ખાલી મોઢેથી ઉર્દૂની લુખ્ખી હમદર્દી કરનારાઓ આથી કંઇ ધડો લેશે કે? આવા થોડાકજ ભેખધારીઓ ઉર્દૂને મળી જાય તો જરૂર તેનો ઉદ્ધાર થઇ જાય!

° ° °

"ડીવલેરાએ અલ્સ્ટરમાં અમેરિકન લશ્કર ઉતારવા સામે વિરોધ જાહેર કર્યો છે."

પણ એ વિરોધ બહેરા કાનો પર શાખની ગરજ સારશે. કારણ કે પોતાનું પાછલું બારણું પણ બ્રિટને તો જાળવવાનો પ્રયત્ન કરવો જોઇએને!

° ° °

"You Cannot be too Careful" એ નામની નવલકથા મી. એચ. જી. વેલ્સે તાજેતરમાંજ બહાર પાડી છે."

મી તેર વરસની ઉમરે પણ એ ભવ્ય ડોસાની કલમ વીસ વરસના જુવાનની જેમ સડસડાટ ચાલે છે; ત્યારે ત્યાંના સાક્ષરો તો એટલી ઉંમરે હાથમા કલમ પણ પકડી શકતા નથી!

° ° °

"દાહોદના સ્ટેશને તા. ૨ જીએ પસાર થતી સ્પેશીયલ ટ્રેઇનમાના લશ્કરી સૈનિકોએ સ્ટેશનની અંદરની તથા બહારની દુકાનો લુંટી હતી."

તે ખાવાપીવાની દુકાનો લુંટી તેમાં શું થઇ ગયું? "ખાનાર પીનારને ખુદા દેનાર" એ કહેવત એ સૈનિકો જાણતા હોવા જોઇએ. અને તેથીજ આમ કર્યું હશે.

° ° °

"સુરતની જનતાની સંગીત, નૃત્ય, અને કલાશક્તિ વિકસીત કરવાના આશયથી સુરતમાં 'રૂપકમંડળ'ની સ્થાપના કરવામાં આવે છે."

ઠીક છે સુરતી લાલાઓ બીજા બધા કામમા તો આગળ પડતા હતાજ પણ નૃત્ય કામમા પાછળ હતા તે હવે આગળ આવશે!

° ° °

"પ્રાગધરના એક મુસ્લિમ પસાયતાના ઉપર મંદીરના રૂા. ૬૦૦ ની ચોરીનો શક જતાં તેના ઘરની ઝડતી લીધી, પણ ઝડતીમાં કંઈ ન નીકળ્યું છતાં એ અપમાનથી ચિડાઇને તેણે બંદુકથી આપઘાત કર્યો તથા તેની સ્ત્રી પણ તેની પાછળ મરી ગઇ!"

ઇજ્જત ખાતર આપઘાત કરવાની તકલાદી મનોદશા એક મુસલમાનને મેવવી ન ઘટે!

° ° °

"તા. ૨૨મીએ ભરૂચ મુકામે સમસ્ત ગુજરાતના શિક્ષકોની પરીક્ષા આમોદના ઠાકોર સાહેબના પ્રમુખપણા નીચે ભરાશે."

અને તેમાં રાજેના મુજબના ઢીલાઢીલા ઠરાવો હીરાં મોઢાઓ તરફથી રજુ થશે એ આશા અસ્થાને નથી!

° ° °

કારવાં [માસિક] Registered No. B. 4327. ફેબ્રુઆરી ૧૯
તંત્રી: "વહ્શી" સંદરી. સહતંત્રી: "બેકા,

માસ ફેબ્રુઆરી ૧૯૪૨

પુસ્તક. ૩ જું અંક

# અનુક્રમણિકા.


| વિષય સુચિ. | લેખકનું નામ | પૃ. |
| --- | --- | --- |
| જાગૃતિ નાદ (કાવ્ય) ... ... | ... "ઇઝઝત" ... ... | ... |
| ઈસ્લામી શિક્ષણ (કુઆન) ... | ... મૌ૦ અ. રહીમ સા૦ ... | ... ૩૩૮ |
| " " (હદીસ) ... | ... " " " " ... | ... ૩૩૬ |
| આવાઝણી દુનિયા ... ... | ... "બેકાર" ... ... | ... ૩૪૦ |
| ફતાવા ... ... ... | ... મૌ૦ અ. અશરફ સા૦ ... | ... ૩૪૧ |
| પોઠ ... ... ... | ... રા. વણજારો ... | ... ૩૪૩ |
| સ્વીકાર-સમાલોચના ... ... | ... સંપાદક ... ... | ... ૩૪૯ |
| જાપાનના જવાનો ... ... | ... હા. ટીમોલ ... ... | ... ૩૫૧ |
| ઇમાનની વ્યાખ્યાઓ ... ... | ... ઇસાભાઇ ... ... | ... ૩૫૩ |
| પેની પોષ્ટ ... ... | ... ઇ. અ. બોરા ... ... | ... ૩૫૫ |
| મુસાફરો અમે બધાં (કાવ્ય) ... | ... "કિસ્મત" ... ... | ... ૩૫૭ |
| એ અજ્ઞાન હતી ... ... | ... "ઇઝઝત" ... ... | ... ૩૫૮ |
| શેખચલ્લીની આત્મકથા ... ... | ... "અમીન" ... ... | ... ૩૫૯ |
| કુદરતથી ઇબરત ... ... | ... "મુસ્લિમ" ... ... | ... ૩૬૮ |
| "વિપત્તિ એકધારી છે ને હું છુ" (ગઝલ) | ... "બિસ્મિલ" ... ... | ... |
| "યશે મારા હાથેજ સર્જન ફરીથી (ગઝલ) | ... "તરન્નુમ" ... ... | ... ૩૭૦ |
| સિદ્ધિના સન્માર્ગ ... ... | ... "ગાફિલ" ... ... | ... ૩૭૨ |
| હ૦ સલમાન ફારસી (રદી૦) ... | ... દરગાહવાલા ... ... | ... ૩૭૫ |
| "અજમાવવાનો"-"પ્રગટાવવાનો" | ... "સાગર",-"મઝલુમ" ... | ... ૩૮૧ |
| અરમાઉલ હુસ્ના ... ... | ... રિફાઇ-સાબેરી ... | ... ૩૮૪ |
| સાધુ ... ... ... | ... "એક મોહંમદી ... | ... ૩૮૬ |
| વહેતો વર્તમાન ... ... | ... સંપાદક ... ... | ટાઇટલ ૩જું |


વાર્ષિક લવાજમ-હિન્દ અને સીલોન રૂા. ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી.

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ પંદરમીએ પ્રગટ થઇને તેજ દીવસે પોસ્ટ કરવામાં આવે છે. રેપર ઉપર ગ્રાહક નંબર હંમેશા લખવામાં આવે છે પત્રવ્યવહાર વેળા તે લખવા ચુકશો નહીં. અંક નહીં મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી.

*Printed by: Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing ...
*Kanpith, Khand Bazar,* Surat.

*Published by: Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Kary...
*Kanpith* Surat.



હિંદના સ્વર્ગ સમાન ગણાતા કાશ્મિરની 'હઝરતબાલ'ની મશહૂર અને મનહર મસ્જિદ



દક્ષિણના આદિલશાહી સુલ્તાનોમાં નામચીન બિજાપુરના શાહ ઇબ્રાહીમનો રોજો
કે જે રોજાની અંદરનું જાળીનું કામ અપૂર્વ અને અજોડ મનાય છે.



પુસ્તક ત્રીજું અંક ૭ મો





માર્ચ ૧૯૪૨

## પ્રકૃતિ–રહસ્ય !



સુરમ્ય પ્રભાતના મનોહર કાળમાં વૃક્ષોની કંપની શાખાઓ પર બીરાજી ચું ચું કરતી ચકલીયોના સ્વરમાં સ્વર મેળવી ગાવામાં કેટલો આનંદ છે !

કપાસના રૂપલ પુંમડા જેવા વાદળોનો ઝરમર પરદો હટાવી સૂર્યની જેમ પોતાના કિરણ–કરો દ્વારા સદ્યઃસ્નાતા પૃથ્વીના ભીનાં કપોળને ચૂમી લેવામાં કેટલી મઝાહ છે...!

એક બુલબુલની પેઠે કોઇ કરુણ ગાયન ગાતાં ગાતાં વાયુની લહેરીઓમાં ઉંચે નીચે ઉડવું–

સરિતાની જેમ લીલી–લીલી ઘાસની પાસે જઇ નાચતાં કુદતાં વહેવું–વૃક્ષોની જેમ પોતાની મસ્તીમાં મસ્ત થઇ ડોલવું–હવાના હિલોળાની સાથે આહો ભરવી–અને એક ગિરિ–નિર્ઝરની પેઠે અશ્રુ વહાવવા–કેટલું સુખદાયક છે...?

એક પુષ્પની જેમ અનિલ લહેરીયો વચ્ચે ડોલી–ઝૂમી નીજ વૃન્ત પરથી ચુપચાપ ભૂમી પર ખરી પડવું–અનંત આકાશમાં અચળ તારલાની જેમ ટમટમવું–અને ચંદ્રમાની જેમ હાસ્યમગ્ન રહેવું–કેટલું આનંદ–દાયક છે.

એક નૌકાની જેમ મોજા–જળ વચ્ચે નાચવું ભોળા અબોધ બાળની જેમં મટોડીના ભાળ–માળીયાથી રમવું–અથવા અશ્રુઓની જેમ કોઇ વ્યથિતાની આંખ્યોથી નીકળી એના પ્રિયતમના ચરણો પર ઢળી પડવું–કેટલું મધૂર છે...!

*

ક્યારે...?

આ કંપાવી દેનાર નીચ આવેશોની પળો–.

હું એમના પર ક્યારે વિજય પ્રાપ્ત કરીશ– ક્યારે, મારા ઇશ્વર !

હું એનાથી અહરનીશ હારતોજ રહ્યો છું !

તારો પ્રકાશ દૂરથી ચમકે છે, પરંતુ એના સંદેશને સાંભળી નથી શકતો: હું પ્રલોભનોથી દૂર ભાગી જાઉં છું–પરંતુ તે મારો પીછો કરે છે, અડગ દૃઢ પગલાંથી.

હું જાણું છું કે હું દુર્દશા તરફ ઘસડાઉં છું પરંતુ પોતાને રોકી નથી શકતો.

હું આ દુર્ગંધમય વાયુમાં શાન્તીના શ્વાસ માટે વલખાં મારૂં છું–અને–આ દુર્દશામાં સુખનો અનુભવ કરવા નિર્થક પ્રયત્ન.

હે વિશ્વનાથ !

ઉદય થાશે ક્યારે તે સોનેરી દિવસો–ને–રૂપલી તારલાં ભરી રાતો...?

શેખઝાદા નૂરઅહમદ

* *




હિંદનું સ્વરાજ હવે બારણાં ઠોકતું આવી રહ્યું છે. કારણકે જાપાની ચોરો હિંદનાં બારણાં ખખડાવી રહ્યા છે, તે પહેલાં ચોકીયાત.રૂપે સ્વરાજની આવશ્યકતા ઉભી થઇ છે. વિલાયતનાં બધાંય છાપાં આ બાબતનો સ્વિકાર કરતા થયાં છે. જે છાપાં હિંદનું નામ આવતાં નાકનું ટીચકું ચઢાવતાં હતાં તે બધાય છાપાં હવે હિંદનું નામ છાપરે, ના છાપે ચઢાવવામાં માન સમજે છે આ ચમત્કાર કંઇ હિંદી લીડરોની કુશળતાનો નથી પણ જાપાની તુટી પડનારી વિજળીનો એ ચમત્કાર છે! પાર્લામેન્ટમાં હવે ડઝનબંધી નહિ પણ સેંકડાબંધી મેમ્બરો હિંદને સ્વરાજ આપવાની હિમાયત કરી રહ્યા છે, એ બધી જમાનાની ખૂબી નહિ તો બીજું શું છે? સંજોગોએ શાહીવાદના ભૂતને શીશામાં ઉતાર્યું છે, અને વળી ક્રીપ્સ જેવા હિંદીઓના વકીલ આમસભાના મૂખ્ય આસને બિરાજ્યા છે, પછી હિંદના મોઢામાં સ્વરાજનું પાણી કાં ન છૂટે?

અમે તો સ્વરાજને હાથવેંતમાં યાને કે થોડાક કલાકો કે દિવસમાં સાંપડવાની આશા રાખતા હતા; પણ ક્રીપ્સ અને એમેરીના સંદેશાએ કહ્યું છે કે હવે ફક્ત થોડા દિવસ ધીરજ ધરો. સ્વરાજના તાળાને ખોલવાની કૂંચી એમેરી યા ચર્ચીલથી ક્યાંક ગુમ થઇ છે; જેથી પ્રધાનમંડળના લુહારો નવી ચાવી બનાવી રહ્યા છે, એ ચાવી તૈયાર થઇ રહે એટલાજ દિવસ હિંદે રાહ જોવાની છે! આટલો ત્યારે સેંકડો વરસથી રાહ જોતા હતા, તો એક બે અઠવાડિઆં નહિ જોવાય? અલબત્ત આથી લોકો તો ધીરજ ધરશેજ; પણ લીડરોને ધીરજ રહે એ સંભવિત નથી. કારણકે સ્વરાજના હોદ્દા એ પણ એ અજબ મધલાળ છેને? "આગે આગે દેખીયે હોતા હૈ કયા!"

●

ચાંગકાઇ શેક તો જતાં જતાં ફૂંક ફેંકી ગયા કે હિંદને સ્વરાજ આપી દો પણ અહિં તો અજબ ઉથલપાથલ થઇ રહી છે! જનાબ ઝીણા કહે છે કે 'ચાંગ'ને હિંદનો અભ્યાસ નથી પછી આમ કવખતે "સ્વરાજનું હાંલ્લું શિંકે ચઢાવવાની જરૂર શી હતી?" અલબત્ત એ હાંલ્લુ અમારી મરજી મુજબ રંધાઇને તૈયાર થશે તો ઠીક, નહિતર અમે તોડી નાખીશું! પાકિસ્તાન સિવાય બીજું કશુંય અમને પાલવે તેમ નથી. જો અમારી મરજી વિરૂદ્ધનું કશું પણ આપશો તો અમે જોવા જેવું કરી મૂકીશું! તો તેમની સામે ચેલેંજ ફેંકનાં વીર સાવરકર હિંદુ-મહાસભાના અખાડામાં દંડ પીલતાં જાહેર કરે છે કે "બળવો કરવાની ધમકી કોને આપો છો? અમે તો એવા હજારો બળવા જોઇ ચૂકેલાં છીએ! 'એવી ધમકીઓથી ડરી જાય એ બીજાં!'" આ ફોગી પહેલવાનો આરા




ફટોકટીના સમયે કંઇ આડું ન વેતરે તો સારું! નહિતર બહારની આફત તો આવતી આવશે; તે પહેલાં ઘરનું ઘમસાણ મહા ભૂડું નિવડશે. ખુદા એ વખત હિંદને ન દેખાડે!

●

દેશમાં ઠેર ઠેર ધાડેનું જોર વધ્યું છે; ત્યારે મુંબાઇમાં સોદાગરોના ચેનચાળાનું જોર વધ્યું છે. શમેના મુજબ તે તરફ સત્તાવાળાઓ આંખઆડા કાન કરી રહ્યા છે મુંબઇનો સ્ત્રી વર્ગ એ બાબતમાં ખુબ ઉકળી રહ્યો છે, અને છાપાં પણ કળકળાટ કરે છે; પણ ભલા જે ભના મોતને મૂઠીમાં લઇને ફરે છે એવા સોદાગરોને નીતિ-નિયમનાં બંધન શે પાલવે? એ બિચારા કંઇ મહના સાધુ તો નથી! ઘસમસતા પૂર જેવા સ્વછંદ વાતાવરણમા ઉછરેલા એ મહાનુભાવોનો હૃદય પલટો નીતિ-ધર્મ કે ફિલસુફીભરી વાણીઓથી થાય એ આકાશકુસુમ સમાન છે! ત્યારે હવે શું કરવું? સરકારના કાનો પર ફરિયાદની કાગારોળ કરવી બીજું શું? અને એ સિવાય બીજું કરી પણ શું શકીએ?

"જગદી ક્યા સકના યા ખુદા ખાસ લેને કે સિવા?"

●

ગામડાની નાટક કંપનીમાં એકાદ કુશળ એક્ટર હોય તે રાજા પણ બને, હજુરીયો પણ બને, અને કૉમિક પાર્ટ પણ ભજવે તેમ બિચારા વેવલ સાહેબને અનેક સીનમાં રજુ થવું પડ્યું છે. લીબીયામાં પુરેપુરો ખેલ ભાજવ્યો ન ભજવ્યો કે હિંદના સેનાપતિ બનાવીને મોકલ્યા. ઇરાનનો ખેલ્લો હજુ એમણે પુરો ભજવ્યો ન ભજવ્યો કે હિંદી સેનાપતિ પદ પરથી પાસિફિકના મોરચે હડસેલી દીધા, ત્યાનો સીન હજુ ભજવાતોજ અધુરો રહેવા દઇને પાછા હિંદમા તે એમને ગોઠવ્યા છે. વાવેલ એક કુશળ સેનાપતિ છે એને માટે બે મત નથી, બ્રિટનની નાટક કંપનીના એ કુશળ નટ છે એને માટે પણ બે મત નથી, પણ બિચારો એક માણસ અનેક પાઠ ભજવે એ પરિસ્થિતિ અસહ્ય છે! જેમ ઓછા માણસોએ સંપૂર્ણ નાટક ભજવી શકાતો નથી તેમ ઓછા સાધને વિજય સાંપડતો નથી. બિચારા વાવેલ સાહેબ કંઇ ફાનુસવાળા 'અલાદીન' તો નથી કે જાદુથી વિજય ઉભો કરી દે! રીંગ માસ્તર કુશળ હોય પણ સરકસમાં જાનવરોનોજ દુકાળ હોય ત્યા એની કુશળતા શું કામ લાગે? બિનરેશુક ગયા પછીય, સાધનો પૂર્વ તરફ વહેતાં થયા છે કે નહિ તે તો ભગવાન જાણે કે રૂટર જાણે!

●

"જાવે જે કો નર ગયો નાવે મહીર માંય,
જાય પછી જાવે વળી પરીયા પરીયા ખાય."

એક પુરાણી ઉક્તિ જે જાવે જાય તે પાછો આવતોજ નથી, એ ઉક્તિને સાચી ઠેરવવા તો જાપાન જાવે ગયુ નથી? એના શરીરના બીજા ભાગમાં છે કે અને જો કદાચ પછા આવે તો અનેક પેઢીઓ સુધી ચાલે એટલું કમાઇ લાવે! ઇ. સ પહેલાની આ કહેવત આજે સાચી ઠરી કે નહિ? એ તો જણાઇ ગયું છે. જાવેથી જાપાન છટવું પાછું આવ્યું છે પણ ધીકતી ધરાનો અમલ થયો હોઇ ભુજના અંગારા સિવાય બીજું કશુંય




એને હાથ આવ્યું નથી ! આજની સંસ્કૃતિના પરિણામે આગના અંગારા કે ઠરી ગએલા કોલસાજ બાકી રહેવાના ! એશિયા અને યુરોપની પુનઃ વ્યવસ્થાના કોડમાં આખું જગત કબ્રસ્તાન થઇ જાય તો નવાઇ નહિ !

●

જગતમાં એકજ આશાના કિરણરૂપ રશિયાના હાનરડાએ ઠીક ઠીક પ્રમાણમાં નાઝીઓનું ઘાસ વાઢવા માંડ્યું છે ! ચાલુ શિયાળો હીટલરને ખૂબ ખૂબ ભારે પડ્યો છે. અને તેથી પણ વધુ મુસોલીની હીટલરને ભારે પડ્યો છે. ગયાજ અઠવાડિયે લીબીયાના મોરચા પર એક ફકત ૫૦ બ્રિટીશ સૈનિકોની ટુકડીએ ૫૦૦૦ ઇટાલિયનોને ઘણા માઇલ સુધી ભગાડયા હતા ! ભલા રસોઇયા રણસંગ્રામ ખેડવા જાય તો એવુંજ પરિણામ આવેને ? રોમેલ પણ એવાઓની સરદારી લેતાં શરમાતો હશે ? પણ બિચારો શું કરે ? આખરે ઇટાલીના બટાકા વગર શું ખાય ? "રેતીમાં વહાણ ચલાવે !" એ વાતને લોકો માનતા ન હતા પણ હવે તો "રેતી પર કિલ્લા બંધાય છે" એ વાત લોકો માનતા થયા છે. કોઇ ન માને તો તેના મગજમા ખીલા ઠોકીને રૂટરનો બટવિયાનો પ્રતિનિધિ મનાવી રહ્યો છે ! લોકો કહે છે કે "બરમાના હિજરતીઓ જેટલી ઝડપથી હિંદમાં આવે છે; એટલી ઝડપથી બરમાના યુધ્ધ સમાચારો હિંદમાં આવતા નથી !" બરમાથી હિંદ જુદું પડયા પછી બરમાના સમાચારો આવે કે ન આવે તે સાથે હિંદને શું લાગે વળગે છે ? ધીમા ધીમા પણ આવે છે ખરાને ? રંગુનથી લંડન જાય અને લંડનથી દિલ્હી આવે અને પછી દિલ્હીથી તે સમાચારો આખા દેશને અપાય ! એતો કાયદેસર જેમ થતું હોય તેમ થાય ! અનેક ગળણીએ ગાળેલું પાણી પીવાથી જેમ શારીરિક તંદુરસ્તી જળવાય છે તેમ અનેક ગળણીએ ગળાયલા સમાચારો સાંભળવાથી પણ માનસિક તંદુરસ્તી જળવાય છે ! આતે કંઇ મુગ્લાઇ થોડી છે; કે ઊંટ પર બેસાડીને ઢંઢેરો પીટાવી દે ! અને મુગ્લાઇની વાત થઇ તો બીજી એક વાત યાદ આવી જાય છે. કહેવાય છે કે "સીંગાપોર પર જાપાની વિમાનો હલ્લો કરતાં હતાં ત્યારે ગાનતાનના જલ્સા સીંગાપોરમાં ઉડી રહ્યા હતા." છાપાની આ વાત જો 'નાળીયું' હોય, ત્યારે તો કંઇ કહેવાનું, પણ જો સાચું હોય તો લખનૌવાળા "વાજિદઅલીશાહ !" અને દિલ્હીવાળા "મહંમદ શાહ રંગીલા"ની રૂહોને કબરમાં પણ સંતોષ થયો હશે કે આટલે વરસે પણ તેમનું અનુકરણ કરનારા જગતમા પાકયા છે !" અસ્તુ :

●

## બરમાના ગ્રાહકોને !

બરમાના તંગ વાતાવરણને લીધે જાન્યુઆરીના અંકથી અમે બરમાના ગ્રાહકોના અંકો તેમને ન મોકલતાં અહીં જુદાજ રાખી મૂકયા છે. હવે તો બરમાના ઘણા ગૃહસ્થો દેશમાં આવી ગયા છે, તો જે ભાઇ 'કારવાં'ના ગ્રાહક હોય તેમણે પોતાનું દેશનું સરનામું અમને મોકલી આપવું અને પોતાના અંકો મંગાવી લેવા. —મેનેજર




સવાલ–મારો બાપ થોડા દિવસ પહેલાં ગુજરી ગએલ છે તેની મીલકતમાં એસ્ટેટ રહેવા પુન્તી, સોનુ અંદાજ ૪૫ તોલા, અને અંદાજ પાંચસો રૂપિયા છે. મારા બાપની પહેલી ઓરતનો એક છોકરો છે કે જેની શાદી મારા બાપે કરી આપી હતી અને તેને ચોવીસેક તોલા સોનુ તથા શાદીનો ખરચ આપ્યો હતો બીજી ઓરતનો એક છોકરો છે, અને ત્રીજી ઓરતનો એક છોકરો અને છોકરી. છોકરીની શાદી પણ મારા બાપે કરી દીધી હતી, તથા તેનો પણ ખરચ આપ્યો હતો. છોકરી ગુજરી ગએલ છે. પણ તેનો એક છોકરો છે. અને ચોથી ઓરત જે હયાત છે તેના ચાર છોકરા અને બે છોકરીઓ છે. હમો કુલ સાત ભાઈ, ત્રણ બહેન અને એક મા છીએ તો ઉપરની મીલકતમાં અમો કેવી રીતે ભાગો પાડીએ તે તથા મારી હયાત માતાજીનું બરખુરદારપણું કેવી રીતે અને કોના ઉપર હક છે, તે પણ ખુલાસાવાર લખી મોકલવા મહેરબાની કરશો. બસ એજ.

જવાબઃ–પુછેલી સુરતમાં પ્રથમ તમારા મર્હૂમ બાવાજીના કફન દફનનો ખર્ચ અને કર્જ હોય તો તે અને વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધીમાંથી, એ સર્વે અદા કર્યા બાદ કુલ માલના એટલે એસ્ટેટની કીંમત રોકડ નાણું, સોનું, ચાંદી, ઝેવર વીગેરે જે કાંઈ હોય તે બધાને ખરેખરી કીંમત કરી એક સો છત્રીસ (૧૩૬) ભાગ કરવા. એમાંથી ભાગ ૧૭ તમારી માને અને તમો દરેક ભાઈને ભાગ ૧૪ (એટલે સાત ભાઈના ભાગ ૯૮.) અને દરેક બહેનને ભાગ ૭. (એટલે ત્રણ બહેનને કુલ ભાગ ૨૧) મળશે. બાદ તમારા બાવાજીએ પોતાની હયાતીમાં તમારા જે ભાઈ બહેનોને પરણાવ્યા છે. તેનો ખરચો તેઓના વારસામાંથી કાપવામાં આવશે નહી પણ જે શાદી વખતે તમારા બાવાએ ઝેવર બનાવી આપ્યું હોય, અને તે ઝેવર તમારી બહેનને કે તમારા ભાઈને અથવા ભાઈની ઓરતને બક્ષિશ ન કરી આપ્યું હોય બલ્કે માત્ર પહેરવા માટે આપ્યું હોય તો તે ઝેવર પણ તમારા બાવાનો માલ ગણાશે. અને જો બક્ષિશ તરીકે આપી દીધું હોય તો એથી તે લોકો સ્વતંત્ર માલિક થઈ ગયા હવે એમાં કોઈનો વારસો લાગુ પડશે નહી અને જો તમારી માજીની હયાત વકીલાની મહેર બાકી હોય તો નિકાહ વખતે જે મહેર ઠેરવવામાં આવી હોય તે તેણીને વારસા વગેરે આપવી જોઈએ. અલ્લાહ વધુ જાણનાર છે. એ રીતે ફિકહ અને ફરાઈઝની કીતાબોમાં લખ્યું છે.




**સવાલ**–નાપાકી દૂર કરવા–ગુસલ કરતી વખતે અથવા નાપાક કપડાં ધોતી વખતે સાબુ વાપરવું જરૂરી છે? ફક્ત પાણીથી પાક થશે કે કેમ?

**જવાબ**–ગુસલ કરતી વેળા માત્ર પાણીથી નાપાકી દૂર થઇ જાય તો સાબૂ ઝરૂરી નથી, તેમજ કપડા પરથી પણ નજાસત પાણીથી દૂર થઇ જાય તો સાબૂ વાપરવાની કંઇ ખાસ ઝરૂરત નથી.

**સવાલ**–એહતેલામ વારંવાર થતો હોય તો રાત્રે સુતી વખતે એક ખાસ રાખેલી લુંગી પહેરીને સુએ તો શું એ નાપાક લુંગી પહેરીને સુવું ગુનાહ છે? અને મોઢે ખુદાનું કલામ પઢવું, નાપાક લુંગી પહેરેલી હાલતમાં સુતું જાયઝ છે?

**જવાબ**–એહતેલામ થવાની બીમારી લાગુ પડી હોય તો સુતી વેળા માટે ખાસ એક લુંગી રાખે, નહિતર નાપાક કપડું પહેરી સુવું મકરૂહ છે એહતેલામ થયું હોય એવી હાલતમાં કુર્આન શરીફની આયત પઢવી ન જોઇએ એ મના છે. તસ્બીહ, તહલીલ, તકબીર અથવા કલેમહ શરીફ પઢી શકે છે તેમજ નાપાક કપડા પહેરી કુર્આન શરીફની તિલાવત કરવી અદબ અને એહતેયાતની રૂએ મુનાસેબ નથી.

**સવાલ**–મઝી વારંવાર નીકળતી હોય તો એક ખાસ લુંગી પહેરી રાખે તો ગુનાહ છે કે તરત તે લુંગી તેટલી જગ્યા ધોવાથી કપડું પાક થઇ જશે?

**જવાબ**–અગર મઝી વારંવાર નીકળતી હોય તો એક ખાસ કપડું પહેરી રાખે અને તેટલીજ નાપાક જગ્યા સાફ રીતે ધોવાથી પાક થઇ જશે. આખું કપડું ધોવાની ઝરૂરત નથી.

**સવાલ**–એહતેલામ થવાથી પહેરેલા બધા કપડાં નાપાક થશે કે ફક્ત જેને નાપાકી લાગી હોય તેજ નાપાક ગણાશે?

**જવાબ**–નાપાકી કપડાંના જેટલા ભાગને લાગી હોય તેટલો ભાગ ધોવું ઝરૂરી છે. બધા કપડાં ધોવા ઝરૂરી નથી.

**સવાલ**–એક પેશઇમામ છે અને તે કાયમને માટે સવારની નમાઝની મસ્જિદમાં પેશઇમામત કરી શકતો નથી તો શું તેના પેશઇમામ પાછળ બીજા ચાર વખતની નમાઝ પઢવી જાયઝ છે કે કેમ? અને એક પણ વખતની નમાઝ કઝા થાય તો તેની પાછળ બીજા વખતોની નમાઝ પઢી શકાય કે કેમ?

**જવાબ**–મજકૂર ઇમામની પાછળ નમાઝ તો થઇ જશે. પણ ઇમામને પોતે વિચાર તથા કોશિશ કરવી જોઇએ. તેમજ લોકો ઇમામને સમજાવે કે પૂરેપૂરી હાઝરીનો ખ્યાલ રાખે અને નમાઝ કઝા થવા ન પામે.

**સવાલ**–એક મુસલમાન માણસ છે અને તે કોઇ કામની અંદર કુદરતને ગલીચ, અદલો જાથી બોલે છે તો તેના માટે ઇસ્લામી, શરઇ હુકમ શું છે?

**જવાબ**–તકદીરે ઇલાહી પર ટીકા કરવા અને બુરું બોલવાથી કુફ્રનો ભારે અંદેશો છે માટે કદીપણ એવા શબ્દો મોઢાથી બોલવા ન જોઇએ. એ બારામાં ઘણો ડર અને એહતેયાત રાખે. અને તકદીર પર રઝામંદ રહે.




લ્યો, અત્યાર સુધી તો ચર્ચાતું હતું કે 'પ્રેમાનંદ' નામે કોઈ કવિજ ગુજરાતમાં થયો નથી. હવે અમદાવાદ સહિત્ય સભામાં પ્રો. નવલરામ ત્રિવેદીએ પોતાના ભાષણમાં એથીય આગળ વધીને જણાવ્યું છે કે: "પ્રેમાનંદ તો ઠીક પણ જેના નામે અનેક આખ્યાનો પ્રગટ થયાં તે, છે એ પ્રેમાનંદ સુત 'વલ્લભ' પણ નહોતો, જો વલ્લભને જન્મ આપનાર કોઇ માતા હોય તો તે સ્વ. કેશવ હ. ધ્રુવ, અને સ્વ. છોટાલાલ ન. ભટ્ટ; અને જો કોઇ પિતા હોય તો તે સ્વ. નાથાશંકર શાસ્ત્રી, અને સ્વ. હરગોવિંદ કાંટાવાળા જ હોય, એમ જણાય છે." લ્યો, કહો? ગુજરાતીને સમૃદ્ધ કરવા ખાતર પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લેનાર આખો ત્રણ મણનો 'પ્રેમાનંદ' અને તેનો સાડાત્રણ મણનો દીકરો કવિ 'વલ્લભ' પણ ગુજરાતમાંથી આઉટ થયો! આપણા શોધકોએ પણ યુરોપના શોધકોની જેમ, ઠીકઠીક ગીધ જેવી તીણી આંખો પ્રાપ્ત કરી છે! ત્યાં પણ કહેવાય છે કે 'શેક્સ્પીયર' નામે કોઇ પણ કવિ ઇંગ્લાંડની ધરતીમાં પાકયોજ નથી! હોય! હશે! પણ હવે કવિઓએ અને સાક્ષરોએ પોત પોતાનાં બાવલાં બનાવી લેવાં, કાં તો પથ્થર પર કે તાંબાના પતરા પર જીવતાં જીવત લેખો કોતરાવીને, પછીજ મરી જવું; નહિતર આવી રીતે તમારૂં 'કાંત્યું, પીંજ્યું કપાસ' થવાનું! મુસ્લિમ-ગુજરાતી શાયરોએ પણ સાહિત્ય ક્ષેત્રમાંથી ભૂંસાઇ ન જવું હોય; તો એકાદ મુશાયરો ગિરનારની તળેટીમાં ગોઠવી, અશોકના શિલા લેખની બાજુમાંજ એકાદ મુશાયરાની વંશાવળી કોતરાવી લેવી; નહિતર પાછળના નવરા નખખોદીયા શોધકો એમનાં નામ અને કામને પણ વાળીઝૂડીને સાફ કરી નાખશે!



'ટીચર' માટે 'અધ્યાપક' શબ્દ વપરાય છે, તો પ્રોફેસર માટે 'પ્રાધ્યાપક' શબ્દ વાપરવાની શ્રી. વિજયરાય વૈદ્યે શોધ કરી છે. આ ઉપરથી પ્રેરાઇને ન્યુ ઇરા હાઇસ્કૂલ ગોધરાના ભોગીન્દ્ર ન્હાનાલાલ ભટ્ટે શોધ કરી છે કે: "લેખકને માટે 'રચયિતા' વપરાય છે, તો લેક્ચરરને માટે 'વચયિતા' (વચ, વચ, યાને કે બક, બક કરનાર!) 'લપયિતા' (યાને લપ, લપ કરનાર!) 'ભાષયિતા' (યાને ભસ, ભસ કરનાર!) 'કથયિતા' (કથ, કથ યાને બોલ, બોલ અથવા ટક, ટક કરનાર!) એ ચાર પૈકી ગમે તે શબ્દ યોજી શકાય." શરત એટલી કે એ શબ્દો કોઇ વિજયરાય જેવા જુનાજોગીની જીભથી કે કલમથી વહેતા થવા જોઇએ. આ

સ્થળે વાંચકોને યાદ રહે કે; કૌંસમાં મૂકેલા શબ્દ અમારા પોતાના નથી પણ અમારા વિવેચક મિત્ર રા. અડવાણીના ગોઠવેલા છે!

૦

ચાલુ જમાનાના મહાન ઇન્કિલાબી શાઇર **'જોશ'** મલીહાબાદીને સમસ્ત હિંદના ઉર્દૂ ભાષા જાણનારાઓ એક 'મહાન ઇન્કિલાબી શાઇર' તરિકેજ ઓળખે છે; ત્યારે 'નિગારે' એક ચર્ચા ઉઠાવી છે કે: **'જોશ'** ઇન્કિલાબી શાઇર નથી. જોશના હૃદયમાં ઇન્કિલાબી ભાવના નથી; પણ દેખાવમાં ઇન્કિલાબ પ્રગટ કરે છે. ખુદ, ખૂનમાં નહાવાની વાતો કરે છે; પણ દૂરથી ખૂનને બદલે રંગની પીચકારી મારી હોળી રમે છે! મતલબ કે ઇન્કિલાબ સાથે ખેલ ખેલી રહ્યા છે. 'જોશ'ની પ્રકૃતિ, જોશની તબીઅત અને જોશનું ધ્યેય જોતાં, તેની શાઇરી આત્માને અપીલ કરી શકતી નથી, પણ આંખ કે કાનને ગમી જાય એવો આર્ટ બતાવે છે!" ઉર્દૂ 'નિગાર' માસિક જ્યારે કંઇપણ ફેંકે છે; ત્યારે અજોડ અને અનોખું નવિન પ્રકારનું જ ફેંકે છે! કોઈ પણ મોટાને છોનવામાં એ માને છે. જોકે 'નિયાઝ'ની કલમને શક્તિ તો સાંપડી છેજ; પણ મોટાઓની ધૂળ ખંખેરીને એ ખૂબ ખ્યાતિ પામ્યું છે! ઘણી વેળા એની કલમ અસ્તરાનું રૂપ ધારણ કરે છે. 'નિયાઝ' સાહેબના મંતવ્ય પ્રમાણે તો "જેલમાં જઇ આવે તેજ મહાન ઇન્કિલાબી શાઇર કહેવાય" અર્થાત "જેલમાં જનાર દરેક શાઇર હોવો જોઇએ!" **'જોશ'** વર્તમાન હિંદના પ્રથમ પંક્તિના ઇન્કિલાબી શાઇર છેજ. એમાં શક લાવનાર કાતો ક્ષુદ્ર પ્રકૃતિનો માનવી હોય કાંતો શાઇરીની સાથે એને બીયાબારૂં હોય!

૦

યુનિવર્સિટિ તરફથી દર સાલ યોગાતા ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન માળાનાં ભાષણો કરવા હિંદુ, પારસી વગેરે કોમોના સાક્ષરોને ચાન્સ મળ્યો; પણ કોઇ મુસ્લિમ સાક્ષરને એનો ચાન્સ મળ્યો નથી. 'એનું કારણ શું?' તેની તપાસ કરવા, કાજી બગસેલ, શ્રીયુત. શેખચલ્લી, રા હડમત ઓઝા, શ્રીમાન અડવાણી અને પંડિત બુધ્ધુ મિયાંનું એક તપાસ પંચ નીમાયું છે. એ પંચ અંતે એવા નિર્ણય પર આવ્યું છે કે કાતો મુસ્લિમ સાક્ષરોને યુનિવરસિટિના મહાદેવ સાથે મિયાનો જોગ ન બેસે એમ સમજી અલગ રાખ્યા હોય; કાતો મુસ્લિમોમાં કોઇ સ્વિકૃત સાક્ષરજ ન હોય! પણ પહેલો નિર્ણય શંકાને સ્થાન આપે એવો જણાય છે. કારણકે સાહિત્યમાં પાડી પાડાના ભેદ ભલે હોય, પણ **વાડી-વાડાના** ભેદ તો નજ હોય. અસ્તુ:

તો હવે બીજા નિર્ણય પ્રમાણે મુસ્લિમોમાં જો કોઈ સાક્ષરજ ન હોય એમ બીજાઓ જાણતા હોય તો? તે પોતાનું સાક્ષરત્વ સાબિત કરવા મુસલમાનોએ એકાદ સાક્ષરી-દંગલ જગાવી શંકાશીલોને છક્કે કરી નાખવા રહ્યા! જો કે હું તો જાણું છું કે આંગળીના એક વેઢાપર ગણી શકાય એટલા સાક્ષરો તો મુસલમાનોમાં છેજ પણ જાઓને વળી એકનું નામ આપતાં બીજાના નાકનું ટીચકું ઉંચું ચઢી જવાનો સંભવ હોઇ નામ આપતોજ નથી!

●




"જાણીતા હાસ્ય લેખક શ્રી. ગગનવિહારી મહેતાનો 'Perversities" નામનો અંગ્રેજી હાસ્યરસિક લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ થયો છે." હાસ્યનો પ્રથમ અંગ્રેજી ગ્રંથ એક ગુજરાતીના હાથે લખવા બદલ ૧૯૪૨ નો રણજીતરામ ચંદ્રક એમને ફાળે જાય તો નવાઇ નહિ ! ૪૦ અને ૪૧ માં હાસ્ય લેખકો એ ચંદ્રક ઝડપી ગયા તો ૪૨ માં પણ એક હાસ્ય લેખક ઝડપી જાય એ બનવા જોગ છે. બાકી સીંગાપોરના પતન, અને ડોવરની સામુદ્રધુનીમાંથી ત્રણ જર્મન જહાજો પતંગની પેઠે ઉડી ગયા પછી ચર્ચીલ મહાશયે પાર્લામેન્ટમાં જે હાસ્યરસ વહેવરાવવા માંડ્યો છે; તે જોતાં તો આ વેળાનું નોબેલ પ્રાઈઝ કુશળ હાસ્ય વકતા તરિકે ચર્ચીલને ફાળેજ જશે !

❁

'૭૦ મી વરસગાંઠે પણ એચ. જી વેલ્સની કલમને થાક લાગ્યો નથી. હજુ તો ટંકશાળમાંથી સિક્કા બહાર પડે; તેમ એમનાં પુસ્તકો બહાર પડતાંજ જાય છે !" એનું એજ કારણ છે કે યુરોપ અમેરિકાની કલમોને થાક લાગતો નથી. એમની કલમોને કાયાકલ્પ કરાવવાની જરૂર પડતી નથી. ત્યાંતો એક એક પુસ્તક લાખોની કમાણી કરાવી દે છે; ત્યારે અહીં તો પુસ્તકમાં વપરાતા કાગળ અને છપાઇ જેટલું પણ લેખકની કલમનું મૂલ્ય ઉપજતું નથી ! અહીંના લેખકો વિષેનું એક બીજું મંતવ્ય અત્રે રજુ કરૂં છું. "કડિયો મહીનાના ત્રીસેત્રીસ દિવસ કામ કરી શકે છે; પણ લેખક, લેખન કરી શકતો નથી. કારણકે કડિયો તો એકલા હાથથીજ કામ કરે છે; ત્યારે લેખકને તો મગજ અને હાથથી કામ કરવાનું હોય છે." 'સાહિત્યપ્રિય'નું આ મંતવ્ય ખરૂં છે; પણ આપણા લોકો સામાન્ય રીતે લેખકની કલમ કરતાં કડિયાના લેલાને વધુ મજબૂત માની રહ્યા છે ત્યાં સુધી બીજો ઇલાજ શો ?

❁

"લંડનની એક અખબારી આફિસના ચાર ચાર માણસો મરી જતાં, તેમના વસીયતનામામાં નીચે પ્રમાણેની મૂડી પોતપોતાની પાછળ છોડી ગયા હતા. તે છાપાના અધિપતિરાજ ૧ પાઉન્ડ, તે છાપાના એજન્ટ ૧૦ પાઉન્ડ, તેજ છાપાનો પ્રકાશક ૧૦૦ પાઉન્ડ, અને તેજ ઑફિસનો પસ્તીવાળો ૧૦૦૦ પાઉન્ડ મૂકી ગયો હતો !" હવે આ ઉપરથી વાંચકો તોલ કરશે કે અધિપતિરાજ ! પછી તે અહીંના હો કે ત્યાંના હો, કેટલું કમાઈ શકે છે ? તંત્રીપણું એતો 'લાકડાના લાડુ' સમાન છે !

"ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થએલાં બધાં પુસ્તકો પરિષદ્‌ના સભ્યોને અર્ધા મૂલ્યે અપાશે." આવો પસ્તીના વધતા જતા ભાવને જોતાં સાહિત્ય પરિષદ્‌ના સભ્યોને માટે આ પણ સંતોષનો વિષય ગણાય ખરો !

❁




"હાં...આં! પણ પેલા ભાવનગરના મુશા-યરાનું શું થયું?" રા. ઋડવાજીએ આવનાંવેંત પ્રશ્ન કર્યો.

"ભલા માણુસ, આ બ્લેકઆઉટના જમા-નામાં, યુદ્ધની નોબતો ગડગડી રહી છે, એવા બારીક સમયમાં, આપણે કંઇ સીંગાપુરના માનવી થોડા છીએ કે આસમાનમાંથી ભય લટકતો હોય ને જમીન પર જલસા જમાવીએ!"

'તો ભલે, મુશાયરાની બીજબાની નીચેની રૂબાઇથીજ ઉડાવીએ. હાં...આં, પણ જરા ખેલ દિલીથી સાંભળજો"

શું ભાવસિંહ તણું ભાવભીનું ભાવનગર,
ગયો તે ભાવને બાધી રહ્યું છે સાવનગર,
સાધુ ચરિત તે પટ્ટણીજી ગયા ભાવ ગયો,
હવે તો ભાવને સ્થાને થયું છે તાવનગર!

— 'વણજારો'

# વિ•શ્વ•ક્રાં•તિ !



"મુઝતર" સાહેબ હાંસોટી

આ તો સર્વમાન્ય બિના છે કે રસૂલે અરબી (સ૦)ના આગમન પૂર્વે જગતમા ઘણીજ ગુમરાહી અને અંધકાર વ્યાપેલો હતો તેમજ દુન્યાનો કોઈ પણ ખૂણો કે ભાગ એવો નહતો કે ત્યા ખાલિસ અલ્લાહની ઇબાદત અને પૂજા થતી હોય કયાય પથ્થર-પૂજા હતી તો કયાક અગ્નિ-પૂજા, કયાક ચંદ્ર-સૂર્ય ને પૂજ્ય રહમજી પૂજતા, અને કયાક નાસ્તિકતાનુ જોર હતુ તે અરબસ્તાનનો વિભાગ જે આજ મુકદ્દસ અને પુનિત રહમજવામા આવે છે, જે હુઝૂર (સ ) ની પધરામણી અગાઉ અનેક કુમાન્યતા અને દુર્ગુણો તથા બુતપરસ્તોનું ધામ હતુ અને ત્યાના નિવાસીઓ ફકત નામનાજ માનવી રહી ગયા હતા મશહૂર ઇતિહાસકાર અબુ ઝિયદ હસ્નની (મરણ હી સ ૨૦૧) પોતાની કૃતિ 'કિતાબુલ્અગાનિ'મા લખે છે કે "છ સ છઠ્ઠી સદીમા આખી દુન્યા ગુમરાહી અને અંધારામા હતી. પૂર્વ અને પશ્ચિમમા બાતિલ પરસ્તીની આંધી ચાલી રહી હતી અને ઇન્સાની દુરાચરણથી ખુશ્કી અને તરી પનાહ માગી રહી હતી ખાસ કરી અરબસ્તાનની અખ્લાકી અને એતેકાદી હાલત ઘણીજ તિરસ્કારમય અને અફસોસકારક હતી અરબવાસીઓ મૂર્તિ પૂજાની લઅનતમા ફસેલા હતા અને દુન્યામા જેટલા દુષ્કર્મો અને અનીતિઓ શકય હોઇ શકે તે સઘળી તેઓમા મોજૂદ હતી ઝિના, શરાબનોશી લૂટ-માર જુગાર નિર્લજ્જતા અસત્યતા, ગુમરાહી, સગદિલી નિર્દયતા, ઇત્યાદિ સૌ બાબતો તે સમયે અરબવાસીઓની અલ્લેક વિશેષતા ગણાતી હતી

એવા નાઝુક સમયમા તાજદારે દો આલમ (સ૦) ઉપસ્થિત થયા અને આપે (સ૦) દુન્યામા મહાન પરિવર્તન કિંવા 'વિશ્વક્રાન્તિ' પેશ કરી દીધી આપની મુકદ્દસ તાલીમથી તે લોકો—જે ઝમાનાથી, જાહિલ, બેશઊર, મૂર્ખ, અણકેળવાયેલા, અત્યાચારી, સંગદિલ અને નિર્દય હતા, તે ઉચ્ચ કોટીના ખુદાપરસ્ત રોશન ખયાલ, કેળવાયેલા, રહમદિલ, પરહેઝગાર અને આરિફ-બિલ્લાહ બની ગયા

ઘણાજ વિશ્વાસપાત્ર ઇતિહાસ અને સહીહ હદીસોના આધારે થોડીક ઘટનાઓનો ઉલ્લેખ અત્રે કરવામા આવે છે જેનાથી આ હકીકત દીવા જેમ સ્પષ્ટ થઇ જશે કે રસૂલે અરબી (સ૦) ની મુકદ્દસ ઇસ્લાહી—કોશિશ કેટલે અંશે શાનદાર અને પરિણામકારક સાબિત થઇ તેમજ આપે (સ૦) કેવી રીતે અપરાધીઓ, અત્યાચારીઓ અને લુટારૂઓને હકપરસ્ત, તકવાવાળા અને મઅરેફતવાળા બનાવી દીધા ?

"ઇઝાલતુલખિફા"મા છે કે નબવી નિસાલ બાદ ફારૂકી-યુગમા ઇમામુલ મુત્તકીન સૈયદના હ અલી (ક૦) એ સ્વપ્નામા જોયુ કે રસૂલુલ્લાહ (સ૦) મિસ્જદે નબવીમા તશરીફ લાવ્યા છે, અને સહાબા પવિત્ર સેવામા હાઝિર છે. એવામા એક એ'રાબી હાઝિર થયો તેણે તાઝા ખજૂર હુઝૂર (સ૦)ની સેવામા પેશ કરી આપે (સ૦) તે એ'રાબીના હકમા દુઆયે ખૈર ફરમાવી અને તે ખજૂરને વ્હેચી દીધી. હુઝૂરે (સ૦) એક ખજૂરની પેશી હ અલી (ક૦)ને પણ આપી, હ અલી (ક૦)એ જ્યારે તે ખાધી તો તે ઘણીજ લઝીઝ લાગી




એટલે હ૦ અલી (ક૦)એ કહ્યું "યા રસુલુલ્લાહ (સ૦) મ્હને એક બીજી ખજૂરની પેશી આપો" હુઝૂરે (સ૦) ફરમાવ્યું કે. "હવે હું ત્હમને આપી શકતો નથી. બીજા હાજર જનોને વ્હેંચીશ." આ સુણી હ. અલી (ક૦) ખામોશ થઇ ગયા. હ. અલી (ક૦) બયાન કરે છે કે હું સુબ્હે સાદિક વેળા ફરી આ સ્વપ્નું જોઇ રહ્યો છું કે જ્યારે મુઅઝઝનની અવાઝ મ્હારા કર્ણોમાં પડી. હું તુર્તજ જાગૃત થઇ ગયો અને વઝૂ કરી નમાઝ માટે મસ્જિદે નબવીમાં હાઝિર થયો. પરંતુ ખુદાની કસમ મ્હને જાગૃતવસ્થામાં પણ ખજૂરની લિઝઝત મેહસૂસ થઇ રહી હતી. જ્યારે સઘળા નમાઝે ફજ્રથી ફારિગ થયા તો જે જગ્યાએ હુઝૂર (સ૦) બેસતા હતા તેજ જગ્યાએ હ. ઉમર (રદી૦) બેઠા છે અને થોડીક મિનિટ પછી એક એ'રાબી હાઝિદ થયો અને તેણે તાઝી ખજૂરો હ. ઉમર (રદી૦)ની સેવામા પેશ કરી. હ૦ ફારૂકે (રદી૦) તે ખજૂરો હાજર જનોમા વ્હેંચી દીધી, અને એક ખજૂર મ્હને પણ આપી. જ્યારે મ્હેં તે ખાધી તો કેવળ તેવીજ લિઝઝત હતી જેવી કે સ્વપ્નમાં જોઈ હતી. ફરી મ્હેં હ૦ ઉમર (રદી૦)ને કહ્યું કે "મ્હને એક બીજી ખજૂર આપો." ફારૂકે આઝમ (રદી૦)એ ફરમાવ્યું કે "અય! અલી જો રાત્રે રસુલુલ્લાહ (સ૦)એ તમને એક ખજૂરથી વધુ આપી હોત તો મ્હને પણ ઉઝર ન હતો. એટલે કે હુઝૂર (સ૦)એ આપને એકથી વધારે નથી આપી, જેથી હું પણ આપી શકતો નથી." આ જવાબ સુણી હ. અલી (ક૦) આશ્ચર્ય ચકિત થઇ ગયા અને વિચારવા લાગ્યા કે મ્હેં હજી લગી કોઇને પણ મ્હારા સ્વપ્નની હકીકત કહી નથી અને હ. ઉમર (રદી૦)ને કેવી રીતે જાણ થઇ? હ. અલી (ક૦)ને ખામોશ દેખી ફારૂકે આઝમે (રદી૦) ફરમાવ્યું "હે! અલી આશ્ચર્ય ચકિત થવાની જગ્યા નથી. અલ્લાહ પોતાના બન્દાઓ ઉપર ઘણા ભેદો ઝાહિર કરી દે છે અને આ સદકો છે, રસૂલે કરીમ (સ૦) નો નહિતર, વાસ્તવમાં હું તો ઘણોજ કટ્ટર કાફિર (ઇન્કારી), ઘણોજ ઝાલિમ, પાપણ હૃદયી, નિર્દય અને ફાસિક હતો એટલુંજ નહી બલ્કે એક વેળા આપ (સ૦)ને કત્લ કરવા અર્થે પોતાના ઘરથી નિકળ્યો હતો—અલ્લાહો અકબર!"

સહી બુખારીમાં હ૦ અબૂ તલ્હા (રદી૦)થી રિવાયત છે કે એક વેળા યમનથી કેટલાક લોકો હુઝૂરે અકદસ (સ૦)ની સેવામાં હાઝિર થયા. જ્યારે સાંજ પડી તો હુઝૂરે (સ૦) સ્હાબા (રદી૦)ને ઉદ્દેશી ફરમાવ્યું કે "ત્હમારામાંથી કોણ છે જે અલ્લાહના રસૂલના મહેમાનોને પોતાનો મહેમાન બનાવે અને તેમના ખાવા પીવાનો બન્દોબસ્ત કરે?"

હ૦ અબૂતલ્હા (રદી૦) ફરમાવે છે કે મ્હેં તરતજ કહ્યું કે "યા રસુલુલ્લાહ! (સ૦)! હું આ મહાન સઆદત પ્રાપ્ત કરવા ચાહું છુ" હુઝૂરે (સ૦) મ્હારી એ વિનતિને માન્ય રાખી. હું ચમની મહેમાનોને સાથે લઇ સ્વગૃહે રવાનાં થયો. મેં મ્હારી બીબી ઉમ્મે સલીમને કહ્યું કે "હું રસુલુલ્લાહ (સ૦)ના મહેમાનોને મ્હારી સાથે લાવ્યો છું. હવે ત્હમે બતાવો કે ઘરમાં ખાવું કેટલું મૌજૂદ છે." ઉમ્મે સલીમે કહ્યું. "યા! અબૂ તલ્હા! ઘરમાં ફક્ત હું, હમે અને બચ્ચાંઓ ખાઇ શકે તેટલુંજ છે પરંતુ મુનાસિબ એ છે કે અમે બધા ફાકાથી સુઇ




રહીએ. અને રસૂલુલ્લાહ (સ૦) ના મહેમાનોને ખવરાવીએ.'! હ૦ અબૂતલ્હા (સ૦) એ કહ્યું "મ્હને પણ એ નજવીજ યોગ્ય લાગે છે." એટલે ઉમ્મે સલીમે બચ્ચાંઓને ભૂખ્યાં સુવાડી દીધાં. અને ભોજન કાઢી મેહમાનોની આગળ મૂકયું. જયારે મહેમાનોએ ખાવું શરૂ કર્યું ત્યારે અબૂ તલ્હા.(ર૦)ને પણ કહ્યું કે, "આપ પણ ખાઓ." ઉમ્મે સલીમે તુર્તજ ચિરાગ ધીમો કરી દીધો, અને હવે અબૂ તલ્હા પણ ખાવામાં શામિલ થઇ ગયા. હાથ ખાવામાં રાખી મ્હો લગી લઇ જતાં-અને મ્હોં હલાવતા. પરંતુ અલ્લાહ શાહિદ છે કે તેમણે એક લુકમો પણ લીધો નહીં. અને બેઉ મીયાં બીબી ભૂખ્યાં સુઇ રહ્યાં. જયારે સવારે અબૂ તલ્હા (ર૦) મહેમાનો સહિત મસ્જિદે નબવીમાં ગયા, અને નમાઝથી ફારિગ થઇ હુઝૂર (સ૦)ની ખિદમતમાં હાઝિર થયા તો રહમતે આલમે (સ૦) ફરમાવ્યુ "હે! અબૂ તલ્હા ત્હમે પોતાના ઇસાર કિવા આત્મભોગથી અલ્લાહ અને ત્હેના રસૂલ (સ૦)ને રઝી કરી લીધા." અબૂ તલ્હા (ર૦) એ કહ્યું. "યા રસૂલુલ્લાહ! (સ૦) આ આપનો સદકો છે, નહિતર અમે તો એવા સંગદિલ અને નિર્દય હતા કે ઇસાર અને હમદર્દી તો દર કિનાર, માનવીઓનો સંહાર કરવો અને કત્લ કરી દેવા એ એક સાધારણ વાત સમજતા હતા."

જંગે યરમુકની ઘટના છે કે એ રણસંગ્રામમાં ઘણા મુસલમાનો ઝખ્મી થયા હતા. રેતીના રણમાં 'અલઅતશ' 'અલઅતશ'ના આવાઝો બુલંદ થઇ રહ્યા હતા. એ મૌકા પર અબૂ હુઝૈફા (ર૦) એ એક મશ્કમાં પાણી ભર્યું, અને ઝખ્મીઓને પાણી પીવડાવવા માટે મેદાનમાં ગયા. તેઓ ફરમાવે છે કે 'નઝદીકમાંજ એક ઝખ્મી મુજાહિદ 'હાય! પાણી!' 'હાય! પાણી' પોકારી રહ્યો હતો. હું દોડીને તેઓની કને ગયો અને પ્યાલામાં પાણી ભરી તેઓને પીવડાવવા માંડયું. એટલામાં એક બીજા ઝખ્મી મુજાહિદની આવાઝ આવી કે 'હાય! પાણી' આ દર્દનાક આવાઝ સુણી પહેલા ઝખ્મીએ ધીમેથી કહ્યું કે "હું પાણી કદી પીવાનો નથી. જાઓ પ્રથમ મ્હારા ભાઇને પીવાડો." હ૦ અબૂ હુઝૈફા દોડીને બીજા ઝખ્મી પાસે ગયા અને પાણી પીવાને આપ્યું. એવામાં એક ત્રીજા માણસની પોકાર સંભળાઇ કે 'હાય! પાણી' આ આવાઝ સુણી બીજા ઝખ્મીએ કહ્યું કે હું પાણી પીવાનો નથી. પ્રથમ મ્હારા ભાઇને પાણી પીવડાવો. અબૂ હુઝૈફા (રદી૦) દોડીને ત્રીજા ઝખ્મી પાસે ગયા, પરંતુ તેમના પ્હોંચવા અગાઉ ત્હેનો વિસાલ થઇ ગયો હતો. દોડીને બીજાની કને આવ્યા તો તેઓ પણ અવસાન પામી ચૂકયા હતા. અહીંથી દોડીને પહેલા ઝખ્મીની પાસે આવ્યા તો તે પણ જન્નતનશીન થઇ ચૂકયા હતા. આ મૌકા પર હ૦ અબૂ હુઝૈફા (રદી૦) એ કહ્યું કે "અલ્લાહો અકબર! શી અસર છે રસૂલે કરીમ (સ૦ વ૦) ની મુકદ્દસ તઅલીમની-કે જે લોકો ઘણાજ નિર્દય, ઘણાજ પાષાણ હૃદયી હતા, તે એવા રહમદિલ અને હમદર્દ બની ગયા કે ઝિન્દગીના અંતિમ શ્વાસ લગી એક બીજાની હમદર્દી અને સહાયતાનો ખ્યાલ રાખતા હતા.

મઝકૂર પ્રકારની અનેકા અનેક ઘટનાઓથી મુસ્લિમ-ઇતિહાસ ભરપૂર છે. જેહના માટે સમય અને ફુરસતની ઝરૂરત છે. હકતઆલા વર્તમાન યુગના મુસલમાનોને તાજદારે મદીનહ (સ૦)ની પવિત્ર સીરત અને સહાબાયે કિરામ (રદી૦)ના આદર્શ નમૂના ઉપર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે આમીન.

# વહેતો વર્તમાન

[ સંપાદક : 'કારવાં' ]

વોશીંગ્ટન : ૩૩ અબજનું પ્રચંડ લશ્કરી બીલ બને સભામાં પસાર થયું છે" દુનિયા સ્થાપાઇ ત્યારથી અત્યાર સુધીમાં આટલું મોટું બજેટ ક્યાંય રજુ થયું જોવામાં આવ્યું નથી!

• • •

"હિંદના ચાલુ વરસના બજેટમાં ૪૭ કરોડની ખોટ જાહેર થઇ છે; જેથી ૧૨ કરોડના કરવેરા વધ્યા છે" એમાં શું કરવેરા ભરી ભરીને તાલ પડી ગયા પછી તે તાલપર નવા વાળ ઉગશે કે નહિ તેની ચિંતા શી?

• • •

"પરબીડીયાં પર હવે પાંચને બદલે ૭ પૈસાના સ્ટાંપ લાગશે." પ્રેમપત્રોની વિપુલતા અને પ્રેમ ચળવળોની પ્રગતિ જોતાં હિંદના બજેટની ઘણી ખુશીથી ખોટ તો એકલાં ભણેલાં પ્રેમીઓજ પુરી દેશે!

• • •

"નોર્વેની શાળાઓમાં ૯૦૦૦ શિક્ષકોએ નાઝી સિદ્ધાંતો શીખવવાની ના પાડી છે." એ શિક્ષકો ખરા અર્થમાં પંતુજી ન હોય!

• • •

"પારિસમા એક જર્મન પર હુમલો કરવાના બદલામાં ૨૦ ફ્રેંચોને ઠાર મારવામાં આવશે." (રૂટર) સગી અને સાવકીના દીકરા વચ્ચે તો ફરક હોયજને?

• • •

"બુમાખીને કારણે મલાયાને સીંગાપુર ગુમાવ્યાં, હવે હિંદને સંતોષો." એમ લંડનના 'લીડર' પત્રમાં કમાન્ડર ઓલીવર લોકર લખે છે." (પ્રતાપ) આ બધાય એકી સાથે શિખામણ આપવા ક્યાંથી ફુટી નીકળ્યાં?

• • •

"મુંબઇ અને અમદાવાદમાં માધ્યમિક અને પ્રાથમિક શિક્ષકોને એ. આર. પી ની તાલીમ અપાશે." મેં વેકેશનની ગરમીમાં ટાઇમ પસાર થતો નથી એવી ફરિયાદ હવે કોઇને કરવાની નહિ રહે.

# ઈમાનની હકીકત અને તેની માગણી

અનુવાદક : "મુસ્લિમ"

જગતમાં અનેક સોસાયટીઓ અને પાર્ટીઓ છે, તે પૈકી જ્યારે કોઈ વ્યકિત કોઈપણ પાર્ટીમાં શામિલ થઈ તેના મેમ્બર થવા ચાહે, તો તેને સૌથી પહેલાં આ વાતથી માહિત થવું જોઈએ કે એ પાર્ટીના હેતુઓ અને કાર્યક્રમના સિદ્ધાંતો કયા કયા છે? એટલું જાણ્યા પછી જો તે આ પાર્ટીમાં શામિલ થાય છે, તો જાણે તે પોતાના દિલ સાથે એવો કરાર કરે છે કે તે આ પાર્ટીના હેતુઓ અને કાર્યક્રમથી પુરેપુરો સહમત છે. અને તેને આ બન્ને બાબતો એટલી બધી વહાલી છે કે તેના રક્ષણ અર્થે તે મહાન કુરબાની આપવા તત્પર છે.

એજ પ્રમાણે તમારામાંથી પ્રત્યેક માણસને સૌથી પહેલાં આ બાબત પર ખૂબ વિચાર કરવો જોઈએ કે તે પોતે શા માટે મુસલમાન છે? શું તે એટલા માટે મુસ્લિમ સોસાયટીમાં શામિલ છે કે તેણે એક મુસ્લિમ કુળમાં જન્મ લીધો છે અને એ કારણસર વસ્તી ગણત્રીમાં તેને મુસલમાન લખવામાં આવે છે? જો મુસ્લિમ હોવાનું કારણ માત્ર એટલુંજ હોય, તો સ્પષ્ટ છે કે એવા લોકોને નતો ઇસ્લામ સાથે કંઇ સંબંધ છે, અને નતો ઇસ્લામને તેઓથી કંઇ મતલબ! અને જો મુસલમાન હોવાનું કારણ આ છે કે તે જગતના સઘળા ધર્મો પૈકી માત્ર-મઝહબે-ઇસ્લામ નેજ સત્ય સમજે છે અને આ વાતનું યકીન રાખે છે કે ઇસ્લામને સ્વીકાર્યા વિના તેને દુન્યા તેમજ આખેરતની ભલાઇ અને નેક બખ્તી પ્રાપ્ત થઇ શકતી નથી, તો નિઃસંદેહ એવો માણસ ખરા અર્થમાં મુસલમાન અને મુસ્લિમ સોસાયટીનો સાચો મેમ્બર છે. તો એ ઉપરથી તેની પ્રાથમિક ફર્જ એ છે કે તે ઇસ્લામના હેતુઓ અને તેના કાર્યક્રમની રીતો, રૂઢિઓથી સંપૂર્ણ રીતે વાકિફ હોય, તેને સત્ય સમજે અને એજ હેતુઓ અને સિદ્ધાંતોની પુર્ણાહુતિ માટે તન, મન, ધનથી સંપૂર્ણ કોશિષ કરવાનેજ પોતાની આજીવિકાનો મૂખ્ય હેતુ સમજે. ઇલ્મની વિશાળતા અને અલ્પતાના આધારે અમલના સિદ્ધાંતો અને તેના વિવિધ પ્રકારોની વિગતવાર અને ચોક્કસ માહિતીની રૂએ મુસલમાનોમાં દરજ્જાનો તફાવત થઇ શકે છે, બલ્કે સત્ય એજ છે કે એ તફાવત જરૂરી છે. પરંતુ જ્યાં સુધી હેતુઓ અને સિધ્ધાંતોના સામાન્ય ઇલ્મનો સંબંધ છે, તે તો પ્રત્યેક મુસ્લિમને હોવાજ જોઇએ. જેવી રીતે ફાસિસ્ટ પાર્ટીનો એક એક મેમ્બર, બ્રિટીશ લશ્કરનો દરેક સિપાઇ, અને નાઝીઝમનો દરેક જર્મન ભલે તે વિદ્વાન હોય કે અજ્ઞાન, ભણેલો હોય કે અભણ, સૌ આ વાતને જાણે છે કે તે પોતાની પાર્ટીનો શા માટે મેમ્બર છે અને તેમાં શા માટે જોડાયો છે? તેમજ આ હકીકત જાણવા ઉપરાંત પોતાના દિલમાં એવી ઉંડી અને નિશ્ચય પણ ધરાવે છે કે તે પોતાની પાર્ટીના હેતુઓની સફળતા અને કાર્યક્રમની પૂર્ણાહુતિ માટે પોતાની વહાલામાં વહાલી વસ્તુ પ્રાણ-મુખ્યાં અર્પણ કરી દેશે વારૂં એવીજ રીતે આલિમ કે જાહિલના ભેદ વિના પ્રત્યેક મુસ્લિમને જાણવું જોઇએ કે તે પોતાને




મુસલમાન કહી જે સોસાયટી (ઉમ્મત)નો એક સભ્ય ઠેરવી રહ્યો છે, તેનો હેતુ શું છે? અને તે હેતુની ખાતર તૈયારી, કામ કરવાની હોંશ અને ધગશ પણ દિલમાં હોવી મુસ્લિમ હોવા માટે ખાસ જરૂરી છે. તો વિચાર કરો કે કામિલ ઇમાનની હકીકત શું છે? ત્રણ બાબતો છે. દિલથી તસદીક કરવી, ઝુબાનથી ઇકરાર કરવો અને ખુદાઇ આજ્ઞાઓ અનુસાર કામ કરવું. તો ફરી શું કોઇ મુસલમાન અગર દિનથી ઇસ્લામના હેતુઓને સાચા જાણી, તેને સત્ય જાણવું પોતાના કાર્યો વડે સાબિત અને જાહેર કરતો નથી તે શું ખરેખર કામિલ મુસલમાન થઇ શકે છે?

ઇસ્લામનો હેતુ શું છે? આખા જગતના સઘળા મતભેદો છતાં આ પ્રશ્નના ઉત્તરમાં બે મત થઇ શકતાજ નથી કે ઇસ્લામનો હેતુ ખુદાઇ કાનૂનોને જગતમાં જારી કરવાનો, અને તેની ખુદાઇ મનાવવાનો છે. તો હવે એ માર્ગમા જેટલી અડચણો પેદા થાય અને જે કોઇ અંતરાય રૂપ થાય, તે સૌનો ઇસ્લામ શત્રુ હોઇ એવો હુકમ આપે છે કે તે સૌને બની શકે તે રીતે દૂર કરી દેવામાં આવે. શિર્ક, જગતમા લડાઇ ઝગડા, ગુનાહો અને પાપો કરવાની કોશિશ, કોઇના ઉપર જોર જુલ્મ, બંડખોરી, ખુદાઈ કાનૂનથી સરકશી અને તેની વિરૂધ્ધતા, એ સૌ બાબતોને જડમૂળથી નાબૂદ કરી મનુષ્ય જાતીના સઘળાજ લોકોની એક શાંતિમય સોસાયટી અને એક સદાચારી, સુલક્ષણી જમાઅત બનાવવી ઇસ્લામનો એક મુખ્ય હેતુ છે. તેથી આ જમાઅતનું એક દ્રષ્ટિ બિંદુ હોવું જોઇએ કે તે જે સ્થળે પણ ખુદાઇ કાનૂનની વિરૂધ્ધતા જુએ, તેને જો બળથી રોકી શકે તો સત્તા, બળ વડે રોકે; નહિ તો અન્ય કોઇ કળ, યુકિતથી રોકી દે. બોધ આપી અટકાવવા કોશિશ કરે. એટલું પણ ન કરી શકે તો તેનાથી નારાઝ રહે અને તેથી કંટાળો જાહેર કરતા રહી પોતાના અંદર તેને રોકવાની શકિત પેદા કરવાની કોશિશમાં મચ્યા રહે. તેથી આ જમાઅતના દરેક સભ્યના દિલમાં વર્ણિત તથા દરેક એવી બાબતોને નાબૂદ કરવાની કાયમી ધુન અને આગ બળતી રહેવી જોઇએ, જે ખુદા અને તેના કાનૂનનો દ્રોહ કરવાના માર્ગ બતાવે. ખુદાપાકે કુર્આન મજીદમાં મુસ્લિમોના જીવન હેતુને સ્પષ્ટ કરતાં ખુલ્લા શબ્દોમાં ફરમાવ્યું છે, આયતના અર્થ:- "જેટલી ઉમ્મતો મોકલવામાં આવી, તે સૌથી તમે બેહતર ઉમ્મત છો, તમે શુભ કાર્યો( સદાચારો)નો હુકમ આપો છો અને દુષ્ટ કામો (દુરાચારો)થી રોકો છો."

જુઓ, અત્રે એમ ફરમાવ્યું નથી કે તમે પોતે દુરાચારોથી દૂર રહો છો અને સારાં કામ કરો છો. બલ્કે મુસલમાનોની બેહતર ઉમ્મત ( સારામાં સારી સોસાયટી ) હોવાનો પાયો આ વાત પર રાખ્યો છે કે પોતે તો અવશ્ય સારાં કામ કરશે અને દુરાચારોથી અળગા રહેશે વળી એથી આગળ વધી અન્યને પણ સદાચારોનો હુકમ આપશે અને બુરાં કામોથી રોકશે. પછી આ વાતનો પણ વિચાર કરો કે માત્ર બોધ અને ઉપદેશ તરીકે કોઇ વાતનું કહી દેવું બસ નથી. બલ્કે ઇસ્લામ પોતાના અનુયાયીઓના હાથમાં એવી મહાન સત્તા અને સંપૂર્ણ બળ જોવા માંગે છે, જેના વડે તેઓ સદાચારોનો હુકમ અને દુરાચારો માટે મનાઈ હુકમ આપી શકે. તેથીજ આયતમાં હુકમ આપવા અને




શક્તિ હોય તો તેમણે પ્રત્યેક મોકાસર તેનો વાજબી ઉપયોગ કરવો જોઇએ. અને જો કમનસીબીથી તેઓમાં એવું બળ ન હોય, તો તેને પ્રાપ્ત કરવા દિનરાત કોશિશો કરવી જોઇએ અને અંગત લાભો કે કામોમાં લાગી રહી તે તરફથી જરા પણ દુર્લક્ષ ન થતાં હેતુ પાર પડતા સુધી બેચેન રહેવું જોઇએ.

આ વાત યાદ રહેવી જોઇએ કે ઇસ્લામ કોઇ અમુક કૌમ અથવા ખાસ અમુક દેશનો નથી. બલ્કે તે સઘળી માનવતાનો સાચો હમદર્દ અને ગમ ખાનાર છે તે દરેક અસાચરીનું માથું કચડી મઝલૂમનો હક અપાત્રપાને પ્રત્યેક ઝુલ્મ વર્તાવતી કૌમ કે વ્યક્તિની મર્દનને સત્યના સ્હામે ઝુકાવી દેવાને પોતાની પ્રાથમિક ફર્ઝ સમજે છે. ઇસ્લામમાં એશિયાઇ કે યુરોપીયન અને કાળા, ગોરાનો કંઇજ ભેદભાવ નથી. ઇસ્લામ ખુદાથી દ્રોહ કરનાર સઘળા જનોનું માથું કચડી જગતભરને ફિતના, ફસાદ અને તથા ગુનાઇ અને હિંસકતાથી પવિત્ર કરી દેવા ચાહે છે.

આ છે ઇસ્લામનો પ્રાથમિક હેતુ જેને પ્રાપ્ત કરવાની અટળ તડપ અને બેચેની દરેક મુસ્લિમના દિલમાં હોવી જોઇએ અને પોતાના ઇસ્લામની જાહેરાત કરવાના પહેલા દિવસથી તેણે ચોકસ ધારી લેવું જોઇએ કે તે આજથી એવી જમાઅતમાં શામિલ થઇ રહ્યો છે, જે આ જીવન પથારી પર ત્યાં સુધી ચેન અને શાંતિથી પાસું મુકનાર નથી, જ્યાં સુધી કે અલ્લાહનો કાનૂન અને તેનો બતાવેલો જીંદગીનો કાર્યક્રમ દુન્યાના સઘળા કાનૂનો પર ફતેહમંદ ન થાય. સારી રીતે યાદ રાખો કે માત્ર મુસ્લિમ ઘરમાં પેદા થવા અને મુસલમાન નામ ઉપર બસ કરી અથવા એથી બે ચાર ડગલાં આગળ વધી નમાઝ, રોઝહ, ઝકાત, હજ્જ અદા કરી ચેનથી જીવન ગાળવું અને અલ્લાહનો બોલ બાલા કરવાના જુસ્સાથી ગાફિલ અને બેખબર રહેવું ઇસ્લામની હકીકતને ગલત સમજવા સમાન છે. એની મતલબ એ નથી કે નમાઝ રોઝહ વગેરે અદા કરવાની જરૂર નથી બલ્કે મતલબ એ છે કે જે પ્રમાણે એક ઇમારત તૈયાર કરવા માટે જેટલી વસ્તુઓ ખાસ જરૂરી છે, તેમાંથી એક વસ્તુ પણ ન હોય તો તે ઇમારત પુરી થઇ શકતી નથી. તેજ પ્રમાણે ઇસ્લામરૂપિ ઇમારતમાં નમાઝ, રોઝહ વગેરે અરકાનની માફક અલ્લાહનો બોલ બાલા કરવાનો જુસ્સો પણ એક જરૂરી વસ્તુ છે. તો એના સિવાય ઇમારત પુરી થશે નહિ. તેજ પ્રમાણે એકલા એ જુસ્સાથી પણ નમાઝ, વગેરે અરકાનો વિના કામ ચાલી શકતું નથી માટે એ સૌ અરકાનો અદા કરવા સાથેજ એ જુસ્સો કામ લાગશે. કારણ કે એ જુસ્સો કંઇ પોતાના અંગત લાભ ખાતર નથી બલ્કે ખુદાની ખાતરજ છે. તો માણસ એ અરકાનો અદા કર્યા વિના નાફરમાન બની એ જુસ્સાનો ઉપયોગ કરતાં ભૂલથાપ ખાશે અને શૈતાન તેને અવળે માર્ગે દોરી જશે.

એથી જણાયું કે ઇસ્લામનો મુખ્ય હેતુ પુરો કરવાની આકાંક્ષા અને નરી હોંસ તથા જુસ્સાથી હેતુ પાર પાડી શકાતો નથી. બલ્કે એના માટે અપાર કોશિશો કરવા અને તકલીફો વેઠવાની જરૂર પડશે; તેમજ એ પવિત્ર હેતુની પ્રાપ્તી માટે તેજ માર્ગો અને રીતોથી કોશિશો અને દોડ ધૂપ કરવી વાજબી ગણાશે, જેમનો એ હેતુથી સબંધ હોય અને મતઝિલે મકસૂદ સુધી પહોંચાડી શકતા હોય. બીજા માર્ગો અને તરીકાઓ પર જેટલી કોશિશ

કરવામાં આવશે અને 'કુનાવજે' ચાલવામાં આવશે, તેટલીજ હેતુ પ્રાપ્ત થવામાં વાર લાગશે અને તેના અસલી માર્ગથી વધુ દૂર જઈ પહોંચાશે.

તો જે કોઈ આ હેતુ પર ઇમાન રાખી એને અન્ય સઘળી વસ્તુઓથી વધુ પ્રીય સમજતો હોય, તેના માટે જરૂરી છે કે જેવી રીતે તે દુન્યામાં જીવન ગાળવા અને પોતાની ઔલાદની પરવરિશ કરવા યથાશકિત દરેક પ્રકારની યોગ્ય કોશિશ કરવા તૈયાર રહે છે, તેવીજ રીતે બલ્કે તેથી પણ વધુ આ હેતુની સફળતા માટે દરેક શકય કોશિશ કરવા માટે પોતાને તત્પર કરે. પછી એ કાર્યના માર્ગ અને તરીકાને દીર્ઘદ્રષ્ટિ પૂર્વક વિચારે, સમજે અને ખુદા પર ભરોસો રાખી તેના ઉપર ચાલવા ચલાવવા લાગી જાય. ખુદાપાક સૌને તૌફીક આપે. આમીન

---

# ઝંખના

લેખક: 'ઇજન' ધોરાજની સાહબ

સહકારી : 'જ્યોત' (મદ્રાસ)

◆

આદર્શોના હિમાચ્છાદિત સ્વપ્નોને જીવનમાં જડી લેવાના પ્રયત્નો કરતો અનીસ એના સમાજની નઝરે એક સાધારણ મનુષ્ય હતો. સાક્ષાત જોનારાઓની દૃષ્ટિએ એ એક ધુની માનવ હતો, અને સાહિત્ય રસીકોની આંખે એ ભવિષ્યનો એક આશાસ્પદ લેખક હતો,

'પોતે કોણ છે? શું છે? અને શું કરે છે? એનું જ્ઞાન અનીસને નહોતું', ઉપચારોના પ્રવાદમાં વહી એ કંઇ લખી જતો. કદી કંઇ બબડી જતો, અને એના મિત્રો કને, એના સમાજજનો કને લાગણી પ્રધાન થઈ ક્યારે ક્યારે ઉગ્ર ચર્ચામાં ઉતરી પડતો, ક્યારેક સમાજના અનીષ્ટો જોઇ ઉકળી ઊઠતો, અને કદી કદી સમાજની અવદશા જોઇ રડી પડતો.

એની નીકટની માનવતાની દ્રષ્ટિએ આ વસ્તુ અનીસના જીવનની ઘેલછા હતી, એનું ગાંડપણ હતું. અને એટલાજ કારણસર એક જુદા માનવ તરિકે એની ગણના થતી. એ બદલની કંઇ પરવા તેને નહોતી, એને તો એની સમાજના અનીષ્ટોનાં મૂળ ઉખેડવાની તાલાવેલી હતી, જુનવાણી સમાજ રચનાને ભસ્માવી દઇ નૂતન સમાજનું ઘડતર કરવાની તમન્ના હતી. જગતમાં જીવી જઇ કંઇ કરી જવાની ખેવના હતી, પછી ભલે એ ઘેલછાના નામે હોય કે પાગલપણાના નામે! અને આજ આદર્શો પાછળ પાગલ બનેલા અનીસને એથી વધુજ કંઇજ ભાન નહોતું.

એકજ વસ્તુમાં વસી રહેલી શક્તિ ધીમે ધીમે વિકાસ સાધે છે, એવીજ રીતે રહેતાં રહેતાં અનીસની લેખન શક્તિ વિકાસ પામતી રહી. સહિત્ય સૃષ્ટિમાં એના સામાજીક લેખોએ એક સમસ્યા ઉભી કરી. નૂતન સમાજ રચના માટે એણે સમાજ સમક્ષ નવી નવી વિચાર શ્રેણીઓ ઉપસ્થિત કરી, લખાણોમાં નવી શૈલી ઉપજાવી અને જે વિલક્ષણતાથી નવા લેખકોનું વ્યક્તિત્વ સાહિત્ય ક્ષેત્રમાં થઇ શકયું છે એવીજ રીતે અનીસે સાહિત્ય જગતમાં પોતાનું સ્થાન સ્થાપિત કર્યું.

"સ્ત્રી શું છે?" એ પ્રશ્નની છણાવટે અનીસને ખૂબ પ્રસિદ્ધી આપી. સ્ત્રી વિષયક સંખો-લેખો પુરતાજ મર્યાદીત ન રહ્યા, પરંતુ એ સ્ત્રી જીવનના પ્રશ્નો વધુ વ્યાપક થયા, સમાજ જનોની જીભે એ પ્રશ્નો રમતા થયા, આગેવાનીના ઇજારદારોએ એ પ્રશ્નો ખૂબ ચર્ચાસ્પદ બનાવી મૂકયાં, નિરક્ષર એવા કેટલાએ સમાજ જનો ઉશ્કેરાઇ જઇ અનીસને ગાળી પ્રદાન કરવા લાગ્યા.

પ્રસિદ્ધીની સીડીનું, પહેલું પગથીયું અનીસ ચઢી રહ્યો હોય એવી આજે એને પહેલીજ વાર પ્રતિતિ થઇ. એ આવેશમાં આજે એ પાગલ બન્યો, ઘણા દિવસો બાદ હસી પડયો, છાનું છાનું ખૂબ હસ્યો, પ્રસિધ્ધીનું પહેલું હાસ્ય મંજુલ હતું, અપૂર્વ ગીરી ભાવનાથી છલકાતું એ હાસ્ય મધુર હતું.

સિધ્ધીને ખાતર પ્રયત્નશીલ રહેતા આત્માનું આથી વધારે ભાવમય, સુભગ સુંદર અને આદર્શોને ધન્ય કરતું બીજું કયું હાસ્ય હોય શકે? (1)




"સમાજમાં સ્ત્રીનું સ્થાન કયું છે? સ્ત્રી કે ઘરરાણી?"-ઘરની ગુલામ! "તૃપ્તીનું યંત્ર, માનવ સમાજનું રમકડું. સ્ત્રી વગેરે શિર્ષકનાં લખાણો અનીસના હૃદયમાં ઉજ્જળ ઉત્સાહ, ઉમંગ અને પ્રેરણા પ્રગટાવીને રહ્યાં, સ્ત્રી જીવનના પ્રશ્નો એના મુખ્ય પ્રશ્નો બન્યાં અનીસને ઘડીભર એમ લાગ્યું કે સ્ત્રી ઉદ્ધાર માટેજ એના જીવનનું સર્જન કદાચ કેમ ન હોય?"

અને પછી તો સ્ત્રી જતીના એકએક પ્રશ્ન માટે એણે નવાંનવાં આંદોલન ગતિમાન કર્યાં. જગતની સામે સ્ત્રીસ્વમાનની પુકાર કરી, સમાજની સામે સ્ત્રી સમાજને એક ઈન્સાન ગણી લેવાની ઘોષણા કરી.

સ્ત્રીઓના બંધનો ફગાવી દેવાની પ્રવૃત્તિઓ આદરી. સ્ત્રી આઝાદી માટે સમાજ સામે ગર્જના કરી "સ્ત્રી...સ્ત્રી નથી, એક માનવ છે, અને એ એક માનવ તરીકેના તમામ હક્કો એનેયે મળવા જોઈએ." એ ફિલસૂફી એ નવી ભાખી, સમાજની સામે પહેલીજ વાર રજુ કરી.

"અનીસ ગાંડો થયો છે.! અનીસનું ચસકી ગયું છે. સમાજ જનોની ઉપેક્ષા પ્રબળ બનતી રહી

'અરે સ્ત્રી સ્વમાનની વાતો કરનાર અનીસ પોતાના ઘરમાં તો જરા જુવે?"

"એના ઘરમાં શું છે?" સમાજ જનોએ પ્રશ્ન કર્યો.

"એની પત્નિ બીજુ શું!"

"પત્નિ......એટલે શું?"

"અરે એનો પહેલા ઉધ્ધાર કરે, નારી પૂજનો એ હિમાયતી પહેલા પત્નિ પૂજા કરે પછીજ જગતને સુધારવા બહાર પડે!"

સુધારક વર્ગનાં છિદ્રોને જોવાને ટેવાયલા સમાજે, અનીસના અંગત જીવનમાંયે ડોકયું કર્યું અને કુથલીનાં પોટલાંઓ છુટવા લાગ્યા.

"શું પત્નિ છે...અભણ છે, નિઃસંતાન છે, પરણ્યાને પાંચ પાંચ વરસ થયાં હજુ ખોળાના ખુંદનારની એ ન્યુનતા છે, ભાઈ!"

"પણ એથી શું?"

"અરે શું! શું? એનું જીવન કેટલું? પાછી શું? જીવનનો અર્થજ એ છે...એજ ઈશ્વરની કૃપા છે બીજું ખાઈપીને તો કુતરાં પણ જીવે છે!"

સમાજજનોનો ધ્વનિ "અનીસ"ના કાને અથડાયો. એણે વિચાર્યું અને એના આત્માએ કબૂલ કર્યું કે એની પત્નિ નિરક્ષર છે, અજ્ઞાન છે, અભણ છે, ધાર્મિક સંસ્કારોના પ્રભુત્વે એને શિક્ષણની રાહ દાખવી નથી, કોઈએ દાખવી તો એણે એને પાપ માન્યું. અને એ અજ્ઞાન રહી.

પરંતુ એમાં અનીસનો શો દોષ! સમાજ અનીસને આટલા કારણે શા માટે નીંદે છે! અનીસ એ વિમાસણમાં ગુંચવાઈ ગયો, સમાજને સંતોષવા એણે પ્રથમ પત્નિને શિક્ષણ આપવું જરૂરી જણાયું; પરંતુ એની સુક્ષ્મ દ્રષ્ટિએ એમાં એની હાર જોઈ.

હાર હોય કે જીત; પણ એના વિચારોમાં એ મક્કમ થયો, અને તેજ દિવસથી એને શિક્ષણ આપવું શરૂ કર્યું

ત્યાં સમાજના સ્ત્રી સમાજે "અનીસ"ની માતા કને ફર્યાદ કરી




"માતાજી! આ શું? ક્યાં તમારો સુદૃઢ સુંદર અને હુશિયાર અનીસ ને ક્યાં આ તમારી છોપર પગી, અર્ધદગ્ધ વહુ! બિચારો તમારો અનીસ એને ભણાવવા માથું ફોડે છે, પણ એ અભણની અભણ કંઇ શીખે છેજ ક્યાં? અને વળી...વાં..."

"વંઝણી"

ઘરની દીવાલો ઘડીભર કંપી ગઇ હશે, સ્ત્રી જાતી પોતાની જાતીનીજ શત્રુ બની, સમાજની કેટલીએ બ્હેનોના જીવનમાં દીવાસળી મૂકતી હશે!

"અનીસની માતાને એ દિવસથી એની વહુનો પ્રબંધ દુષ્કર થઇ પડ્યો, એણે પાંચ વરસોથી ઘણીએ મન્નતો માની હતી, ઘણું એ દાન કર્યું હતું. પરંતુ આજ સુધી એની આશા અધુરીજ હતી, સંતાનમાંજ જીવનની સાર્થકતા જોની એની આંખો હવે થાકી હતી...એટલે આજે એણે અનીસને હૃદય વેદના કહેવાનું નક્કી કર્યું.

"વીરા, હવે તો હું થાકી છું, આ ચાંદ નનો કંઇ બનેલી છે નતો કૂળને દીપાવે એમ છે...હવે...હું તો...!"

"બસ કરો, માતાજી બસ કરો. એ નિર્દોષને શા માટે ગાળો દો છો।

"જે વસ્તુ માનવના હાથની નથી, મ્હારા હાથની નથી, એ ઇશ્વરના હાથની વાત છે. એમાં કોઇ શું કરે?"

"પણ હવે તો હું જીવનના આરે ઉભી છું, મ્હારી મુરાદ હજુ અધુરીજ છે, શું મ્હારી ઉમ્મેદ, મ્હારી આશાઓ અધુરીજ રહેશે?"

"અરે! માતાજી આ શું? આમ રડો છો શા માટે? ખુદા ઉપર ભરોસો રાખો બધું સારૂં થશે।"

એ દિવસથી આદર્શો સાધવાના મોહમાં ઊડતો અનીસ કંઈ વિચાર કરતો થયો. એક તરફ સ્ત્રીસ્વમાનનો પ્રશ્ન હતો. જ્યારે બીજી તરફ માતૃ મમત્વની પરમ પણ સ્નેહ ભરી ઉર્મિ હતી, નિરાકરણ અશક્ય હતું! પ્રશ્ન-પ્રશ્ન ન્હોતો, એક કોયડો હતો. એ મુંઝાવા લાગ્યો, એની પ્રેરણા શક્તિ રૂંધાઇ ગઈ. એ વિવશ બન્યો.

મહત્વકાંક્ષાઓના ઘેનથી ગાડો એને એની ફર્જોનું ભાન હતું; પરંતુ એ અંતે તો એક સ્વપ્ન દ્રષ્ટાજ હતો! આદર્શોના ગાંડપણમાં એ તન્મય હતો, એની ધુન વિલક્ષણ હતી પ્રેમની વાસ્તવિકતા એણે પીછાણી હતી; પરંતુ હૃદયની લાગણી પ્રદાનતા એની મક્કમતાને ક્યારેક સ્થાન ભ્રષ્ટ કરવામાં વિજયી થતી હતી. એજ કારણે અનીસનો અનેરા આનંદથી થનગનતો પહેલાંનો ઉત્સાહ આજે એટલો પ્રબળ રહ્યો ન્હોતો, એની ધુન ધુન હતી. પણ કંઇક મંદ, એની ચીસ ઝડપે કુદતી વાચા વાચા હતી, પણ મૌન.

"બેશ બે દિવસ થયાં મ્હારૂં શરીર કંતાઇ રહ્યું છે. હું નિષ્કીય બની રહી છું, મ્હારા જીવનનો આનંદ સમી રહ્યો છે! શું મ્હારો અંતીમ કાળ મ્હારી તમન્નાઓ કચડી નાખશે? મ્હારી જીવન અભિલાષા શું અભીલાષાજ રહેશે?"

"નહી મા, એવું ના બોલ. ખુદા ત્હારી કંપના જરૂર પૂર્ણ કરશે, ધૈર્ય ધર, ખુદા પર શ્રધ્ધા રાખ!"

"અનીસ, હવે હીમત નથી, એકજ



આશાએ પાંચ પંચ વરસ સુધી ધૈર્ય પકડ્યું, શ્રધ્ધા રાખી, હીંમતથી દિવસો પસાર કર્યા પણ ..આજે..."

"રડ મા, મા, તું રડ મા. ત્હારૂં એક એક આંસુ મ્હને જલાવી દે છે મ્હારી ભાવનાઓને આજ સળગાવી દે છે, ખુદા ખાતર માતા હવે તું રડ મા, હવે તું રડીશ તો મ્હનેએ રડવું પડશે મા,..."

બુદ્ધિ ગમ્ય પ્રશ્નોને વિચારતો અનીસ માતૃપ્રેમ પાસે નિરાધાર બન્યો, અને એને જીવનમાં આજે પહેલીજ વાર એના જીવન આદર્શો ઉપર તિરસ્કાર વછુટ્યો

"હું આદર્શો પાછળ ઘેલો બન્યો, મ્હારા આદર્શો મ્હારી વ્હાલી તમન્નાઓ હજુ અર્ધ વિકસીત બની છે, પૂર્ણ વિકસીત થઇ જગત ઉપવનમાં પરાગ પ્રસરાવવા તૈયાર બને એ પહેલાં તો મ્હારા આદર્શોનો કાતિલ કાળ, મ્હારી ઉમ્મેદોનો રાક્ષસ, મ્હારી તમ્મનાઓનો ખૂની...કાળ, મ્હારી સમક્ષ એના ઉપકાર સ્વરૂપે ખડો થયો છે, ઓ, કાતિલ કાળ ઓ, મ્હારા જીવનમાં આગ રેડનારા નિષ્ઠુર કાળ કહે, મેં આખર ત્હારૂં શું બગાડ્યું છે? કયા અપરાધની આખર મ્હને તું આ શિક્ષા કરી રહ્યો છે!"

"માતા જે રડે છે, જે મ્હારા જીવનનું સર્વસ્વ છે, જેણે મ્હને જીવન આપ્યું, મ્હારા જીવનમાં જેણે આદર્શો રેડ્યા! ગરીબ હોવાના પાપે ગામની મજદુરીઓ કરી, શારીરિક શ્રમનાં કષ્ટો મ્હારી ખાતર સહન કર્યાં, જગતનો તીરસ્કાર મ્હારા માટે ઝીલી લીધો, સમાજના ઉપાલંભો મ્હારા માટે સહન કર્યાં, જેના જીવનની જ્યોત માત્ર હુંજ રહ્યો, જેણે દુઃખી જીવનમાં જીવી જઇ મને ઉત્તમ સંસ્કારો, ઉચ્ચ વિદ્યા, અને ઉત્તમ જ્ઞાનનું પોષણ દીધું. આજે એજ માતા ત્હારી પાસે રડે છે, ત્હારી પાસે કંઇ યાચે છે, એની જીવન ઝંખના હવે ઘેલી બની છે. હું શું કરૂં! હે, આદર્શવાદી હૃદય! કહે, હું શું કરૂં! કઇ દિશાએ જાઉં! કહે કહે, ઓ, રૂધાયલા આદર્શવાદીના ઓ, ડંખતા હૃદય! કંઇ કહે, કોઇ માર્ગ દાખવ! અરે કંઇ તો પ્રત્યુત્તર આપ?"

"હું પ્રતિદિન મુંઝાઉ છું, લાચાર બનતો જાઉં છું, જગતને નવી રચનાઓ બનાવનાર, આજે પોતે પોતાની રાહ શોધવામાં નિષ્ફળ... સાવ નિષ્ફળ બની રહ્યો છે, મ્હારી ધુનનો ઘાત પ્રત્યાઘાત બની મ્હને બાળી રહ્યો છે."

સ્વગત બબડી રહેલો અનીસ હતાશ થઇ, રડતી આંખે ચુપ રહ્યો.

"બેટા, હવે હું વધુ ટાઇમ તારી વચ્ચે રહી શકું એમ નથી, મ્હારી તબીયત હવે દવાઓથી સુધરે એમ નથી, મને તુંજ બચાવી શકે એમ છે, મ્હારૂં જીવન અને મૃત્યુ તારા હાથે છે..."

"હું શું કરૂં...માતા!" અજાણપણે અનીસે પૂછી લીધું.

"બીજી...!"

"નહિ માતા એ હું નહિ કરી શકું, જગત મને તિરસ્કારશે, દુન્યાની દ્રષ્ટિએ હું હલકી હલકટ જાતિનો એક અધમ માનવ ગણાઇશ."

"પણ મ્હારી ઝંખના! હું ઝુરી ઝુરી-મરીશ બેટા!"




માતાની-મનોદશા બગડતી ગઇ, માનસિક દર્દનું દબાણ વધતું ગયું એ જાણે પાગલ બની, દીવાની જેમ જાણે અજાણપણે બકવાસ કરતી રહી...અને એ બધું મક્કમ નિશ્ચયે અનીસ જોતો રહ્યો.

"બેટા, આખર હું મ્હારો ન થયો, ખેર હું ત્હારૂં કંઇ બુરૂં કરતી નથી, ખુદા ત્હને સુખી રાખે"

અનીસ ચોંકયો, ઘડીભર ડગી રહ્યો, માતાનું મમત્વ નજર સામે ખડુ થયું.

બીજા દિવસે શહેર ભરમાં સનસનાટી પ્રસરી ગઇ, ગામ લોકોના મોઢે એકજ પ્રશ્ન હતો, એજ ચર્ચા હતી.

"અનીસ અધમ બન્યો, આખર તલ્લાક આપી.........!!"

ઓરતમાનની બડીબડી વાતો કરનાર આખર સ્ત્રી જાતનો શત્રુ બન્યો.

"ધીક્કાર હજો, એવા સ્ત્રી જાતીના ઉધ્ધારકો પર......!"...ગામજનોએ બેફામ પણે ગાલી પ્રદાન અર્પ્યું.

અનીસની માતા ખુશ થઇ. પુત્રના બીજા વિવાહ કરવાના આધેડ ઉમરે કોડ જાગ્યા. એના જીવનમાં નવું ચેતન પ્રગટયું.

બુદ્ધિ શુન્ય સમાજે કે વિચાર ન કર્યો. તલ્લાકની તલ્વારે કતલ થએલ બાળાનો જવાબ કોઇએ ન માગ્યો!

અને સમાજે પુનઃ એક નવી પ્રફુલ્લ કળી અનીસને અર્પી....

અનીસની માતાનો હવે અંતીમ કાળ ન્હોતો, હવે તો એ યૌવનમાં હતી, એના યૌવનનો ઉત્સાહ અનન્ય હતો.

વરસો પસાર થયાં પાંચ-છ-સાત પણ હજુ એ ઝંખના-ઝખનાજ રહી! રે, ઝખના!

(સંપૂર્ણ)

---

# બે સ્વદેશાભિમાની હૃદયો!!!

અનુવાદક : "મઝાક" સાહબ (ડભોઈ)

અમેરીકાની ફ્લાઈંગ નિશાળમાં દૂર દૂરથી તાલીમ માટે હવાઈ જહાજ ચલાવવાનું તેમજ તેના અંગેનું સર્વે જાતનું કામ શીખવા અનેક માણસો આવતા, તેમાં આપણા ચીનનો "ચાંગ" પણ આવેલો હતો એ નાનકીંગનો રહેવાશી છે. ચીનની સરકારે તેને સ્ટેટના ખર્ચે તાલીમ માટે અમેરિકા મોકલ્યો હતો અને તે વખતે જાપાની લોકો પણ આવતા હતા. આ તે વખતની વાત છે કે જ્યારે ચીન, અને જાપાન વચ્ચે લડાઈ થઈ ન હતી. એજ નિશાળમા જાપાનની એક નવ-જવાન છોકરી પણ એજ તાલીમ માટે આવેલી હતી. કે જેણીનું નામ "પી" હતું ચાંગ ઘણોજ ખુબસુરત અને હૃષ્ટ પુષ્ટ દેખાવડો જવાન હતો. તેમજ **પી** પણ ઘણીજ ખુબ-સુરત અને દેખાવડી છોકરી હતી. જ્યારથી ચાંગે સ્કુલમાં પી. ને જોઈ; ત્યારથી તેનું ભણવામાં ચિત્ત લાગતું નહીં, અને નિશાળમા તેણીનેજ જોયા કરતો. અચાનક એક વખતે નિશાળમાંજ બન્નેની આંખો મળી ગઈ અને શરમથી નીચી પણ નમી ગઈ નિગાહોનું જાદુ પણ ગજબ છે. બન્નેમાં મૈત્રી બંધાવા લાગી. દૂર દૂરથી આંખો આંખોમાંજ વાતો થવા લાગી!

એક દીવસે ચાંગ ફરવાને બગીચામાં ગયો હતો, અને એક બેન્ચ ઉપર બેઠો થોડી વાર થઈ હશે કે અચાનક પાછળથી કોઈએ આવી નાજુક હાથ તેના ખભા ઉપર મુકી કહ્યું-"ચાંગ!" "પી" કહી બંને ખામોશ રહ્યાં. "ચાંગ!" "પી" ફરી કહેતાં આંખો મળી ચાંગે કહ્યું "પી હું તને ......"

"ચાંગ, હું પણ તમોને ચાહું છું."

આ પવિત્ર પ્રેમને બે વર્ષ વિતી ગયાં બન્નેએ વિમાન ચલાવવાની તેમજ વિમાની લડાયક તાલીમ લીધી બન્ને હવાઈ વિમાનની પરીક્ષા આપવા એક. એક વિમાન લઈ ઉડ્યાં અને ઘણાં ઉંચે ઉડ્યાં. તેમાં અચાનક એક વિમાનનું મશીન બગડ્યું અને નીચે પડ્યું. ઝખ્મીને દવાખાને પહોંચાડવામાં આવ્યો. ઝખ્મી ની હાલત દિવસે દિવસે બગડવા લાગી ડૉક-ટરોએ અભીપ્રાય આપ્યો કે જો કોઈના લોહીનું ઇન્જકશન આપવામાં આવે તો કદાચ દર્દી બચી જાય. ચાંગ તે વખતે ત્યાં હાજર હતો. ચાંગે કહ્યું હું તૈયાર છું. લોહી તપસવામાં આવ્યું પાસ થયું, અપાયું, અને **પી** બચી ગઈ.

ઘણા દિવસ બાદ બન્નેએ વિમાની પરીક્ષા પાસ કરી પોતપોતાને દેશ જવા લાગ્યાં જહાજમાં તૈયાર થઈ બેઠાં, માનપત્ર અપાયાં. વિદાય થઈ અને બન્ને પોતપોતાને દેશ પણ પહોંચી ગયાં.

ઇ. ૧૯૩૪નું વર્ષ હતું કે ચીન અને જાપાનની વચ્ચે ચકમક ઝરી. જાપાને નાનકીંગ ઉપર ચઢાઈ પણ કરી દીધી તે વખત એજ ચાંગ ચીનનો સરમુખત્યાર હતો; કે જેને ચાંગ કાઈ શેક કહેવામાં આવે છે. એણેજ ઉંઘતા ચીનને જાગૃત કર્યું. વિમાની યુધ્ધ થવા લાગ્યું. ચાંગ પોતાનું લડાયક વિમાન લઈ ઉડ્યો, અને ઘણા વિમાનોનો નાશ પણ કર્યો અને ઘણાને નીચે ઉતરવાની ફરજ પણ પાડી અને ઘણા જાપાની કેદ પણ થયા.

એક દિવસે ચાંગ કાઈ શેક કેદીઓને જોતો જોતો અચાનક એક કેદીના હાથમાં પહેરેલી અંગુઠી ઉપર પડી કે જેના ઉપર **ચાંગ** લખેલું હતું તરતજ તેણે પોતાના હાથની અંગુઠી ઉપર જોયું તો **પી** લખેલું હતું. એક બીજાની આંખો મળી પણ જુદીજ રીતે. પ્રેમભરી નીગાહોને બદલે ગુસ્સા ભરી; નિગાહોથી મુખ ફેરવી લીધાં પ્રેમ પર સ્વદેશાભિમાને વિજય મેળવ્યો

# સિદ્ધિ.......ના.......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૩૪૧

સાહસિક યુવકો કે જેમનામાં મહત્વકાંક્ષા અર્થે પ્રયાસો કરવાની પ્રકટ ઇચ્છા ઉછાળા મારી રહેલી હોય, આત્મ સુધારણાના પંથે પડેલા સમાજનાં સર્વોત્તમ ગરીબો, અને ઉન્નત અવસ્થાએ પહોંચવા ઝઝુમી રહેલા પ્રત્યેક ઇન્સાનોને પ્રોત્સાહન આપવામાં આપણા દાન (ખેરાત)નો ઉપયોગ થવો જોઇએ. રીતસરનો ધંધો લઇ બેઠેલા એવા તદ્દન તંદુરસ્ત ભિક્ષુકોને મુસ્લિમોએ એક સાવ ઘસેલી પાઇ પણ આપવી જોઇએ નહિ

૩૪૨

એકજ શબ્દ કે એકજ દ્રષ્ટિ કેટલીક વખતે સમસ્ત સમાજનો હૃદય પલટો કરી નાખે છે, તમો પણ એવી દ્રષ્ટિ કેળવવાનાં પ્રયત્નો કાં કરતા નથી? તમો પણ સમસ્ત સમાજને જાગૃત કરી નાખે એવો એકાદ સાદ કાં સુણાવતા નથી! આ બધાંય કાર્યો યુવકોનાં છે, યુવકોની જવાબદારીઓ અસંખ્ય છે. સુતેલા સમાજને જાગૃતિનાં અજવાળાની ઝાંખી કરાવવી, એ યુવકોથીજ થઈ શકે; માટે વ્યક્તિગત પ્રત્યેક યુવકે પોતાની જવાબદારી વિચારી લેવી ઘટે છે.

૩૪૩

ચાલાક છોકરો હુશીયાર માણસોની નજરે ચઢીને તેમનામાં પોતાના માટે સારો અભિપ્રાય બંધાવી પોતાનો અભ્યુદય અવશ્ય કરી શકે.

૩૪૪

વિદ્વતાનો ડોળ કર્યા વિના, પોતાનાં વિચારો પોતાની ભાષામાંજ દર્શાવી દેવા, એ વિચારો દર્શાવવાની સુંદર અને સરળ રીત છે. વક્તૃત્વ શક્તિ દાખવવાનાં મિથ્યા પ્રયત્નો કરવાં નહિ. બોલવું હોય તે સંકોચ વગર નિશ્ચિંતપણે બોલી નાંખવું જોઇએ.

૩૪૫

સત્તાસ્થાનમાં હોય, એવા માણસોએ અધિકારીનું ધ્યાન ખેંચાય, એવી રીતે ખંતથી કામ કરવું જોઇએ.

૩૪૬

જે વસ્તુ પ્રત્યે ન્હાની વયમાં અત્યંત આકર્ષાતા હોઇએ, તેજ વસ્તુ સમજણ પ્રાપ્ત થયા પછી આવી મળવાથી, આપણો મોહ ઉતરી જાય છે.

૩૪૭

ગમે તેવા વિકટ સંજોગોને પણ પોતાની પ્રગતિનાં કાર્યની આડે આવવા દેવા જોઇએ નહિ. દંભથી સંપૂર્ણ મુક્ત રહી પોતાની પ્રવૃત્તિને આગળ ધપાવવાનાં સતત પ્રયત્નો કરવાં જોઇએ.

૩૪૮

તમારો પ્રત્યેક શબ્દ સારો ટુંકો ને આડંબર રહિત હોવો જોઇએ. શબ્દો દ્વારા સભ્ય દેખાવાનાં પ્રયત્નો કરવા કરતાં, પોતાને




પ્રત્યક્ષ સત્ય પૂરવાર કરી આપવાનું વધારે ઉચિત છે.

૩૪૯

જો તમે કોઈ વસ્તુના ઉત્પાદક કે કારખાનું ધરાવતા હોવ, તો તમારે ઉત્તમોત્તમ પ્રકારનો માલ જનતા આગળ રજુ કરવો જોઇએ, એટલુંજ નહિ, રજુ કરેલા સર્વોત્તમ માલની કવાલીટી ટકાવી રાખવાનું પણ નિશ્ચય કરી લેજો. પસાર થયેલા અનેક માલોના બનાવનારાઓ, પ્રજાનો વિશ્વાસ મેળવ્યા પછી, દીનપ્રતિદીન ઉતરતી કવાલીટીનો માલ રજુ કરતા આવે છે, તેવું તમારે કરવું જોઇએ નહિ. જનતાનો એક વખત વિશ્વાસ ગુમાવ્યા પછી, ફરી તે મેળવી શકાતો નથી. ઉત્પાદકોમાંના સંખ્યાબંધ લોકોએ જાહેર જનતાના વિશ્વાસનો દુરૂપયોગ કરવાથી દેવાળાં કાઢ્યાં છે, એ તમારે નિરંતર લક્ષમાં રાખવું જોઇએ.

૩૫૦

તમારા માનીતા ગ્રાહકોની શકય તેટલી સગવડ જાળવશો અને થોડું ઘણું સહન કરવું પડે, તો સહન કરીને પણ તમારે ગ્રાહકોને ખુશ રાખવામાં પાછી પાની કરવી જોઇએ નહિ.

૩૫૧

વસ્તુના ઉત્પાદકે પોતાનાં હીસાબની પધ્ધતિ, સરળ અને તરત સમજાય તેવી રાખવી જોઇએ, કારણ કે કારખાનાને ફતેહમંદ બનાવવાનું એ એક મુખ્ય સાધન છે કયા માલ અને કયા નાણાં માટે કયું ખાતું કેટલે અંશે જવાબદાર છે, તે સહેલે પકડી પાડી શકાય તેવી રીતની ખાતાવાર અને વિભાગવાર નામાની પધ્ધતિનું હોવું અત્યંત આવશ્યક છે.

૩૫૨

પ્રમાણિકપણે નોકરી કરવાથી પૈસાદાર થવાતું નથી, અને પૈસાદાર થવા માટે અપ્રમાણિકતાનો આશ્રય લેવામાં પાપ નથી, એ માન્યતા સદંતર ભ્રમ ભરેલી અને ઠગારી તથા નઠારી છે.

૩૫૩

વ્યાપારમાં સટ્ટાને સ્થાન ન હોય, તેજ વ્યાપાર સલામતી ભરેલો ગણાય. સટ્ટાની દ્રષ્ટિએ એકાદ શેરની લેન્વેચ કરનાર પણ પછીનો પહેલા સાથે, જબ્બર સટોડીયો બનીને, અંતે પાયમાલ થયા વગર રહેતો નથી.

૩૫૪

જો તમારે શેર ખરીદવાજ હોય, તો રોકડેથી ખરીદજો પણ તમારા પાસે તમારી માલીકીનાં ન હોય તેવા શેરો વેચવાનું સાહસ કરશો નહિ શેરો અવશ્ય મળી રહેશે, એમ માનીને, શેરો મેળવ્યા પહેલાંજ કેટલાક લોકો વેચે છે. એ પધ્ધતિ સદંતર ખરાબી ભરેલી મનાય.

૩૫૫

માની લીધેલી અનેક કાલ્પનિક આપત્તિઓ દ્વારા આપણી શાંતિનો ભંગ થવા દેવો, એ નરી નાદાની છે, ભયનો પ્રસંગ આવ્યા પહેલાંજ ભયભિત થવું, એ મૂર્ખતાનું લક્ષણ કહેવાય. માની લીધેલા ભય કરતાં, ભયનું પ્રમાણ ઓછુંજ હોય છે. માટે દરેક માણસે ભય આવ્યા પહેલાં ઉદ્વિગ્ન થવું જોઇએ નહિ.

૩૫૬

સંખ્યાબંધ માણસોનો સંપૂર્ણ વિશ્વાસ કરવા કરતા, અસંખ્ય માણસોથી સાવચેત




૩૬૫

મિત્ર કે સગાંની જામીનગીરી આપનારે બે વાતનો પ્રથમ વિચાર કરી લેવો જોઇએ, એક તો એ લખતની રૂએ પોતાનાં માથે આવી પડનાર જવાબદારીઓ, ગમે તેવા સંજોગોમાં અંશમાત્ર પણ આનાકાની કર્યા વિના પૂરેપૂરી અદા કરી શકાશે કે નહિ! તેનો પ્રથમ અને પૂર્ણ વિચાર કરી લેવો જોઇએ. બીજી વાત એ છે, કે મિત્ર કે સગાની લાગણીને વશ થઇ, લીધેલી જમાનતની કુલ્લે રકમ ગુમાવવાની કે માંડી વાળવાની જો તમારામાં શક્તિ કે ત્રેવડ હોય, તોજ તમારે કોઇના પણ જામીન થવું જોઇએ. મુશ્કેલીઓમાં બીજાને કામ આવવું બુરૂં નથી, પણ પ્રથમ વિચાર કરી લેવો અત્યંત જરૂરી છે સાનમાં સારો અને વધારે સલામતી ભરેલો માર્ગ તો એજ છે, કે જમાનત લેવા કરતાં, તરતજ ભરપાઇ કરીને મિત્ર કે સગાને મુક્તિ અપાવવી. કારણ કે આવની કાલે સંભવિત છે, કે આપણાં વિચારોજ ફરી જાય. અને એ પણ સંભવિત છે, કે આપણી સ્થીતિજ પલટાઇ જાય.

૩૬૬

પ્રત્યેક દેવાદાર ધંધાદારીએ જ્યાં સુધી પોતાનાં માથે દેવું હોય, ત્યાં સુધી પોતાની મૂડીને લેણદારોની પવિત્ર અનામત સમજીને તેનું રક્ષણ કરવું જોઇએ. કરજમાંથી મુક્ત થયા પહેલાં પ્રતિષ્ઠત માર્ગે પૈસા વેડફી નાખવા એ નૈતિક ગુન્હો છે.

૩૬૭

જો તમે ભાગીદાર હોવ, તો તમારા દરેકે દરેક ભાગીદારે સાદાઇમાં સંતોષ માનવો જોઇએ. કંપનીની કેપીટલમાંથી ઉપાડ કરી આલીશાન ઇમારતો ઉભી કરવાની મનોદશા સેવવી નહિ, તેમજ કોઇપણ ભાગીદારે પોતાનાં ચાલુ ધંધા સિવાયનાં બીજા કોઇય ધંધામાં નાણાં રોકવાં જોઇએ નહિ. અને પ્રત્યેક ભાગીદારે કોઇપણ સંજોગોમાં સટ્ટાને માર્ગે જવું જોઇએ નહિ.

૩૬૮

અસાધારણ ઉત્સાહ અને ખંત ધરાવતા માણસોને ભાગીદાર તરીકે પસંદ કરવા જોઇએ. સતત મહેનત કરનારા માણસોને સ્ટાફમાં ગોઠવવા જોઇએ સારાંશ એ કે એક પણ ભાગીદાર કે નોકર વખત, વિચાર, શક્તિ કે પૈસાનો ચોર ન હોવો જોઇએ.



રહેવું, એ વધારે ઉત્તમ છે, માણસની સલામતી સમજ્યા વિના સર્વ સોસાઇટીઓમાં ભળી જવા કરતાં, એકાંતમાં સારા પુસ્તકો સાથે મૈત્રી સંધવામાં વધારે સલામતી રહેલી છે.

૩૫૭

પ્રત્યેક તકરાર પ્રસંગે ઉશ્કેરાટથી અળગા રહેવુ જોઇએ સામાવાળો માણસ ધગે તો પણ આપણે શાન્ત અને ધૈર્યશીલ થવા મથવું જોઇએ. પરસ્પર બન્ને પક્ષકારનું ઉશ્કેરાઈ જવું અત્યંત હાનિકરતા છે.

૩૫૮

પ્રપંચની શાખ પ્રત્યેક ધંધા કે ક્ષેત્રમાં ઘાતક નીવડે છે પ્રમાણિકપણું એજ સાફલ્યતાની મૂખ્ય ચાવી છે

૩૫૯

નિરંતર આબરૂ સહ ટકી રહેવા માટે પ્રત્યેક ધધાધારી એ સત્યને વળગી રહેવાની અત્યંત આવશ્યકતા છે, અસત્યવાદી વ્યાપારી વહેલામાં વહેલો ઉથલી પડે છે.

૩૬૦

જે નાણાં વખતસર તમે ભરપાઇ કરી શકવા અશક્ત હોવ, તેવા કોઈ પણ દસ્તાવેજ ઉપર તમારે સહી કરવી જોઇએ નહિ. કારણ કે મુદત વીતી જાય, અને તમે નાણાં ન ભરી શકો, એ આબરૂ ખોવા બરાબર છે.

૩૬૧

શકય તેટલી અન્યને મદદ આપો, પણ કોઇની કોઇ પણ સંજોગોમાં જમાનત આપો નહિ. અન્ય દેવાદારની જવાબદારી લેનારાઓની દશા ભારે કપરી બને છે, એ યાદ રાખવું ઘટે છે.

૩૬૨

પ્રત્યેક ધંધામાં પ્રથમ ઉત્તિર્ણ થયા પછીજ ધંધામાં ઝંપલાવવું ઘટે. જાણ્યા વિના સમય, સાધન અને શકિતને વેડરી નાખનારાઓ, કોઇ પણ ધંધામાં ફત્તેહમંદ થતા નથી, એ નોંધી રાખજો.

૩૬૩

ખૂબ વિચાર પૂર્વક ધંધાની પસંદગી કરીને, પછી જીવનના છેલ્લા શ્વાસ સુધી વળગી રહેવું, એ અત્યંત લાભદાયક છે. વાંદરો જેમ કુદકે ને ભૂસકે એક ડાળ ઉપરથી બીજી ડાળ ઉપર જાય છે, તેમ ધધાધારીએ નજીવા કારણોસર પોતાની લાઇન બદલવી નહિ. ધંધામાં ધીરજ એક એવી વસ્તુ છે. કે જે ખંતથી કામ કરનારને કલ્યાણ બનાવે છે.

૩૬૪

તમારી કેપીટલની વ્યવસ્થા તમારે પોતેજ કરવી એમાં તમારી વિશેષ સલામતી છે. બીજા માણસો જાહેરમાં ગમે તેટલા બાહોશ દેખાતા હોય, તે છતાં તમારે તમારી મુડીની જાતેજ વ્યવસ્થા કરવી જોઇએ. કારણ કે મહામહેનતે કમાવેલા પૈસામાં ધટાડો આવતા જેટલી વેદના તમે અનુભવશો તેટલી આવની પૂંજી મેળવનાર પારકા ડાયરેકટરો નહિ અનુભવે, એ નીર્વિવાદ સત્ય છે.

# અમીરોની દુનિયામાં

એક શાહી મહેલમાં કેસરની વિધવા માતા બાંદી હતી. એ હિંદુ ઘરની હતી, અને શાહી મહેલમાં રહેવા છતાં હિંદુ રહી હતી બેગમના હાથમાં કેસરને સોંપીને હમેશને માટે તેણે દુનિયામાંથી વિદાય લીધી. આવી રીતે કેસરનું જીવન વિલાસ, પ્રેમ અને ઉમંગની એ દુનિયામાં શરૂ થયું, જ્યાંની લતાઓમાં જ નહિ, પત્થરોમાં પણ મસ્તી હતી. જ્યારે તે સમજણી થઇ ત્યારે તેની ચારે બાજુએ અપૂર્વ રંગ જામ્યો હતો. બેગમનો પ્રેમ તેના રૂપની પ્રત્યેક કળી ખીલવવા લાગ્યા. આરામ અને બેપરવાહની જીંદગીએ બે વરસ પછી આવનાર યુવાનીને વહેલી બોલાવી લીધી. પછી તે ચૌદ વરસની કેસર સોળ વરસની દેખાવા લાગી. નામ પ્રમાણેજ તેનો રંગ હતો. તેનાં વિશાળ નશીલાં નયનો–વિના કારણ વક્ર થઇ જતાં તેના મંદમંદ સ્મિત કરતા પાતળા હોઠમાં પોતા તરફ ખેંચવાની અપૂર્વ શક્તિ હતી.

ઇદનો તહેવાર હોઇ રાજમહેલમાં જ્યાં જુઓ, ત્યાં આનંદનો સાગર ઉછળી રહ્યો હતો. ઉંચી જાતના શરાબના નિશામાં ચકચુર, નવયૌવનના ઉમંગોમાં મસ્ત બનેલા શાહજાદા શીરાઝની દ્રષ્ટિ કેસર પર પડી અને કેસરે પણ ખુશબોથી તર નવાં રેશમી કપડાં પહેરેલા શાહઝાદાની મદભરી આંખો જોઇ. એક–બીજાને જોવાનો આ કંઇ પ્રથમ અવસર નહોતો. પણ...પણ-શરાબની મસ્તીએ, ઇદની ખુશાલીએ, સૌન્દર્યની લહેરોએ, બાગની ખામોશીએ અને સંધ્યાના સમીરે મળી ઉભયને બેશુધ બનાવી દીધાં. આજે પ્રથમ વખત તેમને યૌવન અને તેની સાથે આવનાર પ્રેમનો સંદેશ મળ્યો. તે સાથે જ હૃદયમાં એક નવીન લહેર ઉત્પન્ન થઇ. શાહજાદાએ ચારે તરફ જોયું. કયાંય કોઇ ન હતું. શાહજાદો ત્યાંથી પસાર થતી કેસર રહામે આવી ખડો થયો, કેસરના પગ આગળ વધતાં અટકી ગયા

"ઇદ મુબારક," શીરાઝે મદ હાસ્ય સાથે કહ્યું. કેસરના હોઠ પર પણ હાસ્ય દોડી ગયું, પણ તે પોતાને ભૂલી ગઇ. તે શાહજાદાને મુબારકબાદી આપવા ચાહતી હતી–શુક્રિયા અદા કરવા ચાહતી હતી, પણ તેના મુખમાંથી અવાજ ન નીકળ્યો. શાહજાદો એકી દ્રષ્ટે લજ્જાની લાલીમાંથી રંગાયલા તેના કપોલોને, નીચાં ઢળેલાં તેનાં નયનોને, અને પવનના સ્પર્શથી ઉડતી તેની કેશ લટાને જોઇજ રહ્યો. પોતે એક બાંદી હોઇ શાહજાદાને મુબારકબાદી ન આપી પોતે શાહજાદાનો રોષ વહોરી લીધો છે, એ વાત તે ભૂલી ગઇ અને શાહજાદો પણ ભૂલી ગયો, કે તે એક શાહજાદો છે. કેસરની રહામે આવી રીતે ઉભા રહેવું એ શાહજાદીઓનું અપમાન કરવા બરાબર છે. ખરેખર પ્રેમની દુનિયામાં ઉંચ–નીચ, નાના–મોટા માટે જગ્યા નથી. પણ શાહજાદો નાદાન ન હતો, તે સઘળું સમજતો હતો. તે કેસર પર એક હાસ્ય ભરી નિગાહ નાંખી ચાલ્યો ગયો. પુનઃ કેસર ભાનમાં આવતાં તેના હૃદયમાં પ્રશ્ન ઉઠ્યો, "જો સાહેબે આલમ નારાજ થશે તો?" કેમકે ક્ષણ ભર પહેલાં આજે તેણે પોતાનું દિલ શાહજાદાના કદમોમાં ઢાળી દીધું હતું. આજ સુધી તેને કોઇની પરવા ન હતી. બેગમ તેને એટલી ચાહતી હતી, કે તેને ખુદ બાદશાહનો પણ ડર ન હતો. પણ હવે? શાહજાદાની



## ફોરવાં



નાગાઝમાં પણ હવે તેને જીવન-મરણનો સવાલ દેખાવા લાગ્યો. એક સ્થળે બેસી તે વિચારવા લાગી 'એ બાદશાહના દીનો દુનિયાના માલિકના બેટા છે અને હું? હું એક સાધારણ બાંદીની પુત્રી જીંદગીભર બેગમની ખિદમત કરનારી મારો અને તેમનો સંબંધ કેવો?' તેની આંખોમાં આંસુ આવી ગયાં.

કેસર ત્યાં બેસી રહી. બાંદીએ આવીને તેને કહ્યું, "કેસર, તને બેગમ આલિયા યાદ કરે છે" તે ચમકી અને આંસુ લૂછી ચાલતી થઇ.

[૨]

અગાશી પર ચંદ્રની શીતળ ચંદ્રિકા છવાઈ હતી હાથીદાંતના પલંગ પર રેશમી બીછાનું બિછાવ્યું હતું. ચારે તરફ ગુલાબની સુગંધ મઘમઘી રહી હતી. જમીન પર કીંમતી ગાલીચો બિછાવ્યો હોઇ તે પર સોળ વર્ષની એક સુંદરી બેઠી હતી. આજે શાહજાદા મીરઝાની સોહાગ-રાત હતી. આ એક એવી ઘડી હતી, કે જ્યારે મનુષ્ય એક નવા જીવનમાં પ્રવેશ કરે છે પણ શાહજાદાની ઉંમર પાકમાં ઢળી ચૂકી હતી બાદશાહનો સૌથી મોટો શાહજાદો તખ્તનો વારસ હોવાથી તેને શાદી કરવી પડી હતી. પણ..

શાહજાદી પાસે બેઠી હતી કેસર, જાણે ગુલાબની કરમાયેલી કળી. તેના એક હાથમાં ફૂલોનો પંખો હતો, અને આંખો શરમથી નીચી ઢળી હતી. ચુપચાપ બેઠેલી ચંચળ શાહજાદી નરગિસ અતિ ખામોશીથી કંટાળી ગઇ, કોણ જાણે તેને હજુ કેટલી ઇન્તેજારી કરવાની છે—તેના હૃદયમાં પ્યાર છે, ઉમંગ અને ઉલ્લાસ છે, તેમ બીજું પણ કોણ જાણે શું શું છે; પણ કશું કંઇ દેખાતું નથી।

મેંદી રંગેલા હાથે પાલવનો છેડો સંભાળતાં તેણે કેસર તરફ જોઇને કહ્યું: "તું તો બિલકુલ ખામોશ બેઠી છે કેસર! કંઇ વાત-ચીત તો કર!"

કેસર હસતા ચહેરા પર રડતા દિલે કહ્યું: "હું શું વાત કરી શકું હજુર!"

"કેમ તને બોલતાં નથી આવડતું?" નરગિસ મુસ્કરાઇ.

"બોલતાં કેમ ન આવડે...!"

"કારણ હું બેગમ અને તું બાંદી"

કેસરે મસ્તક નીચું નમાવ્યું.

"પણ કેસર! હું જાણું છું, કે આ મહેલમાં તારી કેટલી કદર છે. અને હા, તારે તો શાહજાદાની થવું હતું. એવું જણાય છે, કે ખુદાની ભૂલ થઇ ગઇ, નહિ તો તારું રૂપ કોઇથી કમ નથી. કેમ હું કંઇ જૂઠું કહું છું?"

કેસરે હાથ જોડી કહ્યું: "આપ જૂઠું કહો છો એમ તો હું શી રીતે કહી શકું? પણ આ દુનિયામાં હુસ્ન-સૌંદર્ય એકલું જ નહિ, દૌલત અને તકદીર પણ જોવામાં આવે છે."

"એ તો દુનિયાની ભુલ છે, હું સાચું કહું છું, કે તારા સાહેબે આલમની જગાએ જો હું હોઉં, તો તને છોડી .." કેસર કંપી ઊઠી તેના હાથ રોકાઇ ગયા ને તેની આંખો નરગિસના મુખ પર જડાઇ રહી. કોઇ તસ્વીરકાર હોત, તો સત્વર ચીતર પકડી લેત. પણ ભોળી શાહજાદી કશું ન સમજી, તે જોરથી હસી. "મારી વાત સાંભળીને તને આશ્ચર્ય થાય છે, કેસર?"

"હા, શાહજાદી! ખુદાને ખાતર એવી વાત મુખમાંથી ન કાઢો. કદાચ કોઇ સાંભળી જાય તો......બાંદીની ગુસ્તાખી માફ હો-પણ એ




સઘળું કહેવું ઠીક નથી."

શાહજાદી મુસ્કરાતી રહી. કેસરને અત્યંત પરેશાન થતી જોઈ વાત બદલવાના ઇરાદાથી તેણે કહ્યું: "વારૂ કેસર' તું કહે જોઇએ, અત્યારે તે ક્યાં હશે?"

કેસર જબરદસ્તીથી હસી "એ વાત હું શી રીતે કહી શકું?"

"વારૂ, કહે જોઇએ, તેઓ મારા પર પ્રેમ રાખશે?" નીચે જોઇ કંઇક શરમ સાથે નરગિસે પૂછ્યું.

"કેમ નહિ?"

"મને વિશ્વાસ નથી, કેસર! અમીરોની દુનિયામાં એક ચીજ બહુ જ ઓછી હોય છે, અને તે સાચી મહબ્બત. ખરેખર ખુદા એવું કરે છે, કે એકને એક ચીજ આપે છે, અને બીજાને બીજી. બાદશાહના લડકાઓને ભલા, એકજ બેગમથી સંતોષ રહી શકે છે? એમને તો રોજ નવી નવી ચીડીયા ફસાવવા જોઇએ. તું તો કંઇ બોલતી જ નથી!"

નરગિસ અત્યંત ઉદાસ થઇ ગઇ. તેની સઘળી ખુશાલી, સમસ્ત ઉત્સાહ ક્ષણભરમાં કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગયો. એ ભોળી શાહજાદી પ્રત્યે કેસરને દયા ઉપજી તેના કોમળ હૃદયમાં સ્નેહનો સાગર ઉછળી આવ્યો, પંખો બંધ કરી તેણે કહ્યું: "આપ નાહક દિલગીર થાઓ છો, મારી માન્યતા પ્રમાણે અમારા શાહજાદા સાહેબ એવા નથી, અને, વળી આપનામાં કમી શાની છે?" પુનઃ થોડા વખત રોકાઇ એક શ્વાસ લઇ તેણે કહ્યું:—"મહબ્બત તો સર્વ સ્થળે છે. ઇન્સાન કોઇ-કોઇની સાથે જરૂર હૃદયથી પ્રેમ કરે છે. ચાહે તે બાદશાહ હો યા ગુલામ."

[૩]

પાછલી વાતને ત્રણ વરસ વીતી ગયાં. આજે શિરાઝ બાદશાહ, તાજોતખ્તનો માલિક છે, અને નરગીસ છે, મલ્ક-એ-આઝમ. પણ કેસર તે હજુ કેસર જ છે, નરગિસ હરમની માલિક હોઇ ચાહે તે કરવા સમર્થ છે. અત્યાર સુધી દુનિયાની નજરમાં એકલી જ નહિ, બાદશાહના પુરા દિલની—સમસ્ત આદર-પ્રેમની માલિક છે, કેમકે હરમમાં કોઇ બીજી બેગમ નથી. મરદો બાદશાહના ચારિત્રની પ્રશંસા કરતા, અને ઓરતો બેગમના તકદીરની. પણ સ્વયં બેગમને બાદશાહ પર એટલો વિશ્વાસ નહતો. તે ખુશ નહોતી. બાદશાહ શિકાર માટે જતા તે સાથ પછી પાછા ફરતા. ઘણો સમય કામમાં જ ગાળતા, જાણે કે બાદશાહને સલ્તનતની અત્યંત ફિકર નહોય' હજારો કામ હોય, પણ શું બેગમ એકલી સલ્તનતથી અલગ રહી શકે? તે જ્યારે કદી તેમની પાસે હોય છે, ત્યારે બાદશાહ તેનો આદર કરે છે, તેની જરા સરખી ખ્વાહિશ પૂર્ણ કરવા માટે સર્વ કંઇ કરવા તૈયાર રહે છે. તે બીમાર પડતાં રાત ભર જાગતા રહે છે. છતાંય મલકા બીજું કંઇક ચાહે છે, તેની ઉમ્મર નાની હોઇ, તેની ઇચ્છાઓ જુદી તરેહની છે તે જાણે છે કે દુનિયામાં આદર એ સર્વ કંઇ નથી. દોલત અને બાદશાહત તેની નિગાહમાં બહુ જ નાચીજ છે. તે પ્રેમ ચાહે છે. આજ સુધી એક દિવસ પણ બાદશાહે તેની સાથે પ્રેમાલાપ નથી કર્યો. બીજાઓની માફક કદી પોતાના હાથે




તેણે શ્રૃંગાર નથી કર્યો, અને તે એટલે સુધી કે બાદશાહે તેને એવું નથી પૂછ્યું કે કયા પોશાકમાં તે પોતાને અધિક રૂપવતી લાગે છે. એક દિવસ એક ક્ષણ પણ ખરેખર બાદશાહે તેની સાથે પ્રેમ નથી કર્યો. અને નરગિસ બાદશાહની લાડકી બેગમ હતી, પણ સાથોસાથ નારી હતી. એ મહબ્બત ચાહતી હતી. એ ચાહતી હતી, કોઇ તેને જુએ, તેનાં નાઝ-નખરાંની બરદાસ્ત કરે, પણ એ સુખ તેને ન મળ્યું. જે બાબત તે પોતે સમજતી ન હતી, તે બીજાને શી રીતે સમજાવી શકે? હાં, તે કદી-કદી કેસરને પોતાના દુઃખનો થોડો સરખો આભાસ જણાવતી, પણ સર્વ કંઇ કોઇ કોઇને કહી ને પોતાનું દિલ પણ હલકું કરી શકતી નહોતી.

[૪]

જયનપરથી ઠંડીએ વિદાય લીધી હતી, અને ગરમીનું સામ્રાજ્ય જગત પર છવાયું હતું. હવામાં, ચાંદનીમાં એક નિરાળી મોહકતા હતી બાગના એક ચબુતરા પર બેગમ બેઠી હતી. ચારે બાજુ વેલના ક્યારા હતા, વેલની સફેદ કળીઓ ધીરે ધીરે વિકસિત થઇ રહી હતી ચારે બાજુ સુગંધી ખુશનુમા હવા ફેલાઇ રહી હતી. બેગમ સુસ્ત બેઠી હતી તેની પાસે કેસર પણ બેઠી હતી. થોડીવાર આજુબાજુ જોઇ પુનઃ ઉંચે નજર કરી બેગમ બોલી "રાત બહુ વીતી છે, કેસર!"

"જી"

એક આળસ મરડી તેણે કહ્યું, "કેસર! તું બતાવી શકે છે, કે તેઓ મને ચહાય છે કે નહિ?"

"ચાહે છે, કેમ નહિ હજુર? આપ એમ શા માટે બોલો છો?"

"ખરેખર ચાહતા હશે, પણ એમને પ્રેમ કરતાં નથી આવડતું-તેઓ જાણતા નથી કે ઔરતનું દિલ અરીસા જેવું હોય છે, અને જરા સરખી ચોટ લાગતાં તૂટી જાય છે. કેસર હું તને શું કહું? આજે મેં તેમને અત્યંત વિનંતી સાથે જરા જલ્દી તશરીફ લાવવાનું કહ્યું, ત્યારે તે બોલ્યા કે કોશિશ કરીશ"

"પણ હજુર! તેમના ઉપર આખા મુલકનો બોજો છે."

"તું પણ કેવી વાત કરે છે! મારા અબ્બા પણ બાદશાહ છે, અને તેમને એક નહિ પણ ચાર બેગમો છે, છતાંય તેઓ કોઇનું દિલ દુઃખવતા નથી. મને તો આમાં જરૂર કંઇક ભેદ માલમ પડે છે."

"હોઈ શકે" કેસરનો સ્વર બદલાયો હતો. બેગમે તેના નજરે જોયું. તે ચમકી ઉઠી. કેસરે અપરાધી માફક મસ્તક ઝુકાવી લીધું. આજે કોણ જાણે શાથી બેગમના દિલમાં શક પેદા થયો હતો. પરંતુ એ બન્ને તો કદી મળતાં નથી કેસર હંમેશાં મારી પાસે જ રહે છે, અને તેઓ જ્યારે મારી પાસે હોય છે, ત્યારે કેસર મારાથી અલગ હોય છે. પરંતુ એ શા માટે તેમની છાયાથી, તેમના આગમનથી બચતી રહે છે? વળી તે હંમેશાં ગમગીન જણાય છે. હા જરૂર કાંઇ રહસ્ય હોવું જોઇએ. કાલે જ હું અમ્મા જાનને કહીશ,' હવે




કેસર આ મહેલમાં નહિ રહી શકે. ઉફ! બન્ને નાનપણથી સાથે રહ્યાં છે, અને અમ્માજાન પણ તેના લગનની ફિકર રાખતાં નથી! હું જરૂર આ બાબત તેમને જાહેર કરીશ અને હું પણ કેવી બેવકૂફ રહી છું કે કેસરને, એક બાંદીને-મારા હૃદયની વાતો કહું છું. એ કેસર પણ એક ખૂબસૂરત બલાજ છે! કશું ન હોય તો પણ હવે બાદશાહ પાસે એને રાખવી ઉચિત નથી.

બીજી તરફ કેસર વિચારતી હતીઃ "મારાજ લીધે એ બંને દુઃખી છે. હું સળગી રહી છું, અને તેમને પણ સળગાવી રહી છું ભગવાન મારા પર દયા કયારે કરશે? નિર્દોષ બેગમ સ્વપ્નમાં પણ નહિ વિચારતી હોય, કે હુંજ તેમના દુઃખનું કારણ છું? મારા આ જીવનનો અંત લાવવો જ ઉચિત છે, પરંતુ એમ નક્કી શી રીતે કહી શકાય કે તેઓ મારી સાથે પ્રેમ કરે છે. જો તેઓ ધારે તો મારી અનિચ્છા છતાંય મને અપનાવી શકે તેમ છે. હું કોણ છું? ફક્ત એક બાંદી. પણ તેમણે તો કદી ચેષ્ટા સરખી કરી નથી. જ્યાં તેમની આંખો સર્વ કંઈ કહી શકે છે..."

તે વખતે બેગમે કહ્યું-"કેસર! કહે તો ખરી, કે અમારી માફક તું પણ ગમગીન શા માટે રહે છે?" બેગમે પોતાની જાત સંભાળી લીધી હતી. હૃદય સ્થળ સુધી પહોંચનારી દ્રષ્ટિએ કેસરને જોતાં તેણે ઉપરોક્ત પ્રશ્ન કર્યો.

કેસર કંઈક સમજી. બેગમ સાથે આંખો મિલાવવાનું સાહસ તે ન કરી શકી ને બોલીઃ "હરદમ આપનો ચહેરો ઉદાસ જોતાં આપની સામે કોણ હસી શકે? વળી કેટલાક દિવસથી મારું મન કોઈ ચીજમાં નથી લાગતું."

"હું તને કહું? ખરેખર તું કોઈ સાથે હમબખ્ત ગમે છે, અગર તો તારું દિલ હવે કોઈની બનવાનું ચાહે છે. કેમ ખરું ને?"

કેસરે મુખ પર સ્હેજ સ્મિત આણ્યું.

"વારૂ, કાલે હું અમ્માજાનને કહીશ. અને તું આટલી મોટી થઈ-વાહ, એમને કંઈ ફિકર જ નથી."

કેસરને એક રસ્તો મળ્યો, પણ તેના હૃદયમાં ચોટ લાગી. સ્હેજ શરમાઈને તે બોલીઃ "નહિ, નહિ. હજુર! આપ બેગમ આલિયાને નાહક તકલીફ ન આપશો."

"વારૂ, એ વાત હવે જવા દે, એક ગીત સંભળાવ."

કેસરની આંગળીઓ વીણાના તારોને ઝંકૃત કરવા લાગી. તેના કોમળ કંઠની દર્દભરી સ્વર લહરિએ વાયુ-મંડળને કંપિત કરી દીધું. બેગમ પોતાની શુદ્ધિ ખોઈ બેઠી. કેસર વિસ્મૃત બની ગાવા લાગી તેના પીળા રંગની રેશમી ઓઢણી ખસીને સ્કંધ પ્રદેશ પર ઉતરી ગઈ. એ સમયે બાદશાહે સાથે આવેલી બાંદિઓને ખામોશ રહેવાનો આદેશ આપતાં પ્રવેશ કર્યો. તેઓ ત્યાંજ ઉભા રહ્યા. તેમની આંખો કેસર સામે સ્થિર થઇ ગઇ, અચાનક કેસરની નજર તે તરફ ગઇ. તેના હાથમાંની વીણા છૂટી ગઇ. બેગમે પણ તે તરફ જોયું. ઉભયની આંખો જોઇને તે સમજી ગઇ કે પોતાનો શક જુઠો નથી.




[૫]

ચાર દિવસ પછી.

કૃષ્ણ પક્ષની દશમનો ચંદ્ર ઉપર આવી ગયો હતો. રાત્રિ લગભગ વીતવા આવી હતી. એ વખતે થોડી થોડી ઠંડી પડતી હતી. જ્યાં કેસર એકલી બાગમાં એક પત્થર પર બેસી કંઇક વિચારી રહી હતી તેવામાં સ્હામે એક શ્યામ છાયા જોતાં તે ચમકી જોયું તો પોતાની સ્હામે બાદશાહ દીનો દુનિયાના માલિક ખડા હતા. તે કંપવા લાગી. ત્યાંથી ઉઠીને ઉભી થઇ.

"કેસર!" બાદશાહ બોલ્યા.

"જહાંપનાહ!"

"અત્યારે તું અહિં શું કરે છે?"

"કંઇ નહિ, જહાંપનાહ મને નિદ્રા નથી આવતી?"

"શા માટે નિદ્રા નથી આવતી?" બાદશાહની આંખોમાં વ્યંગ જણાયો-"સાંભળ્યું છે કે હવે તારી શાદી જલ્દી થવાની છે, અને ખરેખર તે ખુશાલીમા-કેમ?"

કેસર ચુપ રહી

"બોલને કેસર તું તારી શાદીથી ખુશ છે ને?"

કેસર શું કહે? 'હા!' પણ 'હા' કહેતાં સર્વ કિસ્સો ખતમ થઇ જાય છે અને ના કહેવાથી ખરેખર કંઈ લાભ થાય-કોની હિંમત છે કે બાદશાહની વિરૂદ્ધ જબાન ખોલે?

કેસર ચુપ રહી.

"કેસર? તારી આ ખામોશીનો મતલબ શો સમજવો?"

"કંઇ નહિ જહાંપનાહ!"

"પણ તારે જવાબ આપવો જોઇએ, બોલ, તને તારો શૌહર પસંદ છે?"

"હા"

"સાચું કહેજે કેસર! તું જાણતી હોઇશ, કે આ મહેલની બેગમથી તે બાંદી સુધીની જવાબદારી મારા પર છે. મારે એ તમામની તકલીફ અને આરામનો ખ્યાલ રાખવાનો છે."

"હા જહાંપનાહ!"

"સાંભળ કેસર! તું મારી વાતો ટાળી રહી છે. હું વિચારું છું, કે હું કદાચ જો શિરાઝ રહ્યો હોત, તો સારૂં હતું, અગર તારા શૌહરની માફક મામૂલી સિપહસાલાર હોત તો ઠીક. ખેરખર. તને પાછલા દિવસોની યાદ નહિ હોય."

"ભૂલવાની આદત મારામાં નથી." કેસરના મુખમાંથી ઉચ્ચાર થયો

"તો પછી તું મારી પાસેથી દૂર શા માટે જાય છે?"

"ગુસ્તાખી માફ કરો, સરકાર! હું આપની મતલબ નથી સમજી શકી." કેસરે હોશિયારીથી પોતાની જાત સંભાળી લીધી.

"એટલી ભોળી ના બનીશ કેસર! તું




બધુંય સમજે છે."

"હું કશું નથી સમજતી જહાંપનાહ! મને માફી આપો—" કેસરના અવાજમાં દઢતા આવી, પરંતુ સમસ્ત શરીર કંપી ઊઠ્યું. ફક્ત એક શબ્દ પર જીવનની ચિરસંચિત અભિલાષા પૂર્ણ થઇ શકે છે. પોતે બેગમ બની શકે છે...પણ. શું પોતે જેની પૂજા કરે છે, તેને પોતાના ગૌરવથી નીચે પાડી દે? શું બેગમની મહબ્બત અને વિશ્વાસનો આવો બદલો—'નહિ!' તેના દિલે સાક્ષી ન આપી. બાદશાહ તરફ જોઇ તેણે કહ્યું-"મને મારો શૌંદર ખૂબ પસંદ છે, જહાંપનાહ! અને હું ઘણી જ ખુશ છું,-આપને મારો આટલો ખ્યાલ છે. એ માટે..."

"ચૂપ રહે કેસર! વધારે બોલવાની જરૂર નથી"

બાદશાહે કહ્યું "તું જાણે છે, કે હું તને કેવી સમજતો હતો જો હું ચાહું તો તને આ હરમની બહાર ન જવા દઉં. હું જબરદસ્તી તને મારી બેગમ બનાવી શકું તેમ છું."

કેસરના મુખ પર લાલીમા છવાઈ ગઇ—એ તો તેની અભિલાષાઓનું સ્વર્ગ હતું. પણ તે ચૂપ રહી બાદશાહ બોલતા જ રહ્યા. "પરંતુ હું એટલું પણ જાણું છું, કે જેની સાથે મહબ્બત કરવામાં આવે તેની ખુશી માટે પોતાની ખુશીની પરવા ન રાખવી જોઇએ જેમાં તું ખુશ હોય તેમાં જ ખુશ રહે-ખુદા તને તેથી પણ વધારે ખુશીના દિવસ દેખાડે, પરંતુ શિરાઝને-અભાગી બાદશાહને ભૂલી ન જતી—અને એટલું પણ યાદ રાખજે, કે બાદશાહ પણ મહબ્બત કરવાનું જાણે છે."

કેસરની આંખમાં આંસુ આવી ગયા. તે આંસુ રોકવાની ચેષ્ટા કરી રહી હતી, પરંતુ આંસુનાં બિંદુઓ સર્વ ભેદ ખોલવાને તૈયાર હતાં. બાદશાહનાં સજલ નેત્રોએ કેસરનાં આંસુ ન દેખ્યાં. રૂમાલ વડે આંસુ લુછતાં તે ચાલ્યા ગયા કેસર પથ્થરની પ્રતિમા માફક ઉભી રહી. જે સ્થળે બાદશાહ ઊભા હતા, ત્યાં જઇ તે રૂદન કરવા લાગી.

[પ્રતાપ'શુ]

—•—

# હઝરત સલમાન ફારસી (ર૦ અ૦)

( સર્વ હક્ક સ્વાધીન )

લેખકઃ-ઈમામુદ્દીન. સદરૂદ્દીન દરગાહવાલા.

એવું જણાય છે, કે હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) અરબી ભાષાથી વધુ પ્રમાણમાં વાકિફ ન હોવાના કારણે શરૂ શરૂમાં બંદગી. અને દીની. ક્રિયાઓ. ફારસી ભાષામાં કરતા હતા. (૫૮) પરંતુ પાછળથી એ-પ્રથાનો એમણે સદંતર ત્યાગ કરી દીધો હતો અને અરબી ભાષામાં એટલી પારંગતતા મેળવી લીધી હતી, કે સૌ કોઇ એઓ અરબ હોય એમજ સમજતા હતા.

કેટલીક કિતાબોમાં એવું પણ લખવામાં આવ્યું છે; કે હઝરત મુહમ્મદ મુસ્તુફા. (સ૦ અ૦ વ) ઉપર જિબરીલ (અ૦ સ૦) વહી (ઇશ્વર-પ્રેરણા) લઇ આવતા હતા, ત્યારે. તેઓ સલમાન ફારસી કે દહયા કલ્બીની શિકલમા આવતા હતા. (૫૯)

સૈયદના હઝરત અલી (અ૦ સ૦)એ સલમાન ફારસી (ર૦ અ૦)ને એક પત્ર લખ્યો હતો, તેમા એવી નસીહત ફરમાવી હતી, કે "દુનિયા સર્પના સમાન છે. જાહેરમાં એ સર્પને હાથ અડાડો તો તે નરમ અને ચીકણો માલમ પડે છે પરંતુ એ સર્પનું ઝેર માણસને મારી નાખે છે તો અૅ સલમાન! જે વસ્તુ તમને આ દુનિયામાં સારી અને ભલી માલમ પડે તો તેના તરફથી મુખ ફેરવી લો કેમકે તે તમારી જોડે દિર્ઘકાળ નહીં રહે અને તમને એ વાતની જાણ તો છેજ કે એને એક દિવસે મૂકી જવી પડશે. એ માટે આ દુનિયાની ચિન્તાઓ અને ગમોને દૂર કરી, તમારા મુખને એ દુનિયાના તરફથી ફેરવી લો અને અૅ સલમાન! તમને ખબર છે, કે આ દુનિયાની ખુશી જેટલી વધારે હોય છે તેટલોજ ભય પણ વધારે હોય છે કેમકે દુનિયામાં જ્યારે કોઇને આનંદ સંપાદન થાય છે તો તેના પછી તેને તેવોજ આઘાત પણ પહોંચે છે. વસ્સલામ."(૬૦)

[ ૮ ]

વફાત

એમની વફાત મદાયન ખાતે થઇ હતી. કેટલાક ઇતિહાસકારો એઓ હિજરી સન ૩૩ (ઇ. સ. ૬૫૩)મા વફાત પામ્યાનું જણાવે છે. (૬૧) કેટલાકો હઝરત ઉસ્માન (ર. અ.)ની ખિલાફતના અંતિમ યુગમાં હિજરી સન ૩૫ (ઇ. સ. ૬૫૫)માં (૬૨) અને કેટલાકો હિજરી સન ૩૬ (ઇ. સ. ૬૫૬)મા થયાનું જણાવે છે. (૬૩)

(૫૮) "નુરૂલ મુબીન" પૃષ્ઠ ૩૩

(૫૯) એજન

(૬૦) "આરતાનુલ આરેફિન" પૃષ્ઠ ૨૧૧

(૬૧) "મુઆહેરએ હક્ક" ભાગ ૪ થો. પૃષ્ઠ ૬૪૭/૭૮૨ અને 'કામુસુલ મશાહિર,' ભાગ ૧ લો, પૃષ્ઠ ૩૦૧

(૬૨) "તફરીહુલ અઝકિયા" ભાગ ર જો પૃષ્ઠ ર૦૧, 'અઝીઝલ બિતાબદ બતારીખુસ્સહાબદ' પૃષ્ઠ અને "કરિશમએ વહદત" પૃષ્ઠ ૬૩

(૬૩) "નિગાર" ફેબ્રુવારી ૧૯૩૯




મદાયન ખાતે આપ મૃત્યુ-રોગમાં સપડાયા, લગભગ દસ-બાર દિવસ પથારી વશ રહ્યા, અને પછી આ ફાની દુનિયા ત્યજી ગયા. એ દરમિયાન એક દિવસ હઝરત સઅ્દ ઇબ્ને વક્કાસ (ર. અ.) આપને જોવાને આવ્યા તો તેમને જોઇને હઝરત સલમાન ફારસી (ર. અ) રડવા લાગ્યા. સઅ્દ ઇબ્ને વક્કાસે (ર. અ) આપને નહીં ગભરાવા અરજ કરી. હઝરત સલમાન ફારસી (ર. અ.) એ ફરમાવ્યું "સોગંદ છે ખુદાના, મૌતની વ્યાકૂળતાઓ અને દુન્યવી લાલચોથી હરગિઝ રડતો નથી બલ્કે એ માટે રડું છું કે રસૂલે પાક (સ. અ. વ.) વસીયત ફરમાવી હતી, કે તમારી જોડે તમારું ભાથું એટલું જ હોવું જોઇએ, જેટલું એક મુસાફર પોતાની જોડે રાખે છે પરંતુ હું જોઉં છું, કે આજે મારી આસપાસ આ બધી સામગ્રી મૌજૂદ છે, જે મારી આંખોમાં સર્પની માફક ખુંચી રહી છે." જો કે હઝરત સલમાન ફારસી (ર. અ.) જે સામગ્રીને આટલી બધી અગત્યતા આપતા હતા તે તો કેવળ એક પ્યાલો અને એક લોટો હતો. (૬૪) એક બીજી રિવાયતમા છે, કે પ્યાલા અને લોટા સિવાય એક તલવાર પણ હતી. (૬૫)

કેટલીક શીયા રિવાયતોમાં છે, કે એમને કફન દફન આપવાની ક્રિયામાં સૈયદના હઝરત અલી (અ. સ) પણ શરીક હતા. જો એ રિવાયતોને આધારભૂત ગણવામાં આવે તો હઝરત સલમાન ફારસી (ર. અ.)ની વફાત હિજરી ૩૬ (ઇ. સ. ૬૫૬)માં થઇ હોવી જોઇએ, જ્યારે ખિલાફતની મસનદ ઉપર સૈયદના હઝરત અલી (અ. સ.) મૌજૂદ હતા. એઓ વફાત વેળા પોતાની પાછળ ત્રણ બેટીઓ મૂકતા ગયા હતા, જેમાંની એક ઇસ્ફહાન રહેતી હતી અને બીજી બે ઇજીપ્તમાં હતી. (જુઓ "અઝીઝુલ બિનાઅ્દ બનારી-મુરસદાબદ")

વફાત વેળા એમની વય, કેટલાક ગ્રંથકારો અઢીસો વર્ષની અને કેટલાક સાડી ત્રણસો વર્ષની હોવાનું જણાવે છે પરંતુ એમાં સચ્ચાઇ બહુ ઓછી માનવી જોઇએ. અલબત્ત, ઇતિહાસોનાં હઝરત સલમાન ફારસી (ર. અ.)નું જે વર્ણન મળે છે, તેનાથી જાણી શકાય છે, કે એઓ ભારે સંયમી, પરહેઝગાર, જફાકશ અને ઇબાદતગુઝાર બુઝુર્ગ હતા. એમણે યુવાનીમાં લાંબો દેશાટન કરવાનો પરિશ્રમ વેઠ્યો હતો અને પર્વતોમાં જઇને ધ્યાનસ્થ થતા હતા. એમનું શરીર પણ મજબુત બાંધાનું, પરંતુ ઠીંગણું હતું. ખંદકના યુદ્ધમાં સવારથી સાંજ સુધીમાં પાંચ ગજ ચોરસ ખાઇ ખોદતા હતા. આ એકંદર હકીકત લક્ષમાં લેતાં, એ હકીકત ફલિત કરવાનું સુગમ બને છે, કે હઝરત સલમાન ફારસી (ર. અ.)ની રૂહાની (આત્મિક) તાકત અમાપ હોવી જોઇએ, અને એ કારણે એઓની વય વફાત વેળા સવાસોથી દોઢસો વર્ષ કે તેથી પણ વધારે હોય તો તે કોઇ આશ્ચર્યની વાત નથી.

(૬૪) "ફરિશ્તએ રહ્મત" પૃષ્ઠ ૮૮

(૬૫) એજન પૃષ્ઠ ૬૩




[૯]

એમના સદ્દવચનો

હઝરત સલમાન ફારસી (ર. અ.)ને કોઇએ પૂછયું "આપ નવા કપડાં કેમ પહેરતા નથી?" આપે કહ્યું. "હાલ હું ગુલામ છું, જે દિવસે આઝાદ થઈશ, તે દિવસે નવાં કપડાં પહેરીશ." હઝરત સલમાન ફારસી (ર. અ.)ને પૂછવામાં આવ્યું કે "એવી કઇ બદી છે, કે જેની સ્પર્ધામાં નેકી કંઇ કામ ન આવે?" જવાબમાં કહ્યું: "તે બડાઈ અને અહંકાર છે." હઝરત સલમાન (ર. અ)ને એક શખ્સે ગાળ આપી તો આપે તેને કહ્યું કે "જો કર્મોના પલ્લામાં મારા કર્મો ઓછાં થયાં તો તું જે કહે છે, તેનાથી પણ હું બદતર છું, અને જો પલ્લો (સુકૃત્યોનો) ભારી થયો તો આ ગાળથી મને કંઇ દુઃખ કે નુકસાન નથી." (૬૬)

હઝરત સૈયદના ઇમામ જાફરે સાદિક (ર. અ)થી રિવાયત છે, કે સલમાન ફારસી ૭ ચીજો ઉપર આશ્ચર્ય કરતા હતા, એ છમાથી ત્રણ ચીજો એમને હસાવતી હતી અને ત્રણ ચીજો રડાવતી હતી. તેઓ કહેતા હતા કે આ ત્રણ ચીજો તેમને રડાવતી હતીઃ-(૧) રસૂલે પાક (સ. અ. વ.) અને અસ્હાબ (ર. અ)ની જુદાઇ, (૨) મૃત્યુની બ્હીક અને મૃત્યુ પછીના બનાવો અને (૩) કયામતના દિને ખુદાવંદ જબ્બાર અને કહ્હાર આગળ કર્મોનો જવાબ આપવા માટે ઉભા થવું. જે ત્રણ ચીજો તેમને હસાવતી હતી તે આ છેઃ (૧) તે શખ્સ, જે દુનિયાને તલબ કરે છે, પરંતુ મૃત્યુ તેની તાકમાં હોય છે, (૨) તે શખ્સ, જે પરલોકના એહસાસથી ગાફિલ છે પણ હકતઆલા તેમજ ફરિશ્તાઓ તેનાથી ગાફિલ નથી એટલું જ નહીં, તેના પ્રત્યેક કૃત્ય અને ખ્યાલ ઉપર તેમની દ્રષ્ટિ છે અને (૩) તે શખ્સ, જે ઘણું હસે છે અને એ નથી જાણતો કે ખુદા તેનાથી ખુશ છે કે નહીં? (૬૭)

એક વાર સૈન્યના અમીર બનીને હઝરત સલમાન ફારસી (ર. અ) ક્યાંક ગયા. લશ્કરમાં જે નવયુવાન સૈનિકો હતા, તેમણે આપને જોઈ હસી ઉડાવી એક શખ્સે એ પ્રત્યે હઝરત સલમાન ફારસી (ર. અ)નું લક્ષ ખેંચ્યું તો આપે કહ્યું "ભાઇ! દરગુજર કરો. નેકી અને બદીનો ફેંસલો કયામતમાં થશે." (૬૮)

એકવાર એમના ઉપર મશહૂર સહાબી અબૂદરદા (ર. અ.)-જેઓ એમના નિકટના મિત્ર હતા-એ એક પત્ર લખ્યો કે 'ખુદાએ તમારાથી જુદા થયા પછી મને માલ અને ઔલાદ બન્ને આપ્યા છે અને હું સિરિયાની પવિત્ર ભૂમિમાં સ્થાયી થયો છું." આ પત્રનો ઉત્તર આપતાં હઝરત સલમાન ફારસી (ર. અ) એ અબૂદરદાને એક બહુજ પ્યારી નસીહત

(૬૬) 'બોસ્તાનુલ આરિફીન" પૃષ્ઠ ૫૩૧, ૫૨૧ અને ૪૮૧

(૬૭-૬૮) "કરિશ્મએ વહદત" પૃષ્ઠ ૮૭



લણી: "કંઈ ગૌરવતા માલ અને સંતતિમાં નથી, બલ્કે રહમ-દિલી ક્ષમા અને સુજનતામાં છે, તેમજ ગૌરવતા અને ખૂબીઓતો વિદ્યાથી લાભ મેળવવામાં સમાયેલી છે." (૬૯)

એકવાર આપ એકાંત-વાસમાં ધ્યાન-મગ્ન હતા અન્ય સહાબાઓ કિરામ પણ મસ્જિદમાં હતા અને બુલન્દ સાદે કુર્આન શરીફ પઢતા હતા. આપે તેમને કહ્યું "તમારામાંથી દરેક શખ્સ ખુદાની જોડે ગણે વાતો કરી રહ્યો છે. એટલા મોટેથી કુર્આન-શરીફનું પઠન ન કરો, કે એથી બીજાને તકલીફ પહોંચે." (૭૦)

હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) એકવાર અબૂદરદા (ર૦ અ૦)ને મળવા ગયા ત્યાં તેમણે જોયુ કે તેમના પત્નિએ કેવળ મામૂલી અને મેલાં વસ્ત્રો પહેર્યાં છે. હઝરત સલમાન ફારસી (ર. અ.) એ એનું કારણ પૂછ્યું તો તેમણે જવાબ આપ્યો કે "તમારા ભાઈને સંસારી જીવનની વાસના નથી." ભોજન પીરસાયું તો અબૂદરદા (ર. અ) બોલ્યા કે "હું ઉપવાસી છું." સલમાન ફારસી (ર. અ) બોલ્યા કે "હું તમારા વગર નહીં જમું." અંતે તેમણે ઉપવાસ છોડયો રાત્રે અબૂદરદા (ર અ) નમાઝ માટે ઉભા થયા. સલમાન ફારસી (ર અ) એ કહ્યું 'હમણાં સૂઈ રહો." પાછલી રાત્રે સલમાન ફારસી (ર. અ.) એ તેમને જગાડયા અને કહ્યું કે 'હવે નમાઝ પઢો." પછી તેમને તહજ્જુદની નમાઝ અદા કરી. પછી સલમાન ફારસી (ર. અ.) એ તેમણે કહ્યું કે

"હે અબૂદરદા! તમારા માલિકનો પણ તમારા ઉપર હક્ક છે. તમારી સ્ત્રીનો પણ તમારા ઉપર હક્ક છે. તમારા જીવનો પણ તમારા ઉપર હક્ક છે. એ સઘળાઓના હક્ક અદા કરો." હઝરત રસૂલે મકબૂલ (સ. અ. વ) ને આ બાબતની જાણ થઈ તો તેઓ નામદારે ફરમાવ્યું 'સલમાને સત્ય કહ્યું" (૭૧)

હઝરત સલમાન ફારસી (ર અ.) ખાવાનું ખાતા હતા; ત્યારે કહેતા હતા કે "ખુદાનો શુક્ર છે, જે અમારો જામીન થયો અને અમારી રોજીમાં વિસ્તૃતતા આપી" (૭૨)

એકવાર હઝરત સલમાન ફારસી (ર. અ) પોતાના દાસ ઉપર ગુસ્સે થયા અને કહ્યું, કે "જો (પરલોકની) શિક્ષાનો ભય ન હોત તો હું તને સજા કરત." (૭૩)

અબૂદરદા (ર. અ.) ને એકવાર હઝરત સલમાન ફારસી (ર. અ.) એ લખ્યું હતું કે "વિદ્યા એક ઝરણું છે, જેના પર લોકો આવે છે, અને તેમાંથી નીકો કાઢે છે, અને ખુદ તેનાથી અનેકને ફાયદો પહોંચાડે છે, પરંતુ જો કોઈ વિદ્યા ખામોશ હોય તો તે આત્મા વગરનું શરીર છે. જો કોઈ વિદ્યા લૂંટાવી ન શકાય તો તે દટાયેલા ખજાના જેવી છે.

(૬૯) "અખીરૂલ ખિતાબહ બ તારીખુરસહાબહ" પૃષ્ઠ

(૭૦) "ઉસ્વએ સહાબા" ભાગ ૧ લો

(૭૧) "સાદિક" (ગુજરાતી માસિક) માં છપાયેલો મૌલાના સુલેમાન નદવીનો લેખ: "ઈસ્લામ ધર્મનો પ્રાર્થના ધ્યેય" રબિઉલ અવ્વલ હિ. સ. ૧૩૫૧

(૭૨-૭૩) "ઉસ્વએ સહાબા" ભાગ ૧ લો




વિદ્વાનની મિસાલ તે શખ્સ જેવી છે, જે અંધારા-માર્ગમાં દિપક દેખાડે છે, જેથી જનતા તેના પ્રકાશ મેળવી શકે અને તેને આશિર્વાદ આપે" (૭૪)

હઝરત ઇમરાન બિન હસીન (ર. અ.) અઝાબે-ઇલાહીના ભયથી ફરમાવતા હતા, કે "કાશ! હું માટીની રજકણ હોત અને વાયુ મને ઉડાડી લઇ જાત, અને મને અલ્લાહે પેદા કર્યો ન હોત" આના પર આ આયાત નાઝિલ થઇ કે "નર્ક તે બધાની એકત્ર થવાની જગ્યા છે." હઝરત સલમાન ફારસી (ર. અ.) એ આ આયાત સાંભળીને એક સંતાપપૂર્ણ ચિત્કાર કર્યો, માથા પર હાથ મૂકીને નાસી ગયા, અને સતત ત્રણ દિવસ સુધી અલોપ રહ્યા. (૭૫)

[૧૦]

મઝાર

હઝરત સલમાન ફારસી (ર. અ.) નો મઝાર ઇરાકમાં મદાયન ખાતે આવેલો છે નજફ અને કરબલાની યાત્રાએ જતા હજારો યાત્રાળુઓ મદાયનની યાત્રાએ પણ જાય છે, અને હઝરત સલમાન ફારસી (ર. અ.) ના મઝારની ઝિયારત કરવાને પણ ચૂકતા નથી.

હઝરત સલમાન ફારસી (ર. અ.) ની કબ્ર ઉપર એક ભવ્ય રોઝો બનેલો છે, અને તે બહુજ વિશાળ જગ્યા રોકે છે એ મઝાર સલમાને પાકના મઝારના નામે મશહૂર છે સુન્ની મતાવલંબીઓથી વધારે શીયાઓમાં એમની ઇજ્ઝત કરવામાં આવે છે, અને શીયા મતાવલંબીઓની કેટલીક ઉદ્દામ જમાઅતો તો હઝરત અલી (અ. સ.) ના પછી હઝરત સલમાન ફારસી (ર. અ.) ને ઇમામ ગણે છે. (૭૬)

તૈમૂર ભારે ધર્મશ્રધ્ધાળુ રાજવી હતો. સૂફીઓ, દુર્વેશો, મશાયખો અને એહલેબૈતના માટે એના દિલમાં નિરંતર પ્રેમ ઉભરાતો હતો એણે હઝરત સલમાન ફારસી (ર. અ.) ના મઝારના ખર્ચ અંગે મદાયન પ્રાન્તના કેટલાય મહાલો વકફ કર્યા હતા (૭૭)

હઝરત સલમાન ફારસી (ર. અ.) જન્નતનશીન થયા ત્યારે પોતાની પાછળ ઔલાદમાં ત્રણ બેટીઓ મૂકતા ગયાની હકીકતનો આ પહેલાં ઉલ્લેખ થઇ ચૂક્યો છે. એમની માફક એમની ઔલાદમાં પણ મોટા મોટા સૂફીઓ, ઔલિયાઓ અને દુર્વેશો થયા હોવાનું જણાય છે. તેઓમાંના કેટલાક હિન્દુસ્તાનમા પણ આવેલા લાગે છે, એમ ગુજરાતના પ્રખ્યાત ઇતિહાસ "મિરાતે અહમદી" ના ખાતમા (સપ્લીમેન્ટ) થી ફલિત થાય છે. શેખ અલી મુત્તકી મોટા સંત થઇ ગયા છે, જેમનો મઝાર અમદાવાદ નજદીક પ્રાચીન અસાવલમાં શાહ ભિકન (૬૬)

(૭૪) "ફરજન્દે સદ્દાબા" ભાગ ૧ લો
(૭૫) એજન
(૭૬) "નિગાર" ફેબ્રુઆરી ૧૯૩૬
(૭૭) "તુઝકે તૈમૂરી" (ઉર્દૂ ભાષાન્તર) પૃષ્ઠ ૧૭૭




ના રોઝાની સામે આવેલો છે, અને શેખ અલી મુત્તકીની વફાત હિજરી ૧૦૪૦ (ઇ. સ. ૧૬૩૦) માં થઇ હતી. એઓ હઝરત સલમાન ફારસી (ર. અ.)ના વંશમાં હતા. (૭૮)

## આધાર-ગ્રંથોની સૂચી


ઉર્દૂ

(૧) અઝીઝુલ મિનાબહ બનારી-ખુરસદાબાદ
(૨) ઉરવએ સલાયા હિસ્સા અવ્વલ : દારુલ મુસન્નેફીન આઝમગઢ
(૩) કરિશમએ વહદત યાને હયાતે સલમાન ફારસી : મૌ મુહમ્મદ લતીફુલ્લાહ અનસારી
(૪) કામશુલ મશાહીર જિલ્દ અવ્વલ : નિઝામી પ્રેસ-બદાયૂં
(૫) ખુલફાએ રાશેદીન : દારુલ મુસન્નેફીન આઝમગઢ ૧૯૨૭
(૬) તઝકીરુલ ગઝકિયા ફીએહવાલુલ અંબિયા જિલ્દ દુવ્વમ : નવલકિશોર પ્રેસ લખનવ
(૭) તારીખે ઔલિયાએ ગુજરાત (ઉર્દૂ અનુવાદ) : મૌલવી અબુઝફર નદવી સાહબ
(૮) તારીખુલ ઔલિયા જિલ્દ અવ્વલ : સૈયદ ઇમામુદ્દીન અહમદ ગુલશનાબાદી
(૯) તુઝકે તૈમૂરી (ઉર્દૂ-અનુવાદ)
(૧૦) "નિગાર" (માસિક) ફેબ્રુઆરી ૧૯૩૯ લખનવ
(૧૧) બોસ્તાનુલ આરેફીન : મૌ. મીરી આબિદમિયાં સાહબ ડાભેલી
(૧૨) મુઝાહિરએ હક જિલ્દ ચહારુમ (બાબ ફઝાયલ કુરૈશ વઝિફુલ કબાઇલ)
(૧૩) રહમતુલલિલ આલેમીન : મૌ. મીરી આબિદમિયાં સાહબ ડાભેલી
(૧૪) સફીનતુલઔરાત ફી ઝિક્રે મનાકીબુસસહાબ : મૌ. મરગૂબ અહમદ લાજપુરી
(૧૫) સલમાન ફારસી ઔર ઉનકા ઇસ્લામ : મૌ. મુહમ્મદ એ'જાઝઅલી બિજનોર

ગુજરાતી

(૧૬) અલફારૂક (ગુજરાતી અનુવાદ)
(૧૭) તારીખે શાહાને ઈરાન બાગ બીજો : પાલનજી બરજોરજી દેસાઇ
(૧૮) "નિઝામ" (માસિક) અમદાવાદ રજબ હિ. સ. ૧૩૫૬
(૧૯) નૂરુલ મુબીન : અહમદમુહમ્મદ ગનમુહમ્મદ ચુનારા
(૨૦) ફાર્બસ સભા "ત્રૈમાસિક" મુંબઇ વર્ષ ૧ અંક ૨ જુલાઇ-સપ્ટેમ્બર ૧૯૩૬
(૨૧) સિરાજુલ ઇમાન ફીસીરતે સલમાન (અરબી લિપિમાં) : મુલ્લા અઝદર ખંભાતી
(૨૨) 'સાદિક' (માસિક) રાંદેર રબિઉલ અવ્વલ હિ.-સ. ૧૩૫૧
(૨૩) સીરતે નબવી ગુજરાતી અનુવાદ) જહાંગીરશાહ બિહારી
(૨૪) સોરાબજી મંચેરજી દેસાઇએ ત્રીજી સનપંથ પરિષદમાં આપેલું ભાષણ


(૭૮) "તારીખે ઔલિયાએ ગુજરાત" (ઉર્દૂ) પૃષ્ઠ ૧૦૧



ખાકસાર "ઝાર" રાંદેરી.

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી બજારમાં મુકી છે. કોઈ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઇ માટે ભેવરનો ઉપયોગ કરીએ તો લગારે અતિશયોક્તિ નથી અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી અકસીર ઉપાય એકે આવ્યો નથી બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતનો ગુણ બતાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા. ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખુબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પટો બાંધવાનીયે અગત્ય નથી. મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્યસ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ ફકીરી તિલો જાહેરમાં મુક્યો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે. કીમત ડબ્બીનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જુના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. ઇન્જકસનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (રૂબરૂમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બીટીશ પોસ્ટલ ઑર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફ્ત મોકલવામાં આવશે.

લખો અથવા મળો :

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, **Rander**, Dist. Surat.

આફ્રીકાના એજંટ:-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)

# ખૂઇપર

અનુવાદક : હાફિઝ "ઉલ્ફત" સાહુમ બરબોધન.

વ્હેલી સવારે મને એક જરૂરી કામં અર્થે શૂરી જવું હતું. શૂરી એક નાની સરખી જગ્યા છે અને ત્યાંના સ્ટેશને ટ્રેન થોભતી ન હોવાથી હું ત્યાં હમેશાં કારમાંજ જતી આવતી રહું છું.

મારો પુરાણો ડ્રાઇવર કરીમ ત્રણ દિવસની રજા લઇ પોતાના ઘેર ગયો હતો. તેને ખબર હતી કે કાલે સવારે મને શૂરી જવું છે, અને તે આ વાયદો કરીને ઘરે ગયો હતો કે મને શૂરી પહોંચાડવા માટે તે સમયસર પાછો ફરશે........

રાતના ખાણા પછી ઝુનાશની મદદથી કેટલાક જરૂરી કાગળો મારી સફર બેગમાં મૂકતાં મે ઝુનાશને કહ્યું.

'ઝુનાશ ! કરીમ હજી સુધી નથી આવ્યો અને વ્હેલી સવારે મારે રવાના થવું છે."

"આખી રાત પડી છે બાઈ રૂહી બેફિકર રહો, તે આવી જશે. કરીમ વાયદાનો ઘણો પાકો છે" ઝુનાશે બેગ બંધ કરતાં ઉત્તર આપ્યો.

"વાયદાનો પાકો તો છે" મેં કહ્યું "પરંતુ શી ખબર કદાચ કોઇ કારણસર તે નહિં આવી શકે માટે સંભાળી ખાતર તું ઝુલ્શીને ફોન કરી દે કે એક દિવસ માટે પોતાના ડ્રાઇવરને મોકલી આપે."

"સારૂં, પરંતુ મારો તો ખ્યાલ છે કે કરીમ પોતાના વાયદાનો એટલો બધો પાબંદ છે કે ગમે તેમ હોય તે સમયસર જરૂર આવી જશે."

"તું ટેલીફોન તો કરી દે."

સાડા અગાર વાગે મેં વિજળીક પ્રકાશ બંધ કર્યો, અને પોતાના બિછાના પર સુતી સુતી બીજા દિવસના જરૂરી કામોનું લિસ્ટ દિલમાંજ તૈયાર કરવા લાગી.

ડીસેમ્બરની સિતમ-અંગેઝ રાત હતી, શરદીનું ઘણું જોર હતું, વાંસ અને સનોબરના વૃક્ષો ઉપર ઠંડી હવાના સુસવાટા ચાલી રહ્યા હતા. હું એક શોખ નારંગી રંગની સુજની મહીં લપેટાઇ બિલાડીની જેમ કુંડલાઇને પડી હતી. અંગીઠીમાં બળતા સનૂબરના લાકડાના ભડકા ઓરડાની અંધારી દિવાલો ઉપર એવી રીતે ધ્રૂજતા હતા જેવી રીતે કોઇ પુરાણા અને સુનસાન રસ્તા ઉપર ભૂતો ને ચૂડેલો ધીમા પગલે ચાલી રહ્યાં હોય !

એટલામાં ઘડિઆળે બાર વગાડ્યા અને મેં મારી આંખો નિંદ્રા માટે બંધ કરી લીધી.

હજી થોડીકજ વાર થઇ હતી કે એકાએક દરવાજાના ખખડાટે મને ચોંકાવી દીધી.

"કોણ છે ?"

"હું છું ડ્રાઇવર કરીમ."

મેં કંઇક આશ્ચર્ય પામી પૂછ્યું ! "કરીમ ! તું આવી પહોંચ્યો !"

"સવારે આપણે શૂરી જવું હતું ને !"

મેં સૂતાં સૂતાંજ ઉત્તર આપ્યો કે "તેં નાહક આપદા વેઠી, મેં સવાર માટે બાઇ ઝુલ્શીના ડ્રાઇવરને બોલાવી લીધો છે. વિચાર હતો કે પાછા ફરતાં શૂરીથી તને પણ સાથે લેતી આવીશ. તારૂં ઘર પણ તેટલામાં કેથ છે ને ?"

"હા."

"સારી વાત છે, જરા ખ્યાલ રાખજે, વ્હેલી સવારે નમાઝ પછી તરતજ ઉપડી જવાનું છે."

૨

શરદીની ઉદાસ અને અંધારી સવારમાં




મેં નમાઝ પઢી ફ્રુનાશે ગરમ ગરમ કોફી પીવડાવી, ફરી હું શાલમાં લપેટાઇ બહાર નીકળી તો કાર તૈયાર જ હતી અંદિઆ લગી કે કરીમ સ્ટીયરીંગ ઉપર હાથ મૂકી ઉપડવા માટે તૈયાર બેઠો હતો. હું બેસતાંજ કાર ચાલુ થઇ ગઇ.

ઠંડી અને સુકી હવા બદનમાં સોયો ભોંકી રહી હતી. મેં કારના કાચ ચઢાવી લીધા અને કુકડું વળાઇ એક ખૂણામાં દબાઇને બેસી ગઇ અને જ્યારે બેઠા બેઠાં થાકી ત્યારે બેગ ખોલી "પેરીસોટી"ની વાર્તા "સહેરા" લઇને વાંચવા લાગી અને પશ્ચિમ આફ્રિકાના ફ્રેન્ચ સસ્થાના ભેદ ભર્યા અને જાદુઈ દેખાવો મારી સ્મરણની આંખો આગળ ફરવા લાગ્યા,

હું ઘણી વાર લગી વાંચતી રહી. ફરી નજર ઉઠાવીને જોયુ; તો ઘણો વખત વીતી ગયો હતો. શરદીના બિનઆકર્ષક અને ફીકકા આકાશ ઉપર દર્દી જેવો દેખાતો સૂર્ય ઉતરેલા ચહેરે ચળકવાના પ્રયત્ન કરી રહ્યો હતો. અને ધોળો તડકો ઝાકળને ચીરી ફાડી મૈદાનમાં ઉતરી રહ્યો હતો.

મેં પુસ્તક બંધ કર્યું, આમ તેમ અરસિકતાએ જોયું, બગાસું ખાધું અને કહ્યું "કરીમ! તું પહેલાં આજ રસ્તે ગયો હતોને? જે રસ્તો નજીક હોય ત્યાંથી જ કાર હંકારજે, મારે એક વાગે પહોંચવુ છે. ઘણું જરૂરી કામ છે."

"બાઈ હું તમને બાર વાગ્યેજ ત્યાં પહોંચાડી દઇશ."

"એ તો ઘણી સારી વાત છે, એનો અર્થ એમ થાય કે હું એક કલાક આરામ પણ લઇ શકીશ, પરંતુ કારને એટલી બધી ઉતાવળે ન ચલાવ કે કયાંઇ અથડાઈ પડે! એક કલાક મોડા પહોંચવું એના કરતાં લાખ દરજ્જા સારૂં છે કે હમો કોઇ ભેખડ અથવા કોઈ ઝાડ સાથે અથડાઇ પડી કદી પણ પહોચી ન શકીએ!"

એટલું કહી મેં ફરી પુસ્તક ખોલ્યું અને વાંચનમા પરોવાઈ ગઈ. એકાએક હું મારી સીટ ઉપરથી ઉછળી પડી અને પુસ્તક મારા હાથ માંહીથી છુટી નીચે મારા પગ તળીએ જઇ પડ્યું મેં ક્રોધથી કરીમ તરફ જોતાં કહ્યું, "આ શું કરે છે? જોતો નથી કાર સાફ માઇલે જઇ રહી છે?"

'જોઇ રહ્યો છું બાઇ! પરંતુ બાર વાગ્યે શૂરી પહોચવું જરૂરી છે ને!"

"કંઇ જરૂરી નથી!" મેં ગુસ્સાને સહન કરતાં કહ્યું.

મને પળેપળે કારની ગતીમાં પ્રબળતા માલૂમ પડવા લાગી. મેં જોયું કે તે કાર સી-તેર માઇલની ગતીએ હંકારી રહ્યો છે. બહારના દેખાવો એક ભયાનક અવસ્થામાં ઉડી રહ્યા હતા. સડકના કાંકરા ઉડીઉડીને કાચમાં વાગી રહ્યા હતા. અને કારના પાછલા કાચમાથી ધૂળ-કચરાના વંટોળ નજરે પડતા હતા.

"કારને થોભાવ!" મેં ક્રોધાવેશમાં કહ્યું"

"કાર નહિં થોભશે બાઇ રૂહી, બાર વાગ્યે શૂરી પહોંચવું જરૂરી છે!"

"જરૂરી છે! શા માટે?"

"એટલા માટે કે બાર વાગ્યા ફરી......

"બાર વાગ્યા ફરી શું થશે?" મેં આશ્ચર્ય પામતાં પૂછ્યું "તમો નહિ પહોંચી શકશો!"

"કેમ?"

"જનાઝો પહોંચી જશે!"




"જનાઝો !" મે એકદમ કંપીને પૂછ્યું "કોનો જનાઝો ?"

મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વગર તેણે કારની ગતીમાં વધારો કર્યો અને હવે કાર છોડી એકદમ ભેલગામે ઝનૂનમા ઉડી રહી હતી. મારા હોશકોશ ઉડી ગયા. મેં એક બૂમ પાડીને કહ્યું.

"થોભાવે છે કે નહિં ?"

"નહિં !"

મારા બદનમાં લોહી જામી ગયું હતું. હાથ પગ ઠંડા પડી ગયા હતા. મને ખાત્રી થઇ ગઇ હતી કે આ માણસ એક ભયાનક પ્રકારનો ઝનૂની છે અથવા કોઇ આત્માહિણુ રોગમાં સંડોવાયલો છે; તે મારી પાસે છ વરસથી કામ કરતા હતો, મારી બધી કારોનો તેજ સંભાળનારો હતો. ઘણોજ ખતીલો અને ફરમાનબરદાર હતો. આવો નાફરમાન અને ગુસ્તાખ કદી નહતો !

હું કંપી ગઇ. જનાઝાનો શબ્દ મારા કાનમા ગુંજવા લાગ્યો. પાછળ ધૂળનુ તોફાન, આગળ કાંકરીઓનો વરસાદ, દરવાજાના કાચ તૂટી જવાનો દરેક પળે ભય, મારૂં દિલ ધડક ધડક થઇ રહ્યું હતું ! હું ખુદા પાસે દુઆ માગી રહી હતી કે વહેલામાં વહેલો કોઇ અકસ્માત થાય તો સારૂં કે આ ભયાનક મુસાફરી પૂર્ણ થાય !

મેં બ્હીતાં બ્હીતાં કરીમ ઉપર નજર નાખી અને પોતાને આંચકાઓથી બચાવવા માટે કારમાં લટકેલ ફુમતદાર રેશમી દોરડીઓને બન્ને હાથમાં પકડી લીધી અને ભયભિત સાદે ચીસ પાડી.

"કરીમ ! તું બીમાર તો નથીને ?"

"હવે સારો છું."

"એટલે બિમાર હતો ?"

"હા."

"તો ફરી શા માટે આવ્યો ? તને આરામ લેવાની જરૂર હતી."

"આપને શૂરી પહોંચાડવાનું હતુંને ?"

ભયના કારણે મારો કંઠ રૂંધાઇ રહ્યો હતો. હવે હું કાંઇ બોલી પણ શકતી ન હતી તે એક એક પળ કારની ગતીમાં વધારો કરી રહ્યો હતો. કાંટો ઉપર ચઢી રહ્યો હતો ! ! સીત્તેરથી ઉપર......એંસી ! એંસીથી ઉપર... નેવુ ! ! અને નેવુથી......સો ! ! ! એક ભયાનક બંટોળીઓ ચીસો પાડતો અને બરાડતો મને મૃત્યુ તરફ લઇ જઇ રહ્યો હતો.

મેં ફરી એકવાર ચીસ પાડી.

"પાગલ ! આ શું કરી રહ્યો છે ? ઓહ ! ઓહ ! ! ખુદા ખાતર કારને થંભાવી દે ! જો કરીમ ! મારી સાથે તું પણ મરીશ ?...ક્યાં જઇ રહ્યો છે ?......ક્યાં ?......સો શુરી આવી લાગ્યું...હવે તો રોક ? જુઓ આ શુરીનું કબ્રસ્તાન આ રહ્યું સામે...આવી ગયું..."

"હા આવી ગયુ"......

મેં ભાન ભુલી થઇ એક જોર જોર ચીસ પાડી-બન્ને હાથો વડે પોતાનો ચહેરો છુપાવી લીધો. કાર પોતાના ગાંડપણમાં એક માટીના ટેકરા ઉપર ચઢી ગઇ હતી અને ફરી—? અને ફરી એક જોરદાર ધમાકા સહિત જાણે મૃત્યુના ખાડામાં જઇ પડી. જેમ ગર્જના કરતા આકાશો અહિંથી સમુદ્રમાં વીજળી પડે છે તેમ !

૩

જ્યારે આંખ ખુલી, ત્યારે સૂર્ય કબરસ્તાન ઉપર પોતાના બેપરવા કિરણો ફેંકી રહ્યો હતો. હું તૂટેલી કારના છાયામાં એક લાશ જેવી પડી હતી એટલામાં કબરસ્તાનનો દરવાજો ઉઘડ્યો અને લોકોના ટોળાનો અવાજ આવવા લાગ્યો. મેં નજર કરી તો દેખાયું કે લોકો એક જનાઝો લઇ અંદર દાખલ થઇ રહ્યા છે.

પુછવાથી માલુમ પડ્યું કે ડ્રાઇવર કરીમનું ગઇ રાતે બાર વાગ્યાના શુમારે કોલેરાથી મરણ નિપજ્યું અને હમણાં બાર વાગે તેના શબને દફનાવવા માટે કબરસ્તાનમાં લઇ આવ્યા છે !

સંબંધ દૂર થઇ જશે. (૫) એને હંમેશા કસરતથી પઢનારની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે અને તેને કોઇનો મોહતાજ કરશે નહીં.

**"યા સમદો"** (સંખ્યા ૧૩૪) "એ બેપરવાહ" (૧) એને હમેશા સફરના વખતે અથવા અર્ધી રાત પછી સીજદામાં જઇ ૧૧૫ વખત પઢશે તો ઇ. અ. દરેક આગાહીથી જાણીતો થશે અને કોઇ ઝાલિમના હાથમાં સપડાશે નહિ. (૨) એને હંમેશા કસરતથી પઢનાર ઇ અ. કદી ભૂખ્યો રહેશે નહીં (૩) જો એને વઝુની હાલતમા એટલે વઝું સાથે હંમેશા કસરતથી પઢવામાં આવે તો ઇ અ દુન્યાથી બેપર્વાહ થઇ જશે (૪) એને દરરોજ ૧૦૦૦ વખત પઢનાર હમેશા દુશ્મનો ઉપર ગાલિબ રહેશે. (૫) એને હમેશા કસરતથી પઢનારની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે અને કોઇનો મોહતાજ કરશે નહીં. (૬) ભૂખની હાલતમાં અથવા સાદી હાલતમા જ્યાં સુધી એનો ઝીકર કરવામાં આવશે ત્યાં સુધી ઇ અ ભૂખની અસર જણાશે નહીં (૮) 'અલ્લાહુ **સ્સમદો"** એને હમેશા કસરતથી પઢનાર ઇ અ. કદી પણ કોઇનો મોહતાજ થશે નહીં તેની દરેક દુઆ ખુદાપાક કબુલ કરશે અને દરતે ગેબથી તેની મદદ કરતો રહેશે. એ સિવાય એના અનેક ફાયદાઓ હાસિલ કરશે. (૯)

**"યા કાદેરો"** (અદદ ૩૦૫) એ દરેક ચીજ પર કુદરત રાખવાવાલા" (૧) અગર વઝુ કરતી વખતે દરેક આઝાને ધોતી વખત "અલ્કાદેરો" પઢતા જઇ દમ કરે; તો ઇ. અ. ઝાલિમના હાથમાં કદી સપડાશે નહીં અને કોઇ પણ દુશ્મન તેની ઉપર ફતેહ મેળવશે નહીં. (૨) જ્યારે કોઇ મુશ્કિલ આવી પડે ત્યારે જો દરરોજ ૪૧ વખત પઢવામાં આવશે તો ઇ. અ. બહુ જલ્દી મુશ્કિલ આસાન થઇ જશે. (૩) બેરકાત નફીલ પછી એને ૧૦૦ વખત હમેશા પઢવામાં આવે તો ઇ. અ. બદની તેમજ રૂહાની તાકત મળશે. (૪) એને હમેશા કસરતથી પઢનાર ઇ. અ. દરેક મખલુક ઉપર ગાલિબ રહેશે (૫) એને હમેશા કસરતથી પઢનાર ઇ. અ કોઇ મુશ્કિલમાં ગિરફતાર થશે નહીં : અને અસ્માની સુલતાનીથી બચેલો રહેશે.

**"યા મુકતદેરો"** (સંખ્યા ૭૪૪) "એ કુદરત જાહેર કરવાવાલા" (૧) એને હમેશા હુસ્યારી સાથે કસરતથી પઢવામાં આવે તો દિલની ગફલત દૂર થઇ જશે. (૨) એને દરરોજ ૨૦ વખત પઢનાર રહેમતે ઇલાહીમાં રહેશે. (૩) એને હમેશા કસરતથી પઢનારની ખુદાપાક હિફાઝત કરશે અને દરેક આફત બલાથી તેને બચાવી લેશે (૪) એને હમેશા કસરતથી પઢનાર દુશ્મનો ઉપર ગાલિબ રહેશે અને દુન્યાવાલા તેની ઇઝઝત કરશે, અને દરેક મખલુકાત ઉપર ગાલિબ રહેશે. (૫) સવારે ઉઠતાંની સાથે એને હમેશા કસરતથી પઢનારના દરેક કામમાં ખુદાપાકની મદદ શામિલ રહેશે અને ઇ અ તેના દરેક કામ કંઇ પણ અડચણ વિના પૂરાં થશે. (૬) સવારે ઉઠતાંની સાથે "અલમુકતદેરો"ને હમેશા ૨૦ વખત પઢનાર ઇ. અ. આખો દિવસ ખુદાપાકની રહેમતમાં રહેશે અને તેના દરેક કામમાં ખુદાપાકની રહેમત શામિલ રહેશે.

**'યા મુકદ્દેમો"** (અદદ ૧૮૪) (૧) જંગ એટલે લડાઇના વખતે એને કસરતથી પઢનાર ઇ. અ. ઘાયલ થશે નહીં તેમજ તેને કંઇ રંજ કે તકલીફ પહોંચશે નહીં; (૨) એને




કસરતથી પઢનારનો નફસ તાબતે ઇલાહીમાં ફર્માબર્દાર થશે. (૩) એને ૯ વખત પઢી શીરની પર દમ કરી જેને ખવાડશે તે ઇ. અ. તેનાથી મોહબ્બત કરશે અને તેનો તાબેદાર થશે (૪) એને હમેશા કસરતથી પઢનાર દુશ્મનો ઉપર ગાલિબ રહેશે. (૫) એને હમેશા કસરતથી પઢનારની બધા ઇઝઝત કરશે અને મકબુલે ખલાયક થશે. (૬) જે માણસ પોતાના રહેવાના મકાનમાં ઇતમિનાનથી રહી શકતો ન હોય એટલે કોઇ રીતનો ખૌફ કે ડર લાગતો હોય તો એને કસરતથી પઢવાથી (ઇ. અ.) ખૌફ ડર વગેરે નાબુદ થઇ જશે અને જો મકાનમાં જીન્નાત વગેરે હશે તો તે પણ કદી તેને કંઇ પણ હેરાન કરી શકશે નહીં.

"યા માઅય્ખેરો" (સંખ્યા ૮૪૬)

(૧) એને હમેશા કોઇપણ નમાઝ પછી ૧૦૦ વખત પઢનારનું દિલ મોહબ્બતે ઇલાહી વગર આરામ પકડશે નહીં એટલે ખુદાપાકની મોહબ્બત તેના દિલમાં પેદા થશે (૨) એને હમેશા ૧૦૦ વખત પઢનારના બધાં કામ સાથ ખૈરના પૂરાં થશે. એટલે ખુદા પાક તેને દરેક રીતે મદદ કરશે (૩) એને દરરોજ ૪૧ વખત પઢનારનો નફસ તાબે થશે. (૪) એને હમેશા કસરતથી પઢનાર દુશ્મનો ઉપર ગાલિબ રહેશે. (૫) એને ૪૮ દિવસ સુધી દરરોજ ૩૦૦૦ વખત પઢે તો જે કંઇ ખુદા પાકથી માંગશે તે ઇ. અ. મળશે. દીન દુન્યાના કોઇ હલાલ કામ માટે જગ્યા અને વખત નક્કી કરી ઉપર મુજબ પઢવાથી ઇ. અ. તે કામ થઇ જશે. (૬) "યા મુકદ્દેમો યા મોઅય્ખેરો" કોઇ પણ મુશ્કિલ આસાન થવા દરરોજ એને ૨૧ વખત પઢશે તો ઇ. અ. મુશ્કિલ આસાન થઇ જશે. (૭) એને હમેશા ૧૦૦ વખત પઢનારના દિલમાં ઝીક્રે હક સિવાય બીજી કોઇ ચીજ રહેશે નહીં અને આકેબત સાથ ખૈરના થશે. (૮) એને હમેશા કસરતથી પઢવાથી ઇ. અ. બૂરાં કામોથી તૌબા નસીબ થઇ નેક કામો કરતો થઇ જશે.

"યા અવ્વલો" (અદદ ૩૭) "એ સર્વેથી પહેલો" (૧) અગર કોઇને ઓલાદ ન હોય તો દરરોજ ૪૦ વખત ૪૧ દિવસ પઢવાથી ઇ. અ. ઓલાદ મળશે. (૨) કોઇનો છોકરો નાશી ગયો હોય તો જુમ્આની રાત્રે ઇશાની નમાઝ પછી ૧૦૦૦ વખત પઢેથી ઇ. અ. પાછો આવશે. એવી રીતે ૪૦ જુમ્આની રાતોમાં પઢવું એટલે દર અઠવાડિઆમાં માત્ર જુમ્આની રાત્રે પઢવું (૩) ઉપર નંબર ૨ માં લખ્યા મુજબ દર જુમ્આની રાત્રે ૪૦ રાત પઢનારની ગમે તે હાજત હશે તે ખુદા પાક પૂરી કરશે (૪) ઉપર નંબરમાં લખ્યા મુજબ પઢનાર ઇ. અ. ગરીબ હશે તો તવંગર થશે. (૫) એને દરરોજ ૧૧ વખત પઢનાર ઉપર ખલકત મહેરબાની કરશે. (૬) એને દરરોજ ૧૦૦ વખત પઢનારની ઓરત તેની સાથે મોહબ્બત કરશે (૭) અગર પરદેશમાં હોય અને વતન પાછા ફરવાનું સાધન ન હોય તો દર જુમ્આએ ૧૦૦૦ વખત પઢનાર ઇ. અ. બહુ જલ્દી વતન આવી જશે.



અન્ય કિન્તુ શો ફરક છે શાહ કે દુર્વેશમાં ?
ભેદ પામે કોણુ તેના એ 'અજબ' સ્વભાવનો,
છે દયાળુ તે જરામાં, ક્રૂર છે તે લેશમાં !
મૂર્ખ ! અમૃત કાં તું માને ઝુલ્ફમાં મા'શૂકના,
ઝેર કાળા નાગ કેરૂં છે એ કાળા કેશમાં !
કોણુ આ કળયુગમાં ઉપદેશ આપે કોઈને,
"ક્યાં અસર બાકી રહી છે કોઈના ઉપદેશમાં ?"
કેટલી આશ્ચર્ય મય 'ઉત્કૃત' છે મારી ઝિન્દગી,
આદ પરદેશી ગણાઉં છું રહીને દેશમાં !
બરબોધન] —'ઉત્કૃત'

-[ ૮ ]-

એક શરાબી મર્મ બોલે મસ્તીના આવેશમાં;
પ્રાણાહુતી આપ માનવ, પ્રેમના પરદેશમાં.
દાગ દિલ પર, આહ લબ પર, ખૂન નયનોથી વહે;
રંગ શું મુજ પ્રેમ ભરશે આખરી પ્રવેશમાં.
એજ આંધી, એજ તૂફાં એજ કાળી રાત છે,
કોઇ દી' તો મુજને લઇ જાશે અનેરા દેશમાં.
મારી હાલત જોઇને મુજ આત્મા મુજને કહે;
"તું હતો જે, તે નથી આજે તું તારા વેશમાં!"
લાખ સમજાવું ન સમજે યાદ દિલ ના વીસરે;
ક્યાં અસર બાકી રહી છે, કોઇના ઉપદેશમાં ?
દિલ નથી, શાન્તિ નથી, મૃત્યુ નથી, જીવન નથી;
શું રહ્યું તુજ પાસ 'જ્યોતિ' આખરી સદેશમાં ?
પેટલાદ ] —'જ્યોતિ'

-[ ૯ ]-

દિલ હરી ચાલ્યા બનાવીને અદા લવલેશમાં;
આજમુજ સ્વતંત્ર આત્મને કર્યું આદેશમાં.
ચાર નયનો થઇ જતાં ઉરની નિરાશાઓ ગઈ;
મારા જીવનને મળ્યું જીવન નવું નિર્દેશમાં.
અલ્પ દોષોથી વધુ દોષોમાં દોષિત જાય છે.
આપની ભાળી અનાયાસે કૃપા આવેશમાં.
ક્યાં અમલ કોઇ કરે છે કોઇના ઉપદેશ પર;
ક્યાં અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં !
રિન્દ સાથે રિન્દ થઇને પણ રહો છો સંતજી;
ને ખપો છો કર મહીં માળા ધરી દરવેશમાં !
આયનો સન્મુખ ધરી પોતેજ પોતાને કહ્યું,
તુજને જોઇ કોણુ નર આવે છે દર્શાવેશમાં !
દિલને ડસવાને અમરતી આહ ઝંખે છે સદા,
કેમ કાળી નાગણો પોષી રહ્યા છો કેશમાં !
દાદ 'બિસ્મિલ'ને કદાચિત હા મરણ અંતે મળે;
જીવતાં કવિયો તણી ક્યાં કદ્ર ભારત દેશમાં !
ધોરાજી] —'બિસ્મિલ'

-[ ૧૦ ]-

હાય ને હાગગ હતા, એ પણ ગયા પરદેશમાં;
રહી ગયાં છે ઠીકરાં બાકી હવે સ્વદેશમાં !
એજ કારણ છે કે મ્હારી આંખડી બેચૈન છે;
લાલ્ય લાગી છે બધે આ દેશ ને પરદેશમાં.
આપના વચનો પરે સર્વસ્વ હું ડૂબી ગયો,
સંભળું છું આજ આશું આપના સંદેશમાં !
શ્વાસ લઉં છું તો હૃદય ગભરાય છે વળખાય છે;
ડાળ પર બેઠું છે દિલની કોણુ છૂપા વેશમાં ?
ગર્જના છે હોઠ પર તણખા ઝરે છે નૈનથી;
રાતડી શ્રાવણતણી બેઠી છે કાળા કેશમાં.
ઝિંદગીના હાથ કાળા ન્હેનવર્ણા ના થને !
પણ અસર બાકી રહી ક્યાં કોઇના ઉપદેશમાં !
જો 'વલી' ઉઠી છે જે પશ્ચિમથી કાળી ઘટા,
વર્ષવા આવી રહી છે આજ ત્હારા દેશમાં.
કરમાડ ] —'વલી'




-[ ૧૧ ]-

કો' રમત શાને રમે મુજ સાથ છૂપા વેશમાં?
હું સફળ થાવા મથું છું આજ નિજ ઉદ્દેશમાં.
વ્યોમ પણ આજે ભલે તૂટી પડે મુજ શિર પરે,
કંઇ નથી પરવા મને વિશ્વાસ છે વિશ્વેશમાં.
આફતો પર આફતો આવી અને ચાલી ગઈ,
તોય એક આબાદ દુન્યા છે પડી દિલ-દેશમાં.
કંઇ અસર હોતે તો દિલમાં ઘર કરી જાતે મગર,
ક્યાં અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં?
છે ઝબાં પર નામ તારૂંને હૃદયમાં યાદ છે,
એટલું કહેજો હવા એને જઈ સંદેશમાં.
શેખને પંડિત તણી વાતો પરે હું જાઉં કાં!
છે બનાવટ પર બનાવટ બેઉના આદેશમાં.
કોઇ શિતળ છાંયડી મુજને અહિં મળતી નથી,
ચાલ દિલ લઇ જા હવે કોઇ અનોખા દેશમાં.
દર્દ તુજ થંભી ગયું 'અશરાફ' એ સારૂં થયું,
ભેદ નહિં તો ઇશ્કનો ખૂલી જતે આ વેશમાં!
વહાલુ] —'અશરાફ'

-[ ૧૨ ]-

ના મને ચિન્તા જરી છે. ને વળી ગમ લેશમાં;
સ્વર્ગનો હું છું, નિવાસી આવ્યો છું, પરદેશમાં
મૃત્યુને ભમતું નિહાળે છે, બધેબધ તે જના;
શું હજી શંકા રહી છે, મૌતના સંદેશમાં?
પારકા નીકટ દિસે છે, નિજ જનો આજે છે દૂર;
ભિન્નતા ત્યાગો નથી કે 'બેશને દુર્વેશમાં'!
શું હતી જાહોજલાલી, તે સમયને યાદ કર?
કાળ ઉપરે, સાક્ષી ખંડેરનાં, અવશેષમાં!
છોડ વાઇઝ બોધ તારો કામકર કંઇ કામકર,
ક્યાં અસર બાકી રહી છે, આપના ઉપદેશમાં?
ના કરો વિશ્વાસ 'મુઝતર' કોઇનો આ જગમહીં,
છે ઘણા શૈતાન અહીંયા, માનવીના વેશમાં!
હાંસોટ] —'મુઝતર'

-[ ૧૩ ]-

ક્યાં અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં?
થઇ રહ્યા બગલાતણા દેખાવ ભોળા વેશમાં!
જ્યાં જુઓ ત્યાં આજ દાવાનળ બધે સળગી રહ્યો;
ક્યાં રહી સલામતી છે દેશ કે પરદેશમાં!
ના મરણને ના જીવન છે કોઇના પણ હાથમાં,
એ અજબ શકતી ભરેલી છે ફક્ત પરમેશમાં.
ઇશ્ક તો બદનામ છે તે હુસ્નને રૂસ્વા કર્યું;
તેં કરી ફરિયાદ શીદને આવીને આવેશમાં?
કૈસ પણ મજનું થયો 'તો કોઇ નવ કેદરી જરા
કે મહબ્બત થઈ દિવાની પ્રેમના આવેશમાં
સેંકડો ઘાયલ થયા ને લાખ બિસ્મિલ થઈ ગયા;
શક્તિઓ કંઇ કંઇ ભરી છે આંખની એ મેશમાં!
આ 'મઝાક' રીન્દને તો લાગી છે તેનીજ ધૂન,
બસ મગ્ન નિરખે ફક્ત તે ઇશ્વરી આદેશમાં.
ડભોઇ] —'મઝાક'

-[ ૧૪ ]-

પ્રેમની છોડી અસર સાચી હશે; સંદેશમાં,
પાસું તો પલટી જશે સંસારનું લવલેશમાં.




હું તો મારા દિલની વાતો સાંભળી આગળ વધીશ;
લાખ વાતો હાં ભલે મુજને કહે આવેશમાં?
હોમ પર 'આંસુ'વહાવું છું ન તેને વ્યર્થ ગણ;
મર્મ છે લાખો છુપાયાં મુજ રૂદનના વેષમાં!
વિશ્વમાં ઉપદેશથી મારા પરિવર્તન થશે;
ના બને બાકી અસર હો કોઇના ઉપદેશમાં?
આખું જગ શોભી ઉઠે જે અવનવા સંદેશથી;
પેદા કર તું હે ખુદા! એવી અસર સંદેશમાં.
રસ ભરી તું પ્રેમની વાતોને ત્યાગી દે કવિ,
કંઇક આંદોલન જગાવી જા તું તારા દેશમાં!
જે હવે બાકી રહ્યું 'આઝાદ' તેને સાચવો;
છે ઘણું ખોયું અમે તો દ્વેષમાંને ક્લેષમાં!
બગસરા] —'કુતુબ' આઝાદ

—[ ૧૫ ]—

"દોડ ઓ ભડવીર! આવી આગ તારા દેશમાં,
વિશ્વ જાગ્યું, તું ઉઠી જા" મેં કહ્યું આવેશમાં,
સ્વપ્ન જાતાં સાંભળી ત્યાં શ્વાનની જય ઘોષણા,
હર્ષ પામ્યો કે અસર બાકી છે મમ ઉપદેશમાં.
......?] —'દૂરબીન'

—[ ૧૬ ]—

ભૂલ આદમથી થઇ જો હોત ના આવેશમાં,
આદમી મુશ્કિલથી મળને આદમીના વેશમાં!
એટલા સુંદર દિસો છો આપ સાદા વેશમાં
હું મને સુખી લઉં છું હર્ષના આવેશમાં.
પળપળે પલટાતી દુન્યા માહીં તે પલટાય છે;
બળ નથી હોતું જરાપણ જેમના ઉદ્દેશમાં.
રોકકળથી કે દલીલોથી કદી મૂક્તિ મળી?
કોઇ કાળે, કોઇ રીતે, કોઇને કો દેશમાં?
સ્વ પ્રસંશા વિણ બીજું શું આપ કે'વાના હતા?
કેમ કંટાળું નહિં હું આપના ઉપદેશમાં?
કોઇ બોલાવે મને ને જાઉં ના એ કેં બને?
લ્યો ફરી મળશું બિરાદર આપણે તે દેશમાં!
પેટલાદ] 'નિસાર'

—[ ૧૭ ]—

હિંદીઓની છે અચળ શ્રદ્ધ પુરી વિશ્વેશમાં;
આઝાદીનો સૂર્ય પુન: ઉગશે અમ દેશમાં!
દેશમાં આશિક વસે મા'શુક વસે પરદેશમાં;
વિધાતાએ હાલ તો નાખી દીધા છે વેશમાં!
ઓઝો ઓઝી આથડે ને ગર્ધવીના તાણે કાન;
એવી હાલત હિંદની થઇ લીડરોના ક્લેશમાં!
થઇ ગયા છે ગાત્ર ઢીલાં ભારતીનાં જોઇ લ્યો;
ભાગ્ય યોગે લીગ ને કોંગ્રેસની કુંભેશમાં!
બોધ દેવા વિશ્વને 'અડવાજી' કાં તત્પર થયા?
ક્યાં અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં?
વગર ગામના] 'અડવાજી'






-[૧૮]-

આજ ચાલો જઇશું પેલા 'પ્રેમના અવશેષ'માં,
શુદ્ધ દિલનાં શબ્દ કિન્તુ ના સુણાયા સેશમાં.
મિસ્ટરે મિસિસ તણું દિલેલ-કાર્યું જોઇને
કહ્યું: શું સૌંદર્ય ઝળકે છે તમારા કેશમાં!
આપ પત્ની ભક્તિ કેવી દાખવો છો શું કહું,
એ ભલે સમજે ન નિશ્ચય આપના ઉદ્દેશમાં.
શબ્દ-તલ્વારો મિસિસની જીભ ઝીંકે તોય શું,
દર્દના મુખ પર દિસે છે કેવી! કોમળ વેશમાં.
મૂરીશા કંઠે અહા! શો ઓપ છે એ 'ટાઇ'નો,
'ક્રાં રેડો ફાંસો લગાવી' છો બધે આ દેશમાં.
પેહલવાની કાયા જોઇ કોઇ શું ખામી કથે?
નાત જે બાકી હતો એ પણ શિખ્યા છે કેશમાં.
હું કહું 'બેફામ' એ દર્પણ ઉપર ચોંટાય છે,
તું ન વદજે: જોઇ લ્યો સૌંદર્ય પેલી મેશમાં.

ભાવનગર ] 'બેફામ'

-[૧૯]-

દેશની દોલત બધી ખેંચાઇ ગઇ પરદેશમા
વેદના ને દર્દ બાકી રહી ગયા આ દેશમાં.
સંપની વાતો હવે કુસંપની વાતો બની,
કયાં અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં?
આરજૂ હરદમ ઉઠે છે, એમ તો મુજ અંતરે,
ચૈનથી સેવી રહું જકડાઇ એના કેશમાં.
પ્રેમ કેરા પંથમાં આરામની આશા નથી,
બેકરારી દિલ વિષે, વીતે છવન વિશ્લેષમાં.
ઠોકરોથી દેહને નિષ્પ્રાણ દેખીને કહ્યું-
આહ મેં આ શું કર્યું આવી જઇ આવેશમાં?
ગઝલ રંગ મેહફિલ મહીં રેલી હૃદય બ્હેલાવવા,
ના પધારો ઓ બિરાદર! કો' રિપુના વેષમાં.
જિંદગી 'ચમકાર' એવી વિશ્વમાંહે જોઇએ,
લે ધડો લોકો અને દે દાખલો આ દેશમાં.

ભાવનગર ] 'ચમકાર'

-[૨૦]-

ધેલછાઓ શી હતી એ પ્રેમના આવેશમાં.
મજનૂ ખુદ લૈલા બન્યો ને લૈલા મજનું વેશમાં,
કોણ જાણે શું લખ્યું'તુ પ્રેમના આવેશમાં,
ખુદબખુદ આવી ગયાં મુજ ખેપના સંદેશમા.
દિલ ગયું દિલ સાથ યારો દિલની સહુ વાતો ગઇ,
ખ્વાર થઇ બેઠો મુસાફિર દેશથી પરદેશમાં.
આપ જાનાં તો અરે! દુન્યા હણાઈ દિલ તણી,
પ્રાતઃ ને સંધ્યા નથી પહેલાં સમી મુજ દેશમાં.
પ્રાણ દીધો પણ 'હબીબ' ડગ્યો વફાદારીથી ના,
થઈ ગયો કુરબાન અંતે પ્રેમતા આદેશમાં.

સુરત ] 'મસ્તહબીબ' સારોદી

-[૨૧]-

આંધી આફતની ચઢી છે હર તરફ આ દેશમાં,
જોઇએ શું શું વધે છે આ પછી અવશેષમાં.
દંભના પૂતળા બધાં છે સાધુતાના વેશમાં,
કયાં અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં.
'ઔર દે સાકી!' વદે છે શેખ જોઇને ઘટા,
રિન્દ માંડી મીટ નિરખે શ્વેત દાઢી-કેશમાં.
ઝણઝણ્યા મૂંગા પડેલા દિલરૂબા તાર સૌ,
કોણ જાણે શું છે જાદુ આપના સંદેશમાં.
રૂપવાળા છો તમે કોમળમાં કોમળ છો છતાં,
કાળથીયે ક્રૂર તમને જોઉં છું આવેશમા!
દીન દુઃખિયાનો છવન આધાર થઇ જીવું મરું,
ના વિતે યૌવન અમૂલું, ઓ ખુદા! મુજ એશમાં.
એક કિંતુ નેક રસ્તે જિંદગી 'સાગર' વહે
મૃત્યુ વરજો સત્ય ખાતર સત્યની ઝુંબેશમાં.

જેતપુર ] 'સાગર'

કારવાં [માસિક] Registered No. B. 4327.
તંત્રી : "વહશી" રાંદેરી. સહતંત્રી: "બેકાર"

# માસ માર્ચ ૧૯૪૨

પુસ્તક. ૩ જું અંક ૯મો

## અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનું નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| પ્રકૃતિ-રહસ્ય ... | ... શેખઝાદા નૂર અહમદ ... | ... ૩૯૩ |
| ઈસ્લામી શિક્ષણ (કુર્આન) ... | ... મૌ૦ અ. રહીમ સા૦ ... | ... ૩૯૪ |
| ,, ,, (હદીસ) ... | ... ,, ,, ,, ,, ... | ... ૩૯૫ |
| આવાઝની દુનિયા ... | ... "બેકાર" ... | ... ૩૯૬ |
| ફતાવા ... | ... મૌ૦ અ. અશરફ સા૦ ... | ... ૩૯૯ |
| પોઠ ... | ... રા. વણજારો ... | ... ૪૦૧ |
| વિશ્વક્રાન્તિ ... | ... "મુઝતર" ... | ... ૪૦૫ |
| વહેતો વર્તમાન ... | ... સંપાદક ... | ... ૪૦૮ |
| ઇમાનની હકીકત અને તેની માગણી | ... મુસ્લિમ ... | ... ૪૦૯ |
| ઝંખના ... | ... "ઇજન" ... | ... ૪૧૩ |
| બે સ્વદેશાભિમાની હૃદયો ... | ... "મઝાક" ... | ... ૪૧૮ |
| સિદ્ધિના સન્માર્ગ ... | ... "ગાફિલ" ... | ... ૪૧૯ |
| અમીરોની દુનિયામાં ... | ... 'પ્રજાબંધુ'માંથી ... | ... ૪૨૩ |
| હ૦ સલમાન ફારસી (રદી૦) ... | ... દરગાહવાલા ... | ... ૪૩૦ |
| ડ્રાઇવર ... | ... 'ઉત્કૃત' ... | ... ૪૩૭ |
| અસ્માઉલ હુસ્ના ... | ... રિફાઇ-સાબેરી ... | ... ૪૪૧ |
| મેહફિલ .. | ... સંપાદક ... | ... ૪૪૪ |


વાર્ષિક લવાજમ:-હિન્દ અને સીલોન રૂા. ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી. ૮

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ પંદરમીએ પ્રગટ થઇને તેજ દીવસે પોષ્ટ કરવામાં આવે છે. રેપર ઉપર ગ્રાહક નંબર હંમેશા લખવામાં આવે છે. પત્રવ્યવહાર વેળા તે લખવા ચૂકશો નહીં. અંક નહીં મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી.

*Printed by: Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar,* Surat.

*Published by: Asum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya *Tower Road,* Surat.



જગતની સૌથી પ્રાચીન પુરાણી અરબી યુનિવરસિટિ
જામએ અઝહર, કેરો (મીસર)



# ઈસ્લામી શિક્ષણ

"તઆલાનું ફરમાન (કુર્આન)

મ. લાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૧૮૫) જે લોકોએ ખુદાપાકની આયતોનો તથા તેની સ્હામે જવાનો નકાર કર્યો તેઓ (કિયામતમાં) મારી રહમતથી નિરાશ થશે. અને તેમને દુઃખદાયક અઝાબ થશે. (કુર્આન)

* * * *

(૧૮૬) અમે લુકમાનને શાણપણ આપ્યું કે ખુદાનો શુક્ર કર, અને જે માણસ શુક્ર કરે છે તો તે પોતાનાજ ભલા માટે શુક્ર કરે છે. અને જે કોઇ નાશુક્રી કરે છે તો ખુદાપાક બેપરવા સ્તુત્ય છે. (કુર્આન)

* * * *

(૧૮૭) કુટુંબીઓને તથા મોહતાજ અને મુસાફિરોને તેમનો હક આપો આ તે લોકો માટે બેહતર છે જેઓ ખુદાપાકની ખુશનુદી ચાહે છે. અને એવાજ લોકો મોક્ષ પામનાર છે. (કુર્આન)

* * * *

(૧૮૮) (તેની યાદ કરો જે) પ્રાણવાળાને નિર્જીવથી કાઢે છે અને નિર્જીવને પ્રાણવાળામાંથી કાઢે છે અને ઝમીનને તેના મરી (સુકાઇ) જવા પછી જીવતી કરે છે. અને એવીજ રીતે તમે (બીજીવાર ઝમીનમાંથી) કાઢવામાં આવશો. (કુર્આન)

* * * *

(૧૮૯) (હે નબી!) તું કહી દે કે દેશમાં હરો ફરો પછી જુઓ કે (તમારા) આગલાઓનું પરિણામ કેવું આવ્યું? તેઓમાં ઘણા ખરા શિર્ક કરનારજ હતા. (કુર્આન)



# ઈસ્લામી શિક્ષણ

રસુલુલ્લાહ સ [illegible]

મૌલાના અબ્દુ [illegible]





(૧૮૫) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યુ કે મારા ઉપર જુઠ બાંધવું તે અન્ય કોઈ ઉપર જુઠ બાંધવા બરાબર નથી. જે કોઈ મારા ઉપર જાણી જોઇને જુઠ બાંધે તો તેને જોઇએ કે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવે. (સહીહૈન)

× × × ×

(૧૮૬) રસૂલુલ્લાહ સલ.એ 'ફરમાવ્યુ' કે અલ્લાહની નઝદીક કિયામતના દિવસે સૌમાં બૂરો તે માણસ છે કે જેની બદઝુબાની અને ગાળોના ડરથી લોકો તેનાથી મળવું છોડી દે. (સહીહૈન)

× + × ×

(૧૮૭) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યુ' કે બચીત અલ્લાહની સો રહમતો છે તેમાંની એક રહમતના લીધે સર્વ મખલૂક માહોમાંહે એક બીજાની જોડે મહબ્બત કરે છે. અને નવ્વાણુ રહમતો ખુદાની કિયામતને માટે છે. (મુસ્લિમ)

× × × ×

(૧૮૮) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યુ' કે કિયામતની નિશાનીઓમાંથી છે કે ઇલ્મ ઉઠી જશે (એટલે આલિમો મરી જશે) અને જહાલત પ્રગટ થશે તથા વ્યભિચાર ફેલાશે અને શરાબ પીવાશે તથા પુરૂષો ખપી જશે અને સ્ત્રીઓ રહી જશે તે એટલા સુધી કે પચાસ સ્ત્રીઓ માટે એક ખબર લેનાર રહેશે. (સહીહૈન)

× × × ×

(૧૮૯) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યુ' કે બચીત આ અગ્નિ તો તમારી દુશ્મનજ છે. માટે જ્યારે તમો સૂવાનો ઇરાદો કરો ત્યારે તમારી પાસેથી તેને ઠંડી કરો. (સહીહૈન)




'કારવાં'ના વાંચકો સમક્ષ રજુ કરતાં પહેલા માફી માંગી લઉં છું કે 'કારવાં' જેવા હરેલ અને શિષ્ટ માસિકમાં આ સાહિત્યની સાહમારી કેવી? 'કારવાં'નાં કીમતી કોલમો અને કાગળની મોંઘવારી મારી નજર બ્હાર નથી, પણ 'કારવાં'ની કીર્તિ પર ધૂળ ઉરાડવાના બાલિશ પ્રયત્નો કેટલાક નાદાન મિત્રો બે ત્રણ માસથી કરી રહ્યા છે; તેમની ધૂળ ખંખેરવા માટે પોઠના બળદોને હાંકવાની પરોણી એ લેખક મિત્રો પર અજમાવી રહ્યો છું.

'ઝાર' સાહબે રેડીયો પ્રવચનમાં ગુજરાતી ગઝલકારો પર અમુક ટીકા કરી જેથી કેટલાક કવિ બિરાદરો ઉછળી પડ્યા અને કેટલાકને પ્રચાર પ્રોપેગંડા કરીને ઉછાળવામાં આવ્યા. ખેર! આ

...અંદરાં પર અમારાં વિમાનો ઉડ્ડયન કરી આવ્યાં છે. ઑમ્બમારા માટે આવતો અંક જુઓ.

...ા એક એક ચાકથી અમે ...ને છીએ જો કે 'ઝાર'ની ...ન હતી, પણ સામાન્ય ...નો કરનારાઓએ વ્યક્તિ...ં. તેની સાથે પણ અમારે ...ગતું નથી. 'ઝારે' ખરેજ ...પાડવા એ કહ્યું હોય ને ઉકળનારા તેમના પર ઉકળ્યા હોય તો તેનો જવાબ 'ઝાર' સાહબને આપવો હોય તો આપે એ સાથે અમારે કંઇ લેવાદેવા નથી, અને 'ઝાર' સાહબની વકીલાત માટે પણ અહીં પ્રયત્નો કરતો નથી. પણ 'પાડાના વાંકે પખાલીને ડામ, જેવી નીતિ અખત્યાર કરી 'વેણી' વાળા ભાઇ બદ્રી કાચવાળા અને તેમની ટોળકીએ 'કારવાં' ઉપર અણછાજતા હુમલા કરવા માંડ્યા છે તે સામે આ કલમ ઉપાડવી પડે છે 'કાકડીના ચોરને ફાંસીની સજા' જેવી આ વાત છે વિરોધ તો 'ઇરમાહલી આફતાબે'ય કર્યો હતો પણ તે વિરોધની નમ્રભાષામાં નરી ખાનદાની હતી; ત્યારે અહીં તો ડગલે ને પગલે ઇર્ષા દ્દષ્ટિગોચર થાય છે. અમે બે ત્રણ માસથી એટલા માટે ચૂપ હતા કે જોઇ રીતે નજીવા વિખવાદમાં જાહેર-




મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળના શાઈરોમાં કલમી યુદ્ધથી ફાટફુટ પડી હતી તેમ પછી મુસ્લિમ-ગુજરાતના શાઈરોમાં કલમી યુદ્ધથી ફાટફૂટ ન પડે. એટલા માટેજ કલમ થંભાવી હતી. 'કારવાં'ના તંત્રીએ ચૂપ વહેવામાં પોતાની ખાનદાની બતાવી છે. પણ હવે જ્યારે 'કારવાં'ની વિરૂદ્ધ પુરા બળથી કલમ ચલાવવામાં આવે છે. અને કાઠિઆવાડના દૌરામાં 'મજલિસ'નો પ્રચાર કરવાના ઉત્સાહમાં, ભાઈ 'બદ્રી' જાણી જોઈને 'કારવાં' વિરૂદ્ધ ઝેરી પ્રચાર કરે છે. ને તંત્રી તો ઠીક પણ સહતંત્રીની વિરૂદ્ધ પણ વરાળ કાઢે છે એવા સમાચાર અમને ભાવનગર, જેતપુર વગેરે સ્થળેથી મળે છે. અને કાઠિઆવાડના મિત્રો તરફથી અમારી વિરૂદ્ધની અનેક વાતો ભાઈ 'બદ્રી'ના મોઢેથી નીકળેલી તે અમને પત્રો દ્વારા તથા સંદેશાદ્વારા મળે છે; પછી ચુપ રહેવું તે કાયરતા કહેવાય.

●

શ્વાન માણસને બચકું ભરે તેની સામે માણસથી શ્વાનને બચકું તો ન ભરાય પણ લાત મારીને તેનુ ડાચું તો જરૂર ફેરવી શકાય! અમારા મિત્રો અને વાંચકોના કેટલાય પત્રો અમને કલમ ઉઠાવવાની ફરજ પાડે છે. જે ફૂટફાટથી અમે ભડકતા હતા તે હવે પડવાની છેજ 'મજલિસ' કાઢવા પહેલાં 'કારવાં'ની મેહફિલમાંથી અમુક કવિઓને કાંઈ પણ ભોગે ખેંચીને પોતાની પાંખમાં લેવા એવા કૌભાંડના વિચારમાં ભાઈ 'બદ્રી' હશે. કે 'ઝરે'ના પ્રવચનનું બહાનુ મળ્યું અને તેથીજ 'મજલિસ'ને મુસ્લિમ વાંચકોમાં જમાવવા ખાતર 'કારવાં'ની મેહફિલને તોડવાનો પ્રોપેગંડા કલમથી ને છીભથી કરવા માંડ્યો છે. રાંદેર, મુ. ગુ સાહિત્ય મંડળે ઉછેરેલા અને 'કારવાં'એ પોષેલા કવિબંધુઓ તો જાણેજ છે કે 'કારવાં'ની નીતિ કેવી સુલેહ પસંદ છે? 'કારવાં'ની મેહફિલ માટે અમુક કવિઓને આમંત્રણો અપાય છે' તેમ છેલ્લી મેહફિલ માટે પણ અપાયાં હતાં. કેટલાક ધડાનાં કાટલાં જેવા કવિઓ જેવાકે 'બદ્રી,' 'મરીઝ,' 'આસિમ,' 'રૂખ્ર' વગેરેને આમંત્રણ અપાયું ન હતું હું ધડાનાં કાટલાં જાણી જોઈને લખું છું. કારણ કે એમને ધડાનાં કાટલાં તરિકે ટુંક મુદ્દતમાં સાબિત કરીશ. જો કે 'રૂખ્ર' માટે તો અમને માન છેજ: પણ એય 'બદ્રી'ની બ્હેલમાં બેસી ગયા હોય ગધેડાં સાથે ઘોડું બાંધે તો તે પણ છ માસે ભૂંકવા શીખે જેવું થયું છે!

'વેણી'માં આગંતુકની આંખે દેખાય છે કે કવિઓ પાસેથી ગઝલોની ભીખ મંગાય છે. આમંત્રણ ન મળવા બદલ બદ્રી મંડળીને દુઃખે પેટ ને કૂટે છાતી જેવુ કરવું પડ્યું છે. અમે તો રાબેતા મુજબ આમંત્રણ પાઠવ્યાં હતાં, ભીખ માગી ન હતી; પણ કાઠિઆવાડમાં ગામે ગામ ફરી ભટાઈ કરીને ભાઈ 'બદ્રી' એ તો 'મજલિસ' માટે એક એક રૂપિયાની ભીખ માગી હતી! એનું નામ

સાહિત્યના અદ્દી-બાબા અને ચાળીસ ચોરની મંડળી માટે આવતો અંક જુઓ.




ભીખ કહેવાય! કવિઓને પાણી ચઢાવવા ભલે ધમપછાડ કરો, પણ જે લખવાના તે તો લખશેજ. જુના કવિઓ હવે 'કારવાં'મા લખતા નથી અને નવા દમ વગરના છે એમ એનું કહેવુ છે. 'કારવાં' નવાઓને ઉત્તેજતું આવ્યું છે. જુનાઓની કદર કરતું આવ્યું છે; પણ ખુશામદ તો પૂછડી પટપટાવનારઃઓને મુબારક!

●

રાંદેરના કવિઓએ અને 'કારવાં'ના તંત્રીએ મુસ્લિમ સાહિત્યના ઉત્તેજન માટે કેટલા ભોગો આપ્યા છે એ ગ્રાહકો પાસેથી ભોગ લેનાર (લવાજમો હજમ કરનાર)ને કયાથી સમજાય? ભલા રાંદેર સ્ટોર્સમાંથી ઉધાર લુંગીઓ લઇ જઇ હજુ સુધી તેના પૈસા ન આપનાર પ્રમાણિક ગૃહસ્થને માટે વધુ તો શું કહીએ? જે કહેવા જેવું હશે તે આવતા અંકનાં પૃષ્ઠો કહી દેશે.

●

'કારવાં'ના ઊંટો જોઇને 'વેણી'ની ભેંસ ભડકી જાય એ સ્વભાવિક છે! લગભગ નાસ્તિકતાને આરે પહોંચેલા એ ભાઇને એક ઇસ્લામી માસિક ખૂંચે એ દેખીતીજ વાત છે. અને 'વેણી' જેવા ફરફરીયામાં 'કારવાં' જેવા સાંગોપાંગ ઇસ્લામી ભાઇચારાથી ભરેલા માસિકનો ઉલ્લેખ કરતાં એમને સુગ ચઢે એ પણ દેખીતીજ વાત છેને! ગટરનાં દેડકાં આબે ઝમઝમનો સ્વાદ શી રીતે ખમી શકે? અમને પડયંત્રો રચતા આવડતું નથી. સીધો ઘા કરવામાંજ અમે

સુંઠના કાંકરે ગાંધી બની બેઠેલા સાહિ-ત્યના શાહુકા-રોને જ્યાં હોય ત્યાંથી પકડી ને રજુ કરવાનો વખત હવે આવી લાગ્યો છે.

માનીએ છીએ. 'વેણી'ના ભાઇ 'બદ્રી'ને ખુલ્લીજ ચેલેંજ ફેંકીએ છીએ કે કલમી યુધ્ધ માટે મેદાનમાં પડો! 'કારવાં'ની લાંબી ખામોશીનો બદલો વાળી આપીશું ત્યારેજ ચૂપ બેસીશું. વિચારજો કે અહીં તો ભરૂચી ભાયડા માથે કામ પડ્યું છે. 'શયદા' જેવા કોઇ ભોળાભાળા કવિ જેવો હું નથી કે જ્યારે ચાહો ત્યારે ખિસ્સામાં ઘાલોને જ્યારે ચાહો ત્યારે, ફેંકી દો. અમને આ ટાણે ભાઇ 'શયદા' માટેજ અફસોસ થાય છે કે જે મંડળીએ ત્રણ ત્રણ વાર પીઠ પાછળ ઘા કર્યા તેનીજ સોડમાં લપાતા જાય છે? ગઝલ સમ્રાટ ખરેખર ભોળા રાજા છે! માફી-નામાનો કાગળ મુશાયરાની મધલાળમાં કઢાવી ખાળી નંખાવીને કયો અમીચંદ 'બેધડી મોજ'ની હાલહવાલી કરવા પ્યાર-અલી જેવા હરેલ મેનેજરને આડકતરી રીતે પદભ્રષ્ટ કરાવી 'બેધડી મોજ'ના વૃક્ષના મૂળમાં હીંગ ઘાલી રહ્યો છે? તેનુંય એમને ભાન નથી કે શું? જેને 'મારે આસ્તીન' સમજતા હતા તે હેતના કટકા કયારના થયા? 'ચોરો પાસુન સાવધ રહા'ની ચેતવણી ટ્રેનમાં ભાઇ 'શયદા' એ કોઇ દિવસ વાંચી છે કે નહિ?

●

ઘડીએ ઘડીએ ગુલાંટ ખાનાર ભાઇ 'બદ્રી' જેવા 'મજલિસ'ના મદારીનું ડાકલું ફોડયા વગર જંપવાના નથી. અને 'વેણી'નો આગંતુક પૂછે છે તો જણા-વીએ છીએ કે 'શયદા,' 'નસીમ', 'અસીર', 'સગીર', 'મજન', 'કાફિલ', 'સાબિર', 'નાશાદ', 'નિસાર', 'કલીમ',




'ઘાયલ', 'મઝલૂમ', 'વલી', 'સીરતી,' 'મુસાબના', 'ઝાર', 'કના', 'રૂખ', 'અશરારૂ', 'કિસ્મત', 'ચમકાર', બિસ્મિલ', 'ઉન્મત્ત', 'રૂષ્ક', 'ગુલ', 'સાગર', 'શૌકીન', 'આસિમ', 'બદ્રી', 'મરીઝ', એ બધાયની મૌલિક ગઝલોને "કારવાં" પોત પોતાના સ્થાને સારી માને છે. પણ ખુદા સલામત રાખે આપણી ઉર્દૂ શાયરીને કે 'પ્રકબાલ', 'જિગર', 'અખ્તર શીરાની', 'એહસાન', 'આરઝૂ', 'જોશ', 'હરીઝ', 'સીમાબ', વગેરે વગેરેના વિચારોને ગુજરાતી વાઘા પહેરાવનારા-

ચોર લેખકો-ને પક-ડીને રજુ કરવાનુ જાહેર આમં-ત્રણ છે.

ઓને અમે માનતા નથી અને તે કોણ છે? એ સાહિત્ય જગત હવે જાણી શકશે ઉર્દૂના તાપણે તાપનાર ગુજરાતી ગઝલના ઠેકેદારોને પણ પકડીને આસનેથી ફેકી દેવામાં આવશે. જરાક ધીરજ ધરો અને જુઓ. દેર આયદ દુરસ્ત આય.

હાલ તો 'જોશ'ની નીચેની શેઅર આઇ 'બદ્રી'ને અર્પણ કરીને વિરમું છું વધુ આવતે અંકે.

"બિગળી હુઇ અકલસે હિમાકત બેહતર
પીકી મહુબ્બતસે અદાવત બેહતર.
'વણજારે

# એક સ્ટંટબાજ કવિ!!!

સ્ટંટબાજ એક્ટરોનાં નામો તો તમે ઘણાં સાંભળ્યાં હશે, રૉય જેવા કોઈ સ્ટંટબાજ લીડર કે અમૃતલાલ શેઠ જેવા કોઈ સ્ટંટબાજ પત્રકારના નામો તમે સાંભળ્યાં હશે; પણ કોઈ સ્ટંટબાજ કવિનું નામ તમે ભાગ્યે જ સાંભળ્યું હશે ? મહાકવિ પ્રેમાનંદની જન્મભૂમિમાંથી જ એ સ્ટંટબાજ કવિ રત્ન પાક્યું છે. કાચની ફ્રેમનાં ચોકઠાં બેસાડતાં બેસાડતાં એ કવિતાનાં ચોકઠા બેસાડતું થઈ ગયું છે. જાણે કોઈ ઉઘરાણીવાળો મહેતાજી બગલમા નામાનો ચોપડો લઈને ફરતો હોય તેમ એ કવિ પોતાની કવિતાઓનો મોટા પોથો લઈને ઘેરઘેર વંચાવતો ફરે છે. જ્યારે જ્યારે મુશાયરો હોય; ત્યારે પોતાની પાર્ટીના બે ત્રણ કવિઓને એ આગળથી જ 'દાદ' દેવાનું કહી રાખે છે. કહેવતની મા ભલે માગ્યા વિના ન પીરસતી હોય પણ હડખાયા શાયરોતો માગીને 'દાદ' પીરસાવી શકે છે.

*　　　*　　　*

અમદાવાદ પ્રેમાભાઈ હૉલમાં ગઝલ સમ્રાટ 'શયદા'ને પ્રમુખસ્થાને મુશાયરો જામ્યો હતો. સાક્ષરો કવિઓ અને કાવ્ય રસિકોની કો અજબ મેહફિલ જામી હતી. એક દૌર પુરો થયો, બીજો દૌર શરૂ થયો; બીજો દૌર પૂરો થયોને ત્રીજો ગૈર તર્હનો દૌર ચાલ્યો એ કવિએ મઝદૂરના જીવન પર એક કવિતા રચી હતી. અમુક શેઅર આવતાં અમદાવાદના એક વકીલ પોતાની ખુરસી ઉપરથી શેઅરના જોશમાં એકદમ ઉછળી પડ્યા અને કવિને દાદ આપવા ખાસો આઠ દસ ફૂટનો હનુમાન કુદકો મારીને કવિને બેઠી પડ્યા. અમારી પાસે બેઠેલા - જાણીતા સાક્ષર રવિશંકર રાવળ બોલી પડ્યા " આ શું થાય છે ?" મેં ખુલાસો કર્યો " કવિની કવિતાથી પ્રસન્ન થઈને પેલા ભાઈ એમને ઉમળકાથી વધાવી લેવા ભેટી રહ્યા છે," પાછળથી તપાસ કરતાં જણાયું કે એ કવિ અને પેલા વકીલ બંને લંગોટીયા ભાઈબંધ છે. કવિએ પહેલેથીજ પેલા મિત્રને કહી રાખ્યું હતું કે "મારી ફલાણી લીટી આવે ત્યારે તમે દાદ દેવા ઉછળી પડજો." અને ધાર્યા પ્રમાણેજ ટૅમ્સો થયો આવાં આવાં સ્ટંટ કરીને એવા કવિઓ પ્રકાશમાં આવવાના ધમપછાડા કરે છે એ બિચારા પ્રેક્ષકોને ક્યાંથી ખબર હોય !

અમુકને દાદ આપવી અને અમુકને ન આપવી એ આવા સ્ટંટબાજ કવિઓ પહેલેથીજ નક્કી કરી રાખે છે અરે ! ખૂબીની વાત તો એ છે કે જેમના ભાડાથી એ બિરાદરો મુંબઈથી અમદાવાદ સુધી ગયા હતા, તેમનું ભાડું વસુલ કરવા પુરતીય સજુકાઈ બતાવી હતી એ સ્ટંટબાજ કવિ પત્રકારિત્વની લાઈનમાં પડ્યો તો ત્યાંય પ્રાહકોને વારંવાર પછેડી ઓઢવાની ફરજ પાડી ! લગભગ અર્ધ ડઝન પત્રો કાઢીને સુવાડી દીધાં. ગ્રાહકો સવાજમ હજમ થવાની પોક મૂકતાંજ રહ્યાં. એક પત્રકારે પાછો એમનો હાથ ઝાલ્યો તો ત્યાં એ 'મારે આસ્તીન' સાબિત થયા. ત્યાંથી પાણીચું મળ્યું. કલમી સેવાનું કોઈ ક્ષેત્ર પોતા માટે બાકી રહ્યું નહિ એમ લાગ્યું ત્યારે એ ભાઈ રબરના ટાયર વેચવા નીકળ્યા, તેમાંય ફાવ્યો ન ફાવ્યો, અને પાછા એક સજ્જન પત્રકારે એમને સંપાદક તરીકે પોતાની સાથે રાખ્યા, પણ ત્યાંય એ કમીની કલમે પોતાની કૌટિલ્ય નીતિને છોડી નહિ.




'માંડવિયા'ની ચોરી પકડનાર એ ભાઇ પણ ચોર છે: એવું તો હમણાં હમણાંજ જાણ્યું. 'ઇકબાલ'ની બાંગે જિબ્રીલની પહેલીજ ગઝલની છેલ્લી પંક્તિ :

'તુને યે ક્યા ગઝબ કિયા મુઝકો ભી ફાશ કર દિયા;
મેં હી તો એક રાઝ થા સીનએ કાયનાત મેં "

[બાલે જિબ્રીલ પૃ ૬]

તે તફડાવીને નીચે પ્રમાણે ગુજરાતીમાં રજુ કરે છે કે :

'દિલ મારૂં ભગ્ન તેં કેયું હોય તે શો ગઝબ કર્યો?
હું પણ કોઈદિયું હતો તારા જીવન વિકાસમાં!"

[બે ઘડી મોજ દિપોત્સવી અંક તા. ૨૭-૧૦-૪૦]

વળી આગળ જતાં 'બાલે જિબ્રીલ'ના ૧૪મા પૃષ્ઠ પરની રૂબાઇ;

'તેરી દુન્યામેં મય મહકૂમો મજ્બૂર;
મેરી દુન્યામ તેરી પાદશાહી!"

ઉપરથી તફડાવીને એ રટંટ કવિ રજુ કરે છે કે:-

"આ જગ મારો નિવાસ છે તારૂ નિવાસ મુજ હૃદય;
હું તારા વાસમાં દુઃખી તું સુખી મારા વાસમાં "

વાંચનાર જરા ઝીણી નજરે ઉપલી શેઅરની બીજી કડી જોશે તો ઢાકાના મલમલ જેવી બારીક ચોરી જણાશે. એ રટંટ કવિ અને એમની મંડળી જે ચોથા આસમાને ચઢી છે તેને પગ પકડીને નીચે પાડવાની તૈયારી થઇ રહી છે. ચોરીના હલ્લાં શીંકે ચડતાં નથી એ કહેવતનું ગુજરાતને પુનઃ સ્મરણ થશે. હાલ તો નામનો ઉલ્લેખ કર્યા વગર આટલુંજ બસ છે વધુમાં આવના અંકે નામઠામ સાથે અનેક મૂર્તિઓનું ખંડન કરવામાં આવશે.

તેઓને હુંકારો અને ગર્યવોને.......!

લી૦ એક ભરૂચી ભાયડો

## ધી બર્મા ઈન્ડીયન એસોસીએશન, સુરત.

બર્મામાં લાભ ધરાવતા હિન્દીઓના પ્રતિનીધીઓની એક સભા રાંદેર મુકામે તા ૧-૪-૪૨ના રોજ મળી હતી જેમાં હિન્દીઓના બર્મા ખાતેના લાભો સાચવવા માટે એક એસોસીએશનની સ્થાપના કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

ધી બર્મા ઇન્ડીયન એસોસીએશન, સુરતની સ્થાપના થયા પછી સને ૧૯૪૨-૪૩ના વર્ષ માટે ઓફીસરોની ચૂંટણી થઇ હતી

મી. સી. એ. સુરમા, જેમણે છેલ્લા બર્મા ઇન્ડીયા ડેલીગેશનની દિલ્હીની મુલાકાતની દોરવણી કરી હતી. તેમણે ડેલીગેશનના પ્રતિનિધીત્વની સમજુતી આપી અને તેને ફતેહયાબ જણાવ્યું હતું અને તેની કડીના અનુસંધાનથી એસોસીએશનના ભવિષ્યના કામકાજ માટેની સફળતા જણાવી હતી.

એસોસીએશનના મુખ્ય હેતુઓ:-

(૧) બર્મામાંથી જે હિન્દીઓને ખાલી કરવું પડ્યું છે તેમને સંપૂર્ણ શક્ય મદદ આપવી.

(૨) હિન્દી ગવર્નમેન્ટ સમક્ષ દાવાઓ (કમ્પેન્સેશન) માટે મિલ્કતોની તારાજી જે બાળતી ધરાની નિતીથી, કે લૂટમારથી કે ગુંડાગીરીથી જે કાંઇ થયું હોય તે રજુ કરવા.

(૩) હિન્દી સરકારની મારફત બર્મા ગવર્નમેન્ટ અથવા લશ્કરી ખાતાને જે માલ પૂરા પાડવામાં આવ્યા હોય તેની લહેણી રકમ વસૂલ કરવા માટે યોગ્ય અધિકારીઓ સમક્ષ એસોસીએશનના હેતુઓની જાળવણી માટે પ્રતિનિધીઓ મોકલવાની સત્તા આપવામાં આવી છે.

વાર્ષિક લવાજમ રૂા. ૧૨ અગાઉથી લઇ નામો નોંધવામાં આવે છે.

બર્મા ખાતેના બધા હિન્દી હિતધારીઓ સભ્ય બની શકે છે.

એસોસીએશનની સ્થાપના (ઑફીસ) નં ૭૦, ભાગાતળાવ રોડ, ધી ગુજરાત સેફ ડિપોઝીટ કું. લીની સામે, સુરતમાં કરવામાં આવી છે. સેક્રેટરીના નામે પત્ર વ્યવહાર કરવા વિનંતી છે.

# આ બે માં

## માતાકો પ્રણામ

'આરઝૂ' લખનવી

અય મા, અય મા, તુજકો સલામ
ભારત માતાકો પ્રણામ
તું તો કયસી પ્યારી મા હય
સબ માઓંસે અચ્છી મા હય
લાડ ઉઠાનેવાલી મા હય
અપની મા હય, અપની મા હય
માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ

તેરી માંગમેં ગંગા જલ હય
ભરા પુરા તેરા આંચલ હય
હરિયાલી હય, ફૂલ હય, ફલ હય
તેરી ગોદી સુખ મંડલ હય
માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ

સબસે ઉંચે પર્બતવાલી
સબસે બઢકર શૌકતવાલી
સબસે ભારી દૌલતવાલી
ઇજ્જતવાલી, અજમતવાલી
- માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ

તેરી છાતી ધર્મ સમન્દર
જિસકી મૌજે મસ્જિદ મંદર
દોનોંકી હય ગુંજ બરાબર
અલ્લાહ, અલ્લાહ, ઇશ્વર ઇશ્વર!
માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ

હિન્દુ-મુસલીમ ગોરે-કાલે
પ્રેમ કી દારૂ કે મતવાલે
સબ હય તેરી ગોદકે પાલે
સબ હય બાત પે મરને વાલે
માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ!

તેરે દૂધકી સબમેં તાકાત
ઉલ્ફત, ઇજ્જત, હિંમત જુરઅત
તેરી દુવાએં ફતહો નુસરત
તેરે પાંવકે નીચે જન્નત
માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ

તુજસે આશિર્વાદ જો પાયેં
આરઝુ અયસેભી તન જાયેં
બીજલી બનકર આફત ઢાયેં
દૂર હો શીરતો સારી બલાયેં
માતાકો પ્રણામ
અય મા, અય મા, તુજકો સલામ!

(જનાબ તંત્રી સાહેબ 'કારવાં', આ સાથેનાં બે કાવ્યો જે પૈકીનું એક ઉત્તર હિંદના જાણીતા શાયર 'આરઝૂ' લખનવી કે જે હિંદુસ્તાનના પ્રથમ પંક્તિના વર્તમાન શાયર ગણાય છે તેમનું 'બેધડી મોજ' તા. ૧-૬-૪૧ના અંકમાં પ્રગટ થએલું તે 'કારવાં'-ના વાંચકોની જાણ માટે રવાના કરું છું. સાથે બીજું કાવ્ય ગુજરાતના જાણીતા કવિ 'આસિમ' રાંદેરીનું છે, જે 'બેધડી મોજ'ના સંવત ૧૯૯૫ ની સાલના દિપોત્સવી અંકમાં પ્રગટ થએલું છે, વિષય કુતુહળ પ્રિય હોઇ 'કારવા'ના વાંચકો

# ચોર કોણ?

સમક્ષ એક કોપડા રૂપે પ્રગટ થવા અર્થે રવાના કરૂં છું. આ બે કવિઓ પૈકી શાહુકાર કોણ અને ચોર કોણ તે વાંચકોએજ કલ્પી લેવું. એક વાત યાદ રહે કે 'આરઝૂ' લખનવી તો ગુજરાતીનો કક્કોય જાણતા નથી. સારે 'આસિમ' રાંદેરી ઉર્દૂનાં ઇજાર કૂરતાં ઉતારી, તેને ગુજરાતીનો સાડી ઘાઘરો પહેરાવવામાં ખૂબ પરિંગત છે. એની ખાતરી 'કારવાં'ના આગામિ અંકોમાં આપને કરાવી આપીશ. હાલ તો આટલુંજ પ્રગટ કરો એટલે બસ છે.

લી. આપનો.

—'વલી')

## માતૃ—પૂજન

'આસિમ' રાંદેરી

ભારત માતા, પ્યારી માતા
સૌ માતામાં સારી માતા
પ્યારી દેવ દુલારી માતા
જઇએ તુજ પર વારી માતા
ગોદ છે તારી સુખનું ધામ
ભારત માતાને પ્રમાણ.

તારે સેંથે ગંગા જળ છે
તારા જંગલમાં મંગળ છે
હરિયાળી છે, ફુલ છે, ફળ છે
ગોદ તારી સુખ મંડળ છે
સૌ રીતે છે જ્યાં આરામ
ભારત માતાને પ્રણામ.

હિન્દુ મુસ્લિમ ગોરા કાળા
ત્હારા પ્રેમ તણા મતવાલા
ત્હારા ઘરના બેઉ અજવાળા
ત્હારી ખાતર મરવાવાળા
પીને પ્રેમ મદિરા જામ
ભારત માતાને પ્રણામ.

સૌથી ઊંચા પર્વતવાળી
નદીઓ તારી અમૃતવાળી
સૌથી ભારે દૌલતવાળી
દૌલતવાળી ઇજ્જતવાળી
કીર્તિ તારી ગામે ગામ
ભારત માતાને પ્રણામ.

ત્હારા દૂધની સૌમાં તાકાત
ન્યારી તાકાત, ન્યારી હિંમત
ત્હારો દરજ્જો કેવો ઉન્નત
ત્હારા પગની નીચે જન્નત
તુજને દેખે કોની હામ
ભારત માતાને પ્રણામ.

તારૂં દિલ છે ધર્મ સમન્દર
જેની મોજો મસ્જિદ મંદર
બન્નેના આલાપ બરાબર
અલ્લાહ! અલ્લાહ! ઇશ્વર! ઇશ્વર!
ઘર છે તારૂં ભક્તિ ધામ
ભારત માતાને પ્રણામ.

ત્હારા આશિર્વાદ થશે જો
પુત્રો તુજ આઝાદ થશે જો
ઘર પાછું આબાદ થશે જો
લૂંટારા બર્બાદ થશે જો
ત્યાર થશે "આસિમ" આરામ
ભારત માતાને પ્રણામ.




આવાઝકી દુનિયાકે દોસ્તો! મોસાળાની છાબ લઈને કોઈ મામો બ્હેનને ઘેર આવે તે ઢબે સ્થાનિક સ્વરાજની છાબ લઈને સર ક્રિપ્સ હિંદમાં પધાર્યા છે. છાબમાં શું છે? તે જણાયું ન જણાયું ને ભાણેજો રિસાણાં. રિસામણાં મનામણાંના સેંકડો નાટકો દિલ્લીના તખ્તા પર ભજવાઈ ગયાં. ટોપ જેવા કોઈ રડ્યાખડ્યા નેતા સિવાય અનેકની સાથે સર ક્રિપ્સે હસ્તધુનન કરીને હસી હસીને ફસાવ્યા. આખા દેશમાંથી વિરોધનો સૂર ઉઠ્યો. એ મોસાળાની છાબને બદલે મદારીનો કરંડીયો હોય તેમાંથી ભયંકર સાપ નીકળવાનો હોય એમ દેશના આગેવાનો અને છાપાં ભડકી ગયા. યુરોપ અમેરિકાના છાપાંઓએ તો હિંદને સલાહ પણ આપી દીધી કે "ગયો વખત પાછો નહિ આવે જો સમાધાનની આ તક હિંદ જતી કરશે રખડી જશે." ક્રિપ્સે તો હસતુંજ મોઢું રાખ્યું. જેટલા મોઢા તેટલી વાત થવા લાગી. ક્રિપ્સની યોજના હમણાં કડડડ ભૂસ થશે એમ કોકને લાગતું હતું પણ જીભ પર સાકર લઈને આવેલા ક્રિપ્સતો હસાવતા ને હસાવતાજ રહ્યા. લીગને કોંગ્રેસ જેવી બંને વજનદાર સંસ્થાઓ ક્રિપ્સની યોજનાને ઉડાવવા તૈયાર થઈ! છેક છેલ્લી ઘડીએ રૂઝવેલ્ટના દૂતે આવીને દરમિયાનગીરી કરીને, હિંદને સમજાવી લેવાની ઘડી આવી. આ લખાણ છપાઈને પ્રગટ થતાં સુધીમાં તો ક્રિપ્સની દરખાસ્ત હિંદને ગળે ઓગળાઈ પણ ગઈ હશે, અને આપણા કેટલાય મગતલાલો અને છગનલાલો ખભે બંદુક મૂકીને સ્વરક્ષણ માટે પરેડ કરતા થઈ ગયા હશે શ્રાવણ માસની વાદળીની જેમ ચડતી ને વિખેરતી અનેક વાદળી આવીને ચાલી જશે અને મુંજેના ધારી રાખેલા દસ લાખ ગેરીલા કમર કસીને તૈયાર થઈ ગયા હશે! જો કે હિંદે વાયદાનો સોદો કર્યો છે "વિશ્વાસે મારે વાણીયો" એ કહેવત હવે કોઈને યાદ કરવાની જરૂર નથી. કારણ કે ક્રિપ્સ વાણીયો નથી ને હિંદીઓને એપ્રીલ ફુલ બનાવવા આવ્યા નથી!

⊙

ચાલો હિંદ પુરતી તો પાર્લામેન્ટમાં કાગારોળ બંધ પડી હશે અને રશિયાની જેમ હિંદમાં

જાણીતા સાક્ષર શ્રી અંબાલાલ બુલાખીરામ જાની અને જાણીતા કેળવણીકાર શ્રી આનંદશંકર ધ્રુવના અવસાનથી ગુજરાતે જુની પેઢીના બે જાણીતા સાક્ષરોને ગુમાવ્યા- છે. ગુજરાતીની રુચી અને એકધારી સેવા કરવામાં બંનેએ પાછી પાની કરી ન હતી આ સાક્ષરોના અવસાનથી ગુજરાતને ભારે ખોટ ગઈ છે અને સાથે સાથે એમ પણ કહેવા દ્યો કે પાઘડી યુગ અસ્ત થયો છે. પાઘડી યુગના છેલ્લા અવશેષ રૂપ એ વિદ્વાનો હતા




પણ કાતવા બદલ ક્રિપ્સને શાલ–પામરી ઓઢાડવાની તૈયરી થતી હશે. પણ હિંદનું સમાધાન થયાથી રાજાને હીટલરના પેટમાં તેલ રેડારી તનું કેમ ? હવે એ વાંદરાઓ બમણા વેગથી ધમપછાડ કરે તો નવાય નહિ ? ઉનાળો બેસી ગયો છે એ હીટલર એનું બહુ ગવાએલું ગ્રીષ્મ યુદ્ધ કેવુંક ચલાવે છે ? બાકી ઠંડે પેટ સ્ટેલીને તો શિઆળામાં ખૂબ દાતરડું ચલાવ્યું ! જેમ છેલ્લા ત્રણ માસમાં સ્ટેલીને આગળ ધસવામાં કમાલ કરી તે મિત્ર લશ્કરોએ પેસિફિકના મોરચા પર એટલે મલાયા, સીંગાપુર, જાવા બ્રહ્મદેશ વગેરે સ્થળે પીછેહઠ કરવામાં કમાલ કરી અને એ પીછેહઠો ઉપરથી પ્રેરણા મેળવીને તો આપણા ઇરાની અહીંથી તહીં ને તહીંથી અહીં ભાગી રહ્યા છે ! ભાગા ભાગી સિવાય આપણે બીજું કરી પણ શું શકીએ ?

❁

"દિલકા લે લેના જલાના ખેલ હે મા'શુકકા
આંખસે મારા લમ્હે નાઝુકસે ઝિંદા કર દિયા."

મા'શુકની જેમ એક આંખના ઇશારાથી મારી નાખે અને પાછો તરત જીવતા પણ કરી દે એવી કરામત રૂટરે જાહેર કરી છે બિચારા ખોઝબાબુને એકજ જણમાં મરેલા જાહેર કર્યા અને બીજજ ક્ષણે જીવતા જાહેર કર્યા ફાનુસવાળા અલાઉદ્દીન કરતાં રૂટર કંઇ ઓછો ચમત્કારી નથી ! આવી રીતે તો લડાઇ દરમિયાન કેટલાયને મરેલા, અને પછી જીવતાં જાહેર કર્યા છે ! બીડાં મારવો એ પણ ચાલુ જમાનામાં એક કળા મનાય છે. પણ આપણે તો હવે પેલી ડોસીઓ આપે છે તેવા આશિર્વાદજ આપવો રહ્યો ને કે " બોઝને ભગવાન સૌ વર્ષના કરે અને રૂટરને ઘેર સાત દીકરા દે ! કારણ કે બોઝ તો હજુ પરણેલા નથી ને જેથી આશિર્વાદનો બાકીનો અર્ધો ભાગ રૂટરને લાગુ પાડવો પડયો છે. અસ્તુ.

❁

"કહત સમય બલવાન હય નહિ પુરૂષ બલવાન;
કાબે અર્જુન લૂંટીયો વહી ધનુષ વહી બાન !"

એક વખતે જેના નિવેદનથી ભલભલા મહારથીઓ કાંપી ઉઠતા; તે રોય સાહેબનો હવે કોઇ ભાવ પુછતું નથી. પેલા ચાગ

---

### બર્માના ગ્રાહકોને

જાન્યુઆરી ૧૯૪૨થી "કારવાં"ના અંકા બર્માના સરનામે રવાના કરવામાં આવ્યા નથી. કેટલાયે ગ્રાહકો દેશમાં આવી સરનામા બદલાવી ગયા છે. બાકીનાઓને તાકીદે સરનામા બદલી કરાવવા વિનંતિ છે. ગ્રાહક નંબર જરૂર લખવા ચૂકશો નહિ મેનેજર "કારવાં"

---

### —:ફાઈલ નહીં રાખનારાઓને:—

"કારવાં" નવેમ્બર ૧૯૪૧ અંક જેમની પાસે સારી હાલતમાં હોય તેમને અમને મોકલાવી આપવા વિનંતી છે. અંક અમને મળી જતાં પાંચ આનાની ટીકીટો સત્વર રવાના કરવામાં આવશે

મેનેજર, "કારવાં"




આવ્યા ને ચાલ્યા ગયા, હવે ક્રિપ્સ પણ આવીને ચાલ્યા જવાની તૈયારીમાં છે. પણ રોયને મળવા બોલાવ્યા વગરજ હિંદને આપવાનું આપી બેઠા છે! જાણો છો શ્રી. રોયે તો ચર્ચીલ ઉપર પણ તાર કર્યો હતો કે કોંગ્રેસવાળા સાથે સમાધાન કરશો નહિ સત્તા મળતાજ તે ફ્રેંચ પ્રધાન પેતાંની પેઠે શત્રુ સાથે સુલેહ કરી નાખશે." 'જાનમાં કોઇ જાણે નહિ ને હું વરની ફુઇ' બનનારા આવા ગુલાટબાજ લીડરો હવે આથી કંઇ ધડો લેશે કે?

●

મ. ન. દ્વિવેદી કહી ગયા છે. કે: સામયિક પત્રનો ધંધો વાસ્તાવિક રીતે વૈદ્યના કરતાં, એક ઉપદેશકના કરતાં, એક રાજકીય પુરૂષ કરતા, પણ વધારે જોખમ ભરેલો અને જવાબદારીવાળો છે." એમ દ્વિવેદી ભલે કહી ગયા હોય પણ હાલ તો સામાન્ય રીતે એવા પત્રકારો ઘણા જોવામાં આવે છે કે તે એક ઊંટવૈદને પણ ટપી જાય, વગર બેવડેવા દોઢ ઉપદેશક બની જાય (કારણ કે જેને દોઢડાહપણનો મેનીયા હોય તેજ લગભગ એ ધંધામાં પડતા દેખાય છે.) અને રાજકીય બાબતમાં તો પૂછવુંજ શું? ખડખડ પાંચમ ટેબલ પર બેઠેલો આપણો એક કુછ બિસાતમાં નહિ એવો પત્રકાર રૂઝવેલ્ટને પણ શિખામણ આપી શકે છે, ચર્ચીલને પણ બે વાતો સંભળાવી શકે છે, અરે! હીટલર જેવા તીખા આદમીને પણ ચીમકી આપી શકે છે! પછી ભલે તે લોકો આપણી દેશી ભાષા જાણતા હોય કે ન હોય! અને જવાબદારીને તે પોતાના ડાબા ખિસ્સામાંજ ઘાલીને ફરે છે!

●

'પતીલ' સાહબે ઉર્દૂમાં ગઝલો તો થોડીકજ લખી છે પણ તે થોડીક ગઝલોમાંય નવાનવા ઉર્દૂ શબ્દો એમણે એટલા બધા ઉપસ્થિત કરી દીધા છે તે ઉર્દૂગિરાની કમ્મર એ ભારથી લગભગ બેવડ વળી ગઇ છે! આથીજ ઉર્દૂ પરિષદે એમનો આભાર માનીનેજ છુટકો છે. એમની **"જમાનેસે નયે જમાને બન રહે હુંય"** વાળી છેલ્લી ગઝલ 'આરામ'માં વાંચ્યા પછી અમને ખાતરી થઇ છે કે જેમ પરશુરામે ફરસી વતી પૃથ્વીને નક્ષત્રી કરી હતી તેમ 'પતીલ' સાહબ કલમ વડે ગુજરાતને **નશાઇરી** કરવા માગે છે કે શું? ગઝલોને આવી રીતે ગધેડે ચઢાવવા કરતાં એ ભાઇ કલમને બાજુએ પટકી કબીર વડ નીચે તપ કરવાજ બેસી જાય તો શું ખોટું છે?

●

---




સવાલ-એક મુસલમાન મરદના નિકાહ થાય અને તેના માટે જે બીબી તરફથી મહેરની રકમ બાંધવામાં આવે તે રકમ માટે કેટલાક પઢેલાઓનું એવું કહેવું છે કે તે મહેર તે વખતે (નિકાહખાની વખતે) અદા કરવી. જો તે વખતે ન અદા કરવામા આવે તો તેની સાથે સોહબત જાઇજ નથી તો તેના માટે શું હુકમ છે?

જવાબ-અગર ઔરત રાજી હોય તો મેહેર ઉધાર પણ રાખી શકાય છે. રોકડ મહેર પર નિકાહ અથવા સોહબત મૌકૂફ નથી મતલબ કે મહેર ઉધાર રાખી પાછળથી પણ મહેર અદા કરી શકે છે.

સવાલ-આવા વખતોને સંજોગોમાં જીવ ગભરાય છે હોલેદિલ થાય છે વાસ્તે કંઇ પઢવાનું બતલાવશો?

જવાબ-પ્રથમ ગુન્હાઓથી બચો, નમાઝની પાબંદી કરો, લોકોના હક બાકી હોય તો જલદી અદા કરો અસ્તગફેરુલ્લાહ, હસ્બુનલ્લાહ પઢયા કરો અને દરૂદ શરીફ પઢી દિલ ઉપર દમ કર્યા કરો.

સવાલ:- એક માંણુસ પાસે ચાંદીનો રૂપીઆ અને ગીની એવી છે કે જેના ઉપર ક્રુસેમો અથવા કાંઇ અરબી ઇબારત કે નામો છપાએલાં છે. એવા સીક્કા ને તોડી ઝેવરના કામમાં લેવામા આવે તો દુરસ્ત છે? કાંઇ બેઅદબી તો નથી?

જવાબ:- કલેમા વીગેરે ઇબારત વાલા રૂપિઆ કે ગીનીને તોડી પીગળાવી ઝેવર બનાવવુ કે કાંઇ પણ કામમા લેવું જાયઝ છે. એમાં કાંઇ બેઅદબી નથી.

સવાલ:- એક માણુસે નિકાહ કરતી વેળા દિલમા એવી નિય્યત કરી કે એક મહીના પછી ઔરતને તલ્લાક આપી દઇશ. તો હવે એક મહીના બાદ ઔરત નિકાહમા રહેશે કે તલ્લાક થઇ જશે.

જવાબ:- જે માણુસે નિકાહ વખતે એવી નીય્યત કરી છે તેના નિકાહ થઇ ગયા. નિકાહમાં કાંઇ વાંધો નથી. એક માસ બાદ જોઇએ તલ્લાક આપે અથવા ન આપે તેની ખુશી ઉપર મોકુફ છે. જ્યા સુધી મરદ તલ્લાક નહી આપશે ત્યાં સુધી ઔરત નિકાહમા કાયમ રહેશે.

સવાલ:- જાનવરની હોજરી ગોશ્તના માફક ખાવી જાએઝ છે કે નહી?

જવાબ:- હલાલ જાનવરની હોજરી પાક સાફ કરી પકાવી ખાવી બીલકુલ દુરસ્ત છે. એમાં કાંઇ પણ કરાહત નથી.

સવાલ:- દુઆમાં મોઢા સામે હાથ ઉઠાવવામાં આવે છે અને દુઆ ખતમ થતાં હાથો




મોઢા ઉપર ફેરવવામાં આવે છે. એ જરૂરી છે?

**જવાબ** :- દુઆ ખતમ થયા પછી હાથ મોઢા ઉપર ફેરવવા જોઈએ છે હદીસ શરીફથી સાબીત છે; કે બરકત હાંસીલ કરવા માટે હાથ મોઢા ઉપર ફેરવવામાં આવે છે.

**સવાલ**- તંબાકુ ખાવાનો તેમજ પીવાનો ગફલતવારી આવે છે એનો વેપાર કરવામાં આવે તો કાંઈ વાંધો છે?

**જવાબ**-તંબાકુ ખાવાનો હોય કે પીવાનો હોય. એનો વેપાર કરવો જાએઝ છે મગર બહેતર નથી. (ફતાવા રશીદયાહ)

**સવાલ** :-અહદનામું નુરનામું હફ્તે હૈકલ. દુઆએ ગન્જુલઅરશ પઢવુ કેમ છે? એને પઢવાનો ઘણો સવાબ જણાવે છે.

**જવાબ** :- મઝકુર દુઆઓ હદીસ શરીફથી તો સાબીત નથી મગર એનું પઢવુ જાએઝ છે ઘણો સવાબ લખે છે એ ખોટું છે. જે દુઆઓ કુર્આન શરીફ અને હદીસ શરીફથી સાબીત છે: તેના પઢવામાં ઘણો સવાબ અને બરકત છે. એના સિવાય બીજી દુઆઓ જે લોકોની બનાવેલી હોય, તેમાં આ ખુબી નથી.

**સવાલ** :- ઝોહેર બાદ, મગરેબ બાદ સુન્નતો પછી બે રકાત નફીલ પઢવામાં આવે છે એ જરૂરી છે.?

**જવાબ** :- ઝોહેર અને મગરેબ બાદ માત્ર બે રકાત સુન્નતે મોઅકદાહ છે. અને એ પઢવી જરૂરી છે. એ વતરીક જે પઢશે; તે નફીલ માં દાખેલ છે. નફીલ પઢવુ જરૂરી નથી. જોઈએ તો પઢે, અને જોઈએ તો ન પઢે.

**સવાલ** :- એક માણસ પાસે રોકડા રૂપિઆની જગ્યાએ નોટ છે, નોટો ઉપર જકાત આવે છે કે કેમ?

**જવાબ** :- નોટ પણ રોકડા રૂપિઆની માફેક છે. વરસ દિવસ વીત્યા પછી નોટની પણ જકાત કાઢવી જરૂરી છે જે લોકો એમ સમજે છે. કે નોટ ઉપર જકાત નથી, તેઓના આ ખ્યાલ ખોટો છે.

**સવાલ** – ચાંદ મીયાં અમીર મીયાં ગુજરી ગયા તેની એક ઓરત નૂરબીબી ધણીની હયાતીમાં ગુજરી ગએલી ફરી બીજી ઓરત કુલસુમ સાથે નિકાહ કર્યાં તે હયાત છે. તથા મર્હૂમની વાલેદા ખતીજાબીબી, છોકરો ગુલામમીયાં, અને ત્રણ છોકરીયો. તથા મર્હૂમના બે ભાઈઓ છે. ઉપર મુજબના વારેસોને ચાંદમીયાંની મીલકતમાંથી કેટલો હક લાગે છે?

**જવાબ**-પ્રથમ ચાંદ મીયાંના કફન દફનનો ખર્ચ અને કર્જ હોય તો તે અને વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધીમાંથી અદા કર્યા પછી જે કાંઈ બચે તેના એકસો વીસ (૧૨૦) ભાગ કરવા. જેમાથી આઠમો ભાગ એટલે ભાગ ૧૫, મર્હૂમની ઓરત કુલસુમ બીબીને અને છઠ્ઠોભાગ એટલે ભાગ ૨૦, મર્હૂમની મા ખતીજાબીબીને અને મર્હૂમના છોકરા ગુલામમીયાને ભાગ ૩૪, અને દરેક છોકરી ને ભાગ ૧૭, મળશે અને ઓરતની મહેર નિકાહ વખતે જે નક્કી થઈ હોય તે અગર આપવાની બાકી હશે તો તે તેણીને વારસા વતરીક આપવી જરૂરી છે. ચાંદમીયાંના બન્ને ભાઈઓને કાંઈ મળશે નહી તેમજ જે ઓરત ચાંદમીયાંની હયાતીમાં ગુજરી ગઈ છે. તેને પણ કાંઈ મળશે નહીં. એ બાઈની ચાંદમીયાંથી અગર ઔલાદ હશે તો તેઓ વારેસદાર થશે. અમોએ સવાલમાં દર્શાવેલી વિગત મુજબ જવાબ લખ્યો છે.

# ચીનમાં ઇસ્લામ



મૂળલેખક : મોહમ્મદ ઇબ્રાહીમ શાહકયુઓચે ઉર્ફે શાહયુચે

અનુવાદક : "મજ્ઝરી" બી. એ. [ રાંદેર ]

ચીનમાં ઇસ્લામ સવેળાનો પ્રસરી ગયો હતો અને તે એટલો જલદી ફેલાયો હતો કે કેટલાંક અગત્યના મુસ્લિમ દેશો તો હજી અજાણ્યા હતા. પુરાણી તવારીખથી આપણે જાણી શકયા છીએ કે ચીનમાં ઇ. સ. ૬૨૮માં ઇસ્લામનો ઉદય થયો. આ ઇતિહાસના કર્તા એક ચીની મુસ્લિમ વુ-વુ-યા-લાય નામના હતા. આ બીના સય્યદ વકાસના સ્થંભ પર જે લખાણું છે તેમાથીએ જડી આવે છે.

એમ છતાં ચીનમાં ઇસ્લામની પહેલ માટે જુદા જુદા પુસ્તકોમાં જુદા જુદા અભિપ્રાયો છે ચીની ઇતિહાસ કર્તા ચ્યુ તાંગ-શુ અને સાઇ-યુંગ-યુ-સાન-ક્વે બંને એક મત છે કે, "તા-શીહ (અરબસ્તાન)ના રાજાએ તાંગ-યુંગ-ફીના બીજા વર્ષમાં સફીરોને ઇનામો સાથે ચીની દરબારમાં મોકલ્યા હતા અને તે લોકોએ જાહેર કર્યું હતું કે તા-શીહનું ખાનદાન મુસલમાન થઇ ગયું છે અને તેને રાજ કરવાને આજે ચોત્રીસ વર્ષ પણ પુરાં થયાં છે." ઇ. સ. પ્રમાણે આ બનાવ ૬૫૧માં થયો હતો.

તૂ-હ્વાંગ જે બાર વર્ષ અરબસ્તાન રહી આવ્યો હતો તે કેન્ટોન વળતી વખતે પોતાના સફરનામામાં જણાવે છે કે "તા-શીહ હાલ તે જગ્યાને કહેવામાં આવે છે, જે પહેલાં ઇરાનના તાબામાં હતી. ત્યાં માણસોને મોટાં નાક હોય છે અને તેઓ કાળી દાઢી રાખે છે. તેઓ ચાંદીની છરી ચળકતા બખતરમાં રાખે છે. તેઓ ન તો શરાબ પીએ છે ને સાદથી વાંકડું છે. સ્ત્રીઓ બહાર નીકળે ત્યારે સફેદ પરદો રાખે છે. ત્યાં મોટા મોટા સભાગૃહો છે જ્યાં દર સાત દિવસે ત્યાંનો બાદશાહ એક દબદબા ભરી ગાદી પર બેસી પોતાની પ્રજાને નીચલા શબ્દોમાં ઉદ્બોધે છે.

"માણસને માણસાઇ આવવી ઘણીજ કઠીન છે અને આકાશી મસઅલાઓ કંઇ સહેલ નથી. ચોરી, દગાબાજી, હસદ, લુચ્ચાઇ, પોતાના સ્વાર્થ ખાતર બીજાનું નુકસાન, ગરીબોને છેતરવું અને નબળા પર ચઢી બેસવુ એ બધું ધર્મના વિરૂધ્ધ છે. જે માણસ આ માર્ગે જશે તે મોટા ગુનેહગાર છે, જેઓ ધર્મની ખાતર દુશ્મનના હાથે મર્યા હશે, તેઓ સુખી રહેશે અને તેથી તાશીહ (અરબ)ના લોકો દિલાવર લડવૈયા હોય છે. તેઓ આકાશી શક્તિને દિવસમાં પાચવાર નમે છે."

ચં-યુઆં જેઓ એક જાણીતા ઇતિહાસ કર્તા અને પુરાતન કાળની બાબતોમાં પ્રવીણ પુરૂષ છે તેઓની છેલ્લી શોધખોળે સાબિત કરી આપ્યું છે કે ઇસ્લામી સૂર્યનાં કિરણ તાંગ-યુંગ-વીહના બીજા વર્ષમાં એટલે ઇ. સ ૬૫૧માં પથરાયાં. તેઓ લખે છે.

"તાંગ ખાનદાન (ચીન) અને તાશીહ (અરબ)નો સંબંધ તાંગ-યુઆંન-વીહના બીજા વર્ષમાં જોડાયો અને તે તાંગ-જેં-યુના ચઉદમાં વર્ષ સુધી ચાલુ રહ્યો. એટલે ઇ. સ. ૬૫૧થી ઇ. સ ૭૯૮ સુધી આ સંબંધ ચાલુ રહ્યો.




બંનેના રાજ્ય દુતોની આવજા ઘણા પુસ્તકો, ઇતિહાસો, અને નામાઓમાંથી મળી આવે છે અને બીજા ઘણાય વિષયો ઇસ્લામ ઉપર તેમાંથી જડી આવે છે."એ વિષયોમાં એક અગત્યનો બનાવ લખવો ઠીક લેખાશે ઇ. સ. ૧૨૭૧મા ઇટલીનો મશહૂર પ્રવાસી માર્કો પોલો ચીનમાં આવ્યો. જ્યારે ચોવીસ વર્ષ પછી પોતાના દેશ તે પાછો ફર્યો ત્યારે તેને યુ–આન ખાનદાનના એક બાદશાહની શાહઝાદીને ઇરાન લઇ જવા સોંપવામાં આવી કારણ કે ઇરાનના તે વખતના શાહઝાદા સાથે તેના લગ્ન લેવાયાં હતાં. આ પરથી માલુમ પડે છે કે ચીન અને અરબના સંબંધ ઘણા અને ઘાડા હતા.

હવે આપણે ચીનમાં ઇસ્લામના પહેલા ઉપદેશક માટે કંઇ જાણવું જોઇએ તેઓ સૈયદ વકાસ હતા. એમાં કોઇનો મતફેર પણ નથી. તેઓ સારી રીતે જાણે છે કે સૈયદ અબુ વકાસ હમારા નબી (સ. અ. વ) ના મામા હતા અને જંગે ઓહોદમાં શામેલ થયા હતા.

જ્યારે તેઓ કેન્ટોન શહેરમાં તેમના ઘણા અનુયાયીઓ સાથે આવ્યા કે તરતજ ત્યાંની સલતનતે એક મસ્જિદ બંધાવવા હુકમ કર્યો, એટલુંજ નહિ પણ બીજા બધા ઇલાકાઓમાં પણ મસ્જિદો બંધાવી કે તેમનું પ્રચાર કામ સહેલું થઇ પડે સૈયદ વકાસ લાંબું અને સુખી જીવન ગાળી ત્યાંજ ગુજર્યા અને તેમની કબર પાસે એક બીજી ઘણીજ સુંદર મસ્જિદ બાંધવામાં આવી છે, જે શહેરની બહાર છે. તેમનો એક કિર્તિસ્થંભ ઉભો કરવામાં આવ્યો હતો જે હજુય પેલી મસ્જિદ અને તેમની કબર સાથે કોઇપણ તફાવત વગર મૌજુદ છે. ચીનમાં ઇસ્લામના આ સ્મારકચિન્હ એકલાંજ રહી ગયાં છે અને ચીની મુસલમાનોને જોઇએ કે તેઓને હવે ઘણી સાવચેતીથી સાચવે.

ચીનમાં ઇસ્લામના ઉદય પછી ઘણા ચીનાઓ મુસલમાન થયા. ત્યાં ઇસ્લામ ફેલાવા માટે કોઇપણ મુસીબત આડે આવી નહિ કારણ કે પહેલાંના ચીના દરેક ધર્મ જાણવા પુરતો ભાવ રાખતા.

## ચીનમાં મુસલમાનોની વસ્તી

પૂર્વમાં ચીન ઘણોજ મોટો પ્રદેશ છે. તેની વસ્તી લગભગ ચાલીસ કરોડની હતી. એમાં લગભગ પાંચ કરોડ મુસલમાન હતા. કેટલાકનું કહેવું છે કે ૭ કરોડ હતા અને કેટલાક કહે છે કે મુસલમાનોની વસ્તી ચીનમાં પહેલાં સાત કરોડની હતી વળી કેટલાક પાંચ કરોડથીએ ઓછી બતાવે છે એટલે પંચ કરોડની વસ્તી રાખવી અહીં વ્યાજબી લેખાશે.

હાલના હોમ મીનીસ્ટરના રિપોર્ટ પરથી માલમ પડશે કે ચીનની વસ્તી વધીને સુડતાળીસ કરોડ ચાર લાખ થઇ છે. આ વસ્તી ગણત્રી રીપબ્લીક ચીનના વીશમાં વર્ષમાં થઇ હતી (૧૯૩૩) અને તેથી મુસલમાનોની વસ્તી પણ વધી હોય એમાં નવાઇ નથી, પણ એટલું તો ખરૂંજ કે પાંચકરોડ એ કંઇ નાની સુની સંખ્યા નથી? આપણે એ, વિષયને હાલ પડતો મુકીશું દરેક પ્રાંત અને




જીલ્લાવારી વસ્તીઓની યાદી છેલ્લી આપી છે.

ચીનમાં ઇસ્લામની આટલી મોટી વસ્તી કેમ થવા પામી એ એક અણુ ઉકેલ્યો સવાલ છે. છતાં એના ઉપર કંઇક પ્રકાશ પાડી શકાય. અરબ સીપેહસાલાર કુતેયબાએ મધ્ય એશિયામાં પોતાની ચઢાઇઓ ઇ. સ. ૭૧૩-૭૫૧માં કરી હતી અને તેમણે ઘણા ઇસ્લામી મીશનો ઉત્તર ચીનમાં ઇસ્લામનો ફેલાવો કરવા મોકલ્યાં હતાં. એ મીશનો મોટે ભાગે કામયાબ થયાં હતાં.

ચીની તાંગ-તવારીખમાં અબ્બાસી ખલીફાઓના ઘણા સફીરોની નોંધ છે. એ ખલીફાઓ અબ્દુલ અબ્બાસ, અબુજાફર (જેઓએ બગદાદને બાંધ્યું હતું) અને હારૂન અલ રશીદ હતા. ચીની ઇતિહાસમાં તેઓ હે-ની તાશીહ (કાળા ઝભ્ભાવાળા અરબ)થી ઓળખાય છે.

ઇ. સ ૭૫૫માં આન-લૂ-સાંનની દોરવણીથી એક બળવો ફાટી નીકળ્યો. આ માણસ શહેનશાહ તાંગ સુઆન-સુંગનો ઘણો માનીતો થઇ પડયો હતો અને લશ્કરનો મુખી પણ હતો. છેવટે તેણે પોતાને સ્વતંત્ર જાહેર કરી પોતાના બુઢ્ઢા બાદશાહ પર લડાઇ જાહેર કરી. શહેનશાહ પોતાના પુત્ર તાંગ-સુ-સુંગને ગાદી સોંપી પાટનગરથી પલાયન થઇ ગયો, છોકરાએ ગાદી પર આવતાંજ અરબોને મદદ કરવા આગ્રહ કર્યો.

ખલીફા ઇબ્ને જાફરે આગ્રહને સ્વીકારી તરતજ સી-અનફુ અને હો-નાનફુ જીતવા માટે ઇ. સ. ૭૫૭માં લશ્કર મોકલ્યું એ અરબ લશ્કરે પછી ચીનમાંજ વસવાટ કર્યો હતો. આજના ચીની મુસલમાનોમાં તેઓનુંજ ખૂન છે. જ્યારે તાંગ સલ્તનતના સત્તાવાર દસ્તાવેજોથી આ વાતને ટેકો મળે છે, ત્યારે કમભાગ્યે આપણે એ ચોક્કસ જાણી શકયા નથી; કે ખલીફાએ કેટલું લશ્કર મોકલ્યું હતું? પણ કેન્ટોનની મસ્જિદમાં એક કોતરાયલા લખાણ પરથી માલૂમ પડે છે કે એક લાખથી ઓછું ન હતું. અને તેઓમાંના વડાઓને સી-અનફુમાં ઘર કરવા આમંત્રણ પણ આપવામાં આવ્યું હતું.

યુઆન સલ્તનતના ઘણા વર્ષો પહેલાં નાના-રાજાઓની હુકુમત નાના નાના રાજ્યોમાં વહેંચાઇ ગઇ હતી. એ બધા રજવાડાઓને કુબલા-ખાને મ્હાત કીધા અને યુનાનનું નામ આપી ચીનમાં જોડી દીધું. કુબલા ખાને આ પ્રદેશનું રાજતંત્ર તેના એક વઝીરના હાથમાં સોંપ્યું જેમનું નામ સાઇ-તીન-ચીહ (સય્યદ અજલ) હતું. તેઓ બુખારાના વતની હતા અને હમારા નબી (સ. અ. વ.)ના ખાનદાનની ૨૬મી પેઢીથી હતા તેઓ ચંગીઝખાનને પણ તાબે રહ્યા. જેણે તેમને પહેલાં આબકારી ખાતાના વઝીર બનાવ્યા હતા, અને પછી યુનાનના ગવર્નર તરીકે જાહેર કર્યા. એમની બાહોશ રાજ્ય વ્યવસ્થાથી યુનાન ઘણા લાંબા વખત સુધી શાંતિમાં રહ્યું. મુસલમાનો અને કાફિરો એકે મતે તેમને માન અર્પતા. તેમણે યુનાનમાં ઘણી મસ્જિદો બનાવી અને ઇસ્લામની ઉન્નતિ કરી. કનફુસીઅસને માનવા વાળાઓ માટે પણ તેમણે એક દેવળ બંધાવી આપ્યું જેથી તેઓ પણ ખુશ રહે.

એ ઉપરાંત ઘણા ઇરાની મુસલમાનોએ પણ વખતો વખત ચીનમાં સફર કીધી. બસરામાં જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે ઇબ્ને વહાબ




પણ ખૂબીની વાત એ છે કે ઉપર જણાવેલા ત્રણે ધર્મોમાં કેટલાક મુદ્દાઓ સરખા જડી આવે છે અને મુળજ ઘણા એકેશ્વરી અનેક દેવવાદી જોવામાં આવે છે. અને ઘણા બહુ દેવોને માનવાવાળા ડારવીનને વાંચી નાસ્તિક પણ થયા જોવામાં આવે છે.

ખ્રિસ્તી ધર્મ ચીનમાં બહુજ સવેળા પ્રચારવામા આવ્યો. પણ જોઈએ તેટલી ફતેહ મળી નહિ. લગભગ ત્રણસો વર્ષ પહેલાં એક બીજો ખ્રિસ્તી ચીનમાં આવ્યો. એનું નામ મેથીન્સ રેસી હતું. તેણે પોતાના સાયન્સ જ્ઞાનના બળે ચીનમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવા બાથ ભીડી તેણે પહેલા ભૂમિતિને ચીની ભાષામા ઉતારી અને પછી બીજી વિદ્યાઓ પણ ચીની ભાષામાં આણી.

આથી તે કેટલાક ભણેલા ચીનાઓને પોતાની તરફ દોરી શક્યો અને અમુક મુદત પછી તો ખ્રિસ્તી ધર્મનો પ્રચાર જોશભેર ચાલુ થયો. સ્કૂલો, કૉલેજો, દવાખાનાઓ, મીશન ખાતા તરફથી બંધાવવામાં આવ્યાં અને જોકે ચળવળે ઘણુંજ આગળ પડતું કામ કર્યું જ્યાં એકે ચીની મુસ્લિમ ખ્રિસ્તી થયો નહિ.

ખરું તો એ છે કે ચીની મુસ્લિમોએ બીજા ધર્મો ઉપર હુમલા કરવા કદી પસંદ કર્યા નથી તેવીજ રીતે બીજા ધર્મોએ તેમની ઉપર કોઈ ઇલ્ઝામ મૂક્યા નહિ આમ ચીની ઇતિહાસમાં મુસ્લિમો અને ગૈર-મુસ્લિમોમાં કોઈ પણ તરેહનો ઝઘડો થયાનો પુરાવો મળતો નથી. અસલ્લત ઐક્યતાનું મૂળ કારણ તો એમાંજ છે કે લાઓ-ત્ઝ અને કન્ફુશીઅસ બન્ને ધર્મોના ઘણા ખરા મુદ્દાઓ ઇસ્લામને મળતા છે.

ઇસ્લામનો ચીનમાં ઉદય થયાને આજે એક હજારથીએ વધારે વર્ષ થયાં છે. આમાં તાંગ, સુંગ, યુઆન અને મીંગ એ ચારે મોટા ખાનદાનોનો સમાવેશ થાય છે આ લાંબા વખતમાં માંહોમાંહે એકે ઝગડો થવા પામ્યો નથી. અને તેથી ત્યાં ઇસ્લામને વધાવાનો ઘણોજ સારો અવસર મળ્યો.

આમ મીંગ ખાનદાનના રાજ્ય સુધી ચાલ્યું. તે પછી એકાએક મન્ચુરીઆના સરમુખત્યારોએ મુસ્લિમોનું આવું સંગઠન જોઈ સખ્તાઈથી વર્તવા માંડ્યું. અને એ ખાનદાનના એકસો વર્ષમાં તો પાંચ જબરી લડાઈઓ મુસ્લિમ ચીનાઓને લડવી પડી. આ લડાઈઓ નીચલા નામે ઓળખાય છે.

૧ લાન-ચો લડાઈ. એ લડાઈમાં મુસ્લિમ સીપેહ સાલાર સુત-શીહ-સાન હતા.

૨ શીહ ફોન-પુની લડાઇ મા-મીંગ-શીન ની સરદારી હેઠળ મુસલમાનો લડ્યા.

૩ સીકીઆગની લડાઈ ચાંગ-કેહ એરહ આ લડાઇમાં સેનાપતી હતા.

૪ જંગે યૂનાન. તુ-વેન-શીયુની સરદારી હેઠળ લડાઈ.

૫ યાકૂબે શેનસીની લડાઇ લડી.

ચીંગ સરકાર સત્તાના મદમાં એટલી બધી સરમુખ્તયાર બની હતી કે દરેક મન્ચુરીયનને ઝિંદગી સુધી રકમ મળતી, અને મોભાના માણસોને તો આમની સાથે જગાએ મળવા દેતા નહિ; પછી ભલે તે મુસ્લિમ હોય કે બિન મુસ્લિમ. [ અપૂર્ણ ]

# કેરીનું અથાણું

● લેખક : એફ. મોહંમદી. ●
(મોટા વરાછા)

"કેમ ભાઇ સામે પાર જશો કે?"

જાણે સાંભળ્યુંજ ન હોય, તેમ તેણે પોતાની વાંસળી ચાલુ રાખી. મારા પ્રશ્નની તેને કશી પરવાહ ન્હોતી.

"શું તમે સામે પાર જવા માંગો છો?" મેં ફરીથી પુછ્યું.

પરંતુ તે નિરૂત્તરજ રહ્યો. મને એ માણુસ વિચિત્ર ભાસ્યો. લગભગ અર્ધા કલાકથી એ નદી તટપર આવીને વાંસળી વગાડી રહ્યો હતો. એની પાસે જમીનપર એક વાસણ મુકેલું હતું, જેની અંદરમાં એક રોટલો તથા કેરીનું અથાણું ભરેલું હતું, એમ તે વાસણ ઉપર ઢાંકેલા ઝીણા વસ્ત્રમાંથી સાફ દીસતું'તું. સામે પાર કોઇના માટે ભાથું લઇ જતો હશે. એમ મે પ્રથમ ધારેલું. પરંતુ બે-ત્રણ નાવડીઓ આવીને ચાલી ગઇ, છતાં તેણે નજર સરખી નાંખી નહીં કદાચ વાંસળીમાં મગન થઇ એ પોતાનું કર્તવ્ય ભૂલી ગયો હશે, એમ ધારી મેં તેને પોતાના કાર્ય ભણી દોરવા પ્રયત્ન કર્યો. પરંતુ તેણે સેવેલ મૌનથી મેં અનુમાન કર્યું, કે એ કદાચ બ્હેરો હશે, એટલે મેં જોરથી પુછ્યું,

"તમે સામે પાર નથી જવાના શું?"

ગાઢ નિદ્રામાંથી જાગ્રત થયો હોય, તેમ ચોંકીને તેણે મારા મુખ ભણી દ્રષ્ટિ કરી. શ્વેત વસ્ત્રોમાં દીપતો ચાળીસેકનો એ પુરૂષ હતો. એની આંખ્યોમાં અનેરી ચમક હતી. મારા મુખ ભણી એ જોવા લાગ્યો. પરંતુ બોલવાનું જાણે પણ ન લીધું હોય તેમ એ કશું બોલ્યો નહીં.

"કેમ ભાઇ, એની સાથે દોસ્તી કરવી છે કે શું?" પાછળથી સ્વર સુણાયો.

મેં પાછળ ફરીને જોયું તો મારો નાનો ભાઇ સુરેશ હસતો ઉભો હતો. તેણે ફરીથી ઉચ્ચાર્યું, "મને તો લાગે છે, કે તમારી આ કહેવાતી 'જીજ્ઞાસા' તમને પાગલ બનાવી મુકશે."

"કેમ ભાઈ આ માણસ કોણ છે?" બીજી વાતોમાં નહીં ઉતરતાં મેં મારા ભાઇને પ્રશ્ન કર્યો.

"વાહરે તમારી જીજ્ઞાસા!" તે ખડખડાટ હસી પડયો "ચાલો ઘેર ચાલો. અહીંજ રાત ગુજારવી છે શું?"

આ વિચિત્ર માણુસનો ઇતિહાસ જાણવા મને તાલાવેલી લાગેલી હોવાથી મેં સુરેશ સાથે ઘર પ્રતિ પ્રયાણ કર્યું. ચાલતાં ચાલતાં મેં તે માણસ તરફ એક દ્રષ્ટિ કરી, પરંતુ એને તો જાણે કશી પડીજ ન હોય, તેમ ફરીથી તે પોતાની વાંસળીમાં લીન થઈ ગયો'તો.

o o o

આજે સોળ વર્ષે બી. એ નો અભ્યાસ પૂર્ણ કરી હું મારા ગામ ભેળો થયો હતો. ગામના મનોરમ્ય દ્રશ્યો નિહાળી, તથા અહીંના માયાળુ જનો સાથે મળીને હું ઘણોજ ખુશ થયો. રોજ સંધ્યાએ હું લીલાછમ ખેતરોમાં લ્હેર કરવા નીકળી પડતો. પરંતુ આજે મારા ભાઇને ઘરમાં કામ હોવાથી હું નદી તરફ નીકળી પડયો હતો. સરીતા તીરે જળ ભરવા આવતી સુંદરીઓ, તરૂઓ ઉપર પંખીઓનો




થનો કલરવ, ત્યાં ચરતા ઢોરોના ગળાની ઘંટડીનો રણકાર, મોટી મોટી ગાંગો ઉપાડીને દોડતા ગોવાળીઆના છોકરાઓના ગાન, કપડાં ધોવા માટે પત્થર મેળવવા ધોબીઓની લડાઈનો થતો શોર, દૂર દૂરના ખેતરોમાંથી પંખીઓ ઉડાવવા કે કોસ ફેરવતા ખેડુતોની બૂમો અને સાથે ચીચુડ ચીચુડ કરતો કોસમાંથી આવતો મીઠો હલકો સ્વર, પ્રભાકરની પશ્ચિમાગમનની તૈયારી હોવાથી ઈંદ્રે પૂરેલ ભપકાદાર રંગબેરંગી સાથીઓ, અને એ રંગોમાં દીપતી નાવડીઓમાં જગ્યા મેળવવા માટે પથિકોની પડાપડી, વગેરે નિહાળીને ગ્રામ્યજીવનની રસીકતા તણા મધુર સાગરમાં હું તણાવા લાગ્યો. અને મારાથી થોડે દૂર એક માણુસ આવીને બેસી ગયો નહોત, તો કોણજાણે કેટલી વાર સુધી હું એજ સુંદર ને મધુર સાગરમાં તણાતો રહ્યો હોત. એ માણુસની વિચિત્ર રીતભાતથી મને એના વિષે જાણવાની તાલાવેલી લાગી, તેથી હું મારા ભાઈ સાથે ઘરભેળો થયો.

"હયો ભાભી, હવે એમને પેલા કેશવનો ઇતિહાસ જાણવો છે."

ઘરમાં પ્રવેશતાંજ સુરેશે ધડાકો કર્યો "અને તેની સાથે દોસ્તી પણ કરવા માગે છે, હો!" તેણે ઉમેર્યું.

"એમ ?" તે તથા કાન્તા ખડખડાટ હસી પડ્યાં. એ હાસ્યનું રહસ્ય હું જાણી શક્યો નહીં, પરંતુ તે માણુસનું નામ કેશવ છે. એટલું તો હું સમજી શક્યો

"તમારી ઉત્કંઠાએ તો ભારે કરી." મહામહેનતે હાસ્ય રોકતી કાન્તા બોલી, "અરે એવા ગાંડા માણુસની પાછળ કયાં ફરો છો! એ તો રોજ ભાથું લઇ નદી કિનારે જાય છે, ને ત્યાં બેસી રહે છે."

મને કાન્તાના આ શબ્દોપર વિશ્વાસ આવ્યો નહીં. મેં ગામના ઘણા માણુસોને પુછી જોયું પણ કોઇએ એના વિષે 'ગાંડો', 'પાગલ', કે 'દીવાનો' સિવાય વિશેષ ઉચ્ચાર્યું નહીં.

હવે હું રોજ સરીતા તટ પર જઇ તેની પાસે બેસતો કોઈ વાર તે વાંસળી વગાડતો, તથા કોઇ વાર કરુણ ગાન ગાતો. કદી કદાચ તે મારાથી વાતો પણ કરતો પરંતુ જ્યારે તેના જીવનનો પ્રશ્ન આવતો ત્યારે તે મૌન રહેતો.

• • • •

વર્ષા ઋતુ હતી. રોજના નિયમ પ્રમાણે આજે પણ હું તેની પાસે જઇ બેસી ગયો. કરૂણ સાદે એણે ગાવા માંડ્યું,

"જગતનાં જન તો પ્રીત વિહોણા,
તેઓમાં નહી પ્રીત–જનનાં..."

વાદળાં ચઢી આવ્યાં 'તા. પવન સુસવાટા કરતો વહે જતો 'તો, અને એ તૂફાની પવનમાં ગાયકનો સૂર જઇને મળી જતો જાણે જગતજનોનાં હૃદયે અથડાઇને એ તૂફાન મચાવવા માંગતો કેમ ન હોય. એ ગાયે જતો 'તો.

"કહે શું કોઇ પ્રીતની નગરી;
કદી છે જગમાં વસ્તી દીઠી ?
મુજને પુછો શું શું ગુજરી !
આ જીવીકા વહી છે રડતાં, -
છતાં ન જોઈ પ્રીત–જગતનાં જન..."

ગાન અટક્યું, ના, રૂદન અટક્યું ! એનાં ચક્ષુઓમાં બે અશ્રુબિંદુ ચમક્યાં. વાદળાં ગર્જી ઉઠ્યાં, અને મુસળધાર વરસાદ શરૂ થયો, જાણે




વાદળાં પણ એનું ગાન સુણી રૂદન કરતાં કેમ ન હોય?

વરસાદને લીધે અમે પાસે આવેલા એક વડની તળે જઇ બેઠા. "આજે પણ તમારી કથની નહીં કહો?" કોણ જાણે કેટલામી વાર ફરીથી મેં તેને પ્રશ્ન કર્યો.

"શું કહું?" એ બોલ્યો. એના સ્વરમાં દર્દ હતું. "તમે એ સુણીને શું કરશો?" એના આ શબ્દોથી મારા અંતરમાં આશાએ ઘર કર્યું. 'આજે એ જરૂર કહેશે મેં વિચાર્યું.'

"હું તમારા જીવન વિષે જાણવા માંગું છું" મેં કહ્યું.

"તમે એટલું તો જાણતાજ હશો," તેણે કહેવું શરૂ કર્યું. "કે હું આ ગામના મગન શેઠનો અભાગી પુત્ર કેશવ છું. પહેલાં હું અમારા પેલા બંગલામાં (દૂર એક બંગલા તરફ આંગળી બતાવી) રહેતો હતો. ભણીને તુરતમાંજ ગામ આવ્યો' તો અને સાથે લક્ષ્મીની પણ ઠીક કૃપા હતી, એટલે પડયા પડયા પુસ્તકો વાંચવા સિવાય મને કાંઇ કામ ન્હોતું."

આટલું કહી તેણે આભ ભણી દ્રષ્ટિ કરી. પછી તે બોલ્યો, "હા. તે દિ'એ પણ વરસાદ વરસતો હતો, જ્યારે મેં તેણીને પ્રથમ વાર નીરખી"

તેણે બીડી કાઢીને સળગાવી. પછી તેણે ફરીથી કહેવું શરૂ કર્યું.

"એક દિવસ હું આરામ ચેરમાં બેઠોબેઠો પુસ્તક વાંચી રહ્યો હતો, કે માળીનો કોઈની સાથે ઝઘડવાનો સદ સુણાયો. બારીમાં જઇને જોઉં છું તો તે સોળેક વર્ષની કોઇ સુંદરીને બંગલા ભણી ખેંચી રહ્યો હતો.

"શેઠ." મને જોતાંજ તે બોલી ઉઠયો. "આ લુચ્ચી રોજ આપણી વાડીમાંથી જાંબુ ચોરી જાય છે. આજે માંડ દિવસે હાથ આવી છે,"

તે યુવતી હજુ સુધી પોતાનો હસ્ત છોડાવવા નિષ્ફળ મેહનત કરી રહી હતી. સુવાનીને તિરે તેણીએ કુંકુમ પગલાં માંડયાં હતાં. રંગ શ્યામવર્ણો હતો, છતાં ઘેરા લાલ સાડલામાં તેણી ઘણીજ આકર્ષક દીસતી હતી. તેણીનાં ચક્ષુઓમાં અનેરૂં આકર્પણ ભર્યું હતું. ખેંચતાણને અંગે તેણી થાકી ગએલી હોય એમ નીચું નિરખી તેણી હાંફતી ઉભી હતી.

"નરસીહ, એને છોડી દે." મેં માળીને કહ્યું.

નરસીહ હજુ હાથ છોડવા જાય, ત્યાં તેણી પોતેજ જોરથી હાથ છોડાવી 'લંપ્રુસ' કહેતી નાઠી. તેણીને દોડતી જોઇ મને શિકારીના હસ્તમાંથી નાસી છુટેલ કોઈ હરિણીની કલ્પના થઇ આવી.

"ઉભી રહેતો......" કહી નરસીહ જાણે તેને પકડવા દોડતો હોય, તેમ થોડે દૂર સુધી દોડયો, અને પછી તે ખડખડાટ હસી પડયો.

"નરસીહ, તું એને ઓળખે છે?"

નરસીહ એને ઓળખે છે એ જાણતો હોવા છતા તેણીની વધુ વિગત મેળવવાની આશાએ મેં પુછ્યું.

"કેમ નહીં? સાંભ! એતો આપણી પડોશમાં જીવા પટેલ રે' છે ને, તેમની પોરી મોતી બેન છે. છે; તો હોશીઆર પણ તોફાની ઘણી હોં! એનો બાપ તો ઘરડો થયો,

એટલે બેનરનું બધું કામ એ ને એની મા સંભાળી લે' છે. લાગ મળતાં કોઈની વાડીમાંથી લીંબુ, જાંબુ, કેરી વગેરે લઈ નાસી જવાય ચૂકતી નથી તો! આખું ગામ એને ઓળખે છે. પણ તમે તો સાબ, શે'રથી આવવા, ત્યારના વાંધ્યાજ કરો તો એને ક્યાંથી ઓળખો!"

સ્વભાવ પ્રમાણે નરસીંહે તેણીનો ટુંક ઇતિહાસ રજુ કર્યો. "મોતી! કેવું સુંદર નામ?" ખરેખર એ એક અમૂલ્ય મોતીજ હતું એનુ મુખડું હંમેશાં મારી આંખો આગળ રમ્યાજ કરતું. તે પછી બે ત્રણ વાર એને મળવા મેં પ્રયત્ન કર્યા, પરંતુ તેણીના માતા સાથે હોવાને લીધે તે વ્યર્થ ગયા.

તે દિવસથી હું ઉદાસ રહેવા લાગ્યો. બીજા બધા કરતા મારા ગરીબ માળી નરસીંહને મારી સૌથી વધારે ચિંતા હતી. તે હંમેશા મારી ઉદાસીનતાનું કારણ પુછ્યા કરતો, પરંતુ હું તેને ઉડતા ઉત્તરો આપી ટાળી દેતો. એ સુંદર મોતીને વિસરી જવા મે ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ મારા હૃદય પટપર કોતરાયેલ એની છબી ભુંસી શકાઈ નહીં. છેવટે મારાથી રહેવાયું નહીં. એક દિવસે મેં નરસીંહ આગળ મારૂં હૃદય ખોલ્યું.

"સાબ, એ કોઇ કોઇવાર સાંજે એના કાકાને સામે પાર મળવા જાય છે," શાંત્વન અર્પતાં તે ભલા માળીએ મને માર્ગસૂચન કર્યું.

આટલું કહી કેશવ થોભ્યો. વરસાદ હવે અટક્યો હતો. ચારેકોર અંધકાર વ્યાપી રહ્યો હતો. સુસવાટા કરતા પવનને લીધે નૃત્ય કરતાં વૃક્ષપર્ણોનો પનો સ્વર સંગીતમય લાગતો'તો.

"અને હું નદી તિરેનું અમારૂં પ્રથમ મિલન તે શે ભૂલી શકું!" સજળ નયને તે બોલ્યો "એ પછી કેટલીય વાર અમે મળ્યાં. એકદિવસે હું તેણી માટે મિઠાઇ લઇ આવ્યો તેણી પ્રથમથીજ ઉભી મ્હારી વાટ જોઇ રહી હતી." હું બોલ્યો.

"મોતી, તારા માટે આજે હું કંઇક લાવ્યો છું."

"એવું 'કંઇક' તો હું પણ તમારા માટે લઇ આવી છું." પોતાની સાડીના છેડામાં એક નાનું સરખું પોટલું બતાવતી તે બોલી. પછી તેણે વાત વિસ્તારી, "બોલો, તમે મારે માટે શું લાવ્યા છો?"

· "પ્રથમ તુંજ કહે તું શું લાવી છે!"

"ના પહેલાં તમેજ કહો!"

'હું?' ગર્વથી હું બોલ્યો! "મેં તારા માટે શહેરથી મિઠાઈ મંગાવી છે."

"બસ?" તેણીએ હસતાં ઉચ્ચર્યું, "હવે કહો હું તમારા માટે શું લાવી છું?"

'ચોક્ક બોર હશે, વળી શું?'

'ના.'

'ત્યારે તો સેવ મમરા હશે!'

'ના, ના.' ·

'ત્યારે તુંજ કહે. શું છે?'

'કહું? એ તમારી મિઠાઇને શું કરીએ! હું તો તમારા માટે કેરીનું અથા...'

'કેરીનું અથાણું!' આશ્ચર્યથી હું બોલી ઉઠ્યો.

'કેમ? નથી ભાવતું તમને? તમે શહેરીઓને...'




'ના.ના મોતી! ભાવતું કેમ નથી?'

અને સાથે બેસીને અમે તે અથાણું ખાધું. ખરેખર! શહેરની મિઠાઇ કરતાં તેમાં અનેરી મોજ હતી.

કોણ જાણે કેમ, પણ તેણીને કેરીનું અથાણું ઘણુંજ ભાવતું હતુ. એટલે તે દિવસે ઘેર આવીને મેં પણ નરસીંહ પાસે કેરીનું અથાણું તૈયાર કરાવ્યું. આમ અમે સરિતાને કિનારે આવીને આનંદ માણતા."

કેશવે હોલવાઇ ગએલ બીડી ફરીથી સળગાવી. સર્વત્ર હવે તદન અંધારૂં થઇ ગયું હતું થોડાં થોડાં વાદળાં વિખરાયાં હતાં. દૂર ઉભેલી કોઇ નવયૌવનાની કાળી સાડલીમાં શ્વેત ફૂલો ઝાંખા ભાસે, તેમ દૂરદૂર ગગનમાં કેટલાક તારલા ઝાંખા ભાસતા 'તા. કેશવે વાત આગળ વધારી.

"તે અશુભ દિવસ હું કદી ભૂલવાનો નથી. મોતી સામે પાર તેણીના કાકાને ત્યાં ગઈ હતી. વરસાદ એટલો બધો વરસતો હતો, કે જાણે આકાશ હમણાંજ તુટી પડશે એમ લાગતું. વિફરેલાં નદીનાં જળ મોજાંઓ જે સામે આવે તેને ઉદરમાં પધરાવી હંમેશને માટે શાંત કરી દેતાં. ગામ્યજનો કહેતાં કે પાપ વધી પડવાને લીધે આના રીસાઇ ગયાં છે. અને......અને જ્યારે લોકોએ વાત ફેલાવી, કે વિકાળ તથા ભૂખ્યાં જળમોજાંઓ મારી મોતીને પણ...પણ કોણ કહે છે કે એ વાત ખરી છે? શું મારી મોતી નહીં આવે?"

અશ્રુભીની આંખોએ કેશવ ફરીથી બોલ્યો.

"શું મારી મોતી પાછી નહીં આવે? જુવો, હું તેના માટે કેરીનું અથાણું પણ લાવ્યો છું. લોકો કહે છે, કે તેણી જ્યારે પાછી ફરતી 'તી, ત્યારે રાક્ષસી મોજાંઓએ નાવડીને પલટાવી તેણીને પોતાની બાથમાં ભીડી લીધી. પણ ભાઇ! શું તમે એ માનો છો? શું એ નહીંજ આવશે?"

તે ચુપ થઇ ગગન નિરખવા લાગ્યો. વાદળ ગર્જયું. વીજળી ચમકી. વાદળાં રૂપી તેનાં અંધકારમય હૃદયમાં આશારૂપી વીજે ચમકાર કર્યો કેમ ન હોય, તેમ તે જોરથી બુમ પાડી ઉઠયો, "એ જરૂર આવશે, એ જરૂર આવશે."

ગાઢ અંધકારમાં પાસેની ઝાડીઓમાંથી કોઇ તેની મશ્કરી કરી રહ્યું હતું:—

"એ જરૂર આવશે; એ જરૂર આવશે."

(સંપૂર્ણ)

=*=

# સિદ્ધિ.......ના.......સ મા ગે

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૩૬૫

કોઇપણ કંપની કે કારખાનામાં સમાન અધિકારવાળા બે માણસો ન હોવા જોઇએ. કારણ કે સમાન અધિકાર ધરાવતા બે માણસોનો મતભેદ જો ગંભીર સ્વરૂપ લે, તો ધંધાને અસાધારણ ફટકો પડે છે.

૩૬૬

આપી શકાય તેટલો ભોગ આપીને પણ દરેક માણસે મુસાફરી કરવી જોઇએ. હજારો પુસ્તકો વાંચવાથી જેટલી માહિતિ મળતી નથી, તેટલો અનુભવ થોડીક મુસાફરીમાં મળી રહે છે. વાંચવા ને સાંભળવા કરતાં પ્રત્યક્ષ નિહાળી લેવાથી અણધાર્યા અવનવા લાભો પ્રાપ્ત થાય છે.

૩૬૭

ફળની કદીએ આશા રાખ્યા વિના, કર્તવ્ય-પાલન કરવાથી પરિણામ સુંદર આવીને રહે છે. ફરજને ફરજ સમજી બદલાની આશા વગર ફરજ અદા કરી કરજ મુક્ત થવું એ મનુષ્ય-માત્રનો ધર્મ છે.

૩૬૮

બને હોય તો પૈસા આપી દેશો, પણ અન્ય ધંધાદારીને કોઇ પણ સંજોગોમાં તમારૂં નામ આપશો નહિ. નામ આપવું, એ નામ ગુમાવવા બરોબર છે.

૩૬૯

પ્રત્યેક ધંધાદારીનું કર્તવ્ય છે, કે જાતે કરી શકાય તેટલો ધંધો કરવો. અન્ય એકાદ કંપનીનાં શેરહોલ્ડર થવામાં, કયારેક પણ નુકસાની આપવી પડે છે.

૩૭૦

તમારે લવાદ તરીકે બે પ્રતિપક્ષિઓ વચ્ચે સમાધાન કરવાની ફરજ પડે, તો બન્નેને ખાણા ઉપર નોતરજો અને બન્નેને પડખો પડખ બેસાડજો. આમ કરવાથી બન્નેને સભ્યતા પૂર્વક વર્તવાની ઘણે અંશે ફરજ પડશે, અને તમારૂં કાર્ય સરળતા પૂર્વક પાર પાડી શકશો.

૩૭૧

કહેવાતા મ્હોટા માણસો શ્રીમંતો કે જાગીરદારોમાં જો અક્કલ અને ચારિત્ર્યનો તમોને અભાવ જણાય, તો તેવા માણસો સાથે દોસ્તી રાખવાનો ડોળ કરશો નહિ. તેમજ તેમને વગોવશો પણ નહિ. તેમની મૈત્રી પણ અનર્થકારી છે, તેમની નિંદામાં પણ હાની રહેલી છે.

૩૭૨

પોતાની દ્રષ્ટિએ પોતાને જોવા કરતા, અન્યની દ્રષ્ટિએ પોતાને જોવાની આદત કેળવવાથી, આપણી અનેક ત્રુટીઓ ઓછી થઇ જાય છે.

૩૭૩

અન્યનાં દોષો સ્નેહ દ્વારા પી શકાય છે.




સ્નેહ ન હોય તો પરસ્પર ધિક્કાર વધે, અને ધિક્કાર વધે એ માનવ સમાજ માટે હિતકર નથી.

૩૭૪

આપણાં સાધારણ પ્રકારનાં વૈભવ અને વિલાસમાંથી પણ, સાચી સમજ હોય, તો કેટલાય જણ પોષી શકાય તેમ છે. વિલાસ ત્યજી દઈએ તો, અનેકને ઉગારી શકવાનું કાર્ય સરળ બની રહે.

૩૭૫

ફરજ પાડીને જોડવામાં આવેલા સ્નેહ સંબંધમાં એકાદ ગાંઠ રહી જવાનો સંભવ છે. કારણ કે પ્રેમ ફરજ પાડવાથી થઈ શકે નહિ. એમાં કત્રીમતા રહી જવા પામે. પ્રેમ સ્વયંભૂ છે.

૩૭૬

પ્રેમ એક અનોખી વસ્તુ છે, તેને શબ્દ દેહ આપી શકાય નહિ, પ્રેમને શબ્દ જ નથી, કે જે વંચાય કે સંભળાય. પ્રેમ તો પોતાની મેળે જન્મે, પ્રકટે અને પ્રેરણા આપે. સારાંશ કે પ્રેમ કરવાની કોઈને ફરજ પાડવાનાં એકંદર પ્રયત્નો મિથ્યા જાય છે.

૩૭૭

સંયમી પુરુષની મહત્તા સ્ત્રીની દ્રષ્ટિએ અનેરી છે, સ્ત્રી આપણું અન્ય એકંદર પરાક્રમોની કોડીનીય કિંમત આંકતી નથી. પણ જો આપણે જીતેન્દ્રિય છીએ, એવું એના જાણવામાં આવે. તો સ્ત્રી આપણી ભક્ત બની જાય છે.

૩૭૮

ઘણા ખરા શહેરી ડાક્ટરો જંગલનાં હુંડારાઓ જેવા લાગણી વિનાનાં પ્રાણીઓ હોય છે, સંખ્યાબંધ મનુષ્યોને પોતાનાં પ્રયોગનાં ભોગ બનાવ્યા પછી પ્રખ્યાત થયેલા એ ડાક્ટરોમાં જ્યારે નિર્ધન પ્રત્યેની બેદરકારી જોવામાં આવે છે, ત્યારે કલ્પનાયે થંભી જાય એટલું દુઃખ આપણને થાય છે. પ્રેક્ટીસ શરૂ કરતી વખતે ખ્યાતી મેળવવા માટે અનેક ડાક્ટરો સાક્ષાત દયામૂર્તિ જેવા દેખાય છે, પણ પ્રખ્યાત થયા પછી તેમને પૈસા ન હોય, એવા પેશન્ટોની ઘણુ ઓછી દરકાર રહે છે. પરીણામે દર્દીને નહિ, પણ દર્દીનાં ખીસ્સાં ઉપરજ ડોક્ટરની મીટ મંડાય છે. સેવાની દ્રષ્ટિએ ડોક્ટરો ઇચ્છે, તો બીજા બધય માણસો કરતા અધિક સેવા અર્પી શકે, અને જેમનામાં એ સદ્‌ગુણ રહેલો છે, તે વધુમાં વધુ સેવા અર્પી પણ રહ્યા છે.

૩૭૯

કેટલાક ધંધાઓજ એવા છે, કે જે ધંધાદારીઓને પોતાનાં સ્વાર્થની ખાતર અન્યનું બુરૂં ઇચ્છતા બનાવે છે. દાખલા તરીકે ચશ્માનો વ્યાપારી હંમેશાં લોકોની આંખોનું નૂર હણાઇ જવાનાજ વિચારોમાં તલ્લિન રહે, એ સ્વભાવિક છે. મરનારે ઇન્સાનોનાં ઉપરના કપડાં લેનાર પણ માણસો વધારે મરે એવું ઇચ્છે, એ દેખીતું જ છે.

૩૮૦

રોગી માટે ચિંતા કરવી, એ અલ્લાહને ન ઓળખ્યા બરાબર છે. વગર પાંખનાં કરોળી-



આને છુવાડવા માટે પાંખવાળી માણીઓને કુદરત કરોળીઆની જાળમાં મોકલે છે. આપણે તો ઇન્સાન છીએ. પ્રયત્નો દ્વારા શું નથી કરી શકતા ?

૩૮૧

યોગ્ય યુગલને ઈર્ષ્યાથી જોવું, એ ભયંકર પાપ છે, સ્વર્ગ ને નર્કનાં રૂપમાં ફેરવી નાખવા જેવું નીચ કૃત્ય છે. જે પ્રદેશમાં ઇન્સાનો પ્રેમની ઈર્ષ્યા કરે છે, તે પ્રદેશમાં નર્કની ગંધ પ્રકટ થાય છે અને યૌવનમાં રસને બદલે વિકાર જન્મે છે, આવો પ્રદેશ પ્રેમની સૃષ્ટિ ને બદલે માત્ર વિલાસની દુન્યા બની રહે છે. આવા પ્રદેશમાં વખતનાં વહેણ સાથે પ્રેમનો, સાચા પ્રેમનો અંત આવી જાય છે. કૃત્રીમતા વધે છે, અને પછી તો લોકો પ્રેમ, એ બીજી વસ્તુની જેમ પૈસા વડે ખરીદવાનાં મિથ્યા પ્રયત્નો કરે છે. અને પછી તો તો ધીમે ધીમે પ્રેમની મહત્તા પણ અલોપ થઇ જાય છે. લોકો પ્રેમનાં બદલે વૈભવ, વિલાસ અને વમનો ઉપયોગ કરે છે. પ્રેમની ખાતર કોઇ પરણતું પણ નથી. માત્ર દેહ ભૂખની તૃપ્તિ ખાતરજ લગ્નની પ્રથા કાયમ રહે છે.

૩૮૨

જ્યાં બુદ્ધિ હોય ત્યાં પૈસો હોય તોજ પૈસાનો સદુપયોગ થવા પામે નહિતર પૈસો ઇન્સાનની પાશવી વૃત્તિને વધારે ઉત્તેજે છે. એજ રીતે જો સંતાન નિર્ધન હોય, અને સાચી સમજનો પણ તેનામાં છાંટો ન હોય, તો તેવા માણસો પૈસા માટે અનેક ભૂંડાં કૃત્યો કરવાને લલચાય છે, આપણે જે પણ સંજોગોમાં હોઇએ, તે સંજોગોમાં પોતાની જાત ઉપરનો કાબુ ન ગુમાવીએ, એજ ઇચ્છવા યોગ્ય છે.

૩૮૩

પ્રત્યેક ન્હાની મ્હોટી તકરાર પછી શક્તિનો અંત આવી જવા સંભવ હોય, ત્યારે મૈત્રીની વાતચીત થવાની શરુઆત થાય છે, લડી લીધા પછી જ્યારે થાક ચઢે ત્યારે ડહાપણની વાતો કરવી એ જગત જુની પ્રથા છે, પણ લડવુંજ નહિ એવો નિશ્ચય થાય તો કેટલું સારું ?

૩૮૪

સ્ત્રી પાસે બે શસ્ત્રો અજબ છે. એક ઇર્ષ્યા અને બીજું અશ્રુ સ્ત્રીની ઇર્ષ્યાએ સમસ્ત માનવ જગતને અંધકારમાં મૂકી દીધાનાં દૃષ્ટાંતો ઇતિહાસમાં અનેક જોવામાં આવે છે. જ્યારે મક્કમતાની દ્રષ્ટિએ મહાન લેખાતા માનવીઓને પણ અશ્રુદ્વારા સ્ત્રીએ ઓગાળી નાખવાનાં દાખલા પણ સંખ્યાબંધ જડી આવે છે. પુરૂષોએ ઓરતનાં આ બન્ને અજોડ હથીયારોનાં ભોગ થતાં અટકવું જોઇએ

૩૮૫

સ્ત્રીનું સૌંદર્ય અને શૌર્ય પુરૂષને આંજી નાંખે છે. પુરૂષનું યુદ્ધ કૌશલ્ય પણ સ્ત્રી સમક્ષ કેટલાક સંજોગોમાં ઓસરી જાય છે.

૩૮૬

રાજ્ય કે પ્રજાઓના પાયમાલીનાં મૂળ




આંતર વિગ્રહમાં સમાયેલાં છે આંતર વિગ્રહ દ્વારા નબળી સત્તાઓ એકાદ સડેલા ફળની જેમ ખરી પડે છે. જ્યારે પ્રજાઓ આંતર-વિગ્રહનાં અંગે પોતાનાં સર્વ નાશને નોતરે છે અને ટકાવે છે, તથા પોષે છે.

૩૮૭

પ્રત્યેક પવિત્ર વસ્તુને આપણી મલીન મનોદશાજ અપવિત્ર બનાવી નાખે છે વાસ્તવિક રીતે કુદરતે પેદા કરેલી એકંદર વસ્તુઓ પોતાનાં મૂળ સ્વરૂપમાં પવિત્રજ હોય છે. મનૂષ્યની ભાવનાજ પાછળથી તેને અપવિત્ર બનાવી દે છે.

૩૮૮

સ્ત્રીને જોતાં વેંતજ સયમ ગુમાવી દયે તે મનુષ્ય, મનુષ્ય નહિ, પણ પશુ સમાન છે. ગમે તેવા સંજોગોમાં પણ સંયમ ન ગુમાવે, તેજ સાચો ઇન્સાન ગણાય.

૩૮૯

જે પ્રેમમાં પવિત્રતા કે સચ્ચાઇ નથી હોતી, તે પ્રેમ માણસને ભવિષ્ય વાણી કહી નાખવાની ફરજ પાડે છે. અને પરિણામ વિપરીતઆવ્યા વગર રહેતું નથી.

## : ચાર રૂબાઈઓ :

**૧ બોધકને બોધ :**

શું છે થાય બે ઘુંટથી બોધક પીજા;
ભૂલી વહજુરિલ-ખમ-ર-ત-ઇનકુન-ત-રૂના,
યત્નમિન-હુ-વ-શીશાનને ફમબખ્ત સમજ;
જો ચક્ષુઓ ફાડીને જરા શ્યામ ઘટા.

**૨ સિતમગરનાં સિતમ :**

નિર્દોષ હૃદય એકને અગણિત સિતમ;
કંઇ મૌન રહી વેઠે છે હમણાં-હરદમ.
મળશેજ પ્રલયકાળે પ્રતિફળ એનું
અઝઆલિમુ—લાયુરહમુ—મેંહ્લા યુરહમ.

**૩ પ્રસંગની પ્રતિક્ષા :**

અજ્ઞાત શું સમજે તું વ્યાથાઓ દિલની;
છે દર્દભરી પ્રેમ—કથાઓ દિલની.
પ્રસંગને પેખીને હું ઇન્શાઅલ્લાહ!
દિલ-મુક્ત કરી દઇશ દુઆઓ દિલની.

**૪ ઝગડાની જડ :**

નિત મુખ મહીં છે સંતના સુબ્હાનલ્લાહ;
આપે છે બેદબલિલ્લાહે-જમીઆની સલાહ.
પણ ઝગડા સુરાલયમાં કરાવી બેહદ;
લાહવ-લ-વલા-કુવ્વ-ત-ઇલ્લા-બિલ્લાહ.

"કલીમ વાકિફી"

# જીવનનાં વહેણ

## પાંચ કલમે લખાયેલી એક વાર્તા

[૧] 'નિશાત' [૨] 'ચમકાર'
[૩] 'બેફામ' [૪] 'જ્યોત'
[૫] 'કિસ્મત'

### (૧) 'નિશાત'

"એ નિર્મળ જળ મારો સ્વીકાર કરશે ? આહ ! લોકમાતા સરિતાની મીઠી ગોદમાં લપાવાની કેવી મઝા ! જળ સમાધિ ? શું હું ડૂબી-મરું ? હા, હા સલીમા ! એ વિના આ આ જીવનનો છુટકારો નથી. પણ......પણ શું ? જીવનમાં તારું કોણ છે ? તારી પાછળ કોણ રોનાર છે ? માતા ! એ તો બીચારી મરવા પડી છે. પછી કોણ છે ? તારા માટે તો મરવું એજ ઉત્તમ છે. માતાના કફન દફન માટે તો રાતી પાઇ પણ નથી તું જ એકલી એની વારસ છે અને એ તારેજ કરવું પડશે. બસ, એકજ ઉપાય—જળ સમાધિ. એજ તારો છુટકારો કરશે." સલીમા પોતાના દેહ વિનાશનો વિચાર કરતી કરતી શહેર-ઘસીને વહી રહેલી નદી પાસે આવી પહોંચી.

વિધવા માતા સિવાય સલીમાના જીવનનો એકેય આધાર ન હતો. નજદીકનું કે દૂરનું તેને કોઇ સગું ન હતું. તેના પિતા નૂરમહમદ પોતાની પાછળ સંપત્તિ સિવાયની સંતતિમાં એક સલીમા અને તેની સંભાળ રાખવા તેની સ્ત્રી આમેનાને મૂકી આ જીવનને છેલ્લી સલામ કરી ગયા હતા. પોતાના ધણીના મૃત્યુ પછી આમેનાએ સલીમાનો બધો ભાર પોતાના માથે ઉપાડી લીધો. આમેના ગામનાં દળણાં દળી અને પાણી ભરી પોતાનો નિર્વાહ કરતી. સલીમાને તેણે સાધારણ અક્ષરજ્ઞાન અપાવી તેના હાથમાં ઘરનું બધું કામ સોંપી દીધું.

સલીમા પણ આશાઓમાં રાચતી કુમારિકા હતી. એને પણ ઘરરખુ ગૃહીણી બનવાનાં કોડ હતા. પણ......પણ ? વિધવાની પુત્રીને કોણ અપનાવે ? નિર્ધનનો હાથ કોણ ગ્રહણ કરે ? શું ઇસ્લામમાં પણ વર્ગભેદ છે ? રંક અને રાયના ભેદ ઇસ્લામમાં !

"શું મારો સ્વીકાર કોઇ નહિ કરે ? શું હું ગૃહરાણી બનવાને યોગ્ય નથી ? હું સૌંદર્યવાન યુવતિ નથી ? એમ નથી તો શા કારણે મારી સામે યુવાનો તૃષાતુર દષ્ટિ ફેંકે છે ? શું એક નિર્ધન સ્ત્રીને પરણવું એ સમાજમાં પાપ છે ? એને આશ્રય આપવો એ પણ ગુનો છે ? તો પૃથ્વી મારી જેવી અસંખ્ય અબળાઓનો ભર શા માટે ઉપાડી રહી છે ? શા માટે એની હુંફાળી ગોદમાં સમાવી લેતી નથી ?" આવા અનેક વિચારો તેના મગજમાં ખૂંચતા અને એ ઉશ્કેરાઇ જતી. એને આત્મહત્યા કરવાનું મન થઇ આવતું, પણ એ વિધવા માતાના દુઃખમાં વધારો કરવા ન હોતી ઇચ્છતી.

આજ ત્રણ દિવસ થયાં સલીમાની માતા બીમાર હતી. સલીમાને કંઇ ખાવા પણ




મળ્યું ન હતું. તેની ભૂખ પણ મરી ગઈ હતી. એ હરપળે એની માતાના વિચારો કરતી. દવા લાવવા તેની પાસે પાઇએ ન હતી. ઘણુંયે ડૉક્ટરના દરવાજા એણે ખખડાવી જોયા, પણ દયા તો યુગના પ્રવાહમાં ક્યાયે ઘસડાઈ ગઇ હતી તેણે કોમના કહેવાતા સખી ગૃહસ્થો પાસે પણ ભીખ માંગી જોઇ, પણ બધેજ નિરાશા. હજુ સલીમાને આશા હતી. છેવ્ટે તે તેની માના કાકા-પોતાના નાના પાસે જઇ આવી, પણ રાંકનો ભાવ કોણ પુછે ? નાનાએ તો જાણે તેની સાથે કાંઇપણ સંબંધજ નથી એવો ભાવ દેખાડયો. સલીમા હવે થાકી હવે એને કંઇજ આશા ન રહી હવે એના પગ લથડયા. એને કોઇજ રસ્તો સૂઝ્યો ન હતો.

"બસ એકજ ઉપાય, એજ સરસ છે. હસનાબાદની નદીજ મારો સ્વીકાર કરશે એજ મને અપનાવશે. માતા તો જરૂરજ હવે એની ચિંતા કરવાની નથી. પણ એની લાશનું શું ? એ તો નાત ફોડી લેશે" સલીમાના મને આત્મહત્યાનો નિર્ણય કરી નાંખ્યો અને એનાં પગલાં ઝપાટાબંધ નદી તરફ વળ્યાં.

સંધ્યા સમયનાં સુવર્ણ કિરણો નદીનાં નિર્મળ જળને રંગીન અને મનોહર બનાવી રહ્યાં હતાં. પક્ષિઓ પોતાના વિશ્રામ-સ્થાન પર પાછાં ફરતાં હતાં. સૂર્ય જગતને છેલ્લા સલામ કરી રહ્યો હતો. ચોમેર શાંત વાતાવરણ હતું, એવા સમયે જગતની નિષ્ઠુરતાથી ત્રાસી ગયેલી યુવતીએ હસનાબાદની નદીની ગોદમાં ઝંપલાવ્યું.

## (૨) 'ચમકાર'

જીવનમાં ક્યારેક એવી પળ આપણી સમક્ષ આવીને ઉભી રહે છે, ત્યારે દિલ બેચેન બને છે, મતિ મુંઝાય છે, દિશા સંપડતી નથી. આવુંજ કંઇ આસિમના જીવનમાં બન્યું હતું આસિમ હસનાબાદના એક શ્રીમંત માબાપનો એકનો એક પુત્ર હતો લાડકોડમાં ઉછરેલો આસિમ વખત જતાં છૂટ જમાનનો અને સ્વતંત્ર વિચારનો બન્યો હતો હાલમાંજ એણે ડૉક્ટરી પરીક્ષા પસાર કરી પોતાના વતનમા પાછા ફરીને એક ખાનગી ડીસ્પેન્સરી ખોલી હતી. જો કે કમાવાની એને જરૂર હતીજ નહિ, પણ આદર્શ અને સેવા કરવાના ઉદ્દેશથીજ તેણે આ ધંધો સ્વીકાર્યો હતો જે મૂંઝવણ એને હમણાં સતાવી રહી હતી તે એ હતી; કે એના પિતા એજ ગામના સારા એવા ગૃહસ્થની એકની એક કન્યા સાથે એને પરણાવવા ઇચ્છતા હતા. એ કન્યા માટે ગામમાં લોક અફવા વિધવિધ પ્રકારની હતી. જેમાં પિતાનો આગ્રહ ફક્ત એને મળનારી અખૂટ દૌલત અને જહેઝનો મેહજ માત્ર હતો, એમ આસિમને તપાસ કરતાં જાણવા મળેલું. વળી વધારામાં કન્યાની ઉમર પણ આસિમ કરતાં પાંચ સાત વર્ષ વધારે હતી એમ પણ કહેવાતું. આસિમની ઉમર અત્યારે પચીસ વર્ષની હતી આમ લગભગ કન્યાકાળ વટાવી ચૂકેલી અને પોતાથી મોટી એવી કન્યા સાથે આસિમ જેવા ફેશનેબલ અને સુંદર યુવાનને શાદી કરવામાં વાંધો હોય એ દેખીતુંજ છે. અલબત્ત આસિમને પિતા પ્રત્યે માન હતું, એમનો હુકમ શિરોમાન્ય




ગણતો, પણ આવા સંજોગોમાં એ કઈ રીતે એમની આના માને, જ્યારે કે પ્રેમ સનું બાઝાર ગર્મ છે !

આસિમના સગપણ સંબંધી કન્યાના પિતા સાથે લગભગ વચનથી બંધાઇ ચૂકેલા આસિમના પિતાની સ્થિતિ આસિમના વાંધાના કારણે ત્રિશંકુ જેવી બની હતી. એક તરફ વહાલસોયા પુત્રનું મમત્વ હતું, જ્યારે બીજી બાજુ કરિયાવરનો મોહ હતો. મોહ અને મમત્વ વચ્ચે યુદ્ધ થયું. અંતે મોહનો વિજય થયો. આમ મોહવશ બનેલા આસિમના પિતાનું હૃદય ઘાતક બનવા તત્પર થયું. માલદાર માબાપની એકની એક કન્યા સાથે આ સંબંધ અગર બંધાઇ ચૂક્યો તો પોતાનો પુત્ર અઢળક દોલતનો વારસ બને એમ એમણે માન્યું. જેથી એ સગપણ સ્વીકારવુંજ જોઇએ એવી આસિમને સૂચના કરી. અગર આ સૂચનામાં એ સંમત નહિ થાય તો પરિણામ સારું નહિં આવે, એવી ધમકી સુધ્ધાં આપી આવી પડેલ આ આફતમાંથી બચવાને માટે થોડા દિવસની એણે પિતા પાસે મહેતલ માગી, જે સહર્ષ આપવામાં આવી.

આ મુદત મળ્યા પછીથી આસિમ દરરોજ ચિંતામગ્ન રહેવા લાગ્યો. કામમાં કશુ ધ્યાન પડતું નહિં નવી નવી ખુલેલ ડિસ્પેન્સરીમાં ઘરાકી બુજ્જાજ હતી એટલે જેમતેમ દર્દીઓને પતાવી એ સારોય વખત ચિંતન અને મનનમાં ગાળતો અને બપોરે ઘરે ભોજન કરવા ન જતાં હોટલમાંજ જમી લેતો. સાંજે ડિસ્પેન્સરી બંધ કરી દરરોજ નદી તટે ફરવા જતો આસિમના બાપે પણ આ દિવસોમાં થઇ શકે એટલી બધીયે તજવીજ આસિમને મનાવવા માટે કરી હતી. સૌ મિત્રોને બોલાવી આ સંબંધી ઘટતું કરવાને કહ્યું હતું. રાત્રે વાળુ વખતે એની માતા પણ કોઇને કોઇ બહાને આ વાત છેડતી, છતાં આસિમના તરફથી કંઈ જવાબ ન મળતાં ચૂપ રહેતી. માતૃ-હૃદય જોશ મારતું અને કશું અઘટિત બની રહ્યું છે એમ એને લાગતું, પણ આસિમનું મૌન વલણ અને હમણાંની બાપ-બેટાની ચાલ-ચલગત જોતાં દિલમાં બળી મરતી, છતાં કાંઇ બોલી શકતી નહિ. મુદત અપાયાની છેલ્લી મુલાકાત પછી ભાગ્યેજ પિતા પુત્રે ભેગા બેસીને વાત કરી હશે કે સાથે જમ્યા હશે આ રીતભાત કંઇ અનિષ્ટ બનાવની આગાહીરૂપ હતી એમ આસિમની મા માનતી.

આસિમને સમજાવવામાં નિષ્ફળ નિવડેલા મિત્રોએ દિન બદિન મળવું હળવું ઓછું કરી નાંખ્યું. રહ્યો એક કાસિમ, જે હરપળે આસિમ સાથે રહીને એના પિતાની ખફગી વહોરી રહ્યો હતો, કેમકે બીજા મિત્રોની જેમ કાસિમને પણ એના પિતાએ આ વિષે કહેલું પણ કાસિમે તો સ્પષ્ટપણે સમજાવેલું કે પોતે કદી પણ આસિમને અસત્ય સલાહ નહિં આપે. આમ હોવાથી એના પિતા રોષે ભરાય એ તદ્દન સ્વાભાવિક હતું. આ વાતની જાણ થતાં બીજા મિત્રોએ આસિમના પિતાની આંખે ન ચડવા માટે એને છેલ્લા નમસ્કાર કર્યા.

પહેલાં તો કદીયે કાસિમ, આસિમ સાથે સાંજે ફરવા જતો નહિ, પણ છેલ્લી ઘટના બન્યા પછી અને આસિમનું હમણાં ઉદાસ રહેતું મુખ જોઇને કેટલાક દિવસોથી દરરોજ




એની સાથે નદીએ મોટરમાં ફરવા જતો. ચર્ચાએ કરીને ખુશ રાખવાનો પ્રયત્ન કરતો. આજે પણ બન્ને મિત્રો મોટરમાં બેસીને ગામ બહાર આવેલી નદીના તટે ફરવા આવ્યા હતા.

કાસિમના કુટુંબમાં માત્ર માતા અને તેની સ્ત્રી મહેરૂ એટલાં હતાં. એટલે કાસિમ તદ્દન સ્વતંત્ર હતો. ગરીબાવસ્થામાં ઊછરેલો કાસિમ આગળ અભ્યાસ ન કરી શક્યો એટલે એક ગુજરાતી દૈનિકમાં કોલમ-લખનાર તરીકે કામ કરતો હતો, એટલે સમાજથી એ નિશ્ચિંત હતો.

બન્ને દોસ્તો મોટરને દૂર રાખી નદીની સૂકી રેતીમાં બેઠા બેઠા આજની રાજકીય સ્થિતિ પર ચર્ચા ચલાવતા હતા. વાત પરથી વાત નીકળતાં આસિમે આજદિન સુધી છુપાવેલી પોતાના સગપણની અથ-ઇતિ સુધીની સર્વ વાત જણાવી પોતે શું કરવું ? એવી સલાહ માગી કાસિમ કંઇ જવાબ આપે એ પહેલાં નજીકની ભેખડ પરથી નદીમાં કંઇ પડવાનો 'ધબાક' અવાજ સંભળાયો. બેઉ જણ એકદમ ત્વરિત ગતિએ તે દિશામાં દોડયા. જઇને જોયું તો એક માનવ-દેહ જાણે અજાણે બચવાને ફાંફાં મારી રહ્યો હતો.

(૩) 'એક્રામ'

ઉતાવળ આસિમ કોટ કાઢીને નદીમાં કૂદી પડયો. કૉલેજમાં લીધેલું તરવાનું શિક્ષણ આ વખતે તેને કામમાં આવ્યું. ડૂબતા દેહને કાસિમની સહાય વડે નદી બહાર કાઢયો અને બેભાન હાલતમાં મોટરમાં નાંખી તાત્કાલિક સારવાર માટે પોતાની ડિસ્પેન્સરી તરફ મોટરને હંકારી. તેમણે બચાવેલ માનવ-શરીર સલીમાનું હતું. તુર્તના ઉપચારના કારણે સલીમા શુદ્ધિમાં આવી અને પરાયા મકાનમાં અજાણ્યા તરુણો વચ્ચે પોતાને જોઇને પહેલાં તો ચમકી. પછી બનાવની યાદ આવતાં તે બોલી 'હું ક્યાં છું ? મને કોણે બચાવી ?' ને રડવા લાગી. રડી રડીને તેણે હૃદય-બોજ હલકો કર્યો કંઇક સ્વસ્થ થતાં આસિમે કહ્યું, "તમે સુરક્ષિત સ્થળે છો, અમે નદી કિનારે તમારો પાણીમાં પડવાનો અવાજ સંભળ્યો અને તમને બચાવ્યાં"

કાસિમે અને આસિમે સલીમાનું દુઃખ જાણવા ઇચ્છા દર્શાવી, એટલે સલીમાએ સર્વ વિગત જણાવી.

"તમે મને બચાવી પણ હું તો પાપ-ભૂમીમાં, આ નિર્દય સમાજના, લાગણી શૂન્ય જગતમાં, અનુભવના ઝેરી ઘુંટડા પીને કંટાળી છું. ખૂબજ વિચારના અંતે આપઘાત બેહતર છે, એમ માનીનેજ આત્મહત્યાનો એ ગોઝારો રાહ લીધો હતો" આટલું બોલી સલીમાએ એક ઊંડો નિશ્વાસ નાખ્યો.

શું આવી નિર્દોષ અને સમાજથી ત્રાસિત બાળાઓના જલતા જીગરમાંથી નીકળતી આહોના અંગારા સારાયે સમાજને ભસ્મીભૂત કરવા સમર્થ નથી ? સલીમાને બહુજ શરદી લાગી હતી એનામાં અશક્તિ પણ ઘણી આવી ગઇ હતી, એટલે આસિમ તેને પોતાને ઘેર લાગ્યો અને માતાની સહાયથી સારવાર કરવા લાગ્યો. વસ્તુસ્થિતિ જાણ્યા પછી તેની માતાએ સલીમાના ઉપચારમાં ઉલટથી મદદ કરી, છતાં તેને




પોતાના શૌહરની બીક હતી. તેણે આસિમને પણ તેના સ્વભાવનો ખ્યાલ કરાવ્યો. આ વાત તે જાણતો હતો, છતાં સલીમાના પ્રસંગ પછી તે તદ્દન બેપરવા બન્યો અને આવતી કાલની ચિંતા તજીને ઉપચારમાં મન રોક્યું. સલીમા સંપૂર્ણ સાવધ થતાં આસિમની મા પાસે રડી પડી તેની માએ કહ્યું, "સલીમા, બેટા રડ નહિ. તારી મા મૃત્યુ-શય્યા પર હોઇને તેં આ શું કર્યું? એ કેવી મૂર્ખતા કહેવાય, બેટા! તેણે તને પાળવા પોષવામાં કમી ન રાખી. રાતને દિવસ ગણી અને પોતાના સુખેદુઃખે નચિંત બનીને તારા સુખનીજ ઇચ્છા રાખી. એવી માતાને તું છોડી જાય એ સારું ગણાય? તેની જિંદગીની અંતિમ ક્ષણોમાં તો તારે એની શય્યા પાસે બેસી રહેવું જોઇએ." સલીમાથી રડી દેવાયું. રાત્રિના બાર પછી તેની તબીઅત વળી લથડી. ફરી આસિમે ઉપચારો કર્યા અને કાંઇક શાંતિથી સલીમાને નિદ્રામાં પોઢેલી જોઇને રાહત અનુભવી. કદી નહિં ને આજે આસિમને સલીમાની સારવાર કરતાં સંકોચ થયો હતો. ચારેક વાગે તેની માતાએ તેને સમજાવવાથી પોતાના શયનખંડમાં જઇને તેણે શય્યાસ્થાન લીધું.

સવારે તેના પિતાને આ વાતની ખબર પડતાં પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "શું આટલા માટેજ મેં કહ્યું ત્યાં શાદી કરવાને ના કહેતો હતો. બે શરમ, એક ભિખારણને ઘરમાં ઘાલતાં તને જરાય લાજ ન આવી?"

"અબ્બા, એમાં શરમાવા જેવું કશું નથી. મેં એક નિઃસહાય અબળાને મદદ કરી તેમાં શરમ શેની? તે ઇન્સાન છે અને તેને પણ હક છે." એમ કહી આસિમે સત્ય હકીકત જણાવી, પણ તેના પિતા એકના બે ન થયા. તેને લાચાર બનવું પડ્યું. બાજુના કમરામાં સલીમા આ બધું અસ્પષ્ટ સાંભળી રહી હતી. એટલે તેને બહુ ઓછું આવ્યું. જેવો આસિમ આવ્યો કે તરતજ પોતાને તેની માતા પાસે લઇ જવા કહ્યું. આસિમ મોટરમાં તેણે બનાવેલ મકાને તેને લઇ ગયો. રસ્તામાં સલીમાએ કહ્યું, "તમારે મારે લીધે ઘણું વેઠવું પડ્યું છે. તમે શા માટે મારી ખાતર સહન કરો છો?"

"સલીમા!" કહી ઘડીક આસિમ અટક્યો અને આગળ બોલ્યો, "એક માનવ બીજાના દુઃખમાં કામમાં ન આવે તો આ જીવન શા ખપનું?" એમ કહી એણે સલીમા સામે જોયું. સલીમાએ નીચી નજર કરી બેઉ આત્માએ એક થવા ચાહ્યું. દિલથી એક બીજા ઓળખાયાં. ચાર ચક્ષુઓ એક બીજામાં સમાવા સંમત થયાં, પણ બંને વચ્ચે સંકોચનો પડદો હતો.

ઘેર પહોંચતાં, આમેના બિછાના પર શુન્યં-મનસ્ક એવી સ્થિતિમાં હતી. તે સલીમાનું નામ રટતી હતી. અશક્ત સલીમા દોડીને બિછાના પાસે ગઇ અને 'ઓ મા!' કહી રડી પડી. આમેનાએ સહાય મેળવવા પ્રયત્ન કરતાં પોપચાં ઉઘાડ્યાં અને નિસ્તેજ આંખોએ સલીમાને જોઇ કહ્યું, 'બેટા!' એણે ઉભા થવાનો પ્રયત્ન કર્યો, પણ ઉઠી શકાયું નહિ, એટલે સલીમાએ એને પાછી સુવાડી દીધી આસિમે તેના શરીરને તપાસ્યું અને સલીમાને આવશ્યક સૂચના આપી પોતે દવા લાવે છે, એમ જણાવી ડિસ્પેન્સરીમાં આવ્યો.




બે દિવસની સખત બિમારી પછીની ગઇ રાતથી આમેનાની સ્થિતિ વધુ ખરાબ બની હતી, કેમકે દરરોજ સલીમા પાસેજ રહેતી પણ ગઈ રાતે તે કયાંક ગઇ હતી.અને તપાસ કરતાં પાડોશીઓએ નિરાશાજનક સમાચાર આપ્યા હતા, એટલે તે તદ્દન બ્રમિત દશામાં મુકાઇ હતી. આમ છતાં સલીમાને જોઇ તેની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં, અને બોલી, 'શું મને છેલ્લી ઘડીએ તું છોડી જાત, બેટા ?'

'મા! મને માફ કર. મને અંધકારમાં કયાંય રસ્તો ન સૂઝતાં આપઘાતનો માર્ગ લીધો. તારા વાત્સલ્યને પિછાની ન શકી.' સલીમાએ રડતાં રડતાં કહ્યું.

થોડીવારે આસિમ કાસિમ સાથે આવ્યો. એણે આમેનાને દવા પાઇ, પણ કાંઇ અસર ન જણાઇ. ઘણીવાર પછી તેની આંખો ઉઘડી, ચહેરો ચમકયો; પણ એતો બુઝાતા દીપકનો છેલ્લો ચમકાર હતો, અંતની નિશાની હતી. આમેના આ ફાની દુનિયા તજી ગઇ. સલીમાએ રો કકળ મચાવી. બાજુની સ્ત્રીઓએ આવીને સલીમાને દિલાસો આપ્યો. આસિમે અને કાસિમે પડોશના પુરુષોની સહાયથી આમેનાની છેલ્લી ક્રિયા પતાવી.

કોઇપણ લાગણી શૂન્ય માનવ આ દ્રશ્ય જોઇને દ્રવિત બને, પણ ગરીબો પ્રત્યે સહાનુભૂતિની નજરે જોવાની સમાજને કયાં પડી છે? નિઃસ્હાય સલીમા અઠવાડીઆંઓ પછી આસિમ નીસ્હાયથી કાસિમને ગૃહે આવીને રહી. સલીમા અને આસિમ હવે પ્રેમીઓ બની ગયાં હતાં.

આસિમ સલીમાને પોતાને ત્યાંજ રાખવા માંગતો હતો, પણ સલીમાએ ગત પ્રસંગને લઇને કાસિમને ત્યાંજ રહેવા આગ્રહ કર્યો હતો. આસિમ અવારનવાર સલીમા પાસે આવતો અને ઘણી ઘણી વાતો કરતો. જ્યારથી આસિમની કોશિષથી સલીમા કાસિમને ત્યાં આવીને રહી, ત્યારથી આ ત્રિપુટી માટે તરેહ તરેહની અફવાઓ ઊડતી. પણ કાસિમ નીડર હતો એટલે તેણે કશી પરવા ન કરી, પણ આસિમને એના પિતાએ સલીમાને કદી ન મળવાની આજ્ઞા કરી, અને જે કન્યા સાથે સગપણ ન કરવાનું નક્કી કર્યું હતું, ત્યાં શરબત પણ પી લધું.

સલીમાને હંમેશા કાસિમની પત્ની મહેરૂ દિલાસો દેતી અને આનંદમાં રાખતી. એમના વિષેની અફવાઓ સલીમાના કાને પણ આવી હતી, કિંતુ શું કરે? બિચારી સમસમીને બેસી રહેતી. આસિમે પિતાની જો હુકમીનો સામનો કરવાનો નિર્ણય કરી લીધો અને હસનાબાદમાંથી કાયમી વિદાય લેવાને તત્પર બન્યો. જતાં જતાં ત્રણ પત્રો તે લખતો ગયો. એક તેના પિતા પર, બીજો કાસિમ પર અને ત્રીજો સલીમા પર.

પિતાના પત્રમાં પોતે થનારી શાદી પોતાની પસંદગી મુજબની ન થતી હોવાથી અને તેઓ દૌલતમાં અંધ બન્યા હોવાથી પોતે જાય છે, એમ લખ્યું, અને અગર કોઇ સલીમા જેવી ગરીબને સરખી વયની બાળા સાથે સગપણ કરત તો રોકાત એમ જણાવ્યું. સલીમાને પોતાના વર્તન બદલ માફ કરવા વિનંતી કરી અને કાસિમને સલીમાની સંભાળ રાખવા લખ્યું હતું

[અપૂર્ણ]

# કર્તવ્ય

અનુવાદક : : "ટીમોલ"



ત્હારી પ્રાર્થના અને પૂજા, તપ અને જપને ત્યાગી દે. મંદિરના અંધકારપૂર્ણ ખૂણામાં દ્વાર બંધ કરી તું કોની પ્રાર્થના કરી રહ્યો છે?

જો ત્હારો ખુદા ત્હારા તીમીરના ભર્યા દિલની કોટડીમાં નથી. આંખો ઉઘાડીને જો કર્તવ્ય-ક્ષેત્રમાં હોંસાતોંસી અને ભીડ છે.

ત્હારો ખુદા ત્યાં બિરાજમાન છે જ્યાં ખેડુત સખ્ત ઝમીનને તડકાના બાળી નાખતા તાપમાં ખોદી રહ્યો છે. સડક બનાવનારા પત્થરો તોડી રહ્યા છે. તેમના શરીરોને સૂર્યના જલદ કિરણો શુળની જેમ કોરે છે. તેમનો ધુળમાં રગદોળાએલો જીર્ણશીર્ણ પોશાક શરીર સાથે વળગી ગયો છે. થીજવી દેતી ઠંડી હોય કે, મોધમાર વરસાદ, ચળવળાવી મુકતી ગરમી હોય કે, મેઘભર્યું આકાશ, ખુદા હમેશા એમની સાથે રહે છે.

ત્હારી સુફિ અને રેશમનું—હાં સાધુત્વનો સ્વાંગ ઉતારી નાખ અને ધુળવાળી ધરતી પર આવ.

સૂર્યની જ્વાળાઓથી સલામત રહેવા માટે પશુ અને પક્ષીઓ પણ છાયાને શોધતાં રહે છે. પરંતુ તને સદાચારની પ્રાપ્તીનો શોંક છે તો આત્મીક કુર્બાની, સ્વાર્થ ત્યાગ અને અથાગ પ્રયાસોના પ્રતાપે પ્રાપ્ત કર—સ્વાર્થ ત્યાગ અને કાયા નીચોડ પ્રયાસો વડે ગુપ્ત મર્મોનું મોટામાં મોટું દ્વાર ઉઘડી જાય છે. આઝાદી ! હાં ! એ આઝાદી ક્યાં મળશે ! જીવનમાં સ્વાધીનતા ક્યાં ?

બેપરવા માલિક ! ! તેણે પોતે પોતાને માથે સર્જનનું ગંભીર કાર્ય ઉપાડ્યું છે. એ સમજ અમારી બુદ્ધિ અને તર્કથી ઘણુંજ દૂર છે. સર્જક પોતાના સર્જન સાથે સદા સર્વદા સંકળાએલો છે. છતાં તું જ્ઞાન અને ધ્યાનમાં તલ્લીન છે ?

ત્હારી માળા અને મંતરને છોડી દે અને આવ ત્હારા આત્માને ખુદાની શોધમાં ખરા માર્ગે લઇ જવા ઇચ્છતો હોય તો આ એકાંતવાસ છોડી દે. રંગ અને ગંધની ભરેલી દુન્યામાં માનવતા જીવન મરણના જંગમાં ફસાયલી છે એથી અલગ થઇને તું કર્તવ્ય-ક્ષેત્રમાં કુદી પડ અને ત્હારા શોભાળાં રેશમી વસ્ત્રોને ધુળ અને ધબ્બા લાગી જાય તેની પરવા ન કર.

—ટાગોરના એક ગીત ઉપરથી




પવિત્ર થઇ ગયો કાબામાંથી એકાએક બુતને તોડી નાખી દેવામાં આવ્યું અને જુની ઇબાદતગાહ પાછી એકજ ખુદાને પૂજવાનું સ્થાન બન્યું.

"સબ્ર અને આદત"

દુશ્મનોએ મુહમ્મદ (સ૦) સાહેબને ઘણાજ વધારે પડતા સતાવ્યા અને જુદી જુદી રીતે ખરાબ કરવાની કોશિશો કરી. છતાં આપે કોઇને પણ બુરૂં કહ્યું નથી કોઇને વધારે પડતું પણ બોલ્યા નથી. અને તેનો બદલો લેવાની પણ ઇચ્છા કરી નથી. અને સર્વેને મેં માફ કર્યું છે એમ જાહેર કર્યું હતું હમેશાં હસી ખુશીમા વાતો કરતા. મહબ્બતથી પેશ આવતા ગુસ્સો કરતા નહીં. નાનો હોય કે મોટો અમીર હોય કે ગરીબ, પુરૂષ હોય કે સ્ત્રી. સર્વેને બરાબર ગણતા. અને મળતા હતા કે જે એમની ખાસ આદતમાં શામેલ છે.

"સર્વેને માટે નમુનો"

હેરતો મુહમ્મદ સાહેબનું જીવન ચરીત્ર દરેકને માટે નમૂનો છે. અને તેમને ઉપદેશથી દરેક ધર્મ અને દરેક કૌમના માણસો ફાયદો ઉઠાવી શકે છે. આપે "બરાબરી અને ભાઇચારા"ની તાલીમ આપી દુન્યા પર એક ઘણોજ મોટો એહસાન કર્યો છે ઇસ્લામમાં સૌથી વધારે તરીફ અને ખુબીની એજ વાત છે. કે જે બરાબરી અને ભાઇચારો છે. એક મુસલમાન બીજા મુસલમાનને પોતાની બરાબર અને પોતાનો ભાઇ સમજે છે. પછી ભલે ને તે ગમે તેવી હાલતમાં હોય. કાળા ધોળાનો ભેદભાવ નથી. તેમ જાતનો પણ ભેદભાવ નથી. અમીર, ગરીબ, કાળો ધોળો, એશીયાનો કે આફ્રીકાનો ઇસ્લામમાં કોઇ જાતનો ભેદભાવ નથી. મેં દક્ષિણ આફ્રીકામાં મારી સગી આંખે જોયું છે કે. એક હબ્શી મુસલમાન એક અરબી મુસલમાનની સાથે એકજ થાળીમા સાથે બેસી ખાણું ખાઇ રહ્યા છે. આ "બરાબરી અને ભાઇચારા"નો દાખલો બીજા કોઇ પણ ધર્મમાં શોધવાથી પણ મળતો નથી. ઇસાઇ ધર્મનો દાવો છે કે તે બરાબરી અને ભાઇચારાને ઘણાજ મોટા પાયા પર ગણે છે. છતા મેં મારી આંખે જોયું છે કે આફ્રીકામાં કાળા અને ગોરા ઇસાઇઓના ગીરજાઓ જુદા છે. કાળાઓને ગોરાઓના ગીરજામાં દાખલ થવાની મનાઇ છે એથી પણ વધારે એ છે કે ગોરા લોકો કાળા ઇસાઇઓને પોતાની બરાબર બેસાડી ખવાડતા પણ નથી. આ છે ઇસાઇ ધર્મની. "બરાબરી અને ભાઇચારો!"

"ઇસ્લામ દક્ષિણ આફ્રીકામાં"

મહમ્મદ (સ૦) સાહેબે બીજા ધર્મવાળાઓ જોડે સારી રીતે વર્તવાની તાલીમ પણ આપી છે. આપે જાતે એક વખતે એક ઇસાઇને કે જે આપની ખિદમતમાં આવ્યો હતો તેને મસ્જિદમાં રહેવા માટે તેમજ તેના મઝહબ પ્રમાણે મઝહબી કામ કરવાની પરવાનગી આપી હતી પણ મને સારી રીતે યાદ છે કે પાદરી એન્ડ્રઝ યુઝની જોડે મહાત્મા ગાંધી હતા ત્યારે ગાંધી એકલાને એના માટે રોકવામાં આવ્યા કે તે એશીયા વાસી હતા. તેમજ ઇસાઇ ધર્મના હતા. જેથી દક્ષિણ આફ્રીકામાં દાખલ કર્યા નહીં. "આફ્રીકાના નવા" મુસલમાન જોડે ત્યાના જુના મુસલમાનોની




બિરાદરી તેમજ ભાઇચારો જોઈ આફ્રીકાના ઇસાઇ મીશીનરીપોવાળા તો અચંબોજ પામ્યા કારણકે ગોરા ઇસાઇઓ કાળા ઇસાઇઓ જોડે બરાબરી તેમજ ભાઇચારાનો વરતાવ રાખતા નથી. જેથી ઇસાઈ મીશીનરી વાળાઓએ વિચાર્યું કે આપણાથી આફ્રીકામાં ઇસાઇ ધર્મનો ફેલાવો નહિં થઇ શકે.

**"ઇસ્લામની તલવાર"**

"ઇસ્લામ તલવારથી ફેલાયો છે." એ કહેવું બિલકુલ જૂઠ છે. ઇસ્લામની ખાસીયત તોએછે કે સાચી તાલીમ તો તલ્વાર ઉઠાવવાની વિરૂદ્ધ છે. તેમાં ત્રણ દાખલા છે કે જે વખતે ઇસ્લામ તલ્વાર ઉઠાવવાની પરવાનગી આપે છે.

૧. પોતાના જીવની હિફાઝત માટે,
૨. મસ્જિદ તેમજ ઇબાદત ખાનાઓની હિફાઝત માટે,
૩ જ્યારે મુસલમાનો ઉપર એક ખુદાનુ નામ ન લેવાને વાસ્તે બીજાઓ રોકે ઝુલ્મ કરે અને ઘર વિનાના કરે ત્યારે,

આથી સાબીત થાય છે કે ઇસ્લામની તાલીમ, વગર કારણે તલ્વાર ઉઠાવવાની વિરૂદ્ધ છે. અને વાપરવાને વાસ્તે ઘણો ખ્યાલ રાખે છે.

ભાઇઓ મુહમ્મદ (સ૦) સાહબની દિલાવરી અને બિરાદરી, ભાઈચારા એ દુન્યામાં મુસલમાનો જેવી બહાદુર અને એક ખુદાને માનનાર કૌમ પેદા કરી. જેની હુકૂમત વધારે વખત થયો નહીં કે આખી દુન્યાપર ફેલાઇ ગઇ હતી. આખી દુન્યામાં જેના નામનો ડંકો વાગી રહ્યો હતો. અને કોઇ બીજી કૌમ તેની બરાબરી કરી શકતી નહતી. એજ મુસલમાન આજ એવી રીતે ખાનાખરાબ, ખસ્તાહાલ, અને પરેશાન, મોહતાજ નજર કેમ આવે છે! એમની ગરદનોમાં બીજાઓની ગુલામીનો તૌક કેમ પડ્યો છે! એનો સબબ એજ છે કે મુહંમ્મદ (સ૦) સાહબની તાલીમ અને સંદેશથી મુસલમાનો ઘણાજ માઇલો દૂર પાછા હટી ગયા છે. મુહંમ્મદ (સ૦) સાહેબના નામ લેવા જો ચાહે તો પોતાની ગુમાવેલી આબરૂ પછી બીજીવાર લાવી શકે છે. અગર જો મુસલમાનો ખરી રીતે મુહંમ્મદ (સ૦) સાહેબના માનનારા અને ચાહનારા હોય તો તે હિમ્મત બિરાદરી અને ભાઇચારાને પાછો પોતાનો બનાવી લે.

દોસ્તો બીજા ધર્મવાળા લોકોને પણ અપીલ કરૂં છું કે તેઓ પણ મુહંમ્મદ (સ૦) સાહેબને પોતાનો નમૂનો બનાવી અને તેમના ઉમદા સંદેશ પર અમલ કરી ફાયદો ઉઠાવે.

# 'જોશ'ની કાવ્ય શ્રેણી !

રજુ કરનાર : જનાબ 'સાબિર' સાહબ [ વટવા ]

[ 'જોશ' નું કવિત્વ ભૂતકાળની દિર્ઘ સમાલોચના, વર્તમાનનું વિસ્તૃત વિવરણ : અને ભવિષ્યનો સુખદ સદેશ છે, તેમની કવિતા વાંચતા હૃદયમાં તાઝગી અને હિમ્મતમાં વધારો થાય છે આત્મામાં કર્તવ્ય સદેશની અભિલાષાઓ તડપી ઉઠે છે. દિલની ઉંડાણમાંથી એક સગિત ઉત્પન્ન થાય છે, જેના સૂરોમાં ભવિષ્યના સોહામણા સ્વપ્નાઓ અને દશ્યો આલેખાયલાં દેખાય છે. અને એમ લાગે છે કે જાણે આશાની સૌંદર્યવતિ દૈવી જિવનના સિતાર ઉપર પ્રેમ અને આઝાદીનાં ગીતો ગણગણી રહી છે.

—મસઉદ અલી "ઝૌકી" ]

નૂતન કાવ્ય શ્રેણીની સમાલોચનામાં ક્રમાક્રમમાં ઓ. ઇ. રેડીયો પર લખનૌથી જનાબ મસઉદઅલી "ઝૌકી"એ જનાબ 'જોશ' મલીહાબાદીના કાવ્યોની કરેલી સમાલોચના ગુજરાતી કાવ્ય સાહિત્ય પ્રિય જનતા આગળ રજુ કરૂ છુ. ગુજરાતના કવિ વર્ગને એમાંથી કંઈક જાણવાનું મળશેજ એટલે ધારણા વધારે પડતીતો નથીજ. 'જોશ'ની ભાવનાઓ અંતરના જે ઉભરાથી વ્યક્ત થાય છે. તે ઉભરો કયારેક રજત પસદ વ્યક્તિઓ માટે અસહ્ય થઈ પડે છે એમા જરા પણ શક નથી. 'સાબિર'

ગત મહા યુધ્ધની ભયકર ખાના ખરાબી પછી, વિસ્મય થએલા જગતે જરા થંભીને શાન્તીનો શ્વાસ લીધો ત્યારે, હિંદુસ્તાનના પણ કેટલાક નવ ઉઠેર સાહિત્યકારો અને કર્તવ્ય શાળીઓએ જીવનના આદર્શોને નૂતન દ્રષ્ટિથી વિલોકવા માંડયા, તે સમય સુધી અમારૂં ઉર્દૂ કાવ્ય સાહિત્ય, વાસ્તવિક જગતની દૂરદૂર માત્ર વિચારો પર રચાયલા કાલ્પનિક જગતના સોનેરી સસારમા પડયું લ્હેરતું હતું. અમારા સાહિત્યમાં જિવનની સૂચવણી એક જુદી વસ્તુ છે પરંતુ જિવનનો વાસ્તવિક ચિતાર પણ ઘણા ભાગે દુર્લભજ હતાં. જે વ્યહવાર વ્યવસ્થાના થાંભલાઓ ઉપર સમાજ રચનાની ઇમારતો ઉભી છે તેની જિર્ણતા અને ખવાઇ ગએલું અસ્તિત્વ સમાજીક જિવનની ઇમારત માટે ઉઘાડ ભય રૂપ થઇ પડયું હતું. છતાં અમારા સાહિત્યકારો અને કવિઓ આ દુઃખદ પરિસ્થિતિ પરત્વે આંખો બંધ કરી માટે પોતાના વિચારોનાજ કલ્પિત સ્વર્ગમાં વિહાર કરી રહ્યા હતા

'હાલી' ઉર્દૂ કાવ્ય ગિરાના પહેલા કવિ હતા, જેમણે કવિત્વના પુરાણા મંત્રોને માનવ જિવનની વિટંબણાઓથી દુઃખદ થઈ તોડયા. અને સાહિત્યને માનવ જીવનને સ્પર્શતું કરવાના યત્નો કર્યા. પરંતુ પોતાની સઘળી સહૃદય કારકીર્દિના અંતે તેઓ માત્ર એટલુંજ કરી શકયા કે, તેમણે સમાજની પોલીસી સાથે એક પ્રકારની કામ ચલાઉ સંધી કરી લીધી. સ્પષ્ટ છે કે, તે સંધી તે કામના સંજોગોમાં ગમે તેટલી મહત્વશાળી હોય છતાં આજે અમારાં દુઃખોનું ઓસડ બની શકે તેમ નથી. ત્યારબાદ સમાજિક જીવનનાં આદર્શોનાં આ વિકીસ કામમાં જેમણે કાળની નાડી ઉપર પોતાના હાથ રાખી જીવનની માંદગી પારખવાના યત્નો કર્યા તે ઉર્દૂના બે મહાન ભાવનાશાળી કવિઓ અલ્લામા 'ઇકબાલ' અને જનાબ



'જોશ' મલીહાબાદી છે. આ બંન્ને વેદનાશાળી કવિઓ આધુનિક સમાજ રચનાથી કંટાળેલા હોઈ બન્ને પ્રચલિત રિવાજો અને વ્યવસ્થાને સમાજ માટે ભય ભરેલાં વર્ણવે છે. છતાં, 'જોશ' અને 'ઇકબાલ'ની ચિકીત્સા પણ ભીન્ન છે, અને ધ્યેય પણ ભીન્ન ભીન્ન છે. બંનેમાં સમાનપણું ફક્ત એટલુંજ છે કે, બન્ને ખાસ વિશદતા પૂર્વક એને સ્પર્શે છે. અને માને છે કે, સમય જે કંઇ અમને આપે છે તેથી કૌમ અને દેશની જરૂરતો અને અમારા જિવનની વાસ્તવિક જરૂરતો ઘણીજ વધારે છે. બંન્ને માનવમાં રહેલી અસિમ શક્તિઓને માનનારા છે.

બન્નેનું કવિત્વ એક એવા સોનેરી કાળનું ભવિષ્ય ભાખન છે જે કામ અમારી અત્યારની નિરાશાઓ અને અફળતાઓનો સંપૂર્ણપણે બદલો વાળી આપશે પરંતુ એ બન્નેના વિવરણોમાં ફેર એ છે કે, 'જોશ'ના કવિત્વનાં મૂળ બનાવો અને જિવનની કટુ ઘટનાઓમાં વિસ્તરેલા છે તે એ બનાવો અને ઘટનાઓ કે, જેમનાથી રાતદીન અમારૂં જિવન સંબંધિત છે જ્યારે અલ્લામા 'ઇકબાલ'ના કવિત્વનાં મૂળ, આદર્શ જિવનના અતિ ઉન્નત સિદ્ધાંતો પર પથરાએલાં છે, તે સિદ્ધાંતોને કવિ ઇકબાલ

ફિલસૂફી ચિંતન પછી કલ્પના પૂર્વક પોતાના કવિત્વનું ધ્યેય બનાવી બેઠેલા દેખાય છે. ભાવાર્થ એ જે, અલ્લામા ઇકબાલ પ્રથમ ફિલસૂફ છે, પછી કવિ છે. 'જોશ' પહેલાં પણ કવિ છે અને પછી પણ કવિજ છે. તેઓ 'ઇકબાલ'ની જેમ મહાન યોજના ફિલસૂફ તરીકે અમને ક્યાંય પણ દેખા દેતા નથી. તે છતાં પણ, તેમના કવિત્વમાં વિચારો, ભાવના, અને ચિંતનની મહામૂલી હૃદયાકર્ષક સંગીનતા મળે છે તે, તેમને એક ઉચ્ચ કોટીના વિચારવંત અને ચિંતક સાબિત કરી આપે છે

'જોશ'ના કવિત્વમાં આપણને દિલ અને દિમાગનો વિસ્મય જનક મેળ જડી આવે છે. એજ સુંદર મેળના કારણે 'જોશ'નું કવિત્વ સઘળી ખરાબીઓથી બચી શક્યું, જે કોઇપણ કવિની કવિતામાં ભાવના કે, ચિંતન બન્નેમાંથી કોઇ એકનું વધતું ઓછું થવાથી થઇ જાય છે. દિલ અને દિમાગના સુંદર મેળના કારણેજ 'જોશ'ની કવિતા એક સુદૃઢ, સંગીન, જિવતી જાગતી, સાફ અને ચોક્કસ કવિતા બની રહી છે.

'જોશ'ની કવિતા એવા પ્રગતીન કાળની જન્મદાત્રી છે જેમાં, જિવન એક એવા સ્થળે દેખાય છે કે, જ્યાંથી બે માર્ગો ફંટાતા હોય. એટલા માટેજ અમને તેમની કવિતામાં તે સઘળા સુદર્શનો મળે છે. જે પહેલાંથીજ કાળ પ્રવાહના તરવૈયાઓને જિવનની દોરવણી અને કેળવણી માટે યોગ્ય લેખી શકાય.

'જોશ'ની કવિતા રાત દિનનાં મંથનોની વિટમ્બણા, ગુપ્તતાઓના બાહ્ય પરદાઓને ભેદીને અંદર ડોકયું કરવાની સ્વપ્નમાં ન લઇ શકાય તેવી ઇચ્છા, સંજોગો અને બનાવોનું તત્ત્વ શોધીને સત્યતાને સમજવાની એક અસિમ અભિલાષા, જિવને ઓળખવા અને પીછાણવાની એક પહેલી તડપ. સ્પષ્ટ અનુક્રમણિકા, વેર વિખેર દશાની વ્યાકુળતા ઇત્યાદી સઘળા સુબોધ સત્રો અને મંત્રો પર 'જોશ'ની કવિતા ઘડાઇ છે. 'જોશ'ની કવિતાના




અભ્યાસીઓ કહી શકે છે. મેથ્યુ આર્નોલ્ડના તે કથનને કે, 'સાહિત્યને જિવન સાથે સંબંધિત થવું જોઇએ,' બહુજ સંગીનના સાથે સિદ્ધ કરી આપે છે.

'જોશ'ની કવિતાનું મૂળભૂત તેમનું ક્રાંતિકારી માનસ છે 'જોશ' સમાજના તે સઘળા દેવતાઓને તોડી, ફોડી, મચકોડી ફેંકી દેવા માગે છે જેમની આગળ માન્યતા અરણ્ય રૂદન કરતી દેખાઇ આવે છે. 'જોશ' ઉઘાડા શબ્દોમાં ભારપૂર્વક સાબિત કરી આપે છે કે, અમને અમારી ધ્યેય પ્રાપ્તિ માટે સૌથી પ્રથમ તે સઘળા વિવેક,પ્રદ, ધાર્મિક, ઔદ્યોગિક અને સમાજિક નિયમનો તોડવા પડશે જેમના તાણા વાણા ઉપર અમારા જિવનની વર્તમાન વ્યવસ્થા જળવાઇ રહી છે, બીજા શબ્દોમાં 'જોશ'ની કવિતા વર્તમાન કાળના આત્માનો હુંકાર છે. જેમા અમને અમારા વર્તમાન કાળના સઘળા કર્મ ક્ષેત્રોની રાગણી સંભળાય છે

'જોશ'નું સૌથી વધુ વ્યક્તિત્વ કે જેણે તેમની કવિતામા જિવનનો વાસ્તવિક આત્મા ફૂંકયો છે તે, તેમનુ કવિ તરિકેનુ સચ્ચાઇપણું છે એમનો જિવન વ્યવસાય મોટા અક્ષરોમાં તેમના લલાટ પર લખાએલો રહે છે. એટલા સુધી કે, અતી સાધારણ બનાવોના વર્ણનમા પણ સદાએ તેમનું દિલ તેમની જીભ ઉપર રહે છે સત્યના, અને સહૃદયતા તેમની કવિતામાં સૌથી વધારે પ્રકાશતા સદ્‌ગુણો છે.

'જોશ'ની ઉન્નત ભાવના-શૈલીના પ્રહારો કે જે તેમના સઘળા બોધક કાવ્યોનો આત્મા છે તે 'જોશ'ની સહૃદયતા અને કુમાશભરી અતિ વેગીલી લાગણીઓની પસરાએલી શીકલ છે. શબ્દોનાં પ્રહારો અને કટુતા તે ભયંકર વ્યાધી અને તિવ્ર વેદનાઓનું ભાન કરાવે છે કે જે કવિનો આત્મા અનુભવી રહ્યો છે. દેશ અને કૌમની લાગણી હીણી મનોદશા પર 'જોશ'નું રૂધીર ઉકળી ઉઠે છે. મનુષ્યની, મનુષ્ય પ્રત્યેની, ક્રૂર વર્તણુક, સ્વાર્થ લોલુપતા, અને કુંઠીત દ્રષ્ટિના વિચારો કરતાં કયાંક કયાંક મનુષ્યની મનોદશા ઉપરના દુઃખ અને ગુસ્સાથી જોશ ઉપર એક પ્રકારની દીવાનગી છવાઇ જાય છે એવા ટાણે જોશના છૂટેલા ટોણાઓ કેતિવ્ર નશ્તરની જેમ સમાજની રગોમા ખુંચી જાય છે. એ રીતે જોશ ઉર્દૂમાં તિવ્ર ટોણા કરનારા મહાન કવિ છે. 'અકબર' અલ્હાબાદી પણ ઉપરોકત કળામા પૂર્વકાળના નિપૂણ કવિ હતા, પરંતુ અકબરની ભાવના-શૈલી મધ્યમ પ્રકારની ગણાય તેઓ વર્તમાન અને ભવિષ્ય બંન્નેના વહેણો તરફથી આંખો બંધ કરી લઇ ભૂતકાળમાં ઘસડી જવા ઇચ્છતા હતા, એથી વિરુદ્ધ જોશના ટોણા ભૂતકાળની ઉન્નતિની અગત્યતાને નઝર બહાર કર્યા સિવાય એક તરફ સમાજના નબળા વલણો ઉપર સખ્ત ઘા લગાવે છે, અને બીજી બાજુ સમજણ પૂર્વક ભવિષ્યની શકયતાઓનું દ્રષ્ય મૂર્તિમંત કરે છે.

'જોશ'ની કવિતામાં આશા નિરાશાનું તત્વ એક પછી એક દેખાય છે. તેમની કવિતાનું તત્વ કાઢતાં આપણે એ પરિણામ ઉપર આવી શકીએ છીએ કે, જુદા જુદા કાળમાં જિવન પ્રસંગો ઉપર ધ્યાન દેતાં તેનો સંબંધ વ્યવહારૂ જરૂરીઆતો અને જુદા જુદા સ્થૂળ પ્રસંગો સાથે છે. 'જોશ'નું દ્રષ્ટિ બિન્દુ ઘણા ભાગે સ્પષ્ટ પ્રકાશિત, અને આશાવાદી છેઃ પરંતુ તે




બેદા કે જેનો સંબંધ માત્ર નિરાશાવાદીજ નહિં પરંતુ ભારે શંકિત છે.

આત્મા અને શરીર, જિવન અને મૃત્યુ શુભ અને અશુભ, ઇત્યાદી સઘળી ગુંચવણો સંબંધે 'જોશ'ને માનવ બુદ્ધિમાં સંપૂર્ણ અશક્તિની માન્યતા છે. પરંતુ, મઝાની વાત તો એ છે કે, ઉપરોક્ત અશક્તિની જવાબદારીને પણ તે પોતાની પાસ અને નિડર શૈલીમાં ઇશ્વરની ઇચ્છાઓને માથેજ થાપે છે અને માનવને એવા ટાણે લાચાર, દર્શાવીને તે સઘળી ઓછપો, ઝંઝાવાતો, અને નબળાઇઓને, ઉતપત્તિક, વંશોપાર્જિત અને કૌટુમ્બિક લેખે છે : અને એ રીતે માનવીના માથે આવતા દરેક તોહમતથી તેઓ તેને બચાવી લઇ જાય છે. અર્થાત્ જ્યારે 'જોશ' કવિની ઢબે બચાવનામું પેશ કરતાં વદે છે;

" તકદીરકે દાયરેમે આનાહી પડા;
સર પાએ મસીયત પે ઝુકાનાહી પડા.
વાકિફ થી હાલે ગુલસે કલીયાં લેકિન !
પૂફી જો કિરન તો મુસ્કુરાનાહી પડા."

ભાવાર્થ જે; કિસ્મતના વર્તુળમાં આવ્યેજ છૂટકો થયો, અને એ રીતે ઇશ્વરી ઇચ્છાઓના ચર્ણોમાં મસ્તક ઝુકાવવુંજ પડ્યું. ઉધાનની કળીઓ પુષ્પોનાં વૃત્તાંતથી પરિચિત હતીજ પરંતુ જ્યારે પ્રભાનાં કિરણો છૂટયાં ત્યારે પ્રફુલ્લી પ્રફુલ્લીને પુષ્પ બનવુંજ પડ્યું.

ઉપર મુજબ જીવનની ફિલસૂફી ખેંચતાં તેમના કહેવાનો ઉદ્દેશ એ છે કે માનવના પોતાના હાથમાં ન તો પોતાનું રૂદન છે, ન તો પોતાનું હાસ્ય. અમારૂં દુઃખ પણ પારકાના હાથની વસ્તુ છે અને અમારૂં સુખ પણ પરાયા હાથમાં છે. 'જોશ'ની માન્યતા છે કે, અમારી પોતાની ઇચ્છા પણ અમારા હાથની વસ્તુ નથી. ઇચ્છાનું ઝરણું અમારી વાસ્તવિક જરૂરીયાતોમાંથી ફૂટે છે. અને તે અમારા કાબુથી બહાર છે, એટલા માટે અમો અમારી ઇચ્છાઓને વધારાથી વધારે આવશ્યકતાઓનું એક પલટાએલું સ્વરૂપ કહી શકીએ છીએ.

માનવ જિવન, ઉપર વર્ણવેલા દાબ અને બળજબરી નીચે હોવાની એ માન્યતાઓનાં પ્રકાશમાં જ્યારે માનવની નબળાઇઓ સાથે અમે 'જોશ'ના ટોણા, કડવા શબ્દો અને ગુસ્સાનો અભ્યાસ કરીએ છીએ ત્યારે અમને 'જોશ'ના ચિંતન અને ભાવનાઓમાં એક પ્રકારનો વિરોધાભાસ થાય છે. અમો વિચારીએ છીએ કે, પ્રસ્તુતઃ માનવ છેક લાચાર છે અને તેનાં સઘળાં કર્મો અને કર્તવ્યોની લગામ એક કો' સશક્ત ઇચ્છાના હાથમાં છે, ત્યારે કવિને આટલી કડવાઇઓ પૂર્વક માનવોને ટોણા મારવાનો શો હક છે? એ પ્રશ્ન ઉપસ્થીત થાય છે અને સ્પષ્ટ થાય છે કે, અહિં તો ગુસ્સે થવાના બદલે દયાભાવ તેમજ માનવની નબળાઇઓ તરફ સહાનુભૂતિજ દાખવવી જોઇએ. 'જોશ'ને પણ એમ ક્યારેક ક્યારે માનવ ઉપર તરસ આવે છે. પરંતુ દયા ભાવની એવી જુજ પળોજ 'જોશ'ને સ્પર્શે છે. 'જોશ'નો વધારે સમય તો માનવની મશ્કરીઓ કરવા અને તેને ગર્જના પૂર્વક પડકારી હૃદયની વરાળ કાઢવામાં જાય છે. ઉપરના મનન પછી કહી શકીએ છીએ કે, અતિ સહૃદયતાના કારણે 'જોશ'નાં કડવાં વેણ તેમની કવિતાનું અદ્વિતિય સૌંદર્ય છે ત્યાં સહેજ



ખૂંચે તેવી ખોડ પણ છે.

ઇશ્વર અને ધર્મ સંબંધે 'જોશ'નું દૃષ્ટિબિંદુ ન્યુતન નથી તેમ, અનોખું પણ નથી. 'જોશના' પહેલાં પણ ઘણા જ્ઞાનીના શક કરવાવાળા આવીજ વાતો કહી ગયા છે અલબત્ત જોશની શૈલી એ સૌથી વધુ ઉત્તમ છે. જોશ પોતાની ધાર્મિક માન્યતાઓના કારણે જે જગ્યાએ ઉભા છે તે તદ્દન નકારનું (નાસ્તિકતાનું) સ્થળ તો નથીજ. 'જોશ'ને ઇશ્વરના અસ્તિત્વનું સંપૂર્ણ જ્ઞાન છે, પરંતુ તેમનું ચિંતન–તર્ક વિતર્ક અને શંકાઓના વમળમાં અટવાએલું છે જેથી તેઓ અતિ લાંબા કાળના ચિંતન પછી પણ આજ સુધી ફેંસલા ઉપર પહોંચી શક્યા નથી કે તે મહાન શક્તિ કે જેનું નામ ઇશ્વર છે તેને કયા ગુણોથી ઓળખી પારખી શકાય? 'જોશ'નું સ્થાન ખરી રીતે શોધખોળની જગ્યામાં છે, અને તેમના અંતરની આ વિટંબણા–ચિંતા અને ભાવનાના ઉમળકાના તડકે છાંયો બુદ્ધ અને ભાવનાનું યુદ્ધ છે. જિવનના દુખદ પ્રસંગો અને માનવ જિવનની અનર્થકારી બેચેનીનું તેઓ બુદ્ધિની દૂરદર્શિતાથી અવલોકન કરે છે ત્યારે તેમના દિમાગમાં શંકાઓની રેખા અંકાઇ જાય છે. પરંતુ જ્યારે તેઓ સૃષ્ટિ પર મૂર્તિમંત થતા સૌંદર્ય દ્રશ્યોની ભાવનાઓના પ્રકાશમાં દર્શન કરે છે ત્યારે તેમના આત્મા ઉપર યકીન (આસ્થા) ની વર્ષા ઝરમરે છે. અને એજ આસ્થામાં જોશ ઉમળકાઇને બોલી ઉઠે છે;

"હમ અપને અદેશે તગાફો સમને હકકે લીયે;
અગર રસૂલ ન હોતે તો ગુબ્દ કાફી થી."

અર્થાત–અમારા જેવી દૃષ્ટિ ધરાવનારાઓને પરમ સત્ય (ઇશ્વર)ની સાબીતી માટે જો ઇશ્વરી સંદેશ વાહકો ન આવ્યા હોત તોપણ પ્રભાતના સૌંદર્યવંતાં દ્રશ્યો પુરતાં હતાં.

'જોશ'નો પ્રેમ શારીરિક સૌંદર્ય ઉપરનો છે તેની શરૂઆત માત્ર મૂર્તિમંત ભાવનાથી નહિ પરંતુ સીધે સીધું વાસનાઓના સ્પર્શથી થાય છે. એજ કારણથી પ્રેમનો રંગ જાગૃત, ઘેરો, અમર્યાદિત અને સંગીન છે. 'જોશ'ની કવિતામાં શારીરિક અને સાત્વિક રૂપ ગુણનું હૃદયાકર્ષક મીલન મળે છે. સૌંદર્ય ગુણને 'જોશ'ની આનંદ ઘેરી કલ્પનાઓએ રોમાંચ અને કોમળ કારૂણ્યની અસિમ ઉન્નતિ સુધી પહોંચાડી દીધી છે. કુદરતી પ્રકૃતિની કવિતામાં 'જોશ'નું સ્થાન "અનીસ" અને "નઝીર" અકબરાબાદીની કાવ્ય કળા છતાં ઉર્દુ કવિતામાં સૌથી મહાન અને ઉન્નત છે. ખાસ કરીને નૈસર્ગિક દ્રશ્યોનું સૌંદર્ય વર્ણવવામાં 'જોશ'ની કળાના સૌંદર્ય ભર્યા પાલવને કોઇ અન્ય કવિ સ્પર્શી પણ શકતો નથી નૈસર્ગનાં દ્રશ્યો મતિમંત કરતી 'જોશ'ની કવિતાઓ 'અનીસ'ની જેમ નૈસર્ગની નહી કલ્પનાઓજ નથી તેમજ 'નઝીર' અકબરાબાદીની જેમ નખથી શીખ સુધી તો શુન્યતા ક્યાંયએ અવ્યવસ્થ પણ નથીજ. પ્રકૃતિ દ્રશ્ય સંબંધિ 'જોશ'નું અવલોકન પોતાની સગી આંખોથી સીધે સીધુંજ છે. અને એજ કારણ છે કે, તેમની નૈસર્ગિક દ્રશ્યો પ્રત્યેની કવિતા કવિતાના અંગે ઘડવા છતાં પણ પોતાની સાદગી અને સત્યતામાં મગ્ન રહી વિકસી રહે છે.

'જોશ' હિંદુસ્તાની પ્રજા ઐક્ય (હિંદીપણાના) અને માનવતાના જગ વિશાળ બંધુત્વના




સ્વપ્નાંઓ સેવે છે. પરંતુ તેઓને વિશ્વાસ છે કે, વર્તમન સમાજ વ્યવસ્થામાં ધરમૂળનો ફેર એટલે એને પાયાઓમાંથી પલટાવ્યા વિના ઉપરોક્ત સ્વપ્નાં માત્ર સ્વપ્નાંજ રહેવાનાં. તેઓ ધર્મની જેમ માને છે કે, સમાજની જિર્ણ ઇમારતને સમારી તેને પડતાં બચાવી રાખવાના યત્નો એક મહાન ઐતિહાસિક ભૂલ ગણાશે. તેઓ માને છે કે આ ઇમારતને એક તરફથી સાવ નષ્ટજ કરી નાખવી ઘટે છે. એટલુંજ નહિ, માત્ર ઇમારતનેજ સાફ કરી નાખવાથીજ કામ ચાલી શકે તેમ નથી; પરંતુ તે દેવતાઓને પણ ખોદી, ઉખેડી ફેંકી દેવા જોઇએ કે જેમના કારણે વર્તમાન સામાજિક ઇમારતનું અસ્તિત્વ ટકી રહ્યું છે. ઉપરોક્ત વિચારોમાં રાચતા 'જોશ' નુતન વિચારશ્રેણી લઇ આવતા યુવાનનો હુંકાર ઘેરાં નાદે છેડે છે.

"હટ કે આબ સદીએ અમલકી રાહમે આતાં હુ મેં,
ખલ્ક વાકિફ્ હે કે જબ આતા હું તો, આતા હું મેં,
અય કદામત ! યે ખુલી હે સામને રાહે ફરાર;
બાઅ, ચોલ્ક આયા નઇ તેહઝીબકા પરવરદિગાર."

ક્યારેક 'જોશ' મમતાળુ વડીલની જેમ નવ ભાવના અને આશાઓ લઇ કર્મક્ષેત્રમાં પડતા યુવકની પીઠ થાબડતાં નીચેનાં શબ્દો છેડે છે.

"ગયે વોહ દિન કે તું ઝિન્દાંમે જબ આંસુ બહાતાથા,
ઝરૂરત હે કફસ પર અબ તુજે બિજલી ગિરાનેકી.
ગયે વોહ દિન કે મઝ્દૂરીએ કિસ્મત પે તુ રોતાથા;
ઝરૂરત હે તુજે અબ આફતોં પર મુસ્કુરાને કી.
તડપ, યગહુમ તડપઃ ઇતના તડપ, બર્ક તપાં બન જા;
ખુદારા અય ઝમીને બે-હકીકત-આસમાં બન જા."

• ઉદ્દેશ જે 'જોશ'નું કવિત્વ ભૂતકાળની દિર્ઘ સમાલોચના, વર્તમાનનું વિસ્તૃત વિવરણ. અને ભવિષ્યનો સુખદ સંદેશ છે. તેમની કવિતા વાંચતાં હૃદયમાં તાજગી અને હિમ્મતમાં વધારો થાય છે. આત્મામાં કર્તવ્ય સંદેશની અભિલાષાઓ તડપી ઉઠે છે. દિલની ઉંડાણમાંથી એક સંગિત ઉઠું થાય છે, જેના સૂરોમાં વિશ્વનાં સોહામણા સ્વપ્નાઓ અને કલ્પો આલેખાયેલા દેખાય છે, અને એમ લાગે છે કે જાણે આશાની સૌંદર્યવતિ દેવી જિવનના સિતાર ઉપર પ્રેમ અને આઝાદીના ગીતો ગણગણી રહી છે.

# ઇબ્ને અબી અસૈબહ

**[ સાતમી સદી હિજરીના એક મહાન તબીબ ]**

રજુ કરનાર : **સાલેહ અકીલી સાહબ**

અલ્લામહ અબૂલ અબ્બાસ અહમદ, ઉર્ફે ઇબ્ને અબી અસૈબહ: સાતમી સદી હિજરીના આ નામવર આલિમ, ઇસ્લામી દુન્યામાં ખાસ પ્રખ્યાતી ધરાવતા હતા.

એમની પ્રખ્યાતીનો બધો ભેદ વૈદક (તિબ્બ) વિદ્યાની પ્રગતિ અને શોધખોળોમાં છુપાયલો છે. ઇબ્ને અબી અસૈબા તિબ્બી દુન્યાના એક મહાન શોધક છે. યૂરપે પોતાની દિમાગી પ્રગતિના આરંભિક ઝમાનામાં ઇબ્ને અબી અસૈબાનીજ વૈદક વાટિકાના પુષ્પો વિણ્યા છે,

ઇબ્ને અબી અસૈબાના પિતા કાસિમ બિન ખલીફા બિન યૂનસ, પોતાના સમયના એક નામવર તબીબ હતા. બૈતુલ મુકદ્દસ (જેરૂસલેમ)ના વિજેતા ગાઝી સુલ્તાન સલાહુદ્દીન આઝમ ઉપરાંત સુલ્તાન મલિકુલ આદિલ અને સુલ્તાન મલિકુલ મુઅઝ્ઝમના દરબારોમાં શાહી તબીબની પદ્દી પ્રાપ્ત કરી, તેમજ દમિશ્કમાં સુલ્તાન નૂરૂદ્દીન ઝંગી અૈયૂબીના મહાન દવાખાના અને મેડીકલ કોલેજના ઇનચાર્જ પણ કાસિમ બિન ખલીફાજ હતા.

કાસિમ બિન ખલીફા આંખોના ઇલાજમાં ખાસ નિપૂણ હતા, આ કળામાં પ્રખ્યાતી એટલી બધી હતી કે યૂરપ સુધીથી મ્હોટા અમીરો પોતાની આંખોનો ઇલાજ કરાવવાને માટે દમિશ્કમાં એમની પાસે આવતા હતા. ઇબ્ને અબી અસૈબાની જન્મ તારીખ અને પ્રારંભિક શિક્ષણ વિષેની કાંઇ માહિતી ઇતિહાસમાંથી મળતી નથી. ઇબ્ને અબી અસૈબા માત્ર ઇસ્લામી દુન્યાનાજ નહિ બલ્કે જગતના એક અતિ પ્રખ્યાત તબીબ ખાનદાનના ફરઝન્દ હતા. એમના પિતાનું વર્ણન ઉપર આવી ગયું એમના કાકા રશીદુદ્દીન અલી પણ પોતાના સમયના મહાન તબીબ હતા. અનેક અૈયૂબી સુલ્તાનોના ખાસ તબીબ રહી ચુકયા હતા ઇબ્ને અબી અસૈબાના દાદા ખલીફા બિન યૂનસે પણ દુન્યામાં એક નિષ્ણાત તબીબ તરીકેની પ્રખ્યાતી પ્રાપ્ત કરી હતી.

આ કારણોને લઇ ઇબ્ને અબી અસૈબાની વૈદક વિદ્યામાં નિપૂણતા કાંઇ વિશેષ કઠીન નહતી. આ નેઅમત કેટલીએ પેઢીથી એમના ઘરમાંજ મોજૂદ હતી. પરંતુ તે ઝમનો મુસલમાનોના ઇલ્મી શૌક શોધનો હતો. મુસલમાનોના ઇલ્મી શૌકની તૃષા, સરિતા અને સરોવરથી છીપતી ન હતી. બલ્કે તે સમયના મુસલમાનો તો એવા હતા કે પોતાની તૃષાને સંતોષવાને માટે તેમને ઇલ્મી સમુદ્રો પણ ટીંપા જેવા દેખાતા હતા.

ઇબ્ને અબી અસૈબાએ પ્રથમ પોતાના પિતા અને કાકા પાસે વૈદક વિદ્યા પ્રાપ્ત કરી અને એ પછી વિશેષ સંશોધન માટે ઘરમાંથી બહાર નિકળી પડયા.

સાતમી સદી હિજરીના મધ્યમાં યઅકૂબ બિન સકલાબ નામે એક મશહૂર ઇસાઇ તબીબ હતો. તે ઝમાનામાં હકીમ જાલીનૂસની તિબ્બી શોધખોળના વિષયમાં તે. એક સનદ રૂપે સમજવામાં આવતો હતો હકીમ જાલી-




નૂસની કૃતિઓ સમજવા માટે લેટીન ભાષાની ખાસ ઝરૂરત હતી. ઇબ્ને અબી અસૈબાએ ખૂબ મેહનત કરીને થોડા મહીનામાંજ આ કઠીન, ભાષા શીખી લીધી. હકીમ યઅકૂબ બિન સકલાબના શિષ્યોમાં શામિલ થઇને હકીમ જાલીનૂસ અને બુકરાતના પુસ્તકોનો અભ્યાસ કર્યો.

ઇબ્ને અબી અસૈબાની શોક તૃષા અહિંયા પણ તૃપ્ત થઇ નહિં. થોડા વખત પછી એ મિસર ગયા અને તિબ્બી દુન્યાના એક પ્રખ્યાત વિદ્વાન મુહઝિઝબુદ્દીન બિન અલીની સેવામાં હાઝિર થઇને જાલીનૂસની બાકી રહેલી કૃતિઓનો અભ્યાસ કર્યો અને એમનીજ દેખ-રેખ હેઠળ પ્રથમ વાર ઇલાજ કરવો શરૂ કર્યો.

મિસરમાં કેટલીક મુદ્દત સુધી રહ્યા પછી ઇબ્ને અબી અસૈબના જાણવામાં આવ્યું કે દમિશ્કમાં હકીમ રઝીયુદ્દીન રહી, એક નામવર ને નિષ્ણાત તબીબ છે અને એઓજ આ સમયમાં હઝરત ઝકરિયા રાઝીની તિબ્બી કૃતિઓના વિશ્વાસ પાત્ર આલિમ છે. ઇલ્મના તરસ્યા ઇબ્ને અબી અસૈબા તુરત મિસરથી દમિશ્ક જવાને રવાના થયા અને રઝીયુદ્દીન રહીની સેવામાં હાઝિર થઇને ઇમામ ઝકરિયા રાઝીની તિબ્બના અમલી ભાગનો અભ્યાસ કર્યો

હકીમ જાલીનૂસ, બુકરાત અને ઝકરિયા રાઝીના તિબ્બી પુસ્તકોની સંપૂર્ણતા પછી ઇબ્ને અબી અસૈબાને શૈખુરંઇસ બુઅલી સીનાની તિબ્બી કૃતિઓનો અભ્યાસ કરવાનો શોક થયો, અને ફરી એ કામિલ ઉસ્તાદની શોધમાં પ્રવાસ કરવા માંડયા. સુભાગ્યે કાઝી ઉલકઝઝાત રફીઉદ્દીન જીલાનીની સેવામાં પહોંચી ગયા અહિં એમણે હકીમ બુઅલી સીનાની તમામ કૃતિઓનો અભ્યાસ કર્યો.

ઇબ્ને અબી અસૈબા, ઇલ્મે તિબ્બ (વૈદક વિદ્યા)માં કામિલ થઇ ગયા. એમની તબીબ તરીકેની પ્રખ્યાતી ઇસ્લામી દુન્યાથી બહાર નીકળીને દૂર દૂર સુધી પહોંચી ગઇ. મ્હોટા મ્હોટા તિબ્બનાં આલિમો એમની આગળ શિષ્ય બનીને બેસતા હતા. ઇલ્મે તિબ્બની સંપૂર્ણતા પછી એમના ઇલ્મી તૃષા ફરી એક વાર વધી અને ફિલોસોફી તથા શરઇ ઇલ્મો સંપાદન કરવાનો શોક થઇ આવ્યો, અજીબ બરકતવાળો ઝમાનો હતો. ઇસ્લામી જગતમાં આલિમોની કાંઈ પણ કમી ન હતી માત્ર વિદ્યા યાચકના દિલમાં સાચી શોધ જોઇએ. ઇબ્ને અબી અસૈબાને શોક પ્યાસ છીપાવવા માટે અલ્લામહ સૈફુદ્દીન, અલ્લામહ શમશુદ્દીન ખ્વારઝમી, અને અલ્લામહ ઇબ્ને સહ્લાન જેવી મહાન હસ્તીઓ મળી. એમની આગળ એ શિષ્ય બનીને બેઠા અને ફિલોસોફી તથા મઝહબી ઇલ્મોમાં નિપુણતા મેળવી.

વિદ્યા સંપાદન કર્યા પછી અલ્લામહ ઇબ્ને અબી અસૈબાનું પુરૂં લક્ષ ઇલ્મે તિબ્બના અમલી તજરૂબા (અનુભવો) અને ઇલાજ-ચિકિત્સા કરવામાંજ કેંદ્રીત થઇ ગયું. એમના કેટલાએક આશ્ચર્ય ચકિત કરનારા ઇલાજો ઇતિહાસ પુસ્તકોમાં હમણા પણ વાર્તા જેવા લાગે છે.

ઇબ્ને અબી અસૈબાનુ સૌથી વિશેષ શાનદાર અને અમર કામ, "તબકાતુલ અતિબ્બા" નામે કૃતિ છે, આ પુસ્તકે આખા જગતમાં અમર પ્રખ્યાતી પ્રાપ્ત કરી છે. આજે પણ જગતમાં આ એક વિશ્વાસપાત્ર અને સંપૂર્ણ




એને ૫૦૦ વખત પઢી દુઆ માંગશે તો, ઇ. અ. શાંતિ થઇ જશે; જો દરેક માણસ ૫૦૦ વખત પઢે તો વધુ બેહતર છે. દુશ્મન અને હાકિમની ઝબાનબંધી માટે દરરોજ સવારની નમાઝ પછી તેવી નીયતથી પઢવાથી ઇ અ. ઝબાન બંધ થશે અને તેઓની સામે જવું થાય તો ત્રણ વખત પઢી તેઓ ઉપર એવી રીતે દમ કરે કે તેઓ જાણી શકે નહીં તો ઇ. અ. હાકિમ પણ નરમ દિલ થઇ જશે. (૧૪) "યા મલ્લા તોસલ્લેત અલૈના ઇન્નકા અન્તતવ્વાબુર્રહીમ યા અલ્લાહો યા રહમાનો યા રહીમો વર્હમના ફઈન્નકા ખેરૂર્રાહેમીન બે હકકે રબ્બે વસીલતે લાઇલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર્રસૂલલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ બેશર્ફેહી વકર્મેહી." શરીઅત મુજબ દરેક હલાલ કામ માટે દરેક ફર્ઝ નમાઝ પછી આગળ પાછળ ત્રણ ત્રણ વખત દરૂદ શરીફ પઢી દરેક વખત પૂરી "બિસ્મિલ્લાહ" સાથે મજકુર દુઆ સાત વખત પઢવી ઇ અ. કામ બહુ જલદી થઇ જશે કામ પુરૂ થાય ત્યાં સુધી પઢવુ (૧૫) "યા મલ્લા તોસલ્લેત અલૈના વર્હમના ઇન્નકા અન્તતવ્વાબુર્રહીમ યા રહમાનો યા રહીમો વર્હમના અલ્લાહુમ્મા યા હાફેઝો યા હફીઝો મિન જમીઇલ બલાઇલ બારેજે મિનલ અર્દે વસસમાએ બેહકકે રબ્બે વસીલતે લાઇલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ બેશર્ફેહી વકર્મેહી." સવારની ફર્ઝ નમાઝ પછી આગળ પાછળ ૩-૩ વખત દરૂદ શરીફ પઢી પૂરી "બિસ્મિલ્લાહ" સાથે એને ત્રણ વખત પઢનારની ખુદાપાક હિફાઝત કરશે અને દરેક આફત બલા મુસીબત વગેરેમાંથી છોડવી દઇ એવી બલાઓથી બચાવશે, અને દરેક રીતે તેની મદદ કરી તેના દિલની મુરાદ બર લાવશે.

"યા મુન્એમો" (સંખ્યા ૨૦૦) "ઐ નેઅમત દેવાવાલા" (૧) એને હમેશા કસરતથી પઢનાર ઇ. અ કદી પણ કોઇનો મોહતાજ થશે નહીં. (૨) એને હમેશા કસરતથી પઢનાર ઇ. અ ગની થઇ જશે અથવા તેનું દિલ સખ્ત અને કિનાઅત પકડશે (૩) દરરોજ ૨૦૦ વખત પઢનાર અનેરા ફાયદા મેળવશે.

---

# વહેતો વર્તમાન

[ સંપાદક : 'કારવાં' ]

"હિંદમાં કાયમના છબીઘરો ૧૬૦૦ છે." મસ્જીદો અને મંદિરો કરતાં સીનેમા થીએટરોની સંખ્યા હજુ ઓછી છે ત્યાં સુધી આપણે ગભરાવાનું કંઇ કારણ નથી!

° ° °

"હિંદમાં આજ સુધી ૧૫૧૫ બોલતી ફિલ્મો તૈયાર થઇ છે." પણ એ ફિલ્મોએ હિંદના ઘરેઘરમાં કેટલા યુવક-યુવતિઓને નટ-નટીઓ જેવાં જીવન જીવતાં કરી દીધાં છે તેનો કોઇ આંકડો પ્રગટ કરી શકે?

° ° °

સરકારી યાદી જણાવે છે કે "છેલ્લા મુંબઇ ઇલાકાના ભયંકર વાવાઝોડાથી થાણા જીલ્લાનાં ઘણાં ઝાડો પડી ગયાં હતાં, એ પડી ગએલા ઝાડોના વેચાણમાંથી મુંબઇ સરકારને ૨૧ લાખ ૧૭ હજાર રૂપિયા મળ્યા હતા." વેરભાવે પરમેશ્વર મળ્યા તે આનું જ નામ!

° ° °

"અમેરિકાના એક ભૂસ્તરશાસ્ત્રી પ્રો. એડવર્ડ એ. ટ્રાકસેયે 'પેટ્રોફોન' નામે યંત્ર શોધ્યું છે જે પત્થરનું છે." અમેરિકામાં આવી રીતે પત્થરમાંથી સંગીત શોધાય છે; ત્યારે આપણે ત્યાં સંગીતને જ પત્થર જેવું ભારે બનાવી દેવાય છે! ખાતરી કરવી હોય તો કોઇ જુના પુરાણા ઉસ્તાદની તાન પોતાના કાન પર ઝીલી જુવે!

° ° °

"કન્સાસમાં વિચીટાખાતે જહોન હેન્કોક નામક રાહદારીને એક મોટરની ટક્કર લાગતાં તે સામી દિશામાં જનારી એક બીજી મોટર પાસે જઇ પડ્યો, એ સામી મોટરે એને ત્રીજી મોટર સામે ફેંક્યો અને એક ચોથી મોટરથી એને વાગ્યું; છતાં સદ્‌ભાગ્યે તે બચી ગયો" એ માણસોને પેલા મોટર હાંકનારાઓએ ફુટબોલ ધારી લીધો હશે કે શું?

° ° °

"લીગની ખુલ્લી બેઠકમાં થએલું તલવારનું વેચાણ" હવે એ ઉપરથી પ્રેરણા પામીને વીર સાવરકર આવતી હિંદુ મહાસભાની બેઠકમાં 'તીરકામઠાનું લીલામ કરે તો નવાય નહિ!

° ° °

"રેવા રાજ્યમાં બજેટજ રજુ થતું નથી." રાજા પોતાની મહેલની ભીંતો પરજ નામું લખતા હશે પછી કાગળ પર બજેટ રજુ કરવાની શી જરૂર છે?

° ° °

"દિલ્હીમાં અનાજ કોન્ફરન્સ ભરાઈ હતી પણ તેના સરઘસમાં અગાઉની જાહેરાત પ્રમાણે લોકો પેટ પર પત્થરો બાંધીને ફર્યા હતા કે નહિ તે જણાયું નથી! અને પેટ પર પત્થરો બાંધ્યા હોત તોય જેના સામે એ દેખાવો કર્યા હશે તેનાં દિલ પીગળવાનો ઓછો સંભવ છે; કારણ કે તે પણ પત્થરનાજ છેને!

° ° °

"કચ્છના એક ખેડુત કુટુંબ પર એક વિકરાળ ચિત્તાએ હુમલો કર્યો હતો. બે બહાદુર કોળીઓએ તે ચિત્તાનો સામનો કરી પેલા ખેડુત કુટુંબને બચાવ્યુ તો રાજ્યે પેલા કોળીઓ પૈકી એકને ૧૨ ને બીજાને ૬ રૂપિયા દંડ કર્યો"

કચ્છ રિઆસતમાં માણસ કરતાં જાનવરોની કીંમત વધારે હોવી જોઇએ. પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી યુરોપ-અમેરિકાની કેટલીક ગોરી લલનાઓ તો પતિઓ કરતાય પાળેલા શ્વાનની કીંમત વધુ આંકે છે ત્યારે આ તો ચિત્તા છે!

° ° °

કારવાં [માસિક] Registered No. B. 4327

તંત્રી : "વહશી" શંહરી. સહતંત્રી : "એકાર"

# માસ એપ્રીલ ૧૯૪૨

પુસ્તક. ૩ જું અંક ૯મો

## અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનું નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| નાતે નબી સલ૦ | "કલીમ" | ૪૪૯ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ. રહીમ સા૦ | ૪૫૦ |
| " " (હદીસ) | " " " " | ૪૫૧ |
| ચોક | રા. વણઝારો | ૪૫૨ |
| એક સ્ટંટબાજ કવિ | એક ભરૂચી ભાયડો | ૪૫૬ |
| ધી બર્મા ઇન્ડીયન એસો૦, સુરત. | ......... | ૪૫૭ |
| આ બે માં ચોર કોણ? | "વલી" | ૪૫૮ |
| આવાઝની દુનિયા | "એકાર" | ૪૬૦ |
| ફતાવા | મૌ૦અ. અશરફ | ૪૬૩ |
| ચીનમાં ઇસ્લામ. | "બાબ્શી" બી. એ | ૪૬૫ |
| અથાણું | એફ. મોહમ્મદી. | ૪૭૬ |
| સિદ્ધિના સન્માર્ગ | "ગાફિલ" | ૪૭૭ |
| ચાર રૂબાઇઓ | "કલીમ" | ૪૮૦ |
| જીવનનાં વહેણ (પાંચ કલમે લખાયલી વાર્તા) | "નિશાન"–"ચમકાર"–"એકામ" | ૪૮૧ |
| કર્તવ્ય | "ટીમેલ" | ૪૮૭ |
| પાંચ રૂબાઇઓ | "બિસ્મિલ" | ૪૮૮ |
| ઝિંદગીનો એક સાચો નમૂનો | "મઝાક" | ૪૮૯ |
| 'જોશ'ની કાવ્યશ્રેણી | "સાબિર" | ૪૯૨ |
| ઇબ્ને અબી અસૈબઅ | સારોદ બઝીલી | ૪૯૮ |
| અસ્માઉલ હુસ્ના | રિફાઇ–સાબેરી | ૫૦૧ |
| વહેતો વર્તમાન | સંપાદક | ટાઇટલ ૩જું |


**વાર્ષિક લવાજમ**:–હિન્દ અને સીલોન રૂા. ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી. ૮

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ પંદરમીએ પ્રગટ થઇને તેજ દીવસે પોષ્ટ કરવામાં આવે છે. રેપર ઉપર ગ્રાહક નંબર હંમેશા લખવામાં આવે છે. પત્રવ્યવહાર વેળા તે લખવા ચુકશો નહીં. અંક નહીં મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી.

*Printed by: Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar*, Surat.

*Published by: Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya



શ્રી વિક્ટોરિયા જ્યુબિલી મદ્રેસાહ હાઈસ્કૂલ, પોરબંદર.

પુસ્તક ત્રીજું    અંક ૯ મો







૧૯૪૨ મે

# આ૦હ્૦વા૦ન

સાઇબીરિયાની ઉંડી ખાણોમાં તમે તમારા ગર્વપૂર્ણ ધૈર્યને ટકાવેલું રાખજો.

એ વિષમ પરિશ્રમ વ્યર્થ ન જશે; તમારા ક્રાન્તિકારી વિચારોને નષ્ટ ન થવા દો.

એજ નિસ્તબ્ધ ભૂગર્ભ–અંધકારમાં અભાગીઓની ભગિની આશા તમારા હૃદયના આહ્લાદિત સાહસને સંદેશ પાઠવે છે.

નિર્ધારેલો દિવસ અવશ્ય આવશે.

અંધકારપૂર્ણ દ્વારોમાંથી પ્રેમ અને મૈત્રી તમારા પર ઉછળી રહી છે.

તમારી શૈયાની ચોમેર પણ મ્હારું સ્વતંત્ર સંગીત રેલાઇ રહ્યું છે.

એક શબ્દ પર લટકતી વજનદાર ઝંજીરો તૂટી પડશે, દીવાલો ઢળી પડશે.

અને સ્વતંત્રતાના ધવલ પ્રકાશમાં તમારું સ્વાગત કરશે; અને તમારા ભાઇ તમને તમારી વીરતાના ચિન્હ–સ્વરૂપ તમારી તલ્વારો પાછી સોંપશે.

રશિયા
૧૮મી શતાબ્દી

એલેક્ઝાંડર એસ. પુશ્કીન
[ રશિયાનો સર્વોત્તમ મહાકવિ ]





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ



(૧૯૦) તે (કિયામત)ના દિવસે ઝાલિમ લોકોને તેમનું ઉઝર કરવું કામ નહિ લાગે અને ન તેઓથી તવબહ કરવાની માગણી થશે. (કુર્આન)

(૧૯૧) આ હિકમતોથી ભરપૂર કિતાબની આયતો છે. જે નેકી કરનારાઓ માટે હિદાયત અને રહમત છે. જેઓ કે નમાઝની પાબંદી કરે છે અને ઝકાત આપે છે અને આખેરત પર તેમને પુરૂં યકીન છે. (કુર્આન)

(૧૯૨) હે લોકો! પોતાના પરવરદિગારથી ડરો તેમ તે દિવસથી ડરો કે જેમાં કોઈ બાપ પોતાના પુત્રના બદલે કામ નહિ લાગે અને ન કોઇ પુત્ર પોતાના બાપની જગ્યાએ કામ આવશે, બેશક ખુદાપાકનો વાયદો સત્ય છે; તો દુન્યાની જીંદગી તમને ધોકામાં નાખે નહિ. (કુર્આન)

(૧૯૩) અને જે કંઈ વ્યાજ પર આપો છો કે લોકોના માલમાં જઈ વધ્યા કરે તો તે ખુદાને ત્યાં વધતું નથી, અને જે કંઇ ખુદાપાકની ખુશનુદી ચાહીને પાક દિલથી આપે છે તો એવા લોકોજ (ખુદાની પાસે) વધારતા રહેશે. (કુર્આન)

(૧૯૪) (હે મુહમ્મદ!) જે કિતાબ તારા તરફ ઉતરી તેને પઢતો રહે અને નમાઝને કાયમ રાખ, બેશક નમાઝ નિર્લજતા તથા બુરાઇથી રોકે છે, અને ખુદાની યાદ સહુથી મહાન છે અને જે કંઈ તમો કરો છો તેને ખુદાપાક જાણે છે. (કુર્આન)



## ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ્લ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ





(૧૯૦) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે "મને હુકમ મળ્યો નથી કે લોકોના દિલોને વીંધુ અને ન એવો હુકમ થયો કે તેઓના પેટને ચીરૂં" એટલે મને જાહેરનો હુકમ છે, દિલ અને પેટની વાત દરયાફત કરવી મારૂં કામ નથી. (સહીહૈન)

× × × ×

(૧૯૧) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ખચીત વાત આ છે કે જ્યારે તમારા-માંનો કોઈ મરણ પામે છે તો તેના અમલ બંધ પડે છે. અને ખચીત ઇમાનદારનું જીવન તો નેકીનેજ વધારે છે. (મુસ્લિમ)

× × × ×

(૧૯૨) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે ખચિત આજ વાતે તો તમારામાંથી આગલાઓને નાશ કર્યા છે કે જ્યારે તેઓમાંનો આબરૂદાર માણસ ચોરી કરતો તો તેઓ તેને છોડી દેતા અને જો કોઈ ગરીબ માણસ ચોરી કરતો તો તેને ચોરીની શિક્ષા કરતા. ખુદાની કસમ જો ફાતેમા મુહમ્મદ સલ૦ની છોકરી ચોરી કરે તો હું તેનો હાથ કાપીશ. (સહીહૈન)

× × + ×

(૧૯૩) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ખચીત શરાબ દવા નથી પણ તે તો જાતે બીમારી છે. (મુસ્લિમ)

× × × ×

(૧૯૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે "ઈમામ તો એટલાજ માટે નિમાણ થયો છે કે તેની તાબેદારી કરવામાં આવે. માટે તમારે તેનાથી વિરૂદ્ધ કરવું નહિ." એટલે જે ઇમામ કરે તે મુકતદી પણ કરે. (સહીહૈન)



આવ્યા છે એટલે એ બનાવટી સેલગુ પાળકને બહુ મુઝવણ ઉભી થઇ છે. હાયરે ગઝલ!

"કુદરત ખુદાકી દેખીએ તૂટી કહા કમર
દોચાર એત જબકે લચે બ.મ રેઠ ગયા"

ભાઇ 'વલી'એ અગને આશા આપી છે કે તેઓ 'આસિમ'ની બીજી ચોરીઓ પણ રજુ કરો હમને તો પુરતી ખાતરી છે કે એ પુરાણા આસિમ (ગુન્હેગાર) નવા 'વલી' સામે ઉભા રહી શકવાના નથી. કારણ કે એમનો બધોય રંગ જાપાનીસ હલકી બનાવટનો છે અને તે તડકી ગયા વિના રહેવાનો નથી. આમ છતાં એ ચોરે હજી પોતાની શીરજોરી છોડી નથી. હાલ હમણાંજ એક નવું ગીત તેણે તફડાવ્યું છે. ભાઇ 'વલી'ની લીસ્ટમા તે આવવાનું હોવાથી અમે માત્ર યાદ દેવાડી ચૂપ રહીએ છીએ.

⊙

જિન્નાહ કેપ ફગાવી દઇને ખદ્દરી કેપ ચડાવી ફરતા થેલા અમારા મિત્ર માનરીને હાંલ તુરત તો "ગયા વરસનો મુંબઇનો રેડીઓ મુશાયરો" યાદ દેવાડીએ છીએ. અમને આશા છે કે એમની બહોકી શાન ઠેકાણે આવી જશે. આમ છતા 'ધણના કાટલાં'માં તેમનું પણ નામ છે. તેઓ અમને તે સાબિત કરવાને વધુ મજબૂર કરવાના કારણો ન આપે એટલુંજ બસ છે

⊙

"મહુનતુ ખવું અને મસીદમાં વુ" એ કહેવત હવે બદલાવી ઘરે છે. એક તો આ મોંઘવારીમાં કોઇ મહુનનું ખવાડવા તૈયર નથી, અને કદાચ ખવાડનાર કોઇ મળી પણ આવે તો મસ્જિદનો બાંગી મસ્જિદમાં સૂવા માટે પેસવા દેવા તૈયાર નથી. તે તો બોચી પકડીને બહાર ધકેલી કાઢે છે. "મહુનનું ખાઇને મારગમાં સૂવું" એમ કહેવતને ફેરવી દાઇએ તો પણ એક મુંઝવણ તો ઉભીજ રહેશે કેમકે આ જમાનામાં મારગમાં સૂવું એ હરીફેલ નથી. પોલીસ દાદાની અડફેટ, મોટર કે ઘોડાગાડીની અડફેટ. કંઇ નહિ તો છેવટ કોઇ બદમાશની અડફેટમાં આવીજ જવાય ત્યારે એ કહેવત એક રીતે આમ બદલી નાખીએ તો? "ચોરીને લખવું અને પેપરમાં ચડવું" શું કહો છો? પ્રાસ નથી મળતો? પ્રાસ ભલેને ન મળે પણ કેટલાક ચોર લેખકોને આશ્વાસન તો મળશે.

માં જનાર કવિ- ઓની આ- વતા આંક ડાતી સેવામાં

⊙

મ્હારા એક મિત્રે 'કવિતા' માસિકના બે અંકો (ફેબ્રુ. તથા માર્ચ) મને જોવા માટે મોકલી આપ્યા છે એ અંકો જોયા પછી મને એમ લાગ્યું કે તે ન જોયા હોત તો પણ ચાલત. (જો કે નહોતા જોયા ત્યારે જોવાની ઘણીજ તાલાવેલી હતી) આમ કેમ થયું હશે તે તો મારાથી સમજાતું નથી પરંતુ એક વાત તો જરૂર સમજાય છે કે કવિતાના સંપાદકો કવિતાની વ્યાખ્યામાં 'ગઝલ'ને ગણતા નહિજ હોય. નહિતર શા માટે તે લેવાય નહિ હોય! હું



**આ વ શો.**

'લેવાઇ નહિ હેય' એ શબ્દો પર બહુ ભાર મૂકું છું. કેમકે મોકલવામાં નહિ આવી હોલ એવું હું માની શકતો નથી. હવે એ સંપાદક મિત્રોને હું પૂછવાની રજા લઉં છું કે તેઓ 'ગઝલ'ને કવિતામાં ક્યા લગી નહિ સ્વીકારે? 'ગઝલ' એ કવિતા નથી એમ માનવાનાં એમની પાસે કોઈ સબળ કારણો હોય તો તેઓ રજુ કરે! જો તેઓ એમ ન કરી શકતા હોય, અને ગઝલને લેવા પણ માંગતા ન હોય તો અમારે એમને કશું કહેવાનું નથી. માત્ર એટલુંજ કહીશું કે "હાથીદાતની જય."

પણ આટલેથીજ પુરૂં નથી થતું કેટલાક સારા ગણાતા કવિઓ એમાં ઉર્દૂ શબ્દોને વિકૃત બનાવી રજુ કરે છે. મૂળ લખનારા એની જોડણીથી વા અર્થથી અજાણ છે વા સંપાદકો અજાણ છે એ તો અમે કહી શકતા નથી પરંતુ એક ઉદાહરણ આપી એ વાત એમને સમજાવવાની કોશિશ કરીએ છીએ

"શું રે તે ગણ્યાં છે બધાં ઝિન્દાંને મુરેલ,
વીરા. ઝિન્દાંને મુરેલ?"

'સુંદરજી ગો. બેટાઇ'ની 'કવિતા'ના જાન્યુ. ફેબ્રુ અંકના પા. ૯૬મા લખાએલી કવિતાની આ લીટી છે. એમા 'ઝિન્દાં' શબ્દની જોડણી બીલકુલ ગલત છે, એ શબ્દ ગુજરાતી નથી. પરંતુ ફારસી છે એટલું તો એ મિત્રો કબૂલશેજ. એ કબૂલાત પછી અમારે એટલુંજ કહેવાનું કે ઝિન્દા અને ઝિન્દાં એ બન્ને શબ્દોના અર્થ જુદા થય છે. ઝિન્દા (ખરૂં પૂછો તો ઝિન્દહ)નો અર્થ થાય છે જીવતા, અને ઝિન્દાંનો અર્થ થાય છે કેદખાનું કવિનો હેતુ 'જીવતા' કહેવાનો છે અને તેથી તે શબ્દ 'ઝિન્દાહ યા ઝિન્દા' લખવો જોઇતો હતો. ઝિન્દાં નહિજ. હું આશા રાખું છું કે આવી ખોટી જોડણીઓ સુધારવાની તેઓ કોશિશ કરશે.




"સૌ કે હુએ સાઠ, ઉસમેંસે આધે ગયે નાઠ! બાકી રહે તીસ, ઉસમેં કયા કરતે હૈં રીસ? દસ દેઇંગે, દસ દિલાઇંગે, ઔર દસમેં દેસુાહી કયા હે!" એક લેણદારને એક મિયાં સાહેબે કેવી રીતે ૧૦૦ નો હિસાબ ચૂકવી આપ્યો, તે વાચકોએ જોઇ લીધું? બસ એવોજ હિસાબ ક્રીપ્સ સાહેબ હિંદ માટે કરવા આવ્યા હતા! એમની મીઠી સાકર ઝરતી જીભ માટે બે મત હતાજ નહિ ને છે પણ નહિ! એમની હિંદ પ્રત્યેની ભલી લાગણી માટે બે મત હતા નહિ ને છેજ નહિ! એમના સમાજવાદી સિદ્ધાંતો માટે બે મત ન હતા પણ હવે તો એ માટે દોઢ મત થઈ ગયો છે! કારણ કે ક્રિપ્સ સાહેબ સત્તાની ખુરસી પર ચઢતાં એમનો સમાજવાદના બે મતમાંથી અર્ધો મત સામ્રાજ્યવાદે ગમી ગયો છે. મતલબ કે હવે એમનો સમાજવાદ બે પગો નહિ પણ દોઢ પગો થઇ ગયો છે! સમાજવાદના એ કલાકારની પીંછી, ચર્ચીલ જેવા સામ્રાજ્યવાદના રંગારાની ઝાડુ આગળ ઝાંખી પડી છે! લોકો જાણતા હતા કે મોસ્કોમાં મહાન વિજય પ્રાપ્ત કરીને આવેલા ક્રિપ્સ જેવા સાચાબોલા સમાજવાદી આગળ ચર્ચીલના સામ્રાજ્યવાદને નમતું મૂકવું પડશે! પણ ના. હિંદની એમની નિષ્ફળ દ્રષ્ટિએ એમને ચર્ચીલ સામે વજનમાં હલકા થતા જોયા! ચર્ચીલનું પલ્લું નમી ગયું, ક્રિપ્સનું ઉંચું થયું! ચર્ચીલ મહાશય મોઢામાં ચિરૂટ સહિત ગેલમાં આવીને ૧૦ ડાઉનીંગ સ્ટ્રીટમાં એમેરીને બાથમાં ઘલી ડેન્સ કરતા ગાતા હશે કે:

"પરવાનેકા હાલ ઈસ મેહફિલમેં થા,
કાબિલે રશ્ક અય એહલે નઝર;
એક રાતહીમેં પયદા ભી હુવા,
આશિક ભી હુવા ઔર મર હી ગયા!"

સર ક્રિપ્સે વહેંચવા ધારેલો પ્રસાદ કોંગ્રેસ કે લીગ કોઇએ સ્વિકાર્યો નહિ! ક્રિપ્સ હસતા મોઢે ચાલ્યા ગયા ને લંડનના પત્રકારો સમક્ષ પરાજયમાંય વિજયનાં દર્શન કરાવવા લાગ્યા પણ અંતે પાર્લામેન્ટ સમક્ષ શ્રદ્ધાનું માટલું ફોડી નાખતાં બોલ્યા કે સમાધાન ન થયું તેમાં હિંદીઓની કસૂર છે, બ્રિટીશ સરકારની જરા પણ કસૂર નથી! કામ ચલાઉ સમાધાન તરીકે પણ તેઓ એકઠા થવા માગતા નથી! બેર હિંદીઓનાં કિસ્મત! બાકી વીર સાવરકર કે અરવીંદ ઘોષ જેવા તો કાલની મરઘી કરતાં આજના ઇંડાને વધુ મહત્વ આપે છે! 'વિશ્વાસે વહાણ ચાલે' પણ જ્યાં એક બીજા પર વિશ્વાસજ ન હોય ત્યાં વહાણ કેવી રીતે ચલાવવું? ટુંકાણમાં મતલબ એ કે લીગ-કોંગ્રેસને લાગ્યું કે એ સમાધાનમાં "બાવા મરેંગે જબ બેલ બટેંગે" જેવી યોજના છે તેથીજ છેક કિનારે આવતાં સમાધાનનું હોડકું ઉંધું વળ્યું ને નાવિકો સહિસલામત કિનારે પહોંચી



ગયા! કર્ગાચીથી ઉડતાં ઉડતાં ક્રિપ્સ ખરા હ્રગરથી કહેતા ગયા કે હુંય શું કરૂં? 'તેરા તેલ ગયા ને મેરા ખેલ ગયા!"



હીટલર-સ્ટેનલીન જેવા મોટા સરમુખત્યાર તરીકે પ્રસિદ્ધ થયા છે, ચર્ચીલ-રૂઝવેલ્ટ જેવા મહાન પ્રધાન કે પ્રમુખ તરિકે પ્રસિદ્ધ થયા છે; પણ લાવલ મહાન દલાલ તરીકે પ્રસિધ્ધ થયા છે. રહ્યાસહ્યા ફ્રાન્સનું નાતરૂં હીટલર સાથે કરાવી આપવા એ પુનઃ મેદાનમાં આવ્યો છે. સત્તા પર આવતાં એ પોકાર કરે છે કે: 'જ્યારે જ્યારે ફ્રાન્સ, મારી માતૃભૂમિ ભયમાં આવી પડે છે; ત્યારે ત્યારે હું સત્તા પર આવું છું!' એણે સત્તા પર આવતાંજ ગોરપદું આરંભી દીધું છે વાગીની વિધવાનું એણે હીટલર જેવા ધીંગાધણી સાથે પુનર્લગ્ન યાને નાતરૂં કરાવી દીધું છે! હીટલરની દમદાટી આગળ દર્લાદશાઇ ગયો ને પેતાંના પોતીયાથી ભાર ન ઝીલ્યો જેથી લાવલ, દેશની દલાલી કરવામાં ફાવી ગયો. લગ્નની પહેરામણીમાં થોડીક લશ્કરની આગબોટો પણ ભેટ ધરી જેથી અત્યારે તો હીટલર પોતાના મિત્રોના કાનમાં મલકાઇ મલકાઇને કહી રહ્યો હશે કે,

'સારી દુન્યા એક તરફ જોરૂકા ભાઇ એક તરફ!"

અને લાવલ પણ મનમાં ફુલાતો હશે કે "નબળાના બનેવી બનવા કરતાં જબરાના સાળા બનવામાં શું ખોટું છે!"

O

આમ જગત જે દિવસની રાહ જોઇ રહ્યું હતું તે દિવસ હવે નજીક આવી રહ્યો છે. બ્રિટનના ફાઇટરો તથા અમેરિકાના ઉડતા કિલ્લા પણ ઠીક ઠીક પાણી બતાવતા થયા છે. બ્રિટનમાં ઉતરી રહેલું અમેરિકાનું લશ્કર, ટોકિયો વગેરે પરનો બોમ્બમારો, ઓસ્ટ્રેલીયાનું વધતુ જતું વિમાની બળ અને બરમા સિવાયના મોરચાઓ ઉપર ટાઢું પડતું જાપાન એ મિત્રરાજ્યોના ભારી થતા જતા પલ્લાની નિશાની રૂપ છે પણ જ્યાં સુધી આક્રમણ ન થાય ત્યાં સુધી તાકતની કીમત શે અંકાય? બાકી હીટલરે પણ બલગેરીયાના ખેચીરાં જેવાં

## ચાંદુડીયાં

"વેણીકાર" પોતાની આંખો હોવા છતાં પારકી આંખે જુએ છે. એમના લખવામાં પણ પારકી લેખીની કામ કરતી હશે નહિતર એ ભાઇ અપનાવાલા હોવા છતાં પિતાની ઝિયારત ને શ્રાધ્ધ લખત નહિ.

° ° °

"વાલો ખાચર"ની નાત કઇ હશે? એવું એક મિત્ર પૂછાવે છે. જવાબમાં જણાવવાનું કે, ચોર.

° ° °

"વેણી"માં સંજાણા વિરૂધ્ધ લખતી કલમ "મજલિસ"માં સંજાણાનું ભણવું ચોરીને વિવેચક બનવા જાય છે.

° ° °

મુંબઇમાં એક નવું તખલ્લુસ જન્મયું છે. એનુ નામ છે "સયલાબ". જન્મતાંની સાથે ગઝલ સંપાદનનું કાર્ય તે લેતું આવ્યું છે. સયલાબ. એટલે પ્રવાહ અમને લાગે છે કે એ પ્રવાહમાં જે ગઝલકાર તણાશે તે સીધો અરબી સમુદ્રમા જશે.




બોરીસ અને ફ્રેન્સ ા લાવલને બોટીમાં ઘાલીને પોતાનું પલ્લું ભારે કરવાની તજવીજ તો કરી છેજ ! લગભગ બને બાજુ તૈયાર છે હવે બ્રિટન બીજો મોરચો ઉભો કરે એટલીજ વાર છે. બાકી સ્ટેલીનતો ગ્રીષ્મ આક્રમણને વધાવવા કમર કસીને તૈયાર ઉભો છેજ! આ બાજુ હિંદના દરવાજા ઓ ઉપર પણ લડાઈની નોબતો ગગડી રહી છે. બસ હવે તો જગત લડાઈથી એટલું ત્રાસી ગયું છે કે પાઘડીનો વળ જલ્દી છેડે આવે તેની રાહ જોવાઇ રહી છે! હીટલર અને ટોજો જેવા શઠ અને કેતુએ ગ્રહણ લગાડયું છે તેમાંથી છુટવાને જગત ફાંફાં મારી રહ્યું છે! હવે તો ખુદા કરે તે ખરૂં!

O

ગુજરાતમાં ધાડોની સંખ્યા વધતી ચાલી છે 'સબ સબરી સમાલિયો મેં મેરી ફ્રોડતા હું" જેવી પોલિસ ખાતાની તો હાલત છે તો ધાડોના અટકાવ માટે શું કરવું ? ગામેગામ ને શહેરે શહેર રક્ષણ દળો તૈયાર થઈ રહ્યાં છે. અમદાવાદમાં અંબાલાલ સારાભાઇ કે કસ્તુરભાઇ શેઠ જેવા પણ રાતે પહેરા ભરે છે, શહેરમાં શેઠો ખેગાવળા ભાઇઓ જેવા ઢંગ પકડીને પહેરો ભરે છે; એ ઉપરથી પ્રેરણા પામીને ઘણા યુવકો રક્ષણ દળોમાં સહકાર કરતા થયા છે અને થશે. એમ કર્યા વગર છુટકો પણ નજ હતોને ? પણ ખુદા કરે તે એ જુસ્સો દેર સુધી કાયમ રહે! કઇ આપદ માસની હોળી મંડાતાં એ રક્ષણ સેનાઓ ઘર ભેગી ન થાય તો સારૂં! બાકી ગુજરાતીઓને માટે "આરંભે શૂરા"નું કલંક છે તે હવે મટાડયેજ છુટકો છે. ઉપરે હવે તો એજ દુઆ માગવી રહી કે: સંરક્ષકોની હામ અને ધાડપાડુઓની હામના સહકારથી ગુજરાતમાં શાંતિ સ્થપાય!

O

હિંદના ઔદ્યોગિક વિકાસ માટે અને હિંદ વહેપારમાં પ્રગતિ સાધી શકે એ પરોપકારી હેતુથી પ્રેરાઇને ડૅાલરોનાં પોટલાં લઇને એક મિશન અમેરિકાથી ચાલી ચલાવીને હિંદમાં આવી લાગ્યું છે; એટલે હવે ઉદ્યોગ હુન્નર અને વહેપારમાં હિંદનો ઉદ્ધાર થશે એ નિઃશંક હોઈ અહીંના વહેપારીઓએ શંકા-કુશંકા કર્યા વગર પગપર પગ ચઢાવીને

## ચાંદુડીયાં

'વેણી'ની મેહફિલમાં પંક્તિ છે 'બધાના દિલની કથા છે અમારી મજલિસમાં' એમાં કથા શબ્દ વિષે મ્હારે ઘણું ઘણું કહેવાનું છે એક તો એ કે એ કાફિયા તરીકે એટલુ ચવાઇ ગયું છે, કે કોઇ ગઝલકાર હવે એને વાગોળવાનું પસંદ કરશે નહિ. બીજુ એ "કથા" છે. એવુ વાચન કોઇ પુરાણીની યાદ અપાવે છે. ત્રીજું એ પંકિત યોજનાર કોઇ એક વ્યકિત નથી એની સાબીતી આપે છે નહિતર "મજલિસ"માં બધાના દિલની કથા હોયજ નહિ. ચોથું એક ફૂંહામંડળ હવે [ ]લની કથાઓ સંભળાવવા આતુર થઇ રહ્યું છે. પણ વાચકો એનાથી કંટળ્યા છે. પાંચમું તેઓએ મજલિસમા પોતાનીજ રામકહાણી સંભળાવવાના છે પણ કોઇ ત્યાં આવશે નહિ એવી ધારતીને લીધે બધાની કથાનો બુરખો ચડાવી દીધો છે.




ગાડી નડાયે પડી રહેવામાંજ સાર છે! ઝાઝી ચિંતા કરી તબીઅત બગાડવાની જરૂર નથી. જેવી રીતે હિંદની ઔદ્યોગિક પ્રગતિ માટે અમેરિકન મીશન આવ્યું છે, તેવી રીતે હિંદના રક્ષણ માટે ચાલી ચલાવીને હજારો માઇલથી અમેરિકન સૈન્ય પણ હિંદમાં આવી લાગ્યું છે માટે દેશના રક્ષણની ચિંતામાં દુબળા કાઝી બનીને ફરનાર લીડરોએ હવે દેશની ચિંતામાં દુબળા થવાને બદલે પોત પોતાના ઘરનીજ ચિંતામાં પડવું! રૂઝવેલ્ટે હિંદમાં પોતાનો દૂત મોકલાવીને હિંદીઓની બધી ચિંતા દૂર કરી દીધી છે, માટે હવે તો હિંદી રાજદ્વારીઓએ સજ સવાર ભગવાનની પ્રાર્થનાજ કરવી રહી, બીજું કશુંય કરવાની હવે જરૂર નથી અને લોકોએ હવે પોતાની ભાગણવૃત્તિ અને ભય છોડી દઇને પોત પોતાના કામે લાગી જવું. ચર્ચીલ અને રૂઝવેલ્ટ જેવા બે બેરૂ હિંદની પીઠ પાછળ છે ત્યાં સુધી કોઇને કશી ચિંતા રાખવાની જરૂર નથી! ગાંધીજીએ પણ હરિજનમાં ભજન છપાવવું જોઇએ:

"એ ઉપકાર ભલી રૂઝવેલ્ટનો

દરખ હરે તું હિંદુસ્તાન."

●

ઇતિહાસ, ઇતિહાસ, શું કર્યા કરો છો? સર ફિરોઝખાન નૂને હાલમાંજ હિંદના ઇતિહાસનું એક પાનું અંગ્રેજીમાં આલેખ્યું છે. તે વાંચ્યા પછી દરેકને ખાતરી થઇ જશે કે એમનાજ હાથે હિંદનો ઇતિહાસ નવેસરથી લખાય; તો પછી કોઇને ફરીયાદ કરવાનો મોકો ન રહે! એમણે તે ઇતિહાસના એક પાનામાં લખ્યું છે કે:–

'ઇ સ ૧૭૫૭માં ફ્રેંચ સરદાર દૂપ્લેને પ્લાસીના યુદ્ધમાં કલાઇવે હરાવ્યો તેથી ઇંગ્લાંડ હિંદમાં સર્વોપરિ વહેવાર કરનારી સત્તા બની." આ ઉપરથી આપણને વાંચન માળાનો પેલો પાઠ સ્હેજે યાદ આવી જાય છે કે: "એક પાદરી લોકોને બોધ કરતો હતો, તેને વચ્ચેથી અટકાવીને એક શ્રોતાએ પૂછ્યું કે:–" "આપણને કોણે પેદા કર્યા?" તો પેલા પાદરીએ તે પૂછનાર બુઢ્ઢાની આંગળી પકડીને ઉભેલા છોકરાને દેખાડીને કહ્યું કે: "આ બાળક પણ તેના પેદા કરનારને ઓળખે છે ને તું ઓળખતો નથી?" તો પેલા બુઢ્ઢાએ કહ્યું કે:–' એ તો સાત વરસથી આવેલો છે તે એના પેદા કરનારને ઓળખે, પણ હું તો સાઠ વરસથી આવેલો છું તો મને અસલની વાત શી રીતે યાદ રહે!" તેજ રીતે સર ફિરોઝખાન નૂનને નાનપણમાં નિશાળમાં શીખેલો ઇતિહાસ અત્યારે આવડી મોટી ઉંમરે શી રીતે યાદ રહે? ભલે પ્લાસીમાં કલાઇવે સિરાજને હરાવ્યો હોય એમ નિશાળીઆ ગોખ્યા કરે! સર સાહેબ કંઇ જૂઠું લખે? હવે જદુનાથ સરકાર અને રાજવાડે જેવાને તો આપણે ભુલીજ જવા જોઇએ. સર ફિરોઝખાન આગળ બીજા ઇતિહાસકારો ઝાંખા પડે છે.!

●




સવાલ-એક માણસ ગુજરી ગયો છે. તેનો એક છોકરો હતો તે તેની હયાતીમાંજ ગુજરી ગયો હતો હવે તેનો એક પોતરો અને વહૂ એટલે છોકરાની ઓરત છે તથા પાંચ ભત્રીજા અને ચાર ભત્રીજીયો છે તો વારેસ કોણ કોણ છે અને વારસા વહેંચણી કેવી રીતે કરવી? તે જણાવશો.

જવાબ-મર્હૂમના કફન દફનનો ખર્ચ અને કર્જ હોય તો તે અને વસીય્યત હોય તો તે માલના ત્રીજા ભાગ સુધીમાથી અદા કર્યા બાદ જે કંઇ બચે તે બધો માલ મર્હૂમના પોતરાને મળશે. છોકરાની ઓરત (વહૂ) અને ભત્રીજાઓ તથા ભત્રીજીયોને કંઇ મળશે નહિં. (સિરાજી)

સવાલ એક શખ્સે ગુજરતી વેળા એવી વસીય્યત કરી કે મારી મીલકત જે છે તે મારી એક છોકરી છે તેનેજ મળે અને મરનારનો એક ભાઇ છે તો તેને મળે કે નહિ? મિલ્કત છોકરી અને જમાઇના કબજામાં છે.

જવાબ-વારેસ માટે વસીય્યત ચાલે નહિં માટે મર્હૂમનો કફન દફનનો ખર્ચ અને કર્જ હોય તો તે અને ગેર વારેસ માટે વસીય્યત હોય તો તે ત્રીજા ભાગ માલ સુધીમાથી અદા કર્યા બાદ જે માલ બચે તેનો અર્ધો ભાગ છોકરીને અને બાકીનો અર્ધો ભાગ ભાઇને મળશે. એટલે રૂા ૧,માથી આઠ આના છોકરીને અને આઠ આના ભાઇને મળશે. છોકરીના કબજામાં માલ છે તો તેણીએ અર્ધો ભાગ પોતાના કાકાને આપવો જોઇએ કારણ કે શરીઅતની રૂએ કાકો વારેસ છે અને તેણીના બાપે જે વસીય્યત કરી છે તે બાતેલ છે. પણ જો મરનારે પોતાની હયાતી દરમ્યાન પોતાની મિલ્કત છોકરીને બખશિશ કરી આપી તેણીના નામે ચઢાવી તેણીના કબજામાં આપી દીધી હોય અને તેણીને સ્વતંત્ર માલિક બનાવી આપી હોય તો એ સુરતમાં તે મિલ્કતની માલિક તેણી છે. મરનારના ભાઇનો હક્ક લાગુ પડશે નહિ.

સવાલ-કેટલાક સલામમાં એમ બોલે છે કે અસ્સલામો અલયકુમ અને કેટલાકો કહે છે સલામાલેકુમ અને કેટલાક લોકો સલામુન અલૈકુમ કહે છે તો ખરૂં કેમ કહેવું જોઇએ?

જવાબ-સલામના શબ્દો આ મુજબ કહે "અસ્સલામો અલયકુમ."




**સવાલ**-એક જણને સકરાત થઇ રહી હતી તેની પાસે એક મુસલમાન જઇ પહોંચ્યો જે નાપાકીની હાલતમાં હતો તો મરનારની હાલત જોઇને તે માણસ ગુસલ કર્યા વગર મરનારની પાસે કલેમો પઢવવા લાગ્યો તો પઢાવી શકે કે કેમ?

**જવાબ**-જનાબતની હાલતમાં કલેમહ શરીફ પઢી શકે છે એમાં કંઇ વાંધો નથી.

**સવાલ**-માંકડ મારવા માટે તેના દરમાં ગ્યાસતેલ નાખવામાં આવે છે. જેની ગંધથી મરી જાય છે તો ગ્યાસતેલ નાખી શકાય?

**જવાબ**-ગ્યાસતેલ નાંખી માંકડ મારવા જાએઝ છે બાળવાની મનાઇ છે.

**સવાલ**-અનાજ જેમકે ઘઉં, બાજરો, જુવાર વગેરે ચીજો જમીનમાં ખાડાઓ ખોદીને ભરવામાં આવે છે. એથી અનાજની કંઇ બેઅદબી તો થતી નથી? અથવા ઝમીનના ઉપર વાસણમાં રાખે?

**જવાબ**-ઝમીનમાં ખાડા ખોદી અનાજ રાખવું જાએઝ છે એમાં બેઅદબી નથી, તેમજ વાસણોમાં અનાજ ભરીને રાખવું દુરસ્ત છે.

# " આંધળી છોકરી "ના

" અહોત શેર સુનતે થે હાથીકી દુમ કા "

## એક અંધી લળકીકી દુઆ

અઝ : " ગુલામ રસૂલ નાઝૂકી " કશ્મીર.

તુને તારોંકો ઝિયા બખ્શી હય, સૂરજ કો જમલ,
બારિશે અન્વારસે દુન્યાકી બેની હય નિહાલ,
નૂર પાશીમેં કમર હય આપહી અપની મિસાલ,
મુઝકો ઇન ચીઝોંકી કુછ ખ્વાહિશ નહિ ઐ ઝુલજલાલ.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખલૂં ૧

લોગ કહતે હંય કે રંગોકી કઇ અકસામ હય,
સુર્ખ હંય, કાલે હય, પીલે ઔર નીલા ફામ હય,
ઔર ઇન રંગોસે વાબિસ્તા બહુતસે કામ હય,
મુઝકો કયા? યેહ આંખવાલોં કે લિયે ઇન્આમ હય.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખલૂં ૨

સુનતી આઇ હૂં કે ખિલતે હંય ચમનમેં લાલાઝર,
રૂએ ગુલપર રંગ બરસાતી હય સાવનકી બહાર,
તાઝગી સી રહમેં હય ભરતા કલીઓકા નિખાર,
મય નહિ કહેતી કે યેહ સબ દેખલૂં પરવરદિગાર.
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખલૂં ૩

મેરી આંખોંગે બસારત કી હવસ અસ્લા નહીં,
બે-બસર હુ મય મગર ઇસકી મુઝહે પરવા નહીં.
તુને સમઝા હય મંય આજિઝ હુ મગર અયસા નહીં,
મુઝકો હરગિઝ આરઝૂએ દીદએ બીના નહીં,
યેહ તમન્ના હય કે અપની માકી સૂરત દેખલૂં ૪

"કલીમ" માસિક ઉર્દૂ, દિલ્હી.
એપ્રીલ ૧૯૩૭ અંક પૃષ્ઠ ૩૩૯

બિરાદર 'આસીમ'ની આ ચોરી ગયા અંકમાં રજુ કરેલી ચોરી નં. ૧ કરતાં વધુ દાદને કાબિલ છે. કારણ કે દાદ અને નામ; ના એ હડખાયા કવિ (?) એ પોતેજ તેને પોતાની કહી કહી મુંબઇથી દ્વારકા સુધી શહેરે શહેર અને બને તો ઘેરે ઘેર (અરે!) વ્યકિતએ વ્યકિતએ એકવાર નહિ પણ સંભળાવાય તેટલીવાર ગઈ સંભળાવી છે.

એમની "પ્રણામ"ની જેમ, એમની આ 'દુઆ' પણ હરાયો માલ છે. બીજા શબ્દોમાં કહીએ તો ન તેઓ પુજક છે ન યાચક. તેઓ તો માત્ર ચોરજ છે. 'આંધળી છોકરી 'નું અપહરણ કરતાં એ ભાઇએ વિચાર્યું હશે. કે આંધળી કયાં

# ઉઠાવગીર 'આસિમ' ભૈયા!

જો નિકલા તો ઉઠાઉસા ઝાડુ સા નિકલા.

જુએ છે! આંધળીને કોણ જુએ છે? પરંતુ એ ભાઈએ વિચારવું ઘટે કે જગત આંધળું નથી અને એ આંધળી છોકરી પણ કંઈ સડક પર ફેંકાયલી નથી. એનાય માબાપ છે

'કારવાં'ના વાંચકો અને આ ચર્ચામાં રસ લેતા ભાઈઓ મનન પૂર્વક આ લખાણ વાંચે અને તોલ કરે; હું એમને વિશ્વાસપૂર્વક કહું છું કે રાંદેરના આ રંગીલા કવિ (!) કવિ નથી. પરંતુ કફનચોર છે અને એ બીના આવતા અંકો જોતા રહેવાથી આપો આપ સાબિત થઈ જશે.

"વલી" (કરમાડ)

## એક ઈચ્છા

રચનાર : કવિ આસિમ રાંદેરી

તહેં ચમક તારાને અર્પી ચાંદને દીધો પ્રકાશ,
સૂર્યને પણ તેજ દેવામાં ન તેં રાખી કચાશ!
કોણ છે સૃષ્ટિ મહીં તુજ નૂર દૃષ્ટિથી નિરાશ?
ઓ પ્રભો! મુજને છતાં એની નથી ઈર્ષા કે આશ.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૧

લોક કે' છે કે ઘણાં રંગોથી છે દુન્યા ભરી,
લાલ, પીળો, વાદળી, લીલો, ગુલાબી, કેસરી;
આપનારા કાજ એ ને'મત ભલે હો અવતરી,
મુજને એ જોવા પ્રભુ ઇચ્છા નથી મનમાં જરી.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૨

સાંભળું છું બાગમાં ફૂલો ખિલે છે બેશુમાર,
ધુએ છે ઝાકળના બિંદુ કળીઓ મુખ પ્રત્યેક સવાર,
કે' છે સખીઓ બાગમાં લૂટે છે શ્રાવણની બહાર,
હું નથી કહેતી એ સૌ નિરખું ઓ મુજ પરવરદિગાર.
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૩

મારી આંખોને લગારે નૂરની પરવા નથી,
આંધળાપણનું જરાએ દિલમાં દુઃખ મારા નથી.
જોવાવાળી આંખની ઈર્ષા નથી, ઇચ્છા નથી,
તુજને પણ જોવાની ઇચ્છા ઓ પ્રભો હા, હા, નથી,
એક ઇચ્છા છે કે મારી "મા"નું મુખડું જોઈ લઉં. ૪




અમારા ગામમાં એક મુગલાઇ જમાનાનો નમુનો હમેશ નજરે ચઢતો. લાંબુ કૃષ શરીર, સુરમાવાળી આંખો, ગોળ ઝરીની પાઘડી, હોલબુટ, બાંડીસ, ભેટ બાંધેલી તલ્વાર, જમૈ ા, પગમા તોડો, અંગરખુ અને એવો બહુરૂપી ઠાઠ હતો. કદી એનો અસબાબ વધી પડતો તો પોટકુ બાંધી માથે મુકી ચાલતો. મસ્જિદમાં હોય તો હાથના પગના મોજાં વગેરેનો મોટો ઢગ જામતો, ઉધરસ ખાતો; ખોંગડાતો ચાલતો કદિ વ્હેલી સવારે, "ટાસ ખબર ની"ની ફેરી કરવા નીકળતો ત્યારે સદા વેશમા જણાતો પણ કાંઇ કમાતો નહિ. મને કુતુહલ થતુ. આખરે એક જાણકારે કહ્યું કે "એ બહુરૂપીની માન્યતા છે કે એક દિ' દિલ્હીની ગાદી પર તખ્તનશીન કરવા માટે જુના માણસની પસંદગી થવાની છે, તો ગદી તેને મળે એ માટે મુગલાઇ વેશમાં હંમેશા ફરે છે।"

° ° °

જુમ્મા ખલાસ થતાં દાળીયા વેંચાતાં. જુમ્મા મસ્જિદની એ ઉદારતાનો લાભ લેવા બાળકો કમ્પાઉંડમાં ઉભરાઇ જતાં. નમાઝ વખતે કીકાવારી કરતાં, ત્યારે બાંગી સાહેબ "ખુત્બા" વખતે પણ ત્રાડ નાખતા અને છોકરાંઓ ઔર દેકારો કરતા નાની ઓરડીમાંથી દાળીયા ચણાની બે ભરેલી બ હદી બહાર નીકળે તે દરમ્યાન તો ધક્કામુક્કી પુરી ચાલતી. અમારા શહેરના ખતીબ સા'બ બંગીનો રોલ ભજવતા એમના ચાર્જમાં આ બાંટણી હતી. મદદગારો પગથીયાં ઉપર ઉભા રહેતા તેઓ બીજીવાર સરકી આવનારને ઠપકારતા. ચણા વેં'ચનારનો એક હાથ બાલદી તરફ તો બીજો હાથ ઉંચો થનારને માથે "ઠપ" દઇને પડતો।......

ઇદ નમઝનો ખુબો પઢાવવો, એમનો વંશપરંપરાનો ભોગવટો-હક હતો. સાઇરન થાય, તડકો તપે, નમાઝીઓ અકળાય પણ નિશાન ડંકા અને ભડુતી વિક્ટોરીયામાંથી સલામો ઝીલતા શહેર ખતીબ પધારે. બાદ તેમનો ફેંટો કરવા માણસો ફરતાં. નાના બાળકો કીકીયારી કરતા અને "કિરાઅત"ને ટેકો આપતાં. ઘણા માણસો શહેરની મસ્જિદો આબાદ કરતા અને ઇદનું આકર્ષણ પણ તેમને ન હતુ

મિયા સાહેબે એક બીજા મૌલવી સાહેબને કહ્યું "આપ બુઝુર્ગ હ્ય; આપ બખે હોગનાઇએ" ત્યાં તો હકદાર ઇમામ ચમકતી આંખો અને ટીશુઝ ચલથી હજર થઈ ગયા!

° ° °

આજ દાઢી કરતી વખતે મિંયા સા'બ મારાથી ઉખડી પડયા. "કયા લાઅનતી મામલા હય!" દાઢી પણ લણેલા ખેતરના ભડા જેવી બરછટ ઉગતી કે જર્મનીના અસ્ત્રા પણ હાથ ધોઇ નાખતા. બ્લેડનું શું ગજુ કે એ બેન-રમાં સફાઇ આદરી શકે?

અમારા બેસવાના ચોકમાં કાંઇ ઇ વિવિધતાઓ હતી પેટ્રોલનો પમ્પ, મીઠાઇની દુકાનો, જરી પુરાણો માલ, અને હજામોની લાઇન; દેશી અસ્તરા ને પાણીથી પલળેલું માથું "સરડ સરડ" અવાજ કરતં કાંઇક ગામડીયાના "ટકા" બની જતા. જ્યારે અમ રે તો સલુનમાં જવું જોઇએ શેંપુ, પાવડર, ક્રીમ ઉછળતો સાબુ, "ચુ ચું" કરતી કાતર અને ચકચકતર બાલ ને બાબરા!

અમારા એક દોસ્ત દાઢી દશ દહાડે કરતા કે ભૂખ્યે કરી, કરાવતા ત્યારે પ્રદશ્નો ચંદ્ર ખુલ્લો થાય તેમ તેમનું મુખ દીપી ઉઠતું!



શહેરની દરેક અંજુમન ટ્રસ્ટ ને કમિટીના અમો મેંબર હોઇએ એમાં શું શક? તિરમારખાં ચુંટણીમાં ઉભવાના હતા. લત્તાવાર પ્રોપેગેન્ડા ઑફિસો ખુલી હતી. સાયકલીસ્ટ-દળ, બાળ-સેના અને બુઢ્ઢાઓ હંમેશ "નાર-એ-તકબીર" લગાવતા ગામ ગજાવતા હતા. ભાડુતી જોશમાં તિરમારખાંને તેર હજારનું આંધણ થયું હતું.

ગામના આંધળા પાંગળા ફકીરો સુદ્ધાંને પકડી પકડી અમોએ વોટ દેવરાવ્યા હતા એક જણ બેબે ચાર વખત વોટ ન દે ત્યાં સુધી મરદ નહિ. !

તિરમારખાં મૂંછે વળ દેતા બેંગ્લોટ-હાઉસમા હતા ત્યાં કોઇ પરગામના માણસે પુછ્યું "ભલા; આ શહેરની વસ્તી કેટલી? કેટલા મુસ્લિમ ઉમેદવારો? અને કેટલી બેઠકો મળવાની છે?" તિરમારખાંએ માથુ ખંજવાળ્યું!

• ० •

હું એક ઉર્દૂ પ્રેસમાં બેઠો હતો ત્યા અચાનક બે ગૃહસ્થો આવ્યા એક હતા "હાદી શેરવાનીને ટોપી દરવેશ" એટલે મૌલ્વી. બીજા હતા કોટ પેન્ટ ને નૂર વિહોણા ચહેરાવાળા એટલે અર્ધદગ્ધ એજ્યુકેટેડ. રંગ બેરંગી કાગળોનું બંડલ હતું તેની રસીદ-બુકો છપાવવાની હતી "કમિટી ઓફ એરેબીક યુનિવરસીટી" રી આરઝી...મેંબર...નામ... વસુલ પાઇ રકમ... મૂખ્ય નામ અંગ્રેજીમાં હતું; બીજી પેટા વિગતો ઉર્દૂમાં હતી. તિરમારખાં ને મિયા સાહેબને પણ આ સેવા-મંડળ માટે જીજ્ઞાસા થઇ એટલે અમો પણ તે બંન્નેઓ જોડે એમના 'દૌલત-ખાને" યાને ઓફિસ કહો કે બેઠક કહો હુજરો કહો...ગયા. શહેરની ગલી કુંચીયો વટાવતાં, વાતોથી અમોને ઉન્નત ભાવનાઓ પ્રેરતાં અમો આખરે પહોંચ્યા. મકાન માથે બોર્ડ હતું ...મૌલ્વી...બાપુ... તાવીઝ ગંડા, જંત્રી મંત્રી, નજુમ રમલ, ઝેડ ઝપટ વિગેરે વિગેરે.

ચાય મળી. તેમની પાનદાનીમાંથી પાન ખાધાં. એ જોડી અન્યોઅન્ય એક બીજાની તારીફ કરવા લાગી. "યેહ સાહબ, સાહેબે માલ હય, બાપદાદાકા વારસા હય. કલકત્તા યુનીવરસીટીકે "ક્રુજી" હય! કૌમી ખિદમત ઉન્કા પેશા હય" "ઓર આજી યેહ બાપુ સાહેબે કમાલ હય ચાર ખાનદાનોસે વાસ્તા હય. દુનિયાસે પરહેઝ હય. જંજાલ નહિ હય દેખો વોહ દરગાહકી કમીટી ઉન્હોને મુકર્રર કી હય. પારસી હિંદુ સબ મેંબર હંય. વાહ વાહ કયા તારીફ કરૂં. પોશીદા વલી હંય વલી!"

મૌલ્વી સાહેબે કુર્આન હદીસ, હઝરત (સ. અ. વ)ની શાનમાં ઘણુ ઘણું કહ્યું છેવટે એમની કારવાઇથી પરિચય થયો. એક સીનેમા કંપની કાઢવી; મેંબરોજ માત્ર પાઠ ભજવે. એ ફિલ્મ સમાજમા ઇન્કિલાબ મચાવે એવી હોય. એ મબલખ નાણું આવે તેમાંથી અરબી સંસ્થા કાયમ કરવી અને "આપ ભાઇ જૈસે તાલીમ યાફતા સબ મીલે; કૌમકી ખિદમત કરેં ઓર દુનિયામેં નામ કમાલેં...!

અમારી ત્રિપુટી એક બીજાની સામું ચાં ફાડી જોવા લાગી ત્યાં તિરમારખાંની નજર સામે ગોખલામાં ચોંટી. ત્યાં લીલુ લુગડું ટાંગ્યું



હતું. ધૂપ દીપ લોબાન. કુર્આન વિગેરે હતું. એક હજામ આવ્યો; બાપુના કદમોમાં પડ્યો; હાથ ચુંમ્યા; લીલા લુગડાને ખોસો દીપો . "દેખો એસે કાંઇ મામલાત મયને દફે કર દીયે હંય. કોર્ટ કે ઝગડે, જીન્નાત ઓર પલીત કે સાયે...સબ કરતાં હું...દેખો સામને બુતકા મંદર હય. બુત પત્થરકા હય; પત્થર ખુદાને બનાયા તો પત્થરકો પૂજનેવાલે ખુદાકો પૂજતે હંય...ખાલી કયા શેર મુહકમેં ચબના હય?"

જબાન "ડક્કન ક્વીન"ની ઝડપે ચાલતી હતી. રહેજ ધીમી પડી એટલે રસ્તો માપ્યો હજી વિચારોનો અપચો મટ્યો નથી ખુદા ખૈર કરે; બંદા લહેર કરે!

—o—

## " અટારીમાં "

મુસીબત પર મુસીબત છે, અહિં આલમ-અટારીમાં,
ઉન્હાં બે ચાર આંસુઓ મળે છે હાડમારીમાં.

તડપ ઉઠી રહી એવી છે મારી દિલ-સિતારીમાં,
કે ઝબકી, ઝબકીને જાગી ઉઠું છું હું પથારીમાં.

નવી રંગત બધે થાશે નવાં ગુલ ઓર કૈં ખીલશે,
જગત પલટાઇ જાશે, આ જગતની ફેરફારીમાં.

ભલે મુજને ભૂલી જાઓ, છતાં તમને નહિ ભૂલું,
તમે જીતી ગયા, હારી ગયો હું દોસ્તારીમાં.

ફળે કે ના ફળે તોએ ન કર ગમ આરઝૂ કોઇ,
જીવન વીતી રહ્યાં એમજ છે સૌના બેકરારીમાં.

ભરોસા પર ન રહે સૈયાદ તારી હોશિયારી ના,
ગયા લુટાય કંઇ લાખો ફલકની હોશિયારીમાં.

કહેશો કોઇ ના જીવન જગતમાં મારા જીવનને,
પરાધિન પુશુઓની સમ જીવું છું જગ-ક્યારીમાં.

નિરાલા ઢગ છે, " અશરાફ " દુન્યાના જરા ચુપ રહે,
ન તારી કોઇ સાંભળશે જગતની કીકીયારીમાં.

" અશરાફ " (વહાલુ)

# સિદ્ધિ......ના......સમાગે

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૩૯૦

જે સમાજમાં આપણે જન્મ લીધો હોય, તે સમાજ અન્ય એકંદર સમાજો કરતા સર્વ દ્રષ્ટિએ પછાત હોય તો પણ આપણે તેને ત્યાજ્ય ગણવો જોઇએ નહિ કારણ કે કોઇપણ સાહિત્યકાર, પોતાનાં સમાજને અછૂત ગણી ઉત્તમ સર્જન આપી શકતો નથી.

૩૯૧

મુસ્લિમોમાં રોટી વ્યવહાર તો આમ છે, પણ કેટલાક સમાજો પ્રાચિન રૂઢિને વળગી રહેવા માટે હજુપણ ઉચ્ચ નીચનો ભેદભાવ પોષી રહ્યા છે. ઇસ્લામ સ્વીકાર પછી ઇસ્લામનાં સમાનતા સમા અતિ ઉચ્ચ અને આદર્શ ધોરણનો સ્વીકાર ન કરવો, એ પણ એક ન માફ થઇ શકે એવો ગુન્હો છે. પ્રજાઓના સંકુચિત વાડાઓ દ્વારા કટકે કટકા કરી નાખવાની આ નાશકારક બદીનો જેટલો વહેલો અંત લાવી શકાય, તેટલો વધારે લાભ છે. વિશાળ દ્રષ્ટિમાં માનનાર, અને ભેદભાવનો સદંતર અંત આણનાર ઇસ્લામના અનુયાયીઓએ ન્હાની ન્હાની જ્ઞાતિઓમાં વહેંચાઇ, પોતાની શક્તિઓ વેડફી નાખવી એ નરી નાદાની છે. મુસ્લિમો સત્વેળા જાગૃત થાય અને સત્વેળા એકત્ર થાય, એ અત્યંત જરૂરી છે.

૩૯૨

ભીક્ષાનાં પ્રકાર અસંખ્ય છે, પણ જ્યાં ચહેના હોય, ને છાનું દર્દ હોય તેની ભીક્ષા અનોખી છે. છાનાં દર્દની ભીક્ષાની તોલે આવી શકે એવી, અન્ય એકેય ભીક્ષા નથી.

૩૯૩

તક મેળવવાનો સ્વભાવ લગભગ દરેક ઇન્સાનનો હોય છે. અને તકનાં પ્રકાર પણ ચિત્ર-વિચિત્ર હોયછે. ઉન્નતિ અર્થે તક મેળવવા તત્પર થયેલા દરેક ઇન્સાન પ્રત્યે આપણને માન ઉપજે છે.

કેટલાકો સહજ ન જીતી શકાય, એવી સ્ત્રીને શાંતિથી તક મેળવી જીતવાનાં પ્રયત્નો કરે છે. જીવન સહચરીને જીતવા માટે શાંતિથી તક મેળવવી ઉત્તમ છે, પણ પર સ્ત્રીને જીતવાનાં થતા મલિન પ્રયાસો શરમ જનક છે.

૩૯૪

વર્ષો એળે ગુમાવ્યાં હોય, એવા માનવીનાં જીવનની છેલ્લી થોડીક પળોમાં, હજારો વર્ષનું ગાંભીર્ય આવી રહે છે પણ એ સાવ નકામું છે, એ કરતાં જીવનની પ્રત્યેક પળનો સદુપયોગ કરવાની ટેવ કેળવવી, વિશેષ લાભદાયક છે.

૩૯૫

અભણ લોકોમાં લાગણી જાહેર કરવા માટેની શક્તિનો અભાવ હોય છે, કારણ કે તેમની પાસે ભણેલાઓનાં જેટલો શબ્દભંડાર હોતો નથી. છતાં અભણ શબ્દ વિના લાગણી દર્શાવી શકે છે. જ્યારે ભણેલાઓ પાસે ન ખૂટે એટલા શબ્દો હોય છે, પણ લાગણી વ્યક્ત કરવા તેઓ અશક્ત પૂરવાર થાય છે. કેટલીક વખત તો ભણેલાઓ બોલે છે ઘણું, પણ લાગણી વિનાનું તેમનું બોલવું હોય છે.




૩૯૬

મહામહેનતે હિમ્મત ટકાવી રાખી હોય, તેવા સંજોગોમાં આપણને જો બીજા લોકો હિમ્મત દેવા આવે, ત્યારે અચાનક રડી જવાય છે. ધીરજનો અંત આવી જતો આપણને લાગે છે.

૩૯૭

અતિ શુદ્ધ બોલવા કે લખવાના પ્રયત્નો કરનાર કેટલાક મહાપંડિતો પ્રસંગોપાત્ત અતિ અશુદ્ધ બોલવા કે લખવાની ભૂલ કરી પોતાની વિદ્વતા ઉપર પાણી ફેરવી નાખે છે, એ કરતાં તો સાવ સાદું બોલવું ને હળવી ભાષામાં લખવું એ વધારે ઉત્તમ છે.

૩૯૮

સત્ય એ શું છે? એ બધાય જાણે છે, પણ સત્યમાં કડવાશ રહેલી હોવાથી, કોઇ કોઇને મીઠું લગાડવાની હિમ્મત કરી શકતો નથી. જેમ તેમ ચલાવી લેવાના ડહાપણમા સહુને રસ પડે છે. પરિણામે દીન-પ્રતિદીન અસત્ય વધારે પોષાય છે

૩૯૯

મૂર્ખના પણ અનેક પ્રકારની છે, એમાની અમુક મૂર્ખતાઓ ભયંકર પરિણામ લાવનારી નીવડે છે. દાખલા તરીકે કોઇના ઉપર અતિ શ્રદ્ધા રાખવી. કેટલીક વખત આપણો સર્વનાશ કરી નાખે છે એજ રીતે અતિતર્ક પણ આપણી નિર્ણય શક્તિનો અંત લાવી નાખે છે. બધુજ સંભવિત અને બધુંજ અસંભવિતની મનોદશા પણ પારાવાર દુઃખ પહોંચાડનારી છે. માટે તમારે જો સુખી થવું હોય તો, આવી આવી બેવકુફીઓથી અલિપ્ત રહેજો.

૪૦૦

પૈસા અને પ્રેમને કશોજ સંબંધ નથી. પૈસો કીર્તિ અપાવે, ગુણમાન (ખોટા) ગવડાવે, ખુશામતિયા મિત્રોનું મંડળ જમાવી શકે એવું એવું બધુંયે કરી શકે, પણ પૈસા વડે કોઇનું હાર્દ પિછાણી શકાય નહિ પ્રેમ એ એક અનોખી અને પવિત્ર વસ્તુ છે, જીવનનાં મર્મમાં પ્રવેશ્યા વિના પ્રેમ નજ મળી શકે.

૪૦૧

આપણી ઉદારતાનો જન્મ વિશેષતઃ લાગણી કરતાં લોકલજ્જામાંથી વિશેષ થાય છે, મ્હોટાઇનો મોહ પણ આપણી ઉદારતાને આભારી છે. કેવળ શુદ્ધ લાગણીમાંથી જન્મેલી ઉદારતાનેજ સાચી ઉદારતા કહી શકાય.

૪૦૨

પ્રસંગ વિના સદ્‌ગુણના ઉપાસક તો સર્વ કોઇથી થવાય, પણ પ્રસંગ આવ્યે પાપ મુક્ત રહે તેજ સાચો સદ્‌ગુણી ગણાય. અને જાણ્યે કે અજાણ્યે પાપ થયા પછી હૃદય પશ્ચાત્તાપ કરે અને ફરીથી એવાજ પાપ જીવનના છેલ્લા શ્વાસ સુધી ન કરે, તેજ સાચો ઇન્સાન કહી શકાય.

૪૦૩

પોતાનાં દુઃખે રડવું એ તો સાવ સરળ છે, પણ અન્યના દુઃખે અશ્રુ વહાવવાં એ આસાન નથી. સાચી લાગણી વિના અન્યનાં દુઃખે દુઃખી થઇ શકાતું નથી. વિશ્વ ધર્મ ઇસ્લામ એટલા માટેજ સાચી લાગણી કેળવવાનો સદુપદેશ આપે છે. કૃત્રિમતા રહિત સર્વ નેકીઓની કિંમત છે. જો નેકી શુદ્ધ લાગણી વિહોણી હોય, તે વ્યર્થમાં જાય છે, અર્થાત તેવી નેકીની કિંમત કોડીનીયે નથી.



૪૦૪

અન્યની ઉણપો શોધવામાં આપણે અસંત પારંગત છીએ પણ પોતાનાં કલંક ધોઇ નાખવાનું આપણને કયારેય સુઝતું નથી, એ ભયંકર ગુન્હો છે. બીજાનાં પાપોની નોંધ લેવા કરતાં પોતે કલંકિત ન થવું, એ વધારે ઉત્તમ છે.

૪૦૫

સ્વપત્નિને છેક હૃદયમાં સ્થાન આપી શકાએ પણ આપણાં નિસનાં કાર્યક્રમમાં તો તેને પણ સ્થાન ન આપી શકાય. પત્નિ પાછળ ટાઇમ ટેબલની દરકાર ન રાખનાર બહુ પછાત રહી જાય છે.

૪૦૬

લાગણી ઉત્તમોત્તમ વસ્તુ છે, છતાં એક માણસ માટે, અસંત નકામી અને નઠારી વસ્તુ છે, કાયદાને અમલમાં મુકનાર ન્યાયાધિશ માટે લાગણી ઝેર જેવી વસ્તુ છે. ન્યાયાધિશ જો લાગણીવશ થાય, તો તેની પાસેથી જનતાએ ન્યાયની આશા સદંતર છોડી દેવી જોઇએ, માટે જો તમે ન્યાયાધિશ હોવ, તો ન્યાય ઉપર લક્ષ આપશો. લાગણીને વશ થશો નહિ.

૪૦૭

છાના પાપ કરનારને જગત જુવે કે ન જુવે, પણ જેણે પાપ કર્યું હોય છે, તેનો અંતરાત્મા તેને સતત ડંખ્યા કરે છે. આત્માનાં અવાજ વિરૂદ્ધ જનારને શાંતિ મળતી નથી. અને આત્મા કોઇને અવળે માર્ગે જવાની પ્રેરણા આપતોજ નથી. તે તો પ્રત્યેક પ્રસંગે અવળે રસ્તે જનારને રૂકજાઓનીજ હાંકલ કરે છે, એ નીર્વિવાદ સસ છે.

૪૦૮

ક્રાન્તિની જનેતા જરૂરીયાત છે, જગતની ન્હાની મ્હોટી ક્રાન્તિઓ વિશેષતઃ જરૂરીયાતો માંથીજ જન્મ પામતી હોય છે. એમ ઇતિહાસ કહે છે.

૪૦૯

જ્યારે પ્રમાણિક અસંતોષ પ્રત્યક્ષ દેખાઇ આવે, ત્યારે અનુયાયીઓને આગળ વધતા અટકાવવા, એ તેમનું અધઃપતન કર્યા બરાબર છે.

૪૧૦

શ્રમ કરવામાં કોઇ પણ પ્રકારમાં માણસને શરમ આવવી જોઇએ નહિં. પ્રમાણિક મજુરી કરીને પેટનો ખાડો પૂરનાર માણસ અન્યની અમાનત પચાવી જનાર કરતાં સર્વોત્તમ ગણાવો જોઇએ.

૪૧૧

જગતનાં સંખ્યાબંધ પાપો ગરીબી અને ભૂખમરાને આભારી હોય છે, આપણે બધાય જો જાતે મજુરી કરનારાઓ થઇ જઇએ, તો સંખ્યાબંધ પાપોનો સત્વર અને સદંતર અંત આવી રહે.

૪૧૨

પ્રત્યક્ષ વિરોધ દાખવનારાઓ કરતાં, ખાનગીમાં આપણાં વિરૂદ્ધ દિલચાલ કરનારાઓ વધારે ભયંકર છે. છુપી રીતે આપણાં માટે કાવતરાં રચનાર કરતાં, ખુલ્લી રીતે પડકારનાર વધારે સારા છે.

૪૧૩

યાદ રાખજો તમારી નિષ્ક્રિયતા તમારા વિનાશને નોતરે છે. અને અને આત્મ વિશ્વાસનો નાશ મૃત્યુને આમંત્રણ આપે છે.



મુજબ જગત હોય તેવી ઇચ્છા રાખે છે અને દુઃખી થાય છે. આસિમના પિતાએ એવી કલ્પના કરી કે હું કહું તેમજ મારો પુત્ર જીવે. પરિણામે તેને પુત્ર વિયોગનું દુઃખ સહન કરવાનો વખત આવ્યો સમાજમાં બદનામી થઇ અને લોકોની ચર્ચા અને નિંદાના ભોગ બન્યા.'

કાસિમના આવવાથી વાતચીત અધુરી મૂકી મહેર રસોડામાં ચાલી ગઇ. કાસિમે સલીમાને આસિમના ગૃહત્યાગના ખબર કર્યા. સલીમાએ પણ પોતા પરનો આસિમનો પત્ર એને દેખાડ્યો.

° • •

આસિમના પિતાએ આસિમનો પત્ર વાંચ્યો અને એકદમ ગુસ્સે થઇ આસિમની માતાને બોલાવી કહ્યુ, 'નાલાયક! પૈસાનું પાણી કરી તારા છોકરાને ભણાવ્યો તે આમ માબાપની ઉપર હકુમત ચલાવવા! પોતાના મનનું ધાર્યું કરવું એતો જાણે આજની કેળવણીનું મુખ્ય ધ્યેય લાગે છે!" રૂઢિચૂસ્ત માબાપો એમજ માનતાં હોય છે કે દીકરાને જન્મ આપ્યો એટલે એક ગુલામ ખરીદ્યો.

"બાળક છે હજુ. તેને દુનિયાના વહેવારની કશી ગતાગમ નથી. ઠોકર ખાશે એટલે તેને પોતાના અવિચારી પગલા માટે પશ્ચાતાપ થશે." માતાનું હૃદય ઘણું વલોવાતું હતુ, પણ પતિને શાંત કરવા યંત્રવત બોલી.

તે દિવસ ઉદાસીનતામાં પસાર થયો પતિ અને પત્ની વચ્ચે પુત્ર માટે કેટલીયે વાતો થઈ.

° ° •

હસનાબાદથી નીકળી આસિમ સીધો મુંબઈ આવ્યો, અને પોતાના એક સહાધ્યાયીના ગૃહે ઉતર્યો. સલીમાને ભુલવાનો તેણે પ્રયત્ન કર્યો અને તેને તેમાં કંઇક અંશે સફળતા પણ મળી. તેણે મુંબઇમાં એક દવાખાનાનુ ખોલવાનો વિચાર કર્યો, પણ નાણાં કયા હતા? આખરે એક સાર્વજનિક દવાખાનામાં ટૂંકા પગારથી જોડાઇ ગયો.

કોઇ કોઇવાર આસિમને ઘરનું સ્મરણ થઇ આવતુ માતાની મમતા, કાસિમના મિત્રતા, એ બધું લુપ્ત થયેલાં સ્વપ્નાની જેમ તેની દ્રષ્ટિ સામે ખડું થતું. આવે પ્રસંગે તેનો આખોયે દિવસ અતિશય બેચેનીમા જતો

એક દિવસ એક કંગાળ બાળકી તેની પાસે આવી અને તેને કહ્યું. "દકતર સહેબ! મારી માતા બીમાર છે. તેને જલદીથી દવા નહિ મળે તો હું યતીમ થઇ જઇશ મારે મારી માતા સિવાય કોઇ પણ આશરો નથી. મહેરબાની કરી મારા ઘેર આવીને મરી માતા માટે દવા આપો. હું ઘણા દાકતરો પાસે ગઇ હતી પણ કોઇ નથી આવતું. ખુદાને ખાતર મારી માની તબીઅત તપાસવા મારી સાથે ચાલો, અમે આપના હકમાં દુઆ ગુજારીશું."

આસિમનું હૃદય બાળકીની કાકલુદીથી દ્રવી ગયું અને તે તેની માતાની તબીઅત જોવા ગયો.

બાળકીનું ઘર, તેની બીમાર માતા એ બધું જોઇને આસિમને સલીમાનુ ઘર યાદ આવી ગયું. પોતે કેવી રીતે તેના ગૃહે ગયો, સલીમાની માતાને બચાવવાની નિષ્ફળ કોશિશ. એ વૃદ્ધાનું મૃત્યુ. એક પછી એક દ્રશ્યો તેની નજર સમક્ષથી પસાર થવા લાગ્યાં. શૂન્ય મતિથી દવા લખીને તે ઘરની બહાર આવ્યો.




ટેકસીવાળાને રજા આપી પગે ચાલીને ઘેર જવા ઉપડયો.

રસ્તામાં તેને સલીમાના વિચારો આવ્યા કર્યાં શા માટે પોતે સલીમાનો ત્યાગ કર્યો? સલીમાનો શો દોષ હતો? દોષ તો માત્ર પિતાનો હતો. તેમનો ત્યાગ કરવો જોઈતો હતો. હસનાબાદમાં રહીનેજ હું સારી પ્રેકટીસ કરી શકત. નહિ-નહિ, બિલકુલ નહિ. મેં યોગ્યજ કર્યું છે. જેણે મને લોહીનું પાણી કરીને ઉચ્ચ અભ્યાસ કરાવ્યો તેનીજ છાતી પર હું તેમનાથી જુદો રહી તેમની મરજી વિરૂદ્ધ લગ્ન કરૂં? કેટલું નિર્લજ્જ? સલીમાને અહીં તેડાવી..."

આવી શૂન્ય મનસ્ક સ્થિતિમાં આસિમ મુંબઈના વિશાળ માર્ગ પર ચાલ્યો જતો હતો. પાછળથી ઝપાટાબંધ આવતી મોટરના ડ્રાઈવરે ઉપરા ઉપરી હોર્ન વગાડવા માંડયા, પણ વિચારમાં અતિ મગ્ન એવો આસિમ એ સાંભળી શકે એમ કયાં હતુ? ડ્રાઈવરે આસિમના દેહ સમીપ ધસી ગયેલી કાર અટકાવવા સખ્ત પ્રયત્ન કર્યો, પણ એને એ પ્રયત્નમાં ઝાઝી સફળતા મળી નહિ.

o

[ ૫ ] "કિસ્મત"

કાસિમને આજે કાર્યાલયમાં આવતાં મોડું થઈ ગયું હતુ. એને હમણાં સમાચારો એકત્રિત કરવાનુ કાર્ય સોંપવામાં આવ્યું હતું. મુંબઈના પ્રતિનિધિએ મોકલાવેલા સમાચાર પાંગતાં એક યુવાન મુસ્લિમ ડૉકટરને નડેલા અકસ્માતના બનાવે એને ધડીક થંભાવી દીધો.

'આસિમ તો નહિ હોય?' એનાં મનમાં શંકા ભરી કયાંથી પ્રશ્ન જનમ્યો. પણ એ વધારે વિચાર કરે એ પહેલાંજ ફોરમેનની બૂમ સંભળાઈ, 'કાસિમભાઈ! કેટલી વાર છે?'

'બસ, તૈયારજ છે.' કહી એણે ઝપાટાબંધ ગામેગામથી આવેલા પત્રોમાંથી મહત્વના સમાચારોની તારવણી કરવા માંડી

કાસિમ બપોરે ઘરે આવ્યો ત્યારે પણ એના મગજમાં પેલા મોટર અકસ્માતના વિચારો આથડી રહ્યા હતા. કોણ જાણે કેમ એનું હૃદય પોકારતું હતુ કે એ અકસ્માતનો ભોગ બનનાર મુસ્લિમ ડૉકટર આસિમજ હોવો જોઈએ. એને એકવાર તો એમ પણ થયું કે લાવ આ વાત સલીમાને કરૂં, પણ વળી એને થયુ કે એવી અચોક્કસ વાત કરી બીચારી સલીમાના હૃદયમા શા માટે ધ્રાસ્કો પડાવવો?

મધ્યરાત્રિ થઈ ગઈ હતી. સર્વત્ર શૂન્યતા પ્રસરી હતી કોણ જાણે કેમ આજે કાસિમને ઊંઘ આવતી નહોતી! એણે જોયું કે મહેર તો ઘસઘસાટ ઊંઘતી હતી. આખરે એ કંટાળીને અગાશીમાં આવીને બેઠો. ઘોર અંધારી રાત્રિ હતી. એને લાગ્યું કે ટમટમતા તારલાઓ અને પોતા સિવાય કોઈ જાગતું નથી. એ ઘણીવાર સુધી ગૈહ વિચારમા એમને એમ બેસી રહ્યો.

અચાનક એક ભયંકર હ્રદયભેદક ધ્વનિએ એને વિચાર સાગરના તળીયેથી સભાનતાની સપાટીએ લાવી મૂકયો બહાદુર કાસિમનુ હૃદય પણ ઘડીક તો એ અજાણ્યા અવાજથી કંપી ઉઠ્યું. એ સમજી ન શકયો કે એ અવાજ કયાંથી આવ્યો. ફરીવાર એ હ્રદયભેદક ધ્વનિ સંભળાયો અને કાસિમને ખાતરી થઈ કે એ




"ગાંડા, એમાં રોવા શું બેઠો! વિધાતાના લેખ ક્યારેય મિથ્યા થયા છે?" આસિમે એ: દિલસુફની ગંભીરતાથી કહ્યું:

ઘણીવારે કાસિમ શાંત થયો.

"સલીમા ક્યાં ગઇ?" આસિમે કાસિમ સાથે સલીમાને ન જોતાં પ્રશ્ન કર્યો.

"તારી ભાભીની તબીઅત ખરાબ છે, એટલે સલીમાને ઘેરેજ રાખી છે." સલીમાની દીવાનગીની વાત આસિમને હમણાં ન કરવાનો નિર્ણય કાસિમે મુંબઇમા પગ મૂકતાં પહેલાંજ કરી નાખ્યો હતો.

"ઘેરે ખબર મોકલાવ્યા?" કાસિમે વાત બદલવા પ્રશ્ન કર્યો

"જરૂર શી છે?" આસિમે લાપરવાહીથી જવાબ આપ્યો.

"આસિમ! અમ્માના દિલનો તો વિચાર કર" કાસિમ જાણતો હતો કે આસિમને એની માના પર ખૂબ પ્યાર હતો.

આસિમ! અમ્માનું નામ સાંભળી ખરેખર વિચારમાં પડી ગયો હોય એમ લાગ્યું.

"કાસિમ, આવા સમાચાર સાંભળી એના હૃદયને કેવો આઘાત લાગશે, એની તને ક્યા ખબર નથી?"

"પણ ઘેરે ખબર તો મોકલાવવાજ પડે આજ નહિ તો કાલે, પણ એમને આ વાતની ખબર તો પડવાનીજ છે તો પછી શા માટે આજેજ એમને આ સમાચાર ન આપવા!" કાસિમે સુંદર દલીલ કરી

"હું તો હમણાંજ જઇને તારથી ખબર આપી આવું છું." કાસિમે આસિમને ચૂપ રહેલો જોઇ પોતાનો નિર્ણય જાહેર કર્યો.

"તને યોગ્ય લાગે તેમ કરજે." આસિમે નમતું આપી દીધુ.

• • •

સવારનો ખુશનુમા પવન ઇરવીનાલના ખંડેખંડમાં ઘુમી વળી પ્રત્યેક દર્દીને એની તબીઅતના સમાચાર પૂછી રહ્યો હતો.

કાસિમ, આસિમ સાથે ક્યારનોય વાતે વળગ્યો હતો.

"તું કેટલા દિવસની રજા લાવ્યો છે?" આસિમે પૂછ્યું.

"એક અઠવાડિયાની." કાસિમે જવાબ આપ્યો

"હું ધારૂં છું કે તારે વધારે રજા મંગાવી પડશે."

"અહીંથી રજા મળ્યા પછી તો સીધો હસનાબાદજ આવીશને?" કાસિમે પ્રશ્ન કર્યો.

આસિમે એનો જવાબ ન આપ્યો.

"ગઈ રાત્રે આપણો તાર તારા ઘરે..." કાસિમ વાક્ય પૂરું કર્યાં વિનાજ ઓરડાના પ્રવેશદ્વાર તરફ દોડયો.

કાસિમના આ વર્તનથી આશ્ચર્યમાં ઓર વધારો થયો. એને થોડીવાર તો ખબર ન પડી કે પોતે સ્વપ્નમાં છે કે જાગૃત અવસ્થામાં! એની એ મૂઝવણનો ઉકેલ આવે એ પહેલાં તો એના માબાપ એની પાસે આવી પહોંચ્યા. માતા પોતાના પ્યારા બેટાને માથે હાથ ફેરવતી, એના તૂટેલા પગ તરફ જોતી રડવા લાગી. વૃદ્ધ પિતા પણ યુવાન પુત્રની માથી વળગી રડવા લાગ્યા. આસિમને પણ આખમાંથી અશ્રુ પ્રવાહ વહાવ્યા વિના બીજો શો જવાબ આપવો એ સૂઝયું નહિ



આ ત્રિપુટીની જ્યારે આ સ્થિતિ હતી, ત્યારે કાસિમના હૃદયમાં આનંદ ઉભરાતો હતો. વિખુટાં હૃદયોનું આજે સ્નેહભીનું મિલન થતું હતું માટે.

° ° °

શ્વાસભેર દોડી આવતી ગાડી અમદાવાદના સ્ટેશને ઉભી રહી. એક ડબ્બામાંથી એક યુવાન, એક વૃધ્ધ અને એક વૃધ્ધા એ ત્રણ ઉતારૂઓ પ્લેટફોર્મ ઉપર ઉતર્યા

યુવાન ઉતારૂએ ગાડીમાંથી લાકડાની ઘોડી બગલમાં ભરાવી નીચે ઉતરવામાં મદદ કરી.

આસિમની તબીઅત સારી થતાં કાસિમે સલીમાના પાગલપણાની વાત કરી એટલે હસનાબાદ જતાં રસ્તામાં સલીમાને લેવા અમદાવાદ ઉતરવું એમ બધાયે નિર્ણય કર્યો.

ભાડુતી મોટરમાં બધાય પાગલખાનામાં આવ્યા.

પાગલખાનાનો એક ડૉક્ટર તો આસિમનો સહાધ્યાયી નીકળ્યો. એણે આસિમને નડેલા અકસ્માત બદલ ખૂબ ખેદ પ્રદર્શિત કર્યો અને બધાને સલીમા પાસે લઇ ગયો.

"સલીમા! આસિમ આવ્યો" ડૉક્ટરે કહ્યું.

જવાબમાં દીવાની સલીમાએ એનું ભયંકર હાસ્ય કર્યું.

"ડૉક્ટર! એને કેટલા સમયમાં આરામ થશે?" સલીમાની આ સ્થિતિ જોઇ વ્યથિત બનેલા આસિમે પૂછ્યું.

"હું માનું છું કે એકાદ વરસથી વધારે વખત નહિ લાગે અને જો એ તમારી પાસેજ રહે તો કદાચ વહેલી પણ સાજી થઇ જાય, કારણ કે એ આખોય દિવસ તમારાજ નામની ધૂન મચાવે છે. મારી તો તમને સલાહ છે કે જો કાંઈ વાંધો ન હોય તો એને તમારી સાથેજ રાખો.

° ° °

શીતળ ચાંદનીમાં ધરતી સ્નાન કરી રહી હતી. દૂર દૂર હસનાબાદની નદીનાં નિર્મળાં નીર ચંદ્રિકાને રીઝવવા મધુરવાં ગીત ગાતાં હતાં.

એવા સમયે આસિમ પોતાના મકાનની અગાશીમાં આવી બેઠો હતો. અમદાવાદથી આવ્યાને આજે બે મહિના થઇ ગયા હતા. ડૉક્ટરની સલાહ માન્ય રાખી સલીમાને પણ હસનાબાદમાં લાવવામાં આવી હતી. ચાંદનીમાં ખીલી ઊઠેલું કુદરતનું અલૌકિક સૌંદર્ય કોણ જાણે કેમ અત્યારે આસિમના હૃદયને જરા પણ આકર્ષવા સમર્થ નહોતું નીવડતું. એના ચહેરા પર વિષાદની છાયા હતી, એના મગજમા જબરી ગડમથલ ચાલી રહી હતી

"સલીમાની સ્થિતિમાં ધીમે ધીમે સુધારો થતો જાય છે મને નડેલા અકસ્માત વિશે જાણ્યા પહેલાંજ એ દીવાની થઇ ગઇ હતી. એ તદ્દન સાજી થઇ જશે ત્યારે મને–લાકડાની ઘોડી વગર ચાલી શકવાને અશક્તિમાન એવા એક લંગડાને પોતાના પતિ તરીકે સ્વીકારશે ખરી!" આસિમના મનમાં એક નવી શંકાનો જન્મ થયો અને એ વાદળાંમા છુપાવા પ્રયત્ન કરતા ચંદ્ર તરફ એકી નજરે જોઇ રહ્યો.

પણ એ શંકા એને હતાશ બનાવે એ પહેલાંજ અગાશી નીચેની ઓરડીમાં પુરાયેલી દીવાની સલીમાનો અવાજ આવ્યો, "આસિમ મારો છે, આસિમ મારો છે!"

એ સાંભળી આસિમના વદન પર ચંદની શી રોશની ઝળહળી રહી.

[મુસ્લિમ સાહિત્ય મંડળ (ભાવનગર)ના હસ્તલિખિત "સારબાં"માંથી]

# ચીનમાં ઇસ્લામ



મૂળ લેખક : મોહંમદ ઇબ્રાહીમ શાહકયુઓચ્યે ઉર્ફે શાહયુયે

અનુવાદક : " બખ્શી " બી. એ [ રાંદેર ]

( ગતાંકથી ચલુ )

તેઓએ જનતાની સાથે બેદરકારીની પોલીસી જાળવી હતી, કારણકે તેઓને ગુલામ ધારી અભણ રાખ્યા હતા અને ધારતા પણ એમજ કે જનતા અમને નમી અમારી ફકત ચાકરીજ કરે. પાર્લામેન્ટ જેવું કશું ન હતુ દુકાળમાં ચીંગ સરકાર કાયદાને કોરે મુકી પોતાની મરજી મુજબજ કામ કરતી.

હવે હું મારા યૂનાનમાં બનેલો ઇસ્લામના એક કરૂણ કિસ્સો કહીશ. ખરી બીના એ હતી કે કેટલા યૂનાની મુસલમાનોએ શોધ-ખોળ કરી શીહ-યાગ-ચાંગની ખાણોમાંથી રૂપું અને લોઢું ખોદી કાઢયું. તરતજ થોડા માલ-દાર બિનમુસ્લિમ પણ ખાણના કામમા જોડાયા. આ ખાણોમાં કામ કરનારા લગભગ બે હજાર હતા. આખરે મુસ્લિમ અને બિનમુસ્લિમ મજુરો વચ્ચે કોઇ બનાવ પર છેડની થઈ અને જંગ ખેલાયો. મુસલમાનો જો કે લઘુમતિમાં હતા છતા સરસા રહ્યા અને શરૂઆતમાં એમજ ભાસ થયો કે મુસલમાનો જીતી જશે પણ છેવટમાં એક મોટા ટોળાંએ તેમના પર હુમલો કીધો અને તેમને પાસેના જંગલોમા નાસવાની ફરજ પડી આ લડાઇમાં ઘણા ખરા માર્યા ગયા અને જેટલા કેદ થયા તેમને શહીદ કર-વામાં આવ્યા.

જો કે આ કરૂણ અને દુઃખદાયક બિનાથી બન્ને પક્ષોને કામ લાવવું હજી શકય હતું છતાં ચીંગ સરકારે તેની આક્રમણીય પદ્ધતી છોડી નહિ વળી હુઆંગ-સુંગે (જે તે વખતનો ત્યાંનો ગવર્નર હતો) બિન મુસ્લિમોને વધારે ઉશ્કેરી. આમ મુસલમાનોની કતલ માટે તક સાધી. ૧૯ મી મે ૧૮૫૬ નો દિવસ નક્કી કરી બધા વડાઓ ઉપર છુપા હુકમ મોકલી આપ્યા. નક્કી કરેલા દિવસે સરકારે બિન મુસ્લિમ જનતા સાથે મુસલમાનોની આમ કતલ શરૂ કરી. યૂનાનની રાજધાની યૂનનફુમાંજ સાતસો મુસ્લિમ કુટુંબને તેજ દિવસે નેસ્તો નાબૂદ કીધા ફકત થોડાક બચી નાઠા. (મા-મીંગ-ચીઆ એ થોડાક નાસી જનારાઓમાંથી છે જેની હાલ ૯૫ વર્ષની વય છે. એ યૂનાનમાં ઇસ્લામીક એસોસીએશનનો આગેવો પ્રમુખ હતો) ઘણા મુસલમાનોને જીલ્લાઓમાં કતલ કરવામા આવ્યા. ખરે આ કતલ ઘણીજ ઘાતકી હતી.

ટુંક મુદત પછી મામલો પલટાયો જુદા જુદા જીલ્લાઓમાં મુસલમાનો મરણીયા થઇ સામનો કરવા ખડા થયા. બિન-મુસ્લિમો જોકે સંખ્યામાં ઘણુંજ વધારે હતા આ વાત સંભ-ળતાજ થંભી ગયા કે તેમના દુશ્મનો જુસ્સા-મા આવી શું કરી નાખશે. આખા પ્રાંત પર લડાઇ ઝઝુમી રહી. એક ઇતિહાસકર્તા કે જે વખતે તે ત્યાં હાજર હતો, લખે છે કે દશ લાખથીએ વધુ માણસો માર્યા ગયા અને ધંધો રોજગાર સદંતર નાબૂદ થયો અને આખા પ્રાંતમાં જયાં જુઓ ત્યાં લડાઇની ગરમા ગરમી હતી.

મા-યુ લુંગ જેને મા-શીન પણ કહેતા હતા તેણે લશ્કરી તાલીમ લીધી હતી અને




બહુજ ચંચળ હતો તે યૂનાન પ્રાંતના દક્ષિણ અને પૂર્વ વિભાગનો મુસ્લિમ વડો બન્યો કારણ કે તેને બીજા નાના અમલદારોને અહિં તહિં મદદ કરવા જવું પડતુ તેણે ક્યાંગ યીને પોતાનું મથક બનાવ્યું. ક્યાંગ-યી રાજધાનીની દક્ષિણે અને લીન-આન-ફુની ઉત્તરે વીસ માઇલ પર આવેલું છે. એ લશ્કરી દ્રષ્ટિએ ઘણુંજ અગત્યનું મથક છે. પશ્ચિમમાં સુલેમાન તુ—વેન—સીયુ કે જે ભણેલા બાહોશ અને મોભાદાર મુસ્લિમ હતો તેણે તાલીફુ સર કર્યું ત્યાં તેને ઘણા સાથીઓ મળ્યા, જેઓ સરમુખત્યાર સરકાર સામે બંડ જગાડવા એક પગે તૈયાર હતા. સુલેમાને પણ મા-યુ-લુંગની પેઠે ઘણા મુસ્લિમ અમલદારોને હોદ્દાઓમાંથી છોડાવ્યા. આ તક મુસ્લિમ એકતાની દાદ આપ્યા વિના રહેવાતું નથી જેણે એક પખવારમાં એકઠા થઈ ભારે સંગઠન તૈયાર કીધું.

પશ્ચિમમાં સુલેમાને પ્રાંતનો મોટો ભાગ કાયદેસર કાયદાની આંટમાં આણ્યો અને તાલીફુને અગત્યની રાજધાની બનાવી. વેપાર ફરી ચાલુ કીધો અને ફરી પાછો તાલીફુ અને બર્મા વચ્ચે વણજારો શરૂ થઇ. સુલેમાને આ તકે યુઆન-શુઆન (જનરલ)નું માન ગ્રહણ કીધું.

લડાઇ ઘણા વર્ષો ચાલી પણ કોઇ બાજુએ નિર્ણય આવ્યો નહિ. છેવટે મા-યુ-લુંગની લશ્કરી મહત્તા વધી, અને તેણે યુનાનફુની દક્ષિણે પચ્ચીસ માઇલ પર કવેન-યાંગ પર સીધો હલ્લો કીધો. યુનાનફુ જરૂર છતાઇ જતે પણ સરમુખત્યાર સરકારે પોતાની નીતિ એકદમ બદલી નાખી અને મા-યુ-લુંગની સાથે સુલેહની મંત્રણા ચલાવી. સરકારે મા-યુ-લુંગને ભેળવી લીધો અને તેને બ્રીગેડીઅર જનરલની પદ્દી અર્પી.

આમ મા-યુ-લુંગને એહસાનના દબાણમાં સુલેમાન સામે લડવાની ફરજ પાડી. સુલેમાને તેને સજ્જડ હાર આપી અને પછી સુલેમાને પોતે યુનાનફુ પર હલ્લો કર્યો. આમાં તેનું લશ્કર ફાવ્યું નહિ અને યુનાનફુને અમુક મુદ્દત ઘેરી તેણે લશ્કર તાલીફુ પાછુ ખસેડી લીધુ.

હજી તો સુલેમાન તુ-વેન-સીયુનુ લશ્કર દૂર ગયુ ન હતું કે સરકારે બીજા પ્રાંતોમાંથી શાહી લશ્કર બોલાવી તાલીફુ જીતવા મોકલ્યું લડાઇઓની પરંપરા છતા સરકારી લશ્કર તેને સર કરી શક્યું નહિ પણ એટલું નક્કી થયું કે ઇસ્લામની આંટ ઓછી થતી ગઇ, અને તેનુ મુખ્ય કારણ મા-યુ-લુંગનુ તાબે થઇ જવું હતું.

ઇ. સ ૧૮૭૨માં સુલેમાનને જણાયું કે તેના વિરૂદ્ધ ચળવળ ઉભી થઇ છે તો તેણે તેના પુત્ર હસનને બર્માના રસ્તે ટર્કીની રાજધાની કોનસ્ટેન્ટીનોપલ મદદ માટે મોકલ્યો. જ્યારે હસન ટર્કીની મદદ લઇ બર્મા અને યૂનાનની સરહદ પર પહોંચ્યો કે તરતજ તેના કાન પર તેના પિતાની હારના સમાચાર સંભળાયા તેને માટે લડવું હવે ફોકટ હતું અને બર્મામાં આસરો લીધા વિના છુટકો ન હતો.

એજ વર્ષમાં સુલેમાન પોતાનું આખું લશ્કર તાલીફુની આસપાસ રાખી સામનો કરવા રાહ જોતો હતો. તેના બાહોશ સિપેહસાલાર યાંગ-યુ-કોને તેણે શીઆ-કવાનના બચાવ અર્થે નીમ્યો હતો. પણ તેને છુપી રીતે મા-




યુ લુંગની પેઠે સરકારે જીતી લીધો હતો એટલુંજ નહિ પણ યાંગ-યુ-કોએ સુલેમાનને હથીયાર તજી દેવા પણ અસંમત કર્યો. આમ સુલેમાનને હાર ખચીત દેખાઈ ગઈ ત્યારે થઈ જઈ પોતાના અસંખ્ય માણસોને બરબાદ કરવા કરતાં તેણે પોતાની ત્રણ સ્ત્રીઓ અને પાંચ પુત્રીઓને ઝેર આપી મારી નાખી અને પછી પોતે પણ ઝેર ખાઇ આઝાદ થયો. તેના છેલ્લા શબ્દો આ હતા. "મારે કાંઇ કહેવાનુ નથી, મારા માણસોને બચાવજો"

આ પછી તેનુ મસ્તક ઉતારી દેવામાં આવ્યું અને તેને ત્રણ દિવસ સુધી ખુલ્લુ રાખવામાં આવ્યું. સરકારી લશ્કર મુસલમાનોની કતલ માટે કામે લગાડવામાં આવ્યાં, અને બાળકો તેમજ સ્ત્રીઓને પણ નિર્દય રીતે જાણે રમત રમતા હોય એમ ઠાર કીધા. ત્રણ દિવસમાં અઢી લાખ મુસલમાનો શહીદ થયા અને યાંગ-યુ-કો કે જેણે છુપી રીતે સરકાર સાથે સંધી કરી હતી તેને પણ ઠાર કરવામાં આવ્યો તે પાપીને એવોજ બદલો મળવો જોઇતો હતો

સત્તાના મદમાં ગવર્નરે ચોવીસ છાબલામાં દસ હજાર કાનો ભરી અને સત્તર અફસરોના માથા મૂકી ચીનની રાજધાનીમાં જીતની ખુશાલીમાં મોકલ્યાં. સુલેમાનનાં શિરને મધમાં રાખી એજ કારણે પેકીંગ મોકલવામાં આવ્યું. તેમજ અસખ્ય મુસ્લિમ બાળાઓ અને બચ્ચાઓને બજાર ભરી ગુલામ તરીકે વેચી નાખ્યા.

આ લડાઇ ઇ. ૧૮૫૫માં શરૂ થઇ અને સુલેમાને અઢાર વર્ષ સુધી તાલીફુને જીતી રાખ્યું. ઘણીજ દિલગીરી સાથે લખવું પડે છે મારા દાદા-દાદી આ લડાઇમાં માર્યા ગયા પણ સુભાગ્યે મારા માતા-પિતા એ દુ:ખદાયક બનાવમાંથી છટકી ગયાં ખરેખર આ છેલ્લા દિવસો તો ભયાનક, ધ્રુજાવનરા અને નર્ક સમાન હતા. એ પછી સુલેહ થઈ છતાં નાકેલાઓ પર ઘણોજ જુલમ થતો. હે મુસલમાન ભાઈઓ તે દયાળુથી દુઆ કરશો કે આપણા એ મુસ્લિમ શહીદોને બીજી દુન્યામાં અમન મળે.

સદભાગ્યે એ સરમુખત્યારી સરકારને દેશભકતોએ ઉખેડી નાખી અને ૧૯૧૧માં ચીન રીપબ્લીક બન્યું મુસલમાનો ગુલામીથી છુટી આઝાદ થયા. અને દેશની લગામમાં સારો હિસ્સો લીધો. આનું મુખ્ય કારણ ડોકટર સાન-યાટ-સેનનો મશહુર મુદ્દો હતો.

દુન્યાની ચાલ જોઇ ડોકટર સાન કે જેણે ચીનને રીપબ્લીક બનાવવામાં મૂખ્ય ભાગ ભજવ્યો હતો તેણે લોકો માટે ત્રણ મુદ્દાઓ પેદા કીધા (૧) નેશનાલીઝમ (૨) ડેમોક્રસી (૩) રેજી

પહેલા મુદ્દાથી તેણે ચીનના દરેક જુદા જુદા રાજ્યોને એકઠા કર્યા અને તેથી ચીનીઓનું એક આખું સંગઠન પેદા થયું. એની સાથેજ ચીનાઓને બીજાઓની સઘે ભળવાની બીનકુલ છુટ આપી કે જેઓ એક બીજાને સમાન ગણના. ચીનમાં પાંચ જાતો છે. (૧) હંસ (૨) મચુરી. (૩) મગોલી (૪) મુસ્લિમો (ચીન અને ચીની તુર્કસ્તાનમાં) અને (૫) ટીબેટીઓ. એ બધાઓને સરખો હક અને સરખી આઝાદી છે.

બીજો મુદ્દો એમ જણાવે છે કે ડેમોક્રસી એ એક એવો મુદ્દો છે જેથી રાજની લગામ લોકના હાથમાં રહે. છતાં એ રાજનું સર્વોપરી પણાના બે ભાગ છે. એક તો સરકારી હક



અને બીજી ડેમોક્રેટીક હક. ડેમોક્રેટીક હક હજી ચાર ભાગમાં વહેંચાયલો છે, એનો કોઠો નીચે પ્રમાણે છે.

Political Power of the People.
Suffrage, Recall, Initiate, Referen'um.

Administrative Power of the People.
Legislative Judiciary, Executive, Examination, Censorship.

આમ ઉપલા ચાર કાર્યો જનતાના હાથમાં હોય છે અને નીચલા પાંચ તે વખતની સરકાર બજાવે છે. આથી જનતા અને સરકારમાં સમતોલપણું પણ જળવાય છે.

આ નવ કાર્યો કાંઈ નવા નથી. ઉપલા ચારમાંથી ત્રણ સ્વીટઝરલેંડમાં હસ્તીમાં છે. અને લગભગ અમેરીકાના ½ રાજ્યોએ ઉપલા ચાર કાર્યોને બહુજ સફળતાથી પાર પાડ્યા છે. તેથી ચીન માટે પણ તે સહેલા થઇ પડશે એવી અમને ખાત્રી છે.

સરકારી ખાતાના જે પાંચ કાર્યો છે તેમાંથી ત્રણ તો યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાએ પણ પોતાના ધારાઓમાં દાખલ કર્યા છે. પણ છેલ્લા બે કાર્યો ચીનમાં સદીઓથી ચોજાતા આવ્યા છે તેથી ચીને સરકારના હાથમાં આ પાંચ કામ સોંપ્યા છે.

આગલી પેઢીઓની સેન્સરશીપ રાજ્યના ઉપર બહુજ અસરકારક નીવડી છે એ પ્રથાને હાલના પશ્ચિમના રાજ્યોની Impeachment ની નીતી સાથે સરખાવી શકાય. ફરક ફક્ત એટલોજ છે કે એ પાત્રને તેઓ આઝાદ લેખતા નથી.

પરીક્ષાની પ્રથા જે દેશના ઉત્તમ ભેજાઓને શોધી કાઢવાની છે તે ઘણી જુની અને અસરકારક છે. એ પ્રથાને ઇંગ્લાંડે થોડે ઘણે અંશે કબૂલી છે. તેના પણ સરકારી નોકરોની પરીક્ષા લેવાય છે. આ ઉપર દર્શાવેલા બન્ને પાત્રોને ડોકટર સાનએ આઝાદ કીધા છે જેથી સરકારને સહુલત પડે.

રોજીનો મસલો એવો છે કે ચાલુ સરકારને પોતાની જનતાના ખાધ ખોરાક તેમજ કપડાં અને રહેઠાણની સગવડ રહે. ચીનની સરકાર આની જિમ્મેદાર છે, અને એ કામ સરળ કરવા માટે સરકારને ખેતી, હુન્નર, ઉદ્યોગ અને ખોદકામની જરૂર છે.

ટુંકમાં ત્રણ મુદ્દાઓનો હેતુ એજ છે કે લોકોની સરકાર લોકની બને અને લોકો માટે બને એટલે કે આખો પ્રદેશ જનતાનેજ હવાલે રહે અને તેમાં જેટલી છૂટછાટો હોય તે જનતાજ ભોગવે. વળી દરેક સત્તાધારી બજો પણ જનતાનાજ હાથમાં હોય ત્યારેજ પ્રજા સર્વપક્ષી બની શકે અને આમ કનેફુસીયસનો ધ્યેય પુરો પડશે

જ્યારથી ડૉ. સાનના આ ત્રણ મુદ્દાઓ લોકરાજ્ય સ્થપાયા પછી અમલમાં મુકાયા ત્યારથી મુસલમાનોની હાલત પહેલા જેવી ઉંચી બની ગઇ.

હાલના ચીનના બંધારણીય કાયદા અનુસાર મુસલમાનોને મત આપવા કે લેવાનો તેટલોજ હક છે કે જેટલો બિન-મુસ્લિમ ચીનીને છે. મુસલમાનો સરકારમાં ગમે એટલા મોટા હોદ્દા સ્વીકારી શકે છે. પણ શરત એ છે કે તેઓ કાબિલ હોવા જોઇએ દાખલા તરીકે મા-ફ્રેન -એનીવાસ દાઉદ મા-પી-આન પતાનની




ઇસ્લામી એસોસીએશનના પ્રમુખ પી-ચાઉ મેતના કમાન્ડર-ઇન-ચીફ હતા અને કામચલાઉ ગવર્નર પણ થયા હતા નામદાર હો-શાઓ-પુ જેઓ ઉપલા એસોસીએશનના ઉપપ્રમુખ છે તેઓ જનરલ હતા. નામદાર લુ-ચી-ચીંગ બ્રીગેડીઅર જનરલ હતા ઇસ્લામીક ૨૬ ના પ્રીન્સીપાલ યાંગ-વેન-પુ કેળવણી ખાતાના ડાયરેક્ટર છે. ઉત્તર ચીનમા નામદાર મા-ચુંગ-યીન જનરલ છે અને નામદાર મા-હુંગ-કે નીંગ-શીઆ પ્રાંતના ચેરમેન છે. વળી નાનકીંગની મધ્ય સરકારમાએ ઘણા મુસ્લિમ ઓધ્ધેદારો છે. તેમજ ઘણા કાબિલ મુસ્લિમ ચીનાઓ સરકારી કેળવણી ખાતામાં રોકાયલા છે ચીંગ સરકારની ગફલતાઇ અને ક્રૂરતા પર વિચાર કરી અમો પાંચ કરોડ મુસ્લિમો આજની લોક સરકાર તેમજ ડોક્ટર સાનના ત્રણ મુદ્દાઓની દાદ આપ્યા વિના રહી શકતા નથી.

જો કે ચીનમાં મુસ્લિમો અને બિન-મુસ્લિમોનો મતાધીકાર સરખો છે છતાં મુસ્લિમો અભ્યાસના અભાવે બિન-મુસ્લિમની બરાબરી કરી શકતા નથી. અને ધાન ગૃહોમાથી ઘણા પોતાના હકો પાછા આપી દે છે.

કેળવણી માટે ચીનમા હજારો મસ્જિદો છે કે જેઓના મદ્રસાઓમાં અરબી ભણતર અપાય છે. પહેલા તેમને કુર્આન પઢતા શીખવે છે પછી અરબી વ્યાકરણ શરૂ કરે છે અને પછી કુર્આનની સમજુતી અને હદીસ પણ શીખવાય છે. અહિના ગ્રેજ્યુએટો બીજી મસ્જિદોમાં ઇમામ કે મુદર્રિસ બને છે વિદ્યાર્થીઓને ધનવાન વર્ગ જોઇતી તમામ જરૂરતો પૂરી પાડે છે. આ નિશાળો જુના જમાનાની છે.

ઇસ્લામી કેળવણીના સુધારામાં ઘણા ઉત્સાહી મુસ્લમાનો દીની તેમજ દુન્યવી ભણતર માટે કામ કરી રહ્યા છે. તેઓએ જુદા જુદા વિષયોની નિશાળો ખોલી છે આ રજીસ્ટર્ડ થએલી શાળાઓમાથી પસાર થઇ મુસ્લિમ વિદ્યાર્થીઓ સરકારી નિશાળોમા પોતાનો અભ્યાસ આગળ ધપાવે છે. દાખલા તરીકે યુનાનફુની મુસ્લિમ મીંગ તેહ માધ્યમીક શાળાના ઘણા વિદ્યાર્થીઓ સરકારી કોલેજમાં હાલ અભ્યાસ કરી રહ્યા છે

ઇસ્લામી હાલતને સુધારવા માટે ઉપલી નિશાળ અને યૂનાનની ઇસ્લામીક એસોસીએશન પુરતો ભાગ લઇ રહ્યા છે. આ પહેલીજ નિશાળ અને એસોસીએશન છે જેણે અલ-અઝહર યુનિવરસીટી સાથે વહેવાર શરૂ કર્યો અને કેટલાકને ત્યાં અભ્યાસ અર્થે મોકલ્યા. અને હું પહેલો માણસ છું જેણે કેળવણીના સુધારા અર્થે એક મીશન રજુ કર્યું. હું નામદાર શહેનશાહ તેમજ યુનિવરસીટીના વડાનો આભારી છું કે જેમણે અમારા વિદ્યાર્થીઓને મફત ભણતર તેમજ ખાવાપીવાની સગવડ કરી આપી.

આજની હાલત જોતાં માલુમ પડે છે કે ચીનમાં મુસલમાનો માટે ઘણી આશાઓ રાખી શકાય એના મુખ્ય બે કારણો છે. પહેલું એ કે સરકાર દરેક કોમને કેળવણીમાં આગળ વધારવા કાયદાથી બંધાએલી છે અને બીજું એ કે ઉંડા વિચારના મુસલમાનો એક નહિ તો બીજે રસ્તે પોતાથી બનતું કરી રહ્યા છે. આ એક કુદરતી મદદ છે જેને અલ્લાહ પુરી પાડશે.

છેવટે મારા વાંચકોની દરેક ઉત્કંઠાઓ પુરી પાડવા હું એક બીજો નિબંધ લખીશ કે જેમાં ચીની મુસલમાનોની રહેણીકરણી, લગ્ન, મૌત તેમજ સ્ત્રીઓની જીંદગી ઉપર પુરતો પ્રકાશ પાડવામાં આવશે.

મોહમ્મદ ઈબ્રાહીમ શાહ-કયુઓ ચેં
ઉર્ફે
શાહ યુ ચેં




સને ૧૯૩૦ : ચાઈનીસ રીપબ્લીકની વીસમી સંવત્સરી અંગે વસ્તીના આંકડાઓ સરકાર તરફથી પ્રાંતવાર જાહેર કરવામાં આવ્યા હતા.

| પ્રાન્ત | કુલ વસ્તી | મુસ્લિમો |
|---|---|---|
| કિંઆંગ્સુ | ૩૪૧૨૬૦૦૦ | ૨૦૦૦૦૦૦ |
| ચેકીઆન્ગ | ૨૦૬૪૩૦૦૦ | ૧૦૦૦ ૦૦ |
| ક્રીઆંગ્સી | ૨૦૩૨૩૦૦૦ | ૮૦૦૦૦૦ |
| આંહવેઇ | ૨૧૭૧૫૦૦૦ | ૧૦૦૦૦૦૦ |
| હુપેઇ | ૨૬૬૯૯૦૦૦ | ૫૦૦૦૦૦ |
| હનાન | ૩૧૫૦૧૦૦૦ | ૧૦૦૦૦૦ |
| સ્ચેઝવાન | ૪૭૯૯૨૦૦૦ | ૪૫૦૦૦૦૦ |
| હોપેઇ | ૩૧૨૩૩૦૦૦ | ૪૦૦૦૦૦૦ |
| હોનાન | ૩૦૫૬૬૦૦૦ | ૩૦૦૦૦૦૦ |
| શાન્ટુન્ગ | ૨૮૫૩૭૦૦૦ | ૨૦૦૦૦૦૦ |
| શાન્સી | ૧૨૨૩૦૦૦૦ | ૧૫૦૦૦૦૦ |
| શેન્સી | ૧૧૮૦૨૦૦૦ | ૬૫૦૦૦૦૦ |
| કાન્સુ | ૬૨૮૧૦૦૦ | ૪૫૦૦૦૦૦ |
| ચીન્ગહાઇ | ૬૧૯૫૦૦૦ | ૧૫૦૦૦૦૦ |
| નીન્ગશીન | ૧૪૫૦૦૦૦ | ૧૪૦૦૦૦૦ |
| ફુકીએન | ૧૦૦૭૧૦૦૦ | ૭૦૦૦૦ |
| કવાન્ગટુંગ | ૩૨૪૨૮૦૦૦ | ૨૦૦૦૦૦ |
| કવાન્ગસી | ૧૩૬૪૮૦૦૦ | ૨૯૦૦૦૦ |
| યુનાન | ૧૩૮૨૧૦૦૦ | ૪૦૦૦૦૦૦ |
| કવેઇચોવ | ૧૪૭૪૬૦૦૦ | ૩૦૦૦૦૦૦ |
| લાયોનીન્ગ | ૧૫૨૩૩૦૦૦ | ૧૫૦૦૦૦ |
| કીરીન | ૭૬૩૫૦૦૦ | ૧૪૦૦૦૦ |
| હેઇલુન્ગકીઆન્ગ | ૩૭૨૫૦૦૦ | ૧૫૦૦૦૦ |
| સીનકીઆન્ગ | ૨૫૫૨૦૦૦ | ૨૫૫૨૦૦૦ |
| જાહોલ | ૬૫૦૪૦૦૦ | ૪૦૦૦૦૦૦ |
| ચાહાઅર | ૧૬૬૭૦૦૦ | ૧૦૦૦૦૦૦ |
| સી-યેદ | ૨૧૨૩૦૦૦ | ૨૦૦૦૦૦૦ |
| સીકાન | ૮૯૦૬૦૦૦ | ૧૦૦૦૦૦ |
| ટીબેટ | ૩૭૨૬૦૦૦ | ... ? |
| મોંગોલીઆ બહાર | ૬૧૦૬૦૦૦ | ... ? |

# એક ભયંકર દ્રષ્ટિ દોષ.

# જગત સુધર્યું કે બગડયું

લખનારઃ-"ગાફિલ"

વર્તમાન સુધારાઓમાં અંજાઇ જતા આજનાં માનવ જગતને ઉજ્વળ ભૂતકાળ પ્રત્યે દ્રષ્ટિપાત કરવાનોયે અવકાશ નથી વર્તમાન જગતની વિનાશી પ્રગતિ ઉપર વારી જતા અલ્પ ઇન્સાનોને ભૂતકાળની દુન્યા અંધકારમયજ દિસે છે. અલ્પ કેળવણી, છતાં અસાધારણ શાંતિના એ કાળને લોકો અજ્ઞાનતાનાં જમાનાની ઉપમા આપે છે જ્યારે આજનાં સુધરેલા જગતમાં શાંતિ શોધીયે જડતી નથી, એ સહુ વિસરી જાય છે.

આજે પ્રત્યક્ષ દેખાતા સાધનો જેવા કે રેલ્વે, તાર, ઇલેકટ્રીક, ટેલીફોન, રેડીયો, વાયરલેસ, સ્ટીમર, સબમરીન અને એરોપ્લેન, એ સુધરેલા જગતે વિજ્ઞાનથી કરેલી શોધખોળને આભારી છે, એમ કહી જાણે કેમ એ સર્વ સાધનો કેવળ મનુષ્ય જાતિના ઉદ્ધાર અર્થેજ ઉપજાવી કાઢવામાં આવ્યા હોય, એમ જનતાને મનાવવામાં આવે છે. જોકે એ સર્વ સાધનો જનતાની સેવા અર્થેજ અસ્તિત્વમાં આવ્યા નથી, પણ જનતા ઉપર પોતાની આણ વર્તવવા, અને ટકાવવાની મલીન ભાવના સેવતા મુત્સદ્દીઓની સફળતા અર્થેજ એ નવી નવી શોધો થઇ રહી છે, એ નિર્વિવાદ સત્ય છે જનતા ભોળી છે, હાલની એકજ બાજુ કે જે મુત્સદ્દીઓ રજુ કરે છે, તે જોવાને, અને તેમાંજ સંતોષ માનવાને ટેવાયલી છે પ્રાચીન કાળમાં ધર્મના ઓઠા હેઠળ થયેલા જુલ્મોનેયે ટપી જાય, એવા જુલ્મ એ આશીર્વાદ સમા ગણાતી વિજ્ઞાનની નવી શોધોનાં દુરૂપયોગ દ્વારા થઇ રહ્યા છે, ધરતીનાં અમુક કકડા કે તેલના માટે લાખો ઇન્સાનોનો સંહાર એ સુધરેલા જગતની શરમ નહિ તો બીજું શું છે? જમીન ભૂખ સતોષવા, માનવભક્ષી જુધ્ધો ખેલવા, એ આગળ વધેલા આજનાં જગતની અગેકૂચ છે. કોણ કહે છે કે જગત સુધર્યું છે?

પ્રશ્ન એકજ ઉપસ્થિત થાય છે. કે જે જમાનાના (ભુતકાળ)ને આપણે બિન કેળવાયલા અને બિન સુધરેલા જમાના તરીકે ઓળખીએ છીએ, અને જે જમાનામાં આજનાં કહેવાતા સુધરેલા સધનોનો સદંતર અભાવ હતો, એવા એ અંધારાવાળા જમાનામાં લોકો શું આજના કરતાં વધારે સુખી ન હોતા? ઠેરઠેર શાંતિવાળા એ આગળ ન વધેલા ગણાતા કાળમાં આજનાં સુધરેલા ઇન્સાનો કરતાં અનેક ગણું સચું સુખ હતું. અલબત મુસાફરીઓ લાંબી અને અગવડના ભરેલી હતી, ખરી. દૂર દેશનાં સમાચારો તત્કાળ નહોતા મળતા, છાપાઓનુંય નામ ન હતું, વસ્ત્રોની ટાપટીપ ને ખાણાની સ્વાદિષ્ટ વાનગીઓ નહતી. લુગડાં ફેકટ્રીથી ધોવાતા કે કસ્ત્રી થતા નહિ. એ બધું સત્ય છે, છતાં એ પણ નક્કર સત્ય છે કે અગવડ ભરેલી મુસાફરીઓ ઇન્સાનનાં શરીર વિકાસ માટે ઉપયોગી ને ઉપકારક નીવડતી, સદો ખોરાક સર્વ સાધારણ રોગોથી માનવીને મુક્ત રાખતો, હાથે લુગડાં ધોવાનાં અને એવાજ નાના નાના કાર્યો જાતે આરોપી લેવાથી એક પ્રકારનું વ્યાયામ થઇ જતું, કે જે અજીર્ણ કે અપચાને તો ઇન્સાનથી સતત અળગુંજ




રાખતું. છાપાઓ ન હતાં, પરિણામે એવી અફવાઓ દ્વારા ફેલાતા વેરઝેરનેયે સ્થાન ન હતુ, અને એવું એવું ઇન્સાની આલમને હાની કરતા કાંઇજ ન હતું, પરિણામે આજનાં ઇન્સાનો કરતાં આગલા ઇન્સાનોનું આવરદા મ્હોટું હતું. શરીર સુદૃઢ હતાં, માનસિક વેદનાઓ, કે જે આજનાં કહેવાતા સુધરેલ માનવીને સતત કોરી ખાય છે, એનું તો નામ નિશાન પણ ન હતું. વસ્ત્રો સ્વચ્છ ન હતાં, પણ અંતર નિર્મળ હતાં. આજે વસ્ત્રો માટે સતત કાળજી લેવાય છે, પણ અંતરની પારાવાર મલિનતા દૂર કરવા પ્રત્યે સર્વ બેદરકાર છે. આજનાં લોકોની દ્રષ્ટિએ આગલા લોકો સુધરેલા ને કેળવાયેલા ન હતા, પણ એમનામાં જે હતું, તે આજનાં લોકોમાં શોધ્યુંયે જડે તેમ નથી. એ કહેવાતા બિન-કેળવાયેલા લોકો હૈયે વસે તે કહી દેતા, આજનાં લોકો બાહ્યાડંબરમાં માને છે, ખટપટમાં વિશ્વાસ ધરાવે છે, વિશ્વાસઘાતમાં કામેલીયત પેખે છે. આગલા માણસોમાં માણસાઇ હતી એમનાં દિલ સાફ હતાં, એ નીતિનાં ઉપાસક અને અનીતિનાં કટ્ટા શત્રુ હતા. પ્રસંગ આવ્યે મિત્ર, સહોદર કે ભગીની માટે માથું મૂકી દેતા, બદલાની લેશ માત્ર પણ ઇચ્છા સેવ્યા વિના. જેને આજે પ્રાચિન કાળ કે અસુધરેલા કાળ તરીકે ઓળખાવવામાં આવે છે, એ કાળનાં એ અસુધરેલા ઇન્સાનો, આજે ગુલામીમાં સંતોષ માનતા પામર માનવીઓ કરતાં વધારે સ્વાભિમાની અને સ્વમાનપ્રિય હતા. એ જે બોલતા તે પાળતા. વચનભંગની આજની પ્રથા એમનામાં ન હતી. ભણેલાજ ન હતા, એટલે આજની પેઠે ઉંધાં ભણાવવાની તો વાતજ ક્યાં રહી? ભણ્યા ન હતા, છતાં સ્વધર્મ અને પાડોશી ધર્મની મહત્તા પૂરેપૂરી પિછાણતા હતા. ભણ્યા ન હતા, છતાં અસત્યથી સતત અળગા રહેતા, ભણ્યા ન હતા, છતાં એ જમાનામાં બધાની વહુ દીકરીનાં શીયળ સલામત હતાં, ભણ્યા ન હતા, માટેજ ઉદાર હતા, ક્ષમાશીલ હતા, દરગુજર કરનારા હતા ભણ્યા ન હતા, માટેજ ઇશ્વરને વધારે ભજતા, અલ્લાહની વધુ બંદગી કરતા. ભણ્યા ન હતા, માટેજ સર્વ બદીઓથી પર રહેતા. આજે તો લોકો ભણ્યા છે, અને છતાં મિત્ર શોધ્યોયે જડે તેમ નથી. મિત્ર જડે તો વિશ્વાસ કરવો કે કેમ એ પ્રશ્ન મુંઝાવી નાખે છે. ભણ્યા છે એટલા માટે છટકી જવાની નવી નવી યુક્તિઓ અમલમાં મૂકાય છે. વિશ્વાસઘાત, વચનભંગ, અને થાપ દેવી એ તો આજનાં કહેવાતા સુધરેલા જગતમાં કામેલીયત ગણાય છે. ચિત્રવિચિત્ર અનીતિઓને અનીતિઓ ન ગણાવવાનાં ઉપાય પ્રયત્નો થઇ રહ્યા છે. બે સગા ભાઇઓ, કે બે ગાઢ મિત્રો એક બીજાનાંમાં વિશ્વાસ મૂકે એવી પરીસ્થિતિ પણ નથી રહી અને છતાં કહેવાય છે, કે દુન્યા આગળ વધી રહી છે, જગત સુધર્યું છે. ઉપરોક્ત સત્ય હકીકતોને લક્ષમાં લેતાં તો સ્પષ્ટ પૂરવાર થાય છે, કે દુન્યા પાછળ હટી રહી છે, જગત દીનપ્રતિદીન સુધરવાને બદલે બગડતું જાય છે.

કાયદાઓનાં અગણીત તાણાવાણા વચ્ચે અટવાએલો આજનો ઇન્સાન, ખટપટમાં નિષ્ણાત થવા પામ્યો છે, એનો અફસોસ કોઇનાથીયે ઇન્કાર કરી શકાય તેમ નથી. આગલા ઇન્સાનોની જીવન ફિલસૂફી સાદી, નિર્મળ ને




મુસ્લિમો ઇચ્છે; તો આ વાત સાવ સરળ અને સહેલી ત્યા સત્વર અમલમાં મૂકી શકાય તેવી છે. કારણ કે ઇસ્લામ સમાનતા અને સહિષ્ણુતાનો મઝહબ છે, ઉચ્ચનિચનાં ભેદભાવને એ પવિત્ર મઝહબમાં સ્થાનજ નથી. મત મતાંતરોથી એ મઝહબ પર છે. સંકુચિત મનોદશાને એ વખોડે છે. કમનસીબે મુસ્લિમો સ્વશિક્ષણથી વેગળા રહી પારકાં પોથાંઓમાં ગોથાં ખાય છે. અન્ય પ્રજાઓનાં આચરણનો અભ્યાસ કરે છે, પાશ્ચિમાત્ય પદ્ધતિ ઉપર મીટ માંડે છે, અને અન્યને ચીલે ચાલવાથી કદાચ મૂક્તિ મળશે, એવી વાહીયાત મનોદશા સેવે છે. મુસ્લિમો માર્ગ ભૂલ્યા છે, કારણ કે લાખો પુસ્તકોદ્વારા જે નહિ સાંપડે, તે માત્ર એક પવિત્ર કુર્આન શરીફ દ્વારા સાંપડી શકશે. જીવનની સાચી ફિલ્સુફી માટે મુસ્લિમો વલખાં મારે, એ મુસ્લિમો માટે શરમ ભરેલી વાત છે અન્ય પ્રજાએએ જે આકાશી કિતાબદ્વારા પોતાનાં જીવન પથ અજવાળ્યાં, એ પવિત્ર અલ્લાહનાં કલામને સમજવાની મુસ્લિમો શા માટે જેહમત ઊઠાવતા નથી? એ એક શોચનીય પ્રશ્ન છે, મુઠ્ઠીભર મુસ્લિમો જે કિતાબનાં આદેશ અને ઉદ્દેશને અનુસરી સમસ્ત જગત ઉપર પોતાનું વર્ચસ્વ સ્થાપી શકયા, એજ અમૂલ્ય કિતાબ (કુર્આન) આજે પણ મુસ્લિમોનાં ઘેર ઘેર હોવા છતાં જગતનાં ચાલીસ કરોડ મુસ્લિમો સ્વમાન સહ જીવી શકતા નથી, એ શું ઓછી શરમ ભરેલી બીના છે? "ઇકબાલ" સ્પષ્ટ શબ્દોમાં કહી ગયા છે કેઃ-

"ગર તૂ મી ખ્વાહી મુસલમાં ઝીસ્તન;
નિસ્ત મુમ્કિન જુઝ બ કુર્આં ઝીસ્તન"

ટુંકમાં મુસ્લિમો પણ જો એમ માનતા હોય, કે જગત સુધર્યું છે, તો એ એમની માન્યતા ભયંકર ભૂલભરેલી છે. બાહ્યાડંબરમાં અંજાઈ જવાની ભૂલ મુસ્લિમો ન કરે, એમ હું ઇચ્છું છું. માનવ જગતની મૂક્તિ અને સાચો ઉદ્ધાર માત્ર ઈસ્લામે નક્કી કરેલા આદર્શો દ્વારાજ થવાનો છે, અન્ય એકેય માર્ગ મૂકિતનો નથી. મુસ્લિમો હજુ પણ ચેતે, અનુકરણનાં સર્વનાશી રોગથી પોતાને બચાવે કારણ કે મુસ્લિમોનાં જીવન મરણનાં સર્વ પ્રશ્નોનો ઉકેલ માત્ર પવિત્ર કુર્આન મારફતજ થઇ શકશે. પશ્ચિમનાં કહેવાતા કે દેખાતા સુધારા માનવ જગતને મૂકિત નહિ અપાવી શકે. મુસ્લિમો એ સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે પવિત્ર કુર્આન શરીફમાંથીજ પ્રકાશ મેળવ્યે છુટકો છે. એ સિવાય એકેય આદર્શ મુસ્લિમોને મૂકિત અપાવી શકશે નહિ અને "ઇકબાલ"નાંજ સ્પષ્ટ શબ્દો ઉપર અમલ કરવાની હું પ્રિય વાંચક વર્ગને નમ્ર નહિ, પણ ભારપૂર્વક ભલામણ કરૂં છું. "ઇકબાલ" આપણને આઝાદીનો સાચો ઉપાય સુચવતા કહે છે કેઃ-

"અય બતકલીદશ અસીર આઝાદ શવ;
દામને કુર્આં બિગીર આઝાદ શવ."

સુધરેલા જગતનાં અ-સુધરેલા વાતાવરણમાં અટવાએલા મુસ્લિમો ઉપરોક્ત લીટીઓ વાંચી વિચારી ત્વરિત ચેતે, એ માત્ર એકજ હેતુએ આ લખ્યું છે અસ્તુ.

# "નેપોલીયનની ઉદારતા."

અનુવાદકઃ-'મઝાક' (હબીબ)

નેપોલીયન બોનાપાર્ટ જેવો બહાદુર અને દીલેર હતો તેવોજ રહેમ દિલ પણ હતો આ દિલ તે હતું કે લડાઇના મેદાનમાં પત્થરથી વધારે સખત રહેતું અને ઉદારતા વખતે તે મોમ જેવું નરમ પણ થતું.

ઇ૦ સ૦ ૧૮૦૪માં જ્યારે જનરલ લે૦ જોલીસે નેપોલીયનનો જીવ લેવાને માટે કાવતરૂં રચ્યું તો તે કાવતરૂં ઉઘાડું પડી જતાં તે પકડાયો અને કાવતરામાં તેને મોતની સજા (ફાંસી) થઇ. સદરહુ જનરલને એક ચૌદ વર્ષની દીકરી હતી તે ઘણીજ ખુબસુરત તેમજ નરમ દિલવાળી હતી. જ્યારે તેણે પોતાના પીતાના માટે ફાંસીની સજા સાંભળી ત્યારે તે ઘણીજ ગભરાઇ ગઇ અને બાપનો જીવ બચાવવા માટે રસ્તાઓ શોધવા લાગી છતાં કોઇ રસ્તો જડયોજ નહીં. જેથી ઉપટ ચુપચાપ ઘેરથી નીકળી રાજમહેલ તરફ જવા લાગી. અને મોટા દરવાજે પહોંચીને જોયું તો પહેરેગીર ઉભેલો છે. તેથી નાઉમ્મીદ થઇ. પછી તેણીએ દરવાનને પોતાની સર્વે કહાણી કહી સમજાવી અને અંદર જવાની આજીજી કરી. દરવાનના દિલમાં દયા આવી, અને તેણીના કાલાવાલાથી તેણીને ઘણીજ ખુશીથી અંદર જવાની રજા આપી. બાદ તેણી રાણી "જોસફાઇન"ની રૂમરૂમાં જઇ પહોંચી. એક ખુબસુરત છોકરીને પોતાના રૂમરૂ જોતાં રાણીને એટલે નેપોલીયન બોનાપાર્ટની સ્ત્રીને અચંબો થયો કે આ છોકરી રાજમહેલમાં કેવી રીતે આવી

રાણીએ પૂછયું:-"તું કોણ છે?"

છોકરી:-"રાણી સાહેબા, હું બદનસીબ જનરલ લે૦ જોલીસની દીકરી છું."

રાણીએ:-"અહિં આવવાનું કારણ?"

છોકરી:-"મારા બાપને બાદશાહ સલામતે કોઇ કાવતરામાં પકડાઇ જતાં મોતની સજા ફરમાવી છે અને તે થોડાજ વખતમાં મારાથી જુદા થનાર છે. માટે આપ રહમ દિલ રાણી સાહેબા એ તો હું કહી શકતી નથી કે તે બેગુનાહ છે અગર તે ગુનેહગાર છે તો મોતની સજાને લાએજ લાયક છે, પણ તે એકલો તો નહીં. જ્યારે તેના વિના મારી જીંદગી બેકાર છે. અને આ દુઃખીયારી છોકરી પણ જીવવી મુસ્કેલ છે. તેઓ મને ઘણીજ પ્યાર કરે છે. મારા માટે જે જોઇએ તે હાજર રહ્યું છે. જો તે આ દુન્યામાં ન રહ્યા તો હું પણ તેની સાથેજ જઇશ આપ રહમ દિલ રાણી સાહેબા, મારા ઉપર દયા કરો, દયા કરો. અને તેના માટે બાદશાહ સલામતને સિફારિશ કરી માફી અપાવો."

આ શબ્દો છોકરીના મોઢે સાંભળતાંજ તેની આહોઝારી ઉપર રાણીને દયા આવી અને તેણીને આંખોથી દીલાસો આપવા લાગી.

નેપોલીયને પોતાની રાણીને ખાનગીમાં કહી રાખ્યું હતું કે મારી વિરૂધ્ધ કોઇ કાવતરૂં થઇ રહ્યું છે અને તે કાવતરૂં ફકત મારા મોતને માટેજ છે અને આ બાબતમાં કોઇને માટે પણ સિફારિશ ન કરે અગર કોઇની સિફારિશની જરૂર હોય તો રૂબરૂમાં નહીં પણ કાગળ ઉપર લખી કરે.

જેથી રહમદીલ રાણી જોસફાઇને-છોકરીને સલાહ આપી કે "જ્યારે રાજા નેપોલીયન પોતાના વઝીરોની સાથે ફલાણા રૂમમાંથી જાય




ત્યારે તું તેઓની રૂબરૂ જઈ બેધડક તારી આહોઝારી અને દિલી ખ્વાહિશ જાહેર કરજે. તેઓ ઘણાજ રહમ દિલ છે, માટે તેઓ માફી આપશે. પણ તને કોણે અહીંયાં મોકલી છે તે તું જાહેર કરતી નહી. જ્યારે રાજા તેજ રૂમમાંથી વછેરો જોડે જવા લાગ્યો ત્યારે તે છોકરી દોડતી દોડતી જઈને રાજાના ચર્ણોમાં પડી ગઈ અને આહોઝારી કરવા લાગી અને કહેવા લાગી કે "અય રહમ દિલ બાદશાહ માફ કરો, માફ કરો, મારા બાપને માફ કરો."

નેપોલીયને કહ્યું.–"અય છોકરી તારો બાપ કોણ છે અને તું કોણ છે?"

છોકરીએ આજીજી પૂર્વક કહ્યું:–"બાદશાહ સલામત, મારૂં નામ મીસ લેo જોલીસ છે અને મારા બાપને ફાંસીનો હુકમ આપે કર્યો છે."

નેપોલીયને કહ્યું:–હા, અય છોકરી, આ તારા બાપનો બીજો ગુન્હો છે, તારા બાપે મને મારી નાખવાનું કાવતરૂં રચ્યું હતું. અફસોસ આ બાબતમાં હું કાંઈ કરી શકતો નથી."

છોકરી ઘણીજ આજીજીપૂર્વક બોલી:– "બાદશાહ સલામત એ તો હું જાણું છું કે પહેલી વખતે મારો બાપ બિલકુલ બેગુનાહ હતો. આ ગુનાહમાં તો હું નથી કહી શકતી કે તે બેગુનાહ છે પણ હું માફી માગવા માટે આવી છું માટે માફી માગું છું."

નેપોલીયને સર્વે બીના સાંભળી. તેણીનો એક એક શબ્દ તેના દિલ ઉપર ઘર કરી રહ્યા હતા. તેણે તેણીને ખુશી થઈ હાથ પકડી ઉઠાડી અને મોટા અવાજથી કહ્યું:–

"ઉઠ મારી દીકરી ઉઠ તારી ખાતર તારા બાપને માફ કરૂં છું અને મને જવા દે." આ સાંભળતાંજ તે કમજોર છોકરી ખુશીના લીધે બેહોશ થઈ ગઈ. નોકરો તેણીને ઉપાડી રાણી જોસફાઈનના રૂમમાં લઇ ગયા. પછી રાણીએ તેને હોશમા આણી તે પોતાના બાપને આ ખુશખબરી સંભળાવવાને એટલી બેકરાર હતી કે હોશમાં આવતાજ તેણીએ ચાલવા માંડ્યું. રાણીએ કહ્યું: "દીકરી, ઉભી રહે આટલી ઉતાવળ શું છે? તારો બાપ હવે છુટી જશે." પણ તેણીએ માફી માગીને જવા માટે આજીજી કરવા માંડી અને ચાલતી થઈ. તેથી રાણીએ નેપોલીયનના એડીકેમ્પ મીo લા વેલીટ અને તેની સ્ત્રીને મોકલ્યાં જ્યારે તેઓ જેલની અંદર ગયાં કે જ્યાં જનરલ લેo જોલીસ કેદ હતો તે અંધારી કોટડી હતી ત્યા તે રહેવાને માટે કેદખાનામાં બેઝાર હતો અને આહોઝારી કર્યા કરતો હતો. છોકરીએ જઈ પોતાના બાપને છુટકારા વિષે કહી સંભળાવ્યું અને ખુશીના લીધે ત્યાં પણ પાછી બેહોશ થઇ ગઈ. તેના બાપને છોડી મુકવામાં આવ્યો. બેહોશ છોકરીને પણ તેણીના બાપ સાથે લા વેલીયટે ઘેરે પહોંચાડી અને ત્યાં તે હોશમા આવી. છોકરીની બાપ સાથેની પિદરી મહબ્બતની તારીફ થવા લાગી અને સાથે સાથે નેપોલીયનની ઉદારતાની પણ વાતો થતી.

આ વિષેની નેપોલીયનને ખબર આપવામાં આવી જેથી તે મનમાજ હરખ્યો અને મુખેથી નીકળ્યું કે "ગરીબ છોકરી!" ખુશ નસીબ તે બાપ છે કે જેને આવાં સંતાન હોય."

—o—



એક પરિચય લેખ

# ગુજરાતના ઉર્દૂ ગઝલકાર

લખનાર : બચુઅલી જી. પટેલ

●





કચ્છ રાજ્યના કેરા ગામે સંવત ૧૯૪૪માં જન્મ પામેલા અને 'ચમન' ઉપનામે મશહૂર બનેલા આ ઉર્દૂ-ગઝલકારથી મુસ્લિમ ગુજરાતી જનતા ભાગ્યેજ પરિચિત હશે. જોકે આજથી વીસ-પચીસ વર્ષ પહેલાં એમનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં એક કાવ્યકાર તરીકે આગળ પડતું મોખરેનું હતું. એ વખતે એમણે રચેલી ગઝલો હજુય અનેક હૃદય-ઘરમાં એવુંજ સ્થાન જાળવી રહી છે.

બચપણથીજ એમની સ્મરણ શક્તિ સતેજ હતી. દસ વર્ષની નાની ઉમ્મરે તો તેઓ કિતાબમાંથી સારી રીતે મજલિસો પડતા. જે એ કાળના બાળકો માટે એક અશક્ય કાર્ય ગણાતું. કુદરતે અર્પેલી કાવ્ય શક્તિના કારણે અને ગુજરાતી લીપિમાં પ્રગટ થતા એ સમયના ઉર્દૂ-ઝબાનના માસિકોના સતત વાંચને એમને ઉર્દૂ-ઝબાન તરફ મમત્વ પૈદા થયું. એક મિત્રે ઉર્દૂ-ગઝલોના આપેલ સંગ્રહે તો એમનું કવિત્વ ઝળકી ઉઠ્યું. પરિણામે એમણે ગુજરાતી લીપિ અને ઉર્દૂ-ઝબાનમાં જે લખ્યું એ નવહા અને સલામ હતા. ધીરે ધીરે તેઓ એમાં પ્રગતિ કરતા રહ્યા અને જેમ જેમ હથોટી બેસતી ગઇ એમ એઓ ગઝલો રચતા ગયા. ૧૯૧૬ માં એમની પહેલી ગઝલ એ વખતના પ્રસિદ્ધ 'ગુજરાતી' સામયિકના 'ભર કટોરા રંગ'માં એના સંપાદક બીરબલે છાપી, જેથી એમના ઉત્સાહમાં વધારો થયો.

સંવત ૧૯૫૬ માં તેઓ પરદેશ ગયા. ઇટાલી સોમાલીલેન્ડના મગદીસામાં પન્દર મહિના પેટ-વડિયે નોકરીએ રહ્યા. એમની સાથે એમના વડીલ બંધુઓએ પણ નોકરી સ્વીકારેલી. વખત જતાં નોકરીથી છૂટા થઇ, અલગ ધંધાની શરૂઆત કરેલી. જેમાં ખુદાએ ખૂબજ ઇઝ્ઝત અને બરકત આપી. વેપારી આલમમાં મશહૂર થયેલા એમના વડીલોની સરકારે પણ 'સર'નો ઇલ્કાબ આપી કદર કરી. હાશમ બ્રધર્સના નામથી ચાલતી ત્રણે ભાઇઓની પેઢીની સરકારમાં સારી પ્રતિષ્ઠા હતી.




જ્યારે પ્રજામાં પણ બીજી પેઢીઓ કરતાં મોખરે ગણાતી.

અહિં પણ ઉર્દૂ-ગઝલોનો પ્રવાહ વહેતો રહ્યો અને ૧૯૨૦માં 'દીવાને ચમન' નામનો ગઝલ-સંગ્રહ બહાર પડ્યો. તેની પ્રસ્તાવનામાં લખતાં સાક્ષર શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખ્યું કે: 'દીવાને ચમન'માંની ગઝલો લખનાર કવિએ કેવા સંજોગોમાં પોતાના કાવ્યો રચ્યાં છે, તે એક જુદીજ કહાણી છે. સોમાલી લોકનાં મુલકમાં બેઠા બેઠા ઉર્દૂ-શાઇરોની માત્ર કવિત: વાંચી તે ઢબ પર ગઝલો રચવી એજ એક ધ્યાન ખેંચે એવી વાત છે અને જ્યારે એ ગઝલોના વાચકને એમ લાગે કે 'ચમન' કવિએ એકલી તે ઢબ પર કવિતા રચી નથી, પરંતુ એ નામીચા શાઇરોની જેવી અદ્ભુત કાવ્યશક્તિનું પણ ઘણે ભાગે તેમાં દર્શન કરાવ્યું છે, ત્યારે ખરેખર તેને હેરત ઉપજ્યા વગર રહેશે નહિ. કાવ્યશક્તિ, એકલા વાંચન અથવા અભ્યાસ કે કેળવણીથી આવતી નથી. એ શક્તિ તો કુદરતીજ હોય છે. મહાન કવિઓના કાવ્યનો અભ્યાસ તો તે શક્તિને ખીલવે છે યા સાચે માર્ગે દોરવે છે. શાઇર 'ચમન'ની બાબતમાં પણ એમજ થયું લાગે છે. છુપી રહેલી પરંતુ કુદરતી કાવ્ય શક્તિને 'હાલી' અને 'ગાલિબ' જેવા ઉર્દૂ-કવિઓની કૃતિના અભ્યાસે ખીલવી પ્રસિદ્ધિમાં આણી છે.

"દીવાને ચમન"ની ભાષા છે ઉર્દૂ અને તે પણ ઉંચા પ્રકારની ઉર્દૂ અને લીપિ છે ગુજરાતી. મતલબ એવી છે કે ઉર્દૂ લીપિ ન જાણનાર, પણ ઉર્દૂ-ભાષા જાણનાર તેમાંની ગઝલો સમજી શકે છે. ગુજરાતીમાં ગઝલો લખનાર જો ઉર્દૂ ભાષા સમજી શકતા હોય તો તેમને મારી ભલામણ છે કે આ ગઝલેનું દીવાન તેમણે ધ્યાનપૂર્વક વાંચવું."

"'ચમન'ની ગઝલો જો ઉર્દૂ-લીપિમાં છપાઇ બહાર પડે, તો ઉત્તર હિન્દુસ્તાનના શાઇરો પણ જાણી શકે કે ગુજરાતમાં—અને નવાબી રાજ્યનો અંત આવ્યો છે, છતાં ઉર્દૂ કવિતાના ભક્તો [illegible]

આવી રીતે એમને પ્રોત્સાહન મળતાં એમનું કાવ્ય-ઝરણું વહેતું રહ્યું અને જોતજોતામાં ૧૯૨૫માં 'બહારે ચમન' નામનું બીજું ગઝલ-પુસ્તક બહાર પડ્યું. એના બે બોલમાં 'ચમન' સાહેબે લખેલું [illegible] અભણ કયાં અને ઉર્દૂ ગઝલો કયાં? જેને વાત કરવાને ઠીક ઠીક ઉર્દૂ નથી આવડતું, તે ગઝલો તે શી રીતે લખી શકે? એ તો કોઇ પૂર્વના સંસ્કારોને લઇ અંતરની પ્રેરણાઓ છે." એ અભણના આ ઉદ્ગારો ભણેલાને શરમાવે તેવા નથી લાગતા?

ગરીબ માબાપને ત્યાં જન્મેલ અને આપ બળથી આગળ વધેલ આ શાઇરનું આખું નામ મહમદ હાશમ 'ચમન' છે. એમનો અભ્યાસ માત્ર ગુજરાતી બે ચોપડી સુધી અને કુરાને શરીફના શિક્ષણ પુરતો હોવા છતાં એમની સ્મરણશક્તિ એટલી તો તિવ્ર છે કે એકવાર 'સાંભળેલ' ઉર્દૂ કવિતા એ બીજી વખત અવિશુદ્ધ ગાઇ શકે છે, તેમાં કયાંય પણ કંઇ ફેર આવતો નથી. મુંબઇના રેડીયો પર સાંભળેલ ગઝલ, થોડીવાર પછી કશાયે ફેરફાર વિના એમને ફરી ગાતાં ઘણા મિત્રોએ સાંભળ્યા છે. એવી વિસ્મય પમાડનારી એમની યાદશક્તિ છે, જ્યારે એકાગ્રતા તો ખૂબજ આશ્ચર્યજનક છે. એ ગાતા હોય ત્યારે એમની ડોક હાલે છે. તે જોનારની ડોક પણ ડોલાવે છે. ડોલ્યા વિના રહી શકતી નથી. જે વેળા તેઓ 'મેહફિલમેં'

"યા મુન્તકેમો" (અદદ ૬૩૦) "એ કાફિરો અને સરકશોને હલાક કરવાવાલા" (૧) એને હમેશા કસરતથી પઢનારની આંખ ઈ૦ અ૦ કદી દુખશે નહીં. (૨) કોઇ દુશ્મન અગર ઝાલિમના ઝુલ્મ અને સખ્તી બરદાસ્ત નહી થઇ શકે ત્યારે દર જુમ્માએ એને ૬૩૦ વખત પઢવાથી ઈ૦ અ૦ દુશ્મન દોસ્ત થઇ જશે અને ઝાલિમ ઝુલ્મથી બાઝ આવશે. (૩) દીન દુન્યાના કોઈ પણ હલાલ કામ માટે દરરોજ અર્ધી રાત પછી એને ૬૩૦ વખત પઢી દુઆ માગેથી ઈ૦ અ૦ કામ બહુ જલ્દી થઇ જશે. (૪) જો કોઇ માણસ પોતાના દુશ્મનોથી ઇન્તેકામ અને બદલો ન લઇ શકે તો તેવી નીયતથી એને કસરતથી પઢવાથી ખુદાપાક ઇન્તેકામ લેશે. (૫) દુશ્મનની હલાકીની નીયતથી દરેક ફર્ઝ નમાઝ પછી એને ૧૦૦ વખત ૪૧ દિવસ પઢવાથી ઈ૦ અ૦ દુશ્મન હલાક થઇ જશે. (૬) દુશ્મનની હલાકી માટે તેમજ ઝાલિમની હલાકી માટે દરરોજ ૧૧ દિવસ સુધી ઝોહોરની નમાઝ પછી પૂરી "બિસ્મિલ્લાહ" ૭૮૬ વખત પઢી ૭૦ વખત "બિસ્મિલ્લાહ હિર્રહમાનિર્રહીમિલ્લઝી અનતિલ વોજાહો વ ખશઅતિલ અસ્વાતો વ જલ્લત્ મિન્હુલ કોલૂબો અંતોસલ્લયા વ તોસલ્લેમા અલા સૈયેદેના મોહંમદીવ વ આલેહી વ સાહબેહી અંતકદી હાજતી ફી હેલાકે....યા કાહેરો, યા કહહારો, યા કાદેરો, યા મુકતદેરો, યા મુન્તકેમો, યા અલ્લાહો." પઢવું એમાં જ્યાં ખાલી જગ્યા છોડી દીધી છે ત્યાં દુશ્મન અગર ઝાલિમનું નામ બોલવું, ઈ૦ અ૦ બહુ જલ્દી હલાક થઇ જશે. (૭) "યા કહહારો, યા મોઝિલ્લો, યા મુન્તકેમો "દશા અગર સવારે નમાઝ પછી ૪૦ દિવસ દરરોજ ૧૦૦૦ વખત પઢવાથી ઈ૦ અ૦ ઝાલિમ હલાક થશે. યાદ રાખવું જોઇએ કે દુશ્મનથી શરીઅત મુજબ જે બદલો લેવા હુકમ હોય તેનાથી વધુ બદલા માટે કદી પણ મજકુર અમલ કરવા નહીં કેમકે નહીં તો પોતે હેરાન થશે.

"યા અફુવ્વો" (સંખ્યા ૧૫૬) "એ ગુનાહો અને તકસીરોને માફ કરવાવાલા" (૧) જેણે બહુ ગુનાહ કર્યા હોય તો એને કસરતથી પઢવાથી ઈ૦ અ૦ ખુદાપાક તેના ગુનાહ માફ કરી દેશે. (૨) એને હમેશા કસરતથી પઢનાર ઈ૦ અ૦ દરેક ગુનાહથી બચેલો રહેશે. (૩) એને હમેશા કસરતથી પઢનારના દિલની સીયાહી ખુદાપાક દૂર કરી તેને નેક રસ્તે ચાલવાની હિદાયત આપશે. (૪) ત્રણ હપતા સુધી લગાતાર એને કસરતથી પઢવાથી બધા દુશ્મન દોસ્ત થઇ જશે અને લોકો તેની ઇજ્જત કરશે. (૫) એને હમેશાં કસરતથી




પઢનાર દુશ્મનોની શરારત, હરકતો, સખ્તી વગેરેથી બચેલો રહેશે અને ખુદાપાક સિવાય કોઈથી ડરશે નહીં. (૬) એને હમેશા કસરતથી પઢનારના બધા ગુનાહ માફ થઈ રહ્યાએ ઇલાહી હાસિલ કરશે

"યા રઊફો" (અદદ ૨૮૬) "ઐ બહુ મહેરબાન" (૧) કોઇ ઝાલિમના હાથથી કોઇને છોડવવા ઇરાદો હોય તો એને ૧૦ વખત પઢી તેના તરફ દમ કરી તેને માટે સિફારિશ કરશે તો ઇ૦ અ૦ તેને છોડી દેશે (૨) એને હમેશા કસરતથી પઢનાર ઉપર ઝાલિમ પણ મહેરબાની કરશે અને અને બધા લોકો તેને દોસ્ત રાખશે અને તેની સાથે માયા મહેરબાનીથી વર્તણૂંક રાખશે. (૩) એને હમેશાં કસરતથી પઢનાર ઉપર લોકોનું દિલ ખેંચાશે. (૪) કોઇનું દિલ પોતા તરફ ખેંચવું હોય તો અમુક જગ્યા અને વખત નક્કી કરી કિબ્લારૂ બેસી ૧૧ વખત દરૂદ શરીફ પઢી, ૨૮૬ વખત એને પઢી, ૧૧ વખત ફેરવી દરૂદ શરીફ પઢવું. એવી રીતે ૪૧ દીવસ પઢવું. પણ પઢતી વખતે જેનું દિલ ખેંચવું હોય તેનો તસવ્વુર રાખવો, હલાલ કામ સિવાય અમલ કરનાર પોતે હેરાન થશે તે યાદ રાખવું. (૫) પોતાનો ગુસ્સો અગર બીજા કોઇનો ગુસ્સો ઉતારવા માટે ૧૦ વખત એને અને ૧૦ વખત દરૂદ શરીફ પઢવાથી ઇ૦ અ૦ ગુસ્સો ઉતરી જશે.

"યા માલેકલ મુલ્કે" (સખ્યા ૨૧૨) "ઐ બંને જહાનના બાદશાહ" (૧) એને હમેશાં કસરતથી પઢનાર કદી કોઇનો મોહતાજ થશે નહીં. (૨) એને હમેશાં કસરતથી પઢનારની બંને જહાનની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે. (૩) એને હમેશાં કસરતથી પઢનાર તવંગર થશે. (૪) એને હમેશાં કસરતથી પઢનારને બને જહાનમાં માન, ઇજ્જત અને ઉચા દરજા મલશે. (૫) એને હમેશાં કસરતથી પઢનારની તંદુરસ્તી અને બીજી બધી આફત બલા વગેરે દૂર થઈ જશે. "માલેકુલ મુલ્ક લાશરીકલહૂ વહદહૂ લાઇલાહા ઇલ્લાહૂ" એને હમેશાં કસરતથી પઢનારને ઉપર લખેલા બધા ફાયદાઓ ઉપરાંત અનેક ફાયદાઓ મળશે.

"યા ઝુલ્જલાલે વલ્ઇકરામે" (અદદ ૧૦૯૪) ઐ બુઝુર્ગી અને બખ્શીશના માલીક" (૧) જેનું દિલ હંમેશા ગમગીન અને ઉદાસ રહેતું હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. તેનું દિલ બરોબર થઇ જશે (૨) એને હંમેશા કસરતથી પઢવાથી ઇઝ્ઝત અને બુઝુર્ગી મળશે. (૩) એને દરરોજ કમતીમાં કમતી એકવીસ હજાર વખત ખાલેસ નિય્યતથી અને શરીઅતની પાબંદી સાથે પઢનાર હંમેશા ખામોશ રહેશે અને હંમેશા ગૈબી ઇસરાર જોતો રહેશે અને હંમેશા મહવીયતના આલમમાં રહેશે (૪) એને એકસો વખત પઢી પાણી ઉપર દમ કરી બીમારને પીવાડવાથી ઇ. અ. બહુ જલ્દી સારો થઇ જશે. (૫) કોઇ માણસને ગમે તે કારણે બહુજ ગમ રહેતો હોય તો એને પાનસો વખત પઢી પાણી ઉપર દમ કરી પીવાડવાથી ઇ. અ બહુ જલ્દી દરેક ગમ દૂર થઇ જશે. (૬) અગર કોઇ ઔરત પોતાના ધણીની નઝરોથી પડી ગઇ હોય (ધણી તેને ચાહતો ન હોય) તો એને સવારે અગર સાંજે અગર ગમે તે વખતે દરરોજ એક હજાર વખત પઢશે તો ઇ. અ. તેનો ધણી તેની ઉપર મહબ્બત કરતો થઇ જશે. એવીજ રીતે મરદ પણ પોતાની ઔરત માટે કરી શકે છે (હરામ

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

**રિફાઈ-સાબેરી**

"યા મુન્તકેમો" (અદદ ૬૩૦) "એ કાફિરો અને સરકશોને હલાક કરવાવાલા" (૧) એને હમેશા કસરતથી પઢનારની આંખ ઇ૦ અ૦ કદી દુખશે નહીં. (૨) કોઇ દુશ્મન અગર ઝાલિમના ઝુલ્મ અને સખ્તી બરદાસ્ત નહીં થઇ શકે ત્યારે દર જુમ્માએ એને ૬૩૦ વખત પઢવાથી ઇ૦ અ૦ દુશ્મન દોસ્ત થઇ જશે અને ઝાલિમ ઝુલ્મથી બાઝ આવશે. (૩) દીન દુન્યાના કોઈ પણ હલાલ કામ માટે દરરોજ અર્ધી રાત પછી એને ૬૩૦ વખત પઢી દુઆ માગેથી ઇ૦ અ૦ કામ બહુ જલ્દી થઇ જશે. (૪) જો કોઇ માણસ પોતાના દુશ્મનોથી ઇન્તેકામ અને બદલો ન લઇ શકે તો તેવી નીયતથી એને કસરતથી પઢવાથી ખુદાપાક ઇન્તેકામ લેશે. (૫) દુશ્મનની હલાકાની નીયતથી દરેક ફર્ઝ નમાઝ પછી એને ૧૦૦ વખત ૪૧ દિવસ પઢવાથી ઇ૦ અ૦ દુશ્મન હલાક થઇ જશે. (૬) દુશ્મનની હલાકી માટે તેમજ ઝાલિમની હલાકી માટે દરરોજ ૧૧ દિવસ સુધી ઝોહોરની નમાઝ પછી પૂરી "બિસ્મિલ્લાહ" ૭૮૬ વખત પઢી ૭૦ વખત "બિસ્મિલ્લાહ હિર્રહમાનિર્રહીમિલ્લઝી અનતિલ વોજાહો વ ખશઅતિલ અસ્વાતો વ જલ્લત્ મિન્હુલ કોલૂબો અંતોસલ્લયા વ તોસલ્લેમા અલા સૈયેદેના મોહંમદીવ વ આલેહી વ સાહબેહી અંતકદી હાજતી ફી હેલાકે....યા કાહેરો, યા કહહારો, યા કાદેરો, યા મુકતદેરો, યા મુન્તકેમો, યા અલ્લાહો." પઢવું એમાં જ્યાં ખાલી જગ્યા છોડી દીધી છે ત્યાં દુશ્મન અગર ઝાલિમનું નામ બોલવું, ઇ૦ અ૦ બહુ જલ્દી હલાક થઇ જશે. (૭) "યા કહહારો, યા મોઝિલ્લો, યા મુન્તકેમો "ઇશા અગર સવારે નમાઝ પછી ૪૦ દિવસ દરરોજ ૧૦૦૦ વખત પઢવાથી ઇ૦ અ૦ ઝાલિમ હલાક થશે. યાદ રાખવું જોઇએ કે દુશ્મનથી શરીઅત મુજબ જે બદલો લેવા હુકમ હોય તેનાથી વધુ બદલા માટે કદી પણ મજકુર અમલ કરવો નહીં કેમકે નહીં તો પોતે હેરાન થશે.

"યા અફુવ્વો" (સંખ્યા ૧૫૬) અ ગુનાહો અને તકસીરોને માફ કરવાવાલા" (૧) જેણે બહુ ગુનાહ કર્યા હોય તો એને કસરતથી પઢવાથી ઇ૦ અ૦ ખુદાપાક તેના ગુનાહ માફ કરી દેશે. (૨) એને હમેશા કસરતથી પઢનાર ઇ૦ અ૦ દરેક ગુનાહથી બચેલો રહેશે. (૩) એને હમેશા કસરતથી પઢનારના દિલની સીયાહી ખુદાપાક દૂર કરી તેને નેક રસ્તે ચાલવાની હિદાયત આપશે. (૪) ત્રણ હપ્તા સુધી લગાતાર એને કસરતથી પઢવાથી બધા દુશ્મન દોસ્ત થઇ જશે અને લોકો તેની ઇઝઝત કરશે. (૫) એને હમેશાં કસરતથી




(૩) જે મકાનમાં રહેતા હોય તેની ચારે બાજુ લીટી ખેંચી દરરોજ ૨૦૨ વખત એને પઢી મકાનની ચારે તરફ દમ કરવાથી ઇ૦ અ૦ બધી આફત બલાથી બચેલા રહેશે.

"યા મુકસેતો" (અદદ ૨૦૯) "એ ઇન્સાફ કરવાવાલા" (૧) એને દરરોજ એકસો વખત પઢનાર શયતાનના મકરો ફરેબ અને વસવસાથી બચેલો રહેશે (૨) દીન દુન્યાની કોઇ પણ હાજત માટે અને હાજત પૂરી થાય ત્યાં સુધી દરરોજ સાતસો વખત પઢવાથી ઇ૦ અ૦ બહુ જલ્દી હાજત પૂરી થશે. (૩) કોઇ રંજમાં પકડાઇ ગયા હોય તો દરરોજ સીત્તેર વખત પઢવાથી ઇ૦ અ૦ રંજ બહુ જલ્દી દૂર થઇ જશે. (૪) એને કસરતથી પઢનારનું દિલ ઇબાદતમાં લાગી જશે. (૫) જેને નમાઝમાં બહુ વસવસા આવતા હોય તો દરરોજ સવારે એને એક હજાર વખત ૪૦ દિવસ સુધી પઢશે તો ઇ૦ અ૦ વસવસા દૂર થઇ જશે. (૬) અગર કોઇ મરદ તેની ઓરતોમાં બરોબર ઇન્સાફથી રહેતો ન હોય તો એને સાત હજાર વખત પઢી કોઇ ખાના પીનાની ચીજ ઉપર દમ કરી તેને ખવાડવાથી અગર પીવાડવાથી ઇ. અ. ઇન્સાફથી રહેશે.

(અપૂર્ણ)

# "પાશ્ચાત્ય શિક્ષણ, સંસ્કૃતિ, અને સ્ત્રી વર્ગ."



[ મૂળ લેખકઃ-જનાબ મૌલાના અબ્દુલ હફીઝ સાહેબ, બલ્યાવી. ]
( અનુવાદકઃ-ઇસાભાઇ ઇબ્રાહીમ કાવી )

જો કોઇ દર્દી માટે કોઇ નુસ્ખો (પ્રિસ્ક્રીપ્શન) પસંદ કરવામાં આવે, અને તેનાથી તેને ફાયદો ન થાય, તો ફરી તેજ પ્રિસ્ક્રીપ્શનનો તેનાજ જેવા બીજા દર્દી માટે ઉપયોગ કરવો નરી મુર્ખતા અને અજ્ઞાનતા છે. આ એવો સર્વમાન્ય સિદ્ધાંત છે કે કોઇ અભણમાં અભણ મનુષ્ય પણ એનો પ્રતિવાદ કરી શકતો નથી, **"મન જર્રબલ મુજર્રબ્બ હલ્લત બિહીન્નદામહુ"** (પરીક્ષિત વસ્તુને પારખવાનું પરિણામ શરમિન્દગીજ છે.) એજ દ્રષ્ટિકોણનું શબ્દ-ચિત્ર છે। અને બંને જહાંના સરદાર સલ્લલ્લાહો અલૈહે વસલ્લમનું ફરમાન **"લા યુલ્દગુલ મુઅ્મિનુ મિન હુજરિવ વાહિદતુન મર્રતૈન"** કિન્તુ ઇમાનવાળો એક દરથી બીજીવાર ડંખાતો નથી. પણ એ તરફજ ઇશારો કરે છે!

જ્યારે એ સિદ્ધાંત સર્વ સ્વીકાર્ય છે, અને એ પ્રિસ્ક્રીપ્શન પુરૂષો માટે લાભદાયક થયું પણ નથી, તો પછી શું કારણ છે કે શિક્ષણ પ્રશ્નમાં પુરૂષો ઉપર પ્રિસ્ક્રીપ્શનનો ઉપયોગ કર્યા પછી સ્ત્રીઓ ઉપર પણ તેનો ઉપયોગ થઇ રહ્યો છે!!

૧૯ મી સદીમાં કૌમી પ્રતાપ, પ્રભાવ, અને પ્રતિષ્ઠા, કિન્તુ શાસનપદ ગુમાવ્યા પછી જ્યારે તે યુગના સમાજ-સુધારકો, અને કૌમી કાઇદોએ જોયું કે પરાધિન અવસ્થામાં રહ્યો સહ્યો વૈયક્તિક પ્રભાવ પણ અસ્તાચળ પ્રતિ ઢળી રહ્યો છે તો તેમણે વિચાર્યું કે હવે પરિશેષ સ્વમાનના સંરક્ષણ માટે પાશ્ચાત્ય શિક્ષણ અને ફિરંગી રંગ-ઢંગ સંપાદન કર્યા વિના અન્ય કોઇ માર્ગજ નથી!!! જો કે તેજ સમયે કૌમના અન્ય માર્ગદર્શકોએ એ યોજનાનો પ્રતિરોધ કર્યો, અને ચેતવણી આપી કે એ યોજના મુસ્લિમોને ઉત્થાનની ઉચ્ચ ટોચે ઉન્નતિ કરવાને બદલે પતનની પરાકાષ્ટાએ પહોંચાડશે। અને તેની સ્વાતંત્ર્ય-ભાવના કેવળ નાબૂદ થઇ જશે! પરંતુ એ વિરોધ કરનારાઓને 'મુલ્લાં'! બુદ્ધિવિહિન, અને સંકુચિત વિચારસરણીવાળા કહેવામાં આવ્યા! અને ખુદા તથા રસૂલ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરીને પોતાના વાસ્તવિક સ્વમાનનો સર્વનાશ વહોરનારી સમાજે એ યોજનાનો સહર્ષ સત્કાર કર્યો। પ્રારંભમાં એ પ્રિસ્ક્રીપ્શને આ દ્રષ્ટિએ કંઇક સફળતા મેળવી કે થોડું અંગ્રેજી જાણનારાઓ મ્હોટી મ્હોટી



પત્રીઓ પર આવતા રહ્યા. પરંતુ હમણા જે હાલત છે તે વર્તમાનપત્રોના વાંચક વર્ગથી છુપી નથી! એક સાધારણ દરજ્જાની નોકરી માટે સેંકડોની સંખ્યામાં તુટી પડે છે! એ ઉપરાંત અહીંયા વિચારવા યોગ્ય વસ્તુ આ પણ છે કે "મુસલમાન આ વિશાળ વિશ્વપટ પર જો એટલા માટેજ આવ્યો હતો કે,

"બી. એ. હુએ નોકર હુએ,
પેન્શન મિલી ફિર મર ગયે,"।

તો માનવું પડશે કે આલિમો ખરેખર ભૂલમા હતા, અને પાશ્ચાત્ય શિક્ષણના પ્રચારકો કૌમના મહા ઉપકારક! પણ જો મુસ્લિમોનો જીવન-ઉદ્દેશ એ સિવાય કંઇ બીજોજ છે તો જોવું જોઇએ કે તેમાં ક્યાં સુધી સફળતા મળી? ૧૮૫૭ના મુક્તિ સંગ્રામ પછી 'હેનરી હેરીંગટન રાબ્સ" જે બંગાળનો સીવીલીયન હતો તેણે ૧૮૫૮માં "ભારતમાં ભુતકાલિન વિપ્લવ, અને આપણી ભાવીનીતિ" નામની પોતાના કૃતિમાં લખ્યું છે કેઃ-

"તે મુસલમાન પહેલા ખલીફાના સમયથી વર્તમાન યુગ સુધી એક સરખી રીતે મગરૂર, અસહિષ્ણુ, અને અત્યાચારી રહ્યા! હમેશા તેઓનો એજ હેતુ રહ્યો છે કે કોઇ પણ રીતે ઇસ્લામી હુકૂમત સ્થાપિત થાય, અને ફિરંગીઓ સાથે ઘૃણા-લાગણીને ઉત્તેજન મળે! મુસ્લિમો કોઇ એવી ગવર્નમેન્ટના કે જેનો ધર્મ જુદો હોય ઉત્તમ પ્રજા બની શકતા નથી, એટલા માટે કે કુરઆનની આજ્ઞાઓના અસ્તિત્વમાં એ વાત શક્યજ નથી."

[ હુકૂમતે-ખુદ ઇખ્તીયારી પૃષ્ઠ ૫૫ ૫૬, ]

એજ પોલીસી હતી જેના વડે મુસ્લિમોને સંસ્કૃતિ-ઉત્કર્ષના પ્રલોભનો બતલાવી ધાર્મિક શિક્ષણથી અવરોધવાના પ્રચંડ પ્રચારો આદર્યા અને શક્ય એવી રીતે તેમને ધર્મથી વિમૂખ કરવાની રમતો રમાઇ, જે સફળ થઇ! મિસ્ટર હિન્ટરના કથાનાનુસાર દેશની સાથે "દિમાગ" પણ છતી સેવામાં આવ્યો.

પ્રારંભમાં જ્યારે મુસ્લિમોના એ માનસિક પરિવર્તનનો આરંભ થયો, તે સમયે ઇસ્લામી નિયમોનું ઉલ્લંઘન કરતાં શરમ આવતી હતી. પરંતુ જેટલા પ્રમાણમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો રંગ ચઢતો ગયો તેટલાજ પ્રમાણમાં એ શરમ ભાન ઓસરતું ગયું! અને હવે તો આ વખત આવ્યો છે કે ખુદા અને રસૂલ (સલ)ના અહકામોથી દ્રોહ કરવો કોઇ અપરાધ ગણાતો નથી! જો કોઇ શખ્સ ખુદાઇ કાનૂનોથી ઉલ્લંઘણ કરે તો તે પોતાના એ કૃત્યથી શરમાતો નથી! બલ્કે ઉલ્ટો આજ્ઞા-પાલકને શરમાવવાનો પ્રયાસ કરે છે! જો કોઇ 'કથન' કે 'વર્તન'ના સમર્થનમાં કુરઆન અને હદીસથી કામ લેવામાં આવે, તો તે આપણા 'રોશન ખિયાલ' વર્ગને માટે "શ્રદ્ધા-ભંડાર" બનવાને બદલે (ખુદાની પનાહ) વહેમ અને વસવસાનો ઝરો બની જાય છે! પણ જો કોઇ કથનને માટે કોઇ 'ન્યુટન' યા 'બેકન'નું નામ રજુ કરવામાં આવે તો મસ્તક ઝુકી જાય છે.

એજ તે શિક્ષણ વિષયક સાચી યોજના હતી જેને 'મેકોલે'એ ઇ. સ. ૧૮૩૫ના એક પત્રમાં આલેખી હતી કે.

"શિક્ષિત હિન્દુસ્તાનીઓ પ્રકૃતિ-ભારતના, મત, નીતિ અને વિચાર સરણીમાં બિલ્કુલ




એ રીતે તેને નવયુવન સ્ત્રી, પુરૂષોના દુરાચરણોથી પરિચિત થવાનો પુરતો પ્રસંગ મળ્યો છે પોતાના એક ગ્રંથમાં લખે છે કેઃ—

"હાઇસ્કુલની ઓછ માં ઓછી ૪૫ ટકા વિદ્યાર્થીનીઓ કોલેજ-ત્યાગ પહેલાંજ ભ્રષ્ટાચારી થઇ ચુકી છે! અને ત્યાર પછીના શિક્ષણ ધોરણમાં એ પ્રમાણ એનાથી પણ વધી જાય છે."

એક બીજા પ્રસગે એજ ગ્રંથકાર લખે છે કેઃ—

"હાઇસ્કૂલની 'વય'વાળી ૪૯૫ બાળાઓ જેણીઓએ ખૂદ મ્હારી સ્હામે કબૂલ કર્યું છે કે તેણીઓએ લડકાએ દ્વારા "પુરૂષ-સબંધ"નો પરિચય થયો છે! એમ થી માત્ર ૨૫ એવી હતી જેણીઓ સગર્ભા થઇ હતી, કેટલીક અનાયાસે બચી ગઇ હતી! પરંતુ ઘણીખરીને બર્થ કંટ્રોલની અસરકારક યુકિતઓનુ સંપૂર્ણ જ્ઞાન હતું! એ વાકેફિયત તેણીઓમાં એટલી પ્રસરી ચુકી છે કે લોકોને તેના ખરા અકસદાની ખબર નથી! (તરજુમાનુલ કુર્આન)

હવે આપ પોતે વિચાર કરો કે કદાચ ખુદા ન કરે તમે પોને પણ એ માર્ગે તો નથી જઇ રહ્યા? જેના ઉપર યુરોપ અને અમેરીકા ચાલીને પોતાની નૈતિક હાલતને પાયમાલ કરી ચુક્યા છે!

"ન સમઝોગે તો મીટ જઓગે અય હિન્દુસ્તાંવાલો"
તુમ્હારી દાસતા તક ભી ન હોગી દાસતાનોમે!

સાફ કહીએ છીએ કે અમે સ્ત્રીઓ માટે શિક્ષણ, અને સભ્યતાના વિરોધી નથી. બલ્કે અમારો હેતુ શિક્ષણ-પદ્ધતિની સુધારણા છે. અમે ઇચ્છીએ છીએ કે આપણી મા, બ્હેનો અને બેટીઓ એવું શિક્ષણ અને સભ્યતા શીખે કે જે તેણીઓની મઝહબી અને ઇસ્લામી વિશેષતાઓનો વિનાશ ન કરે, અમારા નઝદીક એવી પ્રત્યેક તઅલીમ જે નૈતિક હાલતનું રક્ષણ કરે તે મુસ્લિમોનો ધ્યેય હોવો જોઇએ. અને જે શિક્ષણ દુરાચાર, અધર્મવાદ અને નાસ્તિકવાદ તરફ લઇ જાય એનાથી તો અજ્ઞાન રહેવું જ ઉતમ છે.

"ગર ન ઇલ્મત સૂયે યઝદાં રહબરસ્ત
જહલ અઝાં ઇલ્મ સદ રહ બેહતરસ્ત"

—o—



ધી વિક્ટોરિયા જ્યુબિલી મદ્રેસાઇ કન્યાશાળા, પોરબંદર.

કારવાં [માસિક] Registered No. B. 4327.
તંત્રીઃ "વહશી" સંદેરી. સહતંત્રીઃ "એકાર"
માસ મે ૧૯૪૨
પુસ્તક. ૩ જું અંક ૯ મો

# અનુક્રમણિકા.


| વિષય સૂચ. | લેખકનું નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| આહ્વાન ... ... | એ. પુસ્કીન ... | ... ૫૦૫ |
| ઈસ્લામી શિક્ષણ (કુર્આન) ... | મૌ૦ અ. રહીમ સા૦ ... | ... ૫૦૬ |
| " " (હદીસ) ... | " " " " ... | ... ૫૦૭ |
| પોક ... ... ... | રા. વણજારો ... | ... ૫૦૮ |
| આવાઝની દુનિયા ... ... | "એકાર" ... | ... ૫૧૨ |
| ચાંદુડીયાં ... ... | ......... ... | ૫૧૩–૧૪ |
| ફતાવા ... ... | મૌ૦ અ. અશરફ ... | ... ૫૧૬ |
| "આંધળી છોકરી"ના ઉઠાવગીર ... | વલી ... ... | ... ૫૧૮ |
| ચારિત્રનું બળ ... ... | હાશિમ ... ... | ... ૫૨૦ |
| હું મિયાં ને તિસ્માર્ખાં ... | શાન્ત ... ... | ... ૫૨૧ |
| "અટારીમાં" ... ... | અશરફ ... ... | ... ૫૨૪ |
| સિદ્ધિના સન્માર્ગ ... ... | "ગાફિલ" ... | ... ૫૨૫ |
| જીવનનાં વહેણ (પાંચ કલમે લખાયલી વાર્તા) | "જ્યોત"–"કિસ્મત" ... | ... ૫૨૯ |
| ચીનમાં ઇસ્લામ ... ... | "બખ્શી" ... ... | ... ૫૩૬ |
| એક ભયંકર દ્રષ્ટિ કોપ ... ... | "ગાફિલ" ... ... | ... ૫૪૨ |
| નેપોલીયનની ઉદારતા ... ... | "મઝાક" ... ... | ... ૫૪૭ |
| ગુજરાતના ઉર્દૂ ગઝલકાર ... | બચુઅલી ... ... | ... ૫૪૯ |
| અસ્માઉલ્ હુસ્ના ... ... | રિફાઇ–સાબેરી ... | ... ૫૫૨ |
| પાશ્ચાત્ય શિક્ષણ, સંસ્કૃતિ અને સ્ત્રી વર્ગ | ઈસાભાઇ ... ... | ... ૫૫૬ |


વાર્ષિક લવાજમ–હિન્દ અને સીલોન રૂ. ૪, બર્મા રૂ. ૫, પરદેશ શી. ૮

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ પંદરમીએ પ્રગટ થઇને તેજ દીવસે પોસ્ટ કરવામાં આવે છે. રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખવામાં આવે છે. પત્રવ્યવહાર વેળા તે લખવા ચુકશો નહીં. અંક નહીં મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી.

*Printed by: Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press *Kanpith, Khand Bazar*, Surat.

*Published by: Azum Ahmed Esmail Vahshi* for Vahshi Sahitya Karyalaya *Tower Road*, Surat.



હિન્દના અગ્રગણ્ય અને મુંબઈ ઇલાકાના ખાસ
રાજદ્વારી લાગવગ ધરાવતા મુસ્લિમ આગેવાન

**સર ઇબ્રાહીમ રહેમતુલ્લાહ મર્હૂમ**

જેમના અવસાનની ખોટ મુંબઈ ઇલાકાને વરસો સુધી રહેશે.

---

"કારવાં"માં અવારનવાર પોતાના કાવ્યોથી જાણીતા થએલા ગુજરાત અને બૃહદ ગુજરાતના આશાવાદી કવિ અને લેખક ભાઇ અહમદ યૂસુફ "ગુલ"નું તેમના વતન પોરબંદરમાંજ ૨૮ વરસની ભર યુવાનીમાં અકાળે અવસાન થયું છે. (ઇન્ના૦) ખુદા મર્હૂમને ગરીકે રેહમત કરે અને એમનાં કુટુંબી જનોને સબ્રે જમીલ અતા કરે! આમીન!

---









## અપરિપકવ

**મંઝિલ ક્યાં?**

પ્રભાત અણવિકસ્યુંજ રહ્યું એનું સોનેરી તેજ હેતુહીણુ બની ક્ષણ માત્રમાં વિલીન થયું.

જીવન-વહેણમાં પ્રબળતાએ પ્રવેશ કર્યો, ઉષા એની બહારમાં ખિલી ઉઠી. ક્ષીતીજને આરે ઉભેલી સંધ્યાએ હાસ્ય વેર્યું.

મધ્યાન્હે અંગારા વરસાવ્યા ત્યારેજ સંધ્યાએ રવિ આથમ્યો.

જીવનપ્રભાત ખીલે છે, વિકસે છે, તપે છે, પરંતુ જીવન પંથ ક્યાં-પૂર્ણ થાય છે? જીવન મંઝિલ સુધી કોણ પહોંચે છે?

**હ્રદયનું યૌવન**

યૌવન એ જીવન છે. યૌવન એ જીવનની વસંત છે

વસંત આવે અને કુંજોમાં કૈકારવ ગુંજે.

નિગમતી કલ્પનાઓ યૌવનપર મરે છે.

યૌવન જીવનને રીઝવે છે. પ્રાણમાં પ્રેરણાનાં પિયુષ પાય છે.

પરંતુ મારા હ્રદયનું 'યૌવન' તો એના વિકાસ પહેલાંજ કરમાઇ ગયું છે એનું શું? માત્ર દેહના યૌવનનું મહત્વ શું?

**સામ્યવાદ!**

મહેનત, મંઝદૂરી કરી શ્રમજીવીની કાયા પડછંદ બની છે. વ્યવસાયની ચિન્તાઓમાં રહી આમોદ પ્રમોદ કરતાં કરતાં શ્રીમંતનું જીવન નિર્બળ બન્યું છે.

શ્રમજીવી શ્રમજીવનમાં એકતાર છે. શ્રીમંત નિર્બળ જીવનમાં છે. ન અનોખો સામ્યવાદ!'

'બેખુદ' ધોરાજવી

## "પ્રેમ"

સંયોગોનું દ્વાર ને, પવિત્રતાનું, સર્વોત્કૃષ્ટ, મર્મસ્પર્શિ ભવ્ય ચિત્રાણુ : એ પ્રેમ : એ ચિત્રણુ માનવ-અંતરે પગલીયે પગલીયે અંકિત થાય છે-જ્યારે, મન, ઉન્મત્ત સુંદરતા ને આકર્ષતાના સામર્થ્ય તળે દબાય છે ત્યારે..!

એનાં વર્ણન કાજે લફઝો ક્યાંથી આણવા? એ સારૂ મથનોય શા કરવા?...જ્યાં, પ્રેમ : સ્વયં અવર્ણિય છે-અદૃશ ને અગ્રવર્ણિય છે ત્યાં!

હા, હૃદય એક માત્ર વસ્તૂ, એના દિગમ્બર તાદૃશ્યતાનું-તત્સમયતાનું હુબહુ વિરાટ સ્વરૂપ છે...

એથીજ, વિરહ, અપમાન, તિરસ્કાર, બદનામી, દીવાનગી-ફના આદિથી સંયોજિત પ્રેમ : એની ગહન ઘેરી સમસ્યાઓ-તત્સવિતા આલેખી શકાય-કલવેર-કુટિરેથી હૃદયજ્યોત બ્હાર આણતા ને નયન લેખિની વડે, આશામય-રે મિલાપ પૂર અક્ષરે, 'આત્મપૃષ્ટ-પૃષ્ટે!'...

- કલ્પના વાટે, મન વાડીમાં- સરી જતી મધુ-મિઠડી પ્રેરણા 'ને અદૃશ્ય દૃશ્યોના દિવ્ય-તમ દર્શન'ને તસવ્વુર, એ પ્રેમ-સુરભિની છતી પ્રતિતિ છે...

એ વિકસે છે-ભવ્યના અભિષેકે છે, મઘમઘતા સ્નેહ-વાત્સલ્ય તર, સહદાયિ પ્રાણ-છિપોની અંતરગત 'ગુલ-ક્યારીઓ'માં સદા સર્વદા!...

મર્હૂમ "ગુલ" (પોરબંદર)



# ઈસ્લામી શિક્ષણ

[illegible] ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૧૯૫) હે લોકો ! પોતાના ઉપરના ખુદાઇ ઉપકાર યાદ કરો. શું ખુદાના સિવાય બીજો કોઇ પેદા કરનાર છે ? જે આકાશ અને જમીનથી તમને રોજી આપતો હોય ! તેના સિવાય કોઇજ હાકેમ નથી. ફરી કયાં અવળા જાઓ છો ? (કુર્આન)

*  *  *  *

(૧૯૬) તું કહી દે મારો પરવરદિગાર ચાહે તેની રોજી ખોલી દે છે અને ચાહે તેને માપથી આપે છે પરંતુ ઘણા લોકો સમજતા નથી (કુર્આન)

*  *  *  *

(૧૯૭) અલબત અમે તેમને તે મહાન અઝાબ પહેલાં (દુન્યામાં) થોડી શિક્ષા ચખાડીશું કે કદાચ તેઓ (અમારા તરફ) પાછા વળે. (કુર્આન)

*  *  *  *

(૧૯૮) તું કહી દે જો તમે (જંગમાં) મરવા અથવા માર્યા જવાથી નાસો છો તો આ નાસવું તમારા કંઇ કામ નહિ લાગે અને ફરી પણ થોડાજ દિવસ સિવાય (વધારે) ફળ નહિ પામો. (કુર્આન) .

*  *  *  *

(૧૯૯) જો કોઇ વાતને તમે જાહેરમાં કહો અથવા તેને છુપાવો તો (યાદ રાખો કે) ખુદાપાક દરેક વસ્તુને જાણનાર છે. (કુર્આન)

*  *  *  *

(૨૦૦) તું કહી દે અગર ખુદા તમારી સાથે બુરાઈ ચાહે તો કોણ તમને તેનાથી બચાવી શકે છે અથવા તમારા ઉપર મહેરબાની કરવા ચાહે (તો કોણ તેને હટાવી શકે છે) અને તેઓ પોતાના માટે ખુદાપાકના સિવાય કોઈ દોસ્ત કે કોઈ મદદગાર નહિ મેળવે. (કુર્આન)



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ





(૧૯૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે નેકી અથવા એહસાનની કોઈ વસ્તુને હલકી કે થોડી સમજવી નહિ. અને તારા મુસ્લિમ ભાઈને વચન આપી તેનો વિરોધ કર નહિ (મુસ્લિમ)

× × × ×

(૧૯૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે મુરદાર જાનવરનું તો માત્ર ખાવુંજ હરામ છે. (એટલે તેની ખાલ, હાડકાં, દાંત, વાળ વગેરેને ઉપયોગમાં લેવું હરામ નથી.) (સહીહૈન)

× × × ×

(૧૯૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમો ડાબા હાથ વડે ખાઓ નહિ. કારણ કે ડાબા હાથે શયતાન ખાય છે. (મુસ્લિમ)

× × × ×

(૧૯૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે રેશમને તો તેજ પુરૂષ પહેરે છે જેનો (આખેરતમાં) હિસ્સો નથી (મુસ્લિમ)

× × × ×

(૧૯૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે (લડાઈમાં) શત્રુ જોડે બાથ ભીડવાની ઇચ્છા કરો નહિ. પણ જ્યારે તેઓ સાથે ભેટો થાય તો દૃઢ રહો. (બુખારી)

× × + ×

(૨૦૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે ચીજમાં પ્રાણ હોય તેને નિશાનો બનાવો નહિ. (મુસ્લિમ)




ચાલતાં ન્યાયને રસ્તે ચાલશે. થોડાક મિત્રો (જો હોય તો)ને આગળ લાવવા સારૂ તેઓ ઘણાને ધક્કા દઈ પાછા હડસેલવાનું પસંદ નહિ કરે.

અને પેલા 'કારવાં'ના તંત્રી પાસે 'ઝાર'નું ભાષણ છાપવા બદલ મફી મંગાવવા નીકળેલા મિત્રો રેડીઓવળા પાસે માફી મંગાવવા કેમ જતા નથી? ભાષણ પહેલાં રેડીઓ પર બોલાયું પછી 'કારવા'માં છપાયું. 'કારવાં'નો પ્રચાર કંઇ રેડીઓથી વધુ નથી! પછી શા માટે 'કારવાં'ને દંડાવાય છે અને રેડીઓને કંઇ કહેવાનું નથી? ખરી વાત તો એજ હતીને, કે, ગુજરાતને-વાચકોને ભરમાવી પોતાનો સ્વાર્થ સાધવો હતો.

° • °

'આધળી છોકરી'ના ઉઠાવગીર આસિમ ભેયા ઢોલ વગાડતા ફરે છે કે એ કવિતા નીચે મે સુચિત લખ્યું છે માત્ર આટલાજ તરણાના આધારે તેઓ તરીને પાર જવાની હિંમત રાખતા હોય તો એ હિંમત દાદને કાબિલ છે પરંતુ જનાબ 'આસિમ' સાહબ સાંભળીને ખૂશ થાય કે 'ચોર' કરતાં ચોરી પકડનાર વધુ હુસ્યાર હોય છે! સુચિત લખવાની વાત છે ત્યાં લગી આપને જણાવવાનું કે આપે 'એવરીમોજ'માં સુચિત લખ્યું હતું. પણ 'વસંત' માસિકમાં તો સૂચિત નથી લખ્યું ને? ઓહ તમારૂં એમ પણ કહેવું છે કે હું સૂચિત લખું છું છતાં તંત્રીઓ તે કાપી નાખે છે! ખૂબ તંત્રીઓને પણ સેતા દૂબવાની અક્ક કાઢી છે! આખર છોતો રંગીલા કવિને! ચાહો તો પેનનો, 'દિમાગનો,' કે હાથનો પણ વાંક કાઢી શકો છો, પણ આપને એ બધા ગવાહો શોધવાની તસ્દી ન થાય તેટલા માટે હું ફરીથી કહું છું કે એ ગઝલ આપે પોતેજ ગુજરાત–કાઠીઆવાડમાં ગાઇ સંભળાવી હતી, અને આપ ગાતા હતા ત્યારે કદી પણ સુચિત-નો શબ્દ ઉચારતા ન હતા આપના મુખેથી સાંભળનારા ગુજરાતીઓ જોઇએ તેટલા છે. માટે હવે એ નકામી તસ્દી આપ છોડી દો! કેમકે હજી ઘણોય માલ ચોરીનો આપને ત્યાં છે અને તે પણ એવો કે સુચિત નહિ પણ ઉચિત

વળી સુચિત કોને કહેવાય? સીધું ભાષાંતર કરો તેને સુચિત ગણાવવું છે? કૃપા કરી આપ શબ્દકોશ તથા થોડાક વિવેચનો વાંચી ગયા પછી આવજો.

•—•

## ત્રણ કેમ?

"મુંબઇ રેડીયો પર ઝેલો ગુજરાતી મુશાયરો થયો તેમાં ફક્ત ત્રણજ શાઇરોનાં નામ કેમ પ્રગટ થયાં હતાં?" એક મુશાયરાઘેલા મિત્રનો પ્રશ્ન. એ ત્રણ સિવાયના મુંબઇના બીજા શાઇરો પર દ્વારકાની છાપ નહિ લાગી હોય એટલે શાનું નામ પ્રગટ થાય?




સવાલ-એક શખસ ગુજરી ગયો. તેણે પાછળ આ લોકો છોડયા છે. તેનો માલ કેવી રીતે વહેંચવો જોઇયે તે નક્કી કરી જણાવશો. એક ઔરત, ત્રણ દીકરા, એક દીકરી, એનો જવાબ આપો.

જવાબ-પ્રથમ મર્હૂમના માલમાંથી કફન દફનનો ખર્ચ અને કરજ હોય તો તે અને મર્હૂમની વસીયત હોય તો તે ત્રીજા માલ સુધી-માંથી અદા કર્યા બાદ કુલ માલના ભાગ ૮, કરવા. તેમાથી ઔરતને એક ભાગ એટલે આઠમો હિસ્સો અને દરેક છોકરાને ભાગ ૨, છોકરીને ભાગ ૧, મળશે. ઔરતની મેહેર બાકી હોય તો તે વારસા વતરીક આપવી પડશે, (સિરાજી)

સવાલ-એક જણ ગુજરયો છે. તેની ઔરત છે અને એક છોકરો છે અને બે સગા ભાઇ છે. કોને કેટલું મલશે તે જણાવો.

જવાબ-શરઇ હકો અદા કર્યા બાદ કુલ માલના ભાગ ૮, કરવા. જેમાંથી આઠમો ભગ એટલે એક ઔરતને મળશે અને બાકીનો કુલ માલ છોકરાંને મલશે, ભાઇઓને કંઇ મલશે નહિં. ઔરતની મેહેર બાકી હોય તો તે તેણીને વારસા વતરીક અદા કરવું જરૂરી છે. (સિરાજી.)

સવાલ-એક માણુસ મી. ઉસમાન નામનો ગુજરી ગયો છે તેની માત્ર બે છોકરીયો છે અને બે ભાઇઓ છે. જેઓ સગા એક માબા-પથી છે અને એક ભાઇ બેન સાવકા એટલે બાપ એક અને મા અલગ છે. તો મરનારનો વારસો કેમ વહેંચવો?

જવાબ-પ્રથમ શરઈ હક એટલે કફન દફનનો ખર્ચ, કર્ઝ અને વસીય્યત માલના ત્રીજા હિસ્સા સુધીમાંથી, એ સર્વ અદા કર્યા પછી જે માલ બચે તેના ભાગ ૬ કરવા. એમાથી બે બે ભાગ દરેક છોકરીને અને એક એક ભાગ દરેક સગાભાઇને મળશે. સાવકો ભાંઇ અને સાવકી બ્હેન મહરૂમ છે એમને કંઇ મળશે નહિ (સિરાજી.)

સવાલ-એક માણુસ મરણ પામ્યો છે. તેનો બાપ હયાત છે. એને એક છોકરો છે અને તેની એક ઔરત નિકાહની છે. તો કોને કોને કેટલું અને કેવી રીતે મળશે?

જવાબ-સર્વથી પહેલાં શરઇ હકો અદા કર્યા બાદ માલના ભાગ ૨૪ કરવા. મર્હૂમના બાપને ભાગ ૪ મળશે. દીકરાને ૧૭ મળશે અને ઔરતને ભાગ ૩, એટલે આઠમો હિસ્સો મળશે. તેણીની મહેર બાકી હશે તો તે પણ તેણીને વારસા વતરીક ધણીના માલથી મળશે. (સિરાજી.)




**સવાલ**-બકરો ખસ્સી કરવો દુરસ્ત છે કે નહિ અને કુર્બાનીમા ચાલે કે નહિં ?

જવાબ-બકરો ખસ્સી કરવો જાઇઝ છે, અને કુર્બાનીમાં પણ ચાલી શકે છે એમાં કંઇ વાંધો નથી; બલ્કે ખસ્સીની કુર્બાની આપવી અફઝલ છે. (ઇમદાદુલ ફતાવા)

**સવાલ**-એક છોકરા, છોકરીના નિકાહ થયા હતા ત્યારે બન્ને નાના હતા હવે મોટા થયા છે. મર્દ, ઔરતમાં કોઇ તરેહનો મેલાપ થયલો નથી, બીલ્કુલ એકાંતમાં પણ કોઇ વાર મળેલા નથી. હવે મર્દએ તેણીને તલાક આપી છે. તો તેણી ઇદ્દત ગુજારે કે નહિ ?

**જવાબ** જો વિદાગરી થઇ ન હોય તેમજ એકાંતમાં કોઇ વખતે મળવા ન હોય એટલે ખિલ્વતે સહીહા પણ ન થઈ હોય તો એવી સૂરતમાં ઔરતને તલાક મળવાથી ઇદ્દત ગુજારવી ન પડશે. (દુર્રે મુખ્તાર, શામી.)

સવાલ-ઔરત હામેલા છે અને ઝિનાથી હમલ માલમ પડે છે તેની સાથે એક જણે નિકાહ પઢ્યા તો એ નિકાહ થાય કે નહિ.

જવાબ-જે ઝિના કરનાર મર્દ છે તે માણસ તેણી સાથે હમલની હાલતમાં નિકાહ કરી શકે છે જ્યારે કે મજકુર હમલ એજ ઝાનીથી હોય. બીજાએ નિકાહ કરવા જાઇઝ નથી. હદીસ શ૦માં છે કે એકની ખેતીમાં બીજો પાણી પીવડાવે નહિ.

## હવાઇ હુમલા પ્રસંગે શું કરવું ?

### રાંદેર માટે સરકારી સૂચના.

સુરતના ડી. માજીસ્ટ્રેટ મી. વૈદે હિંદ રક્ષણ કાયદાની રૂએ પોતાને મળેલી સત્તાને આધારે રાંદેર શહેરમાં દુશ્મન હલ્લો થાય તો તે-અંગે પ્રજાએ અમલમાં મૂકવાના નિયમો અંગે એક હુકમ બહાર પાડયો છે. એ હુકમ પ્રમાણે જે માણસને કંઇ કામ ન હોય ને જે ઘરમાં હોય તેણે ઘરમાંજ રહેવાનું છે; જે લોકો બહાર હોય ને કામ વગરના હોય તેમણે શેલ્ટરનો આશ્રય લેવાનો છે. રસ્તે ચાલતા વાહનોએ ડાબી બાજુએ જઇ ઉભા રહેવાનું છે. ઘોડા કે બળદોને વાહનેથી છોડી નાંખી નજીકમાં કોઇ થાંભલા કે ઝાડ સાથે બાંધવાના છે, એવી જગા ન મળે તો પૈંડા સાથે બાંધી શકાશે. પોલિસનાં જાહેર સર્વિસનાં ને સરકારી વાહનોનેજ એ વખતે રસ્તા પરથી પસાર થવા દેવામાં આવશે આવા વખતે ખાનગી વાહનોની લાઇટો બુઝાવી નાંખવી પડશે. તમામ લોકો જ્યાં પણ હોય ત્યાં તેમણે પોલીસના હુકમો માનવા પડશે. કોઇ પણ મકાન માલીકને પોલીસ કે એ. આર પી ના અમલદારની સુચના પ્રમાણે કોઇ પણ માણસને પોતાના ઘરમાં આશ્રય આપવો પડશે. ઘાયલ થયેલાને સારવાર માટે લઇ જવા સત્તાવાળાઓ કોઇ પણ ખાનગી વાહન ઉપયોગમાં લઇ શકશે. ફાયર હાયડ્રન્ટની નજીકમાં વાહનો રખાશે નહી. ૩૦ ફુટનું અંતર રાખવું જોઇશે. દરેક વાહનવાળાએ ચોક્કસ માપનું દોરડું સાથે કાયમ રાખવું પડશે.




—: પંક્તિ :—

" પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો. "

કાફિયા:–ઢોળતો, ચોળતો વગેરે. રદીફ:–હતો.

–[ ૧ ]–

સ્મરણું કોઇનો ઉરને ખંખોળતો હતો,
મુંતેસ ઊર્મિઓ કોઇ ઢંઢોળતો હતો !
યાદો મહીં તમારી–જુદાઇની રાતમાં;
હું દિલને, દિલ કદી મને ઝંઝોળતો હતો.
તરસીગયા–અને અમે તડપીને રહી ગયા;
એક ઘૂંટભર ન દીધો–મધુ ઢોળતો હતો.
ઝબકી ઉઠું છું, ઉંઘ મહીં હું ઘડીઘડી;
આ કોણ હરઘડી મને ઢંઢોળતો હતો.
મસ્તી હતી જરાકને, ઉલ્સન વધુ હતું;
પીતો હતો–હું તેથી વધુ ઢોળતો હતો.
સુવાને એ ઘડી હજી ગુઝરી હતી મને;
આવીને ત્યાં પ્રલય મને ઢંઢોળતો હતો.
"નાશાદ," દિલ મહીં કોઇ આવી કદી કદી;
સંતાઇને–છૂપીને જીવન ખોળતો હતો !

મુંબઇ ] [ "નાશાદ"

–[ ૨ ]–

જ્યાં જ્યાં હું એક મારી નજર ખોળતો હતો;
ત્યાં ત્યાં હું લાખ ઊર્મિઓ ઢંઢોળતો હતો.
એને હું ઠેર ઠેર જગે ખોળતો હતો;
એક વિશ્વ માટે વિશ્વ કંઈ ડોળતો હતો
કંઇ અશ્રુ એને યાદ કરી રોળતો હતો;
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
એક જગની જિન્નત હતી મુજ જાગૃતી મહીં;
હર યુગ યુગે યુગે મને ઢંઢોળતો હતો
કોઇને મન બુરો હતો કોઇને મન ભલો;
જેવો હતો જે એવો મને તોળતો હતો
એક એક ખેળતા હતા હંમેશ લાખ રૂપ;
એક હું કે એક રંગ સદા ઘોળતો હતો.
એક હું કે માનતો હતો એને મુગટ મણી;
એક એક પગ તળે મને રગદોળતો હતો.
એક રંગીના થઇ દીધું પાપી જીવે જીવન;
હું રંગતો હતો અને એ રોળતો હતો.
"ઘાયલ" જીવન મહીં મન ન્હોતો જીવનનો મોહ;
તરણાની તોલે જીવને હું તોળતો હતો.

પાલેજ ] [ "ઘાયલ"

–[ ૩ ]–

શું હું અમસ્તો મારાં નયન ચોળતો હતો ?
સમજ્યા વિના શું મોંઘી મતા રોળતો હતો ?
મૃત્યુના તાંતણાઓને રંગોળતો હતો;
જીવનનાં માળખાંઓને ઢંઢોળતો હતો.
ઉષાના ગાત્ર રંગનું નિતરણું ગૃહી ગૃહી;
કો કલ્પનાનાં પાત્રને વિંઝોળતો હતો.
જે કલ્પનાએ સર્જી પ્રતિભાઓ રૂપની;




તેને પ્રણયના તેજ થકી પીગાળતો હતો.
આતો જુઓ કે તારવા હાલ્યા છે દેશને;
કણુખી ભર્યો તે પહેલાં કુટુમ્બ ઓળતો હતો.
શે મ્હારા પ્રાણ ખીલવ્યા એવા ઉઘાનમાં;
જ્યાં, પાનખરનો વાયરો વટોળતો હતો.
'સાબિર' કહું શું તેજ કૃપાઘેરી કૂરતા;
પીવા ન દેતો તેથી વધુ ઢોળતો હતો.

વટવા ] [ 'સાબિર'

-[ ૪ ]-

જેને હું આમ તેમ ફરી ખોળતો હતો;
દિલમાંજ બેઠો તે મને ઢઢોળતો હતો.
જોઇને સ્વર્ગમાં મને રહેમત હસી પડી;
જ્યારે ફરિસ્તો મારા ગુન્હા તોળતો હતો.
ગઈ કાલના એ માળીને જાણું છું આજ પણ;
મારા જીવનનું ફૂલ જે રગદોળતો હતો.
દરિયા કિનારે સાંજના છે બાળપણની યાદ;
ગાતી હતી તું ગીત ને હું ડોળતો હતો.
મારા એ દિવસોને હજુએ ભૂલ્યો નથી;
"પીતો હતો હું, તેથી વધુ ઢોળતો હતો."
એ રીત પાન ખાતા હતા આજે શેખજી;
જાણે કે પાડો ઘાસને વાગોળતો હતો.
ના'નો નીકળ્યો 'કુણુ'થી એ દુન્યામાં હું 'અમીન'
મારી નજરથી જ્યારે મને તોળતો હતો.

સુરત ] [ અમીન

-[ ૫ ]-

અંતરની ઉર્મિઓને હું ચીમોળતો હતો;
આરામ ઝિન્દગીનો છતાં ખોળતો હતો!
નરગિસની આંખમાં કહિ બુલબુલની પાંખમાં!
વ્યાકુળ હૃદયની જ્યોતને હું 'ખોળતો' હતો!
શાને અને શું મુજને ખબર કંઇ નથી છતાં;
જીવનમહીં જરૂર કંઇક ખોળતો હતો!
આંખો કરી હું બંધ તિમિરતામાં રાતની!
અંધકારમય જીવનની શમા ખોળતો હતો!
જીવનથી હાથ ધોઇ હું બેઠો હતો છતાં,
મૃત્યુમહીં જીવનનું કિરણ ખોળતો હતો!
સૌરભ હતી કુસુમની કંટકમહીં છતાં;
ગુલશનના ફૂલફૂલમાં હું ખોળતો હતો!
જીવ્યા છતાં મરીને હરેક રાતના "હુઝી";
જીવન મરણના મર્મને હું ખોળતો હતો!
દુનિયા મળી છતાં ન ફળી દિલની આરઝુ!
એવું તે શું "હુઝી" તું અહીં ખોળતો હતો?

રાંદેર ] [ 'હુઝી'

-[ ૬ ]-

મુજ આશ પગ તળે કોઇ રગદોળતો હતો;
હાથોને હું નિરાશ થઇ ચોળતો હતો
હું પી, શરાબ, મસ્ત બની ઢોળતો હતો;
અંતરને મારા ધોઇને અંઘોળતો હતો.
મુજ ઝિન્દગીને મદ મહીં તરબોળતો હતો;
પીતો હતો હું તેથી વધુ બોળતો હતો
સાકીની દોસ્તીમાં હતો દુશમનીનો રંગ;
અમૃત કહીને જામમાં વિષ ઢોળતો હતો
કો' બેવફાથી આશ વફાની કરીને હું;
જીવનને મારા ખાક મહીં રોળતો હતો.
અશ્રુ હું સારતો હતો તે સંગદિલ સમિપઃ
મોતી અમૂલ્ય ધૂળ મહીં રોળતો હતો.
લેખાં મહીં લલાટના સુખ, ચેન શોધવા;
પુસ્તક હું મારા ભગ્ય તણું ખોળતો હતો.
"ઉદ્દ્ધૃત" જગત મહીંથી નિરાશાઓ સાંપડી;
આશાઓ નિજની પગ તળે રગદોળતો હતો.

બરબોધન ] [ 'ઉદ્દ્ધૃત'

-[ ૭ ]-

કિલ્લોલતો હતો, દિલ હિલ્લોળતો હતો,
આયુષ્ય-બાગ ચેન થકી કોળતો હતો.
રૂઝાવવાને ઘાવ જીવન વેદના તણા,




હું ઇશ્ક તણી ઔષધીને ઘોળતો હતો
મિરકીન તણાં રૂદન મહીં એ દર્દ સાંભળ્યું,
સાગર તણા સંગીતમાં જે ખેળતો હતો
મારા જિગરની જ્વાળ તણું રૂપ પેખવા,
દૃષ્ટિને સાંધ્યરંગ વિષે ખેળતો હતો.
આ દિવ્યતા ભરેલ વિસારી જળાશયો,
કાદવમાં કેમ કાય સદા રોળતો હતો?
શોધું છું આજ શૈશવને એજ સ્થાનમાં,
દિનરાત જ્યાં હું યૌવન ફંફોળતો હતો.
ટપકાવી અશ્રુબિંદુ સિતમગરની રૂબરૂ,
રત્નોને ધૂળમાંય હું રગદોળતો હતો.
આરંભમાં હું કંપી જતો જામ થોભતાં,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
'કિસ્મત' મરણને આમંત્રણ આપવા કદી,
મરકદની પાસ જીવન ફંગોળતો હતો.
ભાવનગર ] [ 'કિસ્મત'

-[ ૮ ]-

હસતા હતા સહુ મને સમજાઇ એ ગયું,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
ચકચૂરની કથાને જરા સાંભળો અરે,
એ ચેનને તજીને વ્યથા ઘોળતો હતો.
ગુલશનમાં ઝૂલતો'તો સંનમ સાથ મસ્ત થઈ,
એ ખ્વાબને પ્રભાત મહીં ખોળતો હતો.
જેનું જતન કર્યું હતું "ચમકાર!" ખૂનથી,
ફોડો બનીને એજ જિગર ખોળતો હતો.
ભાવનગર ] [ 'ચમકાર'

-[ ૯ ]-

કાજળ લગાવવાનો કર્યો ડોળતો હતો;
એ નાની સરખી ફાકીમાં દિલ ખેળતો હતો
લાગે છે વાર આમ તો, સાકી! દે આસરે;
એમાં શું હરઘડી તું ભલા તોળતો હતો?
પાનાર થાકી જાય છે, પાતાં હવે મને;
એવાય દી' હતાં કે હું મ્હોં મેળતો હતો!
ફદિનો દાસ હોવા છતાં ઢોંગ ધર્મના;
એવો સમાજ કોઇનું શું પેળતો હતો?
આવે છે લુત્ફ ખૂબ જીવનમાં અનેરા આજ;
નહોતો હું પીતો આખો સદા ચોળતો હતો!
દુનિયા ભલો કહે એ વિચારે, ફરી ફરી,
જીવન અમૂલ્ય, ખાકમાં રગદોળતો હતો;
"આઝાદ" મુજ યુવાનીમાં મસ્તી અજબ હતી,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો!
પેટલાદ ] [ 'આઝાદ'

-[ ૧૦ ]-

હું બેવફાના દિલમાં વફા ખોળતો હતો;
દિલ એનું વ્યર્થ હાય, હું ઢંઢોળતો હતો.
મળવાથી આપના મને જીવન મળી ગયું;
હું આપ ખુદને આપમાં હું ખોળતો હતો.
તેઓ ભલેને કાઢે હસી મારા બોલને;
પણ તેના હરએક બોલને હું તોળતો હતો.
સાકીની હર અદાતણી મસ્તીમાં મસ્ત થઈ;
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
નાદાન મિત્રોથી તો હું થાકી ગયો જગે;
ને તેથી દાના દુશ્મનોને ખોળતો હતો.
એ નાઝ, નખરાં, આંખ, અદાઓથી શું ગરજ?
હું એના દિલમાં પ્રેમ સદા ખોળતો હતો.
બન્નેની એમ પૂરી થતી પ્રાર્થના સદા;
પત્થરમાં એક, દિલમાં ખુદા ખોળતો હતો.
દુઃખ મુજને એ થયું છે કે "શૌકીન" દુઃખ ગયું;
દુઃખમાંજ જીન્દગીની મઝા ખોળતો હતો.
જેતપુર ] 'શૌકીન'

-[ ૧૧ ]-

એ સભ્યતાની વાત બહુ ડોળતો હતો,
પણ સ્વાર્થ-કાંટે વાત બધી તોળતો હતો.
દૃષ્ટિ મળી ને પળ ગઈ મયની મઝા ગઈ;




પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
સેવેલાં કંઇક સ્વપ્ન તણી આશ ફળી છે;
જુગ જુગથી હું એ ધન્ય ઘડી ખોળતો હતો.
તસ્વીર હરેક પુષ્પને હું આપની ગણી;
જીવન-અમી હર પુષ્પ ઉપર ઢોળતો હતો.
ઉત્સાહ અને આશમાં તરબોળ કરીને;
સુતેલા હૃદયને ફરી ઢંઢોળતો હતો.
મસ્જિદમાં ખુદા જાણે ખુદા ના મળ્યો કે શું?
ઝાહિદ મયકદામાં ખુદા ખોળતો હતો.
ખેડૂત પકવે ધાન્ય છતાં રોટી કાજ તો;
શ્રીમંત પાસ શિરને એ રગદોળતો હતો.
'દુઃખ એ તો ભાવિ સુખનો મુનાદી છે ભગ્નદિલ!'
નૂતન ઉમ્મીદમાં હું હૃદય ખોળતો હતો
અંતરની આગ અંતરે અંતે સમાવીને,
મુખ પર હું સ્મિત સાથે અમી ઢોળતો હતો.
ગંગા જીવનની ઉલ્ટી વહી ભાગ્ય તો જુઓ!
"સાગર" થઇને સામું નદી ખોળતો હતો!
જેતપુર ] [ "સાગર"

-[ ૧૨ ]-

કોઇની યાદમાં હું હૃદય રોળતો હતો;
ને નેત્ર અશ્રુઓ થકી હું ખોળતો હતો.
નિજ ઝુલ્ફને વિખેરી કંઇ ખોળતો હતો,
કે શ્યામ નાગણોને એ ઢંઢોળતો હતો?
જાગ્યા મિલનના કોડ ઉભયમાં અરસપરસ;
કોઇ મને ને કોઇને હું ખોળતો હતો.
મસ્તી તરંગે-રંગે ચડી મારી એટલી,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
વ્યથા વિયોગ કેરી સદંતર મટાડવા;
મનમાંજ મનને, મન થકી હું ચોળતો હતો.
મારા સમીપ પટકીને મુજ દિલને ક્રૂરતે;
મુજને બતાવી પગ તળે રગદોળતો હતો.
કાતિલ તું જ્યારે કત્લને: મુજને કરી શક્યો
ખંજરને ત્યારે કેમ શિરે તોળતો હતો?
પરમાર્થને વિસારીને તે સ્વાર્થી થઇ ગયો!
જુઠાં અતિ જે રોજ જગે ડોળતો હતો.
પકડીને પાસું ઝોળે છે આજે કુઓ મને;
"બિસ્મિલ" દુઃખોને કાંધે હું હીંચોળતો હતો.
પોરબંદર ] [ 'બિસ્મિલ'

-[ ૧૩ ]-

સાકી કનેથી ઝૂંટવી હીંચોળતો હતો;
જે કાલ ધર્મ વાતો બહુ ડોળતો હતો
પાપીના પાપમાં એ મહા પાપ તો જુઓ;
પોતાનાં પાપ પારકા પર ઢોળતો હતો!
દુઃખ-દર્દ-ગમ ને આફતો આવો વધાવી લઉં;
જીવનને જાણવાનો સમય ખોળતો હતો.
મારી ખતા મેં જોઇ કે જીવન ફળી ગયું;
અન્યોની આજ તક હું ખતા ખોળતો હતો.
યુવા-વસંતની એ લહેરો ને મસ્તીઓ,
નિત આશ-પ્રેમ ઝૂલે હું હિંડોળતો હતો.
એને છે રૂપ પર તો મને ગર્વ પ્રેમ પર!
ભોળવતા મુજને, તેમને હું તોળતો હતો.
એ સાકી ક્યાં? મદિરા ક્યાં? ને મારી શક્તિ ક્યાં?
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો
સમજી નહીં ખુદાને કે હું મારી ખુદીને,
બુતખાને જઇ બુતને હું ઢંઢોળતો હતો.
શું લાગણી કે પ્રેમ-વશ હીન હૃદયની આશ;
પત્થર પરે હું પાણી વૃથા ઢોળતો હતો.
દિલની ને મારી છેદ મહીં યૌવન વહી ગયું,
દિલ રૂપ ખોળતું હું પ્રણય ખોળતો હતો.
કરતું પ્રથમ અમલ ન તો કહેશે જગત તને,
"મઝલૂમ" મોટી વાતો ફક્ત ડોળતો હતો.
જેતપુર ] 'મઝલૂમ'

-[ ૧૪ ]-

નેત્રે પડી, સ્વરૂપને તે ઢોળતો હતો;




હું દિલ પરોવી તેમાં પ્રણય ખોળતો હતો.
સાકીતણા સત્કારે થયું ભાન એટલું;
હું એઠ્ઠ ખાલી જામ મહીં ખોળતો હતો.
પંથે પથિકને ભાવિનાં દુઃખથી ઉગારવા;
વાયુ બનીને વાવરો હું ઢંઢોળતો હતો.
કળજુગના મુજ આંખે નિહાળીને રંગ-ઢંગ;
સતજુગની પ્રેરણાઓ ઉરે ખોળતો હતો.
તે ખાક સાથ સાધે છે. મારા મરણ પછી;
ચરણોમાં જેને જીવતાં રગદોળતો હતો.
કંઈ સંતકેરી વાયડી વાણી સુણી સુણી;
"પીતો હતો હું તેથી ઢોળતો હતો."
કરતો ત્યાં નાશ એની જુવાનીનો બાગબાન;
"મુઝતર" સમીર પુષ્પને જ્યાં ઢોળતો હતો.
ધોરાજી ]
[ 'મુઝતર' હાંસોટી

-[ ૧૫ ]-

પહેલાં અદબથી આવી કો' ઢંઢોળતો હતો;
જોયું કે લાશ છે પછી રગદોળતો હતો,
કે'તો હતો પિતાની કમાઈ ઉડાવનાર;
"પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો."
મૂસાની આરઝૂ વધી જોઈ સનમનું રૂપ;
કહેવાયું "લનતરાની" જ્યાં ખોળતો હતો,
લયલાને શોધતો હતો અથવા ખુદાને તે;
દિવાનો નો'તો કૈસ કંઈ ખોળતો હતો.
મળતાંજ આંખો ચાર હું હૈરાન થઈ ગયો,
દિલને ગુમાવી દઈ પછી ટટોળતો હતો,
એની છબીને આયનામાં જોઈને 'મંઝાક';
હૈરાન થઈ નિજની છબી ખોળતો હતો!
ડભોઈ ]
[ 'મંઝાક'

-[ ૧૬ ]-

ખોવાઈ જઈ મુજમાં તને ખોળતો હતો,
અશ્રુમાં રક્ત આવે નયન ચોળતો હતો.
મનમાં ઉમંગ, નયને શરમ, ચહેરો લાલ લાલ,
દર્પણમાં તાકી શું એ સનમ ખોળતો હતો?
લઈ જામ કરમાં પળ પળે સાકીના નામ પર,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
પર્વતની ચોટીએથી દિવસ અંતે આભાનો,
સૂરજના રાસ ધામમાં રંગ, ઢોળતો હતો.
વિરહમાં દીપ, જ્યોતિને અશ્રુની ધારથી,
દિન રાત નયન પારણે હિંડોળતો હતો.
પેટલાદ ]
[ 'જ્યોતિ'

-[ ૧૭ ]-

જ્યારે હું આશહીન જીવન રોળતો હતો,
ત્યારે હું મૃત્યુનેજ સદા ખોળતો હતો.
સ્વપ્નામાં પુષ્પ-સેજ હતી ને જીવન મહીં,
કંટકને દિલ તણા ઝુલે હિંદોળતો હતો.
માટી તણો મનુષ્ય સહી ના શકે કંઈ,
એવું વિચારી ખાકમાં અંધોળતો હતો.
જીવન તણી અમૂલ્ય પળો સાંપડી નહીં,
જેને રડી રડી નિત ખંખોળતો હતો.
દુર્ભાગ્ય કેવું! જામ અધૂરો હતો અને;
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
મારી સુષુપ્તિમાંજ જુવાની મરી ગઈ,
જાગ્રત બની હું રડતાં નયન ચોળતો હતો.
"બેફામ" ભાવરણે હું થયો સ્નેહ-જળ વિના,
ને રેતમાંજ ઝિંદગી રગદોળતો હતો.
ભાવનગર ]
[ 'બેફામ'

-[ ૧૮ ]-

સુરા ને સાકી સાથ સનમ ખોળતો હતો,
છેવટ થઈ નિરાશ નયન ચોળતો હતો.
કિંમતી શરાબ જામ ભરી થટપટાવતાં,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
સૌંદર્ય, સૌરભે ભર્યાં યૌવન-ગુલાબને,
નિષ્ઠુર માનવી પગે રગદોળતો હતો.
જીવન-દિવાસ-દાગને વિનાશવા "નિશાત,"




અલ્લાહની રહેમત વડે એ ઢોળતો હતો.

ભાવનગર ] [ "નિશાત"

-[ ૧૯ ]-

સૌંદર્ય ને તે બેટરી લઇ ખોળતો હતો;
મુખ પર જે પાઉડરને સદા ચોળતો હતો.
ફીટ પ્રેમીનું કર્યું ન નસીબેય કનેકશન;
તે જોગતો હતો અને એ તોળતો હતો
પ્રીયતમના હાથે ખાઈ રહ્યો છે તે ચંપલો;
માખણ પળે પળે જે ઘણું ઢોળતો હતો.
પ્રેમી હૃદય ગુમાવીને દિલબરના આંગણે;
બિચારો ખૂણો ખાંચરો ટંટોળતો હતો!
ફેશન પરસ્ત ને કદી ફુરસદ નહીં મળી;
પોતાની મૂછ દાઢી સદા ખોળતો હતો!
શા માટે 'આસી' કીધો મહોબ્બતનો બૅયકોટ?
દિલનો તમારા ખોળામાં ભડકતો હતો!

સુરત ] [ 'આસી'

-[ ૨૦ ]-

નિજ દેહને હું ધૂળમાં રગદોળતો હતો;
ને ધાન્ય હું ધરાથી સદા ખોળતો હતો.
'જગતાત'ના બિરુદને નિભાવવા ખાતર;
પ્રસ્વેદના બિંદુમાં હું અંઘોળતો હતો.
અરેરે! કાટલાંથી સદા તોળતો હતો;
ને બાપ તણું નામ ફક્ત બોળતો હતો!
નવયુગની નારી કદી મે'ણાં મને દેશે;
કે મર્દ થઇ 'વાળ' સદા હોળતો હતો!
હયો ધુમ્ર તણા કારણે અંદર થયું કાળું;
ને બ્હારથી દીવાલને હું ધોળતો હતો
નિજ મુખ તણી કાળાશને છુપાવવા સારુ;
હા! પાઉડર સદા હું મુખે ચોળતો હતો!
મેલા થએલ દિલને અરીઠાના ફીણમાં;
હું ઉજળું કરવા કદી ઝબકોળતો હતો!
સેવક મટી હું દેશનો નેતા થયા પછી
કુસંપ તણું વિષ સદા ઘોળતો હતો!
કરવા હું કોમવાદ તણા શૂળને પેદા;
હાથે કરીને પેટ સદા ચોળતો હતો!
ખૂબી' શી કળાકારની કે પીંછીને જદથી;
કેન્વાસ ઉપર આંસુથી રંગોળતો હતો!
શરણાઇ રડતી સાંભળું બજતું અમે જોયું;
ત્યાં ધૂળમાં કળાને કોઈ રોળતો હતો!
સાકીના લિસ્ટમાંથી કમી નામ કથમ થયું?
પીતો હતો તેથી વધુ ઢોળતો હતો!
સાહિત્ય—સનેપાતનો 'મરીઝ' થઇ જતાં;
મુશાયરામાં કાવ્ય હું વાગોળતો હતો!
'બેકાર' ચોરીનુંયે નથી ભાન કંઇ તને;
ને કાવ્યક્ષેત્રમાં તું ડાંપણું ડોળતો હતો!

શહેર ] [ 'બેકાર'

-[ ૨૧ ]-

મોતીને પામવાની સદા વ્યર્થ આશમાં,
તારું પ્રશાંત જીવન કાં ડોળતો હતો!
સામ્રાજ્ય પાનખરનું ચમનમાં હતું છતાં,
બુલબુલ તણું હૃદય શુંકાં ઢંઢોળતો હતો!
મિટાવવા અમાસ તણા શાપને, પ્રભુ,
ધરતીને ચાંદની મહીં ઝબકોળતો હતો.
તું જાણતો હતો કે નયન અંધ છે છતાં,
દર્પણમાં કેમ તારું વદન ખોળતો હતો!
પ્યાલી ફગાવી દઇને મેં જોયો મયો હતો,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
જોવું "શિતાબ"ને અહીં નિત શાયરું સદા,
કાં લાગણીને દૈયા મહીં પીળતો હતો!

ભાવનગર ] [ 'શિતાબ'

-[ ૨૨ ]-

જોને સિતમથી મુજને તે નિત રોળતો હતો.
એક હું હતો કે તોએ ન મુખ મોળતો હતો
તે જાણકારે મુજને પુકાર્યો ક્ષમા કરી;



દિલ માર્‌ં જ્યારે શરાબમાં હું ખોળતો હતો.
ફાવે શકીશ પ્રેમમાં મનું નહિ કદી;
પીનારાઓએ વધારે તો એ ઢોળતો હતો.
એવા વિચારથી કે ફરી પણ મઝા મળે;
ટુકડા જીગરના 'બક્ષી' બધા ખોળતો હતો.
રાંદેર ] 'બક્ષી'

-[ ૨૩ ]-

મુજપર વ્યથાઓ વ્યોમ જે કંઈ તોળતો હતો,
એને ગ્રહીને હોંસે હું હીંચોળતો હતો;
કો'ક્રૂર મારી આશાને રગદોળતો હતો,
હું મારા દિલને હસ્ત મહીં ચોળતો હતો.
બેખુદ થઈને સાકીની હરએક અદા ઉપર,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
બુલબુલને આજ કેદ તેં સૈયદ કાં કર્યું?
સંધાન પુરબહારથી જ્યાં કોળતો હતો.
જીવનના પંથ પર હું વિચારવાને હું! "નવાઝ!"
વિઘ્નોને શોધી શોધીને ઝંઝોળતો હતો.
બોરસદ ] [ 'નવાઝ'

-[ ૨૪ ]-

પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો;
ક્રોધિત્ થઈને સાકી મને ખોળતો હતો.
ગુસ્સે થવું ન જોઈએ ગુસ્સો ઉચિત્ નથી;
હું તો જરાક આપને ઢંઢોળતો હતો.
ઊભી કરી છે શૂળને પોતાનાં હાથથી,
ફાસે ઉદરને જાતે અહીં ચોળતો હતો.
કેવું અસીમ વેર! જઈ કબ્ર પર ગઝબ;
પગમાં લઈને રાખને રગદોળતો હતો.
મનહર તો આપછો હવે તેની ખબર પડી;
વ્યાકૂળ થઈને હું તો હૃદય ખોળતો હતો.
કઠોર ] [ અમીરૂદ્દીન મુન્શી

-[ ૨૫ ]-

ક્યાં છે તે મુજ સ્થાન હું ખોળતો હતો;
જેમ કાજ તુજ હૃદયને હું ઢંઢોળતો હતો.
મસ્તી મહિફિલમાં હતી મારી બેદિસાબ;
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
ચકચૂર હું હતો ને તે દિલ આંચકી ગયા;
ઉભો ઉભો ત્યાં હું ચક્ષુઓ ત્યાં ચોળતો હતો!
બગસરા ] [ 'મસ્તાન'

[ ૨૬ ]

દિલમાં હું સદા તુજને ખુદા ખોળતો હતો;
ને તારી લીલા જગજગે તું ઢોળતો હતો!
સ્વપ્ના મહીં સૌ કામ બગડતાં ગયાં અને;
હું જાગૃતિમાં આવી આંખો ચોળતો હતો!
જીવન તણા સાગર મહીં હું ઉંડે ઉતરી;
ડુબકીઓ મારી મોતી સદા ખોળતો હતો.
ઢુંઢી કાં લખી આજ ગઝલ 'તાજ' તેં આજે?
ગુર્જરગિરામાં તુજ સમો શું ખોળતો હતો!
રાંદેર ] [ 'તાજ'

-[ ૨૭ ]-

ક્યાં ગઇ એ વીરતા હવે ઇસ્લામમાં આજે?
મુસ્લિમ-દિલોને આમ જે ઢંઢોળતો હતો.
ક્યાં જગને અંજાણ છે હુસૈન (ર૦)ની વ્યથ;
જે આત્મને નિજ ખુનમાં અંઘોળતો હતો!
કરીને યાદ દિલમાં હુસૈની વ્યથાને હું;
'દીપક'કાં ઉભો ઉભો ચક્ષુ ચોળતો હતો?
બગસરા ] [ 'દીપક'

-[ ૨૮ ]-

રીસાયલા સાકીનુ શરણુ ખોળતો હતો,
જીવન, મદિરાલયમાં હું રગદોળતો હતો.
"આઝાદ" એટલે છે ખફા સાકી તુજ ઉપર,
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો.
બગસરા ] "કૈતુબ" આઝાદ

-[ ૨૯ ]-

બીજાના હૃદય ગીતથી રીઝે નહી ગનકું
હું મારા હૃદય ગીતને ઢંઢોળતો હતો.
હાયલ મદીરા ગૃહમાં ન થાતું તને કદી

એ સાંભળી હું માથાને ખંજોળતો હતો
ખગસરા ] [ ઉમંગી

-[ ૩૦ ]-

ચક્ષુથી પ્રશ્નાતાપને હું ઢોળતો હતે;
મુજ અશ્રુઓને ધૂળમાં રગદોળતો હતો.
અંતે તો ફાની દેહનો આ અંત આવશે;
તેથી અનંતને હું સદા ખોળતો હતો.
લાગ્યું છે લાખ યત્ન છતાં ફીડીયું મને;
ઉર-સિંધુથી મોતી હું સદા ખોળતો હતો.
ત્યાં પ્રેરણાનો તાર અચાનક તૂટી ગયો;
હું મન-હિંચોળે આત્મને હિંચોળતો હતો.
આઘાત પર આઘાતથી એ ધસધસી ગયું;
**'વહશી'** તુ શિથિલ દિલને કાં ઢંઢોળતો હતો?
રાંદેર ] [ વહશી

-[ ૩૧ ]-

મનને હું મસ્તી-પારણે હિંચોળતો હતો;
એની દિવાનગીને હું ઢંઢોળતો હતો
બિસ્તર મહીં હું આંખ હજી ચોળતો હતો;
કમબખ્ત કાળ! શાને સિતમ ઢોળતો હતો?
મ્હારી તડપને જો જરા, મ્હારી તરફ નજો;
અંધકાર માંહે કોણ તને ખોળતો હતો?
જીવન-બહાર કેવી ગુઝારી ન પૂછતું;
પીતો હતો હું તેથી વધું ઢોળતો હતો.
બરબાદ થઇ ગયો હું; થયું હાય! મુજ પતન,
કારણકે ખુદ ખુદીને હું રગદોળતો હતો.
**'અશરાફ'** તે વ્યથા ન મટી જેની ખાતરે;
જીવન મહીં સદા તું જીવન રોળતો હતો.
વહાલુ ] [ અશરાફ

-[ ૩૨ ]-

મોજાંને ચીરી માર્ગ જો હું ખોળતો હતો,
સાગર મને જળ-પારણે હીંચોળતો હતો
બુટ્ટી કોઈ મળી જતે દિલ-જખ્મ કાજ પણ;
મુજથી સિતારો ભાગ્યનો મુખ મોળતો હતો,
મારા જિવનની રજથી થશે લાખ "ઇન્કિલાબ,"
તેથી જિવનને રજમાં હું રગદોળતો હતો.
મારી વ્યથાને શું કહું? તુજને ખબર નથી?
તુજ નામ કાજ ઝિંદગી હું રોળતો હતો!
ઉંબર તણી તપીને સૂરજ ડૂબતો હતો;
હું હાથ ધરી દિલ પરે, દિલ ચોળતો હતો.
યૌવનની બેખુદીમાં મને ભાન કયાં હતું!
પીતો હતો હું તેથી વધુ ઢોળતો હતો
હસતી હતી ત્યાં પાંખડી ગુલશનમાં ફૂલની;
હું કોઇનું દિલ હાથમાં લઇ ચોળતો હતો.
ગાતો મધુર ગાઇ **'વલી'** વીણા-તાર પર
સૂતેલ ઊર્મિઓને હું 'ઢંઢોળતો' હતો
કરમાડ ] [ 'વલી'

-[ ૩૩ ]-

હાથોમાં દિલ લઇને કોઇ ચોળતો હતો;
દુન્યામાં નામ ઇશ્કનું એ બોળતો હતો.
આવી કઝા શિરે ખડી હુશ્યાર થઇને હું;
સુતેલ મારાં ભાગ્યને ઢંઢોળતો હતો.
મુજ ઝિન્દગીને જીવતાં બરબાદ તેં કરી,
મરવા પછી શું ખાકને રગદોળતો હતો?
હું બેખુદીમાં એટલો બેખુદ હતો કે હાય,
પીતો હતો હું એથી વધુ ઢોળતો હતો.
દિલમાં રહીને ઉમ્ર ભર અંજાણ થઇ કાં?
તું છાનો છાનો દિલને શું ટટોળતો હતો?
દુન્યાના રંગ રૂપ નિરખવાના કોડમાં,
આંખો વિનાનો અંધ જગત ખોળતો હતો.
સાકીએ જામ દીધો મને હર્ષથી ભરી,
મસ્તીમાં આમ તેમ બધું ઢોળતો હતો.
આંખોમાં અશ્રુ, કંઇકના મેહશરમાં હાય હય,
ખુદ પાપ પુન્ય જયારે ખુદા તોળતો હતો.
કીધી નિરાશા દૂર સત-દિલથી મેં "ફના"
આશાને ઉર હીંચોળે હું હીંચોળતો હતો.
રાંદેર ] [ 'ફના'



કલાકારો શોખના થયા છે. લાંબા વાળ એ પદ્મિનીની નિશાની ગણાતી હતી તેને બદલે હવેની પદ્મિની બૉબ્ડહૅર વાળી ગણાય છે! સ્ત્રીઓ વાળ કપાવે છે ત્યારે પુરુષ નૃત્યકારો વાળ વધારી રહ્યા છે! પહેલાં સતિઓની પૂજા થતી હતી તેમના ફોટાઓ ઘરની દીવાલો પર ટંગાતા હતા તેને બદલે હવે ઍક્ટ્રેસોની પૂજા થઈ રહી છે અને તેમના ફોટા જ્યાં હોય ત્યાં લટકાવેલા જોવામાં આવે છે! પહેલાં નાચ-ગાયન એ હલકા લોકોનો ધંધો ગણાતો હતો પણ હવે તો ખાનદાની ઘરોમાં નાચવું એ મહાન કળા ગણાય છે! પહેલાં ઉચ્ચ સંસ્કાર માટે કેળવણી લેવાતી હતી; હવે તો લગ્નની લાયકાત, અને ફક્ત શોખ માટે કેળવણી લેવાઈ રહી છે! આમ સમાજે જાણ્યે અજાણ્યે ઉંધા મસ્તકે તપ કરવા માંડ્યું છે.!

●

હિંદુસ્તાનમાં ભણવાની સ્કૂલો તો હતી, ગાવા વગાડવાની સ્કૂલો પણ હતી, હવે ઉદયશંકરે નાચવાની સ્કૂલ પણ ઉઘાડી છે. ચોરીની નિશાળો તો ઉઘાડવાની જરૂરજ નથી કારણકે સીનેમાઓય ચોરીની નાઈટસ્કૂલોની ગરજ સારી શકે એમ છે! અને બાકીમાં ચોર સાહિત્યકારો પણ ઠીક ઠીક ચોરી શિક્ષણના ખાનગી ટ્યુટરોની ગરજ સારી શકે એમ છે! હસવાની સ્કૂલો તો ઉઘડીજ નથી પણ નાદાર થતા વહેપારીઓ, ફડચામાં જતી પેઢીઓ કે બૅંકો એ પોતાના ગ્રાહકો માટે રડાવવાનું શિક્ષણ આપતી શાળાઓની ગરજ સારે છે! ડાકૂગીરીની કોઈ જાહેર સ્કૂલો તો નથી પણ કેટલાંક દેશી રાજ્યો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ડાકૂગીરી કેમ કરવી તે બતાવી શકે એમ છે! છેવટે ભણેલાઓ ખીસ્સાં ખાતા બેસી ન રહે, યા તો માંખ્યો મારીને હિંસા ન કરે એટલા ખાતર ભણેલા બેકારોને ઠેકાણે પાડવા અને જર્નાલીઝમને વ્યવસ્થિત કરવા સંત નિહાલસીંઘ દેહરાદૂનમાં એક જર્નાલીઝમની સ્કૂલ કાઢવાના છે. ખુદા એમને ફત્તેહ બક્ષે તો સારૂં બાકી આપણે તો એમ સાંભળતા આવ્યા છીએ કે "કવિ, લેખક ને જર્નાલિસ્ટ તો માના પેટથી પાકે છે કોઈના બનાવેલા બનતા નથી!"

●

લડાઈથી મરનારાઓતો નસીબદાર કે એક સપાટે મરી જાય છે; પણ આપણો મધ્યમવર્ગ તો વગર માર્યેજ મરી ગયા જેવો થયો છે. અનાજ, સાબુ, ઘાસતેલ, ખાંડ, ચાહ, ઘરભાડાં વગેરે બધુંજ મોંઘુ દાટ થઈ ગયું છે. ગરીબોએ તો એક દિવસ કાઢ્યો એટલે એક વરસ કાઢ્યા જેવું લાગે છે! લડાઈ તો આવતી આવશે તે પહેલા આ મોંઘવારીજ આપણું તો ગળું ઘુંટી રહી છે તેનું શું? સરકારી નીયમનોપી પરિસ્થિતિમાં કંઈ ફેર પડ્યો નથી. અનાજ ઉગાડવાની વાતો શહેરની સભાઓ ને છાપાઓમાં થાય છે. જે લોકોએ સ્વપ્નામાં પણ હળનો દાંડો ન પકડ્યો હોય તેમના આગળ અનાજ ઉગાડવાનાં ભાષણો કરવાથી શું ફાયદો? સરકારી માણસો હવે તો કંઈક ગામડાંમાં જઈ ખેડૂતોને સૂચન કરે છે કે "કપાસ ન વાવો, અનાજ વાવો." પણ ખેડૂતો કે જે દેવાના ડુંગરા નીચે દટાએલા છે તેમને "અનાજનો ભાવ વધુ વાવવાથી ગગડી જશે તો?" એવા સંશય જાય છે. સરકારે બેધડક ખેડુતોને જોઈએ તેટલું બી, તથા નજીવા વ્યાજની લોનો ધીરી તથા ઉંચા ભાવે અનાજ વેચાવી આપવાની ખાતરી કરાવી આપવી જોઈએ જો આમ ખેડુતને વિશ્વાસમાં લેવાય તો પછી આવડા મોટા ખેતી પ્રધાન દેશમાં ઓછામાં ઓછી




અનાજની બૂમ તો ટળીજ જાય! બાકી ઘાસલેટ જેવી વસ્તુઓની ચિંતા તો 'દિવેલ'ને અપનાવવાથી ટળી શકે એમ છે અલબત્ત કપાસને બદલે દીવેલીએથી પણ નાણાં મળી શકે એવી ખેડુતોને ખાતરી થાય તોજ!

●

લંડનનું એક અખબાર હિંદી સરકારની નીતિ પર અફસોસ જાહેર કરતાં લખે છે કે: "હિંદુસ્તાન પાસેથી ચાહવામાં આવે છે કે હિંદીઓ લશ્કરમા ભરતી થાય અને ઇંગ્લાંડ ખાતર પોતાની જાતનો ભોગ દઇ પોતાના દેશનું રક્ષણ કરે! છતાં હિંદીઓ ઉપર જરાય વિશ્વાસ નથી કે તેમને બંદુકતો ઠીક પણ તલ્વાર રાખવીએ ગુન્હો ગણાય!" એમા એ અખબારે ઉંચા નીચા થવાની કઇ જરૂર નથી. હથિયાર હાથમાં હોય ત્યારે તો સૌ કોઇ બહાદુરી બતાવી શકે! વગર હથિયારે દેશનું રક્ષણ કરવું એનુંજ નામ ખરી બહાદુરી છે! બાકી પેલા શાઇરે જે લખ્યુ છે તે ખરૂં'જ છેને કે:–

'ઈસ સાદગી પે કૌન ન મરજાય અય ખુદા;
લડતે હે મગર હાથમે તલ્વાર ભી નહિં!'

●

જુદી ચાવી દાબો કે જુદોજ સૂર નીકળે એવા છત્રીસ સૂરવાળા વિચિત્ર વાજાં જેવી હિંદની હાલત થઈ ગઇ છે. એક તરફ લાટ સાહેબના રાષ્ટ્રીય મોરચાની વાતો થાય છે; તો બીજી બાજુ ગાંધીજી ગોરાઓને દેશ ભેગા થવાની ને જાપાન આવે તો તેનો અહિંસાત્મક અસહકાર કરીને નમાવવાની વાતો કરે છે, તો ત્રીજી બાજુ રાજાજી પ્રાંતિક સરકારોને અપનાવવાની વાતો કરે છે તો ચોથી બાજુ કોંગ્રેસ રાજાજીને દબાવવાની વાતો કરે છે. ઝીણા તો પાકિસ્તાન સિવાય બીજી કશી વાતજ કરતા નથી, ત્યારે જવાહર ગેરીલા લડાઇની વાતો કરે છે, ત્યારે અમેરિકન મીશન પોતાનીજ ઢોલકી વગાડે છે, આમ જેટલાં મોઢાં તેટલી વાતો થઈ રહી છે. પણ અલ્લામિયાંએ બિચારા હિંદના મોઢા સામે જોઇ લડાઇને ચીન તરફ ધકેલી દઇ હાલ તો આપણને ગપ્પાં મારવાની ઠીક ફુરસદ આપી દીધી છે. અને હિંદી સેનાપતિ હિંદના સંરક્ષણની વાતો કર્યા કરે. આપણે તો મોંઘવારીના મંજીરા વગાડીને ભજન ગાવું જોઇએ કે:

"પ્રભુને ગમે તે અમે સૌ સહેવું;
સદા રાજી રાજી ત્હેમાં રહેવું!"

●

"વિમાન આપો!" "વિમાન આપો!" એ પોકાર આજે છ માસ થયાં પડી રહ્યો છે. વિમાનની અછતે ફિલીપાઇન ગયું, હોંગકોંગ ગયું, મલાયા ગયું, સીંગાપોર ગયું, જાવા સુમાત્રા ગયું ને છેલ્લે બ્રહ્મદેશ પણ ગયું, છતાં "વિમાન આપો!" "વિમાન આપો!" નો પોકાર પડતોજ રહ્યો. હવે ચીન પણ એજ પોકાર કરી રહ્યું છે. "૧૦ ટકા આપો ને સો ટકા લાભ મેળવી લ્યો!" "દસ દુનિયાં સિતેર દર આદેજાત" જેવી વાત છે. પણ સાંભળે છે કોણ? પૂર્વને માટે વિમાનોની અછત છે. બાકી જર્મની પર તો એકજ રાતમાં એક હજાર વિમાનો ઉડાવામાં હતાં! અછત છે ફકત પૂર્વને માટે; કારણકે હજુય પૂર્વના મોરચાનું મહત્વ પશ્ચિમ મોરચા જેટલું નથીને! હાલનો હીટલર કરતાં ટોજોનો દાંડો સીધો હોય એમ દેખાય છે! રે બિચારૂં ચીન! બીતરકા ભેદ ભગવાન જાણે બાકી સાધન વગર એકલી બહાદુરી શા કામ લાગે? ઢાકલાં વગરતો દેવી પણ ચઢતી નથી.

●

કાગળ પર સરકારી અંકુશ થયો હોઇ બધાં છાપાનું કદ ઘટી રહ્યું છે અને કીંમત વધી રહી છે; ત્યારે 'કારવાં' તેટલાજ કદમાં



કાયમ રહ્યું હોઇ છુટક નકલની કીમત ઘટાડી રહ્યું છે. અત્યાર સુધી છુટક નકલની કીમત ૭ આના હતી તેને બદલે હવે પાંચ આના થઇ છે. એ તરફ અમે અમારા વાંચકોનું ધ્યાન ખેંચીએ ચીએ.

મેનેજર

●

સર ઇબ્રાહીમ રહમતુલ્લાહના જન્નત નશીન થવાના સમાચાર વાંચી જાહેર મુસ્લિમ જનતા દિલગીર થઇ છે. જ્યારે મુસ્લિમો રાજદ્વારી કક્કો ઘુંટતા હતા; ત્યાર પહેલાંથી એ મુંબઇ ધારાસભાના સભ્ય થયા છે. મુંબઇ ધારાસભાના એ પહેલાજ મુસ્લિમ પ્રમુખ હતા. સરકાર તરફથી અને લોક તરફથી પણ એ ચુંટાયા હતા. એમની ૨૭ વરસની ઉજ્વળ કારકીર્દી ઉપરાંત મુંબઇ ધારાસભાના એ વરસો સુધી પ્રમુખ રહ્યા હતા. તેમજ વડી ધારાસભા, મુસ્લિમ લીગ, મુસ્લિમ એજ્યુકેશનલ કોન્ફરન્સ, મુંબઇ મ્યુનિસિપાલીટી વગેરેના પણ પ્રમુખ રહ્યા હતા ટુંકાણમાં સરકારી લાગવગ, રાજદ્વારી, આર્થિક અને કેળવણી ક્ષેત્રમાં તે અગ્રભાગે હતા એમના ઇન્તેકાલથી મુંબઇને ખોટ રહેશે. ખુદા મરહૂમને ગરીકે રહમત કરે અને એમના કુટુંબને સબ્રે જમીલ અતા કરે. આમીન.

# વતનના માટે બળિદાન દે!

અનુવાદકઃ—"તાજ" (રાંદેર)

પરમાત્માએ જ્યારે તને પેદા કર્યો ત્યારે તને કહ્યું હતું કે હે મનુષ્ય હું તને તારા વતનનો વિશ્વાસુ બનાવીને મોકલું છું.

તું પોતાના દેશનો વિશ્વાસુ છે, પ્રભુની આપેલી વસ્તુઓનો જોખમદાર છે તારી ફરજ છે કે તું આ વસ્તુઓની માવજત કરે.

આગળ વધ, વતનના માટે બળીદાન દે, જેથી તું દેશનો સાચો વિશ્વાસુ જાહેર થાય.

તારી માતાએ તને જન્મ આપ્યો. જ્યારે તે તને ધવરાવતી તો તને કંઇ વાતો પણ સંભળાવતી હતી.

તેની વાતો એ હતી કે 'હે! મારા વહાલા પુત્ર, મેં તને દેશના માટે, વતનના માટે, જન્મ આપ્યો છે. વતનની હિફાઝત કરજે'

આગળ વધ, વતનના માટે બળિદાન દે, તું પોતાના એ ધર્મને બજાવ કે જે તારી માતાએ તને ધાવણની સાથે સાથેજ શિખવ્યો હતો.

તારી બહેન પોતાની સખીઓમાં બેસી તારી બહાદુરી ને હિંમતના વખાણ કર્યા કરે છે. તેનું માનવું છે કે દુનિયા એમ કહે કે તેનો ભાઇ સાચો કોમ પરસ્ત ને વતન-પરવર છે

આગળ વધ, વતનના માટે બળિદાન દે, જેથી તારી બહેનની સખીઓ તેને તારી ડરપોકતાના મેણાં ન મારે!

તારી પ્રિયતમા હંમેશા તારા વખાણ ને તારીફ કર્યા કરે છે, તે તારૂં નામ ઘણા અભિમાનથી લે છે

તે તને ઉચ્ચસ્થાને જોવા ચાહે છે. ને પોતે પણ ઉચ્ચ સ્થાને રહેવાની આશા પોતાના હૃદયમાં સેવે છે.

આગળ વધ, વતનના માટે બળિદાન દે, જેથી તે તારા બળિદાનનાં વખાણ ગર્વપૂર્વક કરી શકે.

તારા જેવા લાખો નવજુવાનો પેદા થયા, ને ફના થઇ ગયા, જગત તેમનાં નામ સુદ્ધાં જાણતું નથી

તારા પછી પણ લાખો નવજુવાનો પેદા થશે, ને ભૂલાઇ જશે.

આગળ વધ, વતનના માટે બળિદાન દે, જેથી તારૂં નામ વતનના ઇતિહાસમાં સોનેરી અક્ષરેથી લખાય.

જ્યારે તું વતનની ખિદમત કરતો દેવતાઓ પાસે જશે; તે વખતે દેવતા તારા મસ્તક પર સોનેરી તાજ રાખી દેશે.

તારી મા આ તાજ પર ફખ્ર કરશે. તારી બહેન ફુલી ન સમાશે, તારી પ્રિયતમાનું મસ્તક ગર્વથી ઉચું રહેશે.

માટે આગળ વધ, અને વતનના માટે બળિદાન દે!




-[ ૩૪ ]-

એક સંગદિલથી દિલને લગાડીને હાથ હું;
ઉર-ઊર્મિયોને ખાકમાં રગદોળતો હતો.
જીવનની કેદ, આહ! ખુદારા મ્હને ન પૂછ;
અરમાન દિલનાં રક્તમાં તરબોળતો હતો.
નાદાન તારી યાદથી કંટાળી જઇ હું;
ઉર-પારણે સુલાડીને હિંચોળતો હતો.
મૂતેલ ઉર-જગતને ફરી ખળભળાવવા;
નાદાન -–તારી—યાદને ઢંઢોળતો હતો.
યૌવન-સુરાની હાય! મ્હને કદ્ર કયાં હતી?
"પીતો હતો હું, તેથી વધુ ઢોળતો હતો."
તેના સિતમની શાન કે ગુમરાહ 'માહુરૂ'
તેના કરમ-ચરણુમાં શરણુ ખોળતો હતો.

કઠોર ] [ 'માહુરૂ'

-[ ૩૫ ]-

ગુમ થૈ ગયો છું પ્રેમમાં એવો કે બસ ન પૂછ;
એ કાજ હું જ મુજને અહીં ખોળતો હતો.
તેઓ નશામાં મસ્ત બની ડોલતાં હતાં;
એક હું હતો કે ત્યાંજ નયન ચોળતો હતો.
તેણે કહ્યું કે આ શું કરો છો, તો મ્હેં કહ્યું;
સુતેલ મુજ નસીબને ઢંઢોળતો હતો.

'આરઝૂ' ] [ પોરબંદર

-[ ૩૬ ]-

સો વાર આંખડીથી મ્હને તોળતો હતો;
માનો ન માનો આજ કશું ખોળતો હતો.
હર જનમમાં હું હાઇ જરા ખોળતો હતો;
મ્હારી પસંદગીની સુરા ખોળતો હતો.
વિદેશી કાસદી વળી માથે ચઢાવે કોણુ?
હું વાળ આંગળીથી હવે ઓળતો હતો.
ખૂશ્બુ નવી નવી મળે એવા ખિયાલથી;
પુષ્પો નવાં નવાં તે હવે ચોળતો હતો.
હેરાન એટલો હું શબે વસ્લમાં હતો;
તે સોડમાં હતા અને હું ખોળતો હતો.
મ્હારી મજાલ શી કે હું ઢોળી શકું ભલા!
ઢોળાવતું હતું કોઇ હું ઢોળતો હતો.
મોઢા મળે બનાવવાથી કામ રાખવો,
બાકી તો સ્નેહ એનો નર્યો ડોળ-તો હતો!
મોજાને ચીરતોજ હું ચાલ્યો ગયો 'નિસાર'
સિંધુ મ્હને જળ પારણે હિંચોળતો હતો.

કઠોર ] [ નિસાર



# 'આસિમ' ભૈયા ચોરી કરી

## સલામ સાહબ !

અકબર (ઇલાહાબાદી)

(૧) ખુદાકે મુનકિર, નબીસે ગાફિલ ન્હા કે પીરો દમામ સાહબ
ઉન્હીંકે દરપર ઝુકી હૈ ખલકત સલામ સાહબ સલામ સાહબ

(૨) ન્હા કી પૂજા નમાઝ કયમી ન્હાકી ગંગા ન્હામ ઝમઝમ,
ડગ હય હૈરાન કે દરપે હરએક હમેભી હો એક જામ સાહબ

(૩) હઝાર સમઝાને હય ગોહ મમઝે કે સમ નહિ નામદાર હોતે
કરો ખમોશી વ નેકબખ્તીસે જાકે તુમ ઘરમ મામ સાહબ

(૪) મગર નહિ માનના હય કોઈ હરેક કી ચેહ દખિલન હય ઉન્સે,
મુજહે ભી તુમ છાપદો કહીં પર મેરા ભી હો જાયે નામ સાહબ

(૫) મેરી તુમ્હારી નહિ નિભેગી મીયાંના હું મે ખામ યહાંસે
સનામ સાહબ, સનામ સાહબ, સલામ સાહબ, સનામ સાહબ

[દીવાને અકબરમાંથી]



બિરાદર 'આસિમ' ઇકરાર કરશો ? 'કારવાં'ની માર્ચ માસની મેહફિલ'માં રજુ થયેલા ગુજરાત કાઠિયાવાડના કવિ બિરાદરો પર જે બે ના આગન્તુકે જે પ્રહાર કર્યો છે તેના જવાબમાં મારા તરફથી પત્રદ્વારા ખુલાસાની માગણી કરી છે ગુજરાતના સારા જ ગી શકાય

---

આસિમની આ ચોરી ન કે કટાક્ષ કાવ્ય છે આસિમ અને કટાક્ષ કાવ્ય ? જરા અચંબાની વાત છે પણ "પરાયા માલ અપના" કરનાર એ મશહૂર તફડંચીકાર માટે વિસ્મયના અચંબાની શી જરૂર ? ચોર તો ખાદી પણ ચોરે ને કિંખાબ પણ ચોરે આસિમ ચાહે તો સાહિત્યના દરેક વિષયમાં ઘુસી શકે છે ! કાવ્યના દરેક રસમાં પોતાની ટાંગ અડાવી શકે છે ! કોના બાપની ઇદ ? ક્યાં લોહીનું પાણી કરવા બેસવું પડે તેમ હતું ?

આ ગેરતની તો દાદ દેવી ઘટે કે ચોરીને મઝન લખીને ઇનામ માગી રહ્યા છે ! 'અકબર' પોતે જીવતા હોત અને તેમને આ સમાચાર

# ઇનામ માગે છે!

## હવે કંઈ આપો ઈનામ સાહબ.

"સાદિક" માટે ખાસ લખનાર :–'આસિમ' રાંદેરી.

(૧) ન ધર્મ જાણે ન દી પિછાણે, છે કયાંના પંડિત ઇમામ સાહબ,
જ્યાંએ લોકો નમે એ કહેતાં નમું છું મહારાજ સલામ સાહબ.

(૨) છે કયાંની પૂજા નમાઝ કેવી ? એ કયાંની ગંગા તે કયાંની ઝમઝમ?
જઈને હોટલના દ્વારે કે છે, અમોને પણ આપો જામ સાહબ.

(૩) કહું છું સમજાવી હું બધાને કે કીર્તિ કોઇક મળેના બાઇ',
તજો તમે ચાંપલુસી જઇને, સુખે કરો ઘરનુ કામ સાહબ.

(૪) છતાં ન માને છે કોઈ મ્હારી કહે છે નિશદિન અધિપતીથી,
મને છાપી દીઓ: તમે પણ કે મ્હારું થઈ જાયે નામ સાહબ.

(૫) મ્હારી તમારી ન નભશે ભાઈ, સિધાવું છું હું હવે અહીંથી,
સલામ સાહબ, સલામ સાહબ, સલામ સાહબ, સલામ સાહબ.

કહે છે કર જોડી તમને "આસિમ" 'સાદિક' તણા હે અધિપતીજી,
ગઝલ સુણાવી છે કેવી સારી હવે કંઈ આપો ઇનામ સાહબ.

[ "સાદિક" માસિક મે સને ૧૯૩૧ (અંક ૫ મો) પાનું ૨૫૮. ]



એવા એક પણ ગઝલકારે ત્યાં કલમ ચલાવી નથી ! એવું કહેનાર 'વિણી'ના આગન્તુકની પીઠ થાબડનાર ભાઇ આસિમ ધ્યાન આપશે કે ? હજુ પણ સમય છે પોતાની બાધી મુકી લાખની સમજ પોતાની શીરજોરી છોડી દે. અને પોતાની કૃતિઓ માટે ઈકરાર કરશે. 'વલી'

---

પહોંચતે તો જરૂર તેઓ નવી એકાદ ગઝલ લખીને 'આસિમ'ને ઇનામ પહોંચતું કરત. પણ હવે શું થાય ?

આ ચોરી જરા પુરાણી છે. પણ તે ચોરી તો છે જ. આસિમની નવી ચોરીઓનુ કાયદેસર લીસ્ટ તૈયાર થતુ હોવાથી રસિકો આ એકે તો આટલેથી જ મતોષ માને. હા. એક નવી બીના રજુ કરું છુ છે એ, કે, કવિ (?) આસિમ પદ્યની પેઠે ગદ્યના પણ ચોર છે. અને એની સાબિતી પણ આ પાના પર રજુ થશે. ઉંબટ ભાઈ 'એકાર'નો આ શેઅર આસિમને અર્પણ કરું છું

'કાંત્યું પીંજ્યું બધુ
કપાસ થયું,
'આદીને ધોઈ પણ
ટસર ન થઈ'.
• 'વલી' (કરમાડ)




આવાઝની દુનિયાંકે દોસ્તો ! તમે, કબીરનું પેલું ભજન તો સાભળ્યું હશેજ કે "નાવમેં નંદીયા ડૂબી જાય !" યાને કે ઉંધે ઘડે પાણી ન ભરાય એવું જગત જાણતું હતું; પણ ચાલુ લડાઇએ ઉંધે ઘડે પાણી ભરવાની માન્યતાને ખરી પાડી બતાવી છે. જુવો આજ સુધી લડાઇ હિંદુસ્તાનની દૂર હતી ત્યાં સુધી હિંદી રેલ્વેના સ્ટેશનો પર જાત્રાનાં સ્થળો, હવાખાવાનાં ઠેકાણાં; ઇતિહાસિક ઇમારતોના આકર્ષક દેખાવોનાં રંગીન પોસ્ટરો ચોંટાડી લોકોને રેલ્વેમા મુસાફરી કરવા લલચાવવામાં આવતા હતા ! બલ્કે પ્રવાસીઓની સગવડ ખાતર ક્રોનટીકીટ કાઢવામાં આવતી હતી; તેને બદલે હવે જાણે રેલ્વે એ પ્રવાસીઓથી તૌબા પોકારતી હોય તેમ સ્ટેશનો પર પોસ્ટર ચિત્રો દ્વારા જાહેરાત કરે છે કે રેલ્વેની મુસાફરીમાં પૈસા ન વાપરતાં ખેતીમાં તે પૈસા વાપરો, ટ્રેનને બદલે જરૂર પડે તો ખટારામાં બેસો !

અત્યાર સુધી ઇલેક્ટ્રીક કંપની વાળાઓ જાત જાતની ભપકાદાર જાહેરાતો કરી લોકોને વિજળીના ફાયદા સમજાવતા હતા; તો હવે કહેવાય છે કે વિજળી ઓછી વાપરવાથી દેશને ફાયદો થશે. પહેલાં ભૂખ હડતાલ પર ઉતરનાર મજદૂરો અને કામદારોને સરકાર દેશના દુશ્મન લેખતી પણ હવે ઓછું ખાનાર અને ઉપવાસ કરનાર દેશના લાભમાં ગણાય છે। પહેલાં કાગળના વહેપારીઓ પેપરવાળાઓની પાછળ પાછળ ફરતા હતા; પણ હવે પેપરવાળાઓ કાગળવાળાને પગે લાગે છે તોય કાગળના વહેપારીઓ આંખ ઉઘાડતા નથી ! પહેલાં તંત્રીઓ ગ્રાહકો વધારવા આકાશ પાતાળ એક કરતા હતા; હવે ગ્રાહકો ઘટાડવા પ્રયત્ન કરે છે ! પહેલાં કોમ્યુનીસ્ટો જુલમગાર, દયાહીન અને નાસ્તિક ગણાતા હતા; પણ હવે તો દયાળુ, ધીરજવાળા અને ધાર્મિક વૃત્તિના ગણાય છે ? પહેલાં ઘરને આંગણે ખાડો ખોદીએ તો મ્યુનિસીપાલીટીઓ દંડી નાખતી હતી પણ હવે ફરજીયાત ખાડા ખોદાવાય છે ! પહેલા મ્યુ. કુવા પુરાવી દેતી હતી તેને બદલે હવે ખોદાવી રહી છે ! પહેલાં મોટરોને ઉત્તેજન મળતું હતું હવે ઘોડાગાડી અને ખટારાને ઉત્તેજન મળી રહ્યું છે ! આમ લડાઇ દરેકને ઉંધા ઘડે પાણી ભરાવી રહી છે.

●

પહેલાં ઉંધા મસ્તકે તપ કરનાર સાધુબાવાઓને જોઇને લોકો આશ્ચર્ય પામતા હતા પણ હવે તો આખી સમાજ રચનાજ જાણે ઉંધી થઇ ગઇ હોય એમ જણાય છે. કાલ સુધી મરદો મૂછના વાળને ટેકની વસ્તુ સમજતા હતા, આજે મુછ મુંડાવવામાં ટેક સમજે છે ! રડ્યા ખડ્યા કોઇ મૂછવાળા જોવામાં આવે છે તો તે વિલન કેરેક્ટરના એક્ટર હોય એવો ભાસ થાય છે ! મવાલીઓ મોટી મૂછ રાખે એવી આજે જાણે માન્યના બંધાતી જાય છે ! કાલ સુધી મવાલીઓ મોટા વાળો રાખતા, હવે

# સુલ્તાનની બેટી

[ અનુવાદકઃ-સીરતી ]

[ એક ઐતિહાસિક નાટિકા ]

**ઇતિહાસ** : ઇ. સ. ૧૪૫૩
**સ્થળ** : બોસ્ફોરસ, તુર્કીનો એશિયાઇ કિનારો
**સમય** : મધરાત

**પાત્રો** : સુલ્તાન મુહમ્મદ, વઝીરે આ'ઝમ, સિપહસાલાર, સુલ્તાનની પુત્રી ફરઝાના, હસન, (એક ગુલામ) મલેકા, બ્હેન, સિપાહીઓ વગેરે. ]

[ બે તુર્ક સિપાહી એક મ્હોટા પત્થરને અઢેલી આપસમાં વાતો કરતા બેઠા છે. ]

**પહેલો** : "મધરાત થઇ, ચાલો હવે જરા આરામ લઇએ."

**બીજો**: "આજનું યુદ્ધ તો ખરેખર અપ્રતિમ હતું. છેલ્લા છ મહીનામાં આજના જેવી લડાઇ થઇ ન હશે, આજે ત્રીજી રાત્રે આપણને રહેજ આરામ કરવાનો મૌકો મળ્યો."

**પહેલો** : "અને થોડાક કલાક પછી યુદ્ધ દોસ્તની લાશો ઉપર થઇને આપણને ફરી આક્રમણ કરવું પડશે."

**બીજો** : "આવી ઘોર ભયંકર અને લાંબી જંગ પછી પણ!"

**પહેલો** : "તમે નથી જાણતા એ તો સુલ્તાનનો નિયમજ છે જ્યારે બન્ને તરફની ફોજો થાકીને ચૂર થઇ જાય, અને કોઇને પણ હુમલાનું ગુમાન સુધ્ધાં ન હોય, એવેજ ટાણે સુલ્તાન સખ્ત હુમલો કરવાનો હુકમ આપે છે."

**બીજો** : [ઊંડો નિશ્વાસ નાંખી] "જોઇએ હવે, ખુદા ક્યારે વિજય નસીબ કરે છે!"

**પહેલો** : "સુ'તાને કોઇ વાતની કચાશ ન રાખી, તોપો 'આખો દિવસ ગોળા ફેંકતી રહે છે, તીરોનો તો જાણે વરસાદ વરસાવવામાં આવે છે, સુરંગો ઉડાવવામા આવે છે, ખન્દકોને પત્થરો અને લાશોથી ભરી દેવામાં આવે છે, માનવજીવનને તુચ્છ લેખવામાં આવે છે, છતા કુસ્તુન્તુનિયહ ફતેહ થતું નથી."

**બીજો** : "દુશ્મન પણ તો લડવામાં પાછી પાની કરતો નથી. આપણા આક્રમણોનો કેવા બેજિગરી અને જાંબાઝીપૂર્વક મુકાબલો કરે છે! એ લોકો પાસે યુદ્ધ સામગ્રીનો ટોટો નથી ધાર્મિક જુસ્સો પણ અવર્ણનીય છે. દરરોજ આપણે કિલ્લાની દીવાલમાં ગાબડાં પાડીએ છીએ; ત્યાં ઇસાઇઓ પૂરાં બળ અને વેગથી આપણો મુકાબલો કરે છે."

**પહેલો** : "ચુપ, સામે કોણ આવે છે!"

**બીજો** : [પહેલાએ ચીંધેલી દીશા તરફ જોઇ] "થોડાક તુર્ક સૈનિકો કાફરોને બેઠા રહ્યા હોય એમ લાગે છે."



છે। લોડીઓ કામકાજમાં મશગુલ છે ]

**મલેકા :** 'બેટા ફરઝાના! આમ આવ હું તને એક નવી વાત સંભળાવું '

[ફરઝાના-વીસ વર્ષની ખૂબસૂરત કુમારિકા પોતાની જગાએથી ઊઠી અદબપૂર્વક માની સામે આવી બેઠી ]

**ફરઝાના** 'ફરમાવો, ઉમ્મીજાન !"

**મલેકા :** "ખુશ્કી પર વહાણ ચલાવવામાં આવ્યાનું તેં કદી સાંભળ્યું છે ?"

**ફરઝાના :** "કદી નહિ ઉમ્મીજાન! કોઈ પુસ્તકમાં પણ એવું વાંચવામાં આવ્યું નથી નતો કોઇ કાલ્પનિક વાર્તા યા પરીકથામાં એવું સાંભળ્યું છે"

**મલેકા** "એ માન તારા મુહતરમ પિતા સુલતાનને ફાળે જશે આજ પત્રીસ હજાર સૈનિકો ઝમીનને સરખી કરવાના કામે મંડી પડયા છે એક એક હજાર સિપાહીએ ને એક માઇલ ઝમીનનો ટુકડો સોંપવામાં આવ્યો છે। બે હજાર કારીગરો લાકડાના તખ્તા કાપવા અને તેને સરખી સપાટ ધરતી ઉપર બિછાવવામાં લાગેલા છે તેલ અને ચરબીના હઝારો પીપો એ તખ્તાને ચીકણા કરવા માટે ભેગા કરવામાં આવ્યા છે"

**ફરઝાના** 'એથી શું થશે ?"

**મલેકા** 'તું સમજી નહિ, કાળા સમુદ્રમાં બેકાર પડેલા આપણા નૌકા કાફલાને આપણા સિપાહીઓ પાત્રીસ માઇલ ખુશ્કી પરથી ખેંચી કુસ્તુન્તુનિયહની સામે સમુદ્રમાં નાખી દેશે એ પછી આપણો વિજય ચોકકસ છે"

**ફરઝાના** [હર્ષાવેશમાં માને વળગી પડી] "સુબ્હાનલ્લાહ ઉમ્મીજાન! સુબ્હાનલ્લાહ"

[ **મલેકા :** [ ગર્વ પૂર્વક ] "જગતના ઇતિહાસમાં તારા બાપનું નામ સુવર્ણાક્ષરે લખાશે, અને ખુશ્કી પર વહાણો ચલાવવાનો યશ એક માત્ર તુર્ક બાદશાહને હાસિલ થશે"

**ફરઝાના** 'ઉમ્મીજાન આ વાત સૂઝી શી રીતે? કોઈ સરદારે યોજના પેશ કરી હશે?'

**મલેકા** "નહિ બેટા! આવી યોજનાઓ એક માત્ર તારા પિતાનું દિમાગજ ઘડી શકે છે। તેઓ આખો દિવસ રણભૂમિમાં નિર્ગમન કરી, સંધ્યા પછી આરામ ફરમાવે છે. મધરાત વિતા બાદ તેઓ જાગૃત થઇ જાય છે પછી તેઓ એકાંતમાં કેટલોક સમય ઇબાદતમાં ગાળે છે ત્યારબાદ મૌનમાં ઊંડી વિચાર તલ્લીન બની આવી જટિલ સમસ્યાઓને ઉકેલે છે ગઇ રાતેજ તારા પિતાએ કુસ્તુન્તુનિયહ પર વિજય પ્રાપ્ત કરવાની આ યોજના વિચારી હતી આજ તેના પર અમલ શરૂ પણ થઇ ગયો છે ખુદા આપણને કામયાબ કરે!"

**ફરઝાના** 'આમીન! મા! અબ્બા ક્યાં હશે અત્યારે? હું તેમને સલામ કરી આવું '

**મલેકા** તેઓ અસરની નમાઝથી ફારિગ થઇ પાત્રીસ હઝાર સિપાહીઓ સંગાથે રવાના થઈ ગયા છે અફસોસ! તું તે ભવ્ય દૃશ્ય જોઇ શકી નહિ તું ત્યારે કુર્આનની તિલાવતમાં મશગુલ હતી"

**ફરઝાના** [ઠંડો નિશ્વાસ નાખતા] "ઓહ, ઉમ્મીજાન! કેવું શાનદાર દૃશ્ય હશે!"

**મલેકા** "તારા અબ્બા સાદા વસ્ત્રોમાં એક કોદાળી ઉપાડી પત્રીસ હઝાર સૈનિકોના મોખરે ચાલતા હતા બધા સૈનિકોના હાથમાં હથોડા, કોદાળી અને પાવડા સિવાય બીજું કોઈ હથિયાર ન હતું"




ફરઝાના : "આહ, અબ્બા કેટલી બધી મહેનત કરે છે!"

મલેકા : "બેટી! બાદશાહની ઝિમ્મેદારી સામાન્ય માણસ કરતાં અનેક ગણી વધારે હોય છે. બાદશાહ એશઆરામ માટે નહિ પણ જનકલ્યાણના કામો કરવા માટે પૈદા થાય છે. તે દેશો અને કૌમોના ઇતિહાસમાં ક્રાન્તિ પ્રગટાવી સંસ્કૃતિ અને સંસ્કારોને ચાર ચાંદ લગાડે છે."

[ સુલ્તાન મુહમ્મદની બ્હેન દાખલ થાય છે. એક હાથમાં તસ્બીહ છે ચ્હેરા પર વૃદ્ધાવસ્થાના ચિન્હો છે, કમર સ્હેજ વાંકી વળેલી છે પણ ચાલ ઢાલ અને અંદાઝથી પ્રભાવ અને શાન ટપકે છે, મા દિકરી સન્માનાર્થે ઉભા થઇ ઝુકીને સલામ કરે છે. ]

સુલ્તાનની બ્હેન : "જીવતી રહે બેટા! ખુદા તારી મુરાદો પૂરી કરે અને તારૂં ઇમાન સલામત રાખે"

[ બ્હેન મસનદ પર બેસે છે. મલેકા અદબપૂર્વક સામે બેસે છે. ફરઝાના વાંચન માટે બીજા તમ્બુમાં ચાલી જાય છે. ]

બ્હેન : "ફરઝાના! ક્યાં ગઈ બેટી?"

મલેકા : "અભ્યાસ ખંડમાં ગઇ છે."

બ્હેન : "ખુદા એને લાંબુ આયુષ્ય અર્પે."

મલેકા : [આંખોમાં હર્ષના આંસુ સહિત] "સુલ્તાનની માનીતી પુત્રી, અમ્માંબી! સુલ્તાન એને પોતાના પુત્રો કરતાં અધિક ચાહે છે"

બ્હેન : "કેમ ન ચહે, બેટા! દિકરી ઘરની રંજન અને શોભા છે. હવે તો માશાઅલ્લાહ જવાન થઇ ચૂકી છે. એના લગ્નની હવે તો આપણે ફિકર કરવી જોઇએ."

મલેકા : "સુલ્તાનને ફિકર! તેમને તો કૌમ, મુલ્ક, ધર્મ અને જિહાદ સિવાય બીજી કોઇ વાતની ફિકરજ નથી."

બ્હેન : "મ્હારી દિકરી ફરઝાના!"

મલેકા : "એથી આપ એમ ન સમજતા કે સુલ્તાનને ફરઝાનાનો જરાય ખ્યાલ નથી. તેઓ યુદ્ધ પ્રસંગે પણ—જ્યારે તેમને રતિભાર ફુરસદ હોતી નથી—જ્યાં લગી ફરઝાનાનું મોઢું ન જુએ ત્યાં લગી અન્નને હાથ સુદ્ધાં લગાડતા નથી. બહુધા તેઓ તેને પોતાની સંગાથેજ જમાડે છે"

બ્હેન : [ મસ્તક ધુણાવતાં ] "પણ તેના નિકાહની કોઇ સ્થળે વાત તો કરી રાખી હશે?"

મલેકા : "આપણા સ્નેહી બાદશાહોમાં ફરઆના અને તાતારના શાહઝાદાઓના સંદેશા આવી ચૂક્યા છે પરંતુ સુલ્તાને હજી લગી મંજુરી આપી નથી."

બ્હેન "મંઝુરી નથી આપી? ફરઆના અને તાતારના શહઝાદા ફરઝાના માટે ખરેખર સંપૂર્ણ લાયક છે."

મલેકા : "સુલ્તાન તેમને પસંદ નથી ફરમાવતા. તેઓ કહે છે કે મ્હારી પુત્રી ફરઝાનાને લાયકના તેઓ વર નથી. ફરઝાનાની શાદી વિવાહનો પ્રશ્ન આપ જેવા બુઝુર્ગો સિવાય બીજું કેણ ઉકેલી શકે એમ છે?"

° ° °

[ શાહી દરબાર એક વિશાળ તંબુ હેઠળ એક હજારની લગભગ ફૌજી અફસરો અને સલ્તનતના અમલદારો એકત્ર થયા છે. સુલ્તાન મુહમ્મદ એક સુનહરી તખ્તપર સામે તલ્વાર મૂકી બેઠા છે. ]

સુલ્તાન : "બધી તૈયારીઓ સંપૂર્ણ થઇ ચૂકી?"




સિપહસાલાર : "જહાંપનાહ ! કોઇપણ જાતની ઉણપ રેહવા પામી નથી. આપનો ઇશારો થતાજ ખુશ્કી પર વહાણો ચાલી શકે છે. કુસ્તુન્તુનિયહ પર અધિકાર સ્થાપિત કરવાને હવે કોઇ રૂકાવટ આડે આવી શકે એમ નથી."

એક સરદાર : "આપણા જહાજો જેવા નિર્ધારેલા સ્થળે પહોંચ્યા કે કુસ્તુન્તુનિયહ આપણું જ છે. યૂનાનીઓ હવે વધુવાર મુકાબલો કરી શકે એમ નથી."

સિપહસાલાર : "આજે તેઓ આપણી સામે અત્યંત બેજિગરીપૂર્વક ઝઝૂમ્યા છે. આપણને એથી ભારે ખુવારી સહન કરવી પડી છે"

બીજો સરદાર "દિવસભરના હુમલાઓમાં આપણે તેમને જેટલુ નુકસાન પહોંચાડીએ છીએ તેટલુ દુશ્મનો રાતોરાત પુરૂં કરી લે છે સવાર પડે આપણને એથી ભારે ખુવારી સહન કરવી પડે છે"

સુલ્તાન : [સિપહસાલારને સબોધી] "આપણા સૈન્યની એકત્ર સખ્યા એશિયાઇ કિનારે કેટલી છે?"

સિપહસાલાર:–"એક લાખ વીસ હજાર. ત્રીસ હજાર શહીદ અને ઝખ્મી થઇ ચુકયા છે.

સુલ્તાન : "વારૂં આજ અને કાલનો દિવસ આ લડાઇનો આખરી દિવસ છે. તમામ સરદારો મેદાને જગ તરફ સિધાવી જાય કેવળ સિપહસાલાર અને વઝીરે આ'ઝમ મશ્વિરા માટે અહિં થોભે

[બધા સરદારો ઉભા થઇ નૃત્ય છે. અને પોતપોતાની ટુકડીઓમાં શામિલ થવા માટે ચાલ્યા જાય છે]

સુલ્તાન : [વઝીર અને સિપહસાલારને સંબોધી] "આજ માત્ર એક લાખ સૈનિકોને લડાઇમા ઉતારવામા આવે, બાકીના વીસ હજાર સૈનિકોને હુકમ પહોંચાડી દો કે તેઓ આવતી કાલે રાત્રે લડાઈ માટે તૈયાર રહે. જયારે ફોજે મેદાને જંગમાંથી પાછી ફરે ત્યારે વીસ હજાર સિપાહીઓ રાત્રિના અંધકારમાં હુમલો કરી દુશ્મનને આખી રાત જંગમાં મશ્ગૂલ રાખે. આથી તેઓ દીવાલોનું ચણતર કરી શકશે નહિ."

સિપહસાલાર : "જેવો હુકમ."

સુલ્તાન : "રાતની લડાઇ દુશ્મનને દૈરાન પરેશાન કરી નાખશે, વળતે દિવસે આપણા એક લાખ સૈનિકોના હલ્લા સામે તેઓ ટકી ન શકશે. દાઢી પીટાવી દો કે કાલે જે માણસ સૌથી પહેલા કુસ્તુન્તુનિયહ પર ચઢી ઇસ્લામી ઝડો ફરકાવશે તેને કૂનિયહની હુકૂમત આપવામાં આવશે, અને શાહી ખાનદાનમાં તેની ઇચ્છાનુસાર શાદીની ગોઠવણ કરવામાં આવશે"

વઝીરે આ'ઝમ: "અત્યારેજ દાડી પીટાવી દેવામા આવશે ખુદા અમારા કદરદાન અને ઉદાર બાદશાહને સલામત રાખો"

[વળતેજ દિવસે સવારે એક લાખ તુર્ક સૈનિકોએ એશિયાઇ કિનારા પરથી કુસ્તુન્તુનિયહ પર હુમલો કર્યો આખી રાત લડવાથી યૂનાની ફોજ ઉજાગરા અને થાકથી થાકીને ચૂર થઈ રહી હતી ત્યાં યમદૂત જેવા એક લાખ તુર્ક તેમના માથે આવી ત્રાટકયા. સીડીઓ લગાડવામા આવી ઉપરથી ઉકળતું સીસું અને મોટા મોટા પત્થરો ફેંકવામાં આવતા હતા. અનેકવાર સીડીઓ લટકાવવામા આવી, હજારો મુસલમાનો શહીદ થઇ ચૂકયા જ્યા કોઇ માણસ દીવારની



પેલે પાર પહોંચી શક્યો નહિં. સુલતાન મુહમ્મદ મુસલમાનોને બરોબર પ્રોત્સાહન આપી રહ્યો હતો, કદી ઘોડાપર આ નાકેથી પેલા નાકા લગી દોડી સિપાહીઓને શૂર ચઢાવતો તો કદી સ્વયં દુશ્મનો પર હુમલો કરતો.

બાર વાગે સુલતાને જોયું તો નવેસરથી સીડીઓ લગાડવામાં આવી છે. હસન નામનો એક ગુલામ ચાલીસ જવાનોને સાથે લઇ, સીડીઓ પર ચઢવાની કોશિશ કરી રહ્યો હતો. ચોમેરથી તુર્કો તેમની કુમકે દોડયા. ભયંકર લડાઇના મંડાણ થયાં. ઉપરથી તીરોનો વરસાદ વરસતો હતો, ઉકળેલું સીસું રેડાતું હતું. હસનના અનેક સંગાથીઓ થોડેક સુધી પહોંચી ખતમ થઇ ગયા, પરંતુ હસન બરાબર એક સીડીને વળગેલો રહ્યો. એક હાથમાં તુર્કી ઝંડો, બીજામાં એક અત્યંત મોટી ઢાલ જેમાં તેણે પોતાનું આખું શરીર છુપાવી દીધું હતું અને દાંતોમાં પોતાની તલ્વાર પકડી મક્કમતાપૂર્વક ધીમે ધીમે ઉપર ચઢી રહ્યો હતો. અનેકવાર વજનદાર પત્થરો તેની ઢાલ ઉપર પડયા, તે અનેકવાર નીચે પટકાતો બાલ બાલ બચ્યો. તેનું આખું શરીર પરસેવે રેબઝેબ રઇ ગયું હતું.

અત્યંત લાંબો અને ભીમકાય શરીરવાળો હસન, કમથી કમ દસ જવાનો સાથે એકલો લડી શકે એવો હતો. કિલ્લાવાળાઓનો વિરોધ તેને થંભાવી ન શક્યો. ધીમે ધીમે તે દીવાર ઉપર ચઢી રહ્યો હતો.

સુલતાન એકીટશે આ જવાનની હિંમત નિહાળી રહ્યો હતો હવે તે દીવારથી થોડાજ ગજના ફાસલા પર હતો. સુલતાને તાબડતોબ બીજા સ્થળોએ સીડીઓ લગાડી હુમલો કરવાનો હુકમ આપ્યો, જેથી યૂનાનીઓને પરાણે બીજી તરફ લક્ષ આપવું પડે અને શાયદ આ જાંબાઝ સિપાહીને ઉપર ચઢી જવામાં કામયાબી હાસિલ થાય.

તુર્કો "અલ્લાહો અકબર"ના ના'રા લગાવતા ફરી સીડીઓ પર ચઢવા લાગ્યા યૂનાનીઓ ચોમેરથી એકત્ર થઇ તેમનો મુકાબલો કરવા લાગ્યા. અચાનક હસન દીવાર પાસે પહોંચી ઉછળ્યો, હવે તે દીવારની ઉપર હતો તેણે તુર્કી ઝંડો ફરકાવ્યો અને "અલ્લાહો અકબર"નો એક એવો ગગનભેદી ના'રો લગાવ્યો કે આજ લગી પાંચ વખત "અલ્લાહો અકબર" (અલ્લાહ મહાન છે)નો ના'રો કુસ્તુન્તુનિયહમાં સંભળાય છે.

હસનના ઉપર પહોંચવાની સાથેજ તેના બીજા દસ બાર સંગાથીઓ પણ ઉપર જઇ પહોંચ્યા. તેઓ કિલ્લાની રાંગ ઉપર ચઢી શક્યા. એ દરમિયાન હસનને એકલા હાથે સંખ્યાબંધ યૂનાની સૈનિકોનો સામનો કરવો પડયો. તે અત્યંત શક્તિશાળી અને દિલેર હતો. એક હાથમાં ઢાલ અને બીજામાં તલ્વાર લઇ તે દુશ્મનો વચ્ચે વિદ્યુત વેગે ઘુમી રહ્યો હતો. તેના સંગાથીઓ ઉપર આવી પહોંચ્યા એટલે યુધ્ધનો આખો નકશોજ બદલાઇ ગયો. યૂનાનીઓ પોતાની જાનો બચાવી નાસભાગ કરવા લાગ્યા. શહેરના દરવાજા ઉઘાડી નાંખવામાં આવ્યા અને સુલતાન મુહમ્મદ વિજેતા તરીકે કુસ્તુન્તુનિયહમાં દાખલ થયો.

• • •

[શાહી હરમસરાનો દરવાજો. દરવાજા બહાર હસન સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ સિપહસાલાર અને બીજા સરદારો જોડે વાતો કરી રહ્યો છે.]




સિપહસાલાર : "હસન ! તમે શાહી ઇન્આમ અકરામને પાત્ર છો. સુલ્તાન સાથે બગલગીર થવાનો ફખ્ર આજ તમને હાસિલ થયો."

એક સરદાર : "હવે તો તમો કુનિયાના બાદશાહ બન્યા."

બીજો સરદાર : "અને તમારાં લગ્ન શાહી ખાનદાનમાં થશે."

સિપહસાલાર : "પણ તમારી માંગણી કંઇક ગુસ્તાખીભરી અને અપમાનકારક છે."

હુસન : "એટલે ?"

સિપહસાલાર : "તમે શાહી ખાનદાનની કુમારિકાઓમાંથી સુલ્તાનની બેટી સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે."

હુસન: "જ્યારે મ્હને કહેવામાં આવ્યું કે તમો શાહી ખાનદાનની બધી ઉમર લાયક કુમારિકાઓમાથી કોઈ પણ એક સાથે શાદી કરી શકો છો, ત્યારે મેં બાદશાહની બેટીને એ તમામમાં શ્રેષ્ટ અને ઉત્તમ ગણી તેના હાથની માંગણી કરી, એમાં મ્હેં ખોટું શું કર્યું છે ?"

સિપહસાલાર : [તલ્વાર ખેંચી] "ચુપ રહે, ગુસ્તાખ !"

[હસન પણ તલ્વારને મ્યાન બહાર ખેંચે છે. એટલામા સુલ્તાન મુહમ્મદ હરમસરામાંથી બહાર નીકળે છે. બન્ને પોતપોતાની તલ્વારોને મ્યાન કરી અદબપૂર્વક ઉભા રહે છે. ]

સુલ્તાન : [સિપહસાલારને ક્રોધિત થઇ] "મ્હારા ખાનગી મામલામાં આમ છડેચોક વાતો કરવી તમને શોભાસ્પદ નથી. (હસનને) તમો સધળા જોડેના તંબૂમાં આરામ ફરમાવો હું હમણાંજ આપ લોકોને તેડાવું છું."

[સુલ્તાન પુનઃ હરમસરામાં જાય છે.]

° ° °

[ સુલ્તાન મુહમ્મદ મસનદ પર બેઠો છે. સામે બહેન અને મલેકા બેઠાં છે. સુલ્તાનના ચહેરા પર ચિંતા અને વ્યાકૂળતાની છાયા ફરી વળી છે.]

બ્હેન : "ભાઈ ! આ વિજય અને આનંદના અવસરે આમ ચિંતાતૂર રહેવું આશ્ચર્યકારક કહેવાય."

સુલ્તાન : 'હું મ્હારા એક કોલ અને વચનની પાબંદી અર્થે પરેશાન થઇ રહ્યો છું."

બ્હેન : "કેવો કોલ ?"

સુલ્તાન : "જે બહાદુર મુસલમાને કુસ્તુન્તુનિયહ પર સૌથી પહેલાં ઇસ્લામી ઝંડો ફરકાવ્યો હતો, તે શાહી ખાનદાનમાં શાદી કરશે."

બ્હેન : "કોની સાથે ?"

સુલ્તાનઃ "તેણે ફરઝાનાના હાથની માંગણી કરી છે."

મલેકા : "મ્હારી બેટી ફરઝાના !"

બ્હેન : "તે છે કોણ ?"

સુલ્તાન : "એક મુસલમાન સિપાહી."

બ્હેન : "તે કયા ખાનદાનથી છે ?"

સુલ્તાનઃ "ગુલામ હતો. આજ પાંચ વર્ષ પૂર્વે તેને આઝાદ કરવામાં આવ્યો. ફોજની એક સામાન્ય ટુકડીનો તે અફસર છે."

બ્હેન : "હોય તે અને તો ગુલામજ. હશેને ?"

સુલ્તાન : "પણ તે મુસલમાન છે. સવા લાખ મુસલમાનોમાં તેની બરોબરી કરી શકે એવો એક નથી."

બ્હેનઃ "તે રંગે રૂપે કેવો છે ? તેની વય કેટલીક હશે ?"




**સુલ્તાન :** "પચ્ચીસેક વરસની વય હશે. રંગે શુદ્ધ કાળો, કદે અસંત લાંબો, બળવાન એવો કે ફેસીલ પરથી ફેંકવામાં આવેલો પત્થરે પોતાના બાહુઓ પર રોકી શકે છે. દસ વીસ માણસો સાથે એકલો લડી શકે છે."

**બ્હેન :** "પુષ્કળ ઝરજવાહિર અને કોઈ દરદરાજ પ્રાંતની હકૂમતથી આ સમસ્યાનો ઉકેલ આસાનીથી આવી શકે એમ છે."

**સુલ્તાન:** "ઝર જવાહિર અને દુનિયાની સલ્તનત તો તે મેળવી ચૂક્યો. પરંતુ રૂખ્સત થવા પહેલાં તે ફરઝાના સાથે શાદી કરવા માંગે છે."

**બ્હેન :** "આટલી હિંમત!"

**સુલ્તાન :** "મ્હેં એલાન કર્યું હતું એટલેજ તેણે આ માંગણી કરી છે."

**મલેકા :** "મ્હારી બેટીનું શું થશે?"

**સુલ્તાન:** "તે એક બહાદુર મુસલમાનની પત્ની થશે."

**મલેકા :** "મ્હારી દિકરી સીસમ જેવા કાળા હબ્શી ગુલામ સાથે શાદી નહિ કરી શકે. તે એના કરતાં મૃત્યુને વધુ પસંદ કરશે."

**સુલ્તાન :** "તને એક મુસલમાન બાદશાહના વચનની કીમત નથી?"

**મલેકા :** "પણ મ્હારી ફરઝાનાને એ શી રીતે ગમશે?"

**સુલ્તાન :** "એમાં મ્હારી ઇજ્જત અને ઝિલ્લતનો સવાલ છે મ્હારી ઝિંદગી અને આરામ ફરઝાનાના નિર્ણય ઉપર અવલંબિત છે."

[ પરદાને અઢેલી ફરઝાના ઝડપથી અંદર પ્રવેશે છે. સુલ્તાનની બ્હેન, મલેકા અને સુલ્તાન ફાટે ડોળે તેને જોઇ રહે છે. તેમની વચ્ચે થતી વાતચીત ફરઝાનાએ સાંભળી લીધી છે એ વર્તી જતાં તેમને વાર લાગતી નથી. ત્રણે મસ્તક ઝુકાવી ખામોશ રહે છે. ]

**ફરઝાના :** "મ્હારા આકા! મ્હારા સુલ્તાન! ખુદાના પાક નામ ઉપર જ્યારે આપે એક વચન આપ્યું; ત્યારે મ્હારે ખુદાની મર્જી ઉપર મસ્તક ઝુકાવી દેવું જોઇએ. તમે અમસ્થા ચિંતાતુર થાઓ છો. ફરઝાના તમારી પુત્રી છે. તે એક મુસલમાન મુજાહિદની ગુલામીમાં જવામાં પોતાનું ગૌરવ માને છે. ઇસ્લામમાં કાળા ગોરાનો ભેદભાવ નથી. હું એ હબ્શી ગુલામને મ્હારો સિરતાજ માનીશ, અને તેની સેવામાં કોઇ પણ પ્રકારની ઉણપ આવવા દઇશ નહિ. મ્હારો પતિ તો એ બાઝ મુસલમાન મુજાહિદ થશે જેણે સૌથી પહેલાં કુસ્તુંતુનિયહ પર ઇસ્લામી ઝંડો ફરકાવ્યો હતો."

[ હર્ષથી સુલ્તાનની આંખોમાંથી આંસુ વહેવા લાગે છે. તે ઉભો થઇ ફરઝાનાને ગળે લગાડી તેના કપાળ પર ચુંબન આપે છે.

**સુલ્તાન :** "બેટા! તું ખરેખર ફરઝાના છે. હું તને મ્હારું આ ખંજર ભેટ આપું છું. જગતના ઝવેરીઓ એનું મૂલ્ય આંકી નહિ શકે એવું અને મ્હારી નજરમાં તે એક તોહફો છે. હસન સાથે પરણ્યા પછી ઇસ્લામી જગતની તમામ ફોજ તારી સંગાથે હશે. લાખો મુસલમાનોની દુઆઓ તારા માટે અલ્લાહ કનેથી રહમત ખેંચી લાવશે. બાપના વચનને પુરું કરવા માટે તેં જે નિખાલસતા તત્પરતા બતાવી છે તેનો અલ્લાહ તને નેક બદલો આપશે.

[ સુલ્તાન પુનઃ બેટીના કપાળનું ચુંબન લઇ મોતીઓની માળા તેના ગળામાં પહેરાવે છે. પછી અસંત હર્ષિત થઈ તંબૂની બહાર નીકળે છે. [ પરદો પડે છે. ]

(ઉર્દૂ ઉપરથી)

**સાક્ષરોના અભિપ્રાયોમાંથી :-**

**મુંબઈ. (૪)**

ગીરગામ પોસ્ટ તા. ૨૦-૯-૩૬

તમારો પત્ર અને પુસ્તક મળ્યાં. આજથી ચાળીસ વર્ષ પર મેં Persian Prosody with Figures of Speech નામનું એક નાનું પુસ્તક લખેલું; એજ ધાટી ઉપર તમારૂં પુસ્તક લખાયલું છે. તે અંગ્રેજીમા છેઃ તમારૂં ગુજરાતીમાં છે એટલો ફેરઃ અને ગુજરાતીમાં આવા પુસ્તકની અતિ ઘણી જરૂર હતી. ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરોએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પૂછેલું. એમને હું રા: રણછોડભાઇ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા ન્હાનકડા પુસ્તક સિવાય બીજું કાંઇ બતાવી શકેલો નહિ : મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબંધે જાણવાની ગુજરાતીઓને ઉત્કંઠા છે, પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતું, તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે. તે પુસ્તકમાં ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણું કે તફાવત બતાવવાની કંઇ જરૂર ન હતીઃ તમે ઉંડા ઉતરી એ બંને ભાષાઓનું પિંગળ શાસ્ત્ર પરસ્પર ક્યાં મળતું આવે છે અને ક્યાં ક્યાં તેમાં ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીમત ને ઉપયોગીતા વધારી છે.

આપણા હાલના ગુજરાતી સાહિત્યમાં તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે. એની જોડીનું બીજું પુસ્તક મારી જાણમાં નથી.

**(દી. બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**
(એમ. એ. એલ. એલ. બી.)

# કવિઓને શાઇર

અને

**શાઇરને કવિ બનાવનાર**
ફક્ત આજ એકજ પુસ્તક છે.
**અરબી પિંગળ સરળ ગુજરાતીમાં**
**"ઝાર," રાંદેરી કૃત**

# 'શાઇરી' ભા. ૧-૨

**ભાગ પહેલામાં:-** અરબી પિંગળ, છંદ પ્રકાર, છંદોની સરળ સમજુતી, અરબી-સંસ્કૃત પિંગળ મિલન, કાવ્ય પરીક્ષાની રીત, ઇત્યાદી.

**ભાગ બીજામાં:-** પ્રાસ (કાફિયહ), તુકાન્ત (રદીફ), પદ્ય પ્રકાર, ઇત્યાદીનુંવર્ણન અને સમજુતી.

**કીંમત** ૯ આના, પરદેશ એક શીલીંગ, (પોસ્ટ ખર્ચ સહિત).

પ્રકાશકઃ- **'વહ્શી' સાહિત્ય કાર્યાલય, સુરત.**

એજન્ટોઃ—

**ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ, સુરત.**

અમદાવાદ તા. ૨૦-૯-૩૬

તમે મોકલેલાં શાયરીનાં બે પુસ્તકનું બુક પોસ્ટ મોકલ્યું છે તે મળ્યું છે.........ફારસી અરબી પિંગળ ગુજરાતીમાં ઉતારવાના આ તમારા પ્રયત્ન છે તે જોઇ હું ઘણો ખુશ થયો; તમારા એ પ્રયત્નને સંપુર્ણ સફળતા ઇચ્છું છું.

**(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**
(બી. એ)

**સાક્ષરોના અભિપ્રાયોમાંથી :-**

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે. અરબી પર્શિયન છંદ રચનાનાં રણછોડભાઇ ઉદયરામ અને દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનાં પુસ્તકો દુષ્પ્રાપ્ય છે, અને રણછોડભાઇનું પુસ્તક શિખાઉ માટે સરળ પણ નથી. અરબી પર્શિયન છંદ રચનાની ભાઇ 'ઝાર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે. ગુજરાતી પરિભાષા વાપરી, આપણા છંદો સાથે સરખામણી કરી. યાદ રહે તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે. અરબી પર્શિયન પદ્ય રચના સંબંધી કેટલાક ખોટાં ખ્યાલો પ્રવર્તે છે. તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે.

**વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી.**

૪-૧૦-૩૬ M. A.

કૉલેજ, સુરત. Professor of English & Gujarati.

M. T. B. College, Surat.

...તમારૂં પુસ્તક હું ઉતાવળે વાંચી ગયો છું. અરબી અને ગુજરાતી પિંગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે. પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણું ઉપયોગી થઇ પડે તેવુ લખાયું છે. પણ એ પુસ્તકના સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે. આજ સુધી કોઇ ગુજરાતી પુસ્તકમાં યમક યા પ્રાસાનુપ્રાસને લગતી આવી વિસ્તારથી સંપુર્ણ સમજણ આપેલ મેં વાંચી નથી. એ માટે હું તમને મુબારકબાદી આપું છું, અને ઇચ્છું છું કે તમને આ તમારા પ્રયાસમાં સંપુર્ણ ફતેહ મળે

મદ્રાસ, લી- શુભેચ્છક.

૧૬-૧૦-૩૬ (કવિ શ્રી) અરદેશર ફરામજી

## સિંદ્ધ.......ના.......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૪૧૪

પ્રત્યેક રાજ્ય કે સંસ્થા જ્યારે લઘુમતિવાળા પ્રતિપક્ષીનાં વિચાર, વાણી અને વર્તન ઉપર ત્રાપ મારે છે. ત્યારથીજ તે રાજ્યતંત્ર કે સંસ્થા આપખુદ બને છે. શાસન ચલાવનાર કે કારભારું કરનાર બહુમતિવાળા પક્ષે લઘુમતિનો પોતાના માટે શો મત છે, એ જાણવાના સતત પ્રયત્નો કરવા જોઇએ. અને એ ત્યારેજ જાણી શકાય, કે જ્યારે લઘુમતિવાળા પક્ષ ઉપર અંકુશ ન હોય, અર્થાત તેને વિચાર અને વાણીની સ્વતંત્રતા મળેલી હોય. બાકી તો "હા-જી-હા" કહેનારાઓનાં આધારે શાસન ચલાવનાર મહાન સમ્રાટોનેય તાજ ગુમાવવા પડયા છે. એ દીવા જેવું સત્ય છે. વ્યક્તિ કે સમષ્ટીનાં મહાન શત્રુ જો કોઇ હોય, તો તે "હા-જી-હા" કહેનારાઓજ છે.

૪૧૫

પોતાની ખામીઓ સ્પષ્ટ રીતે રજુ કરનારને, સંતોષકારક ખુલાસો આપવાની ઇસ્લામી પ્રથામાં અસાધારણ રહસ્ય સમાયેલું છે. મહાન ખલીફા હઝરત ઉમર (ર૦ અ૦)ને પે એક સાધારણ માણસ પ્રશ્ન પુછી શકતો. આવી સર્વોત્તમ પ્રથાનો, અંત આવતાંજ ઇન્સાફ પણ સદાના માટે મૃત્યુ વશ થયો છે.

૪૧૬

સ્પષ્ટ રીતે પોતાની ઉણપો રજુ કરનારનેજ સાચા મિત્રની ઉપમા આપી શકાય. પણ પ્રજાનાં દુર્ભાગ્યે દેશી રાજ્યોમાં પણ "હા-જી-હા" કહેનારાઓના આધારે કારભારો થાય છે. પરિણામે વ્યક્તિગત દોષને અંગુલી નિર્દેશ કરવાની તક સાંપડતી નથી. ખામીઓ જાહેરમાં ન આવે, ત્યાં સુધી યોગ્ય સુધારાની આશા શી રીતે રાખવી ? એ પ્રશ્નજ અણઉકેલ છે.

૪૧૭

ભયની ચોક્કસ ક્ષણો એવી હોય છે, કે જે જુલ્મગારને પણ મુંઝવી નાખે છે. છતાં ભયના ચાલ્યા જતાંજ કેટલાક જુલ્મગારો બમણી ગતિથી પોતાનાં ચક્રો ચલાવે છે.

૪૧૮

પ્રત્યેક સત્તા કે સમાજ લાંબી મુદત ટકી શકતાં નથી, તેનાં મુખ્ય કારણો એ છે, કે તેમનામાં બેકારી અને ભૂખમરો ટાળવાની શક્તિ કે કુનેહનો સદંતર અભાવ હોય છે. ઇસ્લામી પધ્ધતિ પ્રમાણે જો ઝકાત અને બૈતુલ માલની સુંદર અને સંપૂર્ણ રચના કરવામાં આવે, તો બેકારી સ્વયં ટળી જાય. અને તેથી ભૂખમરાનો પણ સ્હેજે અંત આવી રહે. આજે પ્રચલિત દેખાતા સોશીયાલીઝમ કે આઇંદ પ્રચલિત થનાર કોઇ પણ ઇઝમ દ્વારા સમસ્ત માનવ જગતનો ઉધ્ધાર થવો અશક્ય છે. પ્રજાની આર્થિક સ્થીતિ સુધારવા, રાજ્યની આવકનો દશમો ભાગ જ્યાં સુધી પધ્ધતિસર ન ખરચાય, અને પ્રજાનો શ્રીમંત અને મધ્યમ વર્ગ જ્યાં સુધી પોતાની ચોખ્ખી કમાણી ઉપર સેંકડે અઢી ટકા પોતાનાં નિર્ધન ભાઇઓની આર્થિક અવદશા ટાળવાનાં માર્ગે ન ખરચે, ત્યાં સુધી જગતની આર્થિક આંટીઘુંટીનો અંત આવે એ કલ્પના કરવી પણ સદંતર નાદાની છે.




૪૧૯

શોષક પછી ભલેને તે પુરૂષ હોય કે સ્ત્રી. એક વાત તો ચોક્કસ દેખાશે, તે એ કે તે પોતાની પરતંત્ર પ્રજાની ગુલામી ચીરંજીવી બનાવવાના અને એ રીતે પોતાની સત્તા ટકાવી રાખવાના સતત પ્રયત્નો અને અવનવા પ્રયોગો કર્યાજ કરશે. કોઇ પણ પ્રજાએ પોતાની પરવશતા દૂર કરવા, જાતેજ કટીબદ્ધ થવું જોઇએ.

૪૨૦

ભીખારીઓને નોકરી ગમતી નથી, કારણ કે તેમને આમતેમ આંટા મારતાં ખવાય એથી વિશેષ રોટલો મળી રહે છે, અને સ્વમાન હાનીથી તેઓ ટેવાઇ ગએલા હોય છે. તેમનું શરીર ગમે તેટલું બળવાન હોય, પણ તેનામાં એક અવયવ ઓછું હોય છે અને તે "નાક" ભીખ માંગવાનો હક્ક ન હોય, એવા તંદુરસ્ત માનવીઓ પણ "નાક"ની કિંમત આંકતા નથી. પરિણામે તેમને યાચનાનાં એંઠા ટુકડા પણ ભાવે છે.

૪૨૧

સમાજના આગેવાનો કે પટેલીયાઓ પોતાની પટેલાઇ કે સત્તા ટકી રહે, એટલા ખાતર જુનવાણી, પ્રત્યાઘાતી, અને પ્રગતિવિરોધક તત્વોનો સાથ લઇ, પ્રત્યેક પ્રગતિશીલ ભાવનાનો, વિચારનો અને કાર્યનો વિરોધ કરે છે. અને એ રીતે આજના યુવાનોની આણુવીકસી અણુકળી આઝાદીની ભાવનાને સદંતર રૂંધી નાખે છે. એ અત્યંત ખેદજનક બીના તો છેજ પણ અયોગ્ય હોય, એવી એકંદર પ્રથાઓનો અંત આણવા, યુવકો શા માટે તત્પર થતા નથી, એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. યુવકો વાતો કરવામાં જેટલા શૂરા છે, તેટલાજ કાર્ય કરવામાં અધુરા છે ઉદ્દામ સુત્રો દ્વારા કોઇ પણ પ્રશ્નનો નીવેડો લાવી શકાય નહિ, તેમજ ભાષણો વડે પણ કાર્યસિદ્ધિ થવાની આશા રાખવી એ મૂર્ખતા છે. યુવકોને સામાજીક સડાઓને જો દૂર કરવાની સાચી ધગશ હોય, તો પ્રથમ એકયતા સાધીને પછી સામટા બધો કાર્યક્ષેત્રમાં ઝંપલાવવું જોઇએ. કેવળ વાતોથી નહિ, પણ પોતાનાં વર્તન વડે સત્યને પ્રકાશમાં આણવાનો પ્રયત્ન કરવો જોઇએ કારણ કે આપણને હવે શબ્દોની જરૂર નથી, પણ કાર્યની જરૂર છે.

૪૨૨

આજની સામાજીક રૂઢિઓ એવી છે, કે જે કેટલીક વખતે ઉચ્ચ માર્ગનાં દ્વારો બંધ કરી દે છે. જીવનના ખુલ્લા માર્ગને રૂંધી નાખવો, ઉત્સાહી લોકોના ઉત્સાહને નિરૂત્સાહમાં ફેરવી નાખવો, યોગ્ય એવા ઉલ્લાસ અને આનંદનો અંત આણવો, અનેકની આશાઓને ચોક્કસ કારણો વગર ધૂળમાં મેળવી દેવી, યોગ્ય જણાતી તમન્નાઓને પણ પૂર્ણ ન થવા દેવી, સાહસિક વૃત્તિને દાબી નાખવી, દીકરાનો અવાજ સુધાં ન નીકળે, તેની સાવચેતી રાખવી, શોષની જ્વાળાઓ ઉપર રિવાજો રૂપિ ઠંડુ પાણી રેડી દેવું, અધુરામાં પૂરૂં ધાર્મિક ફરમાનોનું ઉલ્લંઘન કરીને પણ રૂઢિ પૂજા કરવી, એવી આજની સામાજીક પ્રથા છે. ઓસવાળોનેજ જ્યાં અધિકાર ન હોય, ત્યાં અમલનો પ્રશ્નજ કયાં રહે છે?

૪૨૩

બ્હીકમાંથી લાંચ, અને ગુન્હામાંથી બ્હીકનો જન્મ થાય છે, ગુન્હો ન થાય તોજ



સાંયનો પોતાની મેળે અંત આવી જાય. માટે ગુન્હોજ ન થાય એવો વ્યક્તિગત સંઘ કોઇએ નિશ્ચય કરવો જોઇએ.

૪૨૪

પરણનાર પુરૂષે બે વાતો અમલમાં મૂકવીજ. એક તો એ કે જ્યાં સુધી પોતે પોતાના પગ ઉભા રહેવાની શક્તિ ન કેળવે, ત્યાં સુધી કોઇએ પરણવુંજ ન જોઇએ. પોતાના પગ ઉપર ઉભનાર એવા સ્વાવલંબી યુવકને પરણવાનો હક્ક છે, ખરો, પણ જીવનસાથીની પસંદગીનું કાર્ય તેણે બીજાઓને સુપરત કરવું જોઇએ નહિં. ટુંકમાં પ્રથમ સ્વાવલંબી થવું, પછી જીવન સાથીની જાતિ પસંદ કરીને પરણવું. જાતે પસંદગી કરવાનો અર્થ એ નથી, કે પશ્ચિમની પધ્ધતિએ પરણવા પહેલાં થોડોક સમય સાથે ગાળવો, કે મૈત્રી કરી જોવી પણ એનો અર્થ એ છે, કે જેની સાથે તમારે જીવન જોડવું હોય, તેનાં વિષેની શક્ય તેટલી વધારેમાં વધારે માહિતી મેળવી લેવી અને પછી હા ભણવી.

૪૨૫

સ્વમાન સહ જીવી ન શકાય તો મૃત્યુ બેહતર છે. એટલા માટે દરેક યુવકે સ્વમાન સહ જીવીને પોતાની જવાબદારીઓનું સંપૂર્ણ ભાન થયા પછીજ પરણવા તત્પર થવું. પારકી દીકરીનો ભવ બગાડવાનો કોઈ પણ યુવકને અધિકાર નથી.

૪૨૬

સાચા મિત્રની પસંદગીનું કાર્ય અતિ કપરૂં છે. દશાવિશ વર્ષની સતત શોધખોળ બાદ પણ, આપણને આપણી ખામીઓ જણાવે, અને યોગ્ય પંથે દોરવી શકે એવા એકાદ મિત્રનું મળવું અતિ મુશ્કેલ છે. આપણી સ્વચ્છંદતાને પોષનાર, અને દુર્ગુણોને વખાણનાર, હા-માં-હા ભેળવનાર મિત્રોનો જગતમાં તોટો નથી. આપણે શ્રીમંત હોઇએ તો આપણી ખફગીની પણ પરવા કર્યા વિના, આપણા દોષો સ્પષ્ટ શબ્દોમાં રજુ કરે, એવા મિત્રો શોધ્યાએ જડે તેમ નથી.

(અપૂર્ણ)



થઈ જશે. (૭) દરેક આફત બલામાંથી એને કસરતથી પઢી બદન ઉપર દમ ઈ. અ. બહુ જલ્દી છુટકારો થઈ જશે. જે કોઈ પોતાની ઔરત સાથે હમખીસ્તર પહેલાં ૭૦ સીત્તેર વખત "યા મુગ્ની" ઢશે તો ઇ. અ. ઔરત રહમની દરેક રીથી બચેલી રહેશે. (૯) જેની છોકરી ી હોય અને તેના નિકાહની માંગણી થતી ાય તેમજ તેના જેહેઝને માટે કંઈ ન તો જુમ્આની રાતથી શરૂ કરી દરરોજ પછી એને ૧૧૦૦૦ અગીઆર હજાર પઢવું એવી રીતે કે ઇતવારની રાતે ૧૧ પૂરા થાય એ મુજબ પઢવું અને દુઆ પછી જુએ કે ગૈબથી શું જાહેર થાય અ. પહેલીવખત કામ થઈ જશે, નહીં ાડા દિવસ પછી પાછું પઢવું.

"યા મોઅતી" (અદદ ૧૨૯) "એ આતા ાલા" (૧) એને કસરતથી પઢનાર કોઈનો જ થશે નહીં (૨) એને કસરતથી પઢ- નેક કામો કરતો થઈ જશે અને ઇ. અ. મૌતથી મરશે અને જીંદગીભર કોઈનો જ થશે નહિ. (૩) એને કસરતથી પઢ- ા બધી ઉમ્મેદ ખુદાપાક પૂરી કરે છે. એની અને "યા મુગ્ની"ની તાસીર ગ એક બીજાને મલતી જુલતી છે એટલે ા તાસીર સરખી છે, જો "યા મુગ્ની ાઅતી" બંનેને મેળવી પઢશે તો ઇ. કામ બહુ જલ્દી થઈ જશે. (૫) "યા તેયસ્સાએલીના"ને કસરતથી પઢનાર કોઈનો મોહતાજ થશે નહીં. દરેક દુઆ ા પહેલાં એને ત્રણ ત્રણ વખત પઢવાથી . દુઆ કબુલ થશે, એને કસરતથી પઢનારની દરેક દુઆ ખુદાપાક કબુલ કરશે. (૬) જો કોઈને કંઈ અમાનત સોંપી હોય અગર કોઈ પાસેથી પોતાનો માલ વગેરે પાછો નહિ મલતો હોય તોઃ-"યા મોઅતેઓ કુલ્લે શૈઇન"ને ઇશાની નમાઝ પછી એક અઠવાડિઆ અગર જરૂર જણાય ત્યાં સુધી દરરોજ એને ૪૧ વખત પઢશે તો ઇ. અ. બહુ જલ્દી પૈસા, માલ વગેરે પાછા મળી જશે. (૭) યા મોઅતે અસ્સાએલીના યા બદીઉસ્સમાવાતે વલઅર્દે યા માલેકુલ મુલ્કે યા ઝુલ્જલાલે વલઇકરામે યા હય્યો યા કય્યૂમો યા અલ્લાહો યા રહમાનો યા રહીમો યા સમીઓ ઇસ્મા દુઆઇ વ યસ્સેર ઓમૂરી વ હસ્સેલ મુરાદી બેબસાએસે હુરૂફેકા યા લતીફો યા લતીફો ને કસરતથી પઢનાર કદી કોઈનો પણ મોહતાજ થશે નહીં; તેની દરેક મુશ્કીલ ખુદાપાક આસાન કરી દેશે અને તેની દરેક દુઆ ખુદાપાક કબૂલ કરશે અને એ ઉપરાંત દીન અને દુન્યાના બીજા અનેક 'ફાયદાઓ' તેને મળશે. અમુક બુઝુર્ગોના કહેવા મુજબ એમાં ઇસ્મે આઅ્ઝમ છે. દરેક દુઆ માંગવા પહેલાં એને એક વખત (ત્રણ વખત બેહતર છે) પઢી દુઆ માંગેથી ઇ. અ કબૂલ થઈ જશે. (૮) દીન, દુન્યાના ગમે તે જાએઝ કામ માટે કામ પૂરું થાય ત્યાં સુધી ઇશા પછી પોતાના નામના અદદ અગર ૧૨૯ વખત કિબ્લારૂ બેસી, લોબાન અગરબત્તી સળગાવી, દેશી અત્તર લગાડી, નંબર સાતની દુઆ એક વખત પૂરી પઢી જે કંઈ કામ માટે હોય તેની દુઆ માંગી "બે ઈઝ્ઝતે જુમ્લા અંબિયા (અ. સ.




વ. સ.) વ એ ઈઝઝતે મોહ્મદીન (સ. અ. વ. સ.) વ બે ઈઝઝતે જુમ્લા ઓલીયાએ કિરામ (રેહ. અ.) અકદે હાજતી યા કાદીયુલ હાજાત અકદે હાજતી યા કાદીયુલ હાજાત અકદે હાજતી યા કાદીયુલ હાજાત "પઢવું એવી રીતે ૧૨૯ વખત અગર પોતાના નામના અદદ મુજબ પઢવું. ઈ. અ. બહુ જલ્દી કામ થઈ જશે.

"યા માનેઓ" (સંખ્યા ૧૬૧) "એ દીન દુન્યામાં હલાકતથી બચાવવાવાલા" (૧) જો મરદ ઔરતમાં ટંટો ફિસાદ અગર નારાજી અને ગુસ્સો પૈદા થઈ ગયો હોય તો બિસ્તરા પર સુતી વખતે મરદ અગર ઔરત એને ૨૧ વખત પઢશે તો ઈ. અ. તુરત મેલ એખલાસ થઈ જશે, અને મહબ્બતમાં વધારો થશે. (૨) જે કોઈ એને દશ જુમ્આ સુધી દરરોજ ૧૬૧ વખત પઢશે તે ઈ. અ. તવંગર થઈ જશે અગર તેના ગુજરાનું કોઈ સારૂં સાધન ખુદાપાક કરી આપશે. (૩) એને કસરતથી પઢનારની જીભ, આંખો, હાથ પગ વગેરે દરેક રીત અને જાતના ગુનાહોથી બચેલા રહેશે અને બહુ નેક ખસલત થઈ જશે. (૪) જેનો શેઠ નારાઝ અને ગુસ્સે થઈ ગયો હોય તો એને સવાર સાંજ એકવીસ એકવીસ વખત પઢી શેઠ ઉપર રૂબરૂ અગર તેની પીઠ તરફ દમ કરવાથી ઇ. અ. તેનો ગુસ્સો અને નારાઝી દૂર થઈ જશે. (૫) બેહુન દરરોજ એને ૧૬૧ વખત પઢી પોતાનાં ખેતર ઉપર ચારે તરફ દમ કરશે તો ઇ. અ. બધી આફતોથી ખેતર બચેલું રહેશે. (૬) એને સવાર સાંજ કસરતથી પઢવાથી જે કંઈ મુરાદ હશે તે ઈ. અ. પૂરી થશે (૭) દીન દુન્યાના કોઈ પણ કામ માટે કામ પૂરૂં થાય ત્યાં સુધી દરેક ફર્ઝ નમાઝ પછી તે કામની નીય્યતથી ૧૬૧ વખત પઢવાથી ઈ. અ. બહુ જલ્દી કામ પૂર્ણ થશે.

## કારવાં

દશેક મિનિટ પછી શકૂરભાઇ વિજયી થ ને પગનાં ભરતા આવ્યા મારી પ્રત્યે એક તિરસ્કારમય દ્રષ્ટિ ફેંકી એક ખુરશી પર એમણે સ્થાન લીધું. આખો ખંડ અત્યારે હાઇકોર્ટના સ્વરૂપમા પલટાઇ ગયો હતો. કોઇ ગંભીર કેસ ચાલતો હોય એવી શાતિ છવાઇ ગઇ હતી. એક ખુરશી પર સામેની બાજુ ન્યાયદેવીની માફક મા બેઠા હતા. એની સામેની ખુરશી ઉપર મહત્વના સાક્ષીના પિંજરામાં બેઠા હોય એવી અદાથી શકૂરભાઇ બેઠા હતા બાજુના સોફા પર બાબુભાઇ અને સતીશ વકીલની હાજરી સૂચવતા હતા જયારે સામેના કોચ પર બેઠેલાં મારી નાની બહેન અને ભાઇ પ્રેક્ષકોની ગરજ સારતા હતા. અને હું નત 'મસ્તકે કંઇક ક્ષોભ પામેલો, અપરાધીની માફક આરામ ખુરશીમા પડયો હતો.

જરા વારની શાતિ પછી કેસ ચાલુ થયો.

'શકૂર! તેં આને કયારે, કયા જોયો હતો ' ન્યાયદેવીએ પ્રશ્ન કર્યો

'માસી બા! મેં નઝીર ભાઇને અને એમના મિત્ર રફીકને લગભગ આઠે પીકા' પાસેની પાનવાળાની દુકાને બહાર ખુરશીઓ ઢાળી બેઠેલા અને શરાબ પીતા જોયેલા. નઝીર ભાઇના હાથમાં શરાબનો શીશો પણ હતો '

'ઓ, અરે! એમાં આટલો ગોટાળો?' ઉપાધિનું કારણ જાણી લેતા હુ આનંદમા નાચી ઉઠયો.

'બેસ, પુરી વાત સાભળી લેવા દે!' બાબુભાઇએ વચ્ચેથી વાત કાપી વકીલાત શરૂ કરી :

'હં, શકૂર તેં ખાત્રી કરી હતી કે એ બે જણ નઝીર અને રફીક હતા?'

'તે ખાત્રી વિના કહેતો હઇશ? હું બે વર એમની આગળથી પસાર થયો પણ કોઇનું ધ્યાન ખેંચાયું નહિ' શકૂરભાઇ ઉલટ. તપાસથી સહેજ રોષે ભરાઇ બોલ્યા.

'અરે, ભાઇ' મારો ખુલાસો કોઇ સાભળશો કે નહિ? હમણા, આ ગોટાળાનો અંત લાવી દઉં '

'હા, બોલવા દોને એને. છોને ખુલાસો કરે " શાત બેઠેલા સતીશે કહ્યું

'બોલ જોઉં, શું કહેવું છે તારે, યાદ રાખજે ખોટું નહિ ચાલે,' માએ ખુલાસો કરવાની તક આપી. સૌ ઉત્સુકતાથી મારી સામું જોઇ રહ્યા.

'કાલે સાજે અહિંથી જમીને સીનેમા જોવા ગયેલા બેલ સાડા આઠે શરૂ થવાનો હોવાથી હું અને રફીક રિક્ષિા લઇ ચા પીવા હોટલ તરફ ચાલ્યા. સીનેમા સામે પીકાની બાજુમાં ઓધવજી પાનવાળાની દુકાન છે ત્યા આગળ રફીકના બેચાર મિત્રો, રસ્તા પર ખુરશીઓ ઢાળી બેઠા હતા એમાથી એકે અમને બોલાવ્યા, એક જણે બધાને ફાલસાનુ શરબત પાયું તેને શકૂરભાઇના ફળદ્રુપ ભેજાએ શરાબ માની લીધો!'

'ઉભા રહો ફાલસાનો રંગ વાદળી હોય છે. શકૂર! તેં આ લોકોને જે પીણું પીતાં જોએલા એનો રંગ કેવો હતો!' બાબુભાઇએ છેવટ સુધી વકીલાત કરી લેવાનો નિશ્ચય કરી લીધો લાગ્યો

'મેં બરાબર ધારીને નહોતું જોયું, પણ સીસા જેવો રંગ જણાયો.' શકૂર ભાઈએ સહેજ ઢીલા પડી જઈ જવાબ વાળ્યો.

'પણ તારી પાસે શીશો હતો એનું શું?'

'પૂછો માને. મા! તમે કાલે ગુલાબના શરબતનો શીશો લાવવાનું નહોતું કહ્યું ? અને આજ સવારે મેં તે આપેલો કે નહિ ? બસ!'

'વાહ, શકૂર શીશીમાં પ્રવાહી લાલ હતો !'

'હા ગાસીબા!' શકૂરે પરાજય સ્વીકારતા છેક ઢીલા સ્વરે કહ્યું.

'મને ખાત્રી હતી. મારો પુત્ર એવું કરેજ નહિ.' માએ મત ઉચ્ચાર્યો.

'નઝીરભાઈ સર્વાનુમતે નિર્દોષ!' મારા નાનાભાઈએ બહાર જતાં ટિખળ કરી, અને નાની બહેને ઝુબ્બા બહાર કાઢી ચાળા પાડવાની પૂર્તિ કરી,

'વાહરે શકૂર ભાઈ, વાહ!'

બધાના મુક્ત હાસ્યથી ઓરડો ગુંજી ઉઠ્યો. શકૂરભાઈ પણ હસ્યા કિંતુ પગાછીનના જેવું વિરદી હાય! [સંપૂર્ણ]

# સીમાબ ની કવિતા

એમની કાવ્યમદિરાની પૂરેપૂરી લિજ્જત તો એમના મૈખાનામાં પહોંચ્યા સિવાય આવી શકતીજ નથી. આ નાના એવા પૈમાનામાં તો એમની જુદી જુદી, સુરાહીઓમાંથી, થોડાં બિંદુઓ ટપકાવી દીધાં છે.


મૂળ લેખક: અન્દુઅલી ફાતમી (સીમાબી)
અનુવાદક: ઉમર કુરેશી


હિંદી ઉર્દૂના વિખ્યાત નવલિકાકારનું કહેવું છે કે ઉર્દૂ શાઇરી અગાઉ જે રસ્તે વહી રહી હતી એ રસ્તે અત્યારે પણ વહી જાય છે, છતાં પણ તેમાં હવે કાંઇક ઉંડાણ-ઘનતા આવી ગઇ છે. કદાચ આ શ્રીમાને ઉર્દૂ કવિતાનું અધ્યયનજ નથી કર્યું નહિતર એમના મુખથી આવી બેહુદી વાત ભાગ્યેજ નીકળત, ઉર્દૂ કવિતા કોઇ પણ યુગમાં ઘનતા વિહોણી રહીજ નથી. "મીર" અને "ગાલિબ" એનાં જ્વલંત દ્રષ્ટાંતો છે અને હવે તો ઉર્દૂ કવિતા પહેલાં કરતાં તદ્દન જુદા પ્રકારની થઇ ગઇ છે, તેમજ પહેલાં કરતાં એણે વિશેષ ઘનતા પ્રાપ્ત કરી છે. "નગમયે દિલ," "નગમયે રૂહ," "નગમયે ઝાર," "લતી ફિયાત," 'બાલે જિબરીલ,' "આહંગે રિઝમ," અને "કારે ઇમરોઝ"ના અધ્યયનથી એની પ્રતીતિ થાય છે.

આધુનિક ઉર્દૂ કવિતાને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય છે. હાલી-યુગ, ઇકબાલ-યુગ અને સીમાબ-યુગ. પહેલા બન્ને યુગો કરતાં સીમાબ-યુગની એક વિશિષ્ટતા છે કે એ જીવનનાં સમસ્ત ક્ષેત્રોમાં પ્રવેશે છે અને એનું દ્રષ્ટિબિન્દુ પણ અતિ વ્યાપક છે.

સીમાબની શૈલીમાં જ્યાં ઇકબાલની ઇસ્લામિયત અને હાલીની કૌમિયતનું આશ્ચર્યકારક ઔચિત્ય છે ત્યાં બાયરનની ઇતિહાસિકતા, શૅલીનો રહસ્યવાદ, નઝરૂલ ઇસ્લામનો ક્રાંતિવાદ અને ટાગોરનો વિશ્વપ્રેમ પણ મૌજૂદ છે. ચાટ આટલું હોવા છતાં પણ તે સર્વથા મૌલિક હોઇ આપણી પ્રશંસા માગી લે છે અને એ કારણેજ આજના નવજવાન ઉર્દૂ શાઇરો "આગ્રા સ્કૂલ"નું અનુસરણ કરી ગૌરવાન્વિત બની રહ્યા છે.

સીમાબ સાહબનું પૂરું નામ અલ્લામહ આશિક હુસૈન છે. "સીમાબ" એમનું તખલ્લુસ છે. પોતે દાર્શનિક કવિ "જિગર" તથા "અસગર"ની પેઠે ઉર્દૂના એકાંત શાંત સાહિત્યસેવક છે. ખ્યાતિની એમને લેશ પણ લાલસા નથી; એનો સર્વશ્રેષ્ઠ પુરાવો એ છે કે એમના "કારે ઇમરોઝ"માં કોઇ ભૂમિકા કે ઉપોદ્ઘાત નથી. એમણે આજસુધીમાં આશરે ત્રણસો પુસ્તકો લખ્યાં છે, જેમાં "કારે ઇમરોઝ" અને "કલીમે અજમ" અતિ વિખ્યાત છે. એમનામાં અજબ કવિત્વ શક્તિ છે, જેમાંથી જોશનો સાગર છલકી ઊઠે; એવી ક્રાંતિકારક નઝમ વીસ પચીસ મિનિટમાં રચી નાખવી એ એમના માટે સહજ છે. "ફરિયાદ" વગેરે આવીજ નઝમોમાંથી છે. "કારે ઇમરોઝ" પણ માત્ર




એક મહિનાના પરિશ્રમનું પરિણામ છે. પોતાના પ્રિય શિષ્ય "ઝિયા" સાહબ સાથે પોતે સવારમાં ફરવા નીકળતા હતા અને રસ્તામાં પોતાના શિષ્યના બતાવેલા વિષય પર શેઅર કહેતા જતા હતા, જેને "ઝિયા" સાહબ લખી લેતા હતા. આ રીતે કેવળ વર્ષના બારમા ભાગમાં આ શીઘ્ર કવિએ, ઉર્દૂ તો ઠીક પરંતુ ભારતની અન્ય ભાષાઓમાં પણ જેની જોડ નથી એવી અમર કાવ્યકૃતિ "કારે ઇમરોઝ" રચી નાખી.

જનતા મુખ્યત્વે સીમાબ સાહબની ભાષા પર ક્લિષ્ટતાનું દોષારોપણ કરે છે. એ નિઃશંક છે કે એમની ભાષા ક્લિષ્ટ હોય છે પણ એક હિંદી વિદ્વાનના મતાનુસાર જેમ "પ્રસાદ"જી પર સંસ્કૃત-સાહિત્યની ઘેરી છાપ પડી છે એટલે એમના ભાવો સ્વભાવિક રીતેજ કઠિન વાણીમાં વ્યક્ત થાય છે એજ રીતે "સીમાબ" સાહબ પર પણ ફારસી સાહિત્યની ઊંડી અસર થઇ છે અને એમના ભાવો સ્વાભાવિક રીતેજ કઠિન ભાષામાં અભિવ્યક્ત થાય છે. એ ભાષાને રચતા નથી પરંતુ એનો અર્થ એમ નહિ કે એમને વ્યવહારૂ વાણી પ્રત્યે ઘૃણા છે. જો એમ હોત તો પોતે ઘર, પ્રીતિ, દુઃખ, બાંકપન, ભયાનક અને ગીત જેવા સાધારણ શબ્દોના પ્રયોગ પોતાની ભાષામાં કયારેય ન કરત. એટલે કે ફારસી-અરબીમાં એમના સમાનાર્થી અને એમનાથી ચઢિયાતા શબ્દો પ્રસ્તુત હોઇ એને દોષ નહિ પણ વિશિષ્ટતાજ લેખવી જોઇએ.

બે શબ્દો "કારે ઇમરોઝ" એ નામ વિશે પણ લખવાં આવશ્યક છે. "કારે ઇમરોઝ"નો અર્થ છે- આજનું કાર્ય. એમાં શું હશે, એ એનું નામજ સૂચવી આપે છે, પણ મને વિશ્વાસ છે કે આ "કારે ફર્દા-" આવતી કાલનું કાર્ય-પણ છે કારણકે એમાં કેટલીક એવી બાબતો પણ છે કે જેનો ઉપયોગ હાલ તુરત તો ભવિષ્ય પરજ આધાર રાખે છે. મારી તો શ્રદ્ધા છે કે "કારે ઇમરોઝ" સદાબહાર ફૂલની પેઠે સર્વદા તાજું રહેનાર સર્જન છે. આ એક એવો સાગર છે કે એમાં જેટલી ડૂબકીઓ મારવામાં આવશે એટલું પ્રાપ્ત કરી શકાશે: એના લાભ કયારેક મોતી, કયારેક હીરા અને કયારેક અન્ય જવાહિરોના સ્વરૂપમાં મળતા રહેશે. નીચેની પંક્તિઓ મારા દાવાની સત્યતા પરખવામાં મદદગાર નીવડશે.

કવિતા બે પ્રકારની હોય છે-ભાવના પ્રધાન અને કલ્પના પ્રધાન, પરંતુ સાચી કવિતામાં એ બન્નેને અંશ બરાબર હોય છે. એ અનુસાર સીમાબ સાહબ સાચા કવિ છે. એમની કવિતા ઉચ્ચ કલ્પના અને શ્રેષ્ઠ ભાવનાની સાથેસાથ સ્વાનુભવોથી ઓતપ્રોત હોય છે. એમાં હૃદય અને બુધ્ધિ-દિલ અને દિમાગ બન્નેની ક્ષુધા એકીસાથે શમી જાય છે. આ યુગપ્રવર્તક કવિ પોતાની જવાળામુખી કલમનો પરિચય કેવા પ્રકારે આપે છે,

"નિઝામે બઝમે મહબ્બતકો ફુરસતે નઝર,
એક ઈન્કિલાબ હય મેરે દરદમેં રૂપોશ."

આજના સંકુચિત અને શીઘ્રગામી માનવજીવનને લક્ષમાં રાખી કવિ કેવી સુંદર વાણી સંભળાવે છે,

"આદિરતા ચલ, આહિસ્તા એ જજબએ તુફાની!
બર લેને દે નઝરોમેં જલ્વોંકી દરખશાની."

આજની પેઠે પહેલાં હિન્દુ, મુસ્લિમ અને ખ્રિસ્તીઓ નહોતા બલ્કે માત્ર માનવો હતા. કવિ એનું સમર્થન કરે છે.




દેખેં, એ કાશ્ને આઝમ 'દેખ અય 'સરમાયાદાર,
નાસુરાદીકા મુરઝા, એકસીકા 'શાહકાર.
એકસીકે ઝર્દ ચેહરે પર ખુશીકા નૂર હય,
અફસરે શાહી બિસાતે મોહબ્બતે મઝદૂર હય."

સાથોસાથ પશ્ચિમની સભ્યતાનું નગ્ન ચિત્ર પણ જોઈ લેશો. કેવું બીભત્સ દૃશ્ય–

"વોહ યક બાતિલકદા હકકી જહાં પુરસિશ નહીં હોતી,
ઝમીરો રૂહકી તા દૂર ગુંજાઈશ નહીં હોતી."

પૂર્વગ્રહ અને હઠધર્મીથી કવિ દૂર–સુદૂર રહે છે સુસ્નેહ સ્થાપના એજ એનો આદર્શ હોય છે. જે "કારે ઇમરોઝ"માં "રસૂલે કાયનાત' વિશે નઝમો છે એમાં "શ્રી કૃષ્ણ" અને "ગૌતમ બુદ્ધ" વિશે પણ કાવ્યો છે. નીચે થોડા શેઅર આપવામાં આવ્યા છે. જુઓ કેટલાક મધુર શબ્દો, કેવી મોહક ભાવનાઓ અને કેવી ઘેરી કલ્પનાઓ છે–

શ્રી કૃષ્ણ–

"બજાકે બાસુરી નગ્મોં પે અપને વજદ કિયા,
ખુદ અપની ઝિન્દગીએ પુર વકારસે ખેલા.
ગુઝિશ્તા સુબ્હે મહુબ્બતકો ઢુંઢને નિકલા,
એક આફતાબે મહુબ્બતકી રોશની લેકર.
ફલકકો યાદ હૈ ઉસ અહદકે પાકકી બાતેં,
વો બાસુરી, વો મહુબ્બતકી સાંવલી રાતે."

ગૌતમ બુદ્ધ–

"બન્દ આંખે કરકે ઈસ દુન્યાકે મકરૂહાતસે,
તુને હાસિલ કી ખિયાલે દિલ તજલ્લિયાતસે.

અંગ્રેજી સાહિત્યમાં "ચાઈલ્ડ હૅરોલ્ડઝ પિલગ્રિમેજ" એ કવિતા અતિ વિખ્યાત તેમજ લોકપ્રિય છે. મૌલાનાએ "અર્ઝે તાજ"માં આ રીતિની થોડી નઝમો અતિ સફળતા સાથે રચી છે. ઉપરોક્ત અંગ્રેજી કવિતા કરતાં પણ આ અધિક સફળ થઈ છે એમ કહેવામાં અતિશયોક્તિ થઈ નહિ લેખાય.

કેવું પ્રકૃતિચિત્રણ, ભાવોની કેવી ઉચ્ચતા, કલ્પનાની કેવી ઘનતા અને કેવી તેજસ્વી રંગી શૈલી-બધી બાજુઓથી આ એક ચમત્કાર જેવીજ માલૂમ પડે છે. એમ તો "કારે ઇમરોઝ" એજ આ યુગનું સહુથી મોટું સાહિત્યક કારનામું છે. પરંતુ એમાં પણ આ નઝમ વિશ્વ સાહિત્યમાં પોતાનું ખાસ સ્થાન ધરાવે છે. હિંદી ઉર્દૂમાં આ વિષય પર ઘણાંએ કાવ્યો રચાયેલાં છે પણ આની સરખામણીમાં ઉભી શકે એવું એક પણ કાવ્ય નથી.

એક પ્રવાસીને પોતાના સહવાંય સોભાગ્ય સાહન્ તાજમહલની સફર કરાવે છે અને પોતાની વિશિષ્ટ વાણીમાં કેવાં કેવાં રહસ્યોનું ઉદ્ઘાટન કરે છે–

"હિમ્મતે મુસ્લિમ અગર ઐસે બના લે ચન્દ ઘર,
મૌતકે દર બન્દ હો જાયેં હરીમે હિન્દ પર."

આવ ઓ પ્રવાસી!

"તેરી આંખોંમેં સમાજાએ બમેં હસરત કરેં,
આઈના એહસાસકા અપને બનાઉં મય હુઝે"

લાલ કિલ્લાનું દૃશ્ય જોઈને–

"સુર્ખ તામીર ઈસકી લાલેકા ફસુર્દા બાગ હૈ,
દામને હસ્તી પે સૂખા સા લહૂકા દાગ હૈ."

એ'તમાદુદ્દૌલાની ઇમારત–

"આકે લી ઈસ સરઝમીમેં ઉસકી કિસ્મતને પનાહ
મરહમત કી ઉસકો કિતરતને હયાતે જાવિદાં."

...આરામ બાગમાં-

"હાં, યે હૈ દેખે હુએ ગુલગશ્તે અન્દાઝો જમાલ.
સબ્ત હૈ ઈસ પર હસીનોં કે ખિરામે નાઝની.
ઈન્કિલાબે રફતારે લાલેકા દિલ પુર દાગ હય,
હય બહારોંકા યે રંગી મકબરા યા બાગ હય."

સુબ્હાન અલ્લાહ! ખેર, સર્વ સ્થાનોમાં ઘૂમી વળી સીમાબ સાહબ પોતાના સાથી સાથે જામે મસ્જિદમાં પહોંચે છે અને ત્યાં ઘુંટણભર બેસી ખુદાની સામે હાથ પ્રસારી દુઆ માંગે છે, પરંતુ કેવી અદાથી? જરા એના શબ્દો પર લક્ષ રાખશો. આ ક્રાંતિવાદી કવિ અહીં પણ-આ શાંતિના સ્થાનમાં પણ નથી ભૂલતા જાણે કે એમના મુખમાંથી દુઆના રૂપમાં જ્વાળા નીકળે છે-

"મદફરે રંગો નવાસે ફિર હો ઝિન્દા ખામશી.
સાઝે કોહનાસે હો પૈદા નગમએ ચંગો રબાબ.
ફિર હો આસારે શિકસ્તાસે નમૂદે યક જહાં,
જલ્વાગર હો ફિર જવાની બેદિલાબા બેનકાબ.
મકબરે બન જાય ઇસ દુન્યાકે ઐવાને હયાત,
ઇન્કિલાબે નવ કોઈ ઐસા ખુદા, પૈદા કરે."

ક્યાં સુધી લખું? હું એજ ગડમથલમાં છું કે શું લખું શું ન લખું. એમ થાય છે કે આખા દીવાનની નકલ કરી નાખું પણ મારામાં એટલું ધૈર્ય નથી. સીમાબ સાહબની કૃતિઓથી આજે ઉર્દૂ સાહિત્ય-સંસાર ઝગમગી રહ્યો છે. સત્ય તો એ છે કે-

"મસાયા 'ફાની!' 'સીમાબ'ને નામૂસે ઉર્દૂકો.
મગર હૈ એક હલચલ શાયરીકે નુકતાચીનોંમેં."

બેશક સીમાબ સાહબે ઉર્દૂમાં આંતરરાષ્ટ્રીય ગૌરવ પ્રાપ્ત કર્યું છે, એમની કાવ્યમદિરાની પૂરેપૂરી લઝ્ઝત તો એમના મૈખાનામાં પહોંચ્યા સિવાય આવી શકિતજ નથી. આ નાના એવા પૈમાનામાં તો એમની જુદી જુદી સુરાહીઓમાંથી થોડા બિંદુઓ ટપકાવી દીધાં છે. એનાથી મખમૂરોને જો થોડો ઘણો પણ આનંદ પ્રાપ્ત થશે તો એટલાં મારાં અહો ભાગ્ય.

* હિંદી માસિક "હંસ" (માર્ચ ૧૯૩૬)ના પૃષ્ઠોને આધારે નજીવા આવશ્યક ફેરફાર સાથે.

# પ્રોફેસરો કૉલેજના ભૂલકણા પ્રાણીઓ.

લેખક : ઇબ્રાહીમ મીઠો ("મસ્ત ફકીર")



કૉલેજના પ્રોફેસરો વિચિત્ર અને જક્કી પ્રાણીઓ હોય છે. આ પ્રોફેસરો માટે મારા મગજ ઉપર કેટલાક કૉલેજીયનોએ એવો રબર સ્ટેમ્પ મારી દીધેલો કે, એમના જેવા વિદ્વાન, આફ્રિકન ફાઝિલ અને દાનાઇના દાણા વેરનારા આ દુનિયામાં ઓછા જ હશે! ગીમ્રના હજારો વર્ષ પહેલાંના રહીનાસનો ખ્યાલ આપતા આ ગંભીર ચહેરાવાળા પ્રોફેસરો જમાના જૂના પોથાંનાં પોથાં વાંચીને એટલા બધા જ્ઞાનના ભંડારો બની ગયેલા હોય છે કે, એમનાં ભેજામાં નજીવી વાતો માટે જાણે જગ્યાજ ખાલી હોતી નથી. તેઓ મોટી વાતોના ધડાકા અને ફડાકા મારી અધુરા ઘડા જેવા કૉલેજીયનોને સહેલાઇથી છલકાવી અને મલકાવી મૂકે છે. કૉલેજનું વાતાવરણજ એવું હોય છે કે, એ ગંભીર મૂર્તિ પ્રોફેસરો પણ હાસ્યમૂર્તિ બની જાય છે. તેઓ ચાર્લી ચેપ્લીન જેવા ફર્સ્ટ ક્લાસ કૉમિડીઅનો હોય છે. તેઓ પોતે હસતા નથી પણ બીજાઓને હસાવે છે.

## દેડકાનું દાસ્તાન

એક વાર મુલોજીના એક પ્રોફેસર દેડકાનું દાસ્તાન પેશ કરી રહ્યા હતા. દેડકાંઓ ઉપરનાં એમના એ લેક્ચર દરમિયાન એમણે કાગળનું પાર્સલ ઉઘાડ્યું અને દેડકાને બદલે મરકો લગાડેલી પાઉંની સ્લાઇસોનો ટેબલ ઉપર ઢગ કર્યો. છોકરાઓ ખડખડાટ હસી પડ્યા. પ્રોફેસરના દેડકાનું શું થયું એ વાત પર છોકરાઓ અકળ અટકળો લગાવતા લાગ્યા એટલામાં એક મસ્તીખોર કૉલેજીઅને ઉભા થઈને ટકોર કરી કે, "સાહેબ, તમે પાઉંની સ્લાઇસોને બદલે દેડકો તો હજમ નથી કરી ગયાને!".

## નામની ભૂખ

એક બીજા પ્રોફેસરને પેપરોમાં પોતાના નામો છપાવવાનો પુષ્કળ ધખારો હતો. એટલુંજ નહિ પણ પોતે કોઈ મહાન માણસ હોય તેમ પોતાનું ભાષણ ગોળમોળ છપાયલું જોવા આતુર રહેતા. અખબાર નવેશો એ પ્રોફેસરને અક્કલના ઓથમીર સમજતા એટલે આઠ દસ લાઇનમાં એમને પતાવી દેતા. આ મામલો એમના માટે અસહ્ય થઈ પડ્યો એટલે એક સભામાં એમણે રિપોર્ટરો ઉપર બ્લીટ્ઝ-ક્રેગ ચલાવ્યો, પરંતુ રિપોર્ટરોને સભામાંથી "વોક આઉટ" કરતા જોયા કે, બમણું રમતા હાર્યા જુગારીની માફક એમણે ઔરંગ બખાળા કાઢવા માંડ્યા અને પોતે કઇ બાબત ઉપર ભાષણ કરવા આવ્યા હતા, એ સદંતર ભૂલીજ ગયા. બીજા દિવસે એમણે પેપરોમાં સંપૂર્ણ બ્લેક આઉટ જોયો અને એ અંધારપછેડો ચાલુ રહેલો જોઈ તેઓ ખૂબજ અકળાઈ ગયા. તેઓ પોતેજ પોતાનાં ભાષણોની નકલો એડીટરો ઉપર અગાઉથી મોકલવા લાગ્યા પણ એમની દાળ કરી ગળી નહિ. એટલે ચુપચુપ પેપરવાળાઓની માફી માંગી પોતાની ભૂલ સુધારી. ત્યારથી પ્રેસ રિપોર્ટરો આ પ્રોફેસરને જોઇ "હલ્લો પ્રોફેસર, હાઉ ડુ યુ ડુ નાવ?" કહીને એમનું સ્વાગત કર્યા વગર રહેતા નથી. એ પ્રોફેસર હવે પોતાને ઇન્સાફ અપાવાનીજ



પ્રેસ રિપોર્ટરોને નરમ ઘી જેવી અરજ કરે છે. ખોલનાગઓમાં પોતાનું ફકને નામ છપાયેલું જોઈ એમને સંતોષ થાય છે. સસ્તી જાહેરાત મેળવવા માટેની એમની ભૂખ આમ પતિકંચિત મટતી રહે છે.

## છોકરો આવ્યો

એક ચોક્કસ પ્રોફેસર પોતાના મીસીસને એક પાર્ટીમાં સાથે લઈ ગયેલા. એમના મહેરદાર કોઈની સાથે વાત કરવા ગયાં કે પ્રોફેસર સિધા પોતાની કારમાં બેસી ઘરે ચાલ્યા ગયા અને ઘરે ગયા પછી એમને યાદ આવ્યું કે, બૈરીનેજ સાથે પાછી ઘરે લાવવાનું ભૂલી ગયેલા. એક પ્રોફેસર જે પોતાના બીજા દિવસના ક્લાસ વર્કનો વિચાર કરતા બેઠા હતા તેઓને કોઈએ ખબર આપ્યા કે "પ્રોફેસર, તમારે ત્યાં છોકરો આવ્યો." પ્રોફેસરે બેધ્યાન પણે કહ્યું કે, "જરા મારી બૈરીને ખબર કરતા જજો!" કહેવાની જરૂર નથી કે, પ્રોફેસર પોતેજ એક બચ્ચાંના બાપ થયાના એ સમાચાર હતા! પોતાની બૈરી સુવાવડ-ખાનામાં સિધાવેલી, એ વાત એમના મગજમાંથી નીકળી ગયેલી!]

## ટ્રેઈન થોભાવી

સાત દિવસ ગ્રીક હિસ્ટ્રીનાં પુસ્તકો વાંચતા એક પ્રોફેસર ટ્રેઈનમાં મુસાફરી કરી રહ્યા હતા, તે વખતે એમણે ભયની સાંકળ ખેંચી આખી ટ્રેઈન ઉભી રખાવી દીધી હતી. રેલ્વે સત્તા-વાળાઓએ તપાસ કરતાં માલમ પડ્યું કે, એક જાણીતા પ્રોફેસર પાયખાનામાંની પાણીની ટાંકીની સાંકળ ખેંચવાને બદલે "એલાર્મ ચેઈન" ખેંચી કાઢી હતી અને તેઓ નિરાંતે પાયખાનામાં બેસી રહ્યા હતા. આ પ્રોફેસરનો દરજ્જો જોતાં એમની ભૂલ ઉપર હસવામાં રોકાયેલા રેલ્વે સત્તાવાળાઓએ એમની સામે રેલ્વેના કાનુન પ્રમાણે કામ ચલાવવાના અખાડા કર્યા હતા. પ્રોફેસરને રૂા. ૫૧)નો ચાંદલો થતો અટકી ગયો!

## "લવ"નું લફરું

એક ખ્રિસ્તી પ્રોફેસર જબરો "ફ્લર્ટ" હતો. એ દેખાવે તો અગગરચા જેવો હતો, પણ મનમાં પોતાને "ડોન જુઆન"નો અવ-તાર સમજતો. એને બૈરી પણ એવીજ મળી. બેઉ સરખે સરખાં હતાં. એક દહાડો પ્રોફેસર પોતાની બૈરી સાથે "લવ" કરવા લાગ્યા કે, કોઈના આવવાનો અવાજ સંભળાયો. અને એમની ભૂલકણી ભાર્યાએ ગભરાઈને કહ્યું કે "માઈ હસબંડ!" અને એ પ્રોફેસરને હાથનાં કર્યા હૈયે વાગવા લાગ્યાં. છેવટે કાલેજીઅન છોકરીઓ સાથના એમના "રોમાન્સ"ની વાત ખુલ્લી પડી જતાં એને કોલેજમાંથી પણ પાણીચું મળ્યું અને પોતાની બૈરીથી પણ એ એટલો બધો બેજાર બની ગયેલો કે, એ આપઘાત કરવાનો વિચાર કર્યા કરતો, પરંતુ ભૂલકણા સ્વભાવને લીધે એ આપઘાત કરવાનું પણ ભૂલી જતો.

આ કોલેજના પ્રોફેસરો ખરેજ અજબ આદમીઓ હોય છે. કોલેજના તોફાની છોકરા છોકરીઓ એમને ચાલક બનાવી મૂકે છે. પ્રોફેસરો એટલે ઘેલા માણસો એવી માન્યતા સામાન્ય બનતી જતી હોય તો જરા પણ નવાઈ નહિ. ભૂલકણો સ્વભાવ એ પણ અસ્થિર મગજની એક નિશાની છે. અને કોલેજના પ્રોફેસરો ઘણા ભાગે ભુલકણાજ હોય છે.

## સ્વીકાર અને સમાલોચના

"એન પરણ્યું 'નહોતું'" અને બીજી વાર્તાઓ: લેખકઃ આનંદેશ - કરાંચીના - અમારા સહચર "મહાગુજરાત"નું આ પ્રથમ ભેટ પુસ્તક છે. એમાં લેખકની નવ નવલિકાઓ પુસ્તકાકારે પ્રગટ થઇ છે. "એકલતાના ડાઘ," 'નિર્મળ કોનો,' 'અભિલાષા' એ ઉત્તમ નવલિકાઓ છે. દોઢ રૂપીયાની કિંમતમાં સિંધ ન્યુઝપેપર્સ, કરાંચીના સરનામે મળી શકે છે.

**શહાદતની ફિલસૂફી:** અનુવાદકઃ ગુલામ હુસૈન મુસ્તુફા (કરાંચી) આ પુસ્તિકામાં શહાદત વિષે દલીલોપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે. મૂળ લેખ પ્રો. નકહત શાહજહાંપુરીએ ઉર્દૂમાં લખ્યો હતો. અનુવાદમાં ભાષા વિગેરેનું પ્રમાણ ઘણું સારૂં સચવાયું છે. આવા ઉચ્ચ દરજ્જાના અનુવાદ માટે અભિનંદન આપીએ છીએ.

**"પયગામ":** જેતપુરની મેમન યુથ લીગ તરફથી એના એક આદર્શ "શિષ્ટ સાહિત્યનો શક્ય પ્રચાર કરવા" અર્થે આ પુસ્તિકા પ્રગટ કરવામાં આવી છે. આ દિશામાં એનો પહેલોજ પ્રયાસ છે. એના લેખો જોતાં માલૂમ પડે છે કે ભવિષ્યમાં એ ઘણું ઉપયોગી કામ સાબિત થશે. કાર્યકર્તાઓને સુંદર ભવિષ્ય ઇચ્છીએ છીએ. આગામિ અંકે નવા લેખો મેળવવા તરફ વિશેષ ધ્યાન અપાય તો સારૂં.

**મેમણની મીલાદ ભેટ:** મેમણ પ્રિન્ટિંગ સોસાયટી, કુતિયાણા તરફથી પ્રચાર માટે મીલાદ સમયે આ ભેટ મુસ્લિમોને આપવામાં આવી છે. એમાં પેગમ્બરે ઇસ્લામ સલ્લની હદીસો તથા ઇસ્લામી શિક્ષણ પર વિવેચન કરવામાં આવ્યું છે. પુસ્તિકા કદમાં નાની છતાં ઉપયોગી છે.

**ધી વિક્ટોરીયા જ્યુબીલી મદ્રેસા હાઇસ્કૂલ, પોરબંદરનો રિપોર્ટ તથા હિસાબઃ** 'કારવાં'ના વાંચકો સમક્ષ આ સંસ્થાનો પરિચય અમે કરાવી ચૂક્યા છીએ. સંસ્થા હસ્તક એક હાઇસ્કૂલ, એક મીડલસ્કૂલ, પ્રાયમરી સ્કૂલ, કન્યાશાળા તથા એક પબ્લીક લાયબ્રેરીનો વહિવટ છે. મુસ્લિમ કેળવણીમાં સક્રીય ફાળો આપતી આ સંસ્થાનું અમે સુંદર ભવિષ્ય ઇચ્છીએ છીએ.

**અસ્સલાત:** જમઇય્યતે તબ્લીગુદ્દીન, દીવાં (ભરૂચ) તરફથી પ્રગટ થયું છે. આ નાનું સરખું પુસ્તક અગત્યના તે દીની મસઅલાનો સંગ્રહ છે, જે દરેક મુસ્લિમે જાણવા ખાસ જરૂરી છે.

**મદ્રસએ નુરૂલ ઇસ્લામ, દીવાનો વાર્ષિક રિપોર્ટ તથા હિસાબઃ** મૌ. અહમદ સમાત સાહેબની કોશિશોથી જારી થયેલો આ મદ્રસો દીવાના મુસ્લિમોની ઇસ્લામી કેળવણી તરફની જાગૃતિની સાક્ષી પૂરે છે. એમાં ખાસ નોંધવા જેવી બાબત ગામના ઇસ્લામી ભાઇઓનો સંપ છે. તેમનાજ સંપનું ફળ આપી રહેલી આ સંસ્થા હજી વધુ ફૂલે અને કાર્યકર્તાઓની ઉમેદો પૂરી થાય એવી અમારી દીલી ઇચ્છા છે.

**"ઇસ્માઇલી":** 'નવરોઝ અંક:' મુંબઇથી પ્રગટ થતા અમારા સહચરનો આ ખાસ અંક છે. અંગ્રેજી તથા ગુજરાતી લેખોનો દળદાર ગ્રંથ છે. આર્ટીસ્ટ પ્રકાશના ત્રિરંગી ચિત્રો ખાસ ધ્યાન ખેંચે છે.

**નિવાપાંજલી:** 'જતિ', 'સુનુ ગામડું', અને 'ત્રીવેણી'ના પ્રગટકર્તા ડૉ. એમ. એ. સુરૈયા (પોઇસર રોડ, જોગેશ્વરી), તરફથી ગુજરાતીને નવી ભેટ છે. ગ્રેમ્સ ગ્રેની મશહૂર Elegy નો સમશ્લોકી અનુવાદ છે. છપાઇ અને કાગળ વિગેરે એની મહત્તામાં વધારો કરે છે. કિં. દોઢ રૂપીયો છે અને અનુવાદકના સરનામેથી મળી શકે છે.

આરીફ બી. એ.



શ્રી. મુહમ્મદ યુસુફ હાંસીયા 'અજ્મી'
જેમને શાદીની મુબારકબાદી પેશ કરીએ છીએ
અને સાથે સાથે એમ. એ. ની પરીક્ષામાં
સેકન્ડ કલાસમાં કામ્યાબ થવા બદલ અભિ-
નંદન અર્પીએ છીએ. એમની શાદી અને
ડીગ્રી સફળ થાઓ એવી ખુદા પાસે દુઆ છે.



---



ઈસ્માઈલ આઝમ ઈસ્માઈલ 'કાવી'ના
તંત્રીના વડા ફરઝન્દ જેમણે ચાલુ વર્ષની બી. એ.
ની પરીક્ષામાં ફતેહયાબી મેળવી છે અને હવે
એમ. એ. માટે તૈયારી કરી રહ્યા છે.





**વર્તમાન હિંદના પ્રથમ પંક્તિના શાઇર**
**જનાબ 'આરઝૂ' લખનવી સાહબ.**

'કારવાં'ના એપ્રીલના અંકમા ૪૫૮મા પૃષ્ઠ પર એમનુ મશહૂર કાવ્ય '**માતાકો પ્રણામ**' પ્રગટ થયુ હતુ





**રાંદેરના રંગીલા કવિ 'આસિમ' રાંદેરી.**

કે જેમણે 'આરઝૂ' લખનવી સાહબના '**માતાકો પ્રણામ**' નામના કાવ્યને તફડાવીને ગુજરાતીમાં '**માતૃ પૂજન**' નામથી રજુ કર્યું હતું. વધુ માટે 'કારવાં'ના એપ્રીલના અંકના ૪૫૯મા પૃષ્ઠ પર જુવો.

પુસ્તક ત્રીજું   અંક ૧૧ મો







જુલાઈ ૧૯૪૨

[ જનાબ "આરઝૂ" લખનવી સાહબની ઓળખાણની વાંચકોને જરૂર ન હોય. ૭૩ વર્ષના એ વયોવૃદ્ધ કવિ ઉર્દૂ-સાહિત્ય જગત ઉપરાંત આજની સિનેમા-સૃષ્ટિમાં પણ ખૂબ ચમકી રહ્યા છે. અમારી મુલાકાત વેળા જે કાવ્ય-પ્રસાદી અર્પણ કરી હતી તે નીચે રજુ કરવામાં આવે છે ]

તંત્રી

## "કદમ કદમ પે હવા સાંસ બનકે આતી હૈ"

રહે રિઆકી ફિઆ ઝિંદગી બહાતી હૈ;
કદમ કદમપે હવા સાંસ બનકે આતી હૈ!

જફાએ બખ્તપા ગુસ્સા મુજહે દિખાતી હૈ;
યેહ નામુરાદ જવાની કે રૂઠી જાતી હૈ!

નઝર નવાઝ હૈ હિનકોબી શાને મકતલે નાઝ;
ઝમીન ટૂટે, સિતારોંસે જગમગાતી હૈ!

યેહ ઇલ્તેફ્રાતકી કાફિર અદા ખુદાકી પનાહ;
જો ખૂન કરતી નહીં ખુદકુશી સિખાતી હૈ.

ન જાને કોનસે નકશેકો હો બકાએ દવામ;
ઉજાળ ઉજાળકે હુવા બસાઇ જાતી હૈ.

"આરઝૂ" લખનવી





## ઈસ્લામી શિક્ષણ

... તઆલાનું ફરમાન (કુર્આન)

મ લ.ના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૨૦૧) કોઈ ઇમાનદાર પુરુષ અને ઈમાનદાર સ્ત્રીને યોગ્ય નથી કે જ્યારે ખુદા અને તેનો રસૂલ કોઈ કામનો હુકમ આપી દે તો (ફરી) તેમને માટે પોતાના કામનો અધિકાર રહે, અને જેણે ખુદાપાકની અને તેના રસૂલની નાફરમાની કરી તો તે જાહેરી ભૂલ કરી માર્ગ ભૂલ્યો. (કુર્આન)

* * * *

(૨૦૨) અમારી વાતોને તો તેઓજ માને છે કે જેમને તે વડે જ્યારે સમજાવવામાં આવે છે તો સિજદો કરતાં ઢળી પડે છે, અને પોતાના પરવરદિગારના વખાણ સાથે પાકઝાતને યાદ કરે છે અને તેઓ અભીમાન કરતા નથી. (કુર્આન)

* * * *

(૨૦૩) જેઓ ઇમાન લાવ્યા અને ભલાં કામ કર્યાં તો તેમને માટે પરોણાગત તરીકે સદા રહેવાના બગીચા છે તે કામોના બદલામાં જેને તેઓ કરતા હતા. (કુર્આન)

* * * *

(૨૦૪) અને જેમણે નાફરમાની કરી તેમનું ઠેકાણું આગ (જહન્નમ) છે. જ્યારે તેમાંથી નીકળવા ચાહશે ત્યારે તેમાંજ પાછા ધકેલી દેવામાં આવશે અને તેઓને કહેવામાં આવશે કે તે આગનો અઝાબ ચાખો જેને તમે જુઠાડતા હતા. (કુર્આન)

* * * *

(૨૦૫) તમારે રસૂલુલ્લાહના કામોનું ભલું અનુકરણ કરવાનું હતું (તમારે) એટલે તે માણસને માટે જે ખુદા (થી મળવા)ની અને આખેરત (ના સવાબ)ની આશા રાખતો હોય અને ખુદાપાકને બહુ યાદ કરતો હોય. (કુર્આન)





## ઇસ્લામી શિક્ષણ

મૌ[illegible]



(૨૦૧) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે કોઇ પૈગમ્બરે જ્યાંસુધી જન્નતમાં પોતાની જગ્યાને જોઈ નથી, તે પછી તેમને મરવા જીવવાનો અખત્યાર અપાયો નથી ત્યાંસુધી તે મૃત્યુ પામતા નથી. (સહીહૈન)

× × × ×

(૨૦૨) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મારૂં અને મારી ઉમ્મતનું ઉદાહરણ તે પુરુષ સમાન છે કે જેણે આગ સળગાવી હોય અને તેમાં જીવડાં તથા પતંગિયાં આવી પડતાં હોય, તેમ હું તમારી કેડ પકડી રાખું છું પણ તમો અંધાધુન તેમાં પડો છો. (મુસ્લિમ)

× × × ×

(૨૦૩) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ઈર્ષા કરો નહિ. અને એક રિવાયતમાં છે કે બે જણ સિવાય કોઇને ઇર્ષા કરવી યોગ્ય નથી. એક તે જેને ખુદાએ કુર્આન આપ્યું હોય અને તે તેને નિશદિન પઢયા કરતો હોય તો તે કહે કે જેવું એને આવડે છે તેવું મને આવડત તો હું પણ એના જેમ કરત. અને બીજો તે જેને ખુદાએ માલ આપ્યો હોય અને તે યોગ્ય રીતે તેને ખર્ચ કરતો હોય તો તે કહે કે જેવો એને આપ્યો તેવો જો મને આપત તો હું પણ એના જેમ કરત. (બુખારી)

× × × ×

(૨૦૪) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે આગલા પૈગમ્બરોની વાતોમાંથી જે વાત ફેરફાર વિનાની લોકોને મળી છે તેમાંની એક વાત આ છે કે જ્યારે તું લાજ મૂકે તો જે ચાહે તે કર. (બુખારી)

× × × ×

(૨૦૫) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે તમને ખબર છે કે જન્નતમાં લઈ જનાર મૂખ્ય વસ્તુ કઇ છે? અલ્લાહનો ડર અને સદ્‌વર્તન. (તિર્મિઝી)




લીબીયાની ધરતી પણ આજે કેટલાય સમય થયાં વાવણી અને લણણીની મોસમ કોઈ અજબ રીતે રોપાય ને લણાય છે! રોમેલે વાવેલ, વાવેલે લણેલ; અને વાવેલે વાવેલ, ને ઓશીંનલેકે ઉછરેલ, રોમેલે લણેલ છે! આમ પહેલો વાવે ને બીજો લણે, ને બીજો વાવે તે પહેલો લણે એવું લીબીયાની ધરતી પર થયાજ કરે છે. પણ અંતે રોમેલની તાપીનો ઘા વધુ કારગત નીવડયો, વાવેલ તો દૂર પડયા, ઓશીંનલેક અટવાઈ ગયા ને રીચી રડી ઉઠયા જેથી તોબ્રુક પડયું! ચર્ચીલ કહે એ પડયું છે પણ તે સદાય રહેવા માટે નહિ પણ ઉભું થવા માટે પડયું છે! લીબીયામાં પડેલા તોબ્રુકને હોર બેલીશા, બેવીન વગેરે એતો પાર્લામેન્ટમાં ઉભુંય કર્યું હતું; પણ એ તોબ્રુકનું ભૂત ચર્ચીલના ચિરૂટના ધૂમાડાથી હાલ તો ભાગી ગયું છે! લીબીયામાં ભલે લશ્કરની હાર થઇ પણ પાર્લામેન્ટમાં ચર્ચીલની જીત થઇ છે, ને બરફના ગોળાની જેમ પાર્લામેન્ટના વિરોધી પ્રવચકોની દલીલો ઓગળી ગઇ છે! ચર્ચીલના આશાવાદે એકદમ રંગ રાખ્યો છે. ઓશીંનલેકે આળસ મરડી ૮મી સેનાની લગામ જાતે પકડી છે, ને અલઅમીનને મોરચે રોમેલને થોભાવી દીધેલ છે. જો મિત્ર સૈન્યો એ મોરચાને ટકાવી રાખે ને એલેકઝાંડ્રીયાને ઉની આંચ ન આવવા દે તો ઠીક; નહિતર બ્રીટનનું દરિયાની મહારાણી પદ તો ઝુંટવાઇ જશે સાથે જર્મનો જમીનપરના દાદા સાબીત થશે જો અત્યારે અમેરિકન લશ્કરની નવિન કુમક, સીરીયાની સેનાનું મીસરને મોરચે આગમન અને નવિન વિમાની સહાય વડે ઓશીંનલેક, રોમેલ સામે જબ્બર પેચ જગાવે એમ લાગે છે. વારંવાર લોકોના કનકવાને 'કન્નાગાંસી' કાપનાર રોમેલનો એ કનકવો એ મોરચે કપાય તો નવાઇ નહિ! પણ ભૂમધ્યનો માર્ગ મોકળો હોઇ રોમેલને માંજો ચઢાવનારાઓ ગાંજ્યા જાય એવા નથીને! ખેર! ખુદા મીસરની પુરાણી સંસ્કૃતિને નાઝી વંટોળીયાથી બચાવે એ દુઆ કરીને રશિયાના સમરાંગણ તરફ ડોકીયું કરીએ. છેલ્લી ખબર છે કે અલઆમીન આગળ નાઝી પ્રવાહ અટકી ગયો છે, ને બ્રિટનનું પલ્લું નમતું થયું છે.

રોમેલની તરાપે રશિયાના નાઝીઓના ટાંટીયામાં પણ જોર આવ્યું છે. સેબાસ્તપોલનો ગઢ આઠ માસ સુધી ઝઝુમ્યા પછી શહીદ થયો છે. એ ગઢ પડયો તો પડયો પણ સાથે દોઢ લાખ જર્મનોને લેતો પડયો છે. ભારે ભોગે હીટલરે પીછું તો ખોસ્યું છે; પણ એ સોદો એને મોંઘો પડયો છે! ખારકોવની આજુબાજુ પણ બીજા ચાર મોરચા હીટલરે ઉભા કર્યા છે. "હું તો મરૂં પણ તને રાંડ કરૂં!" એ ન્યાયે નાઝીઓ રશિયનો સામે



પુનઃ રણે ચડ્યા છે. જર્મન સાથીયાને કૉકેસસને માર્ગે ધકેલતા હીટલર મરણીયો સંગ્રામ ખેલી રહ્યો છે. પણ સામે સ્ટેલીનનો હથોડાને દાતરડુ ય ગાંજ્યું જાય એમ નથી તો. યુરોપનો યુધ્ધ દેવતા હાલતો હીટલર પર ખૂબ પ્રસન્ન થયો લાગે છે, કારણ કે લાખોની સંખ્યામાં લાશો ઢળતી હોઇ લોહીની ઉજાણી તેને મળી રહી છે! બીજી બાજુ ચીનના કરોળીયાના જાળામાં જાપાન ગુંચવાઇ પડ્યું હોય એમ જણાય છે કે પછી મંચુરીયામાંથી સૈબીરીયા પર તરાપ મારવાનો લાગ જોતી જાપાની બિલ્લી શાણી થઇને બેઠી હોય! ગમે તેમ પણ લંડન ને વૉશીંગ્ટનની આટ આટલી દોડધામો છતાંય ધરીનો ધમધમાટ ઓછો થયો નથી! ધરીના ચક્રોને અડધે રસ્તે અટકાવવાં હોય તો મિત્ર રાજ્યોએ તાકીદે જર્મનીની પીઠ પાછળ નવો મોરચો ઉભો કરી દેવો જોઇએ. મંત્રણાઓ અને કરારોના રથસીધા માત્રથી કામ ન ચાલે!

●

ખાંડના વહેપારીઓ જે 'ખાંડ ખાતા હતા' તેને હવે સરકારી પ્રતિબંધે 'વા ખાતા!' કરી દીધા છે. લોકો ખાંડ મેળવવા આકાશ પાતાળ એક કરી રહ્યા છે. સેબાસ્તપોલને મોરચે નાઝીયોએ જેવાં ધાડાં ઉતાર્યાં હતાં તેવાં ધાડાં શેર બશેર ખાંડને માટે ખાંડના વહેપારીઓની દુકાને ઉતરી રહ્યાં છે. વહેપારીઓ 'ખાંડ નથી!' એમ ઘસીને ના કહે છે છતાં ગ્રાહકો તોઃ-

"ઓડ હેં તેરે દરપે તો કુછ કરકે ઉઠેંગે,
થોડીસી ખાંડ દે નહિ તો મરકે ઉઠેંગે!"

જેવી પ્રતિજ્ઞા કરીને બેઠા છે. ખાંડને બદલે વલસાડી ગોળ ખાવાની સુરીવાણી સલાહ કોઇ માનતુંજ નથી! હિંદને હવે સ્વરાજ કરતાંય ખાંડનું મહત્વ વધુ સમજાયું છે! કારણ કે આઝાદીની દેવી કરતાં ચહ દેવીના ભક્તોની સંખ્યા મોટી છેને! મીસરના મોરચાનું તો થવાનું હશે તે થશે, રશિયાના મોરચાનુંય જે થવાનું હશે તે થશે પણ ખાંડના અભાવે પેલાં ચહદેવીના મંદીરોનું (હોટલોનું) શું થશે? એજ ચિંતામાં ચાહદેવીના ભક્તો પડ્યા છે! બીજી બાજુ ડૉક્ટરો છાજીયાં લે છે કે પણ ક્વિનાઇન નથી તેનું શું? ચોમાસું બેઠું છે ને ટાઢીઓ તાવ આવશે તો ક્વિનાઇન વગર શું કરીશું? ત્રીજી બાજુ બંગાળીઓ કહે છે કે બંગાળમાં મીઠું નથી તેનું શું? અમે માનતા નથી 'ફુઝલુલ હક્ક' જેવા અડીખમ માનવીની સરકારમાં મીઠું ન હોય એ કેમ મનાય? ખેડૂતો જે અનાજના પકવનારા છે; તેજ બૂમો પાડે છે કે અનાજ મળતું નથી ઘાસલેટ મળતું નથી! તો બીજી બાજુ ભૂખ્યા લોકો ધાડ પાડવા તૈયાર થયા છે. આમ હિંદનું કોકડું ગુંચવાયું છે! દાણો, ઘાસલેટ, ને ખાંડ સંઘરી બેઠેલા સાધન સંપન્ન માણસો અને વહેપારીઓ ખજાના પર ચોકી કરતા નાગની ગરજ સારી રહ્યા છે જેથી લોકો એ નાગોને પકડવા સરકારને મદારી બનવાની ફરજ પાડી રહ્યા છે. જો કે સરકારને મદારીનો પાઠ ભજવતાં સારી રીતે આવડે છે; પણ તેનેજ પોતાની પડી છે ત્યાં લોકોના રોદણાંને કોણ સાંભળે? દિલ્હીમાં કારોબારીનો વિસ્તાર વધી રહ્યો છે! ને હિંદમાં ભૂખમરાનો વિસ્તાર વધી રહ્યો છે ગાંધીજી 'જાઓ' કહે છે, રાજાજી 'ચાલો' કહે છે, ને ઝીણાજી કશું કહેતાજ નથી; ત્યાં ઘોંચમાં પડેલું દેશનું ગાડું કેમ નીકળે?

●




"રણમાં શૂરારે હો ગુજરાતી વીરા!"નો આહલેક જગવનાર મહાકવિ શ્રી નાનાલાલે આખરે રંગ રાખ્યો ખરો. જો એમના પગલે ચાલીને હિંદના બધાય સાક્ષરો અને કવિઓ યુદ્ધ પ્રયાસ તરફ ધ્યાન આપે તો હિંદનો બચાવ આપોઆપ થઇ જાય અને હિંદી સરકારને માથેથી રક્ષણની ચિંતાજ ટળી જાય. કથા ભાગ એવો છે કે "મહા કવિ શ્રી. નાનાલાલે ગૃહરક્ષણને માટે ૨૦ હજાર ગુજરાતીઓનું રક્ષણદળ ઉભું કરવાને માટે વાઇસરોય પર પત્ર પાઠવ્યો છે." પણ લાટ સાહેબે હજુ તેનો જવાબ આપ્યો હોય એમ જણાતું નથી. શું બીજાઓની જેમ લાટ સાહેબ પણ કવિઓને 'તરંગી' સમજી બેઠા હશે? અને ખરૂં પુછાવો તો યુદ્ધમાં કે બીજા કોઇ પણ ક્ષેત્રમાં 'તરંગ' સિવાય બીજું છે પણ શું? હીટલરને જગત પર સાશન કરવાનો 'તરંગ' સાંપડયો ને યુદ્ધ સાંપડયું. બ્રિટન-અમેરિકાને જગત પર લોકશાહી સ્થાપવાનો 'તરંગ' સાંપડયો ને સામે પ્રતિકાર કર્યો. ક્રિપ્સને 'તરંગ' સાંપડયો ને હિંદ આવ્યા પણ હિંદ ઘણીને ના પાડી લીનલીથગોને 'તરંગ' સાંપડયો એટલે આખલા યોજના પડતી મૂકી 'અનાજ વાવો'ની જેહાદ જગાવી. ટોજોને 'તરંગ' સાંપડયો કે "એશિયા એશિયાવાસીઓ માટેજ છે!" અને આમ રંગ-તરંગમાં દુનિયા રંગાઇ ગઇ એટલે હવે તો મંજીરા લઇ ગાવાનુંજ બાકી રહ્યું ને કેઃ "દુનિયા રંગ રંગીલી બાબા દુનિયા રંગ રંગીલી"

●

'હવા' જોરથી ફુંકાય તેનું નામ 'વા' અને વા જોરથી ફુંકાય તેનું નામ 'અફવા'. એ અફવાને ઉગતીજ ડામી દેવા માટે હિંદમાં રાષ્ટ્રીય મોરચો રચાયો છે પેપરોમાં રાષ્ટ્રીય મોરચાએ પ્રોપેગન્ડાની કિલ્લેબંદીઓ ઉભી કરી અફવા'ના વંટોળીયાને અટકાવાની 'હવા' ફેલાવવા માંડી છે; પણ હોટલોમાં બેસનારા ગપ ટા પ્રેમીઓ, ચોરાના ચંડુલીયા આશો, અને મંદીરની ઓસરીઓ પર મહાલનારા ભાંગના ભક્તોના કાનો સુધી હજુ એ પ્રોપેગન્ડા પહોંચ્યો નથી. "હીટલરને એસા તડાકા માર કે એક દિનમે બર્લીન છીન લિયા! અમેરિકાકે લશ્કરને બિગર લડાઇસે આયર્લાંડ લે લિયા! મિસ્ટર રમેસે જર્મનીકા રોમેલને એકજ તડાકેમેં ભગા દિયા! હીટલર કા ઝપાટા કે હથ પર મુસલમાન હુવા હૈ ઇસ લીયે હારતા નંઇ હૈ! ચીનનો રાજા અફીણ આપતો નથી તેથી બરમાના રાજાએ ચીનપર ચઢાઇ કરી છે! સીંગાપોર પાછું લેવા મદ્રાસના રાજાજી જાપાનના રાજા પર ચઢાઇ કરવાના છે! બીરદકીમને કેઈ રોમેલ નામે નામે ડાકતરે હરાવ્યો તેથી અહીંના ડાકતરો બહુ ફાટી પડયા છે! ઇટલીકી શાદી હીટલરકે સાથ હોનેવાલી હૈ!" આવાં તદન ધડપાયા વગરનાં ગપ્પાઓ સામે રાષ્ટ્રીય મોરચાનું પણ શું વળે ચાલે! જગત કયાં જઇ રહ્યું છે તેનુંય ભાન ન હોય એવા આસામીઓને કોણ સમજાવે? ખરેખર! જાણકારનેજ ગરાવારો છે!

●

જેમ વરઘોડામાં સાજન-માજન મોટું, તેમ વરઘોડાની શોભા વધારે ગણાય. એ ન્યાયે વડા લાટ સાહેબે પોતાની કાઉન્સીલની શોભા વધારવા પંદર શોભાનાં પુતળાં બેસાડી દીધાં છે! શોભાનાં પુતળાં એટલા માટે કહેવામાં આવે છે કે તે પ્રજાના પીઠબળ વિનાનાં અને વળી ચાવી આપે તે મુજબ ચાલનારાં છે. એ તંત્રજ એવું છે. એ ખુરસીઓજ એવી અદ્ભુત છે કે એની ઉપર બેસનાર 'હીઝ માસ્ટર્સ વૉઇસ'ની રેકાર્ડ બની જાય છે ને "સાંવલિયો મોર




ઝાંય; તો કે હારે હાં ભાઈ હારેહાં!" કરવા લાગી જાય છે. પછી કારોબારી વિસ્તારાય કે સંક્રાચાય પણ કંઈ વ્યવસ્થામાં ફેર પડવાનો નથી, ઉલ્ટું એ પંદર હાથીઓને પાલવવાનો બોજો હિંદ જેવા ગરીબ દેશ પર વધ્યો છે! એ એક્ટરોને બીજું કશુંજ કરવાનું નથી ફક્ત સુત્રધાર જે તંબુરો વગાડે તેના સૂરમાં સૂર પુરી "કારિશમએ કારોબારી"નો ખેલ ભજવવાનો છે. અને એ વાતતો દીવા જેવી છે કે એ પુરા પંદર જણ ભલે પ્રજાના પીઠબળ વિનાના હોય પણ ખેલ ભજવવામાં તો પાવરધાજ છે! લાટ સાહેબે ધોળે દા'ડે દીવો લઈને ગોતિકાં રત્નો તે કંઈ ઓછાં હોય? ખેર! ગમે તેમ પણ હિંદના માથે એટલો બોજો વધ્યો છે. આપણેય શું કરીએ ૯૯ ત્યાં ૧૦૦ પુરા! હિંદની તાલ ઉપરથી ટેક્ષના ભારને લીધે એક એક વાળ ન ખરી પડે ત્યાં સુધી કશીય ચિંતાનો વિષય નથી. મોંઘવારીને લીધે લાખો ભૂખ્યા નાગાં રહેતાં હોય તે સાથે કર લેનારાઓને શી નિસ્બત છે? અને કકળાટ કર્યેય શું વળે? બસ મંજીરા વગાડી ગાવુંજ બાકી રહ્યું કે:

"ન અન્ન આરોગવા વસ્ત્રો ન તન છે,
મરે તો દાટવાને નવ કફન છે,
છતાંએ ટેક્ષનું ભારે વજન છે;
હવે તો હે હરિ તારૂં ભજન છે!"




**સવાલ**-રસ્તામાં કંઇ કુર્આન શરીફનો કાગળ અથવા કિતાબનો કાગળ પડેલો જુવે તો ઉઠાવી લેવો જોઇએ કે નહિ? એવા કાગળો દુકાનદારોને લોકો વેચે છે અને તેના પડીકા બંધાય છે તો એવી રીતે વેચવું દુરસ્ત છે કે નહિ?

**જવાબ**-માર્ગમાં જયારે એવા કાગળો મળે તો ઉઠાવી લેવાજ જરૂરી છે. બેઅદબીથી બાજ આવવું જોઇએ જે લોકો બેપરવાઇ રાખી ઉઠાવતા નથી તેઓ સખત બેઅદબી કરે છે ઉઠાવીને દફન કરી દેવા જોઇએ તેમજ જે કાગળો પર કુર્આનપાકની આયતો અથવા અલ્લાહ, રસુલનું નામ હોય તે દુકાનદારોને વેચવું ન જોઇએ. સખત બેઅદબી થાય છે. મુસલમાનોએ આ વાતનો ખાસ ખિયાલ રાખવો જોઇએ. બેઇજ્ઝતી અને બેઅદબીથી બચાવવું મુસ્લિમો ઉપર જરૂરી છે.

**સવાલ**-ઇદને દિવસે ઢોલ તાસાં વગેરે વગાડતા જવું અને જુલુસ કાઢવો, ઇમામ અથવા કાઝીને હાથી પર કે સવારી પર બેસાડી લઇ જવું કેમ છે?

**જવાબ**-ઇદની નમાઝ પઢવા જતાં ઇદગાહ સુધી સરઘસ કાઢવો અને તેમાં ઢોલ, તાસાં વગાડવા જાઇઝ નથી. કેટલાક જાહેલ મુસલમાનો ઇસ્લામની શૌકત સમજે છે, એ બિલકુલ ભૂલ ભરી વાત છે જાઇઝ રીતે દરેક પ્રકારની શૌકત કરવી અને દબદબો દેખાડવો દુરસ્ત છે, હરામ રીતે દબદબો અને શૌકત કરવાની ઇજાઝત શરીઅત આપતી નથી. સવારી ઉપર બેસી કાઝી કે ઇમામ વિગેરે એ જવું જાઇઝ તો છે લેકીન હઝરત (સ૦)ની સુન્નત પગે ચલીને જવાની છે, અને સુન્નતની તાબેદારીમાં ઘણો સવાબ અને લાભ સમાએલો છે.

**સવાલ**-સુતેલી હાલતમાં કેટલાક માણસોને મોઢેથી રાલ નીકળે છે. તે રાલ તકયા કે કપડાં ઉપર પડે તો કપડું પાક છે કે નહિ?

**જવાબ**- માણસના મોઢાની રાલ નાપાક નથી કપડું પાક છે.

**સવાલ**-એક માણસે સુવામાં ખ્વાબ જોયો કે તેને એહતેલામ થયું પણ સવારે જોતાં કપડા ઉપર કંઇ જરાએ અસર દેખાતી નથી તો એવી હાલતમાં ગુસલ વાજિબ થશે કે કેમ?

**જવાબ** જો તેના કપડાં પર કોઈપણ પ્રકારનો મનીનો ધબ્બો (દાગ) ન હોય તો ગુસલ વાજિબ નથી, અને જો ખ્વાબ યાદ ન હોય, તેને સવારે કપડાં ઉપર મનીનો દાગ જુએ તો ગુસલ વાજિબ થશે.

**સવાલ** ધોબીને ત્યાંથી કપડાં ધોવાઇને આવે છે તેમાં શક રહે છે કારણ કે ધોબી કાફર હોય છે તો આપણે ઘરમાં પાછા ધોવાં




કે નહિ? તેમજ જે નવું થાન કે તાકા કપડાંના ખરીદએ છીએ તો તે પણ પાક ગણાય છે કે નાપાક?

જવાબ-ધોબીને ત્યાંના કપડાં શકને લઇ ધોવાં ઝરૂરી નથી. મતલબ કે જ્યાંસુધી જાહેરમાં નાપાકી લાગેલી ન હોય ત્યાં સુધી તેને ધોવાની ઝરૂરત નથી તે પાક છે.

**સવાલ**-હમારા ગામમાં ઇદગાહ છે. ત્યાં આગળ વાજાં વગાડવાં જાએઝ છે કે નહિ? અને ઇદગાહથી કેટલા છેટે વગાડી શકાય?

જવાબ-ઇદગાહની બિલ્કુલ નઝદીકમાં વાજાં વગાડે નહિ. ખાસ કરી મુસલમાનોએ મસ્જીદ પાસે વાજાં વગાડવાં ઘણુંજ ખરાબ કામ છે. કેટલીક જગ્યાએ મુસલમાનો મસ્જીદ પાસે વાજાં વગાડવાની એહતેયાત કરતા નથી જેથી બીજી ગૈર કોમોને મોકો મળે છે. અને વાજાં વગાડવા માટે સખ્ત વઇદ આવી છે.

**સવાલ** કબ્રસ્તાનમાં મસ્જીદમાનો દર કબર ઉપર નાખવો જાએઝ છે કે નહિ?

જવાબ-મસ્જીદનો દર કબર પર જબરદસ્તી નાખવો ન જોઇએ. મય્યતના લાગતા વળગતાઓ મર્હુમના સવાબ માટે મસ્જીદમાં ખુશીથી આપે તો કાંઇ વાંધો નથી.

**સવાલ**-એક હાફેઝ છે અને તેનામાં ગુસ્સો તથા તકબ્બુરી છે, તો તેના પાછળ નમાઝ કે તરાવીહ પઢવી જાએઝ છે કે નહિ?

જવાબ-તકબ્બુરી તો દરેક માણસ માટે શરીઅતમાં હરામ છે તકબ્બુરી અને ફખર તો ફક્ત ખુદાની ઝાતનેજ સઝાવાર છે, હાફેઝ સાહેબને જોઇએ કે નકામો ગુસ્સો ન કરે. પણ કોઈ મોકા પ્રમાણે વ્યાજબી રીતે ગુસ્સો કરવામાં આવે તો લાભકારક છે.

**સવાલ**-એક પેશ ઇમામ નમાઝ પઢાવે છે અને તે નમાઝ પઢાવતાં પઢાવતાં બહુ હાલે છે; તો તેની પાછળ નમાઝ પઢવી જાએઝ છે કે નહિ?

જવાબ-નમાઝ પઢતાં પઢતાં હાલવું ન જોઇએ, એ મકરૂહ છે.

**સવાલ**-જો કોઈ માણસનું મકાન મસ્જીદની સામે હોય ત્યાં વાજું વગાડવું જાએઝ છે કે નહિ?

જવાબ-મસ્જીદની સામે મકાનમાં વાજું ન જોઇએ. મસ્જીદની બેહુરમતી થાય છે. ખાસ કરી નમાઝના ટાઇમે વાજું વાગવાથી નમાઝીઓને ઘણી તકલીફ થાય છે. અને સખ્ત ગુનાહનું કારણ છે.

**સવાલ**-એક આદમી છે તે કોટ અને પાટલુન, તથા ખમીસ અંદર નાખીને પાંચ વખતની નમાઝ પઢે છે તો તેની નમાઝ પઢવી જાએઝ છે કે નહિ?

જવાબ બિલ્કુલ યુરોપીયનના લિબાસની મુસાબેહત કરી તેજ પોશાકમાં નમાઝ પઢવી મકરૂહ છે.

**સવાલ**-એક હાફેઝ છે, તે આખો દિવસ મસ્જીદના ગોદડાં લઇને મદ્રસામાં સુએ છે અને તે કહે છે કે મસ્જીદનાં ગોદડાં લઇને મદ્રસામાં સુવું જાએઝ છે. મદ્રસો પણ મસ્જીદમાં છે. માટે મસ્જીદનાં ગોદડાં લઇને મદ્રસામાં સુવું જાએઝ છે કે નહિ?

જવાબ-મુતવલ્લીની રજા મેળવી મસ્જીદનાં ગોદડાં પર સુઇ શકે છે. કારણકે ઘણી જગ્યાએ મસ્જીદોમાં સુવા માટે ગોદડાં બનાવવામાં આવે છે.

**સવાલ**-હમારા એક ગામમાં આજે ૭ દિવસ થયાં એક ફકીર આવેલો છે; તે કહે છે




કે રૂા. ૫૦ આપો પણ લોકોએ નહિ આપવાથી ભૂખે પડી રહેલો છે. લોકો ખવડાવે છે તો પણ ખાતો નથી અને કહે છે કે રૂા. ૫૦ આપશો ત્યારે જઇશ તો એને આપવા કે નહિ?

**જવાબ**–મજકુર ફકીરની એ જબરદસ્તી છે "રૂપિઆ આપે તોજ ખાઉ નહિ તો ખાઉ નહિ." એ તેનો નકામો ઢોંગ છે. એવા ફકીરોએ આજકાલ ધંધો અખત્યાર કરી લીધો છે એવાઓને પૈસા આપવામાં કંઇ સવાબ નથી.

**સવાલ** ઝવાલના વખતે કુર્આને શરીફ, તરબી, દરૂદ–વઝીફા પઢવાથી કંઇ ગુનોહ થશે કે કેમ?

**જવાબ**–ઝવાલના વખતે કુર્આને શરીફ, તરબી, દરૂદ પઢી શકે છે.

**સવાલ**–હમારા ગામમા મસ્જીદના ધાબા ઉપર મદ્રસો છે તો તે મદ્રસા ઉપર સુવાથી ગુનોહ થશે કે?

**જવાબ**–અગર જમાઅતખાના ઉપર ધાબું છે તો તે ધાબું પણ જમાઅતખાનાના માફકજ મસ્જીદમાં દાખલ છે માટે એહતેયાત રાખવો જોઇએ.

**સવાલ**–શાદી વખતે કોટ અને ધુંટીવાળું પાટલુન ઘુંટીની નીચે સુધી પહેરે છે તો નિકાહ થશે કે કેમ? અને શાદી વખતે પીઠી લગાડવી અને સેહરો બાંધવો જાએઝ છે કે નહિ?

**જવાબ**–પાટલુન કે ઇજાર અથવા લુંગી ઘુંટીથી નીચે લટકાવવી સખ્ત હરામ અને મોટો ગુનોહ છે. તેમજ શાદી વખતે પીઠી લગાડવી અને સેહરો બાંધવો દુરસ્ત નથી એ હિંદુઓના રિવાજ છે માટે એહતેયાત રાખવો જોઇએ

**સવાલ**–એક માણસ મસ્જીદમાં સુઇ રહે છે અને જમાઅત વખતે જમાઅત સાથે નમાઝ પઢતો નથી તો એ જાએઝ છે કે નહિ!

**જવાબ**–મસ્જીદમાં હંમેશા સુઇ રહેવું અને જમાઅતથી નમાઝ ન પઢવી ઘણી બેશરમી અને મોટો ગુનોહ છે.

**સવાલ**–એક હાફેઝ છે તે ફજરની નમાઝ પઢયા વગર તરાવીહ પઢાવે તો તરાવીહ થશે કે નહિ? અને તે કોઇવાર એકી કરીને ખડુ પણ કરતો નથી.

**જવાબ**–તરાવીહમાં કંઇ વાંધો આવશે નહિ. અને એકી કરી કતરો જવાનો ડર ન હોય તો ખડુ કર્યા વિના ધોઇ શકે છે.

**સવાલ**–એક માણસ એક પીરની કબર પાસે દરરોજ વઝીફા, તસ્બીહ પઢે છે અને પછી પિર પાસે રૂપિઆ માગે છે તો તેમ કરવાથી ગુનોહ થશે કે કેમ?

**જવાબ**–પીરની કબર પાસે વઝીફો પઢવો અને પીર પાસે રૂપિઆ માગવા દુરસ્ત નથી. એ મોટામાં મોટો શિર્ક છે આપણી હાજતો ખુદા પાસેજ માગવી જોઇએ પીર પેગમ્બરો સર્વે ખુદાનાજ મોહતાજ છે.

---

## ભુલ સુધારો

ગયા અંકના ફતાવા કોલમમાં પહેલા મસઅલાના જવાબમાં ભૂલ છપાય છે. તે સુધારી વાંચશો, કે હમલવાળી ઓરત પ્રસાથે નિકાહ દુરસ્ત છે પરંતુ જિમાઅ (સોહબત) હમલ અવતરે નહિં ત્યાં સુધી દુરસ્ત નથી, પણ જે ઝાનીથી હમલ હોય તો તે ઝાનિ સોહબત કરી શકે છે.




એક સસલાભાઇ પોતાની સ્ત્રી સાથે એક તળાવ પાસે રહેતા હતા. ત્યાં થઇને રોજ હાથીનું ટોળું પાણી પીવા જતું સસલીને એ ગમતું ન હોવાથી તેણે સસલાભાઇને પાણી ચઢાવી કોઇ પણ રીતે હાથીઓને રસ્તો ભૂલાવી દેવાનું કહ્યું. સસલાએ પારધિઓની પક્ષીઓ પકડવાની જાળ જોએલી. તે ઉપરથી પ્રેરણા લઇ હાથીઓના રાહમાં લાંબા વેલાનું ગુંચળું બનાવી પાથર્યું અને તેમાં ભાર મૂકવા સારૂ પોતે જાતેજ વેલાના જાળમાં લપાઇ રહ્યા. (પોતાનું વજનજ સૌથી વધુ હશે એમ એની માન્યતા હતી.) હાથી પાણી પીવા આવ્યા. પીને ચાલ્યા, પણ પેલા વેલાના ગુંચળામાં હાથી સપડાવાને બદલે એક હાથીના પગમાં પેલું ગુંચળું ભરાઇ ગયું. હાથીને એવા ગુંચળાનો શો હિસાબ? વેલા ઘસડાવા માંડ્યા સાથે સાથે સસલાભાઈ પણ ઘસડાવા માંડ્યા થોડે દૂર સુધી પહોંચ્યા તો સસલીએ માન્યું કે એના બહાદુર પતિએ હાથીઓને તો નસાડી મૂક્યા છે; પણ હવે તેઓ દૂર ભગાવી દેવા પૂંઠ પકડી પાછળ પડ્યા છે. સસલીને હાથીઓની દયા આવી અને તેણે પોતાના પતિને વારતાં કહ્યું: "એ રઢિયાળા રઢ મૂકો, રઢ મૂકો." (કેંવા મુઆ. હવે જવા દો. એ બિચારાંને!)

સસલાએ પોતાની ખરી હાલતનો જવાબ આપતાં કહ્યું કે, "આ રઢિયાળા તો રઢ મૂકે છે, પણ સૂંઢાળા છોડે ત્યારેને!" (કિંવા હું તો ઉલટો જાળમાં ભરાઇને ઘસડાઇ રહ્યો છું. હાથી છોડે ત્યારે છૂટું.)

ભાઇ **આસિમ**ની સ્થિતિ પણ કંઇક એવીજ થઇને રહી. છે. "કારવાં"ના ઊંટોના રસ્તામાં જાળ પાથરીને તે તથા તેમની 'ઘડાનાં કાટલાં' મંડળી તેમાં લપાઇ બેઠી હતી. પરંતુ એ જાળમાં ઊંટના પગ ભરાવાને બદલે; ઊંટના પગમાં એમની જાળ ભરાઈ ગઇ છે. ઊંટ ચાલ્યેજ જાય છે, જાળ ઘસડાઇ રહી છે, અને તેમાં ભરાઇ બેઠેલા મૂર્તિઓ અચકાતી ટીચાતી ઘસડાઈ રહી છે **આસિમ** ઊંટોને શું જતા કરવાના હતા? હવે તો એ ઢેકાળા (ઊંટો) એમને છોડે ત્યારે છૂટે હાંસી ઉડાવવા નીકળેલા કેવી હાંસી હોરી રહ્યા છે! બનાવવા નીકળેલા આબાદ પોતેજ કેવા બની ગયા છે!



"શ્રી. શયદા જેઓ પુરાણા ગઝલકાર છે આ ગઝલ–મંડળના પ્રમુખ છે **તેમણે** શરૂઆતમાં બાલાશંકર વિષે બહુ ટુંકમાં એક મનનીય પ્રવચન કર્યું હતું. **તેમણે** જણાવ્યું હતું કે ગુજરાતમાં સાચી ગઝલ લખનાર કવિ




બાલાશંકરજ હતા. અને તેમણે એક જરૂરી સૂચન પણ કર્યું હતું; કે આ મુશાયરા માટે પસંદ કરાએલી પંકિત શ્રી. બાલાશંકરની રચેલી છે અને તેમણે તેના પર એક સુન્દર ગઝલ પણ લખી છે પરંતુ તેમાં ગઝલશાસ્ત્રના નીયમ પ્રમાણે ઘણી ત્રુટીઓ છે અને તે કાફીયાની."

(વેણી તા. ૧૩–૬–૪૨)

ઉપરનો ફકરો (ખરૂં કહો તો એક સંયુક્ત વાક્યજ) બારિકાઈથી–જરા ઔર બારિકાઈથી –ફરીને જોઈ જાવ ચર્ચાઈ રહેલા વિષયની વાત પછી, લખાઈ રહેલી ભાષાને પહેલાં (તોણી) જુઓ. અડધો ડઝન જોડણી દેષો પણ બાજુએ મૂકી દો, માત્ર વ્યાકરણના મેદાનમાં 'આગન્તુક'ને ખેંચી આણો, અને કહો કે, આ શું તે-મ-ણે તે-મ-ણે મચાવી છે! એકજ વાક્યમાં ચાર તે મ ણે? એ નામના ત્રણ ત્રણ સર્વનામો? અને તે ત્રણેય એકજ પ્રકારના? આગન્તુકની નાક સામેની નાકવાળા શાયરો માટે પણ તેમણે, અને ત્યાં હાજર નહિ તેવા સ્વર્ગસ્થ બાલાશંકર માટે પણ તેમણે? શું 'તેમણે' સિવાય 'આગન્તુક' બીજું કોઈ સર્વનામ જાણે છે યા નહિ? કંઈ વ્યાકરણના નામનો દેવાળીઓ તો નથીને? એમ હોય તો તે ભાઈએ પહેલાં વ્યાકરણ પર કાબુ મેળવીને પછી વિવેચકના ક્ષેત્રમાં કૂદવું જોઈએ. એમ, ના હોય તો જાણી જોઈને ગુજરાતીનું ખૂન કરનાર એ ભાષા ખૂનીએ હવે એટલેથીજ અટકવું જોઈએ. ડુગડુગી વગાડી યા ઢોલનગારાં ઉંચકી અપરસમાં રાચતા એ ભાઈ ગુર્જરીને વધુ ફજેત ન કરે તો સારૂં.

હવે 'આગન્તુક' જે વિષય ચર્ચી રહ્યો છે તેની વાત, જરાક ફરીથી એનું લખાણ જોઈ જાવ, ગઝલશાસ્ત્રના નિયમ પ્રમાણે જેની ગઝલમાં ઘણી ત્રુટિઓ ('આગન્તુક' "અને તે કાફિયાની" લખે છે. અરે દોસ્ત; કાફિયાની તો એકજ ત્રુટી ગણાય! ઘણી શી રીતે?) હોય તેને 'સાચી ગઝલ લખનાર' કેમ કહેવાય? તે ગઝલ સુંદર કેવી રીતે હોઈ શકે? શું આગન્તુકની આંખે સાચી અને સુંદર ગઝલ તેજ દેખાય છે જેમાં શાસ્ત્રીય રીતે ઘણી ત્રુટિઓ હોય! આ તે બાલાશંકરને અંજલિ અપાઈ રહી છે યા તેમની કુથલી થઈ રહી છે? કોઈ સમાજાવે કે અમારે શું સમજવું?

પણ 'થોડી' ને 'ઘણી' લખવાની બીમારીનો "આગન્તુક" પુરાણો મર્ઝ છે. જુઓ તે લખે છે કે "વરસમાં મોસમો તો ઘણી આવે છે." (વેણી તા. ૨૦ ૬-૪૨) હા, ભાઈ ઘણી પણ તે કેટલી? આ દેશમાં તો તેની સંખ્યા નક્કી થએલી છે શું તેમાં પણ તારો ફેરફાર કરવાનો વિચાર છે? સંખ્યને અસંખ્ય બનાવવો છે? કુદરતી કાનૂનોમાં પણ દખલગીરી! જારે! યાર, જા, જા

ત્રણ મહીના લગી "વાર્તા અને વિવેચનનું માસિક" રહી, એક બ્લોટીંગ પેપર (શાહીને બદલે પરબ્રહ્મમાંથી લેખો શોષી લેતું પેપર) ચોથા માસથી "વાર્તા અને જનતાનું માસિક" બની ગયું છે. આ ફેરફાર શાથી થયો? 'વિવેચન'નું હતું તે "જનતા"નું કેમ થયું? આ પ્રશ્નો પર હું વિચારૂં છું ત્યારે મને ઉપર વર્ણવેલી "વરસમાં આવતી ઘણી મોસમો" સાંભરે છે. અને તે મોસમો અનુસારજ આ ક્રાંતિઓ થતી હશે ડારવીને વાંદરામાંથી માણસ બન્યો એ શોધી કાઢ્યું પરંતુ કોઈએ હજી લગી એ શોધી કાઢ્યું નથી કે




માણસ, માણસમાંથી શું થશે? 'મજલિસ' વિષે પણ મને એજ ફિકર છે કે, વિવેચનમાંથી તે જનતાનું બની હવે જનતામાંથી કોનું બનશે? હવે પછી તેના મુખપૃષ્ઠ પર વાર્તા અને (!) શું લખાશે? કંઇ એવું ન થાય કે તે વાર્તા અને વ...પણ અત્યારથી એ ભુટ્ટા શી માટે ઉડાવવા?

✕

મ્હારા મિત્રે વળી પાછો 'કવિતા'નો જુનનો અંક મોકલી આપ્યો છે અંક ખોલીને પહેલુંજ પાનું જોતાં 'પથ્થર (ખરૂં શું હશે પત્થર યા પથ્થર (?))ની વેદના'ની કવિતા જોઇ, છંદનું નામ જોતાં વિચારમાં પડયો **પ્રવાહી અનુષ્ટુપ.** પ્રવાહી અનુષ્ટુપ? ત્યારે તો 'ઘન અનુષ્ટુપ' અને "વાયુરૂપ અનુષ્ટુપ" પણ હોવાજ જોઇએ. પિંગળ તો થોડુ ઘણું હું'ય શીખ્યો છું. પણ એ કવિતાકાર રતુભાઇ દેસાઇ (જેઓ તેના તંત્રી મંડળમાં પણ છે) મ્હારાથી વધુ જ્ઞાતા હશે એમ માની એક જિજ્ઞાસુ તરીકે 'પ્રવાહી અનુષ્ટુપ'નું ટ્રુંકનું રેખાચિત્ર દોરવાની એમને ભલામણ કરૂં છું. આશા છે કે તેઓ તેમ કરશે. સાથે સાથે તેઓ એટલી વધુ કૃપા કરે તો ઘણુંજ સારૂં કે તેમની કવિતાની ત્રીજી લીટી મ્હને સમજાવે. **"ટાઢમાં ઠૂંઠિયું વાળી તાપમાં લપતો રહ્યો;"**

પદ્યનું ગદ્ય બનાવ્યા સિવાય પણ એટલે સમજાય છે કે આ તાપમાં તપનાર, અને ટાઢમાં 'ટૂંટિયું' વાળનારઃ પત્થરને ઉદ્દેશાએલું છે. કિંવા એનો કર્તા પત્થર છે. પણ નથી સમજાતું એટલુંજ કે 'પત્થર ટૂંટિયું કેવી રીતે વાળે? શું પત્થર વિષે એ સ્થિતિ શક્ય છે? બહુ વિચારવા છતાં મને તો એ સમજાતું નથી. ભાઇ 'રતુભાઇ દેસાઇ' ટૂંટિયું વાળેલા પત્થરો મને બતાવે તો માનું, અને સમજું.

✕

જે 'મજલિસ'માં બધાના દિલની કથા.' હતી અને જેનું સંપાદન શ્રી. સચલાભ પણ કરવાના હતા તે. મજલિસ પણ ન થઇ અને ભાઇ સચલાભ ફરી ન દેખાયા. એ ભાઇને દિલાસો આપું છું કેઃ-

"હજારોં હસરતેં અયસી હંય,
જીનકા ખૂન હોતા હંય;
કહીં અરમાન અયસે હંય,
જો દિલકે દિલમેં રહેતે હંય?"

પણ આ દિલાસાથી તેઓ તાવ ખાઇ જશે અને જરૂર એકાદ નવી મજલિસ ગોઠવી કાઢશે. એમ હું માનું છું. જોઇએ હવે શું થાય છે?

## ચિંતન!

આવ, દિલમાં તને વસાવી દઉં;
ભેદ મારા બધા બતાવી દઉં.
છે નિરાશાના જો તિમિર ઘેરાં;
જ્યોત તુજ નામની જગાવી દઉં.
મોત હરરોઝ માનવીને કહે-
ચાલ, ઝગડા બધા પતાવી દઉં.
મેં તો ધર્યું છે એટલું મનમાં;
જાઉં, રીસામણાં મનાવી દઉં.
જાણું છું; થાય છે પછી શું શું?
ખેલવા જિંદગી બનાવી દઉં,
હુંય સમજ્યો છું એ બધું 'ઉત્તમ,'
કો' હૃદય દ્વાર હચમચાવી દઉં!

પેટલાદ ] [ "ઉત્તમ"

'આસિમ'ની ચોરી નં. ૪.

# લીલાની હકીકત ▶

"રહેવાદો શાએરીની લપાલપ ઓ સેખજી,

## આજકી રાત

લેખક : અખ્તર શીરાની

●

ક્યું ન ગુલઝારમેં છલિાની ફિરે મૌજે નસીમ,
ક્યું ન હર ફુલહો લબરેઝ બહારે તસનીમ,
ક્યું ન આમાદએ અફૂલાકહો પરવાઝે શમીમ,
ક્યું ન હર ઝર્રો બને જલ્વગહે તૂરે કલીમ.
કે ઉન્હેં દેખેંગે હમ જલ્વાનુમાં આજકી રાત.

●

આજ ક્યા બાત હૈ દુનિયા કે નઝારે ખુશ હૈં ?
બાગમે ફુલ સરે ચર્ખ સિતારે ખુશ હૈં !
એક મૈ નામસી સરમસ્તી કે મારે ખુશ હૈં ?
એકમેં ખુશ નહિ જીને બીહૈં સારે ખુશ હૈ !
હૈ ખુશી ચાર તરફ નગ્મએ અર આજકી રાત !

●

ગાએબાના જો હમેં નામે લિખા કરતીથી,
દૂરસે હમપે દિલ અપના જો ફિદા કરતીથી,
કદે અસ્આરજો ગુમનામ દિયા કરતીથી,
હોકે મૈ પર્દા જો પર્દેમે રહા કરતીથી,
સામને હોગી વહી શોખ અદા આજકી રાત !

●

દિલકી રગરગમેં હૈ બેતાબ મહબ્બત ઉસકી,
આંખકે પર્દેપે લેહરાતી હૈ સૂરત ઉસકી,
ખિલ્વતે રૂહમેં આબાદહૈ ઉલ્ફત ઉસકી,
મેરે જઝબાતપે તારીકે લતાફત ઉસકી,
ઔર કુછ યાદ નહિ ઇસકે સિવા આજકી રાત !

●

(વધુ માટે જુઓ ટાઇટલ પેજ ત્રીજું)

"'લીલા'ની હકીકત ન કહી ખોલકે 'આસિમ' એ ભેદ છે, એ ભેદ રહી જાય તો સારૂં.'

ભાઈ 'આસિમ' એ ભેદને શા માટે ભેદરૂપે રાખવા ચાહતા' હતા? શું એ ભેદ ખુલતાં તેમની શાઇરીનો ભેદ પણ ઉઘાડો થવાની બીક હતી! (હું ધારૂં છું કે) એમજ હોવું જોઇએ. પણ એમની બીક એમની આગળ આવી 'લીલા' અસલમાં 'સલ્મા' નીકળી. એ શખ્સ (આસિમનું ખરૂં નામ મહમ્મદ—

પોલાદના ચણા છે એ ભજીયાં ગરમ નથી।"

મીયાં શયખ છે) સાહબે એક મુસ્લિમ બાળાની શુદ્ધિ કરી તેને હિંદુ બનાવી હતી. શાઇરીમાં નામ કમાવાની ખુજલીને લઈ 'આસિમ' કેવી કેવી લીલાઓ રચે છે -તેનું આ એક ચકચકતું ઉદાહરણ છે.

યાચના બનાવટી; ઈચ્છા નકલી, શલામ પારકી, અને છેવટે પ્રિયતમા પણ ઇમિ-ટેશન. આ કાળમાં સોનું અઢી રૂપીઆ તોલે ન વેચાય તો ક્યાં જાય?

—› 'વલી' કરમાડ.

## લીલાનું મિલન

રચનાર : 'આસિમ' રાંદેરી

●

ન કાં વાય સુરભી પવન આજ રાતે?
ન કાં વેરે ખુશ્બુ ચમન આજ રાતે?
ન કાં હો રૂપેરી ગગન આજ રાતે?
કરે કાં ન કુદરત જતન આજ રાતે?
કે લીલાનુ થાશે મિલન આજ રાતે,
રે લીલાનું થાશે મિલન આજ રાતે?

●

બધે રમ્ય દૃષ્યો ન જગમાં દિસે કાં?
નમે તારા કળીઓ ન બાગે હસેકાં?
પતંગવાઓ દીપકથી આઘે ખસે કાં?
ઘરે મારા જન્નત ન આવી વસે કાં?
કે પાવન થશે મુજ સદન આજ રાતે,
રે લીલાનું થાશે મિલન આજ રાતે.

●

મને પત્ર ચોરીથી લખતી હતી જે,
ફિદા મુજ ઉપર દિલ જિગરથી થતી જે,
સદા મારી ચિન્તા ફિકર રાખતી જે,
મને દાદ કાવ્યો તણી આપતી જે,
હશે પાસ ને ગુલબદન આજ રાતે,
રે લીલાનું થાશે મિલન આજ રાતે

●

મર્દે મુજ નસે નસમાં જેની મોહબ્બત,
ફરે છે નયન કીકીઓ જેની સૂરત,
જડાઇ છે અંતરમહીં જેની મૂરત,
છુપાઇ છે મુજ કાવ્યમાં જેની રંગત,
હું ગાઇશ એના કવન આજ રાતે,
રેલીલાનું થાશે મિલન આજ રાતે.

(વધુ માટે જુઓ ટાઇટલ પેજ ત્રીજુ)

●

## સ્વીકાર અને સમાલોચના

મ્હુંગવાળીકા માતમઃ-એક પ્રતિકાવ્ય. રચનારઃ-અબ્દુલ ગફૂર 'આસી' તેહરીરી ઇદારા ઝાંપાબજાર—સુરત. કી. ફક્ત એક પૈસો. 'કારવાં'ના વાચકોને આશ્ચર્ય થશે કે એક પૈસામાં કાવ્ય વેચાય અને તેવા કાવ્યનો રિવ્યુ 'કારવા'માં? પૈસો કીમત તો ફક્ત કાગળ ને છપાઇનો છે, અને કૌમમાં સારા પ્રમાણમાં વ્હેંચાય એ હેતુ છે. કાવ્યની પ્રથમ ચાર લીટીઓથીજ એનો અંદાજ થઇ શકશે.

"ભજીયે કબાબ ખાકર પીરો જવાં હમારા,
હોટલમેં પલ રહા હય યેહ કારવાં હમારા!
આખિર કો રંગીલાએ શાદી કે નાચ મુજરે;
બન્યે કે હા પળા હય મિરવી મકાં હમારા."

જનાબ 'આસી'ની કલમ કૌમ પર કટાક્ષો કરી સુધારાનો આરોજ પ્રયત્ન જારી રાખે એ ઇચ્છવા જોગ છે. અમે એમના આ નરુણ્યા પ્રયત્નને સફળ થવાની આશા રાખીએ છીએ.

ઇબ્ને સિરાજઃ-અનુવાદકઃ સાલિહ બાલી સાહબ પ્રકાશકઃ-બઝમે ઇકબાલ કઠોર. મૂલ્ય છ આના. બઝમે ઇકબાલનો આ ૯ મો મણકો એના શિષ્ટ અને ઇષ્ટ ધોરણ અનુસાર નીકળ્યો છે. બઝમે ઇકબાલની ઉત્તમ વિષય પસંદગી માટે બે મત હોઇ શકે નહિ, એમ આ પુસ્તક વાંચતાજ જણાય છે. અને વળી સાલેહ બાલીની વસ્તુ પસંદગી એટલે સુવર્ણમાં સુગંધીની ગરજ સારે છે. મુસ્લિમ ગુજરાતે છેલ્લા બે દાયકામાં જે મુસ્લિમ લેખકો પેદા કર્યા છે તેમાં સાલેહ બાલીનું સ્થાન અનોખુંજ છે. એમની કલમ, અનુવાદની હથોટીને સંપૂર્ણ વરી ચૂકી છે એમની આડંબર રહિત ભાષા અને સુરસ તથા સરળ શૈલી આ પુસ્તકનીય શોભા બની છે. પુસ્તક વસ્તુ વિકાસ અને ભાષાની ફુલ ગુંથણીથી એકીકૃત દિલચસ્પ અને દિલકશ બન્યું છે. તે બદલ બઝમે ઇકબાલના સંચાલકો કરતાંય સાલેહ બાલી વધુ અભિનંદનને પાત્ર ઠરે છે. મુસલમાનો પોતાની આ એકની એક ગ્રંથમાળા છે માટે તેને લીખ આપી ઉત્તેજે એમ અમે કહેતા નથી. પણ એના પ્રકાશનો ખુદ ઉત્તેજન માંગી લે છે અને તેનું દિશા સૂચન કરવું એ અમારી ફરજ છે.

●

### શુદ્ધ શોધો સાર જીવન સારમાં!

તું વસી સંસારમાં ક્ષણવારમાં;
વીહરૂં છું તહતિહલ-અન્ધારમાં.
પ્રેમ-વસના ઝલિકલ-કુબ્બુલ-અઝીમ;
શુધ્ધ શોધો સાર જીવન-સારમાં

ફસફુલ્લાહ—ગરતના'તુમ—વરમઉ';
પ્રાપ્ત જય-પાસું કરી લો હરમાં.
સંતજી વલ્લાહુ—યહદી—મ ચંચયા;
પ્રેમ સમજીને ધસો તકરારમાં.

લેયુફિ'બુ—કુલ્લ-મુખ્તાલિન-ફખૂર;
કાં વ્યતિત નિશદિન કરો તકરારમાં?
તાકતુમ્નલ-હક્ક—અન્તુમ—તા'લમૂન;
ધાર કયાં છે આપની તલવારમાં?

ઇન્નમા—અમવાલુકુમ—અવલાદુકુમ;
શું 'કલીમ' એના ફસો છો પ્યારમાં!

"કલીમ" વાકિફી

# જીવતા ડંખ

[ એક મૌલિક નાટિકા ]



લેખકઃ "ઇજન" ધોરાજવી



સલમાઃ–એક કૉલેજીયન યુવતિ.

શફીકઃ–એક કૉલેજીયન યુવક.

સ્થળઃ–શફીકનો રૂમ.

સમયઃ–સાંજના સાડા પાંચ.

## પ્રવેશ ૧ લો

**શફીક :** (નવલકથાના પુસ્તકને બંધ કરી) સલમા! હજુ ક્યાં સુધી તારી પ્રતિક્ષા કરૂં? તું હજુ કેમ નથી આવી! જો તને તારા વચનની કંઇ કિંમત નથી તો પછી આમ કરી બીજાને શા માટે હેરાન કરે છે? ચાર વાગ્યાનો વાયદો કર્યો. (ઘડિયાળ તરફ નજર કરી) ઓહ! હવે તો સાડા પાંચ થયા હમણાં છ પણ થઇ જશે અને ધોડેસ પ્રોગ્રામ પર પાણી ફરી વળશે. (આકુળ વ્યાકુળ બની ચારે તરફ નિગાહ નાખતાં) ફરવાનો સમય પણ પસાર થઇ રહ્યો છે. હવે શું કરૂં? (રૂમમાં ચક્કર લગાવતાં ઘડીભર મૌન રહી) જહન્નમમાં જાય ફરવાનું. આજની સંધ્યા એમજ પસાર કરી નિરાતે ઉંઘી જવા સિવાય બીજું શું થાય? (નવલકથાનું પુસ્તક હાથમાં લઇ પુનઃ વાંચવાનો પ્રયત્ન કરતાં) અરે! જ્યાં ચિત્તજ ઠેકાણે નથી ત્યાં શું વાંચન કરૂં? (પુસ્તકનો ઘા કરીને) હજુ તો પ્રેમનો પ્રારંભ છે; ત્યાં તો આ આકુળતા વ્યાકુળતા સહેવી પડે છે અને લગ્ન પછી તો ખુદા જાણે એ બેગમ સાહેબાનાં કેટલાં કેટલાં નખરાં સહન કરવાં પડશે? (ટેબલ પર પડેલી સલમાની તસ્વીર તરફ નજર કરી) "પ્રેમ પાત્ર પ્રિય સલમા." એ શબ્દો કોણે લખ્યા? પ્રિય સલમા! ઓહો, (અટ્ટહાસ્ય કરતાં) એ શબ્દો મેંજ લખ્યા છે કાં? તો એની જગ્યાએ હુંજ પાછું કેમ ન લખી દઉં "ધિક્કારને પાત્ર સલમા" (બે કાચની વચ્ચે રહેલી તસ્વીર ઉપાડે છે) સા...કૉલેજના શિક્ષણમાંજ કંઇ એવી અસર છે, ત્યાં એ શું કરે? ન્હોતું આવવું તો ના કહેતાં એને કોણે રોકી હતી? બસ વચન આપી દીધું. આમ પ્રતિક્ષા કરાવવા! (રોષપૂર્વક બે કાચ વચ્ચેની તસ્વીર કાઢી લઇ) બસ, હું તો હવે આ ચાલ્યો (ઝડપથી કોટ પહેરી લઇ) હવે ભલે સલમા અહિં પધારે, રૂમના દર્શનાર્થે! (કોઇના પગરવનો અવાજ કાને પડે છે)

"શફીક. શફીક.!"

**શફીક :** (છબી અને કાચ ટેબલના ખાનામાં સેરવી દઇ) કોણ સલમા? (રૂમનાં દ્વાર ઉઘાડે છે) આવ સલમા! હું તો તારી છન્તેજારી કરી થાક્યો. (ખુરસીને રૂમાલ વતી સાફ કરી હાથ સંભાળી) બેસ સલમા, કાં આજે તો બહુ વાર લાગી?

**સલમા :** આજે ચાર વાગ્યે ગામથી પિતાનો ટેલીગ્રામ હતો, જો આ રહ્યો. (ટેલીગ્રામ શફીકના હાથમાં આપીને એનીજ ગડમથલમાં આજ તો ખૂબ મોડું થયું. એ બદલ શફીક તારી માફી માગું છું. નારાજ તો નથી થયો ને?




શફીક : (જરા આશ્ચર્ય પામતાં) ઓહ! એમ હતું? (ટેલીગ્રામ હાથમાં જેમનો તેમ રાખીને) સલમા! મેં તો તારા માટે ન જાણે શું શું વિચારી લીધું હતું એની ન પૂછ વાત!

સલમા : લગભગ બધા કવિઓ એવુંજ કરતા હોય છે.

શફીક : પણ હું કયાં કવિ છું?

સલમા : તારી કલ્પનામાંજ કવિત્વ છે અને શબ્દોની મીઠાશ એજ તારી કવિતા છે.

શફીક : (મંદ હાસ્ય કરતાં) સલમા! એ તો તું કવિ અને કવિતાની મશ્કરી કરી રહી છે!

સલમા : (ચ્હેરા પર રૂમાલ ફેરવતાં) કેમ શું કવિતા કરવાનો કોઇ અમુક વ્યક્તિઓએજ ઇજારો લીધો છે?

શફીક : એમ નથી કવિ દલપતરામે એક કાવ્યમા કહ્યું છે કે, (અર્ધા રાગ જેવા સ્વરે)

**પિંગળ પાઠ પઢ્યા વિના,**
**કાવ્ય કરે જન કોઈ,**
**વ્યાકરણ વિના વાણી વદે,**
**વાણી વિમળ ન હોય."**

સલમા : અરે, આ તો તું સાહિત્યકાર નીકળ્યો? ખૂબ. સાહિત્ય વિષેનું તારૂં જ્ઞાન પણ અગાધ છે, લે! જવા દે. સમય ઘણોજ થઇ ગયો છે, અને મારે હજુ તને ઘણું ઘણું કહેવું છે.

શફીક : તો પછી કહી નાખને. નકામા વિષયો શા સારૂ છેડે છે?

સલમા : તો પછી ટેલીગ્રામજ તું વાંચી લે ને!

શફીક : (કુતુહલ વૃત્તિએ ટેલીગ્રામ વાંચતાં) અરે, આમાં તો તને બોલાવે છે!

સલમા : હાસ્તો

શફીક : પણ આમ એકાએક? શા માટે? એવું શુ કામ હશે?

સલમા : (જરા ગંભીર બની સંકોચાતી) કોણ જાણે શું કામ હશે? કદાચને તારા પિતાએ આપણા સંબંધ વિષેની વાત તારા પત્રથી જાણી મારા પિતાને જાણ કરી હોય, અને એ ખાતર બોલાવેલ હોય...!

શફીક : (ઉંડા વિચારમાં ગરકાવ થઈ) હું પણ એમજ માનું છું. પિતાજીને આપણા સંબંધ વિષે સારૂ સારૂ લખ્યું હતું લગ્ન જેવા પ્રશ્ન માટે ખોટી મર્યાદાની આડ મેં ગણકારી ન્હોતી!

સલમા : તારી માન્યતા સાચી ઠરો, એમ અંતઃકરણથી ઇચ્છું છું.

શફીક : ઇચ્છા પાર પડે તો તો આ અવની પર સ્વર્ગ ઉતરે

સલમા : (પુલકિત ભાવે) શફીક! તું મને કયાક ગાંડી ન કરે.

શફીક : પણ હું તો એક સમયથી ગાંડો બની ગયો છું એનું કેમ?

સલમા : પ્રેમના પ્રારંભે તો લગભગ બધાજ પુરુષો એમજ કહેતા હોય છે.

શફીક : હું એ પુરુષો પૈકીનો નથી. એ તો મારા આત્માનો અવાજ છે અને ખરૂંજ છે કે તૃષાતૂર નયનોને આકર્ષનારી તારી સૌમ્ય મૂર્તિએ એક લાંબા સમયથી મારૂં સાનભાન લૂંટી લીધું છે.

સલમા : (લાગણીમય સ્વરે) શું સાચું કહે છે? ખરેજ!




**શફીક :** ખરેજ સલમા, સાચેજ.

**સલમા :** (જરા વિચાર કરીને) શફીક! હું પૂછું છું કે લગ્ન પછી પણ આપણા જીવનમાં આજ જેવીજ પ્રફુલ્લતા રહેશે કે?

**શફીક :** એમાં તને શંકા છે? સલમા, વસંતના હાસ્ય ઢોળાયા વિના પુષ્પજગતી મહત્તતા કદી સમજાતી નથી!

**સલમા :** પણ પરાગ પ્રસારતા એકાદ પુષ્પનો રસ ભ્રમર ચુસી લઇ કો' બીજા ખીલેલા પુષ્પની શોધમાં પલાયન થાય તો?

**શફીક :** મન મંદિરના અણુ ઉઘડ્યા દ્વારે કો' ઉગતી કળીના ભોગ લે એ માનવ નહિ પણ અધમ......

**સલમા :** (ગદ્દગદિત સ્વરે) બસ, બસ, મને વિશ્વાસ છે આપણા શિક્ષણના સિંચન આપણા જીવન છોડને પોષણ દે, એનો વિકાસ થાય, એ વિસ્તૃત બને. એની સુવાસ ચોમેર પ્રસરે એજ મારી અંતરેચ્છા છે.

**શફીક :** આપણી ઇચ્છા ફળો. આપણું જીવન સુખ સંતોષનો રસથાળ બનો.

**સલમા :** હું હવે જઇશ ગુડ નાઇટ.

**શફીક :** (સલમાને જતી જોઇ) સારૂં સલમા, હું સ્ટેશને મળીશ. (બન્ને હસ્તધુનન કરી સલમા જતી રહે છે.)

## પ્રવેશ ૨ જો

**સ્થળ:** કૉલેજ હૉસ્ટેલમાં શફીકનો રૂમ.
**સમય:** સવારના નવ વાગ્યાનો.

**શફીક :** (પલંગ પરથી એકાએક બેઠો થઇ સ્વગત) શું થયું હશે? એક મહિનો થયો. પિતાજીને ચાર પત્રો લખ્યા સલમાને બે પત્રો લખ્યા. પણ કોઇનોયે જવાબ નહિ! શું હશે? કંઇ સમજ પડતી નથી! સલમા સાથે બધું નક્કી કર્યું હતું. દરેક પત્રમાં પિતાજીને એ વિચાર દર્શાવ્યો હતો; છતાં ઉભય પૈકી એકનોયે પત્ર નહિ! કેટલું આશ્ચર્ય? (થોડીવાર મૌન રહી વિચાર કર્યા પછી) કદાચને પિતાજી સલમાના પિતા સાથે આ મસલેહત તો નહિ ચલાવતા હોય? (કંટાળીને) તો પછી મને ખબર આપતાં એ લોકોને શું થાય છે? ગમે તેમ હોય. કદાચ એમજ હશે. પિતાજી પણ કૉલેજ જીવનના સસ્કારો ઝીલેલા મહત્વાકાંક્ષી માનવ પૈકીના એક છે. તેઓ જરૂર મારા કાર્યને વધાવી લેશે. અનાદાર કે નિષ્ફળતાનો જરાયે ભય નથી. જરૂર હું વિજયી થઇશ (જરા શંકાશીલ બની વિચારોની પરંપરામાં ગોથાં ખાઇ) અરે! હું આ શું કરી રહ્યો છું? યુવાનીના ઉન્માદે કઇ દિશાએ દોડી રહ્યો છું. મારૂં શિક્ષણ મારા પુરતું નથી, બીજી દ્રષ્ટિએ પણ કોઇનું આભારી છે. શું મને લગ્નની જેટલી લગન છે એટલી પિતાજીને નહિ હોય? જરૂર હોવીજ જોઇએ! પછી શા માટે તેઓ લગ્ન નહિ કરતા હોય? એમનું વય હજી એટલું વધુ નથી, એમનું યૌવન હજુ આનંદમય છે. કદાચને મારા લગ્નથી એમને ખેદ થાય તો? એમની સુતેલી સ્મૃતિઓ જાગૃત બની જાય. એમની વેદનાઓ ખીલી ઉઠે. એમનું દબાયેલું દર્દ પાછું સતેજ બને તો તો મારૂં લગ્ન સ્વપ્ન નિષ્ફળ બને. પ્રફુલ્લતાની મહેકાવતી સૌરભ અદ્રશ્ય બને. મારૂં લગ્ન કાયમી નિરાશાનો વિષય બની જાય હું શું કરૂં? કેવો પ્રસંગ! (બન્ને હાથ મસળી) હું કદાચ ધૈર્ય ધરૂં, એક વાર લગ્ન ન પણ કરૂં. પરંતુ



સલમા ધૈર્ય ધરી શકશે ? ગમે તે થાય, જ્યારે પિતાજીના મમતે મને ઉંચુ શિક્ષણ અર્પ્યું છે, મારી શક્તિનો વિકાસ કર્યો છે. એમની લાગણીનાજ પ્રતાપે હું આગળ ધપી શક્યો છું. એ બધું કેમ ભુલું ? જો એને ભુલી મારા ઐશ્વર્ય કાજ બીજી દિશાએ વહન કરું તો તો મારા આદર્શોનું મૃત્યુ થાય મારા શિક્ષણ અને પ્રગતિમય જીવનમાં ધૂળ પડે. (ઉંડા વિચારમાં તન્મય થઇ) બસ એજ નિર્ણય છે. પિતાજી લગ્ન કરે પછીજ મારે લગ્ન કરવા! (શફીક નામની બૂમ પાડી ટપાલી દ્વાર ઠોકે છે)

શફીક : (ઉભો થઇને) કોનો પત્ર હશે ? (દ્વાર ખોલી ટપાલીના હાથમાંથી પત્ર લઇ દોડી અતિ કુતુહલપૂર્ણ ઉંચ્ચા અવાજે વાંચે છે)

બિરાદર શફીક,

આશ્ચર્ય પામીશ નહિ. આ પત્રદ્વારા એક અતિ મહત્વના સંદેશની તને જાણ કરું છું થોડા દિવસ પહેલા સલમા સાથે તારા ભાવિ લગ્ન જોડાણની વાત સાંભળી મને બહુજ હર્ષ થયો હતો. પરંતુ એ વિષયમાં ઉંડા ઉતરી મેં તપાસ કરી તો જુદીજ વસ્તુ દેખાઇ છે. અને એ સત્ય છે. કદાચ તું આજે નહિ માને તો ભવિષ્યમાં તને સાચું માનવુંજ પડશે. સલમાના પિતાએ તારી સાથે સબંધ જોડવા કરતાં તારા પિતા સાથે સલમાનો સબંધ સંધવા ખૂબખૂબ પ્રયત્નો કર્યા અને એમાં એને સફળતા મળી ગઇ છે.

તારી ખાતર તારા પિતાએ સબંધ જોડવામાં કંઇ સંકોચ અનુભવતા હોય એમ હું અનુમાન કરું છું. બાકી સલમા પ્રત્યેનું એમનું આકર્ષણ તો અનન્ય છે. અને સલમા! એના પિતાના ઉપદેશ પાસે લાચાર બની છે. જરાક જેટલોયે નૈતિક વિરોધ કરવાનીય એનામાં હિંમત નથી ! શા કારણે ? કોણ જાણે ? આ બધુંય જોતાં મારી સલાહ મુજબ હવે તારા માટે એકજ વસ્તુ બહેતર છે; કે તું તારા પિતા અને સલમાના માર્ગ વચ્ચેથી દૂર ખસી જઇ તારા પિતાને ઉદાર હૃદયે ઉભયનું જોડાણ કરવા આગ્રહ કરે.

લી તારો વિસરાયલો

અનિસ

(પત્ર વાંચતાંજ શફીક બે હાથ વચ્ચે માથું પકડી જમીન ઉપર એક ઉંડા નિસાસો સાથે બેસી જાય છે.)

(પડદો પડે છે) ખતમ

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

"યા દાર્રૂ" (અદદ ૧૦૦૧) "એ ઝરર પહોંચાડવાવાળા" (૧) જેનાથી વખત અને જગાની પાબંદી (એટલે નક્કી કરેલ વખત અને જગા) થઇ શકતી હોય અને તે જો દર જુમ્આની રાત્રે એને ૧૦૦૧ વખત "દિલ્ફાર્ એકાન્તમાં બેસી પઢ્યા કરશે તો ધીમે ધીમે ઇ. અ. એહદને કુર્બમાં દાખલ થશે, આ દરજ્જાની આગળ જાહેરી કમાલ કંઇ પણ ગણત્રીના નથી (૨) જેની ઇજ્જત કમ થઇ ગઇ હોય અગર જે ઇજ્જતદાર થવા માંગતો હોય તો દર જુમ્આની રાત્રે અને ઐયામે બેઝમાં ઇશાની નમાઝ પછી એકસો એકસો વખત પઢવાથી ઇ. અ. ઇજ્જતદાર થઇ જશે. (૩) દર જુમ્આની રાત્રે એકસો વખત પઢવાથી ઇ. અ. દરેક આફત બલા વગેરેથી બચેલો રહેશે. (૪) જેનું દિલ ઇબાદતમાં લાગતું ન હોય તો એને આસમાન તરફ મોઢું કરી દરરોજ ૧૦૦૧ વખત પઢવાથી ઇ. અ. દિલ બરોબર થઇ જશે, અને ઇબાદતમાં લાગી જશે (૫) શયતાનને દૂર કરવા અને નફસે અમ્મારહને મારવા માટે પીર (સોમવાર)ના ઝોહેરની નમાઝ બાદ શરૂ કરી દરરોજ ૧૯૧૯ વખત પઢવું અને જુમ્આની નમાઝ બાદ ફરી ખતમ કરવું ઇ. અ. પરહેઝગાર ઇત્ત-કારી થઇ જશે; બહુ બહુ તો બે ત્રણ હફ્તા એ મુજબ કરવું ઇ. અ. જરૂર નફ્અ મેળવશે. (૬) ઝાલિમના જુલ્મોથી બચવા માટે એને કસરતથી પઢતા જઇ વચ્ચે વચ્ચે ઝાલિમનું નામ પણ લેવાથી ઇ. અ. તેના જુલ્મોથી બચેલો રહેશે અને ઝાલિમને જરૂર નુકસાન પહોંચશે. (૭) અગર કોઇ નવી જગ્યાએ દેશ પરદેશ વગેરેમાં જવું થયું હોય અને ત્યાં રહેવું બેહતર છે કે કેમ તે જાણવું હોય તો ઐયામે બેઝ જે જુમ્આને રોજથી શરૂ થતા હોય તેના રોઝા રાખે અને રોઝાની હાલતમાં એને ૧૦૦૧ વખત પઢશે તો ઇ. અ. ત્રણ દિવસમાંજ તેને ખબર પડી જશે કે તેને માટે તે જગ્યા સારી છે કે ખરાબ. જો એ ત્રણ દિવસમાં નજ ખબર પડે તો બીજા થોડા દિવસ દરરોજ ૧૦૦ વખત પઢતા રહેવું ઇ. અ. ખબર પડી જશે.

"યા નાફેઓ" (સંખ્યા ૨૦૧) "એ નફ્અ પહોંચાડવાવાળા" (૧) કિશ્તીમાં, આગબોટમાં બેસી મુસાફરી કરતી વેળા એને તેટલા દિવસ કસરતથી અગર કમમાં કમ દરરોજ ૨૦૧ વખત પઢવાથી ઇ. અ. દરેક આફતોથી બચી જઇ સહીસલામત ધારેલી જગ્યાએ પહોંચી જવાશે (૨) દરેક કામ શરૂ કરવા પહેલાં ૪૧ એકતાળીસ વખત એને પઢી લેવાથી ઇ. અ. તે કામ મરજી મુજબ પૂર્ણ થશે. (૩) રજબના મહીનામાં એને કસરતથી પઢનાર ઇ. અ. ઇસરારે ઇલાહીથી આગાહ થશે. (૪) એને કસરતથી પઢનાર ઇ. અ. કોઇ ગમમાં પકડાશે નહીં. (૫) હજની મુસાફરીમાં એને કસરતથી




પઢનાર ઇ. અ. સહીસલામત ઘેર પાછો ફરશે. (૬) એને કસરતથી પઢનાર બીમાર ઉપર દમ કરશે તો ઇ. અ. બહુ જલ્દી સારો થઇ જશે. (૭) વેપાર ધંધા માટે કોઇપણ માલ ખરીદવા પહેલાં એને ૪૧ વખત પઢવાથી ઇ. અ. તે માલમાં સારો નફો થશે. (૮) રજબ, શઅબાન અને રમદાન (રમઝાન) મહીનામાં દરરોજ એને ૭૦૦૦ સાત હજાર વખત પઢનાર ઇ. અ. સાહેબે કશ્ફ અને સાહેબે બાતિન થશે.

"યા નૂરો" (અદદ ૨૫૬) "ઐ રોશનીવાલા" (૧) દર જુમ્આની રાત્રે સાત વખત સૂરએ નૂર અથવા સૂરએ ફાતેહા અને ત્રણ હજાર વખત એને પઢનારના દિલને અરીસા જેમ સાફ અને નૂરાની બનાવે છે, અને તેના દિલમાં નૂર પેદા થાય છે (૨) દરરોજ સવારે ૨૫૬ વખત પઢનારનું દિલ રોશન થશે. (૩) એને કસરતથી પઢનારની રોશની ઇ. અ. કાયમ રહેશે. (૪) આંખોમાં સુરમો લગાડતી વખત એને પઢતા રહી લગાડવાથી ઇ. અ. આખોની રોશનીમાં વધારો થશે, અને આખોની બીજી બીમારીઓ પણ દફે થશે. (૫) જે ઘરમા દરરોજ સવારની નમાઝ પછી એને ૧૧૨૧ વખત પઢવામાં આવે તે ઘર ઇ. અ. નૂરથી રોશન થશે અને તે ઘરમાં સાપ વિન્છુ વગેરે ઝેરીલા જાનવાર તેમજ જીન ભૂત વગેરે રહેશે નહીં અને જાદુ ટોણાની પણ કંઇ અસર થશે નહીં (૬) "અલ્લાહો નૂરુસ્સમાવાતે વલઅર્દે યા નૂરો" વરસાદના તોફાન, કાલી આંધી વખત ૧૦૦૦ વખત એને પઢવાથી ઇ. અ. અંધારૂં દૂર થઇ જશે. (૭) સૂરજ અને ચાંદ ગ્રહણ વખત એને વગર ગણત્રીએ કસરતથી પઢવું બહુ ફાયદામંદ છે.

"યા હાદી" સંખ્યા ૨૦) "ઐ રસ્તો બતાવનાર" (૧) જે કોઇ આસમાન તરફ મોઢું કરી હાથ ઉંચા કરી (દુઆ માગે તેમ) એને કસરતથી દરરોજ પઢી હાથો ઉપર દમ કરી મોંઢા અને આંખો પર ફેરવશે તો ઇ. અ. એહલે મા'રેફતનો મર્તબો તેને મળશે અને ઇસરારે ઇલાહી તેની ઉપર ખુલશે. (૨) દીની દુન્યાની ગમે તે હાજત માટે અગર ગમે તે મુશ્કિલ માટે બે રકાત નફીલ પઢે. પહેલી રકાતમાં "સૂરએ ફાતેહા" પછી "આયતુલ કુર્સી" પઢે અને બીજીમાં "સૂરએ ફાતેહા" પછી "સૂરએ ઇખ્લાસ" ત્રણ વખત પઢી સલામ ફેરવી "યા હાદી"ને એકી સાંસે જ્યાં સુધી સાંસ કાયમ રહે ત્યાં સુધી પઢતો રહે. જ્યારે સાંસ તુટે ત્યારે તુરત દુઆ માગે ઇ. અ. બધી મુશ્કિલ આસાન થઈ જશે અને ધારેલ કામ થશે, એવી રીતે કામ પૂર્ણ થાય ત્યાં સુધી પઢતા રહેવું (૩) સફરમાં રસ્તો ભૂલી જનાર જો "યા હાદી એહદી"ને કસરતથી પઢશે તો ઇ. અ. રસ્તો જલ્દી મળી જશે. (૪) જે કોઇ સવારની અને ઇશાની ફર્ઝ નમાઝ પછી સાત સાત વખત "યા હાદી" ને દુઆ માંગતા હાથ ઉંચા કરી એને પઢી હાથ ઉપર દમ કરી હાથને મોંઢા ઉપર ફેરવશે તો દરેક કામમા તેની અક્કલ બરોબર કામ કરશે અને તે જે મશ્વેરો કે સલાહ આપશે તે સીધો અને બરોબર હશે. (૫) હાકિમ, મુફ્તી, કાઝી, કોમના સરદાર અગર કોઇ પણ માણસ જ્યારે તેને કોઇનો ઈન્સાફ કરવા સોંપવામાં આવ્યો હોય ત્યારે જો પ્રથમ એને સાત વખત પઢી લેશે તો ઈ. અ. હક અને ખરો ઈન્સાફ કરશે. (૬) મુસાફરી શરૂ કરવા



પહેલાં એને અગીઆર વખત પઢનાર ઇ. અ મુસાફરીની દરેક આફતથી બચેલો રહેશે અને તેના બધા કામ બરોબર સહેલાઇથી થશે. (૭) એને કસરતથી પઢનારની આંખોની રોશનીમાં વધારો થતો રહેશે તેમજ અક્કલમાં પણ વધારો થશે. (૮) "યા હાદી એહદેનસ્સિરાતલ સુસ્તકીમ"ને દરરોજ ઇશાની નમાઝ પછી ૧૧૦૦ અગીઆર સો વખત હમેશા પઢનાર કદી પણ ઇ. અ. કોઇનો મોહતાજ થશે નહીં, ખુદાપાક તેની દરેક હાજત પૂરી કરશે. (૯) એને (નંબર ૮) હમેશા કસરતથી પઢનાર ખરાબ રસ્તે ચઢી ગયો હશે તો ઇ. અ. રાહે રાસ્ત પર આવી જશે અને નેક કામો કરતો થઇ જશે. બુરા કામોથી છૂટવા માટે અકસીર છે. (૧૦) કોઇ પણ ગામ કે શહેરમાં દાખલ થવા પહેલાં એને (નંબર ૮) ૨૧ વખત પઢનાર શહેર કે ગામની દરેક બુરાઇઓથી ઇ અ. બચેલો રહેશે.

"યા બદીઓ" (અદદ ૮૬) "કાંઇ પણ નમુનો જોયા વગર દુન્યાની દરેક ચીજ બનાવનાર" (૧) કોઇ પણ મતલબ પૂર્ણ થતી ન હોય તો દરરોજ રાત્રે એને એક સો વખત પઢવાથી ઇ. અ. બહુ જલ્દી કામ થઇ જશે. (૨) એને હમેશા કસરતથી પઢનાર દરેક ગમ અને મુશ્કેલથી ઇ. અ. બચેલો રહેશે અને એવા વખતમાં એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી છૂટકારો થઇ જશે. (૩) દરરોજ એક હજાર વખત પઢવાથી દરેક બીમારી અને ગમ ઇ. અ. બહુ જલ્દી દૂર થઇ જશે. (૪) કોઇ પણ હાજત પૂર્ણ કરવા દરરોજ એક હજાર વખત પઢવું. ઇ. અ. હાજત પૂરી થશે. (૫) "યા બદીઉસ્સમાવાતે વલઅર્દે યા બદીઓ" કોઇ પણ ગમ અને મુશ્કેલ માટે, એને તે ગમ કે મુશ્કેલ દૂર થાય ત્યાં સુધી, દરરોજ એક હજાર વખત અને એટલી વખત નહીં બની શકે તો ૮૬ અગર ૭૦ વખત પઢતો રહેશે તો ઇ. અ બહુ જલ્દી મુશ્કેલ આસાન થશે અને ગમ દૂર થઇ જશે. (૬) ખરિતે ખાસ માટે તેની નિય્યત કરી રાત્રે કિબ્લારૂ બાવઝુ બેસી નંબર ૫ ને એટલી વખત પઢતો રહે કે પઢતાં પઢતાં ઉંઘ આવી જાય ત્યારે સાંજ સુધ જવું. ઇ. અ. ખ્વાબમાં હાલ માલુમ થઇ જશે. કામ પૂરૂં થાય ત્યાં સુધી પઢવું (૭) "યા બદીઉલ અજાએબે બિલખૈરે યા બદીઓ" દીન દુન્યાના બધા ફાયદા અને કમાલાત હાસિલ કરવા દરરોજ એને બારસો વખત પઢવું (૮) મહબ્બતને માટે ઉરૂજે માહમાં મોઢામાં મીસરી (સાકરીયા ખાંડ જેને ચીનાઇ ખાંડ પણ કહે છે તે) રાખી મહબૂબનું ધ્યાન ધરી, ઇશાની નમાઝ પછી, ડિનર પહેલા પહેલાં, એકજ નક્કી કરેલ જગ્યાએ બેસી દરરોજ છસો વખત પઢવું. (૯) દુશ્મનની હલાકી માટે નંબર ૮ મુજબ મોઢામાં ખાટી ચીજ રાખી પઢવું. પણ આ અમલ ૧૫ ચાંદ પછી શરૂ કરવો જોઇએ અગર નંબર ૮ને બદલે "યા બદીઉલ અજાએબે બિલ્તકે" પઢશે તો પણ ચાલશે.

"યા બાકી" (સંખ્યા ૧૧૩) "એ હમેશા રહેવાવાલા" (૧) દરેક જુમ્આની રાત્રે ઇશાની નમાઝ પછી એક સો વખત પઢનારના દરેક અમલ (નેક કામ) ખુદાપાક કબૂલ કરે છે અને પઢનારને કોઇ પણ તરેહનો રંજ કોઇ પહોંચાડી શકશે નહીં. (૨) દુશ્મનની હલાકીના નિય્યતથી શનીવારના ઝોહોરની નમાઝ પછી અગર બીજે કોઇ વખત નક્કી કરી બે રકાત




નશીલ (દુશ્મનની હલાકીની નિય્યતથી) પઢી દુશ્મન હલાક થાય ત્યાં સુધી દરરોજ એક સો વખત પઢવું ઈ. અ. દુશ્મન હલાક થશે અગર તેને તાબે થઇ જશે. (૩) સુરજ નીકલવા પહેલાં દરરોજ એક સો વખત પઢનાર ઇ. અ. મરતાં સુધી કોઇ દુઃખ તકલીફમાં પકડાશે નહીં અને કયામતમાં ઇ. અ. બખશાઇ જશે (૪) કોઇ રંજ કે મુસીબતમા પકડાઇ જનાર દરરોજ એક હજાર વખત પઢનાર ઇ. અ. બહુ જલ્દી એમાથી છૂટો થઈ જશે. (૫) કોઇ એવી બરબાદ થવાની ધાસ્તી લાગતી હોય તો "અલ્લાહો બાકી"ને દરરોજ ૧૦૯ વખત પઢી ચારે તરફ દમ કરવાથી ઇ. અ. બરબાદીથી બચી જશે.

"યા વારેસો" (અદદ ૭૦૭) "એ માલિક અને ફના પછી બધાનો વારેસ" (૧) સૂરજ નીકલતી વખત એને એકસો વખત પઢનારને ઇ અ કંઇ રંજ પહોચશે નહીં. (૨) એને કસરતથી પઢનારના બધા કામો પૂરા થશે અને અમનમાં રહેશે. (૩) એને કસરતથી પઢનારની ઉમરમાં બરકત થાય છે. (૪) મગરેબ પછી અને ઇશાની પહેલાં એને ૧૧૨૧ વખત પઢનારના દિલની પરેશાની અને હેરાની, ગભરાટ વગેરે ઇ. અ બહુ જલ્દી દૂર થઇ દિલમાં ખુશી પૈદા થઈ જશે (૫) કોઇના નજદીકના સગા જો લાવારસ હોય અને તેમની માલ મિલ્કતના વારસ થવા ઇરાદો હોય તો તેની નિય્યતથી જગ્યા અને વખત નક્કી કરી દરરોજ ૭૦૭ વખત એને પઢવું ઇ. અ. કામ થઇ જશે.

(અપૂર્ણ)

"ભુલ સુધારો"

"કારવાં" માસ જુન ૧૯૪૨ના પાના ૫૯૯ની કોલમ ૧લીમાં નબર ૧૧ વાલી દુઆમાં:-"અલ્લાહુમા યા નીયેો" છે તેને બદલે "અલ્લાહુમ્મા યા ગનીયેો" એ મુજબ પઢવું.

પાના ૬૦૦ની કોલમ બીજીમાં ૭ નંબરની દુઆમાં છેલ્લે યા લતીફો બે વાર છપાયલું છે તેને બદલે યા લતીફો ત્રણ વખત પઢવું

# આફ્રિકાનો વિજેતા

અનુવાદકઃ-સાલેહ બકીલી સાહેબ.

**મૂસા બિન નસીર**ની ગણના મુસલમાનોના શ્રેષ્ટ સેનાપતિઓમાં થાય છે, જેમના ચરણોને વિજય અને કિર્તિએ હંમેશાં ચુમ્યા છે. એઓ **હઝરત-ઉમર ફારૂક** (રદી૦)ની ખિલાફતના સમયમાં જઝીરહ (મેસોપોટેમિઆ)ના એક ગામ કુરૂત્નાની પાસે હિ. સ. ૧૯માં જન્મ્યા હતા. એમના પિતાના નામ વિષે મતભેદ છે. કેટલાક એમને ઇબ્ને નસીર ઇબ્ને ઝૈદ બિકરી અને કેટલાક ઇબ્ને અબ્દુર્રહમાન ઇબ્ને ઝૈદ બિકરી કહે છે. ઇતિહાસકાર ઇબ્ને ખલ્કાનનો મત છે કે એમના પિતાનું નામ નસીર હતું અને તે બની લખમના ગુલામ હતા. એજ નામ ખરૂં માનવામાં આવે છે. એવીજ રીતે એમના કબીલા વિષે પણ મતભેદ છે સામાન્ય રીતે મનાય છે કે એઓ બની ઉનય્યહ અથવા બની લખમ વંશની એક ઔરતના ગુલામ હતા. જ્યારે હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦)એ ઇરાનીઓને અયનુત્તમરમાં પરાજીત કર્યા, ત્યારે ત્યાંના એક દેવળમાંથી એમના પિતા ગિરફતાર થયા હતા અને તેમણે જણાવ્યું હતું કે તેઓ મૂળ બિકર બિન વાઇલના વંશમાંથી છે. જો આ રિવાયતને ખરી માની લેવામાં આવે તો, તેઓ એક આઝાદ પુરુષ હતા અને બિકર બિન વાઇલના કબીલા સાથે સંબંધ ધરાવતા હતા. માત્ર અયનુત્તમરમાં મળી આવવાથી મૂસા કહેવાવા લાગ્યા હતા. ટુંકમાં આ વાત ઉપર બધાય ઇતિહાસકારો એક મત છે કે મૂસા બિન નસીર, અબ્દુલ-અઝીઝ બિન મરવાન બિન હકમના ગુલામ હતા.

મૂસાના પિતા હ૦ અમીર મુઆવિયા (રદી૦)ના અંગરક્ષક હતા. પરંતુ સિફ્ફીનના યુધ્ધમાં એમના તરફથી શરીક થયા ન હતા. એ સિવાય એમના વિષે કાંઇ જાણ નથી ખુદ મૂસા વિષે કહેવાય છે કે અમીર મુઆવિયાએ એમને દર્યાઇ સેનાના અફસર મુકર્રર કર્યા હતા. તેઓ કિબરસ (ક્રેટ)માં લડયા હતા અને ત્યાં તેમણે કિલ્લા પણ ચણાવ્યા હતા. અમીર મુઆવિયાની વફાત પછી યઝીદના સમયમાં મૂસાનું નામ સાંભળવામાં આવતુ નથી. એ પછીના ઝગડાઓમાં પણ એ ગુમનામ રહ્યા છે. અને જયારે અબ્દુલ મલિક તમામ ખિલાફતનો એકલો માલિક બની ગયો, ત્યારે તેમણે પોતાના ભાઇ અબ્દુલ અઝીઝને મિસરનો અને બીજા ભાઇને કૂફાનો ગવર્નર બનાવ્યો. મૂસા, અબ્દુલ અઝીઝની પાસે મિસરમાં હતા. અબ્દુલ મલિકે અબ્દુલ અઝીઝને લખીને મુસાને બોલાવ્યા અને બશીરના વઝીર, સલાહકાર અને ઇરાકના દીવાનના જોખમદાર અમલદાર મુકર્રર કર્યા. મૂસા, બશીરની સાથે બસરા ગયા. બશીરનું ત્યાં અચાનક મૃત્યુ થયું. એના મરણ પછી અબ્દુલ મલિકે હજ્જાજ બિન યૂસુફને આ પ્રાંતનો ગવર્નર નિમ્યો. કેમકે હિસાબ બરાબર ન હતો અને મૂસા ઉપર ઉચાપત કરવાનો આરોપ હતો, જેથી એમને ગિરફતાર કરી શિક્ષા આપવાનો હુકમ કર્યો. મૂસા ત્યાંથી નાસીને અબ્દુલ અઝીઝની પાસે શામ (સિરિયા) ચાલ્યા ગયા. તે એમને લઇને અબ્દુલ મલિકની પાસે આવ્યા. ખલીફાએ મૂસાને પચાસ હજાર દીનારનો દંડ કર્યો, જે એમણે ત્રણ માસમાં અબ્દુલ અઝીઝની મદદથી અદા કરી દીધો અને તેમનીજ સાથે મિસર ચાલ્યા ગયા. અબ્દુલ મલિકે સીધા રીતે હરસાન બિન




નુઅમાનને આફ્રિકાનો ગવર્નર નિમ્યો, પણ અબ્દુલ અઝીઝ એનાથી નાખુશ હતા. અબ્દુલ અઝીઝે ખલીફાની મંજુરી વિનાજ એને પદ-ભ્રષ્ટ કરીને એને સ્થાને મૂસા બિન નસીરને ત્યાંના ગવર્નર બનાવી દીધા. એમની નીમણુંક હિ. સ. ૭૮ના અંતમાં થઇ. તેઓ તુરત આફ્રિકા તરફ રવાના થઇ ગયા ઝાતુલ જમા-જમ સ્થળે લશ્કરનું નિરીક્ષણ કર્યું અને ૫ જમાદીઉલ અવ્વલ ૭૯ હિજરીને સોમવારે આફ્રિકા પહોંચી ગયા આવી રીતે સાઠ વર્ષની વયે મૂસા આફ્રિકાના ગવર્નર બની ગયા. જે સમયે તેઓ ત્યાં પહોંચ્યા તે વખતે ત્યાં મુસલમાનોની એવી હાલત થઇગઇ હતી કે દુશ્મનોના ડરના માર્યા ઘરોમાથી નિકળી પણ શકતા ન હતા. લશ્કરી તાકત ઘણી નબળી થઇ ગઇ હતી. મસ્જિદો સુધ્ધાંની હાલત તૂટી ફૂટી હતી. એમણે ત્યાં પહોંચતાંજ આ હાલતમાં પરિવર્તન ઉત્પન્ન કરી દીધું. સૌથી પ્રથમ ઝગ્રકરાનને જીતી લીધું. અહીઆથી ત્રણ લાખ કૈદી એમને હાથ લાગ્યા. આ એમના મહાન વિજયનું મંગલાચરણ હતું. એની અસર એવી થઈ કે ખલીફા અબ્દુલમલિક પણ ખુશ થઇ ગયા, એ પછી એમણે વિજયોનો સિલસિલો ચાલુજ રાખ્યો. હિ. સ ૮૩માં ટ્યુનિસ મુકામે વહાણો બનાવવાનું કારખાનું (દારૂસ સિન્અત) સ્થાપ્યું અને હિ. સ. ૮૪ સુધી એમાંજ પરોવાયલા રહ્યા. હિ. સ. ૮૫માં એજ મુકામથી એમણે એક નૌકાસૈન્ય પોતાના પુત્ર અબ્દુલ્લાહની સરદારી હેઠળ સિસિલી રવાના કર્યું. જેણે એક શહેર જીતી લીધું અને ઘણી માલમતા મેળવી.

ખલીફા અબ્દુલ મલિકના મૃત્યુ પછી પણ વિજયો બરાબર થતાંજ રહ્યા. સરદાનિયહ (સાર્ડીનીયા) ઉપર હુમલો કરવામાં આવ્યો. સૌસઅલ અકસાનાના બાદશાહને પરાજીત કર્યો. મ્યુરકા ટપુ જીતાયું અને મૂસાના ગુલામ તરીક તન્જા ઉપર કબ્જો કર્યો. હિ. સ. ૯૨માં સ્પેન ઉપર આક્રમણ કરીને તે ફતેહ કર્યું. મૂસાની ખાસ પ્રતિભા એમાં છે કે એમણે હંમેશાં આ વિચાર રાખ્યો કે જે વિજયો પ્રાપ્ત થાય તે અધુરાં ન રહી જાય. હમણા સુધી આફ્રિકાના ઇસ્લામી વિજયોમાં આ ખામી હતી કે અરબોએ બર્બરીઓને ઇસ્લામથી જાણીતા કરવાના ચાલુ પ્રયત્નો કર્યા ન હતા. પરિણામ એ આવતું હતું કે બર્બરી* હમેશા મુરતદ થઇને ઝગડા ઉત્પન્ન કરતા હતા. એનો ઉપાય કરવામાં આવ્યો અને પશ્ચિમના નવા જીતાયલા પ્રદેશોમાં અરબોને ખાસ આ કામે નિમવામાં આવ્યા કે લોકોને ઇસ્લામનું શિક્ષણ આપે અને એમને સભ્યતાશાળી બનાવીને ભવિષ્ય માટે કાયમી સુલેહ શાન્તિનો માર્ગ સાફ કરે

---

* "બર્બરી", આફ્રિકાના ઇસ્લામી વિજયો વખતે મિસરથી લઈને એટલાંટિક સમુદ્ર સુધી તમામ ઉત્તર આફ્રિકાના પ્રદેશોમાં વસેલા હતા એમના વિષે વિદ્વાનો હજુ સુધી ફેસલો કરી શકયા નથી કે એ લોકો કયા વંશમાંથી છે. પરંતુ એમની પુરાતનતા એના ઉપરથી સિદ્ધ થાય છે કે ઈસ્વી સન પૂર્વે ૧૩૦૦ અને ૧૭૦૦ના મિસરી શિલા લેખો અને ચિત્રોમાં એમના નામ અને ચિત્રો મળી આવે છે. કેટલાક અરબ ઇતિહાસકારોનુ કથન છે કે બર્બરી ખરી રીતે હમયરી છે. અફ્રાકશ ઈબ્ને કયસ ઈબ્ને સયફી તુબ્બા યમને (યમનના બાદશાહે) આફ્રિકા અને પશ્ચિમના પ્રદેશોને ફતેહ કર્યાં ત્યારે તે એની સાથે અહિંઆ આવ્યા હતા અને અહિંઆજ વસી ગયા હતા' એક માન્યતા એવી પણ છે કે આ લોકો શામ (સિરિયા)ના વતની છે અને ત્યાંથી આફ્રિકા આવ્યા હતા. વલ્લાહો અઅ્લમ.




સ્પેન જીતવાને માટે મૂસાએ પોતાના ગુલામ તારિક બિન ઝયાદને મોકલ્યો હતો. જેણે સ્પેનના બાદશાહ લઝારીકને હરાવીને તલીતલીયહ (ટોલેડો) સુધીનો પ્રદેશ જીતી લીધો. મૂસા પોતે પણ સ્પેન ગયા અને ત્યાંથી હિ. સ. ૯૪માં ખિલાફતના દરબારમાં હાજિર થવાને માટે રવાના થઇ ગયા. એમાં મતભેદ છે કે મૂસા વલીદની ઝિન્દગીમાં દમિશ્ક પહોંચ્યા હતા યા નહી. સુલૈમાને એમને વિલંબ કરીને પહોંચવાની તાકીદ કરી કે જેથી માલે ગનીમત વલીદને મળવાને બદલે પોતાને મળે મૂસાએ એના હુકમનું ઉલંઘન કર્યું હતું જેથી સુલયમાને એમને શિક્ષા કરી. એમને તડકામાં ઉભા રાખવામાં આવ્યા અને દંડ પણ કર્યો દંડની રકમ જુદી જુદી બયાન કરવામાં આવે છે, કેટલાક ત્રણ લાખ દીનાર અને કેટલાક એક લાખ દીનાર કહે છે. આ દંડ યઝીદ બિન મુહલ્લિબની મદદથી અદા થયો. એ પછી જણાય છે કે મૂસા સુલેમાનના દરબારમાંજ રહેવા લાગ્યા. જ્યારે હિ. સ ૯૭માં ખલીફાએ હજ કરી છે, ત્યારે મુસા પણ એની સાથે હતા અને એજ પ્રવાસમાં વાદી ઉલ કુરા આગળ એમની વફાત થઈ.

(આ લેખ, "અન્નજૂમ અઝઝાહિરહ" કર્તા: તગરી બરદી, "મુકરી", "અલ ઈમામતહ વ સિયાસતહ" કર્તા: ઇબ્ને કુતૈબહ, અને "ઈબ્ને ખલ્કાન"ના આધારે લખાયેલો છે.)

# રૂ•બા•ઇ

**સાફલ્ય** [૧]

શાં ભલા અંધાર પરથી થરથરે?
કુસુમ-વર્ષા તુજ પરે છો ઝરમરે;
ભક્તિ દીપક આત્મમાં પ્રગટાવ, તો
તુજ કને સાફલ્ય આવી કરગરે.

[૨] **જીવન-ઉદ્દેશ**

"શું શમા નિજને જલાવી જાય છે?
અશ્રુમય જીવનાંત શું એ ચા'ય છે?
હું મરૂ એની પહેલાં ઉચરી,
મૃત્યુ પરવાના શિખાવી જાય છે."

[૩]

**હાય, વિધિ!**

રે, ભ્રમરનું ગીત ગુંજ્યું ઉપવને,
આવકારી, પુષ્પ મલક્યું નિજ મને;
ચૂસી રસ નિર્દય ભ્રમર ભાગી ગયો,
ને ખરેલુ પુષ્પ ચગદ્યું કો' જને.

**ભિન્નતા** [૪]

પથ જીવનનો સદા એકજ ચહું,
ને હૃદય કે' છે: પલટાતું રહુ;
પૂર્ણ તેજે હુ કદી મલકાઉં વા,
ગાઢ અંધારે વ્યથા, ચિંતા સહું.

[૫] **મનીષા**

કો' ભયાનક પર્વતે ચડવું કદી,
ને અટૂલા, એકલા રડવું કદી;
ના ગમે એ; ગાઈ મીઠાં ગીતડાં,
ધોધ સાથે ખેલવું પડવું કદી.

[૬]

**પરમાર્થ**

જ્યાં કદી સ્વકાજ એકે ચાહ ના,
પરદુ:ખો સ્હેવા છતાં જ્યાં આહ ના;
જ્યાં પરાર્થે મૃત્યુની છે ઝંખના,
રાહદારી જૂજ એવા રાહના

**વિપત્તિ** [૭]

વાદળો વિપત્તિનાં ઘનઘોર છે,
ને સતત વરસાદ કેરૂં જોર છે;
મુજ હૃદય-સર એ ઝીલી છલકાય છે,
ચક્ષુ વાટે મૂક એનો શોર છે.

[૮] **દમન**

આભ પર પથરાય ઉષાનું અગી,
સાગરે છે તેજ કેરી ના કમી;
હાય! કિન્તુ ડોલતી મમ નાવને,
કો' ખડકના શ્યામ ઓળાએ દમી.

'બેફામ'

## સિદ્ધિ.......ના.......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૪૨૭

જીવનનાં માર્ગો મોકળા કરવા માટે આપણે વધારેમાં વધારે સહન કરવા તત્પર થવું જોઇએ, ખાસ કરીને આર્થિક દ્રષ્ટિએ આઝાદ બનારજ પોતાની અન્ય એકંદર રૂકાવટો દૂર કરી શકે છે,

૪૨૮

આપણો વિકાસ સડેલી એવી સામાજીક રૂઢીઓને અપનાવી લેવાથી અટકે છે. જીવનમાં અંજવાળાં પાથરી શકે એવી જુનવાણી રૂઢીઓને માન આપવામાં આપણું ગૌરવ છે, પણ જે રૂઢીઓને આપણી નૈતિક શક્તિનો વિકાસ થવા દેતી ન હોય, તેવી રૂઢીઓને તો યુવાનોએ સત્વર ધૂળમાં મેળવી દેવી જોઇએ, આગેવાનોનો આગ્રહ તો પોતાની આગેવાની જાળવી રાખવા માટેનોજ હોય છે. તેઓ સમસ્ત જ્ઞાતિ કે સમાજની પ્રગતિ સદંતર થંભી જતી પોતાની સગી આંખે જોવા છતાંએ આંખ આડા કાન કરે છે. સત્તાના મોહમાં સત્યાસત્યનું ભાન પણ તેમને રહેતું નથી.

૪૨૯

આપણાં સમાજમાં હજુયે એક પ્રથા એવી છે કે જેનો મૂળમાંથી નાશ થવો અત્યંત જરૂરી છે. દાખલા તરીકે એ જીવનનાં જોડાણ કરતી વખતે, કન્યાના માબાપોને વરના વડીલો એમ સમજાવે છે, કે તમારે તો અમારા સામું જોવાનું છે ને? છોકરો તો હજુ બાળક છે, એને શું ખબર? વગેરે ઇત્યાદિ અને કન્યાનાં માબાપો પણ ખરેખર વરનાં વડીલોનેજ જુએ છે. વરને સમજવાની ભાંજગડમાં પડતાં નથી. જો કે ખરી રીતે તો છોકરાનેજ દરેક દ્રષ્ટિએ જોવાની જરૂર છે. કારણ કે કન્યાનું જીવન તેની સાથે જોડવાનું હોય છે. વરનાં વડીલો સાથે કન્યાને કશીજ લેવા દેવા હોતી નથી. જ્યાં આપણામાં બન્નેનાં વડીલો પરણનારનો વિચાર ન કરતાં, પોતાનેજ જુએ છે. પરિણામે અસંખ્ય અણખીલ્યા પુષ્પોને ખીલતા પહેલાંજ કરમાઈ જવાનો દુઃખદ પ્રસંગ જોવો પડે છે. એ સ્થિતિ અતિ વહેલો પલટો માગી લ્યે છે.

૪૩૦

વર કન્યા કરતાં વયમાં અને વિદ્વતામાં ચઢીયાતો હોવો જોઇએ. શારીરિક શક્તિ અને આર્થિક સ્થીતિ કન્યા કરતાં વરની ઉત્તમ હોવી જોઇએ. ઓછામાં ઓછી આ ચાર બાબતો તો સંબંધ જોડનાર વડીલોએ અવશ્ય લક્ષમાં રાખવી જોઇએ. જ્યાં એ વસ્તુઓનો અભાવ હોય, ત્યાં બન્નેના ભવ બગડવાનો વધુ સંબંધ રહે છે, એ પ્રત્યેકે યાદ રાખવું અત્યંત જરૂરી છે.

૪૩૧

સમય એવો આવ્યો છે, કે કન્યાઓએ પણ જીવનનાં અગત્યનાં પ્રશ્નોને જાતેજ છણી લેવા તત્પર થવું જોઇએ. ખાસ કરીને જીવન સાથીની પસંદગી બાબતમાં તો તેમણે પોતાના વિચારો સ્પષ્ટ શબ્દોમાં વડીલો આગળ રજુ કરીજ દેવા જોઇએ. કારણ કે એમ કરવાનો સંપૂર્ણ અધિકાર પ્રત્યેક કન્યાનો છેજ. જીવનના છેલ્લા શ્વાસ સુધી જેને પોતાના જીવન સાથી તરીકે સ્વીકારવો હોય, તેના માટે ધાર્મિક દ્રષ્ટિએ પણ પોતાનો મત સ્પષ્ટ રીતે આપ-




વાનો કન્યાને અધિકાર મળેલો છે. માટે પ્રત્યેક કન્યાએ આવા મહત્વના પ્રશ્નમાં રસ લેવોજ જોઇએ. અન્યની પસંદગી ઉપર આધાર રાખવાની નબળાઇ દાખવવી જ જોઇએ નહિ. માનવ-જીવનમાં જો કોઇ સહુથી વધારે અગત્યની બાબત હોય, તો તે જીવન સાથીની પસંદગીની છે.

૪૩૨

પાશ્ચિમાત્ય પધ્ધિતિને અનુસરી સ્વતં-ત્રતાને બદલે સ્વછંદતા આવી વસે, એવી અયોગ્ય કન્યા કેળવણીની અંશમાત્ર પણ આપણને જરૂર નથી પણ પોતાનાં સુખદુઃખથી પતિને માહેનગાર કરી શકે, તેટલા અક્ષર જ્ઞાનની તો દરેક કન્યાને જરૂર છેજ. ધાર્મિક શિક્ષણ સાથે મર્યાદીત સંસારિક શિક્ષણ કન્યાને આપવું જોઇએ આખુંયે શરીર દેખાય, એવા નિર્લજ-વાઘા સજી સ્ટેજ ઉપર આવીને આપણી કન્યાઓ ભાષણ આપે એ જરૂરી નથી. પણ ગૃહકાર્ય સાથે એકાદ ગૃહઉદ્યોગ, અને વ્યવહારિક જ્ઞાન હોય, એટલે પ્રત્યેક કન્યા પોતાનું જીવન સાર્થક કરવા સમર્થ પૂરવાર થાય છે. મુસ્લિમો એ કન્યા કેળવણીના વિષયમાં બીજી બધી ભાઇબંધ કોમો કરતાં વધારે કાળજી અને સંભાળ રાખવી ઘટે છે

૪૩૩

મુસ્લિમ કન્યાઓને સાધારણ અક્ષરજ્ઞાન સાથે ઉપયોગમાં આવી શકે એવો એકાદ હુન્નર પણ અવશ્ય જોઇએ. કે જેથી પ્રસંગ આવતાં તે પોતાનું ગુજરાન સરળતાપૂર્વક ચલાવી શકે. સ્વગૃહે કે શ્વસુરગૃહે રહીને પણ તે સ્વાવલંબી જીવન ગાળી શકે. અર્થાત કોઇના માટે પણ તે ભારરૂપ ન નીવડે.

૪૩૪

બુદ્ધિને દબાવી, લાગણીના પ્રવાહમાં પોતાની જાતને વહાવી દેનાર ઘણીક વખતે બહુજ પસ્તાય છે. લાગણીના ઉછાળા ઉપર અંકુશ મૂકવો આસાન નથી, પણ અત્યંત ફાયદાકાર દાયક છે.

૪૩૫

સામાજીક પ્રથાઓમાં બુદ્ધિને દાબી દેવાના અને લાગણીના અતિરેકને મહત્વ આપવાના પ્રસંગો ઘણા આવે છે, તે એવા પ્રસંગો અંતર વલોવી નાખનારા હોય છે.

૪૩૬

સત્તાનો મોહ જગતના અન્ય એકંદર મોહ અને મદ કરતાં વધારે ભયંકર હોય છે, ને તે છતાં પ્રત્યેક માનવી સત્તાનાં મોહમાં સપડાયેલો નજરે પડે છે.

૪૩૭

આપણી અવદશા હમારા અહમસંતોષ વડે વધારે થવા પામે છે. અને એવીજ રીતે અંધ શ્રધ્ધા આપણને સાચી વસ્તુ સ્થીતિથી માહેતગાર થવા દેતી નથી.

૪૩૮

પરતંત્ર પ્રજાને જ્યારે પોતાની પરતંત્ર-તાનું પૂરેપૂરૂં ભાન થાય છે. ત્યારે તેનામાં મુક્તિ કે મૃત્યુ માટે ખપી જવાની તમન્ના પ્રકટે છે. અને પછી તો મુક્તિ માટે ફના થઇ જવામાયે તે પછાત રહેતી નથી. પણ જેમની નીતિ દહીં દુધીયા જેવી હોય છે, જેમનું ધ્યેય ઢીલું પોચું હોય છે, તેવાઓ સિદ્ધાંત સાથે હરપળે સમાધાન કરવા તત્પર રહે છે. અને આવા માણસો થોડી સત્તા હાથમાં આવતાંજ સંતોષ માની લ્યે છે પરિણામ એ



આવે છે, કે સિધ્ધાંતના ભોગે આવા માણસો પોતાની સત્તાને ટકાવી રાખવાના પ્રયત્નો કરે છે.

૪૩૯

ધ્યેયને પહોંચી વળવા માટે સ્વસ્થતા અને શુદ્ધ તર્કશકિતની આવશ્યકતા છે, સ્વસ્થતા વિના શુદ્ધ તર્ક શકિતની આશા રાખવી વ્યર્થ છે, માટે દરેક સંજોગોમાં માનસિક સ્વસ્થતા જાળવી રાખવી અત્યંત જરૂરી છે. જે લોકો માનસિક સ્વસ્થતા ગુમાવી બેસે છે, તેઓ ક્યારેય પણ પોતાની મહત્તા વધારી શકતા નથી, એ નીર્વિવાદ સત્ય છે.

૪૪૦

જાણવું હોય છતાં જાણી ન શકીએ, એવી બાબતો ભાગ્યેજ હોય છે. ઇચ્છા હોય છતાં ન જાણી શકાય એવી વસ્તુ જગતમાં એકેય નહિ હોય જાણવા માટે માત્ર પ્રબળ ઇચ્છા શકિતની જરૂર છે.

૪૪૧

ઉશ્કેરી મૂકેલા માનવ સમૂહને નીતિ અનીતિ કે સત્યાસત્યનું સાચું ભાન રહેતું નથી. એનો ખ્યાલ કહેવાતા આગેવાનોને હોવોજ જોઇએ. કારણ કે ઉશ્કેરણીનું પરિણામ હમેશાં નુકશાનકારક જ આવે છે

૪૪૨

વાતાવરણનાં પણ અનેક પ્રકારો છે. એક વાતાવરણ ઉપજાવતાં પરીવર્તન અને પ્રગતિનાં માર્ગે જનતાને દોરવી શકાય છે. જ્યારે એક વાતાવરણ એવુંએ હોય છે, કે જેનાથી જનતાની પ્રગતિ થંભી જાય છે. પ્રત્યેક ડાહ્યા માણસે સંપૂર્ણ વિચાર કર્યા પછી ચોક્કસ પ્રકારનું વાતાવરણ ઉપજાવવા મથવું જોઇએ

૪૪૩

મળેલા માનપત્રોને વારંવાર વાંચવા કરતાં, થયેલી ટીકાઓ ઉપર દ્રષ્ટિપાત કરવાથી, આપણે આપણી પોતાની જાતને વધારે સુધારી શકીએ છીએ.

૪૪૪

સમાન બળવાળા શત્રુને મુત્સદીઓ મુલાકાત આપવા આતુર હોય છે શરણે આવેલાને કોઇ મુલાકાત આપવાનું ઇચ્છતો જ નથી. તેને તો માત્ર શરમ ભરેલી સંધીજ ચુપચાપ સ્વીકારવાની હોય છે.

૪૪૫

યાદ રાખજો માતા જેવા સમાનશીલ મિત્રનો સમસ્ત પૃથ્વી ઉપર તમોને જોટો નહિ જડે, માટે માતાની યોગ્ય સેવા કરવામાં પછાત રહેશો નહિ, કારણકે "ઇશ્વર" પછી આ દુન્યામાં "મા"નો દરજ્જો સહુથી મ્હોટો છે.

૪૪૬

જીવનના છેલ્લા શ્વાસ સુધીમાં એક પણ નિશ્વાસ (નિસાસો) નાખશો નહિ ચાળીસ વર્ષના સ્વાનુભવે કહું છું, કે નિશ્વાસનો કાંઇજ અર્થ નથી. નિશ્વાસથી નબળાઇ અસમતા વધે છે. ધ્યેયને પહોંચી વળવા માટે અણ થાકયા પ્રયત્નોની આવશ્યકતા છે.

"બજ્હા, બહદકર થમો હરગિઝ
ન હુમ રાહે તરક્કીમેં,

જહાં બાજ઼ સિમટતે હંય
વહીં સય્યાદ હોતા હય"

નિશ્વાસ તમારા ઉત્સાહને ભાંગી નાખશે નિશ્વાસ પછી તમે હતાશ થઇ જશો. માટે નિશ્વાસ જેવી નકામી અને તંદુરસ્તીને હણી નાખનારી ઝેરી વસ્તુથી સદા દૂર રહેજો.

(અપૂર્ણ)



ખાકસાર "ઝાર" રાંદેરી.

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશ્યોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા. ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં. આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખસ લક્ષમાં રાખીને આ ફકીરી તિલો જાહેરમાં મુકયો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે. કીમત ડબ્બીનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. ઇન્જકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતાં એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (રૂબરૂમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સૂચિપત્ર મુફત મોકલવામાં આવશે.

લખો અથવા મળો :

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist. Surat.

આફ્રીકાના એજંટઃ-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)

# અનવર કડીઓ

● લેખક : ખ્વાજા અહમદ અબ્બાસ.
● રૂપાંતરકાર : હાશિમ. કઠોર.

અનવર મિસ્ત્રિનો હરખ માતો નહતો. આજે તેના એકલોના પુત્ર ઇબ્રાહીમની વહુ–ઘરની લક્ષ્મી–પહેલીજવાર પધારવાની હતી વહુ આવવાથી એના અંધકારમય ઘરમાં ચંદરણું પથરાશે, અને બનવાજોગ છે કે, વહુના પુનિત પગલાંથી એની ઉંઘતી કિસ્મત પણ જાગી ઉઠે! એને રોઝગાર પણ મળી જાય!

અનવર આજે ઘણો ખુશ હતો પૂરા પાંચ વર્ષ પછી એના કરચલીઓવાળા ચેહરા પર હાસ્યની રેખા નજરે પડતી હતી. આજે તો, હુક્કાના ધુમાડામાં પણ એને કઇ ઔર લિઝ્ઝત–મઝા–મળતી હતી આંગણામાંના ઝાડની છાંયડીમાં બેઠો તે ડૂબતા સૂર્યના રંગો નિરખી રહ્યો હતો. ભૂરા ભૂરા ગગન પર કાળી કાળી વાદળીઓ દોડી રહી હતી. એની નજર આંખેથી ઉતરીને સામેની કેડી પર પથરાઇ ગઇ. એજ રસ્તે તો ઇબ્રાહીમ આવવાનો હતો.

સૂર્ય ડૂબવાની સાથે એનું હાસ્ય પણ અંધકારમાં ડૂબી ગયું પત્નીને મર્યાંને એક દસકો વીત્યા છતાં જ્યારે પણ તે યાદ આવતી તો અનવરની આંખો છલકાઇ જતી. કેટલો ચાહ હતો તેને પોતાનો પુત્ર પરણાવવનો? હાશ! આજે તે, હયાત હોત! થોડીવાર સુધી અનવર ચૂપચાપ બેઠો રહ્યો. જ્યારે બીજાં ઝુંપડાઓમાં દીવા ઝળક્યા ત્યારે તેને પોતાના અંધકારભર્યા ઘરનો ખ્યાલ આવ્યો. હમણાં પુત્ર અને પુત્રવધુ આવવાનાં છે. એવે ટાણે અંધારૂં હોવું અપશુકન લેખાશે. એમ વિચારતો તે ઉઠ્યો અને ઘરમાં જઇ દીવો પેટાવ્યો. ઘર શું હતું બાર ચોરસ ફૂટ ઝમીનને પતરાંથી ઘેરી લીધી હતી! છત પણ પતરાંની હતી જે ઉન્હાળામાં વધુ ગરમી દેતી, વરસાદમાં ટપકતી; અને શિયાળામાં હિમ જેવી થઇ જતી. નવી દિલ્હીથી એક માઇલ દૂર ટેકરીઓ પર તેનો નિવાસ હતો. નવી દિલ્હીની ઇમારતો બાંધવાના ટાણે તેઓ ધંધાર્થે આવી વસ્યાં હતાં. તે ઇમારતો બંધાઇ ગઇ તો એમનો ધંધો પણ પડી ભંગ્યો. અનવર ખાનદાની મિસ્ત્રી હતો. કળાકાર કડીયો. એના પૂર્વજોએ લાલ કિલ્લો અને જુમ્મા મસ્જિદ જેવી શાહી ઇમારતો ચણી હતી. અને તેણે વાઇસરીગલ લૉજ, તથા એસેમ્બલી ચેમ્બર જેવા મહાલયો બનાવ્યા હતા. પણ લડાઇ શરૂ થઇ તો સીમેન્ટ વગેરે સરસામાનના ભાવ વધી જવાને લીધે લોકોએ નવાં મકાનો બંધાવવાનું છોડી દીધું હતું છએક મહીનાથી તો અનવર બીલકુલ બેકાર હતો. એના પુત્ર ઇબ્રાહીમે એક કોંટ્રાક્ટરને ત્યાં પટાવાળાની નોકરી કરવા માંડી હતી. અને એજ આવક પર એમનો જીવન વ્યવહાર નભી રહ્યો હતો. પુત્ર નોકર થયો સાંભળી એના હૈયામાં કેવી શૂળો ભોંકાઈ હતી? અનવર જેવા રાજમિસ્ત્રીનો પુત્ર અને નોકરી. કરે? માન્યું કે, પુત્રનો પગાર બીજા કડીયાઓની છુટ્ટી આવક કરતાં સારો હતો. પણ તેથી શું? એક કારીગર છેવટ પણ કારીગર છે. પોતાની કળાનો જાણકાર, પોતાના હાથ પગ દિલ દિમાગનો માલિક! સમયની કેદથી મુક્ત, ચાહે ત્યારે કામ કરે, જ્યારે ચાહે ન કરે. તે કોઇનો નોકર નથી. કે, કોઇ એના પર રોબ જમાવે. અનવર ખાનદાની મિસ્ત્રી હતો. તેને પોતાના કામપર ફખ્ર હતો. કેટલું મહત્વનું કામ હતું એનું? એની સહેજ શરતચૂક સુંદર બંગલાને કદરૂપો બનાવી શકતી હતી ઈંટ, ગારો, અને ચુનાથી તાજમહેલ




જેવા રૂપાળા, કુતુબમિનાર જેવા બુલંદ, અને સંગ્રહસ્થાન જેવા કળામય મકાનો તે ઉભાં કરી શકતો હતો. ચિત્રકાર ચિત્રમાં રંગભરીને, શિલ્પી પત્થર કોતરીને જેમ મૂર્તિમાં આત્મા રેડી શકે છે, એવીજ રીતે એક મિસ્ત્રી થાંભલા, ભીંતો, ઝરૂખા, જાળીઓ, મિનારા, અને ગુમ્બજોમાં પ્રાણ રેડી શકે છે; આવો કળાકારનો નબીરો આખો દિવસ એક અભણ અને તૂંડ મિજાજી કોંટ્રાકટરની સેવા કરવા પર લાચાર થાય એ કેટલું વિચિત્ર!

અનવર આર્થિક પ્રશ્નોની ગુંચોથી અજ્ઞાન હતો; રાજદ્વારી પ્રશ્નો સાથે પણ એને કોઇ સંબંધ ન હતો. તેને તો એ ફરિયાદ કરવાનો વિચાર સુદ્ધાં નહોતો આવ્યો કે, નવી દિલ્હી સાત સમંદર પારથી આવેલા ફિરંગીઓ માટે કેમ વસાવવામાં આવી? એને તો દુઃખ એટલુંજ હતુ કે સ્થાપત્ય કળાનો કોઇ કદરદાન ના રહ્યો. એના જેવો નિપુણ કળાકાર અને બેકાર રહે? એમ કેમ? આખર કેમ? તે એવી ગડમથલમાંજ હતો કે, દરવાઝાની બહાર કોઇના ખાસવાનો અવાઝ આવ્યો.

"અરે ભાઇ અનવર, કહો બહુ આ ગઇ?"

"આવ ચચા, અંદર આવ, ઇબ્રાહીમ બહુકો લેકે, અભી આતાહી હોગા"

આગન્તુકનું નામ ખેરૂદ્દીન હતું. તેઓ કુટુંબમાં સૌથી વૃદ્ધ જમાઅતના સરપંચ, શુરૂ નેતા–જે કહો તે હતા–અંદર આવ્યા.

"ચાલો સારૂં થયું. ઇબ્રાહીમની વહુ આવી જશે તો તમારા ખાવા પીવાની સંભાળતો રાખશે? પરંતુ"...આટલું બોલીને ખેરૂદ્દીન અટકી ગયા. કંઇક કહેવા ચાહતા હતા. પણ કહેતાં અચકાતા.

"બોલો, ચાચા પરંતુ શું!"

"ભાઇ બીજુ તે શું હોય. એમજ વિચાર આવ્યો કે, રાત્રે તમે સુઇ ક્યાં જશો? તે પૂછું"

"હું ક્યાં સૂઇશ?" "કેમ?". અને પછી અનવર ખેરૂદ્દીનનો ભાવાર્થ કળી ગયો. આજે એનો પુત્ર...અને ઘરમાં એકજ તો ઓરડો છે, એટલી વિશાળ જગ્યા પણ નથી કે, વચમાં પડદાની આડ ઉભી કરી શકાય! શું થાય હવે?

"ચિંતા ન કરો મ્હારે ત્યાં ચાલો" એમ કહેતાં ચાચા ખાંસતાં ખાસતાં સરકવા લાગ્યા. ખાસવામાં થોડીક ખંધાઇ પણ હતી.

"નહિં ખૈરૂ ચાચાને ત્યાં નહિં જાઉં" અનવરે પોતાના આત્માને જવાબ વાળ્યો. હું ગમે ત્યાં પડ્યો રહીશ. એમ કહેતાં તેણે વરગણી પરથી જાડી ચાદર ખેંચી અને ખભે નાખી. ઠંડી પોષ નો દમામ જમાવી રહી હતી. કંઇ ટૂટિયું વાળવાની જગ્યા મળી તો ચાદર ઓઢી પડ્યો રહીશ એક રાતની તો વાત છે.

ઇબ્રાહીમ પોતાની વહુ સાથે ઘરમાં આવી ગયો. ઘુંઘટ કાઢીને વહુ ઉભી હતી અનવરથી સમજાતું ન હતું કે, નવી દુલ્હનથી શું વાત કહેવી.

"કેમ ભાઇ ઇબ્રાહીમ આવી ગયા તમે લોકો?" ચૂપકીદી તોડવા માટે એમજ મેળ વગરનો સવાલ તેણે કર્યો અને જવાબ માટે થોભ્યા સિવાય "સારૂ તો, તમે આરામ કરો" એમ કહી તે ચાલી નીકળ્યો નવી દિલ્હી માઇલો સુધી ઝગમગી રહ્યું હતું. અનવરને ડુંગરી પરથી એમ ભાસતું હતું કે, સ્થાપ

# કારવાં



પાષાણોમાં કોઈ નિપુણ કડીયાએ હીરા જડી દીધા છે. "આટલા મોટા શહેરમાં શું એક આદમીને રાત વિતાવવાની જગ્યા નહિં મળે? કોઇ ઓરડો યા રૂમ કે કોટડી ન સહી, કોઇની ઓસરી કાં ઓટલા પર રહીશ."

નવી દિલ્હીના તમામ રસ્તાઓ અનવરના પરિચિત હતા. કેમ ન હોય? એના પોતાના હાથોએ તો એ શહેર બનાવ્યું હતું શું તે એટલું પણ ન જાણે? તે દરેક ઇમારતને કુટુંબની વ્યકિતયો પેઠે બરાબર પિછાણતો હતો. આ 'વાઇસરીગલ લૉજ' લાટ સાહેબને રહેવાનું સ્થળ એમાં સેંકડો રૂમ છે. દરેક રૂમ એટલો વિશાળ છે કે, અનવરની દસ ઝુંપડીઓ સમાઇ જાય. બાથ રૂમ સંગે મરમરના; અને તે ડઝનબંધ. એક એક ઓરડા જેટલા વિશાળ ચમકાસ મારતી ફર્શબંધી. નાચગાનનો મોટો ખંડ, ચારેબાજુ મોટા મોટા આરસાઓ, લાકડાંની પૉલીશ કરેલી આયના જેવી ફર્શ. સાહબ અને મેમ એના પરતો નૃત્ય કરે છે!

પરંતુ આજે 'વાઇસરીગલ લૉજ'માં અંધારું કેમ? હા ઠીક યાદ આવ્યું. તહેવારોના દિવસોમાં લાટ સાહબ કલકત્તે જાય છે ને? આટલો મોટો મહેલ જેવો મહેલ સાવ ખાલી પડયો છે? સેંકડો રૂમો, રૂમ જેટલા મોટા બાથ રૂમો, માઇલો સુધી લંબાયેલા વરંડાઓ કાચ જેવી ફર્શવાળો નાચવાનો મોટો ખંડ બધુંય ખાલી? શું એક ચણનાર તરીકે કોઈ ગોદામની ઓરડીમાં, કોઇ વરંડામાં અનવર કડીયાને ગોથું મારવાની જગ્યા નહિ મળે? ઇમારતના મુખ્ય દરવાજા પાસે અનવરને એક લાકડાના પિંજરા સમી કોટડી દેખાઇ. આ પણ ખાલી કાં ન હોય? અહિં પણ રાતની રાત વિતાવી શકાય! એમ વિચારતો તે આગળ ડગ ભરતો હતો ત્યાં પેલા પિંજરા જેવી કોટડીમાંથી મોટી મોટી મુંછોવાળો સિપાઇ નીકળ્યો અને અનવરને જોઇ તડુકયો. "કોણ છે રે? અને પછી પાસે આવીને "અરે ઓ... શું તાકી તાકીને જોઇ રહ્યો છે? લાટ સાહબની કોઠી કોરવાનો ઇરાદો છે?" અનવર ત્યાંથી ચૂપચાપ સરકયો. આબરૂ ન જાય એટલા માટે.

નવી દિલ્હીની સડકો હરતરફ ફેલાયેલી હતી. પહોળી, સ્વચ્છ, અને ચળકતી. અનવરના મકાનનું ફર્શ પણ એની બરાબરી કરી શકે તેમ ન હતું. વિજળીની રોશનીમાં રાત દિવસ જેવી લાગતી હતી. પરંતુ એ રોશનીમાં સૂર્યની તે ગરમી કયાં? જે કોઇને ટાઢે મરતાં બચાવી શકે? ટાવરમાં અગિયારના ટકોરા થયા. અનવર શરદીથી ધ્રૂજી રહ્યો હતો. ઉતાવળે ચાલવાથી ગરમી આવે એમ વિચારી તેણે પોતાની ગતિ વધારી, પરંતુ હવા એટલી ઠંડી હતી કે તેના હાડકામાં કોઇ બરફના ભાલા ભોંકી રહ્યું હોય એમ તેને લાગ્યું. તેના દિમાગમાં વાઇસરીગલ લૉજનો નકશો ઘુમી રહ્યો હતો. એક વ્યકિતના વસવાટ માટે આટલું મોટું મકાન? હા, લાટ સાહબ પણ એક આદમી હોય છેને? એને માટે સેંકડો રૂમોની જરૂરત છે, નાસ્તાનો રૂમ અલગ; બપોરનું ખાણું લેવાનો અલગ, રાતનો અલગ, અને પેલો કાચ જેવો નાચવાનો ખંડ! એક આદમીના માટે આટલું બધું? અને અનવર કડીયા માટે! એ બધી ઇમારતોના ચણનાર માટે! રાત વિતાવવાની નાની સરખી કોટડી પણ નહિ! આટલી લાંબી ઉંમરમાં અનવરના દિમાગમાં એક બંડખોર પ્રશ્ન ઘોળાઇ રહ્યો. કેમ? આવું કેમ?



ચાલતાં ચાલતાં અનવરે દિલ્હીની બધીય સડકો ઘસી નાખી પણ ક્યાંય ગોથું મારવાનું ઠેકાણું નસીબ ન થયું. જ્યારે સડકોની રોશની પાછળ રહી ગઇ તો અનવર એકાએક અટક્યો. સામે કંઇ આલીશાન ઇમારત દેખાય છે? જે ચાંદનીમાં પણ ચમકી રહી છે! તેને યાદ આવ્યું કે, એ તો હુમાયૂનનો મકબરો છે એના દરવાજાના કોઇ ખુણામાં પડયા રહેવાની જગ્યા મળીજ જશે. અનવરના લથડતા પગોમાં બળ આવ્યું. જલદી જલદી કદમ ઉપાડતો તે મકબરાની તરફ લપક્યો હજી તો તે દરવાજા પાસે પહોંચ્યો પણ ન હતો કે પુરાતન ઇમારતોની દેખરેખ ખાતાના ચપરાસીએ તેને ધુત્કારી કાઢ્યો "કોણ મુઓ છે તું?" રસ્તો માપ, નહિ તો ડાચું રંગાઇ જશે"

અનવરમાં હવે એટલું બળ બાકી ન હતું કે ચપરાસી સાથે વિવાદમાં ઉતરે યા તેની ખુશામત કરે તે પાછલા પગે ત્યાંથી ચલ્યો. ફરીને નવી દિલ્હી તરફ. એના દિમાગમાં પાછો પ્રશ્ન સળગ્યો "બાદશાહ મરી જાય તો, એની ખવાઇ જતી લાશ માટે આટલો મોટો મહેલ જોઇએ! અને મારા જેવી ચાલતી ફરતી લાશ માટે એક ઓરડી પણ નહિ? આ હુમાયૂનનો મકબરો કોણે ચણ્યો? મારા બાપદાદાએજને? અને આજે મનેજ અહિંથી કુતરાંની પેઠે હાંકી કાઢવામાં આવે છે! કેમ? આવું કેમ... લાટ સાહબનો મહેલ...ત્રણસો ચારસો રૂમ ચા પીવાનો રૂમ અલગ,...સીગારેટ પીવાનો અલગ ..શરાબ પીવાનો અલગ અને એક બાદશાહ ..જેને મર્યાને સેંકડો વર્ષો વીત્યાં... એની કબર માટે મહેલની જરૂરત?...અને અનવર કડીયા માટે કંઇ પણ નહિ? કેમ? આવું કેમ?

એના પગો લથડાવા લાગ્યા, સડકની એક કોર પર તે ચાદરમાં લપેટાઇને ગોથું ખાઇ ગયો. ઉંઘ શૂળી ઉપર પણ આવી જાય છે. બરફના ભાલા વાગતા રહ્યા તોય અનવર સૂઇ ગયો.

પ્રભાતે જ્યારે પહાડની પાછળથી સૂરજે ડોકિયું કરી નવી દિલ્હી પરથી અંધકારનો પડદો હટાવ્યો તો સૂર્યનાં કિરણો 'વાઇસરીગલ લૉજ' પર પડ્યાં પરંતુ તેની સંગીન દીવાલોને ભેદીને આગળ ન વધી શક્યાં. એક કાળા દેવની પેઠે 'વાઇસરીગલ લૉજ'નો ઓળો ઝમીન પર ઉતરી આવ્યો. અને અનવર કડીયાની ઠુંઠિયું વાળેલી લાશ પર હસતો હસતો ફરી વળ્યો.

# નાશમાંથીજ નવસર્જન થશે.

અનુવાદકઃ-એચ. ઈ. વલીઆણી

જુના અને જર્જરીત ખંડેરને કો' આલીશાન ઇમારતમાં પલટાવવા માટે પ્રથમ તેને જમીનદોસ્ત કરવું પડે છે. અને પછીજ તેના ઉપર નવું ચણતર કામ કરવાથી એ સ્થળે નવસર્જન નજરે પડે છે.

જગતભરમાં સ્થળે સ્થળે જુનવાણી-જડ-ઘાલુ વસ્તુઓ માનવતાનું નિકંદન વાળી રહી છે. ક્યાંય શાન્તિ નથી, સાચો સ્નેહ નથી, *ન્યાય નથી, નીતિ નથી અને માનવતા ઉપર* કલંકના થથેડા બાઝી રહ્યા છે. અનીતિ, અ-શાન્તિ, કલેશ, છળકપટ, આપસની સાઠમારી, સમજણની નબળા ઉપર પ્રવર્તતી આપખુદીની આણ, અત્યાચાર, ઈર્ષ્યાવૃત્તિ, ગીમતખોરી, બુરાઇ અને બદરસમો આપણી ઉન્નતિના મૂળમાં કાતિલ કુહાડાઓ વીંઝે છે.

આપણું યુવકબળ વાડાબંધીના સંકુચિત કુંડાળામાં અટવાય, કચરાઇ, ચગદાઇને એવી બેમાલૂમ પીછેહઠ કર્યે જાય છે કે જેના ઉપર મુક વેદના મિશ્ર અશ્રુબિંદુઓ સારવા સિવાય વિશેષ આપણે કંઇ કરી શકવાની શક્તિ ધરાવતા નથી

રૂઢીવાદ, પરાધીનતા અને ઘોર ગુલામીનું ગોઝારૂં ખપ્પર ભરતા આપણા સ્ત્રી સમુહને અગસોસ, માયકાંગલુ, નિર્માલ્ય, અસરકારી, અભણ, ગંદુ અને કંગાલિયત ભર્યું આપણું બાળ-જીવન જુઓ અને યુવક બળની પ્રવૃત્તિઓ, પ્રગતિઓ તથા ઉન્નતિઓમે સદાયે અવરોધી જુનવાણી વિચારોની કિલ્લેબંદીમાં કેદ કરી રાખવામાંજ પોતાનું ગૌરવ સમજતા તથા વર્તમાન આંદોલનો સાથે ભળીને આગેકુચ ઇચ્છતી યુવક શક્તિ સામે સુગ તથા શંકા સેવતા આપણા વૃધ્ધો આખર એમના જીવનકાળ દરમ્યાન શું ઉકાળી શકયા છે તેનો સરવાળો કાઢો તો તેઓની જીંદગીના છેડે આખર અંધકાર તથા નિરાશ સિવાય કશુંજ જણાશે નહિ.

કોણ જાણે રૂઢીવાદનું, રૂઢી પુજકોનું અને જુનવાણી રાહ રસમોના પાખંડી પ્રહર, અને પુષ્ન એવા ઠેકેદાર પોપકેનું આ સ્વાર્થીનું ગાડું કયાં સુધી ચાલ્યા કરશે? સમાજ રચનાના આ જર્જરિત ખંડેરો અને અળખામણાં ખોરડાઓને બાપિકી મિલ્કત સમજી "બાપના કુવામાં બુડી મરવાનો" કોણ જાણે કયાં સુધી દાલિક આગ્રહ રાખવામાં આવશે?

નૂતન પ્રકાશનું એકેય કિરણુ જે ભાંગ્યા તૂટયા મકાનમાં જઇ ન શકે એ મકાનને વળગી રહી, એનો કબજો જમાવી બેસી એમાંજ જીંદગી વીતવી જીવન સાફલ્ય માનવાનો મોહ આપણા મુરબ્બીઓને શા માટે? એને એકજ ઝટકે જમીનદોસ્ત કરી ત્યાં નવસર્જન કરી એક માણસ તરીકે તેમાં રહી શકાય જીવી શકાય તેવી પદ્ધતિથી રહેવામાં પાપ શો?

સમાજ જીવન સાથે જોડાયેલી એવી અનેક સંસ્થાઓ છે કે જેમાં જુનવાણી માણસે પણ પોતાનો પગદંડો જમાવી રાખ્યો છે અને નવસર્જન કરવા દિનરાત તલસતી નવજવાન શક્તિના વેગ આડે સંગીન દીવાલો ખડી કરવામાં આવી છે પરંતુ એ દીવાલો સામે ટક્કર ઝીલતી યુવક-તાકતે તેને હવે જીર્ણ અને જર્જરિત બનાવવા માંડી છે અને તેમાં આંતરિક ગાબડાઓ પડવા લાગ્યા છે. તૂફાનના ઝાપટાઓ એકને એક દિવસે નાશકારક નીવડયા સિવાય રહેશે નહિ.

સમયનો એકજ સપાટો, યુવક શક્તિનો એકજ ઝપાટો એને જડમુળમાંથી ખોદી-તોડી જમીનદોસ્ત કરી તેના સહારે જીવનારાઓને નિરાધાર બનાવી મૂકે તે પહેલાંજ નીજ હાથેજ એનો નાશ કરી દઇ ત્યાં નવસર્જન કરવું એ શુ નીતિ વિરૂધ્ધ છે?

સાચેજ નાશમાંથીજ નવસર્જન થયું છે, થાય છે અને થશેજ...!

# " પ્યારી ઝુંપડી "

જેવી તેવી પણ મ્હારી—પ્યારી ઝુંપડી,
છે, નંદનવનથી સારી—પ્યારી ઝુંપડી.
ઉદય અસ્તમાં એક રસે રહેનારી,
મીઠી મધુરી કુદરતની બલીહારી–
હસે વસે તુજહ આંગણ અંદર,
કુદરત લીલા ન્યારી,—પ્યારી ઝુંપડી.

નરપતિ ધનપતિ રોગી નિરોગી,
મહેલો મહીં રહેતા સૌ ભોગી;
પર્ણકુટિ તુજહ છાંવમાં કિંતુ–
દેવ સમા વસતા મહાયોગી,
સિદ્ધિ લબ્ધી કરનારી—પ્યારી ઝુંપડી.

ભવ્યભૂવન વસતા શ્રીમાનો,
ચિંતાથી મુંઝાય જમાનો;
સ્વર્ગપૂરી તુજહમાં તો કિંતુ,
અંશ ન ભાસે રે ચિંતાનો;
નિશ્ચય પાવન કરનારી—પ્યારી ઝુંપડી.

શીતળ છાયાથી સંતોષી,
અમૃતથી દે મનને પોષી;
એક ભર્યો ગુણ તુજહમાં નોખો,
રહે તુજહમાં રંક રાય ને જોષી
સુંદર મહેલોથી સારી—પ્યારી ઝુંપડી.

દુ:ખમાં ભાગીદારી ખાતા,
એજ્તો છે મુજહ શાંતીદાતા;
છીનવે ના સંતોષ કો એથી,
અર્પે તો એ અર્પ વિધાતા.
તુજહ આસ્યમાં રહેનારી—પ્યારી ઝુંપડી.

**"મસ્ત હબીબ" સારોદી.**

# ચક્રમો સાથે મુલાકાત!



લેખક:—ઇબ્રાહીમ હાજી મહુમદ મીસ્ત્રી.

અક્કલ કોઇના બાપની નથી. અક્કલ તો ખુદાએ આપેલી ચીજ છે. સૃષ્ટિ પર દૃષ્ટિ કરતાં મને લાગે છે કે, જગતની ઝબરદસ્ત માનવ વસ્તીમાં અક્કલની સરખી વહેંચણી થઇ હોત તો ઇન્સાનની ઝિન્દગી સુક્કા પુલાવ જેવી થઇ પડતે બધા અક્કલનાં બાંઓ હતે તો અક્કલના અધુરાઓ પાસેથી આપણે અત્યારે જે મજાહ મેળવી શકીએ છીએ તે મેળવવાની વાતનો વિચાર સરખોય કરતે નહિ. ખુદાના ભેદ ખુદાજ જાણે. એ ભેદ જાણવાની કડાકૂટમાં પડવાની કશી જરૂર નથી. આપણને તો આ પૃથ્વી પર જીવતા માનવ પ્રાણીઓનો અભ્યાસ કરવો જોઇએ અને તેમાંથી આપણને ઘણું જાણવાનુ મળી આવશે. એ વાત ઘણાઓ જાણતા નથી કે, ઘસેલા ભેજાંના માણસો સાથેનો વાર્તાલાપ મસાલેદાર ચટણી જેવો હોય છે. આવા લોકોથી કંટાળી જનારા માણસો ઝિન્દગીની અનુપમ મોજથી મેહરૂમ રહે છે.

### ચક્રોની શોધમાં

સમી સાંજે હું સાગર કિનારે કે મિત્રોની મંડળી સહિત કોઇ મેળાવડામાં સરી જતાં કોઇ બેવકૂફની મુલાકાતથી મને જેટલી ખુશાલી ઉપજે છે, તેટલી મહાન કે જાણીતા માણસોને મળવાથી ઉપજતી નથી. મહાન માણસો પોતાની ગંભીર રસથી ભરપૂર ગહન વાતોથી મારા દિવસના થાકમાં વધારો કરે છે, જ્યારે ચક્રમો મારો માનસિક થાક ઉતારી શરીરમાં અજબ તાજગી અરપા કરે છે. મારા દોસ્તો હમેશાં મારા માટે કોઇ ચક્રમબત્તી શોધતા હોય છે અને તેવું કોઇ માનવ "જાનવર" એમની આંખે ચડતાં ઝટ તેની સાથે મારો મેળાપ કરાવે છે.

### વાતો કરાવો!

આવાં ભેજાં ગેપ માણસો પાસેથી ગમ્મત મેળવવાનો તરીકો તમારે જાણવો જોઇએ. તેઓની સાથે તમારે તકરાર કે દલીલો મુદ્દલ કરવી નહિ. તેઓને વાતો કરાવવી અને તે મોઢાંરૂપી દાબડી એક વખત ઉઘાડે કે, તમારે નિરાંતે બેસવું, ધીમું હસવું, ડોકું હલાવવું અને જાણે એમની અફલાતૂન વાતોની તમારી ઉપર સરસ અસર થઇ હોય તેવો દેખાવ કરવો. તેઓ જ્યારે છેકજ ધડ પૂંછડા વગરની કે હરફન મૌલા જેવી વાતોને વટોળે ચડેલ ચડતા દેખાય ત્યારે તેઓને બીજા વિષય પર ખેંચી જવાની સરળ કોશિશ કરવી જોઇએ. આ કામ સહેલું છે. એ ટીકડી ગેપ કહે કે, "મારા મત પ્રમાણે શરાબબંધી માટે મુન્શીજ જવાબદાર છે!" આ વખતે તમારે વચ્ચેજ ઝૂકાવી દેવું કે, "તમે મુન્શીની વાત કરો છો, પણ મેં એમની પ્રાઇવેટ લાઇફ વિષે કેટલીક સનસનાટી-ભરી વાતો સાંભળી છે!" અને પેલો કોલાણું ગેપ તમારી આગળ સચિવ મુન્શીની ખાનગી વાતોનો મરી મસાલો ભભરાવીને હેવાલ રજુ કરવા માંડશે. તમને લાગે કે હવે તો એ મૂર્ખાઇની હદ કૂદાવી રહ્યો છે ત્યારે તમારે ફરી થોડુંક "શન્ટીંગ" કરવું.




### પાટા બદલાવો.

આ ટ્રીકથી મને કાતર્યા ગેપોથી ઘણી ગમ્મત મળે છે અને તેઓને જરા પણ વહેમાવ્યા વગર હું આસાનીથી દોરવી શકું છુ. તેઓને કોઇ વાર યાદ આવે છે કે, તેઓ શરૂઆતમાં કાંઈ વાત કરતા હતા અને એ વાત શુ હતી તે ભૂલી ગયા તો તમારે તરત કહેવું કે "તમે મુન્શીના શોફર વિષે કાંઇક બોલવા જતા હતા." અને પાછી એ "ફૂલ્સ ટ્રેન" નવા પાટા પર દોડતી જણાશે. એ ખૂબ વિચાર કરીને ગોળાઓ ગબડાવવા શરૂ કરશે. એની પાસેથી તમે નહિ ધારેલું, નહિ જાણેલું અને નહિ સાંભળેલું સ ભળી શકશો.

### સવાલો પૂછતા નહિ.

એક ઔર વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ. બેવકૂફોને સવાલો પૂછી મુઝવશો નહિ એમની વાતો ધીરજ ધરીને સભળો. તેઓ મોટથી હસે ત્યારે તમારે પણ ખડખડાટ હસવું. એમ કરીને તમે તેઓને વિશ્વાસમાં લઇ શકશો; કેમકે મૂર્ખાઓ સાથે દલીલો કરવી એ પણ મૂર્ખાઈ છે. બેવકૂફો કાંઇ સમજતાજ નથી. એમને સમજાવવા જશો તો તેઓ તમારાથી નારાજ થઇ જશે અને મજાહ પણ ચાલી જશે.

### સિનેમામાં સમીક્ષા

આ તો એક ટાઇપના અનાડીઓની વાત થઇ બીજી ટાઇપના "ઇડીઅટો" સિનેમા-માં જોવામાં આવે છે. ન્યૂઝ રીલ ચાલતું હોય ત્યારે તેઓની જુદી ન્યૂઝ "કોમેન્ટ્રી" (સમાચાર સમીક્ષા) સાંભળવા હું મારો એક કાન "રિઝર્વ" રાખું છું. પડદા પર હિટલરને જોઇ એક પોચાં ભેજાંના પ્રેક્ષકે કહ્યું કે, "એ તો લેની રીફેન્સ્ટોલ નામની ખુબસૂરત સ્ટારના પણ પ્રેમમાં હતો. એ દગાબાઝે આ છોકરીને પણ છોડી દીધી!" બીજાએ બાફ્યું કે, "જર્મનીના બટુક પ્રોપેગેન્ડા મિનિસ્ટર ડૉ. ગબલ્સના નખો નકલી છે. પેપરોમાં ખરાબ લખાણો કરવા માટે કયઝર વિલ્યમે તેના નખો છોલાવી નાખેલા!" આવી ખાનગી ખબરો (Secret Informations) સિનેમા જતી વખતે મને ઘણી મળે છે. કેટલાક ચક્રમો, તો જાણે પોતેજ પિક્ચર જોઇને બરોબર સમજી શકે છે તેમ ધારી પોતાના સાથીઓને બકતું સકતું સમજાવે છે, ત્યારે પણ અચ્છી મોજ મળે છે આસપાસ પિક્ચર જોઈ રહેલા માણસોને ખલલ થાય છે, તેની આવા બેવકૂફોને કશી ગતાગમ હોતી નથી.

### પાર્ટીઓમાં પાગલો.

બેવકૂફોની એક ઔર જાતનો અનુભવ તમને પાર્ટીઓમાં મળી શકશે. તમારી સાથે કોઇ વિલાયતી સેન્ટના છંટકાવથી મહેકતા અપ-ટુ-ડેટ ફાંકડા જુવાન સાથે મુલાકાત કરાવવામાં આવે. એ ભભકાભર્યા ડ્રેસમાં આવેલો જુવાન ઇરાનના શાહ રિઝાશાહ પહેલવીને ગાદી પરથી ઉઠાડવામાં આવ્યા તે માટે પોતે જરા પણ અજબ થયો નથી, એવો અભિપ્રાય આપે, તેના ટેકામાં દલીલો રજૂ કરે અને તમને લાગે કે, એ સવારના પેપરમાં વાંચેલો અગ્રલેખ પોતાની ભાષામાં રજૂ કરી રહ્યો છે, તો તમારે તેની અક્કલ પર જરા પણ હસવું નહી. એજ ભીંડીમાર પાસેથી તમે હેર હિટલર અને તેના અંગત વફાદાર સાથી હેર હેસનાં ભંગાણ વિષેની ચોંકાવનારી વાતો પણ જાણી શકશો. આ વાત તમોએ આગલી સાંજે રેડીઓમા સાંભળી હતી, તેનો તેને જરાય ખ્યાલ આપતા નહિ આવા કેટલાય માણસોનો પાર્ટીઓમાં મને ભેટો થયો છે




મારી અજ્ઞાનતામાં તેઓનો સંપૂર્ણ વિશ્વાસ અને મારી ઉપર પ્રભાવ પાડવા માટેની તેમની મગરૂરી મારા બદનમાં ચદ્દ કે કોફીના મજેદાર કપ કરતાં પણ વધારે સ્ફૂર્તિ લાવે છે.

પવનચક્કી કોલેજીયન

અક્કલના બારદાનો અભણ આદમીઓ હોય છે, એવો તમારે કદિ ખ્યાલ કરવો જોઇએ નહિ. ભણેલા બેવકૂફો પણ આ દુનિયામાં તોટો નથી. કોલેજના કેટલાક પ્રોફેસરોના પરિચયમાં આવ્યા પછી મને લાગે છે કે, આ લોકોમાં પણ ચક્રમપણું ઠીક પ્રમાણમાં ઠાંસીને ભરેલું હોય છે. મસ્તીખોર વૃત્તિવાળા કોલેજીયનોએ તેમને પાગલો બનાવી મૂક્યા હોય તો નવાઇ નહિ. આ ઘેલાપણાનો ચેપ કોલેજીયનોને પણ લાગ્યા વગર રહેતો નથી. મુંબાઇની એક કોલેજમાં અભ્યાસ કરતા એક કોલેજીયન સાથે મારી ઓળખાણ કરાવવામાં આવતાં તેણે એવો દેખાવ કર્યો કે, જાણે પોતે જવાહરલાલ નેહરૂ કે મહમદઅલી ઝીણા જેવો "અગત્યનો માણસ" હોય! એ હંમેશાં લાલ ટાઇઓ ગળે બાંધી ફરતો એટલે તે રોમરોડ એમ. એન. રૉયના મતનો હોય એવું અનુમાન કરવાનું સહેજે મન થાય પરંતુ એના મિત્રોએ ખાનગીમાં એવી બાતમી પૂરી પાડી કે, એ મી. ઝીણાને ફૂલહાર પહેરાવવા જાય છે તેમ ગાંધીજીના દર્શને પણ દોડી જાય છે. એ બિલકુલ પવનચક્કી હતો. આ પવનચક્કીનો કવચિત કવચિત મારો ભેટો થઇ જાય છે, ત્યારે મને ઘણી ગમ્મત પડે છે.

મારે ખુલ્લા દિલનો એકરાર કરવો જોઇએ કે, ચક્રમો સાથે મુલાકાત લેવાથી મારા મગજ ઉપર જે અસર થાય છે તે ઘણીજ અકસીર હોય છે. એમની વાતો મને યાદ આવે છે ત્યારે હું ખડખડાટ હસું છું અને મારા રંજોગમ ભૂલી જાઉં છું. મારા દોસ્તોએ પણ હવે ચક્રમોને ચગાવવાનો "આર્ટ" શીખી લીધો છે, એટલે અમારી એવી મુલાકાતો "સનસનાટીભરી" નહિ તો ગમ્મત ઉપજાવનારી તો છે જ. ખુદા હાફિઝ!

# તૂટેલાં રમકડાં



અનુવાદક : "સીરતી" સાહબ.

[ ઉર્દૂના મશહૂર લેખક જનાબ મઝહર અન્સારી બી. એ. (ઑનર્સ)ની એક હૃદયંગમ ભાવપૂર્ણ નવલિકા ]

બાળકે મા તરફ જોઈ કહ્યું;

"મા! મ્હારાં રમકડાં તો લઇ લેવા દેશોને?"

માતા ટ્રંકમાં કપડાં ગોઠવતી હતી. તેણે માથું ઉંચું કરી બાળક તરફ જોયું:

"તારાં રમકડાં...! તા...રાં...રમકડાં..."

અને તેનો ચ્હેરો સુફેદ પુણી જેવો થઇ ગયો. ધ્રુજતે સાદે તેણે પૂછ્યું:

"શું કહેતો હતો મ્હારા લાલ...!"

બાળકે પુનઃ કહ્યું :

"હું એમ કહી રહ્યો હતો કે તું મ્હારાં રમકડાં તો લઇ લેવા દેશેને?"

બાળકની વાત ઘા હોય તેમ ઔરત ઢગલો થઇ ઝમીન ઉપર ફસડાઇ પડી. તેના મુખપર ગભરાટ અને બેચેનીના ચિન્હો અંકિત થઇ ઉઠયાં. બાળક બોલ્યો:

"હવે આપણે આ ઘરનો ત્યાગ કરી રહ્યાં છીએ,...અબ્બાના ઘરનો! પછી હું મ્હારાં રમકડાં અહિં શા માટે રેહવા દઉં? ખબર નથી આપણા જવા પછી કોણ અહિં આવી રહે...અને મ્હારાં રમકડાં તોડી ફોડી નાંખે?"

ઔરત ફાટે ડોળે બાળકને તાકી રહી. તેના લાંબા વાળ તેના મુખપર પથરાયલા હતા. તેનું મુખ મ્લાન હતું અને આંખોમાં દુઃખ અને બેચેની તરવરતાં હતાં. કંપતા સ્વરે તે બોલી:

"બેટા! આપણે જે નવા ઘરમાં જઇ રહ્યા છીએ તે કાંઈ મોટું નથી, માત્ર બેજ ઓરડા છે. તું તારાં સઘળાં રમકડાં લઇ લેશે તો રાખીશું કયાં?" બાળક બોલ્યો:

"રાખીશું કયાં? ઓરડામાં રાખીશું વળી! જેમ અબ્બાના ઘરમાં રાખતા હતા તેમ!" મા બોલી:

"પણ બેટા! અબ્બાજાનનું ઘર તો ઘણું મોટું છે અહિં તારાં રમકડાં માટે એક અલગ ઓરડાની વ્યવસ્થા થઇ શકતી હતી, હવે બે ઓરડાવાળા ઘરમાં આપણે જઇ રહ્યાં છીએ ત્યાં એક આખો ઓરડો તારાં રમકડાંઓથી ભરાઇ ગયો તો બાકીનો ઝરૂરી સામાન આપણે રાખીશું કયાં?" બાળકે ચકિત થઇ પૂછ્યું:

"ઝુરૂરી સામાન? તો શું રમકડાં ઝુરૂરી નથી?" માએ અજબ થઇ તેના તરફ જોયું. બોલી:

"છે, જીવનમાં સઘળાનેજ રમકડાંઓની ઝુરૂરત પડે છે પણ દિકરા! તારા રમકડાં એક બે થોડાંજ છે. એક આખો ઓરડો એનાથી ભરાયલો પડયો છે. બધાંજ લઇ લેવાની હઠ પકડશે તો નવું ઘર આખુંજ તારાં રમકડાંઓથી ભરાઇ જશે."

બાળક માની આ ફિલસૂફી સમજી શકયો નહિ. માનો લિહાઝ કરી તે ચૂપ રહ્યો. અચાનક તેના દિમાગમાં એક વાત આવી અને તે ઝડપથી આગળ વધી માના ખોળામાં ચઢી બેઠો. અને તેની ગરદનની આસપાસ પોતાના નાનકડા હાથને વિંટાળી દઈ તેની આંખોમાં આંખો નાંખી કહેવા લાગ્યો:




"મા! મારી વાત માનશે? આપણે શા માટે અબ્બાનું ઘર છોડી જવું જોઇએ? અહિંજ રહીએ તો શું ખેટું છે? કેવું સરસ મકાન છે...પેલા નવા ઘરમાં તો માત્ર બેજ ઓરડા હશે...હું રમીશ ક્યાં?"

ઔરતે બાળકની વાતનો કોઇ ઉત્તર આપ્યો નહિ. તેનું માથુ ટ્રંકમાં આગળની તરફ ઝુકેલું હતું. તેના વાળની વિખરાયલી લટોએ તેની આંખોને ઢાંપી દીધી હતી. માતા ચ્હેરાને જોવાની નિષ્ફળ કોશિશ છોડી દઇ બાળક ખોળામાંથી ઊઠીને ઉભો થયો અકસ્માત તેની નજર ઔરતની ગરદન ઉપર પડી અને પછી તે તલ ઉપર જે બિલ્લોરસમી સુરાહીદાર ગરદનના શણગાર રૂપ હતો. તેણે પોતાનો હાથ ઉચો કર્યો અને એક આંગળી તે તલ ઉપર મૂકી બોલ્યો:

"અબ્બાજાન આ તલને પ્યાર કરતા હતા; ખરું ને મા?"

ઔરત બેબાકળી બની ટ્રંક પાસેથી ખસી જઇ ચીસ પાડી ઉઠી:

"તું મ્હને કેમ પજવી રહ્યો છે? મ્હને કામ કરવા દેવું છે કે નહિ? જા......બ્હાર જઇ રમ!"

તેનો સાદ ઘેરો બની ગયો અને બન્ને હાથોમાં પોતાના મુખને છુપાવી દઇ તે રડવા લાગી.

બાળક થંભી ગયો. તે માતાના રૂદનની મતલબ કાંઇ પણ સમજી શકયો નહિ પરંતુ ન સમજવા છતાંય તે માની સાથે હતો તે રડી તો એ પણ રડયો. તેના ઓષ્ટ થરથર્યા, તે પણ રડતી રડતી નરવશ થઇ ફર્શ ઉપર ઢળી પડી; તો એ પણ રડતો રડતો તેની પાસે ફર્શ પર બેસી ગયો. પછી ડુસ્કે ચઢી જઇ બોલ્યો:-

"સારૂં.. તો...હું....પણ...મા...ને.... પ્યાર...નહિં....કરૂં....હું....અબ્બા...ને.... કહી ..દ...ઇ...શ...કે...મા...એ..."

અને વાકયને અધુરૂં રાખી તે પુનઃ રડી માની ગોદમાં લપાઇ ગયો.

એક પળ-નહિં વીતી ત્યાં ઔરતના ઓષ્ટ તેના આંસૂભીના રૂખ્સારો પર હતા. બોલી:-

"મ્હારી જાન! મ્હારા લાલ! તું શા માટે વલવલી રહ્યો છે...મા મરતી હોય તો ભલે મરે, તને શાને ઉની આંચ આવે?... હું મ્હારા દિલના ટુકડાને પ્યાર ન કરૂં એ બની શકે છે? તને નારાઝ કરીને મા જશે ક્યાં?...આવ ઉઠ..."

બડબડતી જતી હતી અને પોતાના પાલવ વડે બાળકના આંસૂ લુછતી જતી હતી. બાળકે માતા વર્તનને આશાભર્યું જોઈ કહ્યું:

"તો પછી મા! તારે આ ઘરને શા માટે છોડવું જોઇએ...દેખ કેવી સરસ મા છે...નવું ઘર તો છેક ન્હાનું હશે...ન ત્યાં બાગ હશે, ન વાજું હશે અને ન તો ત્યાં રમકડાં મૂકવા માટેની જગ્યા..."

આંખો પરથી રૂમાલને ખસેડી લઇ ઔરતે જવાબ આપ્યો:

"નહિં બેટા! હવે અહિં તો આપણાથી રહેવાય એમ નથી આ અબ્બાજાનનું ઘર છે. હવે આપણે તારા અબ્બાની કોઇ વસ્તુને હાથ લગાડવો ન જોઇએ."

બાળકે વ્યાકૂળ થઇ પૂછયું:




"કેમ નહિ ? શું અબ્બાજાન ના પાડે છે? તે તો મના નથી કરતા. તેમણે તો કદી ના પાડી નથી તે તો કહેશે કે દરેક ચીઝને હાથ લગાડો ..તે તો કદી નથી કહેવાના કે અહિંથી ચાલ્યા જાઓ..." ઔરત માથું ધુણાવી બોલી:

"નહિ બેટા! તું એ વાતો નહિં સમજે!"

બાળક ખામોશ થઈ ગયો. જ્યાંથી ચાલ્યા હતા ત્યાં ફરી આવી ગયા. મા પુનઃ ટ્રંકમાં કપડાં ગોઠવવા લાગી તેનું માથું ફરી ટ્રંકમાં આગળની તરફ ઝુકી ગયું, બાળક ફરી ચિંતાગ્રસ્ત ચ્હેરે ઉભો રહી ગયો. તેના સવાલો ફરી ઉત્તર વિનાના રહી ગયા.

પરિસ્થિતિને સમજવા માટે તેણે પુનઃ મગજને કસવા માંડ્યું. તે વિચાર ઝોલે ચઢી ગયો. તેની નીગાહો આખા ઓરડામાં ફરી વળી. બારી પાસે, એક ખૂણામ એક પીવાનો ગોઠવેલો હતો. પીવાના પાસે પુસ્તકોની એક અલમારી હતી જેમાંથી પુસ્તકો કાઢી કાઢી તે તસ્વીરો જોયા કરતો હતો અલમારીથી થોડાક અંતરે આતશદાન હતું...મનમાને મનમાંજ બાળક એ વસ્તુઓનો મુકાબલો પેલા બે નાના ઓરડાઓ સાથે કર્યો જેનું વર્ણન માએ કર્યું હતું તે વિચારવા લાગ્યો તે ઓરડા આવડા મોટા તો શાનાજ હોય, વધુમાં વધુમાં બાવરચીખાના જેવડા હશે તો પછી મ્હારૂં બ્લેક બોર્ડ ક્યાં લટકાવીશ, મ્હારો કાષ્ટનો ઘોડો ક્યાં ક્યાં દોડશે? મ્હારી રેલ ગાડી ક્યાં ચાલશે? મ્હારો રીંછ ક્યાં નાચશે? અને હા...પેલું ગામ ક્યાં વસાવીશ જે અબ્બાજાને પુંઠાના મકાનોથી તૈયાર કરી આપ્યું છે? તે એકદમ બોલી ઉઠ્યો:

"મા! આપણે બધાં રમકડાં લઈ લઈશું સાથે."

ઔરતે બાળકની વાત સંભળી ન સાંભળી કરી ટ્રંક કપડાંઓથી ભરાઇ ચૂકી હતી. તેને બંધ કરતાં બોલી:-

"આ તો થયું ત્યારે, હવે વાસણોનો વારો."

બાળક વચ્ચેજ બોલી ઊઠ્યો:-

"લઇ લઇશું ને બધાં રમકડાં?"

ઔરતે ચૂપ રહેવા ઇચ્છયું. બાળક તેને ઢંઢોળી બોલ્યો:-

"કેમ, મા!" ઔરત બોલી:

"સારૂં...સારૂં! સાંભળ્યું હવે. લઇ લેજે (કંઇક વિચારી) જેટલાં સારાં રમકડાં હોય તેજ લેજે...જા તારા ઓરડામાં જઇ જે લાગેલાં રમકડાં ન હોય તેને એક જગ્યાએ એકઠાં કરી રાખ. સારાંજ રમકડાં લેવાનાં છે તૂટેલાં નહિં"

આ જાણે આખરી જવાબ હતો. બાળક સમજી ગયો કે માની તરફનો આ આખરી જવાબ છે. એટલે તે કાંઇ પણ બોલ્યા વિના દરવાજાની બહાર નીકળી ગયો. માના શબ્દો તેના દિમાગમાં ગુંજી રહ્યા હતા...સારા રમકડાં લેવાનાં છે. તૂટેલાં નહિં!

થોડેક જઇ તે થંભી ગયો. તે વિચારવા લાગ્યો સારાં રમકડાં મ્હારી પાસે છે કેટલાં? બ્લેક બોર્ડ છે તેમાં તો તરાડો પડી છે; રેલગાડી છે તેતો સાવ બળેલી છે, ઘોડો છે. તેનાતો બે કાનજ નથી, અને રીંછ તો ક્યાંયથી સાજુંજ નથી અને આજ એક રમકડું તેને સઘળાં રમકડાંમાં પ્રિય હતું નજીક પહોંચી

બાળકે ઓરડાનો દરવાજો ઉઘાડ્યો. અંદર દાખલ થઈ જોયું તો ધાર્યા કરતાંય વધુ સ્થિતિ ખરાબ હતી. જેને સાજું સમું કહી શકાય એવું એકપણ રમકડું ન હતું બાળક પ્રત્યેક રમકડાંને હાથમાં લઈ અવલોકવા લાગ્યો.

કામ ઘણું હતું અને સમય થોડો!

થોડીક સમય વિચારમાં ગાળી તે અંતે ઉઠ્યો, અને સીધો બાપના ઓરડામાં જઈ ત્યાંથી ગુંદરની શીશી અને થોડાંક ચીંદરડાં લઈને માના ઓરડામાં જઈ સોય દોરો લઈ પુનઃ પોતાના ઓરડામાં આવ્યો અને તૂટેલાં રમકડાંઓને એકત્ર કરી તે કામે મંડી પડ્યો.

સૌથી પહેલો નંબર રીંછનો આવ્યો. બાળકે તેને ઉપાડી છાતી સરસું ચાંપ્યું, પછી તેની દુરસ્તીના કામમાં તલ્લીન થઈ ગયો.

• • •

સંધ્યા ઢળવા લાગી.

બાળક પોતાના કામમાં બરાબર તલ્લીન હતો. અચાનક ઘરનો દરવાજો કોઈએ ખટખટાવ્યો. એકચિત્ત થઈ રમકડાંઓની દુરસ્તી પાછળ મંડી પડેલા બાળકને તેની કાંઈ ખબર ન પડી. અલબત્ત, મુખ્ય ચોકમાં ઉદાસીન બેઠેલી તેની માએ ખટખટની આવાજ સાંભળી, નોકર ચાકર બધાને કાઢી મૂકવામાં આવ્યા હતા એટલે પોતેજ દરવાજો ઉઘાડવા માટે ઊઠી. પરંતુ તે ચોકમાંથી બહાર નીકળે તે પૂર્વેજ એક પુરૂષ તેની સામે આવીને ઉભો રહ્યો. ઔરત એકાએક જોરથી બોલી ઉઠી :

"તમે...તમે...આવ્યા?"

પુરૂષે ઉત્તર આપ્યો "હા"

ઔરત બોલી: "સારૂં થયું, તમારૂં આ ઘર સંભાળો. હેદી વિદાય થાય છે. જે વસ્તુઓ મ્હારી હતી તે મ્હેં બાંધી લીધી છે. બાકીમાં તમારૂં ઘર તમને મુબારક હો."

પુરૂષે આગળ વધી ઔરતનો હાથ પકડી લીધો.

"તું ગાંડી તો નથી બની ગઈને?"

"જી હાં, હવે તો હું ગાંડીજ છું, બલ્કે ગાંડાઓ કરતાં બદતર. તમે મ્હને જે કાંઈ કહ્યું છે તે સાંભળ્યા પછી હું આ ઘરમાં રહું એ કોઈપણ કાળે બની શકે એમ નથી. હું તમારા આગમનની રાહ જોઈનેજ બેઠી હતી, સંભાળો તમારૂં ઘર, આ સ્થળ હવે ન તો મ્હારે લાયક રહ્યું છે ન તો મ્હારા બાળકના."

"બાળકને લઈ જનારી તું કોણ? બાળક મ્હારૂં છે."

"તેજ બાળક જેની મા તમારી નિગાહોમાં નિર્લજ્જ છે, જેને તમે અનેકો વચ્ચે બે-આબરૂ કરી."

"અને તેં અનેકો વચ્ચે મ્હને શું શું નથી કહ્યું? ઘરનો ખર્ચ કરકસરથી ચલાવવો જોઈએ, માત્ર આટલી વાત પર તું મ્હારા ઉપર વરસી નથી પડી?"

"તમે તે વાતને બહાનું બનાવી મ્હને શું શું નથી કહ્યું? તમારો સ્વભાવ તો એક જિદ્દી બાળક જેવો છે,"

"અને તારો? તું તારૂં જો. પ્રત્યેક વાત પર તું નાદાન છોકરીની જેમ ચીડાય છે તેનું શું?"

ઔરતે પુરુષના આ સવાલનો કોઈ ઉત્તર ન આપ્યો. ખંડમાં ખામોશી પ્રસરેલી રહી.




અંધકાર વધતો જતો હતો એક તરફ પુરૂષ ઉભો હતો, રોષ ભર્યો, બીજી તરફ ઔરત ઉભી હતી લાગણીઓના તૂફાનને કાબૂમાં રાખતી...અચાનક બાળક ખંડમા દાખિલ થઇ આવતાંજ બોલ્યો :

"મા...મા...તું ઝરા મ્હારા ઓરડામાં તો ચાલ મ્હેં..."

વાકય અધુરૂં રહ્યું અને તેની નિગાહ પુરુષ પર પડી.

"અબ્બાજાન!" કહીને તે દોડયો અને બાપને વળગી પડયો. બાપની છાતી સાથે વળગી રહી તે બોલ્યો:

"અબ્બાજાન! તમે કયાં હતા? આજ કેટલા દિવસ થયા છતાં તમે ઘર તરફ મોઢું ફેરવીને પણ ન જોયું? મ્હને તમે કેટલા બધા યાદ આવતા હતા, ખબર છે તમને? ઉહું! કયાંથી ખબર હોય તમને? આજ કેટલા દિવસ થા તમે અહિ કયાં આવ્યા હતા જો! મા અને હું અહિંથી જઇ રહ્યા છીએ, એક નવું ઘર લઇશું. પણ તે ઘણુંજ ન્હાનું છે. મા કહે છે કે તેમાં બેજ ઓરડા છે. એટલેજ મ્હે..."તેને રમકડા યદ આવી ગયાં, અને રમકડંની યદ આવતાંજ માનું રૂદન તેની આંખો સામે ફરી ગયું "એટલેજ મ્હેં..." વાકયને અધુરૂ છોડી બાળક માને સબોધતાં બોલ્યો: "મા...! મ્હારી મા! સાંભળને!... મ્હેં સઘળાં રમકડાં સીવી સાંધીને ઠીક કરી લીધાં છે. સારાં રમકડાં હોય તેજ લેવાના છે એમ કહેતી હતીને તું? પણ મ્હેં જઇને જોયું તો એક પણ રમકડું સાજુ નથી. મ્હેં ખૂબ મહેનત કરી કેઇનું ગામડું સીવ્યું તો કોઇની ટાંગ જોડી...મ્હારાં તૂટેલાં રમકડાં હવે બધાંજ દુરસ્ત થઇ ગયાં છે."

પુરુષે સ્ત્રી તરફ જોયું. આંખોમાં આંખો નાંખીને અને તેની આંખો આંસુઓમાં ડૂબી ગઇ.

ઔરતે આ દ્રશ્ય જોઇ મોઢું ફેરવી લીધું.

બાળક જે નાટકની અસરથી સાવ અંજાણ હતો-બાપની ગોદમાંથી ઉતરી બહાર જવા લાગ્યો. દ્વાર ઉપર પહોંચી તે બોલ્યો :

"મા! ચાલ, હું તને મ્હારાં રમકડાં બતાવું!"

તેના અવાઝમાં કંઇ એવું ખેંચાણ હતું કે મા અને બાપ બન્નેના બન્ને એક સાથે તેના ઓરડામાં દાખલ થયાં, જે રમકડાંનાં બાઝાર સમો લાગતો હતો.

બાળકે ચમકદાર આંખો વડે માનો સત્કાર કર્યો. તે પોતાના કાર્યની વિગત જણાવવા લાગ્યો.

"માએ આજ સવારે મ્હને કહ્યું હતું કે આપણે એક નવા ઘરમાં જઇને વસીશું. મ્હેં પૂછ્યું, હું મ્હારાં સઘળાં રમકડાં લઇ લઉં? માએ કહ્યું જે રમકડાં તૂટેલા ન હોય તેજ લેવાના છે. પણ અબ્બાજાન! મ્હારૂં એકપણ રમકડું સાજુ ન હતું. બસ મ્હેં આપની સુંદરની શીશી અને માનો સોય દોરો લઇ સીવી સાંધી બધાં રમકડાં ઠીક કરી લીધાં. હવે જોઉં મા શું કહે છે, તેને લઇ જવા માટે..."

ફકરાને પૂર્ણ કરી ને હસી પડયો...

થીંગડાં લગાવી...અને ઉંધાં ચત્તા ટાંકા મારી તેણે પોતાના તૂટેલાં રમકડાં...દુરસ્ત કરી લીધાં હતાં, અને તેની કાર્યરેખા સ્ત્રી પુરુષ ઉભયની દ્રષ્ટિ સામે હતી.

એક કપડાંનો ઘોડો હતો જેના કાન ઉંધા ચન્તા ટાંકાઓ વડે જોડી દેવામાં આવ્યા હતા. એક બ્લેક બોર્ડ હતું જેની તરાડોને કાળી શાહી વડે પૂરવામાં આવી હતી, એક પતરાંની રેલગાડી હતી જેના તૂટેલાં પૈડા સૂતળીથી ગાડી સાથે ઝબરદસ્તી બાંધી દેવામાં આવ્યાં હતાં. એક ઉનના કપડાંનું રીંછ હતું જેના ઉખડી ગયેલા પગો ખૂબ યત્નપૂર્વક જોડવામાં આવ્યા હતા. છતાં રીંછનો એક હાથ ગાયબ હતો અને તેનું શરીર ઠેરઠેરથી ફાટેલું હતું. તેની કદરૂપતા છુપાવવા માટે તેને ખૂબ લાંબી કમીસ પહેરાવવામાં આવી હતી જે ઝમીન સુધી લટકતી હતી.

બાળક પ્રત્યેક વસ્તુ માને દેખાડતો જતો હતો. તેના હર્ષનો પાર ન હતો. માને સંબોધી તે કહેવા લાગ્યો.

"મા! જો, હવે મ્હારાં રમકડાં બરાબર થઇ ગયાંને? હવે તને નવા ઘરમાં બધા રમકડાં લઇ લેવા દેવા પડશે."

ઔરત જે પોતાના પોપટનો કલરવ સાંભળી ચુપચુપ ઉભી હતી-લાગણીવશ બની ગઇ. તેની આંખોમાંથી આંસુઓ સરકવા લાગ્યાં અને તે એકદમ આગળ ધસી પતિની આગોશમાં ઢળી પડી.

"બાળક પોતાના રમકડાંથી વિખૂટું પડવા તૈયાર નથી, પછી તે તૂટેલાં ફૂટેલાં કે નકામા કેમ ન હોય અને આપણે અન્યોન્યના જીવન સાથી છીએ અને અન્યોઅન્યના રમકડાં, છતાં નજીવી વાત પર શા માટે વિખુટાં થઇએ. તમે નારાઝ થાઓ, ગુસ્સે થાઓ...તમને હક્ક છે...હું તમને મનાવીશ...બાળકોને તૂટેલાં રમકડાં પણ પ્રિય હોય છે. તેમની નઝરમા તે કદી તૂટેલાં નથી હોતાં... તો પછી મ્હને તમો શા માટે પ્રિય ન હો...ભલેને તમો મ્હારાથી ગમે તેટલા નારાઝ કેમ ન હો..."

બીજીજ પળે બન્ને હસતાં હતાં. બાળક માને કહેતો હતો,

"મા! ચાલને નવા ઘરે, તું તારી ટ્રંક ઉપાડ અને હું મ્હારાં રમકડાં!"

## કરગરે છે.

નિરાશાના નિસાસા કાં ભરે છે,
થઇને મર્દ મુશ્કિલથી ડરે છે.

ફક્ત દિન ચારની છે તુજ યુવાની,
તું શાને ગર્વ એના પર કરે છે.

હૃદયની વેદનાઓ ત્યારે વધે છે,
જફાઓ કોઇની જ્યાં સાંભરે છે.

લઇને દાગ દિલમાં કોઇનો શું,
શશી આ વ્યોમ પર કંઇ વિરહરે છે.

ઘટા છે, જામ છે, ઠંડી હવા છે,
ને સાકી પાસ કોઈ કરગરે છે

પછી કિસ્મતની એનુ પૂછવું શું?
નજર જેના ઉપર તારી ફરે છે.

અગર હો આત્મબળને આત્મ વિશ્વાસ,
વિજય અંતે નિશંક તેને વરે છે.

વફાનો અર્થ પણ સમજે નહિ જે,
અરે "ઐયાશ" તું તે પર મરે છે.

"ઐયાશ" (જેતપુરી)

# કવિઓને શાઇર

અને

## શાઇરને કવિ બનાવનાર

ફક્ત આજ એકજ પુસ્તક છે.
અરબી પિંગળ સરળ ગુજરાતીમાં
" ઝાર, " રાંદેરી કૃત

# 'શાહ્રી' ભા. ૧-૨

**ભાગ પહેલામાં:**-અરબી પિંગળ, છંદ પ્રકાર, છંદોની સરળ સમજુતી, અરબી-સંસ્કૃત પિંગળ મિલન, કાવ્ય પરીક્ષાની રીત, ઇત્યાદી.

**ભાગ બીજામાં:**- પ્રાસ (કાફિયહ), તુકાન્ત (રદીફ),પદ્ય પ્રકાર,ઇસાદીનુંવર્ણન અને સમજુતી

**કીંમત** ૯ આના, પરદેશ એક શીલીંગ, (પોસ્ત ખર્ચ સહિત)

પ્રકાશકઃ-'વહશી' સાહિત્ય કાર્યાલય, સુરત.

એજન્ટોઃ—

**ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ. સુરત.**

---

સાક્ષરોના અભિપ્રાયોમાંથી :-

મુંબઇ. (૪)

ગીરગામ પોસ્ટ તા. ૨૦-૯-૩૬

તમારો પત્ર અને પુસ્તક મળ્યાં. અજથી ચાળીસ વર્ષ પર મેં Persian Prosody with Figures of Speech નામનું એક નાનું પુસ્તક લખેલું; એજ ધારી ઉપર તમારૂં પુસ્તક લખાયલું છે, તે અંગ્રેજીમાં છેઃ તમારૂં ગુજરાતીમાં છે એટલો ફેરઃ અને ગુજરાતીમાં આવા પુસ્તકની અતિ ઘણી જરૂર હતી. ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરોએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પૂછેલું એમને હું રા. રણછોડભાઇ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા ન્હાનકડા પુસ્તક સિવાય બીજું કાંઇ બતાવી શકેલો નહિ : મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબંધે જાણવાની ગુજરાતીઓને ઉત્કંઠા છે, પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતું. તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે. તે પુસ્તકમાં ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણું કે તફાવત બતાવવાની કંઇ જરૂર ન હતીઃ તમે ઉંડા ઉતરી એ બંને ભાષાઓનું પિંગળ શાસ્ત્ર પરસ્પર ક્યાં મળતું આવે છે અને ક્યાં ક્યાં તેમાં ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીંમત ને ઉપયોગીતા વધારી છે.

આપણા હાલના ગુજરાતી સાહિત્યમાં તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે. એની જોડીનું બીજું પુસ્તક મારી જાણમાં નથી.

(દી. બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
(એમ. એ. એલ. એલ. બી)

અમદાવાદ તા. ૨૦-૯-૩૬

તમે મોકલેલાં શાયરીનાં બે પુસ્તકનું બુક પોસ્ટ મોકલ્યું છે તે મળ્યું છે.. ......ફારસી અરબી પિંગળ ગુજરાતીમાં ઉતારવાના આ તમારા પ્રયત્ન છે તે જોઇ હું ઘણો ખુશ થયો; તમારા એ પ્રયત્નને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.

(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
(બી. એ)

---

સાક્ષરોના અભિપ્રાયોમાંથી :-

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે. અરબી પર્શિયન છંદ રચનાનાં રણછોડભાઇ ઉદયરામ અને દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનાં પુસ્તકો દુષ્પ્રાપ્ય છે, અને રણછોડભાઇનું પુસ્તક શિખાઉ માટે સરળ પણ નથી. અરબી પર્શિયન છંદ રચનાની ભાઇ 'ઝાર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે. ગુજરાતી પરિભાષા વાપરી, આપણા છંદો સાથે સરખામણી કરી. યાદ રહે તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે. અરબી પર્શિયન પદ્ય રચના સબંધી કેટલાક ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.
M. A.

૪-૧૦-૩૬
કૉલેજ, સુરત.
Professor of English & Gujarati
M. T. B. College. Surat.

...તમારૂં પુસ્તક હું ઉતાવળે વાંચી ગયો છું. અરબી અને ગુજરાતી પિંગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે. પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણું ઉપયોગી થઇ પડે તેવું લખાયું છે. પણ એ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે. આજ સુધી કોઇ ગુજરાતી પુસ્તકમાં યમક યા પ્રાસાનુપ્રાસને લગતી આવી વિસ્તારથી સંપુર્ણ સમજણ આપેલ મે વાંચી નથી એ માટે હું તમને મુબારકબાદી આપું છું, અને ઇચ્છું છું કે તમને આ તમારા પ્રયાસમાં સંપુર્ણ ફતેહ મળે

મદ્રાસ, લી॰ શુભેચ્છક.

૧૬-૧૦-૩૬ (કવિ શ્રી) અરદેશર ફરામજી
ખબરદારના ખુદા હાફીઝ.

# કોટની શોધમાં

લેખકઃ—'રફતાર'

"ડીટેકટીવ સાહેબ! તમને આ શહેરમાં પ્રેકટીસ શરૂ કીધાને આજે બરાબર ચાર વરસ અગિયાર મહિના ત્રેવીસ દીવસ અને છ કલાક થયા" ડીટેકટીવ અબૂ મિરઝા પોતાની નોંધપોથીના પૃષ્ઠો ફેરવતા સ્વગત બોલ્યાઃ "પ્રેકટીસની શરૂઆતમાં ગુન્હાઓની કેટલી ભરમાર હતી! અને હવે ત્રીસ દિવસમાં ભાગ્યેજ એક બે કેસમાં માથું મારવું પડે છે. અબૂ મિરઝાનોજ પ્રતાપ છે કે ગુન્હેગારોને ટૂંકી મુદતમાં દાબી દીધા."

ડીટેકટીવ અબૂ મિરઝાએ કૉલેજ સુધીની કેળવણી પ્રાપ્ત કરી હતી. શાળાજીવનમાં તેણે ગુન્હા શોધનની નવલકથા ખૂબ વાંચેલી ત્યારથીજ તેમને ગુન્હા શોધના સાહસો કરવાનો ચસ્કો લાગેલો. વડિલોપાર્જિત મિલકતના પોતે એકલા વારસ હોવાથી કમાણી કરી આપે તેવા ધંધાની વધુ અગત્ય ન હતી. તેમના એક મિત્રે ગુન્હા શોધનની પ્રવૃત્તિ હાથ ધરી સમાજને ગુનેહગારોના ત્રાસમાંથી સદંતર બચાવવાની અપીલ કરતાં આજથી લગભગ પાંચ વરસ પહેલાં ડીટેકટીવ અબૂ મિરઝાએ ખાનગી ગુન્હા શોધનનું કાર્ય ઉપાડી લીધું હતું.

અબૂમિરઝા તેમના મિત્રો પાસે એવો સખત અભિપ્રાય વ્યક્ત કરતા કે "જો સમાજમાં એક નવી ભાષા વ્યવહારમાં મૂકવામાં આવે જેમાં ચોર–ચોરી, ખૂન–ખૂની, ગુન્હેગાર–ગુન્હો કે ન્યાય–ન્યાયાધિશ એવા શબ્દોજ ન હોય તો પછી તે સમાજમાં કદી ગુન્હાના કાર્યો બનવાજ ન પામે."

એક વાર એક મિત્રે માર્મિક પ્રશ્ન કરેલોઃ "ડીટેકટીવ સાહેબ! તો એ નવી ભાષામાં ઔલાદ શબ્દ ન રાખવામાં આવે તો પછી સંતતિ નિયમનની માથાકૂટ પણ મટી જાયને?" અલબત્ત અબૂ મિરઝાએ આ પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો હોય તેવું જાણમાં નથી આવ્યું.

પાંચ વર્ષની તેમની કારકીર્દિનો ઝળહળતો ઇતિહાસ રચાયો હતો. "રાણીનો હાર" 'રિપોર્ટરની નોંધપોથી" "ઝવેરીનો ગજ્જો" અને એવા અનેક કેસો તેમણે હાથ ધરી જનતાને છક કરી નાખે તેવાં પરાક્રમો કર્યાં હતાં. "ઝવેરીના ગલ્લા"ના કેસમાં ગુન્હેગારનો પીછો પકડવા ઘેરથી મુંબઇ સુધીની મુસાફરીની તૈયારી કરી નીકળી પડેલા. રસ્તામાં એક બૉર્ડ ઉપર કલકત્તાની એક મોટી કુંપનીની જાહેર ખબર વાંચી તે કંપની અને કલકત્તા શહેરની વ્યાપારી મહત્તાના વિચારમાં ગરકાવ થઇ ગયા. સ્ટેશન પર જઇ મુંબઇને બદલે વિચારમાં ને વિચારમાં કલકત્તાની ટીકીટ લઇ લીધી અને સેકન્ડ કલાસમાં હરીહામ થઇ તેજ વિચારમાં નિંદ્રાધિન થઇ ગયા. કેટલાક સ્ટેશનો પર મિરઝા સાહેબને ગાડી બદલવી પડી. ત્યારે પણ પોતે કલકતાજ જઇ રહ્યા હોય તેમ યંત્રવત ગાડી બદલાવી લેતા. કલકત્તનું સ્ટેશન આવ્યું. ટ્રેઇન ઉભી રહી અબૂ મિરઝા ટિકિટ આપી પ્લેટફૉર્મની બહાર આવ્યા. એક ભભકાદાર ભાડુતી ટેક્ષી

[ ૧૯૪૨



જોઇ તેમાં સ્થાન લીધું અને ડ્રાઇવરને આજ્ઞા કરી "ચલાવ"

"સાબ! કીધર જાના હૈ?" ડ્રાઇવરે પ્રશ્ન કર્યો

"કીધર જાના હૈ?" અબ્બૂ મિરઝા ડ્રાઇવરના શબ્દોનો પડઘો પાડી અટકી પડયા. તેમને તત્કાળ ભાન થયું કે પોતે મુંબઇને બદલે કલકત્તા આવી પડયા છે. અને હવે ગુન્હેગારનું શું? ચકલું હાથમાંથી ઉડી જશે માટે મુંબઇ જતી પહેલી ગાડી પકડવા ઝડપભેર મોટરમાંથી નીચે ઉતરી પ્લેટફોર્મ તરફ ધસ્યા. ડ્રાઇવર આ વિચિત્ર ઉતારૂની અગમ્ય વર્તણુકથી હસી પડયો.

ભાગજોગે ગુનેહગાર નાસતો ફરતો મુંબઇથી તેજ ગાડીમાં કલકત્તા આવેલો; તેનું બહાર નીકળવું અને અબ્બૂમિરઝાનું દાખલ થવું. ગુન્હેગાર અબ્બૂ મિરઝાને જોઇ હેબતાઇ ગયો. તેણે નાસવાનો પ્રયત્ન કર્યો, તે પહેલા બીજા માણસોની મદદથી ગુન્હેગારને ગિરફતાર કરી લીધો.

સવારનો નાસ્તો કરી અબ્બૂ મિરઝા નોંધ પોથીનાં પાનાં ઉથલવતા પોતાની કારકીર્દીના દિવસોની ગણત્રી કરતા હતા, તેટલામાં ઘંટડી વાગી અબ્બૂ મિરઝાએ દ્વાર ખોલી આગંતુકને અંદર લીધો.

"જુલમ ડીટેકટીવ સાહેબ! જુલમ" આગંતુકે આવતાંની સાથેજ ઉદ્દગારો કાઢવા માંડયા.

"તૈયબઅલી કાકા, શાંત થાઓ, નિરતે બેસો પછી આપણે વાતો કરીએ"

આગંતુક મીઠાઇના જાણીતા વ્હેપારી તૈયબઅલી મીઠાઇવાળા હતા. અબ્બૂ મિરઝાએ તેમની ઉંમરના લેહાઝથી "કાકા"ના માનનીય શબ્દથી સંબોધ્યા હતા

તૈયબઅલીએ જગ્યા લીધા પછી ફરી આવેશમય ઉદ્દગારો કાઢયા "ડિટેકટીવ સાહેબ! ધોળે દિવસે લુટારાઓ ધાડ પાડશે તો વસતીનો નાશ થશે મારી દુકાનમાંથી મારો કોટ ચોરાઇ ગયો!"

"શું? તમારો પોતાનો કોટ!" અબ્બૂ મિરઝાએ આશ્ચર્યસહ પૂછયું.

"હા મારો કોટ મારી બૈરીનો નહિ કારણ કે તે કુરતુ પહેરે છે"

"સ્ત્રીઓ તો કુરતાંજ પહેરેનો હું પણ કુર...નહિ મારી પત્ની પણ કુરતું પહેરે છે. તૈયબકાકા, તમે જરા શાંતિ રાખી નળિયાથી તળિયા સુધીની વિગતવાર હકીકત મને સમજાવો, અબ્બૂ મિરઝાના હાથમાંથી છટકવાની કાળા ચોરની પણ હિમ્મત નથી."

"વાત એમ છે કે ડીટેકટીવ સાહેબ! આજે સવારે નવો પોપલીન કીરમજી રંગનો કોટ બદલવાથી-તેનાં અંદરના ખીસામાં રૂ. ૧૭૦૦)ની નોટોનું બંડલ મૂકયું. કારણ કે ઘરમાં વધુ જોખમ નહિ રાખતાં બેન્કમાં જમે કરાવી લેવાનું હું વધારે મુનાસબ ધરૂં છું. દુકાન હંમેશા નોકરજ ઉઘાડે છે એટલે દુકાને આવી કોટ ઉતારી ચકાને માથે પાસેની ખીંટી ઉપર ટાંગ્યો—"

"બરાબર તમારી બેઠકની ઉંચેજ કે નહિ!"

"નહિ, જરા; દૂર જલેબીના થાળના મથાળે. કોટમાં તમે કોઇ ચીજ નાંખો અને તે કોટના



ખીસામાં નહિ જતાં છટકી જાય તો જલેબીનો થાળમાં જઈ પડે."

"હં! બરાબર પછી?"

"અમારી દુકાનનો રિવાજ છે કે ચાંદરાતે માંડ વગેરે સાફ કરી, ફરી સામાન ગોઠવીએ છીએ. નોકરની મદદથી માંડ ઉપરથી મીઠાઈના થાળ ઉતારી, માડની નીચેનો કચરો સાફ કરી બધું ફરી બરાબર ગોઠવી, મેં મારી બેઠક લીધી. થોડીવારમાં એક ઘરાક આવ્યો તેને આપવા માટે કોટમાંથી પરચુરણ કાઢવા ઉભો થયો. ખુદા લાનત કરે એ ચોરના બેટા પર, કે મારો કોટ ત્યાં ન હતો. આસપાસ બધે તપાસ કરી પણ તેનો પત્તો ન લાગ્યો તેથી તમારી સલાહ લેવા અહિં આવી પહોંચ્યો. ડીટેકટીવ સાહેબ! મારા કોટનો તમે પત્તો લગાવી આપશો તો હું તમને "નેહાલ" કરી દઈશ"

"નહિ, પૈસા કરતાં હું મારા કાર્યની તેહમંદીની વધુ ઈચ્છા રાખું છું. આઠ દીવસમાં તમારો કોટ, તમારા પૈસા અને તમારો ચોર તમારા ઘરે પહોંચતા કરી દઈશ."

"નહિ સાહેબ. મારે ચોર નથી જોઈતો. એ તમે રાખજો"

'વાહ! વાહ! તમો દુકાને જાઓ. થોડી વાર પછી તમારી પાછળ મારી "હરિણી" (સાઈકલ) પર સવાર થઈ તમારી દુકાને આવું છું અલબત્ત મારે બનાવવાળી જગ્યા તપાસવી જોઈશે."

અબૂ મિરઝાએ દુકાન, દુકાનની બહારની જગ્યા, બારણા, કોટ ટાંગવાની જગા એ બધું નીરખીને તપાસ્યું. કોઈ પણ ઉપયોગી હકીકત હાથ ન લાગી. ફક્ત એટલી જ બીના અબૂ મિરઝાને મુંઝવનારી હતી કે કોટ ટાંગવાની ખીલી તેના સ્થાનેથી નીકળી ગઈ હતી પણ તે ક્યાંયે દેખાતી ન હતી. અબૂ મિરઝાએ ડાયરી કાઢી નોંધ ટપકાવી લીધી.

"કોટનો રંગ તમે કેવો કહ્યો હતો-કિરમજી રંગનો કેમ નહિ?"

"હા-સાહેબ"

"હું હવે રજા લઈશ. કંઈ મહત્વની હકીકત બને તો મને વાકિફ કરવાનું ચૂકશો નહિ"

બે દિવસ પછી અબૂ મિરઝા ઘણા દિવસે નવાં આવેલા કેસનું રહસ્ય ઉકેલવાના ઊંડા વિચારોમાં ગર્ક થઈ ઑફિસની રસ્તા પરની બારી પાસે બેઠા બેઠા બજારનું દૃશ્ય નિહાળતા હતા દૂર દૂર રસ્તા પરથી એક ગાડી પસાર થતી જોઈ અબૂ મિરઝા એકાએક ચમકીને બોલી ઊઠ્યા "ઓહો કીરમજી રંગ! ચાલ હરિણી લઈને પાછળ પડું"

ખરેખર તે ગાડીમાં બેસનાર વ્યક્તિ કીરમજી રંગનું કોઈ કપડું પહેરીને બેઠી હતી. અબૂ મિરઝા સાઈકલ લઈ તેની પાછળ પડ્યા. પુષ્કળ ઝડપ રાખવા છતાં ગાડી પકડી ન શકાઈ. ગાડીએ શહેર છોડ્યું, વેરાન રસ્તા પર આવી અને નજદીકના ગામડાનો રસ્તો પકડ્યો. ગાડી આગળ અને તેની પાછળ ઘણે દૂર સાઈકલ. લગભગ બે કલાકની દોડ પછી ગાડી એક નાના ગામડામાં આવી ઉભી રહી. અબૂ મિરઝાએ છુટકારાનો દમ લીધો. ગાડીની નજદીક પહોંચવા વધારે જોરથી સાઈકલ હાંકી. પણ આહ અબુ-મિરઝાની ભારે નિરાશા વચ્ચે તેમાંથી કીરમજી રંગની સાડી પહેરેલી યુવતિ નીચે ઉતરી પડી!



**કૈત્અ**

દુઃખાઈ જાઉં છું કદી હરખાઈ જાઉં છું;
દુન્યાના બેઉ રંગમાં રંગાઈ જાઉં છું
ક્યાં દેવ છું કે દાવો કરૂં દેવતાઈનો;
માણસ છું ભૂલ થાય રખે ખાઈ જાઉં છું.

● ગઝલ ●

# ...⋮ ના બોલ વ્યંગમાં ⋮...

ક્રોધે ફરો ન ભંગ વધુ અણુ અંગમાં;
પ્રજળી રહી છે અગ્નિ એ મુજ અંગે અંગમાં.

સૌ કોઈ છે આજ સ્વયં રંગ ઢંગમાં;
કોને ખબર કે કોણ છે દિપક પતંગમાં.

તુ રંગ ભેર લડજે બહાદૂર જંગમાં;
તારા જીવનનો રંગ રહી જાય રંગમાં.

જીવન મહીં જગત છે, જીવન છે જગત મહીં;
છૂપા અનેક રંગ છે પ્રત્યેક રગમાં.

ત્યાં ત્યાં છે વાસ દર્દનો જ્યાં જ્યાં વસે છે દિલ;
કાંટા ભર્યા છે આદિથી ગુલના ઉછંગમાં.

એમાં અસંખ્ય ચિત્ર સજીવત કરૂં છું હું;
ચેતન અજબ ભરેલ છે મારા તરંગમાં.

સગનથી પાયમાલ થયા વિશ્વમાં અમે;
દિલ મારા સંગમાં અને હુ દિલના સંગમાં,

છેડીને કોઇ જોઇ લે હસ્તીના વાધને;
રાગો ભર્યા અનેક છે એ મોર ચંગમાં.

"ઘાયલ" એ ઘાવ જીંદગી જાતા રૂઝાયના;
ભૂલે ચૂકે તું બોલજે "ના બોલ વ્યંગમાં."

"ઘાયલ" ] [ પાજોદ

# કપ્તાન સાદિક

"મુઝતર" હાંસોટી (ધોરાજી)

વફા મેટ્રીક પાસ હતી. એટલે શૌહર પણ એજ્યુકેટેડ અને કમાણીવાળાની ઝરૂરત હતી. સાદિક ખાસી આમદાનીવાળો સર્વિસમેન હતો. તેણીથી પહેલાં પરિચિત ન હતો. પરંતુ સાદિકની ગુફ્તગુ વફાના માતપિતાના દિલમાં ઘર કરી ચૂકી હતી. કારણ કે એની પ્રત્યેક વાતથી સભ્યતા પ્રગટ થતી હતી વફા અને સાદિક ઉભયની નિસ્બત થઇ ગઇ. એકમેકનાં આચરણથી બેઉ પ્રથમથીજ વાકિફ હતાં એટલે પહેલીજ નજરમાં બેઉ એક બીજા ઉપર ફિદા ફિદા થઇ ગયા વફામાં પણ નામ પ્રમાણે લક્ષણ હતાં, જિન્ગીભર વફાદાર સાબિત થવાનાં. સાદિકની તમન્ના હતી કે શાદી સવેળા થઇ જાય, જેથી પોતાની વફાને લઇ આનંદ સાગરમા ગરક થઇ જાય. વફાના માત-પિતાની ઝિદના પ્રયોજને અમૂલ્ય ઝવેરાત અને કપડાં તૈયાર કરાવવાં પડયાં, જેથી કર્ઝદાર પણ થઇ ગયો. બેઉ લગ્ન-ગ્રંથીથી જોડાઇ ગયાં. પરંતુ દુન્યા જ્યારે જુએ છે કે બે ખાનદાનો એકમેકની સાથે જોડાયાં છે; તો ઇર્ષાળુઓ એવી કોશિશ કરે છે કે કેમે કરી ઉભયમાં અણબનાવ થઇ જાય! અદેખાંઓએ પોતાનું અંતિમ પોત પ્રકાશ્યું; તો પણ શાદી તો નિર્વિઘ્ને થઇનેજ રહી.

એમ તો પ્રત્યેક હાલતમાં પતિ-પત્નિ ઉભય હંમેશ હર્ષાવેશમાં મસ્ત રહેતાં. પરંતુ કર્ઝના પ્રયોજને સાદિક પત્નિની તમામ ઝરૂરીયાતો પરિપૂર્ણ કરી શકતો ન હતો. એટલે પત્નિનું હ્રદય બળ્યા કરતું. વફા કેમકે શ્રીમંતની પુત્રી હતી. એટલે સો દોઢસો રૂપિયા તો તેણીને ખાનગી ખર્ચમાં જોઇતા હતા. લાંબો સમય વીતી ગયો છતાં કર્ઝ જેમનું તેમ રહ્યું. એક વેળા વફા પોતાના પિયેર ગઇ. ત્યાં તેણીના માત-પિતાને સાદિકની કુદેશાની જાણ થઇ. તેઓએ નિર્ણય કરી લીધો કે જ્યાં લગી સાદિક કર્ઝથી બાકાત ન થઇ જાય, ત્યાં લગી પુત્રીને સાસરે મોકલવી નહીં.

મહાન લડાઇ ચાલુ હતી. દરેક વસ્તુ મોંઘી હતી. થોડા પગારમાં પતિ પત્નિનું ગુજરાન પણ ચલાવવું, ભવિષ્યમાં ઔલાદની કેળવણીમાં ખર્ચ કરવો, વૃદ્ધાવસ્થાનો વિચાર કરવો એ ઉપરાંત કર્ઝ પણ ભરપાઇ કરવું. આ વિચારોએ સાદિકને રાત-દિન બેચેન બનાવી દીધો હતો. સાદિક એક મજબૂત બાંધાનો કદાવર નવયુવાન હતો અને વળી ગ્રેજ્યુએટ પણ હતો. મિલિટરીમાં નવયુવાનોની ઘણી માંગ હતી. ગવર્નમેન્ટે તેને કન્ગાઝ કમિશન આપ્યું તેણે થોડાક વિચાર પછી તેનો સ્વીકાર કર્યો. તેણે ભૂલ કરી કે પોતાની પત્નિની સલાહ નહોતી લીધી શું કરે? પત્નિ કંઇ તેને રજા આપત કે?

પત્ર-વ્હેવાર બિલકુલ બંધ થઇ ગયો એટલે પત્નિને ઘણોજ ખેદ થયો. સાથેજ સાદિકનો સઘળો સર-સામાન તેણીના પીયર પહોંચી ગયો.

જ્યારે પત્નિને ખબર થઇ કે સાદિક મિલિટરીમાં જોડાઇ ગયો છે, તો તેણીના હોશ-કોશ ઉડી ગયા. દુન્યા અંધકારમય દીસવા લાગી અને તેણી એક નિરાશાની પ્રતિમા સમી રહી ગઈ.

૭ માસની ટ્રેનિંગ પછી સાદિકની લેફટનન્ટ તરીકે નિમણુંક કરી મિસ્ત્ર મોકલી દીધો. આ વખતે અહીં અંગ્રેજો અને જર્મનો વચ્ચે ભીષણ યુદ્ધ ખેલાઇ રહ્યું હતું. ૧૯૪૦ સાદિકે પોતાની વીરતા અને બહાદુરીના કારણે ઘણી નામના પ્રાપ્ત કરી. હેને 'કપ્તાન' બનાવવામાં આવ્યો. લડાઈ બરાબર એક વર્ષ લગી જારી રહી. જેમાં કપ્તાન સાદિકને ડાબા




પેડખામાં એક ગોળી લાગવાથી જરા સરખો ઝખ્મ થઇ ગયો પરંતુ તેની કંઇ ઉંડી અસર ન થઇ એક મહીનાના ઇલાજ પછી તે તંદુરસ્ત થઇ ગયો. આ અણધારી આફતની ખબર વફાને ન થાય એવી સાદિકની આજ્ઞા હતી. કારણ કે તેને ભય હતો કે આવા સમાચાર સાંભળી વફા જીવંત રહી શકશે નહિ વફાને બરાબર પ્રત્યેક મહીને ગવર્નમેન્ટ તરફથી રૂા. પાંચસોનું માસિક વળતર મળતું હતું તેવું પણ પતી ગયું હતું. બલ્કે તેણીની પાસે એક મોટી મૂડી એકઠી થઇ ગઇ હતી તેણીના નાના બાળક માટે આયા અને નર્સ નોકર હતી. દરેક રીતે સંતુષ્ટ હતી તેણીને જેની ખોટ હતી, તો તે કપ્તાન સાદિકની–પોતાના પતિની.

કપ્તાન સાદિકને આરામ થયા બાદ ગવર્નમેન્ટે તેને ફરી હિંદુસ્તાન રવાના કરી દેવાનું ફરમાન કર્યું કેમકે તે સંપૂર્ણ સેવાઓ અર્પણ કરી ચૂકયો હતો. હવે તેને હિંદના રક્ષણાર્થે પાછો મોકલવાનું મુનાસિબ હતું. વફાને પણ તાર દ્વારા ખબર મળી તેણીના હર્ષની સીમા ન રહી આજે તેણીને ખરી ખુશી પ્રાપ્ત થઇ. આજે તે પોતાના સાદિકના સત્કાર અર્થે કરાચી જવાની તૈયારીમાં તલ્લીન છે. નાના જમાલને પણ નવા કપડાં પહેરાવવામાં આવ્યાં, એક નર્સ પણ સાથે જવા તૈયાર થઇ. બીજે દિવસે વફા કરાંચી બંદરે પહોંચી. જહાઝના આગમનમાં હજુ એક કલાકની વાર હતી. આ એક કલાક પણ તેણીને એક સૈકા જેટલો માલુમ પડયો. એક કલાક વીતી ગયો, બલ્કે બીજો પણ પસાર થઇ ચૂકયો હતો કે કરાંચીના અફસરોને ટેલીફોન દ્વારા ખબર મળી કપ્તાન સાદિકના જહાઝને બંદરેથી બે માઇલના અંતરે દુશ્મનોએ નીચેથી બાકું કરી દીધું, જેથી જહાઝ ડુબી ગયું છે. ધીમે ધીમે આ સમાચાર સઘળા બંદરોએ પહોંચી ગયા જ્યારે આ ખબર વફાના કર્ણો પર અથડાયા તો તેણી મૂર્છિત બની સમુદ્રમાં પડી ગઇ કેમકે તેણી બરાબર કિનારે ઉભી વાટ જોઇ રહી હતી કે અહીં જહાઝ આવીને ઉભું રહેશે.

પેલી તરફ કપ્તાન સાદિક થોડાક સિપાઇઓ સહિત એક હોડીમાં બેસી નીકળ્યો હતો. ઘણીજ ત્વરિત ગતિએ કાંઠે આવી રહ્યો હતો. અને પોતાની પ્રચંડ દુરબીનથી સમુદ્ર-તીરે જોઇ રહ્યો હતો. એક માઇલના છેટે ઉભેલી વફા દુરબીનમાં એવી નયન-ગોચર થતી કે જાણે તેણી તેના નિકટમાં ખડી પુષ્પોહાર હાથમાં લઇ સાદિકને પહેરાવવા અર્થે આતુર છે. કપ્તાને વર્દી પહેરી હતી અને જ્યારે વફા દરીયામાં પડી...તેજ સમયે તેની હોડી પણ...કિનારે આવી લાગી. વફા તેને ઓળખી ન શકી. અથવા તેણીએ આ તરફ જોયું ન હતું. તેની દ્રષ્ટિ તો ઘણી દૂર સમુદ્ર ભણી એક મહાન જહાઝની આગમનની વાટ જોતી હતી. કપ્તાન સાદિકે પોતાની હોડીમાંથી કૂદકો માર્યો અને થોડીકજ વારમાં પોતાની વફાને હાથોમાં ઉઠાવી કાઢી લાવ્યો. પરંતુ વફા હજી બેભાન હતી. વફાને કારમાં સુવાડી દીધી. નર્સે પૂછયું, આપ કોણ છો? કપ્તાને તુર્તજ જવાબ આપ્યો હું "કપ્તાન સાદિક" નર્સના હર્ષની હદ ન રહી તેણીએ નાના બાળકને આગળ ધરી કહ્યું, કે "લેફટન્ટ જમાલ આપના સત્કાર અર્થે આવ્યા છે." સાદિકે પોતાના જમાલને ગોદમાં લઇ લીધો અને પિતૃ પ્રેમથી પ્યાર કર્યો પરંતુ તેને વફાની ફિકર હતી. મોટર ડીન્સર હોટલમા પ્હોંચી. ડૉકટરના પ્રથમથીજ ત્યાં ટેલીફોન દ્વારા વ્યવસ્થા થઇ ચૂકી હતી. અર્ધા કલાકમાંજ વફા ભાનમાં આવી ગઇ, જ્યારે ભાનમાં આવ્યું ત્યારે તેણીએ પોતાને સાદિકની આગોશમાં જોઇ!

(ઉર્દૂ ઉપરથી સૂચિત)

જિસકી રંગીનીસે આફતાબ હૈં મદહોશ મેરે,
જિસકી ઉશ્કીસેહૈં અશ્આર પુર અઝ જોશ મેરે,
જિસકી ફુરકતમેં ખયાલાત હૈં ગુમ કોશ મેરે,
જિસકે જલ્વોંસે તસવ્વુરહૈં હમ આગોશ મેરે,
જલ્વા દિખલાયેગી વો રૂહે લયલા આજકી રાત!

●

વાકિફે દર્દે દિલેઝાર કરેંગે ઉન્કો,
ગમે ફુરકતસે ખબરદાર કરેંગે ઉન્કો,
મહરમે જઝબએ ઇસરાર કરેંગે ઉન્કો,
'ગોદમેં' લેંગે ઉન્હેં પ્યાર કરેંગે ઉન્કો,
દિલકી રગરગસે મેં આતીહૈ સદા આજકી રાત!

●

લેકિન ઇનિકારે ખયાલાત કરેંગે ક્યું કર?
શર્મ આતી હે મુલાકાત કરેંગે ક્યું કર?
બાત કરતી હે મગર બાત કરેંગે ક્યું કર?
ખામ ચેહ ખ્વાબ કિસી રાત કરેંગે ક્યું કર?
આહ્યે આજકી ચેહ ખ્વાબનુમા આજકી રાત!

●

("શુબ્હે બહાર" પાનું ૨૩-૨૪)

●

પ્રણય શ્વાસ ઊંડા જેના ભરતો હતો હું,
વિરહમાં સદા જેના મરતો હતો હું.
વિચારોમાં જેના વિચરતો હતો હું,
કવિતા સદા જેની કરતો હતો હું.
હશે ગોદમાં તે સજન આ જગે તે,
રેલીલાનું થાશે મિલન આજ રાતે.

●

પ્રથમ પ્રેમ મંદિરમાં લાવીશ એને,
પછી બેટ દિલની ચઢાવીશ એને.
બધી આપવીતી સુણાવીશ એને,
કહું શું ? કે શુ શું જણાવીશ એને.
થશે દિલથી દિલનું કથન આજ રાતે,
રે લીલાનું થાશે મિલન આજ રાતે.

●

છતાં ડર છે કેમ એ મુલાકાત થાશે?
મને દર્શ તેના જ્યાં સાક્ષાત થાશે?
પછી ખાક મારાથી ત્યાં વાત થાશે?
ખતમ કેમ એ સ્વપ્ન સમ રાત થાશે?
કે ગભરાય છે મારું મન આજ રાતે;
રે લીલાનું થાશે મિલન આજ રાતે!

(મોહમ્મદ દિપોત્સવી અંક.

તા. ૨૭-૧૦-૪૦ પાનું ૫૯)

## વ્યુત્પત્તિ

'આસિમ'ની પ્રેમ-લીલા એટલે
'અખ્તર' શીરાનીની 'સલમા' +
'અહ્નાફ' મશ્હદીની બિમલા.

વધુ માટે આવતો અંક જો . . .

કારવાં [માસિક] Registered No. B. 4327.

## માસ જુલાઈ ૧૯૪૨

પુસ્તક ૩ જું તંત્રી: "વહશી" ચંદેરી. અંક ૧૧ મો

# અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનું નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| "કદમ કદમ પે હવા સાંસ બનકે આતી હૈ" | જ૦ "આરઝૂ" લખનવી સા૦ | ૬૧૭ |
| ઈસ્લામી શિક્ષણ (કુર્આન) ... | મૌ૦ અ. રહીમ સા૦ ... ... | ૬૧૮ |
| " " (હદીસ) ... | " " " " ... ... | ૬૧૯ |
| આવાઝકી દુનિયા ... ... | 'બેકાર' ... .. | ૬૨૦ |
| હતાશા ... ... | મૌ૦ અ. અશરફ સા૦ ... ... | ૬૨૪ |
| બોઠ ... ... ... | રા વણુજારો ... ... | ૬૨૭ |
| "ચિંતન" (કાવ્ય) ... ... | "ઉત્તમ" ... ... | ૬૨૯ |
| લીલાની હકીકત–પડદો ઉંચકાયા પછી | "વની" ... ... ... | ૬૩૦ |
| સ્વીકાર અને સમાલોચના ... | સંપાદક ... ... ... | ૬૩૨ |
| "શુદ્ધ શોધો સાર જીવન સારમા" ... | 'કલીમ' ... ... ... | ૬૩૨ |
| જીવના ડંખ (નાટિકા) ... | "ઈજન" ... ... ... | ૬૩૩ |
| અરબાઉલ હુસ્ના ... ... | રિફાઈ–સાબેરી ... ... | ૬૩૭ |
| આફ્રિકાનો વિજેતા ... ... | "સાહેદ બકીલી" ... ... | ૬૪૧ |
| રૂબાઈ ... ... ... | "બેકાર" ... ... ... | ૬૪૪ |
| સિદ્ધિના સન્માર્ગ ... ... | "ગાફિલ" ... ... | ૬૪૫ |
| અનશ્વર કડીઓ ... ... | "હાશિમ" ... ... | ૬૪૯ |
| નાશમાંથીજ નવસર્જન થશે ... | વલીઆણી ... ... .. | ૬૫૩ |
| "પ્યારી ઝુંપડી" (કાવ્ય) ... | "મસ્ત હબીબ" ... ... | ૬૫૪ |
| ચકમો સાથે મુલાકાત ... ... | હુજ. મીરઝાં ... ... | ૬૫૫ |
| તૂટેલા રમકડા ... ... | "સીરતી" ... ... | ૬૫૮ |
| "કરગરે છે" (કાવ્ય) ... | "જૈયાશ" ... ... | ૬૬૩ |
| કોટની શોધમાં ... .. | "રફતાર" ... ... | ૬૬૫ |
| "ના બોલ વ્યંગમાં" (કાવ્ય) ... | "ઘાયલ" ... ... | ૬૭૦ |
| કપ્તાન સાદિક ... ... | "મુઝતર" ... ... | ૬૭૧ |


વાર્ષિક લવાજમઃ–હિન્દ અને સીલોન રૂા ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી. ૮

છુટક નકલ પાંચ આના

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ પંદરમીએ પ્રગટ થઈને તેજ દીવસે પોષ્ટ કરવામાં આવે છે. રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખવામાં આવે છે. પત્રવ્યવહાર વેળા તે લખવા ચૂકશો નહીં. અંક નહી મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી.

*Printed by: Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press. *Kaypith, Khand Bazar,* Surat.

*Published by: Azim Ahmad Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya

# રાખીલે અમ કૌમ કેરી
# અય ખુદાયા લાજ તુ

રચનાર : "મઝલૂમ" જેતપુર

## મુસદ્દસ

શું અજબ જાહોજલાલી શાન એ શૌકત હતી,
વેપાર વાણીમાં બધે કેવી ભલા રાહત હતી,
લાખોની રોઝી હતી, લાખોની ત્યાં મિલ્કત હતી,
શું કહું ગઈ કાલના બરમાની શું હાલત હતી?
હાય ત્યાં આજે કયામતની ઘડી દેખાય છે,
રે વરસતી આફતોની ત્યાં ઝડી દેખાય છે.

યુદ્ધથી બરમામાં આજે કેવી લાગી લ્હાય છે,
કોઇ જળ રસ્તે, કોઇ પગ રસ્તે, નાસી જાય છે,
માલ મિલ્કત ત્યાં દબાવી કોઈ તો ગભરાય છે,
કો' અભાગી ભોગ આજે યુદ્ધ કેરો થાય છે,
કોઈ તો એવા બિચારા આવવા મોહતાજ છે,
કોઇ તો ઘરબાર સાથે થઈ ગયા તારાજ છે.

કોઇના ત્યાં પુત્ર-રત્નો, કોઇના ત્યાં તાત છે,
કોઇના સ્નેહી-સગાં ને કોઇના ત્યાં ભ્રાત છે,
આજ તેઓનાં ઘરે દિનરાત ઉલ્કાપાત છે,
આહ-નિસાસા છે અને નિત રક્ત અશ્રુપાત છે,
આહ! તેઓની કથા લખતાં કહું શું થાય છે,
કમ્પી રહી મારી કલમ મુજ ઉર સળગી જાય છે.

યુદ્ધ કારણને લઇ જેઓ અહીં આવ્યાં ભલા,
કોઇને રે કયાં ખબર છે એમના ઘરની દશા,
લખ્યા હતા કંઇ પાસ તેથી આજતક પુરી ક્ષુધા,
આજ તેઓના ઘરેઘર છે ખરેખર કરબલા,
આજ તો આ છે દશા, કાલે વળી શું થાય છે,
ફઝલ કર ભાવી ભયંકર યા ખુદા દેખાય છે.

( વધુ માટે જુઓ ટાઇટલ પેજ ત્રીજુ )

પુ. ૯ મો ... ક ૧૨ મા







ઑગસ્ટ ૧૯૪૨

## હિકાયતે રંગૂન

અઝ: જનાબ હાફિઝ "ઉલ્ફત" સાહેબ [બરઓધન]

ઇસમેં ઇસ્લામિયોં કા ખૂન નઝર આતા હૈ,
હમકો રંગીન જો રંગૂન નઝર આતા હૈ.
જીસ જગા ફૂલ તિજારતકે ખિલા કરતે થે,
અબ વ્હાં ખૂન હી બસ ખૂન નઝર આતા હૈ.

ફૌજે આદા કા હુવા કરતા હૈ દિન કો છાપા,
રાત હોતી હૈ તો શબ ખૂન નઝર આતા હૈ.
શેહર મેં હો કોઇ બરમા કે યા દેહાતમેં હો,
આજ કોઇભી ન મામૂન નઝર આતા હૈ.

ગોશે ગોશે મેં હૈ દુન્યા કે કિયામત બરપા,
અબ બિગડતા રૂખ્એ મરકૂન નઝર આતા હૈ.
આજ બરગશ્તા હૈ અફસોસ ઝમીંભી હમસે,
ઔર બદલા હુવા ગરદૂન નઝર આતા હૈ,

હમ જો ઇસ્લામસે બદલે તો ખુદાકાહમસે,
આજ બદલા હુવા કાનૂન નઝર આતા હૈ.
આજ ફિર દૌર હય ફિરઔનીયો હામાનીકા,
હમમેં મૂસા હૈ ન હારૂન નઝર આતા હૈ.

હૈરે સદ હૈફ કે અબ લૈલિએ આઝાદીકા,
હિન્દ મેં કોઈ ન મજનૂન નઝર આતા હૈ.
આહ ! બરબાદિયે રંગૂનસે મુસ્લિમ-ગુજરાત,
મુબ્તિલાયે ગમે રંગૂન નઝર આતા હૈ.

સુનકે બરમામેં ઝબૂં હાલ વતન વાલોંકા,
દેખિયે જિસકો વો મહઝૂન નઝર આતા હૈ.
ઐશો દૌલતકા જહાં ગમે થા બાઝાર 'ઉલ્ફત',
અબ વ્હાં આગ હૈ યા ખૂન નઝર આતા હૈ.





## ઈસ્લામી શિક્ષણ

... ... નું ફરમાન (કુર્આન)

... લાના ... દુર્રહીમ સાદિક સાહબ



(૨૦૬) જે લોકો મુસલમાન મરદો અને મુસલમાન સ્ત્રીઓ પર તેમના કંઈ ગુનાહ કર્યા વિના તોહમત મુકે તો તેમણે અસત્ય અને જાહેરી પાપનો બોજો ઉઠાવ્યો (કુર્આન)

* * * *

(૨૦૭) અમે કોઇ વસ્તીમાં કોઇપણ ડરાવનાર (નબી) નથી મોકલ્યો પરંતુ ત્યાંના આસુદા લોકો કહેવા લાગ્યા જે કંઇ તમારા હસ્તે મોકલવામાં આવ્યું છે તેને અમે માનતા નથી. (કુર્આન)

* * * *

(૨૦૮) જો ખુદાપાક લોકોને તેમની કરણી પર (તરત) પકડે તો પૃથ્વીના પટ પર એકે પ્રાણીને (જીવતુ) છોડત નહિ પરંતુ તેમને એક નિર્માણ થએલી મુદ્દત (મોત) સુધી મોહલત આપે છે, ફરી જ્યારે તેમની મુદ્દત આવી લાગે તો ખુદાના બંદા ખુદાની નિગાહમાં છે. (કુર્આન)

* * * *

(૨૦૯) જે લોકો ખુદાની કિતાબને પઢે છે અને નમાઝ કાયમ રાખે છે અને અમારી આપેલી રોજીમાંથી છુપી અને જાહેર રીતે દાન આપે છે તેઓ એવા વેપારની આશા રાખે છે જેમાં કદિ ટોટો ન આવે. (કુર્આન)

* * * *

(૨૧૦) હે લોકો! બેશક ખુદાપાકનો વાયદો સત્ય છે તો દુન્યાની જીંદગી તમને ધોકામાં નાખે નહિ અને ખુદાના નામથી તમને તે દગલબાજ (શેતાન) છેતરે નહિ. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ [illegible]

મૌલાના અબ્[illegible]



(૨૦૬) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે આપસમાં વિરૂદ્ધતા કરો નહિ કારણ કે તમારાથી આગળ જે લોકો થયા તેઓ માહોમાહે વિરૂદ્ધ પડયા જેથી તેઓ હલાક થયા. (બુખારી)

× × + ×

(૨૦૭) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે તમો પોતાને માટે ભલાઈનીજ દુઆ કરતા રહો, કારણ કે જે તમો કહો છો તે ઉપર ફરિશ્તા આમીન કહે છે. (મુસ્લિમ)

× × × ×

(૨૦૮) રસૂલુલ્લાહ સલ એ ફરમાવ્યું કે જેવી રીતે ઇસા બિન મરયમ અલૈ૦ના હદ ઉપરાંત વખાણ થયા તેવી રીતે મારા વખાણ કરો નહિ, અને કહો કે હું ખુદાનો બંદો અને રસૂલ છું. (સહીહૈન)

× × × ×

(૨૦૯) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે ખુદાના ખાસ અઝાબ વડે કોઈને શિક્ષા કરો નહિ. એટલે અગ્નિથી કોઈને બાળો નહિ (બુખારી)

× × × ×

૨૧૦) રસૂલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે અલ્લાહની નાફરમાનીમાં કોઈની તાબેદારી નથી. તાબેદારી તો સારા કામમાંજ છે. (સહીહૈન)




**બસ ચાલ્યા જાઓ!**

ગાંધીજીએ અંગ્રેજોને કહ્યું છે કે; "બસ ચાલ્યા જાઓ!" એજ પ્રમાણે બીજાઓ પણ 'ચાલ્યા જાવ'નો મંત્ર ઉચ્ચારે તો શું પરિણામ આવે એનો કોઈએ વિચાર કર્યો છે? સારૂં! ધારોકે ગાંધીજીના કહેવાથી ગોરા ચાલ્યા જાય. તેજ પ્રમાણે બરમાઓ હિંદીઓને કહે કે "બસ અહીંથી ચાલ્યા જાવ!" તો જે ૪-૫ લાખ હિંદીઓ હજુ બરમામાં ધામા નાખીને પડ્યા તેને ગાંસડાં પોટલાં બાંધવા પડે! મલાયા ને સીલોનવાસીઓ પણ હિંદીઓને કહે કે; "બસ ચાલ્યા જાવ!" તો તેમને પણ બિસ્તરા બાંધવા પડે. સાઉથ અને ઇસ્ટ આફ્રિકાવાળા પણ કહે કે "હિંદીઓ ચાલ્યા જાય" તો એકતો હિંદમાં ૪૦ કરોડની વસ્તી છે ને એ બધાં હિંદનાં સંતાનો હિંદ ભેગા થાય તો મોંઘવારી કેવું પરિણામ લાવે એ વિચાર્યું છે? ઠીક! વીર સાવરકર જેવા કોઈ છેલ્લા પાટલેના વિચારક એમ કહે કે "મુસલમાનો તમે મૂળ અરબસ્તાનથી આવ્યા છો માટે તમારા મૂળ દેશમાં ચાલ્યા જાવ!" તો હિંદની વસ્તીમાં પાછી ૮-૯ કરોડની બાદબાકી થાય. પણ વળી કોઈ અનાર્ય લીડર બધા હિંદુઓને કહે કે; "હે આર્યજનો આપ તો એશિયામાંથી હિંદમાં આવ્યા છો. હિંદના મૂળ વતનીઓ તો અમે અનાર્યોજ છીએ માટે આપ પણ હિંદમાંથી ચાલ્યા જાવ!" તો શું પરિણામ આવે એનો કોઈ દેશના કાજીએ વિચાર કર્યો છે?

અરે! કાલે ઉઠીને બૈરીઓ કહે કે; "મરદો ચાલ્યા જાય! ઘરની માલિક અમેજ છીએ." વાત ખરી છે. સ્ત્રીને સંસ્કૃતમાં ભાર્યાજ કહી છે. ભાર્યા એટલે ઘરનો ભાર ઉઠાવનાર. જો આમ થાય તો બધા ભાયડાઓ ઘરબાર છોડીને ક્યાં જાય! એવી રીતે "બસ ચાલ્યા જાઓ"નો પવન આખા જગતમાં ફુંકાય તો શું પરિણામ આવે? આફ્રિકાના 'હબ્શી' અને 'કાફરા' ગોરાઓને કહે કે "બસ ચાલ્યા જાઓ!" અમેરિકાના 'નિગ્રો' અમેરિકનોને કહે કે "ચાલ્યા જાઓ!" ઈસ્ટ ઇંડીઝ અને વેસ્ટ ઇંડીઝની દેશી પ્રજાઓ પણ ગોરાઓને કહે "ચાલ્યા જાઓ!" તો એ બધા ક્યાં જાય હોલેંડ કે ઇંગ્લાંડમાં તો સમાયજ નહિ તો શું દરિયામાં પડે! પરિણામે જંગલી અને અનાર્ય પ્રજાઓ ફાવી જાય અને સુધરેલી અને સંસ્કૃત ગણાતી પ્રજાઓ રખડી જાય! તો શું ગાંધીજીનો વિચાર દુનિયાને રખડાવી મારવાનો છે? એના કરતાં ગાંધીજી એવોજ ફતવો કાઢે કે "જે માણસ જ્યાં હોય ત્યાંજ રહે પણ સીધી રીતે રહે ને પોતાના પગો મજબૂત કરવા કોઇના ટાંટીયા તફાસે નહિ!" અસ્તુ:

●

**જો બૈરાંઓ ધારે તો?**

કહેવાય છે કે "બૈરાંઓના કાળજાં કોમળ હોય છે, દિલ નાજુક હોય છે, હૃદય દયાળુ હોય છે." હું આ વાત માનવાને ના




પાડું છું...આજે જગતમાં દરરોજ હજારોના હિસાબે મરદો હણાય–છે કપાય છે. શયન-સંપ્રિ રાક્ષસને તાબે કરીને સરમુખત્યારો લાખોની કતલ ચલાવી રહ્યા છે વરસ દિવસે તો કરોડોની સંખ્યામાં મુડદાં ખડકાય છે. લાખો બાળકો અનાથ અને લાખો સ્ત્રીઓ વિધવા થાય છે. એ બધું નજરે જોયા પછીય બૈરાંઓનું હૃદય પીગળતું નથી! હીટલર તો વાંઢો છે એટલે તેને બાદ કરીએ તો બાકી ગોરીંગ, ગોબેલ્સ, રેમેલ, બક, ચર્ચીલ, ઈડન, ક્રિપ્સ, એમેરી, રૂઝવેલ્ટ, નોક્ષ, હલ, સ્ટેનલીન, ટીમોશી કો, મોલોટોવ, ઓશીનલેક, મેક આર્થર, ટોજો, મીકાડો, ચાંગ, મુસોલીની વગેરે લડાઈના સંચાલકોની સ્ત્રીઓ ભેગા બળે અવાજ કરે કે "ખબરદાર! લડાઈ જ્યાં છે ત્યાંને ત્યાં જ થંભાવી દયો, નહિતર અમે છુટાછેડા લઇશું." આમ ધમકી આપે તો એ લડાઈખોર ભેજાંઓ તરત વિચાર કરતાં થઈ જાય. અને માનો કે બૈરીઓની ધમકીને ન ગણકારે અને છુટાછેડા કરી નાખે તો એ બૈરાંઓ વિશાળ પાયા પર ચળવળ ચલાવી લડાઈ ખાતાના દરેકે દરેક અફસરથી માંડીને નાનામાં નાના સૈનિક સુધીની સ્ત્રીઓને છુટાછેડા લેવરાવવાની ફરજ પાડે. અને એ ચળવળને વેગ આપવા તમામ જગતની સ્ત્રીઓ પ્રતિજ્ઞા લે કે કોઇ પણ 'લડાઇખોર' સાથે પરણવું નહિ; તો પછી એ ફરજીયાત થએલા વાંઢાઓ કોના માટે લડે? શા માટે લડે? અને લડે ને મુલકો મેળવે તોય એ શુષ્ક મુલકો 'વાંઢાસ્તાન'માં ફેરવાઇ જાય અને જગતનો બધોય રસકસ સુકાઇ જાય! અંતે બધાય કંટાળીને શાંત થાય. પણ આમ ક્યારે થાય? એ દયાની દેવી બૈરીઓ ધારે તોજ! તો હવે આથી સાબિત થયું છે કે જગતને લડતુંજ રાખવાની કે શાંત પાડવાની ચાવી બૈરાંઓનાજ હાથમાં છે. ચાહે તો એ દયાની દેવીઓ જગતને ઉગારે કે મારે! બાકી ભગવાનને ભરોસે તો હવે કશુંય ન છોડાય કારણ કે ભગવાન ખુદ બૉમ્બોના ધડાકાથી ભડકીને પૃથ્વી ઉપરથી પલાયન થઇ ગયો છે! અને જો તેમ ન થયું હોય તો કોઇની તાકાત છે કે ખુદ ભગવાનના ઘરો પર બૉમ્બ વરસાવી શકે અને દેવળો કે મસ્જિદોને તબેલાના રૂપમાં ફેરવી શકે? માટે હે નારી! હવે તો જગતને ઉગારવાની તારી છે વારી! જો તું થશે ખારી, તોજ ભાયડાઓ જાહેર કરશે લાચારી! અસ્તુ:

●

**આપણા દેશના મોરચા!**

યુરોપમાં બીજો મોરચો ઉપસ્થિત થાય કે ન થાય પણ હિંદમાં તો ઘાસલેટનો મોરચો ઉપસ્થિત થઇ ગયો છે. શીશા અને ડબલાં સાથે ઘાસલેટ લેવા ઉભેલાં બૈરાં, છોકરાં, અને મરદોની અલગાર જોઇને **"ઘાસલેટકી બસ તમન્ના અબ હમારે દિલમેં હય"**ની પંક્તિ યાદ આવે છે. અને ખાંડના એક રતલ કે બે રતલનાં પડીકાં મેળવવા માટેની પડાપડી તો છપ્પનીયા કાલની યાદ તાજી કરાવે છે. આ પ્રમાણે ઘાસલેટ ને ખાંડનો મોરચો એક તરફ વિકસી રહ્યો છે; ત્યારે પેટ્રોલનો મોરચો તો સાવ ઠંડો થઈ ગયો હોઇ બિચારા ડ્રાઇવરો માખ્યો મારતા થઇ ગયા છે પણ કોણ જાણે આ લડાઇની અસર તો માખીઓ ઉપર પણ થઇ ગઇ છે અનાજની અછતની જેમ માખીઓનીય અછત દેખાય છે; એટલે માખ્યો મારવાનો ધંધો પણ શી રીતે ચાલે? બીજી બાજુ સાબુ, ચાહ, ને દિવાસળીનો મોરચો ઉભું ઉભું થવાની તૈયારી કરે છે. કેટલાક પૈસા-

# ફુરવાં

દારો તો જાણે સાત પેઢીનો મેલ દૂર કરવાનો હોય; તેમ સાબુની પેટીઓ પર પેટીઓ વસાવી રહ્યા છે! અનાજનો મોરચોય વિકસી રહ્યો છે ૮૦ ટકાના ખેતી પ્રધાન દેશનાં સંતાનો અનાજ માટે વલખાં મારે એ પણ સમયની બલીહારી છેને! ફક્ત 'વા' ખાઇને પેટ ભરવાનો ઘણાએ.એ ઇરાદો સેવ્યો છે. ભૂખમરાને લીધે થતા આપઘાતોની પરંપરા જોતાં ભગવાન પણ જાણે ભૂખમરાને આવકારી રહ્યો હોય એમ ઉત્તેજન આપી રહ્યો છે. અને જો તેમ ન હોય તો લીલા દુકાળ જેવું કરી નાખે! વરસાદ જ્યાં પડે છે ત્યાં એવો તળીયા ઝાટક પડે છે કે ખેતરો પણ ખોદાઇ જાય છે તો તૂલને તે ક્યાં રડીએ? જ્યાં સુકું છે ત્યાં હજુય કચ્છના રણ જેવું સુકું છે! આગળ જતાં ઘાસલેટનો મોરચો પડી ભંગતાં દીવેલનો મોરચો ઉભો થવાનો સંભવ છે. અગમચેતી વાપરીને આપણા શોધકોએ દીવેલની ફાનસો પણ તૈયાર કરવા માંડી છે. હવે લોકોને જુલ્લાબ માટે બીજું દીવેલ લેવા જવું નહિ પડે. બાળવા માટે આણેલું પીવામાં પણ ચાલશે! કોઇ વીરલો આ બધાના કારણરૂપ હીટલરને જુલ્લાબ આપે એવો નહિ પાકે ત્યાં સુધી જગત આવી રીતેજ હેરાન પરેશાન થયા કરવાનું!

## માંગ, માંગે તે આપું!

રામલીલાના રાજાઓ "માંગ, માગે તે આપું!" કહે તેમ ક્રિપ્સ કૉંગ્રેસને કહી રહ્યા છે, ફરક એટલો કે માંગવાનું હાલ; પણ આપવાનું લડાઇ પછી! ગાંધીજી કહે છે કે "વાયદાના સોદાથી અમે થાકી ગયા છીએ, હવે ટોલ્લે ચઢાવવાની વાતોથી અમે રિઝાવાના નથી!" બીજી બાજુ રાષ્ટ્રપતિ મૌલાના આઝાદ પણ કહે છે કે 'માંગ, માગે તે આપું!" યાને કે "ભલે ગોરાઓ રાજ મુસ્લિમ લીગને આપી જાય તેમાંય અમને કંઇ વાંધો નથી." એ વાતને સરદાર પટેલ પણ ટેકો આપે છે પાર્લામેન્ટમાં પણ એમેરીને એ સંબધી સવાલો પૂછે છે; પણ ઝીણા સાહબના તો પેટનું પાણીય હાલતું નથી. 'માંગ માંગે તે આપુ!'ના વચનમાં એમને વિશ્વાસ નથી. અને ગાંધીજી ગોરાઓને "ચાલ્યા જાઓ." કહે છે એ પણ એમને તો નાટક જેવો તમાશો ભાસે છે. "બહુ બોલનાર જલ્દી થાકે." અને 'ન બોલવામાં નવ ગુણ' એ બે કહેવતોને એમણે મજબૂત પકડી રાખી છે! પાકિસ્તાનનું પૂછડું એ છોડવા માંગતા નથી, અને એ સિવાયની બીજી વાતો સાંભળવા પણ માંગતા નથી. જોઇએ છીએ હવે એમની કારોબારી શું રંગ જમાવે છે? બાકી રાજાજીનું 'હાઉસન જાઉસન!' હવે ટાઢું પડતું દેખાય છે, અને સપ્રુની ગોળી પણ.

"હમ ઘાંચી કે બેલસે કુછ કમ નહિ હંય;
ઉમ્રભર ફિરે પર જહાં થે વહીં હંય!"

ની કહેવત રૂપિ શએરને ખરી પાડતી ગાંધીજીના વંટોળીયામાં અટવાઇ ગઇ છે! મહાસમિતીનો ભેંસ ભડકામણો ઠરાવ મુંબઇ ખતે પસાર થઇ ગયો છે અને ખરેખર! જગતના બધાંય રેડીયો સ્ટેશનો અને છાપાંઓને એ ઠરાવે ભડકાવી માર્યાં છે. પણ અમને તો આશા છે કે એનો અમલ થતા પહેલાં તો બાંધછોડના છુપાં યંત્રો ચલુ થઇ ગયાં હશે ને અમેરિકાના આસ્માનમાંથી કોઇ સુલેહનો દૂત આવી પડશે ને પછી બધું હતું તેમને તેમ; "વોટી રફ્તાર બેઢંગી જો પહેલેથી વોહ અબભી હૈ" ની જેમ હાલતું થશે!




**સવાલ** કબ્રસ્તાનમાં જઇ મુરદાઓને કેવી રીતે સલામ કરવી? તે લખશોજી

**જવાબ**-કબ્રસ્તાનમાં જઇ આવી રીતે સલામ પઢેઃ-અસ્સલામો અલયકુમ યા અહલલ કુબૂરે અલ્મુમલના સલફુન વ નહનો લકુમ તબઉન વ ઇન્ના ઇન્શાઅલ્લાહો બેકુમ લાહેકુન યગફેરૂલ્લાહો લના વ લકુમ વ ગરહમુ નલ્લાહો વ ઇયાકુમ. (મરાકિલ ફલાહ)

**સવાલ**-એક માણસે પોતાની જમીન, ઘર મસ્જિદમાં આપી દીધાં છે અને તેના પીતરાઇ ભાઇ ગરીબ છે તેને આપ્યાં નથી. તો એમ કરવું જાએઝ છે કે નહિ?

**જવાબ**-અગર પોતાની હયાતીમાં પોતાની મિલ્કત મસ્જિદમાં આપી દીધી છે કબજો વહીવટ વગેરે પણ મસ્જિદના હવાલે કરી આપ્યો છે તો એ આપવું સહી થઇ જશે. ફરી કોઇ લઇ શકતું નથી. પણ વારેસોને છોડી બધો માલ એવી રીતે આપી દેવો કે વારેસોને કંઇ મળે નહિ એથી તેનો સિરે આખેરતની જવાબદારી રહેશે (આલમગીરી)

**સવાલ**-શરાબ બંધીના જે ઇસ્લામી કાનુન છે તે કાનુનો શું શું છે? અને શરાબ બંધીનું મૂખ્ય કારણ શું છે? શું તેનું કારણ એ છે કે શરાબ પીવાથી માણસ પોતાના હોંસ ખોઇ બેસે છે. અને પોતાનું તેને કંઇ ભાન રહેતું નથી. અગર જો તેમ હોય તો એવો શરાબ પીવામાં આવે કે જેથી નશો ન ચડતો હોય તો જાઇઝ છે? અગર તો દવાના તરીકાથી એટલે કે દવા તરીકે જીસ્મને ફાયદો થાય તેવી અને થોડા પ્રમાણમાં પીવાથી ફાયદો થતો હોય તેમ પીવામાં આવે તો શું વાંધો છે? મેં જોયું છે જે દેશના લોકો શરાબ પીયે છે તેમના શરીર તંદુરસ્ત દેખાય છે. અને તેથી ખોરાક પણ સારા પ્રમાણમાં લઇ શકે છે તો એવી જાતના ઉંચા શરાબ પીવાથી શું નુકશાન છે? છેવટમાં મારી મતલબ પુછવાની એ કે શરાબ જો સારી જાતનો હોય અને તે પીવાથી ફાયદો થતો હોય તો તે પીવામાં વાંધો છે? આશા છે કે તમો જવાબ આપશો.

**જવાબ**-શરીઅતે ઇસ્લામમાં શરાબ પીવી હરામ અને સખત ગુનાહ છે. કુર્આને પાક અને સહીહ હદીસોમાં એની ઘણીજ વઇદ અને બુરાઇ તથા નુકસાનો બયાન કરવામાં આવ્યાં છે. "સુરએ માઇદહ"માં હકતઆલા ફરમાવે છે કે "હે, ઇમાનવાળાઓ નક્કી વાત એજ છે કે શરાબ, જુગાર, બુત, ફાલના તીર, એ સર્વ નાપાક અને શયતાની કામ છે. માટે એનાથી બીલકુલ દૂર રહો, કે તમને નજાત મળે. બચ્ચિત શયતાન




તો એમ ચાહે છે કે શરાબ અને જુગાર વડે તમારા પોતપોતામાં દુશ્મની અને કીનો પૈદા કરે. અને અલ્લાહની યાદ અને નમાઝથી તમને રોકે, માટે અત્યારે પણ બાઝ આવો." હદીસની કિતાબ 'ઇબ્ને માજહ''મા છે કે હઝરતે (સલ૦) ફરમાવ્યું કે શરાબ ન પીયો કારણકે એ દરેક બુરાઇની કૂંચી છે." બીજી હદીસમાં છે કે આપે (સલ) ફરમાવ્યું કે "હે, લોકો શરાબથી તમો બચો કેમકે એ દરેક પ્રકારના ગુન્હાઓની જડ (મૂળ) છે." એના પીવાથી માણસની અક્કલ હુશિયારીમાં ફતૂર આવે છે. શર્મ અને હયા નીકળી જઇ બેમુરવ્વતી આવી જાય છે. અને દરેક જાતના બૂરા અને ભૂંડા કામો કરવા લાગે છે. મનલબ કે જાહેરમાં તેમજ બાતેનમાં ઘણા નુકસાનો છે વળી હદીસ શરીફ છે કે જેના વધારે પીવાથી નિશાહ ચઢતી હોય તેનું એક ટીપું પણ પીવુ હરામ છે. શરાબ વિષે જાહેરમાં થોડાક ફાયદા કરતાં નુકસાન અને ગુન્હો વધારે છે. આજકાલ જે નવી શરાબો ભારી કીંમત કે જેના થોડા પીવાથી નિશાહ ચઢતી નથી એ પણ વધારે ઝોરદાર અને હન્ફી મઝહબના મ્હોટા મ્હોટા ફુકહાએ કિરામ (રહી)ના મત અને વચન મુજબ હરામ છે. અને ફતવો અપાયલો એજ વચન છે અને એમાંજ એહતેયાત છે. અને ઇમદાદુલ ફતાવાના કર્તા અને મવલાના અબ્દુલહય લખનવી (રહે.) પોતાના મજમૂઅહ ફતાવામાં એજ વાતને જોર આપે છે કે દરેક પ્રકારની શરાબ હરામ છે ફરી તે થોડીક કેમ ન હોય. તિબ્બી રૂએ ઘણીજ નુકસાનકારક છે. પીનારનું જિગર ખરાબ થઇ જાય છે. વળી થોડી થોડી પીતાં વધુ પીવાની આદત થઇ જાય છે. વળી અમેરિકાના મ્હોટા મ્હોટા ડૉકટરોએ શરાબની બુરાઇયો અને નુકસાનો લખ્યાં છે. શરાબ કરતાં ઘણી સારી બીજી વસ્તુઓ છે કે જેના વાપરવાથી માણસના શરીરમાં જાદૂ સમાન તાકાત પૈદા થાય છે ઘણા ઉમદા અને ઉંચા કીંમતના સ્વાદિષ્ટ શરબતો, ખમીરાઓ, યાકૂતી, હલવા, માજુન બને છે જેથી માણસ જાયઝ રીતે કુવ્વત અને તાકાત મેળવી શકે છે. માટે કોઇ પણ વસ્તુ શરાબવાળી ન વાપરવી જોઇએ શરાબ અને સ્પિરિટ વાપરવાથી અમારા દિલોમાં ખરાબીયો પૈદા થઇ ગે. અને ઇમાની કુવ્વત તથા ઇસ્લામી જોશ નીકળી ગયો છે અને માત્ર જોવાની રૂહ વિનાની સૂરતો રહી ગઇ ગે. હે અલ્લાહ ઇસ્લામ અને માત્ર મુસલમાનોને કુવ્વત તથા ગલબો આપ.

સવાલ-એક માણસ ગુજરી ગયો છે તેના પાછળ તેન સગાઓ આ મુજબ છે. અને તેના કફન, દફનનો ખર્ચ વિગેરે બાદ જતાં 'ફ્રુલ્લે, પુરા રૂ ૨૪૦૦) છે તેને વ્હેંચી આપશો. ઓરત એક, દીકરી એક, બાપ, મા, ભાઈ એક, બ્હેનો બે છે.

જવાબ-પ્રથમના શરઈ હકો બાદ કરતાં અગર સાચી રોકડ રૂ. ૨૪૦૦) મહૂંમના છે તો આ પ્રમાણે વારેસોમાં વ્હેંચણી થશે. ઓરતને રૂ. ૩૦૦) એટલે આઠમો ભાગ દીકરીને રૂ ૧૨૦૦) એટલે અર્ધો ભાગ માને છઠ્ઠો ભાગ રૂ. ૪૦૦) બાકીના રૂ ૫૦૦) મહૂંમના બાપને મળશે. એટલે પુરા રૂ. ૨૪૦૦) થયા મહૂંમના ભાઇ, બ્હેનો વારેસ થતાં નથી માટે કંઇ મળશે નહિ. (સિરાજી)




અવકાશનો અભાવ અને કાગળોની અછતને લીધે 'આસિમ' પ્રકરણ હવે મુલતવી રાખીએ છીએ, અને સાથે સાથે એક ચોરી નહિ પણ શિરજોરીની નોંધ રજુ કરીએ છીએ. સુરતના રંગીલા કવિ 'અમીન આઝાદ'ની એક ગઝલ 'કારવાં'ના જુલાઈ સને ૧૯૪૦ ના અંકમાં ૫૩ પાને પ્રગટ થઇ હતી, તેનો એક શેઅર આખેઆખો તફડાવીને ભાઇ 'મરીઝ' મુંબઇવાળાએ 'વેણુ' સાપ્તાહિકના તા. ૭-૨-૪૨ના અંકમાં 'કેસરની ક્યારી'માં પોતાની ગઝલમાં આંગોપાંગ છપાવી માર્યો છે. આ રહ્યો તે શેઅર:—

"રંગે છે જાતજાતના રંગોથી જગ મને;
હું છું કે છોડતો નથી મારા ચિતારને."

ગુજરાતી સાહિત્યમાં આવી શિરજોરીઓ ક્યાં સુધી ચાલતી રહેશે?

●

"...અને સાહિત્યના ચોરો, લેભાગુઓ, તુંડમિજાજીઓ, ઇર્ષાળુઓની સખ્ત ખબર લેતું ..આ પાનું સાહિત્યનો ચોક્કસ વર્ગ બહુ માનપૂર્વક વાંચે છે." એવી ગર્વપૂર્વક નોંધ લેનાર કલમ શું પોતાનાજ હૃદયનું પ્રતિબિંબ રજુ કરતી નથી?

"દિલકે આઇને મેં હૈ તસ્વીરે યાર;
જબ જરા ગરદન ઝુકાઇ દેખલી!"

ભલા બિચારા સાહિત્યના ચોર, લેભાગુ, તુંડમિજાજી અને ઇર્ષાળુઓનેય ગુજરાત નભાવી રહ્યું છે એ એની કદરદાની છે! બાકી જોર આપીને કલમ કાઢી લેવાની તમન્ના સેવનાર આશાવાદીઓ તો 'નરસિંહ મહેતાની' શાદજોગ હુંડી માટે કિરતાલ અને મંજીરા સહિત ભજન કરી રહ્યા છે. એ જોઇને અમને પણ એક કાઠિઆવાડી ભજનનું સ્મરણ થઇ આવે છે કે:
"બગલા ઉજળા ઉપર ધોળા ને મનના મેલા."

●

જ્યાં સુધી જગતમાં ચન્દ્રનું અસ્તિત્વ છે; ત્યાં સુધી દૂધની યાદી કાયમ રહેવાની. અને દૂધની સાથે ભેંસનું અસ્તિત્વ પણ નજરમાં સમાવાનુંજ. અને ભેંસ યાદ આવે તો તેની સાથે 'મોઘ ભેંસના મોટા ડોળા'ની તલપદી ગુજરાતી કહેવત પણ સંભારવાનીજ! જાણો છો? એવું એક ઉદાહરણ ગુજરાતે પુરું પાડ્યું છે. "લોક જીવનને કાવ્યમાં ઉતારનાર અને ૧૯ મી સદીમાં ૨૦ મી સદીની ઝલક બતાવનાર; 'કલ્લોલિની', 'રાસ તરંગીણી' જેવાં ચાર ચાર કાવ્ય પુસ્તકોથી ગુજરાતી સાહિત્યને સભર

[૧૯૨



કરનાર દરિયાઇ દિલ કવિ ખબરદારે ચા રૂાની પંતુજીગીરીથી ૧૮ રૂા. મનાં દેહ છોડયો હતો. ગુજરી ગયા ત્યારે એમના સરપ્રોથી ફક્ત ૫૦ રૂા. ની પોટલી નીકળી હતી એ કવિના અવસાન પછી ગુજરાતે એમની 'રાસ તરંગી-ણી'ની ૧૩ હજાર નકલો ખરીદી હતી." ત્યો. કહો હવે એ માટે દોષ કોને દેવો? કવિની કમનસીબીને કે ગુજરાતની કદરદાનીને?

"આજની અર્થઘન કવિતાની ૧૪ પંક્તિ સમજવા માટે ૨૪ લીટીનું ટિપ્પણ વાંચવું પડે એ કવિતા, કવિતા કેમ કહેવાય?" થી સંજાણાના એ પ્રશ્નના ઉત્તરમાં કહી શકાય કે આજકાલના ઉઘાડા માથાવાળા કવિઓ ભૌતિક પાઘડી તો પહેરતા નથી; પણ આવી રીતે કવિતાઓનાં ટિપ્પણી લખીને માથા કરતાં પાઘડી મોટીની કહેવતને નૈતિક ટેકો તો આપે છે જ. અર્થમેળ, માત્રામેળ-વર્ણમેળ, રૂપમેળ કે લયમેળના ગુંચવાડામાં પડેલા નૂતન કવિઓએ એ અભિમન્યુના ચક્રાવામાંથી બચવા સારૂ છ દોની કેદમાંથી મુક્ત થવાનું પસંદ કરી 'આઝાદ' કવિતાઓ રચવાનું પસંદ કર્યું છે. એ આઝાદ કવિતાઓને મન ફાવે તે રીતે વાંચી કે ગાઇ શકાય છે. વેજીટેબલ ઘી ખાનારા આજના કવિઓ મગજને ઓછી તકલીફવાળાં એવાં 'આઝાદ' ગીતો ન રચે તો શું રચે?

## સાવધાન

કૃષ્ણપ્રસાદ મ. આચાર્ય પોતાની 'બે ઘડી મોજ તા. ૩-૩-૪૦ ના અંકમાં છપાએલી વાર્તા 'ગરીબને ઝુંપડે' ને મૌલિક સર્જન તરીકે ગણે છે કે? ખુલાસો નહિ થાય; તો આવતા અંકે એ બાબત પર અજવાળું પાડવામાં આવશે.

—વસી

છપ્પા તો શામળભટ્ટના, કડવું તો પ્રેમાનંદનું, પ્રભાતીયાં તો નરસિંહ મહેતાનાં, ગરબી તો દયારામની, લાવણી તો નર્મદાશંકરની, દોહરા તો દલપતરામના, ગઝલ તો બાલ કે કલાપિનીજ; એ બધી શોધો તો થઇ પણ છપ્પાં કોનાં? તે હજુ નક્કી થયું નથી. વર્તમાન કોઇ કવિ છપ્પાંમાં નામ કાઢી અમર થાય તો? એ અણુ-ખેડાયલો પ્રદેશ ખેડવા જેવો તો ઉગ્ર!

'વસંતવિલાસ' એ ગુજરાતનું અજોડ શૃંગાર કાવ્ય છે. મધ્યકાલિન યુગના એ કાવ્ય પરની ચર્ચા હજુય ટાઢી પડી નથી. સ્વ. કેશવલાલ હ ધ્રુવ, એ કાવ્ય વિષે કહેતા હતા કે; "એ શૃંગારી કાવ્યનો કર્તા અંધાર પછેડો ઓઢી અગોચર રહેલો છે." આ ઉપરથી સમજી શકાય છે કે; કોઇ આધેડ વયનો ડગલા પાઘડીવાળો ભદ્ર પુરૂષજ એનો કર્તા હશે; પણ લોકો તેની પ્રૌઢ રસિકતાની ટીકા કરે એ ભયથીજ તે અગોચર રહ્યો હશે. બાકી જો કોઇ યુવાન એનો કર્તા હોત; તો પોતાનું નામ બેધડક શૃંગાર-સમ્રાટ કવિ તરીકે જાહેર કરી દીધું હોત, ને કોલેજોમાં તો તેની પૂજા પણ થતી હોત!

શૃંગાર રસને બાજુએ મૂકીએ, એ તો મધ્ય કાલિન યુગનો રસ છે. આજકાલ તો જાતીય રસે શૃંગાર રસને હગવી દીધો છે. બીભત્સરસનું સુધરેલું નામ જાતીયરસ છે અને એ રસનું વહન કરાવનાર જાતીય વિજ્ઞાનના લેખો તો આજકાલનાં સામયિકો ઘણા અભિ-




માનપૂર્વક આપે છે! કોણ કહે છે કે કોકા પંડિત મરી ગયો છે? અરે! તે મરી ગયો હોય તોય તેનો આત્મા ભૂત બનીને અનેકને ધૂણાવી રહ્યો છે. પશ્ચિમના એઠવાડ રૂપ સેક્ષના પુસ્તકોના અનુવાદો ગુજરાતીમાં ઢગલે ઢગ છપાઇ રહ્યા છે. એ સાહિત્યની કુસેવા થઇ રહી છે કે સુસેવા થઇ રહી છે; એ તો એ લખનાર, લખાવનાર જાણે!

o

'કવિ કીર્તિ' નામે પુસ્તકમાં "કવિ કોણ હોઇ શકે? એ શિર્ષક હેઠળ લેખક જણાવે છે કે તે મનનો વિજેતા અને સૃષ્ટિને પ્રેમથી સાંકળતો હોવો જોઇએ. સત્યથી પવિત્ર બનેલી તેની વાણી હોવી જોઇએ, અને શાશ્વત કાળ ઉપર તેની નજર હોવી જોઇએ." પણ આજનો કવિ તો ઉપરોક્ત ગુણોથી વિપરિત મનોદશાનોજ સ્વામિ જણાયો છે! મનનો વિજેતાને બદલે ગુમગુ મનનો, સૃષ્ટિને પ્રેમથી સાંકળવાને બદલે ઘુરકતા શ્વાન જેવી વૃત્તિજ ધારણ કરીને ફરતો, અને વાણી તો સત્યથી પવિત્ર બનવાને બદલે અસત્યનીજ બીકથી ફેલાતી જણાય છે! શાશ્વતકાળ પર નજર રાખવાને બદલે વર્તમાન કાળનેજ મરતો યાને 'કાલની મુન્ધી કરતાં આજનું છકું સારું.' એવી મનોદશા ધરાવતો હોય છે!

મુન્ધીની ઇતની વાત આવી તો આપણા જબરજસ્ત કવિ શ્રી બલુકાકા યાદ આવી જાય છે. તેઓ કહે છે કે; "આપણા દેશમાં સંસ્કૃત પંડિતો નવા શબ્દો તો મુરઘી ઈંડાં મૂકે તેવીજ કુદરતી રીતે ઉપજાવી શકે છે; પણ ચલણી બને તેજ સાચા સિક્કા, બાકીના બધા તો માત્ર કાંકરાજ છે" પણ એમણે પોતે ગુજરાતીને કેટલા પથરા માર્યા છે–ના, આપ્યા છે. તે કોઇ કહેશે કે?

o

# સ્વિકાર અને સમાલોચના

નગર શેઠ: પ્રકાશક: ઉમર હાજી ઇસ્માઈલ ગેહિલ.

**કવમી ખિદમતનાં ૫૦ વર્ષ:** પ્રસિદ્ધ કર્તા- અ. અઝીઝ હાજી યુસુફ દાણાવાલા મુ. એ. પીરાજી. ઉપરોક્ત બંને પુસ્તિકાઓ પીરાજીના મરહુમ નગરશેઠ અ. ગની મૂસાની જીવન ઝરમર રજૂ કરતી ટુંકી નોંધો સમાન છે. બંને પુસ્તિકાઓ વાચતાં કૌમી હમદર્દી માટે સૌથી પાણી એક કરનાર અને નિસ્વાર્થ ભાવે જીવનની એક એક મિનિટને ખર્ચનાર એવા બુઝુર્ગ વડિલો અનુકરણને પાત્ર છે પચ પટેલો અને નગરશેઠોએ એમના જીવનમાંથી ખાસ બોધપાઠ લેવા યોગ્ય છે. પુસ્તિકાઓ એકજ વિષયની હોઇ ભેગું રિવ્યુ લીધું છે. પ્રયાસ અભિનંદનને પાત્ર છે.

**શહાદત:** પ્રકાશકો: ગુલામહુસેન નૂરાની: ઉમર કુરેશી. મંત્રીઓ મુ સા મંડળ ભાવનગર. શહીદે કરબલાની તેરમી શતાબ્દિ પ્રસંગે આ પુસ્તિકા પ્રગટ કરવામાં આવી છે. કાઠિઆવાડના જાણીતા ૯ શાયરોનાં કાવ્યો તથા ત્રણ લેખો પુસ્તિકામાં છે. પ્રયાસ સફળ અને આકર્ષક છે. એક આનાની કીમત વાજબીજ છે. પુસ્તિકાનો એક ટુકડોજ નમુના તરિકે રજુ કરીએ છીએ એ ઉપરથી આખી પુસ્તિકાની કીમત સમજાશે

**સ્વાર્પણ**

"તુજ કર્મને સંભારી દુનિયાં રુદન કરે છે,
લઈ અશ્રુઓની માળા તારું જપન કરે છે;
નિજ ધર્મ અર્થે રણમાં માથું કપાવનારા.
તુજ ભવ્ય સ્વાર્પણનું દુનિયા મનન કરે છે."

—'ઘાયલ'

'મુહંમદી દર્પણ' પ્રકાશક: બઝમે ઇકબાલ કઠોર. સમાલોચના આવતા અંકે

# ત • કે • દી • ર

લેખક : અબ્દુલ સત્તાર એ. અમીન [ મુંબઇ ]

ઘસઘસાટ નિદ્રામાં સુનેલા માનવીને શું ખબર હોય છે કે તે આ દુન્યામાં છે કે નહિ? જ્યારે તે નિંદ્રાદેવીના ખોળામાંથી મુક્ત થાય છે. ત્યારે તે જાણે છે કે હું ક્યાં છું. અને મારી શી સ્થિતિ છે?

આ એક માનવીની જીવન કથની છે. ઇન્સાન દુન્યામાં અવતરી કંઇ સમજ સુજ પકડે છે. ત્યારથી તે આશાઓના અસીમ સમુદ્રમાં તરવાનું શરૂ કરે છે. તે પોતાની જીવન નૈયા તેજ આશાઓના સહારે ચલાવે છે, ને એમ કરતાં કરતાં પોતાની જીંદગીના અંતિમ દિવસો પસાર કરી પરલોક પ્રતિ સીધારે છે.

સાબિરઅલી અને શરીફા બંને ધણીધણીયાણી હતાં. તેઓ ગરીબીથી જકડાયલા પણ એક નાના ગામમાં સંતોષી જીવન ગુજારતાં. સાબિરઅલીના લગ્નને આજે દશ વસંત વીતી ગઇ હતી છતાં હજુ તેમનું ઘર નાના બચ્ચાઓના કિલકિલાટથી સુનું હતું.

જગતના તારણહાર ખુદાની કૃપાએ અને સાબિરઅલીને એક પુત્રથી નવાજ્યો.

સાબિરઅલી અને શરીફા બંને ધણીધણીયાણીના હર્ષનો પાર રહ્યો નહિ, આજની ખુશી તેમના જીવનની પ્રથમ ખુશી સમજી પોતાની હસ્તી પ્રમાણે બધા ગામ લોકોને પોતાની ખુશીમાં શામેલ કર્યા.

સાબિરઅલીએ પોતાના પુત્રનું નામ અસગર રાખ્યું.

નદીના વહેણની માફક અસગરના દિવસો પસાર થવા લાગ્યા અને અસગર પાંચ છ વરસનો થયો, એટલામાં તો તેનાં પિતાએ તેને ગામના નાના સરખા મદ્રેસામાં દાખલ કર્યો.

અસગર નાનપણથીજ હોશિયાર અને મહેનતુ હોવાથી બે વરસની મહેનત બાદ તેણે કુર્આનેપાક પૂર્ણ કર્યું. અસગર ગામની નાનકડી શાળામાં મૂકાયો.

ત્રણ વરસમાં તો અસગર શાળાના ત્રણ પગથીઆં કુદાવી ગયો. ત્રીજા વરસની પરીક્ષા થઇ ગઇ અને શાળા એક માસના લીધે બંધ થઇ. તેજ દિવસોમાં તેમનાં ગામથી ઘણે દૂર એક રમણીય સ્થળે દર દસ વરસે એક મોટો મેળો ભરાતો. આ મેળામાં દુન્યા ભરના શાહ સોદાગરો આવતા, એમાં પ્રવાસીઓ આવતા અને તંબુ નાંખી થોડા દિવસો રહી આનંદ માણતા. સાબિરઅલી પણ પોતાના નાના સરખા કુટુંબ સહિત મેળામાં પહોંચ્યો, ને એક નાનો સરખો તંબુ નાખી તેમાં રહેવા લાગ્યો.

✕




[ ૨ ]

એક સંધ્યાની શુભ કે અશુભ ઘડી સાબિરઅલીના જીવનમાં લખાઇ હતી તેજ સંધ્યાએ સાબિરઅલી પોતાની સ્ત્રી અને બાળક સાથે મેળામાં ફરવા નિકળ્યો.

માણસોની ઠઠ એટલી બધી જામી હતી કે થાળી મારોનો પાર મેળામાં પિતાથી વિખુટા થઇ જવાના ભયે અસગરે બાપની આંગળી મજબુત ઝાલી હતી. પણ કુદરતના આગળ કોઇનુ ચલ્યું છે કે અસગરનું ચાલશે?

કુદરતે પિતાની આંગળી અસગરના હાથથી અલગ કરી દીધી. અલગ થતાંની સાથેજ અસગર ક્યાં અને એના માત પિતા ક્યાં? અસગરનું નાનું સરખું દિલ આ જોઇ ગભરાઇ ગયું અને રૂદન કરવા લાગ્યું.

આ બાજુ બાપ અસગરને જુએ છે, પણ તેનો પત્તો નથી. તે 'અસગર!' 'અસગર!' કરવા લાગ્યો. ધણી ધણીઆણી એટલા જોરથી રૂદન અને શોર બકોર કરવા લાગ્યાં કે જતાં આવતાં માણસોનું લક્ષ તેમના તરફ ખેંચાયું. વાત વાતમાં ભીડ જામી કોઇ પુછે છે શું થયું? કોણ ખોવાયું? પણ કોઇ તેમની મદદ કરવા ઉભું રહ્યું નહિ. બધાયે ઉભા રહેતાં, જોતાં અને ચાલ્યા જતા.

X

[ ૩ ]

ઇબ્રાહીમ મોટો વેપારી હતો. તે આ મેળામાં દુકાનનો માલ લઇ આવ્યો હતો. તેની નજરે રડતો અસગર ચઢ્યો. તેણે તેને સમજાવી દિલાસો આપ્યો. તેના નાના સરખા દિલને શાંતિ આપી કે તારા માત-પિતા હમણાં આવશે.

ઇબ્રાહીમ પૈસે ટકે સુખી હતો છતાં જો તેને દુઃખ હોય તો એકજ હતું, કે તેના ઘરે કોઇ સંતતિ ન હતી.

ને રહીમની લીલા તો જુઓ. તે એકને આબાદ કરે છે અને એકને બરબાદ. અસગર પોતાના માત પિતાને માંગતો હતો, ન કે પૈસાને! અસગરને પૈસા એશઆરામ મળી રહ્યું હતું પણ તેની કનેથી માતપિતા જેવી મહાન નેઅમત ઝુંટવાઇ રહી હતી અસગર ઇબ્રાહીમને ત્યાંજ પોતાની જીંદગીના દિવસો વ્યતિત કરવા લાગ્યો.

ઇબ્રાહીમે અસગરને પોતાનો પુત્ર માની લીધો. તે તેના સુખ દુઃખની સંભાળ રાખવા લાગ્યો; પણ સાબિરઅલી અને શરીફા પોતાના પુત્રના વિયોગથી રડી રડી આંખોનું નૂર ખોઇ બેઠા. તેમના જીવનમાં આ ભયંકર આફત હતી. ગરીબીના દુઃખને તેઓ સહન કરી શક્યાં, પણ પોતાના પુત્ર વિયોગના દુઃખને સહન કરવા તેઓ અશક્ત હતાં.

સાબિરઅલીએ પોતાના પુત્રની ઘણી શોધખોળ કરી. ગામના લોકોએ પણ શોધખોળમાં સાબિરઅલીની મદદ કરી. તેઓ મેળાનાં શોધખોળ માટે નીકળ્યા; પણ કમનસીબે જે થોડાક ગામવાસીઓ શોધખોળ માટે પહોંચ્યા તેજ દિવસે ઇબ્રાહીમ પોતાની દુકાન ઉઠાવી અસગરને લઇ પોતાને ગામ વિદાય થયો હતો.

X

[ ૪ ]

અસગર ઇબ્રાહીમ સોદાગરની સાથે તેના શહેર સુલ્તાનપુર ગયો. ત્યાં ઇબ્રાહીમની સ્ત્રી મયમૂના સાથે તે રહેવા લાગ્યો. મયમૂનાએ




પણ અસગરને પોતાનો પુત્ર માની લીધો, અને તેના સુખ, દુઃખની ભાગીદાર બની ગઇ. બન્ને ધણીધણીયાણી અસગરને હંમેશાં ખુશ હાલ અને સુખી રાખતા, અને તેના માત-પિતાની યાદ પડવા દેતા નહિ,

ઇબ્રાહીમે અસગરને શહેરની શાળામાં અભ્યાસ કરવા મૂકયો. અસગર અસલથીજ હોશિયાર અને મહેનતુ હોવાથી તેણે પ્રગતિ સારી કરી. તેણે મેટ્રીકની પરિક્ષા પસાર કર્યા પછી તેણે ડૉકટરી લાઇન લીધી અને એ લાઇનની સારી ડીગ્રી મેળવી.

ઇબ્રાહીમની આર્થીક સ્થિતિ સારી હતી, છતાં લોક સેવાની નિષ્ટાથી અસગરે એક સરકારી દવાખાનામાં નોકરી મેળવી. તેનો જે પગાર થતો તેમાંથી ગરીબો માટે દવા લાવી તેમની મદદ કરતો.

કોઈ પણ ગરીબ માણસ બીમાર હોય અને અસગર સાંભળે તો તત્કાળ તેના ઘર ભણી દોડી જઇ તેની દવાદારૂ કરતો.

અસગરના આ કાર્યે તો થોડાજ દિવસોમાં ગામેગામ તેની પ્રખ્યાતી અને પ્રતિષ્ઠા વધારી દીધી

અસગરના પુત્ર વિયોગી પિતા સાબિરઅલીની તબીઅત પુત્ર વિયોગે દિવસે દિવસે લથડતી ગઇ. ને એમાં તેના અંતિમ દિવસો નજીક આવ્યા હોય એમ ભાસતું.

બંનેની આંખોમાં તો ખુદાએ પાછું નૂર આપી દીધું પણ દિલને શાંતિ અર્પી નહિ.

અસગરના ગામમાં પણ તેનું નામ પહોંચી ગયું હતું. એટલે શરીફા પોતાના પતિને લઇ શહેર ભણી ચાલી. કેટલાક દિવસની મુસાફરી પછી તે પોતાના પતિ સાથે સુલ્તાનપુર પહોંચી. અને ડૉકટર અસગરનું દવાખાનું શોધવા લાગી. આખરે મહા મુસીબતે દવાખાનું જડયું.

જ્યારે અસગરના માબાપ તેના ઘરે પહોંચ્યા ત્યારે તેમની હાલત એક ભિખારી કરતાંએ બુરી હતી

અસગરે સાબિરઅલીની તપાસ કરી દવા આપી. જાણે તેના હ્રદયમાંથી એકદમ કુદરતી પ્રેમ-સરિતા વહી રહી હોય તેમ શરીફાને કહ્યું કે "માજી! બાજુમાં હોસ્પિટલના રૂમમાં રહો, કારણ કે તમારા પતિની હાલત ઘણી ખરાબ છે. અને તમારૂં અને કોઇ સગુંસોતું યે નથી."

[ ૫ ]

શરીફાએ પોતાના પતિ સાથે દવાખાનાના ઓરડામાં રહેવાનું શરૂ કર્યું. અસગર રોજ સાંજ સવાર સાબિરઅલીની દેખરેખ રાખતો, સારવાર કરતો, અને જલ્દી સારો થઇ જાય તેવી આશાએ દવા કરતો.

એક રાતે સાબિરઅલીની તબીયત વધારે ખરાબ થઈ ગઇ, તેથી શરીફા અસગરને જઇ બોલાવી લાવી.

સાબિરઅલીની આવી કફોડી હાલત જોઇ શરીફા રડવા લાગી. આ જોઇ અસગર પોતાના દિલને કાબુમાં રાખી શકયો નહિ. અને પોતે પણ ગુજરેલા દિવસો અને પોતાના માતપિતાને યાદ કરી રડવા લાગ્યો.

જ્યારે શરીફાએ જોયું કે ડૉકટર પણ રડે છે. ત્યારે તેણે પોતાના દિલને સમજાવી પોતાનું રૂદન બંધ કર્યું અને ડૉકટરને સમજાવવા લાગી અને કહ્યું કે "બેટા રડ નહિ" બેટા કહેતાની સાથેજ ન જાણે અસગરના મોઢામાંથી "અમ્મા" નીકળી ગયું.




"અમ્મા"નો શબ્દ શરીફાને કર્ણે પડતાંજ તેણીએ પાછું રડવાનું શરૂ કરી દીધું.

"અમ્મા! તમે એટલું બધું રડો છો શા માટે?" અસગરે રડમસ અવાજે પુછ્યું.

'બેટા રડવું તો એના ઉપરથી આવે છે કે સાંભળ, અમારો પણ એક પુત્ર તારા જેવોજ હતો, તે પણ આજે હોત તો તારા જેટલોજ થાત. ખુદાએ તેને અમારી પાસેથી એકાએક ગુમ કરી દીધો."

આ વાત આગળ ચાલે તે પહેલાં ઇબ્રાહીમ પણ પોતાના પાળક પુત્રને શરીફા પાસે આવેલો જોઇ ત્યા આવી પહોંચ્યો. શરીફાએ વાત આગળ ચલાવી "એક દિવસની વાત છે કે હું મારા પતિ, અને મારો પુત્ર અમે ત્રણે અમારા ગામથી ઘણે દૂર મેળામાં ગયા હતા. ત્યાં અમારા પાપોએ અમારા પુત્રને મેળામાં અમારાથી છૂટો કરી દીધો. અમે ત્યાં ઘણી શોધ કીધી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. આજે એ વાતને વીસ વરસ વીતી ગયા છે અને તેનાજ ગમમાં આ મારા પતિ બીમાર પડયા છે."

અસગરે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેનું દિલ બેચેન થઈ ગયું.

ઇબ્રાહીમ જે બેઠા બેઠા ઘણા રસપૂર્વ આ વાત સાંભળતો હતો તે એકાએક બોલી ઉઠયો: "સાભળો! આજથી વીસ વરસની વાત છે કે જ્યારે હું મેળામાં મારી દુકાન લઇ ગયો હતો. હું એક દિવસે સાંજના મારી દુકાને બેઠો હતો ત્યારે એક બાળક રડતો રડતો આવ્યો. મેં એને સમજાવી બેસાડયો પણ એતો તેના માતા અને પિતાને શોધતો હતો આખરે મહામુશ્કેલીએ તેને સમજાવી હું એને અહીંઆ લાવ્યો, અને ભણાવી ગણાવી ડૉકટર બનાવ્યો કે જે આજે તમારી સામે છે."

વાત પૂરી થતાંજ શરીફા એકદમ ડૉકટર અસગરને ભેટી પડી. અને પોતાના પતિને કહ્યું કે "આ રહ્યો તમારો અસગર. આ તમારા ડૉકટરજ તમારો પુત્ર અસગર છે!"

અસગરનું નામ સાંભળતાંજ સાબિરઅલી એકદમ ઉભો થઇ ગયો અને પોતાના પુત્રને ભેટી પડયો. અને ખુશીના આવેશમાં રડવા લાગ્યો.

"અસગર, અસગર, બેટા અસગર, શું મનુષ્યનું જીવન પણ એક સ્વપ્ન છે!"

"હા, અબ્બાજાન મનુષ્યનું જીવન એક સ્વપ્ન સમાન છે."

ડૉકટર અસગરે રડમસ અવાજે કહ્યું. "મનુષ્ય આ દુન્યાના સુખને હંમેશનું સુખ માને છે પણ તે નથી જાણતો કે આ દુન્યાની જીંદગી અને સુખો સ્વપ્ન સમાન છે. ખરી જીંદગી તો મૃત્યુ પછીજ છે."

આ વાતોમાં જ્યારે અસગર પડયો હતો ત્યારે તેના પિતાના છેલ્લા શ્વાસ ચાલી રહ્યા હતા.

સાબિરઅલિએ આ ક્ષણભંગુર પાપમય જગતથી મુક્ત થઇ પરલોક ભણી વિદાય લીધી. વિદાય વખતે તેના મુખમાંથી છેલ્લા શબ્દો નીકળ્યા

"આહ તકદીર!"

હોસ્પિટલની રૂમની ઉંચી ભીંતોએ સામે પ્રતિધ્વની કર્યો.

"આહ તકદીર!"

(સંપૂર્ણ)

# કા • સ • મ

: લેખક :
અબ્દુલહુસૈન 'આઝાદ' (બગસરા)

"નોકરી મળી?" કાસમ ઘરમાં પ્રવેશતાંજ તેની સ્ત્રી અમીનાએ પ્રશ્ન કર્યો.

"ના, હજુ સુધી તો નથી મળી, અને મળવા સંભવ પણ નથી. કારણ કે આવા નાના ગામમાં ભાગ્યેજ કોઇને નોકરની જરૂર પડે છે." કાસમે નોકરી ન મળવા ખાતર ખુલાસો કર્યો

"ખુદા હંમેશા ગરીબોનેજ રીબાવી રીબાવીને મારે છે! નથી સમજમાં આવતું કે આ ફરીયાદ જગતના તાત આગળ નહિ તો બીજા કોના આગળ કરવી?" અમીનાએ પોતાની ઉરની વરાળ કાઢતાં ખુદાને દોષિત ઠરાવ્યો.

• • •

કાસમ અને અમીનાનો ગૃહસંસાર આજ બે વરસ થયાં મંડાઇ ચૂક્યો હતો. વળી અમીનાની ગોદમાં હમણાં એક બાળક પણ રમતું થયું હતું. એક બાળકના માતા-પિતા થવા બદલ તેઓ ખુદાનો શુક્રિયા માનતા હતા.

કાસમે જ્યારે અમીના સાથે નિકાહ કર્યો ત્યારે કાસમના પિતા હયાત હતા અને પાસે પૂંજી પણ સારી જેવી હતી. વળી તેમનું ગુજરાન ચાલે તેવી નાની એવી દુકાન પણ ચાલતી હતી ભવિષ્યમાં આ સર્વનો માલિક એકલો કાસમજ હતો. કાસમને નિકાહ કરવાને હજુ છ મહીના નહિ વીત્યા હોય તેવામાં કાસમના પિતા લાંબી માંદગી ભોગવી ખુદાને ત્યાં પોતાના કાર્યોનો ન્યાય તોળાવવા ચાલતા થયા. કુટુંબી જનોમાં કાસમ અને તેની નવવિવાહીતા પત્નિ અમીના બન્ને એકલાંજ રહ્યાં.

કાસમ તેના પિતાના મરણ પછી દુકાનમાં અને ઘરમાં ધ્યાન ઓછું આપવા લાગ્યો. આખો દિવસ જ્યાં ત્યાં ભટકતો ફરતો તેવામાં લક્ષ્મીના માયાળુપણાનો લાભ લઇ દુનિયાની અનેક કુટેવોએ ઘર કર્યું. તે ઇરસામી સમાજથી દૂર થયો. જુગાર રમવા લાગ્યો, વિલાસમાં ખેલવા લાગ્યો, શરાબ તો તેનું રોજનું પીણું થયું. નમાઝ પઢવા માટે મસ્જીદ છે, તે તે જાણતો હોવા છતાં અજાણ્યો બની ગયો. ખુદા એ શું બલા છે તે જાણવાને તેણે ભાગ્યેજ કદી ઉદારતા દાખવી હશે. ગરીબાઇ એ શું છે? અને ક્યાં વસે છે? તે તો તે જાણતોજ ન્હોતો તેમ જાણવાને કદી તેણે પરવા પણ કરી ન હતી! સમાજથી તે ડરતો ન્હોતો, તેમ તેને બીજાનું કંઇ કારણ પણ ન હતું સમાજની તેને પડી ન્હોતી, તેમ સમાજ પણ તેની દરકાર કરતો ન્હોતો

આવી રીતે તેણે પોતાની પિતાની મૂડી ઉપર એક વર્ષ સુધી નાગરશીના કર્યા. કહેવત છે કે "બેઠા બેઠા ખાઇએ તો રાજના




ભંડારો પણ ખૂટી જાય." આ કહેવતાનુસાર કાસમના ખજાનાનું તળીયું દેખાવા લાગ્યું. તેની સ્ત્રી અમીના તેણે ઘણી વખત સમજાવતી પરંતુ કદી પુરુષોએ સ્ત્રીની વાત ઉપર ધ્યાન આપ્યું છે, તે કાસમ આપે? અમીના ગૃહીણી હતી, તે તેના પતિના દુર્ગુણો પ્રત્યે આંખ આડા કાન કરી જતી.

કાસમના દુર્ગુણોએ આખરે કાસમને તથા તેની પત્નિને ગરીબાઈની જંજીરોમાં જકડી લીધાં. તેમ છતાં કાસમે તેની કુટેવોને છોડી નહિ કે જ્યાં સુધી તે તેની સ્ત્રીના ઘરેણાંગાંઠાં વેચીને પણ પોતાની ટેવોને નિભાવી રાખી શક્યો.

છેવટે જ્યારે પાસે કંઇ ન રહ્યું ત્યારે તેને ભાન થયું કે ગરીબાઇ એ શું છે? અને ખુદાને માણસો શા માટે સંભાળે છે?

આખરે કુમાર્ગે ચડેલો કાસમ સુમાર્ગ તરફ વળવા લાગ્યો. આસ્તે આસ્તે તેનામાં ઘર કરી રહેલ કુટેવોએ બીજે સ્થાન લીધું. ગરીબાઇ એ માણસોને એક તરફથી દુઃખી કરનાર પણ છે અને બીજી બાજુ તે સુખી કરનાર પણ છે. ગરીબાઇ એ પાપ નથી પણ પૂણ્ય છે.

કાસમે હવે ગરીબાઇના પન્જામાં બરાબર સંડોવાઇ ગયો. ઘરમાં ખાવાના સાંસા પડવા લાગ્યા. પત્નિનું મૃત્યુ પતિના ચરણમાં હોય એવી શાસ્ત્ર આજ્ઞાને વશ રહી અમીના પોતાનો ગૃહસંસાર અચૂક આગળ ધપાવવા લાગી.

• • •

આખરે જ્યારે કાસમ નોકરી મેળવવામાં નિષ્ફળ નીવડ્યો ત્યારે તેણે અમીનાને એક દિવસ કહ્યું.

"અમીના આ ગામમાં નોકરી મળવી મુશ્કેલ છે કારણ કે ગામ નાનું છે અને તેથી ભાગ્યેજ કોઈને નોકરની જરૂર પડે. જો તારો વિચાર હોય અને તારી પાસે મુંબઇ જવા માટેની ટીકીટ જેટલા પૈસા હોય તો આપણે મુંબઇ જઇ વસીએ અને ત્યાં આશા છે કે જરૂર નોકરી મળી જશે.

કાસમની વાત અમીનાને પસંદ આવી. શા માટે પસંદ ન આવે? જગતમાં મરતાં માણસને બે કલાક વધુ જીવી લેવાનું અને ભૂખ્યા પેટે જે મળે તે ખાઈ લેવાનુ હંમેશાં પસંદ આવે છે.

અમીનાએ પોતાના સૌભાગ્ય ચિન્હ તરિકે છુપાવી રાખેલ બે બંગડીઓ કે જે સોનાની હતી તે કચવાતા હૃદયે કાસમના હાથમાં આપી, અને તેને વેચીને ટીકીટ પુરતા પૈસા મેળવી લાવવાનું કહ્યું

કાસમ તે લઈ સોનીને ત્યાં ગયો. સોનીને બતાવી તેની કિંમત પૂછી તો સોનીએ તેના વીસ રૂપિઆ કહ્યા ત્યાંથી તે લઇ એક શેઠને ત્યાં આવ્યો. શેઠને ત્યાં હા ના હા ના કરતાં છેવટે તેણે તે પચ્ચીસ રૂપિઆમાં વેચી

પૈસા લઇ કાસમ ઘેર આવ્યો અને બીજે દિવસે મુંબઇ જવા માટે તેણે તૈયારી કરવા માંડી

• • •

આખરે એક દિવસે કાસમ તથા તેની સ્ત્રી આશાઓના થોક ખડકી મુંબઇ આવી પહોંચ્યાં મુંબઇની જાહોજલાલી નિહાળી તે ખુબજ અચંબો પામ્યો અને તેની આશાઓ વધુ ઘેરી બની. તેના મનમાંથી અનેક વિચારોની હારમાળાઓ પસાર થઇ ગઇ મુંબઇની



મોટી મોટી ચાલીઓ તથા બીજી અનેક કારીગીરીઓ નિહાળી તે કુદરતી વસ્તુઓને ભૂલવા લાગ્યો કાસમ મુંબઇ આવી મુસાફરખાનામાં વસ્યો હતો.

મુંબઇ આવી બે દિવસ મુસાફરખાનામાં રહી છેવટે તેણે એક સસ્તા ભાડાની ખોલી એક ગંદા લત્તામાં કે જ્યાં મજદૂર વર્ગજ રહેતો હતો; ત્યાં શોધી કાઢી અને નોકરી માટે તપાસ કરવા લાગ્યો. મુંબઇમાં એમ નોકરી મળવી ક્યાં સહેલી હતી! કાસમે અથાક પ્રયત્નો કર્યા, તનતોડ મહેનત કરી; પરંતુ તેને નોકરી ન મળી તે નજ મળી તેની આશાઓના થોક નીચે ગબડવા લાગ્યા. ટીકીટમાંથી બચત રૂપિઆ પણ ખૂટી ગયા અને ખાવાના સાંસા પડવા લાગ્યા.

° ° °

જ્યારે તેને નોકરીની આશા ન રહી ત્યારે તેણે મજદુરી કરી જે કંઇ મળે તેમાંથી જીવન નિર્વાહ ચલાવવાનો મનસુબો કર્યો.

તેજ દિવસથી તે મજદૂરીની શોધમાં ભટકવા લાગ્યો.

આખરે તેને એક વણિકના મકાનના ચણતર કામ કરનાર કડીયાને ચુનાનાં તગારાં આપવાનું કામ મળી આવ્યું. અને તે કામ કરવા માટે પણ તે તૈયાર થયો, ફક્ત દસ આનાની રોજગારી માટે તે આત્મ બલિદાન આપવા લાગ્યો હવેજ તે પૈસાની ખરી કિંમત આંકી શક્યો! બાપ કમાઇ પર તાગડધીન્ના કરનાર આધુનીક યુવકોને આજેજ ખબર હશે કે પૈસા કઇ રીતે પેદા થાય છે અને તેનો ઉપયોગ કયા માર્ગે કરવો જોઇએ. પોતાના મોજશોખમાં મસ્ત રહેનાર મૂડીવાદેને ગરીબોની શું દશા અવદશા થઈ રહી છે તેની તેઓને ક્યાં પરવા છે? કાસમ જેવા અનેક આધુનીક યુવકો બેકારીના લોખંડી પંજામાં સપડાઇ જઇ પાછા છુટવાના અથાક પ્રયત્નો કરે છે પરંતુ અંતે છુટવા માટે એકજ ઉપાય બાકી રહે છે અને તે આત્મહત્યા કરી કુદરતના કાનુનનો ભંગ કરી દેજખનો રસ્તો લેવા સિવાય બીજું કંઇ નથી.

કાસમ આવી રીતે સુખદુઃખમાં પોતાની જીંદગીના બાકીના દિવસો પસાર કરી રહ્યો હતો એક દિવસ એવું બન્યું કે કાસમ અદ્ધર માંચડા ઉપર ઉભો રહી હંમેશના નિયમાનુસાર ચુનાનાં તગારાં ભરી આપી રહ્યો હતો. તેવામાં ભૂખમરાના લીધે આવેલી અશક્તિના પરિણામે તેને ફેર ચડયા અને તેનો એક પગ લથડયો અને ચોથા માળના માંચડા ઉપરથી નીચે આવી પડયો. તેને ગંભીર ઇજા થઇ આ અકસ્માત કાસમ માટે જીવલેણ નીવડયો

શેઠે તેના ઘરની તપાસ કરાવી તેને ત્યાં ખસેડયો. અમીનાને પોતાના પતિના અકસ્માતની જાણ થતાં તે રોવા કૂટવા લાગી. પરંતુ વિધાતાના લેખો કોણ ફેરવી શક્યું છે!

કાસમ એક દિવસ બેશુદ્ધ અવસ્થામાં રહી બીજે દિવસે મરણ પામ્યો.

અમીનાથી પોતાના પતિનો આઘાત સહન નહિ થવાથી તેણે પોતાના ૭ મહિનાના બાળક સાથે આત્મહત્યા કરી અને એક બાળકના ખૂનનું પાપ વહોરી લઇ પતિ પાછળ ચાલતી થઇ.

બીજા દિવસે મુંબઇના પેપરોમાં નીચે પ્રમાણે ખબર છપાઇ;

"એક અકસ્માતને કારણે આખા કુટુંબનો નાશ."

# ચીનમાં ઇસ્લામનો પ્રથમ દુત

લેખક : જનાબ મુસ્તુફાઆદી સાહબ



કેન્ટોનની જાણીતી મસ્જીદ જોકે શાહી ઇમારત નથી પરંતુ તેની ભવ્યતા એકસો સાઠ ફીટ ઉંચો ગગનચુંબીત પુરાતન શાનો શૌકત અને જાહોજલાલીની યાદ અર્પતો, દુરથી કેન્ટોનની મુલાકાતે આવનાર મુસાફરોનું ધ્યાન આકર્ષતો અને ઇસ્લામનો શાંત અને મુંગી રીતે આદેશ આપતો અડગ મિનાર ઇસ્લામના એ પ્રથમ દુતના આગમન અને કાર્યસિદ્ધિ પર પુષ્પ વેરતાં શાહદી પુરી રહ્યો છે.

ચીનના ચક્રવર્તિ સમ્રાટ ખહોનસનના સશન કાળ સમયે પ્રથમ ઇસ્લામી વ્યક્તિ તરીકે સાતમી સદીમાં વિશ્વના તારણહાર, જગત ઉપદેશક, પૃથ્વિના પરમ પરોપકારી. ઇસ્લામના મહાન પયગંબર (સ. અ. વ.)નો ઐકેશ્વરવાદનો અને ઇસ્લામ-વિશ્વધર્મનો શુભ સંદેશો લઇ ચીનની જાહોજલાલી અને ધન ધાન્ય અને રસકસથી ઉભરાતી ભૂમિમાં સમુદ્રોની કંટાળામય આધુનિક સાધન રહિત અને સંકટપૂર્ણ સફર ખેડી અલ્લાહના આસરે કદમ મૂક્યો. તે સમયે નતો કોઇ અરબોને ઓળખતું હતું કે નતો કોઇ તરેહનો સંબંધ હતો સંદેશવાહક વ્યક્તિ 'વહાબ ઇબ્ને કબાસા' માટે આ ભૂમિ એક નવિનજ સૃષ્ટિ હતી. તેનો સાથી ઇસ્લામ, અલ્લાહ અને અલ્લાહના અંતિમ પયગંબર ઉપરની અચળ શ્રદ્ધા, પવિત્ર પ્રેમ, ધર્મપ્રચારની અનેરી અને અડગ ધગશ અને આત્મવિશ્વાસ હતો.

પોતાની ખંતપૂર્વક ફરજ બજાવતાં વહાબ ઇબ્ને કબાસા હમેશા શહેનશાહના દરબારમાં હાજરી આપતા હતા. આપના પવિત્ર આચરણ નેક નિષ્ઠા અને ધર્મભક્તિથી શહેનશાહનો ચાહ મેળવવાને તેઓ ભાગ્યશાળી થયા સમયના પ્રવાહ સાથે જેમજેમ તેઓને પોતાના કાર્યમાં સિદ્ધિ મળતી ગઇ. અને ઇસ્લામ ધર્મના વાવેલાં બીજને ઉગી, વૃક્ષ રૂપ ધારણ કરી જેમજેમ ફાલતું અને વિશાળ થતું જોયું; તો આપને ઇસ્લામના કેન્દ્રની આવશ્યકતા સમજાઇ ને આપે શહેનશાહ પાસે પાયતખ્ત કેન્ટોનમાં એક પ્રભુધામ-મસ્જીદ બાંધવાનો ઇરાદો પ્રદર્શિત કર્યો. સમ્રાટે પ્રેમ પૂર્વક માંગણીને મન્જૂર કરતાં ચિનના વિશાળ ખંડમાં ઇસ્લામનો આદેશ અને તૌહીદનો પ્રકાશ પ્રસરાવતી પ્રથમ ખાનએ ખુદા-મસ્જિદનો પાયો નંખાયો. આ નવિન પ્રભુધામે, ઇસ્લામના પ્રથમ દૂતની પવિત્ર રહેણી કરણી અને અમૃત વચનોએ ચીનની સત્યપ્રેમી પ્રજાને આકર્ષિ લીધી. સત્યના ઉપાસક અને ધર્મ પ્યાસા માનવીઓના ટોળે ટોળાં ઇસ્લામથી પાવન થવા લાગ્યા. ઇસ્લામનો આફતાબ વધુ પ્રકાશિત થઇ ચમકવા લાગ્યો. ઇસ્લામ-પ્રચારનું ક્ષેત્ર વધુ વિશાળ અને ખેતરાઉ-મય થવા લાગ્યું. અલ્લાહ અને અલ્લાહના પ્યારા રસૂલ (સ૦) ઉપર આસ્થા રાખનાર હીરાઓ જ્યાંને ત્યાં ચમકવા લાગ્યા અને અંધકારમય ચિત્ર ઝગમગતું દૃષ્ટિગોચર થવા લાગ્યું.

ઇ. સન ૧૧૫૧માં ઉત્તર પશ્ચિમેથી એક "દઅવતુલ ઇસ્લામ" નામક મીશન ચીનમાં આવ્યું અને પુરજોસથી ધર્મ પ્રચારનું કામ શરૂ કરવામાં આવ્યું. આ મીશનને પણ પોતાના કાર્યમાં સારી સફળતા મળી.



# કારવાં



ખલીફા વલીદ બિન અબ્દુલ મલીકના શાસનકાળ દરમિયાન ઇસ્લામની સત્તા અને આણ ચીનના સીમાડા સુધી પ્રવર્તી હતી. ચીનનો શહેનશાહ ઇસ્લામનો ચહક બની ચૂકયો હતો. કેન્ટાર પ્રગણાના શાસકે ઇસ્લામના સિદ્ધાંતોથી આકર્ષાઈ ઇસ્લામ ધર્મ સ્વિકારી લીધો હતો. પ્રજા પોતાના શાસકના આ પગલાથી અસંતુષ્ટ બનતા સાંપ્રદાયિક બળવો પોકાર્યો કેન્ટારના રાજ્યકર્તાની સ્થિતિ અત્યંત નાજુક બની, પરંતુ જે રાજાએ અલ્લાહ અને અલ્લાહના રસૂલ(સ૦)નો પાક મઝહબ ખરા અંતઃકરણ પૂર્વક અને કોઈપણ જાતના બદલાની, લાલચની કે મહત્વકાંક્ષા પુરી કરવાની આશા અને ઉમ્મીદ રહીત સ્વીકાર્યો હતો, તેનો નિગેહબાન અને મદદગાર ખુદ પરવરદિગાર હતો. ખલીફા મન્સૂર અબ્બાસી પાંચહજાર અરબી મુજાહિદોના શક્તિશાળી સૈન્ય સાથે રાજાની મદદે ચઢયા બળવાખોરો આસાનીથી પરાજીત થયા અને હથિયારો મૂકી શરણુ સ્વિકાર્યું અરબી મુજાહિદોએ ચીનને પોતાનું વતન બનાવી કેન્ટોન પરગણામાં વસવાટ કર્યો. તેઓએ રાજાનું હૃદય હરી લીધુ અને જુથના જુથો ઇસ્લામથી પાવન થવા લાગ્યા. જરૂરીયાત અનુસાર સાન્સી, લાન્સુ, ચીનાઇ તારતાર, ટીબેટ અને યુનાન વિગેરે સ્થળોએ મસ્જિદો બાંધવામાં આવી મુસ્લિમ ધર્મ પ્રચારકોને પ્રોત્સાહન મળ્યું અને ઉત્સાહપૂર્વક બમણા વેગથી તેઓ ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવા લાગ્યા.

ચક્રવર્તિ મુગલ સમ્રાટ ચંગીઝખાને ચીન ઉપર ચઢાઇ કરી જીતી લીધું અને કુલ સત્તા પોતાના પુત્ર તુલીખાનને સોંપી આ ફળદ્રુપ અને ધનાઢય પ્રદેશનો શાસક બનાવ્યો. તુલીખાનના વંશની સત્તા ઈ સ ૧૨૪૮ થી ૧૩૭૦ સુધી રહી. આ મુગલ શાસન કાળ દરમિયાન પણ ઇસ્લામનો અસ્ખલિત પ્રવાહ રહેજ પણ અટકયા વગર વહેતો રહ્યો અને મુગલ શાસનમાં અનેક મોટા હોદ્દાઓ મુસલમાનો ભોગવવા ભાગ્યશાળી બન્યા.

જ્યાં સુધી ઇસ્લામી મસ્જિદોના ગગનચુંબિત મિનારાઓ આભલાંઓ સાથે ગેલ કરતા ઇસ્લામની મહાન ફતેહ બદલ મૃદુમૃદુ હાસ્ય કરી રહ્યા છે, ઇસ્લામી ખાનકાહોમાં જ્યાં સુધી ઇસ્લામ પ્રચારની ભલી ભાવનાઓ અને ગુંજે ગુંજી રહી છે જ્યાં સુધી ચીનમાં એક પણ ઇસ્લામિ હસ્તી જીવતી હશે અથવા જ્યા સુધી ઇસ્લામના પરવાનાઓ અને જાંનિસારોની આરામગાહો અસ્તિત્વમાં રહેશે, અને જ્યાં સુધી ચીનના ઇસ્લામી ઇતિહાસના પાનાઓ પૃથ્વીપટ ઉપર કયાએ સચવાયેલાં રહેશે; ત્યાં સુધી ચીનના ઇસ્લામના પ્રથમ દુત વહહાબ ઇબ્ને-કબાસાની સ્મૃતિ તાજીજ રહેવાની. એ અદ્ભુત એકલપંથી મુસાફરે અલ્લાહના ભરોસે ઇસ્લામનું પવિત્ર બી વાવ્યું. કુદરતની રહેમતે તેને પાણી પાયું, પોષી ઉછેર્યું. આજે એ બીજ એક મહાન વિશાળ વૃક્ષમાં વિકસ્યું અને તેનાં પાદડાઓ અર્થાત મુસલમાનોની સંખ્યા ઉડતી માહિતિનુસાર આસરે પચ કરોડની ગણી શકાય છે.

જે મહાન ત્યાગી મહાપુરુષોએ, ફાની જગતની મોહમાયા, વૈભવ, વિલાસ, આરામ અને એશને તિલાંજલી આપી, પોતાના પ્યારા હુબ્બુલ વતનને છેલ્લી સલામ કરી




માન અલ્લાહ અને અલ્લાહના રસૂલનો પવિત્ર સંદેશ સંભળાવવનુ બીડું ઝડપી પરકા અને અપરિચિત પ્રદેશને પોતાનું વતન બનાવ્યું. તેઓના વ્યક્તિત્વ સદ્‌ગુણ અને સદાચરણે પ્રત્યેક ભૂમિમાં ઈન્સાનીયતની રૂહ ફુંકી, ભાન ભૂલેલાઓને, અંધકારમાં અથડાનારાઓને, મનુષ્યપણાને ખોઈ બેઠેલાઓને, ભાતૃભાવ, સમભાવના અને હમદર્દીને વિસરનારાઓને એક અતૂટ સોહામણી સાંકળમાં જકડી એક નિરાળી કલમ બનાવી દીધી અને આ રીતે તેવા પ્રભુભક્ત આત્માઓ સદાને માટે અમર અને ચિરંજીવી બની ગયા. સત્ય છે કે જે માણસ પોતાનું સર્વસ્વ હોમી મરણ પહેલાંજ શરણુ સ્વીકારી લે છે, તે સદા અમરજ રહે છે. (ખુદાની હજાર હજાર રહમતો હો એવા પવિત્ર અને ત્યાગી આત્માઓ ઉપર)

(ડેક્કન ટાઈમ્સના આધારે)

—o—

# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૪૪૭

કોઇ પણ માણસને જો એક ખરાબ બ્હેન હોય, તો તે તેની કમનસીબી છે. પણ જો સ્ત્રી ખરાબ હોય, તો તે તેની પોતાની ભૂલને આભારી છે કારણકે સ્ત્રીની પસંદગી નો હક્ક પ્રત્યેક પુરુષને છે. જ્યારે બ્હેન માટે ભાઇ જવાબદાર હોતો નથી.

૪૪૮

બીજાની વેદના માપી શકાય એવા કોઇ યંત્રની શોધ થઇ હોય, તો જગતની આજની દુઃખદ સ્થિતિનું આપણને સંપૂર્ણ ભાન આવી જતે.

૪૪૯

પ્રેમના નામે માનવ સમાજમાં વ્યાપક બનેલી બદીનો વહેલામા વહેલો અંત આવે એ અત્યંત જરૂરી છે.

૪૫૦

તકદીર અને તદબીરના પ્રશ્નોમા રસનેના-) રાઓએ તકરાર થાય ત્યાં સુધી પોતાના કક્કાને ખરો પાડવાના મિથ્યા પ્રયત્નો કરવા જોઇએ નહિ. દુન્યામાં એક પણ માણસ એવો નથી, કે જેણે પોતાની લાયકાત કેળવવામાં કે પ્રગતિ સાધવામાં પછાતપણું દાખવ્યું હોય, છતાં સર્વની સરખી ઉન્નતિ થતી નથી કેટલાક માણસો જોતજોતામાંજ ધ્યેયને પહોંચી વળે છે, જ્યારે કેટલાકો છેલ્લા શ્વાસ સુધી જેહમત ઉઠાવ્યા છતાયે સિદ્ધિને વરી શકતા નથી. સફળ ન થનારાઓ માટે ભાગ્યમાં જેઓ માનતા નથી, તેઓ એવો મત ઉચ્ચારે છે,. કે તેમની કાર્યપધ્ધતિમાં ખામી હતી. પણ એ દલીલ પણ સાવ સાચી નથી. અનેક વખતે નિષ્ફળ નીવડેલાઓએ પણ હતાશ થવું નહિ, અને ફરીથી પ્રયત્ન કરવાં. એટલા પૂરતી દલીલ સાચી છે પણ ભાગ્ય જેવી કોઇ વસ્તુજ નથી, એમ કહેવું એ નરી મૂર્ખતા છે. કારણકે જેઓ ભણેલા નથી, ભણેલાઓની દ્રષ્ટિએ સદંતર લાયકાત વગરનાં છે; છતાં ભણેલાઓ જેને નાલાયક ગણે છે, એવા નાલાયકો પાસેજ રીતસરની ડીગ્રીઓ મેળવેલા, લાયકાતવાળા માણસો ગુલામ તરીકે (સર્વીસમાં) ચાકરી કરતા હોય છે. આથી પુરવાર થાય છે, કે ડીગ્રીઓ દ્વારાજ સિધ્ધિ મળતી નથી. માત્ર પ્રયત્નો દ્વારાજ પ્રગતિ થઇ શકી હોત, તો બીનકેળવાયેલાંનાં ભાગે બટકો રોટલી પણ ન આવત પણ વાસ્તવિક રીતે તેમ નથી પ્રયત્નો છતાં અલ્લાહની અમીદ્રષ્ટિની પણ અત્યંત જરૂર છે "બધુંયે સંભવિત છે" એમ કહેનારાઓએ તેમાં સુધારો કરીને "જો અલ્લાહની મેહેર હોય તો કાંઇજ અસંભવિત નથી" એમ કહેવું જોઇએ, કારણકે માણસ ઉપરથી અલ્લાહની મેહેર જો અળગી થઇ જાય તો પછી મીંડા સિવાય બાકીજ શું રહે ! નેપોલીયનનાં ".Everything is possible" વાળા વાક્યમાં માનનારા મુસ્લિમો એ અલ્લાહની શક્તિનો નિરંતર ખ્યાલ રાખવો જરૂરી છે. એક વાત બીજી પણ ભૂલવા જેવી નથી, તે એ કે જો પ્રયત્નો દ્વારા સર્વની સરખી ઉનતિ થવા પામે, તો જગતના વ્યવહારનું શું થાય ? સર્વ સરખી સ્થતિમાં




હોય, ત્યારે કોણ કોને જવાબ આપે? અને શા માટે જવાબ આપે? આ સર્વ વસ્તુઓનો સામટો વિચાર કરતાં સ્પષ્ટ પુરવાર થાય છે, કે તદબીર સાથે તકદીરની પણ આવશ્યકતા છેજ. તકદીરમાં સદંતર નહિ, માનનારાઓ પણ જ્યારે નિરાશ થાય છે, ત્યારે કોઇ એક અદ્રશ્ય શક્તિમાં લાચારીએ માનતા થાય છે. સર્વ દ્રષ્ટિએ સદંતર નિષ્ફળ નીવડનાર, આખરે ભાગ્ય પણ કોઇ એક વસ્તુ છે, એમ સ્વેચ્છાએ સ્વીકારે છે.

૪૫૧

પોતાને ખામીઓ રહિત માની લેવા કરતાં અન્યની દ્રષ્ટિએ પોતાની લાયકાત માપવાનું ચાલુ રાખવું વધારે લાભદાયક ગણાય.

૪૫૨

માણસની અયોગ્ય નહિ, પણ યોગ્ય ઇચ્છા પાર પાડવામાં ન આવે, તો તેને જીવનમાં રસ રહેતો નથી, પરિણામે છાનાં પાપો વધે છે.

૪૫૩

જે રિવાજો આપણને ધર્મથી દૂર રાખતા હોય, જે રિવાજો ઉપર અમલ કરવાથી, વખતનાં વહેણ સાથે ગુન્હેગાર થવાનો, કે ગુન્હાઓથી ટેવાઇ જવાનો ભય રહેતો હોય, એવા સર્વ રિવાજોને, પોતાની અને પોતાના સમાજની ઉન્નતિ ખાતર સત્વર ત્યજી દેવાં જોઇએ.

૪૫૪

પ્રેમ એટલે દેહભૂખની અતિ તૃપ્તિ, એમ આજે ઘણાં લોકો માનતા હોય એમ લાગે છે. પ્રેમના પ્રકારો અનેક છે. પ્રભુ-પ્રેમ અને વિશ્વ-પ્રેમ એ પણ એના પ્રકારો છે. જ્યાં આજે તો શરીર ભૂખની સગવડ સાચવવામાંજ લોકો પારંગત દીસે છે. અને "લગ્ન" પણ જાણે કેમ દેહભૂખની સગવડો આપવા માટેજ ન થતાં હોય, તેમ "લગ્ન" પણ જવાબદારીઓનો પૂરેપૂરો ખ્યાલ કર્યા વગરજ થતાં જોવામાં આવે છે. વાસ્તવિક રીતે જોતાં આજે પ્રેમ શબ્દ માત્રનો પણ દુરુપયોગજ થાય છે. પ્રેમ સંબંધોમાં ભારોભાર દભ અને પ્રપંચનીજ ઝાંખી થાય છે. વૃત્તિઓનાં ઉશ્કેરાટને સમાવવા માટે અનાન કુમારિકાઓનાં શિકાર જ્યાં ત્યાં ખેલાતા હોય છે. આજનો માનવ સમાજ પ્રેમના પડદા પાછળ વાસનાઓ પોષી રહ્યો છે.

૪૫૫

વિલાસવૃત્તિથી જીવન વેડફાઇ જાય છે. વિલાસવૃત્તિ પોતાનાં અને પોતાનાં સ્વજનો માટે દુઃખ સિવાય અન્ય એકેય વસ્તુ આણી શકતી નથી. એ વૃત્તિઓનાં રૂળવળાટને તાબે થનારાઓએ યાદ રાખવું જોઇએ

૪૫૬

સફળતા પ્રાપ્ત કરવામાં સારું વાંચન, સર્વોત્તમ વર્તન અને વાતચીત કરવાની કળા અત્યંત ઉપયોગી નીવડે છે. સંસ્કારી કહેવાતા હોય, તેવાઓમાં પણ જો વ્યવહારિક કાર્ય કુશળતા ન હોય, તો તેઓ ધારેલું પાર પાડી શકતા નથી, અર્થાત નિષ્ફળ નીવડે છે.

૪૫૭

કોણ ક્યાં, ક્યારે અને શા માટે જાય છે? તેની ભાંજગડમાં તમારે પડવાનું નથી, પણ તમે પોતે ક્યાં અને શા માટે જાઓ છો? એનું તમોને પૂરેપૂરું ભાન હોવુંજ જોઇએ. અન્યની ઉપાધી તમે છોડી દ્યો, તમારી હિલચાલની નોંધ લેનારાઓ અનેક પડ્યા છે, એમ ચોક્કસ માની લઇ, કાળજી પૂર્વક એકે ડગલું ભરો.

૪૫૮

પોતાનો પતિ સમયસર ઘેર ન આવે,




અને આવે ત્યારે અસ્વસ્થ દશામાં આવે, ત્યારે આતુરતાપૂર્વક માર્ગ પ્રતિક્ષા કરનાર વફાદાર પત્નિને જે આઘાત થતો હશે, તેનો ઢંગધડા વિનાનાં અને મોડી રાત્રે ઘેર આવનારા પતિઓને ક્યાંથી ખ્યાલ આવી શકે !

૪૫૯

પ્રણય અને દાંપત્યજીવનની મ્હોટી મ્હોટી વાતો કરનારાઓ, પરણ્યા પહેલાં પવિત્ર ભાવનાઓ સેવતા અનેક યુવકો, લગ્ન પછી ટુંક મુદ્દતમાંજ લાગણી વિહોણા થઇ જવાનાં સંખ્યાબંધ દાખલા જોવામા આવે છે. ઉર્મિઓનાં ઓઘ ઉછળતા આવા સંખ્યબંધ યુવકો પરણ્યા પછી તરતજ બેદરકાર કેમ બની જતા હશે, એ અત્યંત વિચારવા યોગ્ય પ્રશ્ન છે. સંભવિત છે, કે અનિચ્છાએ જીવન જોડનારાઓનીજ આવી કપરી દશા થતી હોય, મા બાપોએ આ પ્રશ્ન ઉપર વધારે લક્ષ આપવું ઘટે.

૪૬૦

સ્નેહ લગ્નમા માનનારાઓ બધાય એવા લગ્ન કર્યા પછી સુખીજ નીવડે છે. એમ રખે માનતા, સ્નેહ-લગ્નની સાંકળથી બંધાયલા અનેક નર-નારીઓના જીવન વેડફાઇ જવાનાં દ્રષ્ટાંતો પણ ઓછા નથી.

૪૬૧

સુંદર, સુશીલ અને સુલક્ષણી સ્ત્રી જ્યારે ગંભીર બને છે, ત્યારે પુરૂષને ગમતું નથી. પુરૂષની મુંઝવણ અમર્યાદિત વધે છે.

૪૬૨

સર્વોત્તમ અને સામટા ફુલોની ફોરમ જેવું સંસાર જીવન સહુ કોઇ માટે સુલભ નથી. પ્રેમ લગ્નની ગંઠીથી જકડાયેલા, એવા બધાય યુગલો નિરંતર આનંદ અને ઉલ્લાસમાંજ વખત પસાર કરી શકે, એવો પણ કોઇ ચોક્કસ નીયમ નથી. સ્નેહ-જીવનની ભીતરમાં સદાયે હોળી સળગતી હોય એમ પણ બની શકે છે. માટે દરેક યુગલે પોતાનાં સહુ સંજોગોનો શક્ય તેટલો સદુપયોગ કરીને સંતોષ માનવો, એજ જીવન સાર્થક કરવાની સરળ સર્વોત્તમ રીત છે.

૪૬૩

જમાનાનાં અસંખ્ય ઈન્સાનોનાં હાસ્યમાં કૃત્રિમતા હોય છે. નિર્મળ હાસ્યનું પ્રમાણ દીનપ્રતિદિન ઘટતું જાય છે. અન્ય વસ્તુઓની જેમ હાસ્યમાં પણ દાંભિકતા પ્રવેશી ગઇ છે. કેટલાક લોકોનાં હાસ્યમાં તો જમાનાની ખંધાઇ હોય છે. કૃત્રિમ હાસ્યને લોકો જ્યારે પિછાણી શકતા નથી, ત્યારે તેમના ઉપર આપણને દયા આવે છે. હાસ્ય પાછળનાં રહસ્યને કળી લેવાની કળા પણ છેતરાઇએ નહિ, તેટલા માટે અત્યંત જરૂરી છે.

૪૬૪

સ્ત્રીને પુરૂષ લેખકોએ વધારે વગોવી છે ખરી પણ વાસ્તવિક રીતે જોતાં સ્ત્રી કરતાં પુરૂષનાં પાખંડ વધે તેમ છે અનેક ભોળી કુમારીકાઓને અવનવી રીતે ફસાવનાર પુરૂષો છે. આંખથી શરૂઆત કરીને જીભથી વચન અપાય છે ત્યારેજ સ્ત્રી વિશ્વાસ કરે છે, અને પછી તો પુરૂષ એ વિશ્વાસનો કેટલો દુરૂપયોગ કરે છે, એની કલ્પના માત્રથીજ અરેરાટી વછુટે છે.

૪૬૫

જગતનાં બાહ્ય વ્યવહારમાં સંખ્યાબંધ કુકર્મો કરનારને પણ તેની સ્ત્રી તો વફાદાર પતિ તરીકેજ ગણે છે. અપ્રમાણિકતામાં અનેક એવા દગાબાજ, નઠારા ભરથારને પણ તેની પત્નિ તો દેવ સમાન ગણી પૂજે છે. અને કેટલાક પતિઓ પોતાની પત્નિ સમક્ષ સાક્ષાત દેવ




દેખાવાનાંજ સતત પ્રયત્નો કરે છે. પતિવ્રતા ધર્માનાં બોધપાઠ આપનારો પોતે એક પતિ-વ્રત પાળી શકતો નથી, એ પુરૂષ માટે ઓછું શરમ ભરેલું નથી.

૪૬૬

સ્ત્રી જ્યાં સુધી માત્ર સ્ત્રી તરીકે રહે, ત્યાં સુધી તો સ્વર્ગીય સુખનો લ્હાવો લઇ શકાય છે, પણ સ્ત્રીને જ્યારે અન્યાય થાય, જ્યારે અસહ્ય યાતનાઓ સહેવી પડે, ત્યારે તે સ્ત્રી સુલભ મર્યાદા ઓળંગી જાય છે, પછી તો તે સ્ત્રી મટી કુલટાની કક્ષામાં સ્વયં મૂકાય છે. સ્ત્રીને એ કોટીએ ઉતારનાર વિશેષતઃ પુરૂષજ હોય છે. એનો ઇન્કાર ભાગ્યેજ કોઇ કરી શકે.

૪૬૭

પુરૂષ વર્ગની એક ન માફ થઈ શકે, એવી ભૂલ એ છે, કે તે સ્ત્રીની પ્રાથમિક નિર્દોષતાનો વધુમાં વધુ દુરૂપયોગ કરતાં અચકાતો નથી. પરિણામે અનેક સ્ત્રીઓનાં જીવન સર્વસ્વનો સર્વ નાશ થવા પામે છે.

૪૬૮

વફાદારીની ભાવનાનો આજનાં પુરૂષ વર્ગ-માંથી લગભગ લોપ થયો છે. પોતાનાં ઉપર વિશ્વાસ મૂકનાર પોતાનાંજ જીવનસાથીને ઠગ-વામાં આજે પુરૂષ પરમસિદ્ધિ માને છે. એ અત્યંત દુઃખદ સ્થિતિ છે.

૪૬૯

ઉલ્લાસ, આનંદ અને માણવાની જુદી જુદી રીતોમાં માનનાર, આજનો યુવક વર્ગ, પ્રીતિનાં તોફાન વડેજ પોતાની જીવન નૌકાનાં કટકે કટકા કરી નાખે છે, અને એટલા માટે સંયમ અતિ ઉપયોગી છે.

૪૭૦

જ્યાં કળીએ કળી ભમીને પોતાની રસ-વૃત્તિને પોષવાની પુરૂષોની વૃત્તિ હોય, ત્યાં પતિ-ભક્તિમાં રત રહેનારી પ્રમદાઓને શી રીતે સંતોષ થાય, એ એક આકરો ને વિચારવા યોગ્ય પ્રશ્ન છે. માણવાનાં કોડ ધરાવતા પુરૂ-ષોને સરળ સ્નેહજીવન ઇચ્છતી, ગૃહજીવનનાં ધર્મો જાળવવામાં જીવનની સાર્થકતા પેખતી પતિઓ ગુમેજ- શેની? ભ્રમરનાં જેવી ખાસીયત ધરાવતા પુરૂષ વર્ગને એક પતિવ્રત પાળવાની ફરજ પણ કોણ પાડી શકે? આ પ્રશ્નની ચોખવટ વહેલામાં વહેલા થવી જોઇએ

( અપૂર્ણ )

# આધુનિક શિક્ષણ પામીને !!

રજુ કરનાર : 'તાજ' [ રાંદેર ]

ઉર્દૂ આલમના મશહૂર કવિ મુનશી અલી અઝીમ સાહબ 'અઝીમ' તેનવી અઝીમાબાદીએ મૌલાના અકબર અલ્હાબાદીના રંગે પ્રદર્શીત કરેલા વિચારો !

આ કાવ્ય ૧૯૨૨માં આલેખાયું હતું-શાયેરના વિચારો કેટલા સત્ય છે એની પ્રતિતિ તમે કોઈ આધુનિક સુશિક્ષીતાને જોઈ કરી લેજો.

"બતા દૂં કયા નઇ તા'લીમ પાકર બીબીયાં હોંગી,
બલાયે બે-પનાહે કલ્બે મુઝતર બીબીયાં હોંગી."

સત્ય કહું ! આધુનિક શિક્ષણ પામીને સ્ત્રીઓ શું થશે ? એજ કે વિહ્વળ હૃદયોને માટે અણધારી આફત !

"યકીનન મર્દકે કબ્જેસે બાહિર બીબીયાં હોંગી;
ખુદ આરાઇસે અપની ફૌજે બેસર બીબીયાં હોંગી."

સાચે સ્ત્રીઓ પુરૂષોના અંકુશથી નીકળી પોતાની સુંદરતાનું પ્રદર્શન કરતી રહેશે એવી જાણે કોઇ સરદાર વિના ફૌજ !

"કમિટિમેં ઔર મજલિસકી ભી મેમ્બર બીબીયાં હોંગી;
ગરજ લિખ પઢકે મરદોંકી બરાબર બીબીયાં હોંગી."

કમિટીઓની અને મંડળીઓની સ્ત્રીઓ સભાસદ બનશે. સંક્ષિપ્તમાં પુરૂષોની સમાન સ્ત્રીઓ થઇને રહેશે.

"ખિયાલ આયા હૈ એહલે મુલ્કકો તા'લીમે નિસ્વાંકા,
તો અબ લેડી હુમા તાલીમ પાકર બીબીયાં હોંગી."

આજે દેશનું લક્ષ સ્ત્રીઓને આધુનિક શિક્ષણ આપવા તરફ દોરાયું છે. તો હવે એ શિક્ષણના પ્રતાપે સ્ત્રીઓ બીબીઓ મટી લેડી સ્વરૂપમાં દેખાશે !

"બજાયે ઇલ્મે દીં, જબ યે પઢેંગી ઇલ્મે અંગ્રેઝી;
તો ફિર મેમોંકી હમ પલ્લા ન ક્યૂંકર બીબીયાં હોંગી."

જ્યારે ધાર્મિક શિક્ષણને બદલે સ્ત્રીઓને અંગ્રેજી શિક્ષણ અપાશે; તો પછી એ મેમ સાહેબ સમાન શા માટે ન બને ?

"મિસિસ કહેનેસે ખુશ હોંગી જલેંગી લફ્ઝ બેગમસે;
હસૂલે ઇલ્મસે ફારિગ જો અકસર બીબીયાં હોંગી."



વિદ્યા પ્રાપ્તી પછી "મિસિસ"ના સંબોધનથી ખુશ થશે અને 'બેગમ' શબ્દથી એમને ઘૃણા ઉપજશે !

"નઇ તેહઝીબ કા સાયા પડેગા જિસ્મે નાઝુક પર;
વફુરે કિબ્રસે જામેસે બાહિર બીબીયાં હોંગી."

નવીન સંસ્કૃતિની છાપ એમના વસ્ત્રાભૂષણ પર પડશે તો પછી એ પોતાના સ્રીત્વને પણ વિસારે પાડશે.

"મુકદ્દમ હુકમે શૌહર પર કરેગી અપની મર્ઝીકો;
નઇ તેહઝીબ કે સદકેમેં ખુદસર બીબીયાં હોંગી."

નવી સંસ્કૃતિથી સ્ત્રીઓ એટલી અહંભાવી થશે કે એ પોતાના પતિના હુકમ પર પોતાનો વટ હુકમ ચલાવશે. !

"હવાયે શૌકે આઝાદીસે હોગી ઉન્કી યે હાલત;
રહેંગે મર્દ ઘરમેં ઔર બાહિર બીબીયાં હોગી."

સ્રી સ્વતંત્રતાની ધૂનનું પરિણામ એ આવશે, કે પુરૂષો ઘરમાં રહેશે અને સ્રીઓ ઘર બહાર !

"અયાં હોગા તહક્કુમસે ભી લુત્ફે ખાસ કા પેહલુ;
મઝા હોગા અગર મરદોંકી અફ્સર બીબીયાં હોંગી."

સ્રીઓની ઉન્નતિથી નવીજ વાત પરિણમશે, અને ખરી મજા તો, ત્યારે આવશે કે જ્યારે સ્રીઓ પુરૂષો પર આધિપત્ય સ્થાપશે.

"લિબાસે હિંદ પર હર વખત હોંગી ચશ્મકેં ઇન્કી;
કુછ ઐયસી વઝએ અંગ્રેઝીકી ખૂગર બીબીયાં હોંગી."

અંગ્રેજી ઢબની એટલી બધી શોખીન બની જશે; કે પછી તો તે હીંદી વસ્રોથી પણ ઘૃણાજ કરતી રહેશે.

"લિબાસે યૂરૂપી જબ સ્ફ્તા સ્ફ્તા ઝેબે તન હોગા;
નિગાહે શૌકમેં મેંમોસે બઢકર બીબીયાં હોંગી."

જ્યારે યુરોપી ઢબથી પોતાની દેહલતા શણુગારશે ત્યારે તો એ આધુનિક સંસ્કૃતિની દ્રષ્ટિમાં મેમ સાહેબથી પણ ઉચ્ચતર ભાસશે. !

"કહાંકી જુતીયાં અબ બૂટ ઇન્કે ઝેબે પા હોંગે;
ખરામેં નાઝમેં મેંમોસે બઢકર બીબીયાં હોંગી."

હવે તો પગમાં નાજુક મોજડીને બદલે ઉંચી એડીવાળા બૂટ શોભાયમાન બનશે અને છાતી કાઢીને ચાલવાની છટામાં તો મેમ સાહેબાને પણ ટપી જશે !

"મિલેંગી સબસે મહરમ હોકે ના-મેહરમ યે બે-પર્દા;
મિલનસારીમેં મેંમોકી બરાબર બીબીયાં હોંગી."




બેપર્દા થઇ પોતાના તો શું પણ અપર પુરૂષેની પણ મુલાકાત લેશે, અને એ મિલનસારીમાં મેમ સાહેબથી પણ ચઢી જશે!

"મઝા હોગા દોબાલા પાર્કમેં જબ હમ યે દેખેંગે;
બગલમેં શૌહરોંકી ચૂર પીકર બીબીયાં હોંગી."

ખરી મઝાતો ત્યરે આવશે કે જ્યારે પાર્કમાં, નશામાં ચકચૂર થઇ પતિ પતિના ખોળામાં ઢળી પડશે! અને આ દ્રશ્ય અમે જોઇશું.

"પડેંગે તાજિયાને બંદગાને ઇશ્ક પર કયા કયા;
સમન્દે નાઝ પર ચઢકર જો બાહિર બીબીયાં હોંગી."

જ્યારે એ પોતાની મગરૂરીમાં ઉતરવાને પહોંચશે ત્યારે તો કોણ જાણે આશિકો પર શી શી ગુજરશે?

"ખુલી ગાડીમેં બેબુર્કા હવા ખાનેકો નિકલેંગી;
સરાસર લફ્ઝ પર્દેસે મુકદ્દર બીબીયાં હોંગી."

હસ્તે મુખે પર્દાની પ્રથાને તિલાંજલી આપી ઝીણેક બેપર્દા ખુલ્લી ગાડીમાં ફરવા નીકળશે!

"ફરંગનકી તરહ યે નામ લેંગી અપને શૌહરકા;
કમ ઇન બાતોમેં મેંમોસે ન તલભર બીબીયાં હોંગી."

પોતાના પતિનું નામ લેવામાં પણ સંકોચ નહિ પામે, એટલુંજ નહિ પરંતુ એ વાતમાં તો મેમ સાહેબથી પણ બેકદમ અગળજ રહેશે!

"હસૂલે ઇલ્મ કે રુદકે કરેગી મન્તકી બાતેં;
ઝરાસી બાતમેં શૌહર કે ખુદસર બીબીયાં હોંગી."

પોતાના શિક્ષણના પ્રતાપે તર્કવાદથી વાતો કરશે અને નાની સુની વાતોમાં પણ એ પોતાનું આધિપત્ય પતિ પર દાખવશે.

"યહી હે ઇન્કિલાબે દહર તો ઇન્કા ખુદા હાફિઝ;
અહૂયે અઝમતે ઇસ્લામ ખુદસર બીબીયાં હોંગી."

અગર જગ પરિવર્તનનો એજ નિયમ તો પછી ખુદા રક્ષા કરે. ખચીત તેવા મુસ્લિમ સંસ્કૃતિને માટે હાનિકારકજ નીવડશે.

'અઝીમ' ઉસ વખતકા દીલચસ્પ મન્ઝર દીદની હોગા;
તમાશાયે જહાં તાલીમ પાકર બીબીયાં હોંગી."

'અઝીમ' ખચીત તે પ્રસંગ પણ જોવા જેવોજ થઇ રહેશે કે જ્યારે શિક્ષણ પામીને સ્ત્રીઓ જનતાને માટે એક તમાશા રૂપ થઇ રહેશે.

"યે સબ સચ હે 'અઝીમ' ઇસમેં તો મુતલક શક નહિ લેકીન;
બરાબર રંગમેં મેંમોકે કયુંકર બીબીયાં હોંગી."

'અઝીમ' તું કહે છે એ સત્ય છે અને એ નિશંક વાત છે પરંતુ અહિયાં તો એ પ્રશ્ન થઇ રહે છે કે મેમ સાહેબનું ખરું સ્વરૂપ સ્ત્રીઓ શી રીતે ધારણ કરશે?

સાક્ષરોના અભિપ્રાયોમાંથી :-

મુંબઈ. (૪)

ગીરગામ પોસ્ટ તા. ૨૦-૯-૩૬

તમારો પત્ર અને પુસ્તક મળ્યાં. અત્યારથી ચાળીસ વર્ષ પર મેં Persian Prosody with Figures of Speech નામનું એક નાનું પુસ્તક લખેલું; એજ ધાટી ઉપર તમારૂં પુસ્તક લખાયલું છે. તે અંગ્રેજીમાં છે: તમારૂં ગુજરાતીમાં છે એટલો ફેર: અને ગુજરાતીમાં આવા પુસ્તકની અતિ ઘણી જરૂર હતી. ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરોએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પૂછેલું એમને હું રા. રણછોડભાઈ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા ન્હાનકડા પુસ્તક સિવાય બીજું કાંઈ બતાવી શક્યો નહિ: મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબંધે જાણવાની ગુજરાતીઓને ઉત્કંઠા છે, પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતું, તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે. તે પુસ્તકમાં ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણું કે તફાવત બતાવવાની કંઈ જરૂર ન હતી: તમે ઉંડા ઉતરી એ બને ભાષાઓનું પિંગળ શાસ્ત્ર પરસ્પર ક્યાં મળતું આવે છે અને ક્યાં ક્યાં તેમાં ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીંમત ને ઉપયોગીતા વધારી છે.

આપણા હાલના ગુજરાતી સાહિત્યમાં તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે. એની જોડીનું બીજું પુસ્તક મારી જાણમાં નથી.

(દી. બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
(એમ. એ. એલ. એલ. બી.)

# કવિઓને શાઇર

અને

## શાઇરને કવિ બનાવનાર

ફક્ત આજ એકજ પુસ્તક છે.
અરબી પિંગળ સરળ ગુજરાતીમાં
"ઝાર," રાંદેરી કૃત

# 'શાહરી' ભા. ૧-૨

ભાગ પહેલામાં:-અરબી પિંગળ, છંદ પ્રકાર, છંદોની સરળ સમજુતી, અરબી-સંસ્કૃત પિંગળ મિલન, કાવ્ય પરીક્ષાની રીત, ઇત્યાદી.

ભાગ બીજામાં:- પ્રાસ (કાફિયહ), તુકાન્ત (રદીફ), પદ્ય પ્રકાર, ઇસ્લાહીનું વર્ણન અને સમજુતી.

કીંમત ૯ આના, પરદેશ એક શીલીંગ, (પોસ્ટ ખર્ચ સહિત)

પ્રકાશક:-'વહશી' સાહિત્ય કાર્યાલય, સુરત.

એજન્ટો:—

ધી રાંદેર સ્ટોર્સ ટાવર રોડ, સુરત.

અમદાવાદ તા. ૨૦-૯-૩૬

તમે મોકલેલાં શાયરીનાં બે પુસ્તકનું બુક પોસ્ટ મોકલ્યું છે તે મળ્યું છે.........ફારસી અરબી પિંગળ ગુજરાતીમાં ઉતારવાના આ તમારા પ્રયત્ન છે તે જોઇ હું ઘણો ખુશ થયો; તમારા એ પ્રયત્નને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.

(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
(બી એ)

સાક્ષરોના અભિપ્રાયોમાંથી :-

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે. અરબ પર્શિયન છંદ રચનાનાં રણછોડભાઈ ઉદયરામ અને દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનાં પુસ્તકો દુષ્પ્રાપ્ય છે, અને રણછોડભાઇનું પુસ્તક શિખવા માટે સરળ પણ નથી. અરબી પર્શિયન છંદ રચનાની બાબ 'ઝાર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે. ગુજરાતી પરિભાષા વાપર્યા આપણા છંદો સાથે સરખામણી કરી. આદર્શ તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે. અરબી પર્શિયન પદ્ય રચના સંબંધે કેટલાક ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.

૪-૧૦-૩૬ M. A.

કોલેજ, સુરત. Professor of English & Gujarati.

M. T. B. College, Surat.

...તમારૂં પુસ્તક હું ઉતાવળે વાંચી ગયો છું. અરબી અને ગુજરાતી પિંગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે. પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણું ઉપયોગી થઈ પડે તેવું લખાયું છે. પણ એ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે. આજ સુધી કોઇ ગુજરાતી પુસ્તકમાં યમક યા પ્રાસાનુપ્રાસને લગતી આવી વિસ્તારથી સંપૂર્ણ સમજણ આપેલ મેં વાંચી નથી. એ માટે હું તમને મુબારકબાદી આપું છું, અને ઇચ્છું છું કે તમને આ તમારા પ્રયાસમાં સંપૂર્ણ ફતેહ મળે

મદ્રાસ, લી. શુભેચ્છક.

૧૬-૧૦-૩૬ (કવિ શ્રી) અરદેશર ફરામજી ।

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ–સાબેરી

"યા રશીદો" (સંખ્યા ૫૧૪) "ઐ સૌના રાહનુમા" (૧) કોઇ એવું સખત અને મુશ્કિલ કામ અથવા સંજોગ આવ્યો હોય કે તેને કેમ કરવું તેની કંઇ સમજ પડતી ન હોય તો એને અસર પછી એક હજાર વખત અને ઇશા પછી એક હજાર વખત દરરોજ પઢવાથી જે કંઇ ઠીક તદબીર હશે તે ઇ. અ. જાહેર થશે. (૨) અસર અને ઇશા પછી દરરોજ કસરતથી પઢનારનું બાતિન મુનવ્વર થાય છે. (૩) એને હંમેશા એક હજાર વખત પઢનારના બધા મુશ્કિલ કામો વગર મહેનતે ઇ. અ. પૂર્ણ થતા રહેશે અને બીજા બધા કામો પણ એવીજ રીતે પૂર્ણ થતા રહેશે. (૪) કોઇ ચીજ ખોવાય કે ચોરાઈ ગઇ હોય તો મગરેબ અને ઇશાની વચ્ચે એને એક હજાર વખત પઢવાથી ઇ. અ. બહુ જલ્દી તે ચીજ મલી જશે અગર તેની ખબર મલી જશે (૫) દરરોજ ઇશા પછી એક એક સો વખત પઢનારના બધા અમલ કબુલ થાય છે. (૬) દરરોજ સવારે નમાઝ પછી તેમજ ઇશાની નમાઝ પછી એક એક સો વખત પઢનારના રાત દિવસના બધા અમલ ખુદાપાક કબુલ કરશે અને પઢનારને મુકર્રબીનનો દરજ્જો અતા કરશે. (૭) પોતાની ઔરત સાથે હમબિસ્તર થતી વખત એને પઢવાથી ઇ. અ. નેક અને પરહેઝગાર ઔલાદ ખુદાપાક આપશે. (૮) એને હમેશા કસરતથી પઢનાર ઇ. અ. કોઈ મુશ્કિલમાં સપડાશે નહીં (૯) અગર કોઇ મુશ્કિલમાં સપડાઈ ગયા હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી મુશ્કિલ આસાન થઇ જશે.

"યા સબૂરો" (અદદ ૨૯૮) "ઐ હિલ્મ અને બર્દાસ્ત રાખનારવાલા, ઐ મોટા સહારાવાલા." (૧) એને હમેશાં કસરતથી પઢનાર ગમે તેવી સખતમાં સખત મુશ્કેલીમાં પણ સબર કરે છે એટલે સાબિર થાય છે. (૨) કોઇ રંજ અને મુસીબત આવી પડે ત્યારે એને દરરોજ ૧૩૩ વખત પઢવાથી રંજ, મુસીબત તેમજ મુશ્કિલ ઇ. અ. બહુ જલ્દી દૂર થઇ જશે. (૩) અગર કોઇનો શેઠ, કોઇ હાકિમ વગેરે ગુસ્સે અને નારાઝ થઈ ગયો હોય તેમજ જો કોઇ ઔરતનો ખાવીંદ બદઝબાની કરતો હોય તો અધીં રાત્રે અગર બપોરે ૧૧૦૧ વખત એને પઢી ખુદાપાકથી દુઆ માંગશે તો ઇ. અ. બહુ જલ્દી બધું ઠીક થઇ જશે. આ અમલ પૂરા સાત દિવસ કરવો જોઇએ જો કામ પૂરું થાય તો પણ (૪) અગર કોઇ ઔરતનું બચ્ચું મરી ગયું હોય અને તેણીને તેનો બહુજ રંજો ગમ રહેતો હોય તો એક હજાર વખત એને પઢી પાણી ઉપર દમ કરી પીવાડવાથી ઇ. અ. બહુ જલ્દી રંજો ગમ દૂર થઇ જશે. (૫) એને હમેશા કસરતથી પઢનાર દુન્યામાં અઝીઝ થશે અને બધી મખ્લૂક તેનાથી રાજી રહેશે.



"યા સાદેકો" (સંખ્યા ૧૯૧) "એ સચું બોલનારવાળા" "મૈં સાચા" જેને જુઠું બોલવાની ટેવ હોય તે એને કસરતથી પઢશે તો ઇ. અ એ બૂરી ટેવ છુટી જશે અને સાચું બોલવાની ટેવ પડશે' (૨) એને કસરતથી હમેશાં પઢનાર ઇ. અ. ગૈબની સાચી વાતો જાહેર કરશે.

"યા સત્તારો" (અદદ ૬૬૧) "એ ગુન્હેગારોના ગુન્હાને છુપાવનારવાળા" કોઇપણ નમાઝ પછી એકસો વખત પઢનારના બધા એબ ખુદાપાક પોશીદા રાખે છે. (૨) એને કસરતથી પઢનાર ગુન્હાઓથી બચેલો રહે છે અને નેક ચાલચલણવાળો થાય છે.

"બિસ્મિલ્લાહ-હિર્રહમાનીર્રહીમ."

હો વલ્લાહુલ્લઝી લાઇલાહા ઇલ્લા હોવર્રહમાનુર્રહીમ. અલ્લાહુમ્મા અંતલ મલેકુલ હકકુલ્લઝી લાઇલાહા ઇલ્લા અંતા. યા અલ્લાહો. યા રહમાનો. યા રહીમો યા મલેકો. યા કુદ્દુસો. યા સલામો. યા મોઅમેનો. યા મોહયમેનો. યા અઝીઝો. યા જબ્બારો. યા મુતકબ્બેરો યા ખાલિકો. યા બારેઓ. યા મુસવ્વેરો. યા ગફ્ફારો. યા કહ્હારો યા વહ્હાબો. યા રઝઝાકો. યા ફત્તાહો. યા અલીમો. યા કાબેદો યા બાસેતો. યા ખાફેદો. યા રાફેઓ. યા મોઇઝઝો યા મોઝિલ્લો. યા સમીઓ. યા બસીરો. યા હકમો યા અદ્લો. યા લતીફો. યા ખબીરો. યા હલીમો. યા અઝીમો. યા ગફૂરો. યા શકૂરો. યા અલીય્યો. યા કબીરો. યા હફીઝો. યા મોકીતો. યા હસીબો. યા જલીલો. યા કરીમો. યા રકીબો. યા મુજીબો યા વાસેઓ. યા હકીમો. યા વદૂદો. યા મજીદો. યા બાએસો. યા શહીદો યા હકકો. યા વકીલો. યા કવીય્યો. યા મતીનો. યા વલીય્યો. યા હમીદો. યા મોહ્સી. યા મુબદીઓ. યા મોઇદો. યા મોહ્યી. યા મોમીતો યા હય્યો. યા કય્યૂમો. યા વાજેદો. યા માજેદો યા વાહેદો. યા અહદો યા સમદો યા કાદેરો. યા મુકતદેરો. યા મુકદ્દેમો. યા મોઅખ્ખેરો. યા અવ્વલો યા આખેરો. યા ઝાહેરો. યા બાતેનો યા વાલી. યા મુતઆલી. યા બર્રો. યા તવ્વાબો. યા મુન્તકેમો. યા અફુવ્વો યા રઉફો. યા માલેકલ મુલ્કે. યા ઝુલજલાલે વલ ઇકરામે. યા મુકસેતો. યા જામેઓ યા ગનીય્યો. યા મુગની. યા મોઅતી. યા માનેઓ. યા ઝારો. યા નાફેઓ. યા નૂરો. યા હાદી યા બદીઓ. યા બાકી. યા વારેસો. યા રશીદો. યા સબૂરો. યા સાદેકો. યા સત્તારો.

એને દરરોજ એક વખત પઢનારની દરેક હાજત ખુદાપાક પૂરી કરે છે તેને કોઇનો મોહતાજ કરતો નથી અને જે કંઇ દુઆ માગે તે ખુદાપાક કબૂલ કરે છે.

ખુદાપાકના મુબારક નામો વઝીફા તરીકે પઢવા અફઝલ અને શ્રેષ્ઠ છે. એ પછી જે કંઈ ખુદાપાકથી માંગવામાં આવે તે ઇ. અ.



જરૂર ખુદાપાક આપશે. મજકુરને વઝીફા તરીકે પઢવાથી ઈસ્મે આ'ઝમ પણ હાથ લાગી જવા ઉમ્મેદ છે. કેમકે ઈસ્મે આ'ઝમ પણ અલ્લાહપાકનાજ નામોમાંથી છે.

હદીસ શરીફ મુજબ ખુદાપાકના નામોના વસીલાથી જે કંઈ દુઆ માગવામાં આવશે તે ખુદાપાક કબુલ કરશે. તેમજ ખુદાપાકના નામોને વઝીફા તરીકે પઢનાર જન્નતમાં દાખલ થશે.

"ઈસ્મે આ'ઝમ"

આપણે દુન્યાદારો ઈસ્મે આ'ઝમ માટે જમીન આસમાન એક કરવા જેટલી મહેનત કરવા પણ ખંચાઈએ નહીં તેને માટે નીચે લખેલ હકીકત પરથી દરેક સાહેબ સારી રીતે સમજી શકશે કે ઈસ્મે આ'ઝમ શું છે?

એક દિવસ 'હઝરત ઈબ્રાહીમ અદહમ બાદશાહ" (રે. અ.)ને કોઈએ સવાલ કર્યો કે આપને ઈસ્મે આ'ઝમ યાદ છે! જો હોય તો ફરમાવો. આપે જવાબ આપ્યો કે ભાઈ:- પેટને હરામ રોઝીથી પાક સાફ રાખી કંઈ પણ દુન્વી લાલચ વગર ખુદાપાકના જે પણ મુબારક નામનો વઝીફો ખરા દિલથી હમેશાં ચાલુ રાખશો તેજ ઈસ્મે આ'ઝમ છે.

માશા અલ્લાહ કેવો સારો જવાબ છે. દરેક સમજદાર સાહેબ આ ઉપરથી બધું બરોબર સમજી શકે છે. લંબાણ લખવાની જરૂર જોતો નથી. ખુદાપાક સૌને નેક હીદાયત આપે એજ.

"ઈસ્મે આ'ઝમ" બાબત ઉપર ટુંક ખુલાસો કર્યો છે છતાં અમુક અમુક બુઝુર્ગોએ જેને જેને ઈસ્મે આ'ઝમ કહ્યા છે તે લખું છું:—

(૧) અલ્લાહ (૨) અલ્લાહુમ્મા (૩) હૂ (૪) રબ્બના (૫) બિસ્મિલ્લાહ હિર્રહમાનિ ર્રહીમ (૬) યા હય્યો યા કય્યૂમો (૭) અલ્લાહો લા ઈલાહા ઈલ્લાહો વલ હય્યુલ કય્યૂમ (૮) વ એલાહોકુમ એલાહુંવ વાહેદુલ લાઈલાહા ઈલ્લા હો વર્રહમાનુર્રહીમ (૯) હોવલ્લાહુલ્લઝી લાઈલાહા ઈલ્લાહો વ ર્રહમાનુર્રહીમ (૧૦) યા અલ્લાહો, યા રહમાનો, યા રહીમો (૧૧) યા બદીઅસ્સમાવાતે વલ અર્દે (૧૨) યા ઝલજલાલે વલ ઈકરામે (૧૩) યા બદીઅસ્સમાવાતે વલ અર્દે યા ઝુલજલાલે વલ ઈકરામે (૧૪) લાઈલાહા ઈલ્લા અંતા સુબ્હાનકા ઈન્ની કુન્તો મિનઝ્ઝાલેમીન (૧૫) યા મુજીબદ દાઅવાતે (૧૬) યા કાદીયલ હાજાતે (૧૭) યા મોસબ્બેબલ અસ્બાબે યા મોફત્તેહલ અબ્વાબે યા સામેઅલ અસ્વાતે યા મુજીબદ દાઅવાતે યા કાદીયલ હાજાતે (૧૮) યા હસીબો (૧૯) યા

## વાંચકોને !

ચાલુ અંકથી અસ્માઉલ હુસ્નાની લોકપ્રિય લેખમાળા સમાપ્ત થાય છે. કોઈ ભાઈ સંપાદકની પરવાનગી વિના એને છપાવવાનું સાહસ ખેડે નહિ. નહિ તો તેનું જોખમ તેને પોતાને શિરે રહેશે.

સંપાદકની તનતોડ મહેનતનો કોઈ ભાઈ ગેરલાભ ઉઠાવે નહીં, નહીં તે ખુદાપાકના પણ ગુન્હેગાર થશે

આ ઉપયોગી લેખની સમાપ્તી સાથેજ આવતા અંકથી 'દીદારે રસૂલ' યાને દરૂદ શરીફની ફઝીલતોની ઘણી જરૂરી લેખમાળા ભાઈ 'રિફ઼ઇ સાબેરી' તરફથી રજુ થશે.

-તંત્રી



સમીઓ (૨૦) યા બસીરો (૨૧) યા સદેકો યા સત્તારો (૨૨) હરબોનલ્લાહો વ નેઅમલ વકીલો (૨૩) યા માલેકુલ મુલ્કે (૨૪) હો વલ્લાહુલ્લઝી લાઇલાહા ઇલ્લા હોવા રબ્બુલ અર્શીલ અઝીમ (૨૫) અલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવા લહુલ અસ્માઉલ હુસ્ના (૨૬) વ અનતિલ વજુહુલ લ્હયુલ કય્યૂમ (૨૭) અલ્લા-હુમ્મા ઇન્ની અસ્અલોક બેઇસ્મેકલ મખ્ઝૂ-નિલ મકનૂનીત્તાહેરીલ મુતહરીલ કુદ્દુસીલ હયીલ કય્યુમીલ્હમાનીર્રહીમે ઝિલજલાલે વલ ઇકરામે (૨૮) યા અલ્લાહો યા રહમાનો યા રહીમો યા હલીમો યા સમીઓ યા સાદેકો યા સત્તારો (૨૯) અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઅન્ની અશ્હદો અન્નકા અંતલ્લાહો લાઇલાહા ઇલ્લા અંતલ અહદુસ્સમદુલ્લઝી લમયલિદ વ લમયૂલદ વ લમયકુલ્લહૂ કોફોવન અહદ (૩૦) અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઅન્ના લકલ હમ્દો લાઇલાહા ઇલ્લા અંતા યા હન્નાનો યા મન્નાનો યા બદીઉસ્સમાવાતે વલ અર્દે યા ઝુલજલાલે વલ ઇકરામે યા બૈરીલ વારે-ષીના યા અહ્કમલ્હાકેમીના યા સમીઉદ દુઆએ યા અલ્લાહો યા અલ્લાહો યા અલ્લાહો યા આલેમો યા સમીઓ યા અલીમો યા હલીમો યા માલેકુલ મુલ્કો યા સલામો યા હક્કો યા કદીમો યા દાએમો યા ગનીયો યા મોહીનો યા હકીમો યા અલીયો યા કાહેરો યા રહમાનો યા રહીમો યા કરીમો યા મોઅની યા માનેઓ યા મોહયી યા મુકસેતો યા હય્યો યા કય્યૂમો યા અહદો યાં અહદો યા અહદો યા રબ્બો યા રબ્બો યા રબ્બો યા વહહાબો યા ગફ્ફારો યા કરીબો યા લાઇલાહા ઇલ્લા અંતા સુબ્હાનકા ઇન્ની કુન્તો મિનઝ્ઝાલેમીના અંતા હસ્બી વ નેઅમલ વકીલો. (૩૧) અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઅન્ના લકલ હમ્દો લાઇલાહા ઇલ્લા અંતા વહદોકા લાશરીકા લકલ હન્નાનુલ મન્નાનો બદીઉસ્સમાવાતે વલ અર્દે યા ઝુલ-જલાલે વલ ઇકરામે. (૩૨) કુલિલ્લા હુમ્મા માલેકુલ મુલ્કે......છેવટ સુધી.

ઇસ્મે આઝમની ખાસ તાસીર એ છે કે એ પછી જે કંઈ દુઆ માગવામાં આવે તે ખુદાપાક કબૂલ કરે છે અને દીન દુન્યવી દરેક હાજત પૂર્ણ થવા તેમજ બધી મુશ્કેલ આસાન થવા અકસીર સમાન છે દરેક વઝીફા વગેરેમાં નિયત અને ખરા અકીદાની તેમજ હલાલ રોઝીની ખાસ જરૂર છે એ સિવાય બધી મહે-નત નકામી છે, તેનો જરૂર ખિયાલ રાખવો જોઇએ

કોઈ પણ ઇસ્મને વઝીફા તરીકે પસંદ કરો તો તેને એટલી વખત પઢવું નક્કી કરવું જોઇએ કે દરરોજ ગમે તે ભોગે તેટલી વખત પઢવું જોઇએ. એક દિવસ પછી બે દિવસ છોડી દેવું અગર કોઈ દિવસ વધુ અને કોઇ દિવસ કમતી એમ પઢવું ન જોઇએ એ બાબત પણ ધ્યાનમાં રાખવી જરૂરી છે, અને બદનની તેમજ કપડાની પાકીનો અને જે જગ્યાએ પઢવા બેસો તેની પાકીનો પણ જરૂર ખિયાલ રાખવો જોઇએ.

અસ્માઉલ હુસ્નામાંથી અમુક અમુક નામોને સાથે મેળવી પઢવાથી જે ઇસ્મે આઝમની તાસીર પેદા થઇ તેનાથી જે જે ફાયદા અને કામ થાય છે તે લખું છું:—

જે બબે કે ત્રણ ત્રણ અગર વધુ નામો હોય તેનાં દરેકના અદદનો સરવાળો કરી તેટલી વખત દરરોજ એક ચિલ્લા સુધી અગર ધારેલું કામ પૂરું થાય ત્યાં સુધી અથવા તો



પઢનારે પોતાના નામના અદદ મુજબ દરરોજ નક્કી કરેલ વખત અને જગ્યાએ એકાંતમાં બેસી પઢવુ. પઢવાનું શરૂ કરવા પહેલાં તેમજ પઢી રહ્યા પછી દરૂદ શરીફ પઢવું જરૂર ધ્યાનમાં રાખવું. જે આપેલા ફકરા છે તેને પઢનારે પોતાના નામના અદદ મુજબ પઢવું.

(૧) "યા હલીમો, યા અલીમો, યા અલીય્યો" (૧) સખતમાં સખત લાઇલાજ બીમારીમાંથી છુટવા તેમજ ગમે તેવા સંગીન મુકદ્દમામાં ફતેહ મેળવવા માટે અકસીર છે. (૨) એને ખતમની રીતે એક લાખ એકાવન હજાર વખત પઢવાથી ધારેલું ગમે તે કામ ઇ અ એકજ અઠવાડીઆમા થઇ જશે. (૩) સાધારણ કામ માટે દરરોજ એક હજાર વખત પઢવાથી ધારેલુ કામ ઇ. અ. બહુ જલ્દી થઇ જશે.

(૨) "યા અર્હમર્રાહેમીન" (૧) એને કસરતથી પઢવાથી ધારેલુ કામ ઇ અ. બહુ જલ્દી થઇ જશે (૨) દરેક મુસીબત દૂર કરવા એને હમેશા કસરતથી પઢવું. ગમે તેવી સખત મુસીબત હશે, તો પણ ઇ. અ. બહુ જલ્દી દૂર થઇ જશે ( ) ઇશા પછી સજદામાં જઇ એકસો વખત પઢી દુઆ માગેથી લાઇલાજ બીમારી પણ ઇ અ સારી થઇ જશે (૪) ગમે તેવી સખત મુસીબતમાંથી છૂટવા તેમજ ધારેલું કામ પૂરૂં થવા નંબર ૩ મુજબ પઢવુ (૫) એને હમેશા કસરતથી પઢનાર ઉપર લખેલ ફાયદાઓ ઉપરાંત બીજા અનેક ફાયદાઓ મેળવશે.

(૩) "યા મલેકુલ અઝીઝો" એને કસરતથી પઢવાથી નફસાની શેહવત નાબૂદ થઇ જાય છે.

(૪) "યા સમદો" એને કસરતથી પઢવાથી ભુખ લાગી હોય તો નરમ પડી જાય છે અને વારંવાર ભુખ લાગતી નથી "અલ્લાહુસ્સમદો" એને કસરતથી પઢનારને ખુદાપાક ઇ. અ દરેક ગેબ અતા કરશે, અને તે કોઇનો મોહતાજ થશે નહીં એ સીવાય અનેક ફાયદાઓ મેળવશે.

(૫) "યા કુઅઆલો" એને કસરતથી પઢનાર દરેક રંજ-ગમ-ફીકર-અને વસવસઓથી ઇ અ. બહુ જલ્દી છૂટો થશે અને એ ચીજોથી બચેલો રહેશે.

(૬) "યા સમીઉલ બસીરો" એને કસરતથી પઢનારની દરેક દુઆ ખુદાપાક કબુલ કરે છે.

(૭) "યા કાદેરૂલ મુક્તદેરૂલ કવીય્યુલ કાએમો" ભારે વજન ઉઠાવવાવાળા, સખત કામ કરવાવાળા એને કસરતથી પઢતા રહે તો ઇ. અ થાક લાગશે નહીં. (૨) કોઇ પણ કામ શરૂ કરવા પહેલાં એને પઢવું શરૂ કરેથી ઇ. અ. બહુ સહેલાઇથી કામ થઇ જશે.

૮ "યા અઝીઝુલ જબ્બારૂલ મુતકબ્બેરો" (૧) એને કસરતથી પઢવાથી ઇજ્જત વધે છે અને પઢનારના દિલમાંથી ઘુંમદ-મગરૂરી દૂર થઇ દિલ નરમ થાય છે. (૨) કોઇ મગરૂર માણસ રૂબરૂ એને પઢવાથી ઇ. અ. નરમ થઇ જશે.

(૯) "યા નૂરૂલ બાસેતો" (૧) અગર કોઇ બાબત ખ્વાબમાં જાણવી હોય તો વઝુ કરી બિસ્તર પર સુવે અને સુતા, સુતા પઢવું ચાલુ રાખવું ઇ. અ ખ્વાબમાં બધી બાબત માલૂમ થઇ જશે. (૨) અગર કોઇ વાત સમજમાં ન આવતી હોય કે અમુક કામ કેમ કરવું તો એને ૨૫૬ વખત પઢવું ઇ. અ.



કોઈ સારે અંજામ (રસ્તો) મલી જશે. (૩) મુસાફરીમાં રસ્તો ભૂલી જનાર નમ્બર ૨ મુજબ પઢશે તો ઇ અ. જલ્દી રસ્તો મલી જશે.

૧૦ "યા અલીમુલ હકીમો" એને કસરતથી પઢવાથી ઇલ્મ-ફનમાં તરક્કી મળે છે.

૧૧ "યા હકીમુરઉફુલ મન્નાનો" દરેકોપ તબીઅતવાળા એને કસરતથી પઢશે તો ઇ. અ દિલ બરોબર થઈ જશે અને કદી કોઇપણ માણસ વગેરેથી ડરશે નહીં. એકાંત જગ્યામાં જ્યારે દિલ પર બેચેની કે ગભરાટ લાગે ત્યારે એને કસરતથી પઢવું ઇ. અ. બધું ઠીક થઇ જશે.

૧૨ "યા કરીમુલ વહુહ્હાબો ઝુલતૂલો" જેની રોઝી તંગ હોય અથવા જેને કોઇ હાજત હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી ફરાખ રોઝી મલશે તેમજ ધારેલું કામ પૂરું થશે.

૧૩ "યા હાદીયલ ખબીરૂલ મૂબીનો" અર્ધી રાત પછી એને કસરતથી પઢે અને દરેક એકસો પૂરા થએ "એહદેની યા હાદી વ અખબેરની યા ખબીરો વ બૈયેની યા મૂબીનો"ને એક વખત પઢી જે બાબત ખ્વાબમાં જાણવી હોય તેનું નામ લેવું એ મુજબ પઢતાં રહેવું જ્યારે ઉંઘ આવે ત્યારે સુઇ જવું ઇ. અ ખ્વાબમાં બધી બાબત માલૂમ થઈ જશે.

(૧૪) "યા મલેકો યા હકકો યા મૂબીનો" તંગદસ્તી દૂર કરવા માટે કસરતથી પઢવું અકસીર છે. "લાઇલાહા ઇલ્લલ્લાહુલ મલેકુલ હકકુલ મૂબીન" એને હમેશાં કસરતથી પઢનાર ઇ. અ કદી કોઇનો મોહતાજ થશે નહીં (૨) એને હમેશાં કસરતથી પઢવાથી તંગદસ્તી ઇ. અ બહુ જલ્દી દૂર થઇ જશે, (૩) એને કસરતથી હમેશાં પઢનાર ઇ. અ. મૌતની સખ્તીઓથી બચી જશે અને કયામતમાં મોટા મોટા દરજ્જા મેળવશે અને હયાતીમા એ ઉપરાંત દીન દુન્યાના અનેક ફાયદાઓ પણ મેળવશે. (૪) એને કસરતથી પઢવાથી કરજદારીમાંથી બહુ જલ્દી ઇ. અ. છૂટા થઈ જવાશે.

(૧૫) "હોવલ્લાહોમાનો આમન્ના બેહી વ ઇલયહે તવક્કલના" (૧) જે પણ હાજત કે મુરાદ હોય તેની નિય્યતથી એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી હાજત, મુરાદ પૂરી થશે. (૨) એને કસરતથી પઢનાર ઇ અ. કદી પણ કોઇનો મોહતાજ થશે નહીં. (૩) એને કસરતથી પઢનાર જીંદગીમાં દીન દુન્યાના અનેક ફાયદાઓ મેળવશે અને મૌતની સખ્તીઓથી બચી જશે અને કયામતમાં મોટા દરજ્જા મેળવશે. (૪) મકાનમાંથી બહાર નીકળવા પહેલાં "બિસ્મિલ્લાહ" પૂરી એક વખત, દરૂદ શરીફ એક વખત અને એને ૩ ત્રણ વખત અને એક વખત, દરૂદ શરીફ પઢવાથી ઇ. અ. ઘરે સુખરૂપ આવશે અને દરેક આફત બલાથી બચેલો રહેશે.

(૧૬) "યા દાએમુલ બકાયા યા હુસ્ઝેલાલો વલ અતાયા યા અલ્લાહો યા રહમાનો યા રહીમો બેહક્કે ઇય્યાકાનઅબોદો વ ઇય્યાકાનસ્તઇન" (૧) એને હમેશાં કસરતથી પઢનાર ઇ. અ. કદી કોઇનો મોહતાજ થશે નહીં. (૨) એને કસરતથી પઢનાર ઇ. અ. કદી કોઇ આફત, બલા, રંજ, મુસીબતમાં પકડાશે નહીં એવી ચીજોમાં પકડાઈ જનાર કસરતથી પઢતો રહેશે તો ઇ. અ બહુ જલ્દી છૂટો થઇ જશે.




(૧૭) લાઇલા ઇલ્લલ્લાહો વહદહૂ લાશરીકલહૂ લહુલ્મુલ્કો વલહુલ હમ્દો વહોવા અલા કુલ્લે શૈઇન કદીર એને હમેશાં કસરતથી પઢવાથી નં. ૧૬ માં લખેલ ફાયદા મળે છે નંબર ૧૬-૧૭ના ઉપર લખેલ ફાયદાઓ ઉપરાંત બીજા અનેક દીન દુન્યાના ફાયદા મળે છે જે એના પઢનારને ઇ. અ. જાહેર થતા રહેશે.

(૧૮) યા અલ્લાહો, યા રહમાનો, યા રહીમો, યા અહદો, યા સમદો, યા મુઝીબો, યા મુકીતો, યા હકીમો, યા મજીદો, યા મોઇદો, યા લતીફો, યા હય્યો, યા કય્યૂમો, અકદે હાજતી યા કદીયુલ હાજાત અકદે હાજતી યા કાદીયુલ હાજાત અકદે હાજતી યા કાદીયુલ હાજાત (૧) દીન દુન્યાના ગમે તે મુશ્કિલ કામ, ઉમ્મેદ મુરાદ વગેરે પૂર્ણ થવા ઇશાની નમાઝ પછી વીતર પઢવા પહેલાં પોતાના નામના અદદ પ્રમાણે કામ પૂર્ણ થાય ત્યાં સુધી દરરોજ પઢવું (૨) કોઇ પણ કામ વગેરે માટે ન હોય તો માત્ર યા કય્યૂમો સુધી હમેશાં કસરતથી પઢનાર ઇ. અ. કદી કોઇનો મોહતાજ થશે નહીં, અને એ સિવાય બીજા અનેક ફાયદા મેળવશે જે લખી શકાય એમ નથી, પઢનાર પોતે સમજી શકશે

(સમાપ્ત)



# ટાંગાવાળો

અનુવાદક:-'સીરતી'

શાહ મુહમ્મદના તકિયાનો એક ભાગ કાપીને તબેલો બનાવી લેવામાં આવ્યો હતો. આ બધું દાદાગીરીથી થયું હતું. અને રમઝાનની છાતી સવા ફીટની હતી, અને એ ભીમકાય જવાનને નિહાળીને સઘળા હૈબત ખાઈ ગયા હતા. કોઈથી શું કે ચાં થતું ન હતું. અધૂરામાં પુરૂં હોય તેમ કબૂતરોના પાંજરાંથી લઈ મઝાર લગી લીદ પથરાયલી રહેતી હતી. લીદ વિખેરે રમઝાનનો ઘેડો અને ઉપાડે મુજાવર. જેની નાકમાં દુર્ગંધ આવતી તે લીદ ઉપાડી નાંખતું. રમઝાનને તો ઘોડા સાથે મતલબ હતી અલબત્ત, ઘોડાના થાનને તે અરિસા જેવું ચકચકિત રાખતો.

કમીટીમાં ભાગ્યેજ કોઈનું સાંભળવામાં આવતું હતું! રમઝાન પોતાના ટાંગામાં બેસાડીને દારોગાને નદી ઉપર મફત ફરવા લઈ જતો. દારોગા કહેતો: "અમારા રાજમાં રમઝાનને સઘળી વાતની છૂટ છે." રમઝાન સમજતો, દારોગાનું રાજ અટલ છે. તેની આંખોમાં તબેલો ફરી જતો. તસવ્વુરમાં ઘોડાનું થાન ઓર પણ ઝગમગી ઊઠતું. મહબ્બતના એક નવા અંદાઝથી તે ઘોડા તરફ જોતો; અને વિચારતો કે દારોગાને વખતે આ ગમતું ન હોય; નહિંતર તે ટાંગામાંથી ઉતરી, ઘોડાની આંખોમાં આંખો પરોવી તેના માથાને પોતાની છાતી સાથે ભીંસી લેત.

ઘોડાનું નામ હતું 'ઈદુ.' માનવીના રમતિયાળ બાળકની જેમ તેને કુદાંદ કરતો જોઈ રમઝાનને યકીન થઈ ગયું હતું કે મોટો થઈને આ અબલક વછેરો એક સુંદર અને ચંચળ ઘોડો નીકળશે. અને જ્યારે તે ઈદના દિવસે તેને ખરીદી લાવ્યો હતો; ત્યારે મોડે લગી તેના દાંતને તપાસતો રહ્યો હતો. અને તે ચાર પેઢીનો કોચવાન હતો અને ઘોડાઓ વિષેનું તેનું જ્ઞાન ઘણુંજ બહોળું હતું. 'ઈદુ'ને નવરાવતી વખતે રમઝાનનાં હાથ તેની કાળી મખમલી પીઠ પર ફરતા રહેતા. તેના ધોળા ચારે પગ તે ખુબ ચોળીને ધોતો અને પછી તેનું મુખ ઉઘાડીને જોતો કે દુધના દાંત હજી કેટલા બાકી છે અને ઈદુ પોતાની થોથણી રમઝાનની છાતી પર થપથપાવતો જાણે કહી રહ્યો હોય; "અત્યારથી મ્હને ટાંગામાં જોડવાની વાત ન વિચારો, રમઝાન મિયાં! હજી તો કુદકાંદના દિવસો છે મ્હારા. પાંચ વરસનું વય ન થાય ત્યાં લગી મ્હને ટાંગામાં ન જોડતા. પછી જોજો, મારા ડીલ કેવાં મજબૂત બની જાય છે અને હું કેવો દોડું છું!" રમઝાન કહેતો: "હવે મ્હારી પણ આરામથી કે આમ મફતનીજ મસ્તી કર્યા કરશે, ઈદુ બેટા!" પણ ઈદુ ન માનતો એટલે રમઝાન પોતાની મુશ્કી દુલ્હનને બૂમ મારતો:-"અરે, ઝરા આમ આવીને તો જો, સમજાવી દે એને. તેંજ તો એને આટલો માથે ચઢાવી રાખ્યો છે; એની પીઠ પર હાથ ફેરવી ફેરવીને."

મુશ્કી દુલ્હન નજીક આવી કહેતી;-"તમે ખસી જાઓ અહિંઆથી. હું પોતે નવરાવીશ મ્હારા બેટાને. તમને તો એની શિકાયતો કરવામાં મઝા પડે છે."




અને રમઝાન કહેતોઃ–"લે, સંભાળી લે તારા બેટાને."

પોતાની વિવિધ રીતોથી ઇદુ પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતો. પૂંછડીને તે વિચિત્ર રીતે ઉછાળતો અને રમઝાનને જોઇ તે હણહણવા લાગતો એ નિહાળી રમઝાન કહેતોઃ "થોભ જરા બેટા! આ આવ્યો તારા માટે સરસ મસાલો મંગાવ્યો છે. ખાશે તો ખુશ થઈ જશે."

પરંતુ ઇદુ એમ એટલી સરળતાથી માને એવો ન હતો હણહણવાનું તે ચાલુજ રાખતો. જાણે કહેતો કેમ ન હોયઃ "દૂર જશો નહિ, રમઝાનમિયાં! મસાલો તો પછી પણ આવશે. મ્હારે તો તમને જોયા કરવા છે, તમારી વાતો સાંભળ્યા કરવી છે." રમઝાન કહેતોઃ "અરે બેટા! આમ અધીરો શાનો થાય છે! હું જોતજોતામાં પાછો આવું છું, પછી છે કાંઇ?"

ઇદુ હણહણવાનું છોડી દેતો. પરંતુ તે રહમસ જેવો લાગતો અને પછી એમ લાગતું કે તે હમણાંજ ચટ દઇને કહેશે; "વારૂં ત્યારે, જઈ આવો બહાર. વાર લગાડશો નહિ" અને ઇદુની ખૂબસુરત પોદળી ઝમીન તરફ ઝુકી જતી.

ગત વરસથી રમઝાન વિધુર બની ગયો હતો પત્ની બિચારી ગોટાની ઓદણી માટે તરસતીજ રહી ગઇ. ઝમાનાની લીલી સૂકીએ રમઝાનને ઘણો સતાવ્યો હતો. સાઇકનું દેવું વધી ગયું હતું. ક્યાંથી લાવીને આપે ગોટાની ઓઢણી પોતાની મુરકી દુલ્હનને? લઇ દઇને હવે તે ઉદ્દુથીજ મનને મનાવતો હતો. એ સમજદાર, હમદર્દ ઇદુના બદલે તેની પાસે પહેલાંનો મુદ્દાલ ઘોડો હતે તો તેની ઝિંદગી એક ખામોશ ગરમ બપોર જેવી બની રહેતે.

અસ્તબલમાં બેઠાં બેઠાં અકસર રમઝાનની આંખો મીંચાઇ જતી, જાણે તે કોઈ સ્વપ્ન નિહાળી રહ્યો હોય ત્યારે તેને થતું કે ઇદુની આંખો પણ મીંચાઇ ગઇ છે. અને તે બન્ને એકી વખતે મુરકી દુલ્હનને નિહાળી રહ્યા છે. ઇદુના ગળામાં હાથો પરોવીને તે પૂછતોઃ "સચું કેહજે ઇદુ બેટા! તને મુરકી દુલ્હનનો યાદ આવતી હશે; જે હરરોઝ સવારે તને ચરી ખવડાવતી હતી."

સત વરસના લંબાણ અરસામાં મુરકી દુલ્હનને કોઇ બાળક ન થયું. વાંઝ અવસ્થામાંજ તે ઝમીનની નીચે કબ્રમાં જઇને સૂતી. કોઇ કોઇ રાત્રે રમઝાનને એમ લાગતું કે તેની ગરદન પર કોઇ બાળકની આંગળીઓ ફરી રહી છે, જાણે કબ્રમાં મુરકી દુલ્હનની કૂખ હરી થઇ ગઇ હોય અને અલ્લાહની કૃપથી તેનું બાપના નસિબમાં આવી પહોંચ્યું હોય અને તે વિચારતો કે આ સઘળું ઇદુની દુઆઓનુંજ પરિણામ છે આગળ ચાલીને તેના સ્વપ્નમાં ઓર પણ રસદાયક ફરવ હરપગાન હતું. તે જોતો કે તેનું બાળક એકલુંજ નથી, આખા શહેરના બાળકો કલબલ કરતાં તેની તરફ જોઇ હસી રહ્યાં છે. અને ઇદુ હણહણી રહ્યો હોયઃ "રમઝાનમિયાં! જુઓ તો આ દાપ, હવે કહો, આ સઘળાંમાં ખૂબસૂરત વછેરો કયો છે!"

આ સઘળાં સ્વપ્ન તેનાં સુનેરા સાગરના તરંગોને જગાડી નાંખતાં હતાં. લોકો સમજતા કે રમઝાન પરેશાન છે અને એ ખોટું પણ ન હતું. પરંતુ, એ પણ તો સાચું હતું કે પત્નિના મૃત્યુ પછી તેના આત્માએ થરથર ધ્રુજવાનું ગ્રહણ કરી લીધું હતું. જાણે આ પક્ષી વનમાં બેઠું એમજ કંપતું રહે છે; તેની રૂહ પણ મુરકી દુલ્હનની યાદમાં ધ્રુજતી રહેતી હતી.



"આઠ શેરનો તો ઘઉંનો આટો છે; ઇદુ બેટા !" રમઝાન પોતાની તંગદસ્તીના રોદણાં શરૂ કરી દેતો. જાણે હેવાનના પુત્ર ઇન્સાનના ગમને ઠીક ઠીક સમજવાની બુદ્ધિ ધરાવતો હોય: "એક દિવસ તો સાડા પાંચ શેરનો થઇ ગયો હતો આટો. ઇદુ બેટા ! આ તો સરકારને દયા આવી તે રૂપિયાના આઠ શેરનો ભાવ નક્કી કર્યો" અને ઇદુ પોતાની ખૂબસૂરત થોથણી ઉંચી કરી રમઝાનની તરફ જોતો, જાણે કહેતો હોય: "ગભરાવ નહિં, રમઝાનમિયાં ! આટો ફરી આવી જશે પોતાના પહેલા ભાવ પર. રૂપિયાનો પંદર શેર" પણ રમઝાન મસ્તક ઝુકાવ ને બેસી જતો તેને એમ લાગતું કે કોઇ કરોળિયો તેના દિમાગમાં પોતાનું જાળું ગુંથી રહ્યો છે ઇદુ હણહણતો, જાણે કહેતો હોય: "વાહ, રમઝાનમિયાં ! ખૂબ પહેલવાન છો તમે પણ ? અરે મિયાં ! હિંમત કેમ હારો છો ? આ તકલીફો હમેશાં થોડીજ રહેવાની છે ?" રમઝાનનું મસ્તક ઉંચું થઇ જતું. ઇદુ પોતાની પૂછડી હલાવતો અને રમઝાનને તાકી રહેતો. જાણે કહી રહ્યો હોય: "મ્હને ચંદી પણ તો નથી મળતી, રમઝાનમિયાં ! પણ કોઇ પરવા નહિ હું તમારા માટે સો માઇલ દોડીશ. લોહી પરસેવો એક કરી નાંખીશ."

અને સાચેજ ઇદુ દોડી દોડીને લોહી પરસેવો એક કરી નાંખતો. પરંતુ તેની આવક જેને તે હવાઇ રોઝી સમજતો-ઘણીજ ઓછી થઇ ગઇ હતી. ટાંગાનો સાઝ ઘણો પુરાણો હતો. નવા રબર ટાયરની હવે કોઇ આશા ન હતી. તેનું મૂલ્ય ઘણુંજ વધી ગયું હતું. ઝમાનો બદલાઇ ગયો હતો. જાણે એકજ રાતમાં રૂઢિ બદલાઇ જાય અને સાંકડાં હપ્તાની ચિંતા તેના દિમાગને કોરી ખાતી હતી.

ઇદુનું કરમાયલું મુખ નિહાળીને રમઝાન પોતાને અપરાધી લેખતો. પહેલાં તે તેને દરરોજ દોઢ મણ લીલું ઘાસ, લૂસન ખવરાવતો. ઉપરાંત ચાર શેર ચણા પણ આપતો. હવે તો તેય ઘણા મોંઘા થઇ ગયાં હતાં. પંદર આનાનું લૂસન, સૂકીનું વિગેરે આવતું અને આઠ આનાના ચણા, રમઝાન તેને પૂરો ખોરાક તો કોરે રહ્યો અર્ધો ખોરાક પણ આપી શકતો ન હતો. તેને પોતાની ઝાત પ્રત્યે ધિક્કાર છૂટયો અને હવે તેને એમ લાગવા માંડયું કે તેના દિમાગમાં ઇદુની આખરી લીદ દાખલ થઇ રહી છે અને તેના પેશાબની ધાર પણ અવશ્ય તેના દિમાગ પર રેડાશે. બેગૈરત આદમી ! ભૂખ્યા ઘોડાથી કામ લેતો જાય છે, જેને તે પોતાનો ખરીદેલો ગુલામ લેખે છે.

ભૂખ ઘણી સતાવતી, ત્યારે રમઝાનને પોતાના પેટમાં ધગધગતો લાવા-રસ ઉત્પન્ન થતો લાગતો. અને તેને થતું કે ઇદુના પેટમાં પણ લાવા ભડકી ઉઠશે. તે ટંગાને થંભાવી દેતો, પરંતુ એ કોઇ ઉપાય થોડોજ હતો અને ગઝબ ખુદાનો, ભૂખે મરતા લોકો તરફ જોતાં પણ તેને એમ લાગતું કે આ લોકો તેને ઘૂરી રહ્યા છે, અને કહે છે: "ખુદ તો મરશેજ ભૂખથી, પણ ગરીબ ઘોડાને શા માટે મારે છે પોતાની સંગાથે; એને વેચી કેમ નાંખતો નથી...?

પરંતુ ઇદુને વેચવાનો વિચાર રમઝાન કલ્પી પણ શકતો ન હતો તે ઘણોજ ઉદાસ રહેતો. ગુસલ તો ગુસલ, કેટકેટલા દિવસો લગી




તે મોઢું સુધ્ધાં ન ધોતો. તેની ખાકી કમીસ અને સાફા પર કાદવનો રંગ ચઢી ગયો હતો શાયદ તેના આત્મા ઉપર પણ

ધૂળ અને ગંદકીમાં ખોવાયલા જેવા રમઝાનને લાગ્યું કે યુધ્ધના સમાચારો લોહ-ચુંબક જેવી તાકાત ધરાવે છે.

"જરમનવાળો શું કહે છે તેની તને ખબર છે છદુ?" તેણે પૂછ્યું.

છદુ ખામોશ રહ્યો. અને રમઝાન બોલ્યો: "જરમનવાળો કહે છે કે રૂસવાળો એનો સિક્કો માની લે."

થોડીવાર પછી છદુએ મસ્તક હલાવ્યું અને થોયણી ધમાવી રમઝાનની આંખોમાં આંખો પરોવી દીધી. જાણે કહી રહ્યો હોય.

'એ કોઈ નવિન ખબર નથી, રમઝાન-મિયા! શહેરનાં ચોથા દરવાજાની બહાર રેડિયોના મુખેથી હું પણ જંગની ગરમા ગરમ ખબરો સાંભળી લઉં છું."

જંગની તબાહી અને સર્વનાશના સમાચારો સાંભળતાં રમઝાનને પોતાની તકલીફો નિરર્થક અને ક્ષુલ્લક લાગતી અસ્તબલમાં બેસીને હુક્કાનો દમ ખેંચતાં તે વિચારતો, જરમની એક ઘણોજ મોટો ટાંગો છે. જેના પર સ્વાર થઈને હિટલર રૂસમાંથી પસાર થવા માંગે છે. પરંતુ જ્યારે એક દિવસ કોઈ ઉતારૂના મુખે તેણે સાંભળ્યું કે રશિયન કિસાનો, અને મજૂરો બે હજાર લાંબી દીવાર બનાવી હિટલરનો માર્ગ રોકીને ઉભા છે અને હિટલરનો બાપ પણ એ માનવ દીવારને તોડીને આગળ નથી વધી શકતો, ત્યારે તેને ઘણો આનંદ થયો અને તબેલામાં પહોંચીને તે પુકારી ઊઠ્યો.

"રૂસની સડક પર હિટલરના ટાંગાના નવા રબર ટાયર પણ કામ આપી શકે એમ નથી."

છદુ હણહણ્યો; જાણે કહેતો હોય: "મ્હારા માટે તમારા કોઈપણ સમાચાર નવિન નથી હોઈ શકતા, રમઝાનમિયાં!"

રમઝાન વિચારતો કે હિટલરનો પરાજય થાય તો લડાઈનો અંત આવી જાય. આ મત તેણે ઉતારૂઓની વાતો સાંભળી સાંભળીને બાંધ્યો હતો લડાઈએ પ્રત્યેક વસ્તુના ભાવ વધારી દીધા હતા. સેંકડો હજારો માઈલ દૂર થનારી લડાઈના ભયાનક પંજા હમણાંથી ગરીબોના મોંઢામાંથી રોટી છિનવી રહ્યા હતા. તેને છદુની ધુંધળી આંખોમાં ગમ અને ખૌફ ઊંડે ટીંગાતા દેખાતા. જાણે તે લડાઈમાં મરનારાઓની ચીસ પુકાર સાંભળતો હોય...પળે પળે વધતી જતી પુકાર, જાણે એક વિચિત્ર પરંતુ ભારે ખૌફ તેના આત્માને પોતાની લોખંડી મુઠ્ઠીમાં ભીંચી રહ્યો હોય

શાહુડીના કાંટાઓ જેવા લટકતા માથાના લાંબા વાળોમાં શાયદ રમઝાને કદી આંગળીઓની કાંસકી પણ ફેરવી ન હતી. તેની છાતીનું માપ પણ હવે ઘટતું ચાલ્યું હતું. પરંતુ મુબારકને તો તે પહેલાના જેવુંજ ઇંચેઇંચ સંપૂર્ણ નઝરે પડતું હતું–પુરં સ્વારીઃ. રમઝાન તેને હવે જુદી કદી નદીએ મફત ફરવા લઈ જતો અને કબૂતરોના પાંજરા પાસેની લીદ ઉપાડતી વખતે મુબારકના હાવભાવમાં નૃત્ય જેવી કૈફિયત જણાતી. અને કદી મુબારક, છદુની પીઠ પર હાથ ફેરવતો તો તે તેની તરફ થોયણી ઘુમાવી હણહણતો. જાણે કહેતો હોયઃ

"હું તમને ઓળખું છું. મુબારક!"



એક દિવસ રમઝાન રાત્રે અગિયાર વાગે તબેલામાં પાછો ફર્યો. મુજાવરે તેને જણાવ્યું કે તે ઇદુ માટે લીલા ઘાસની ગાંસડી લેવાની કોશિશ કરતો રહ્યો; પરંતુ કોઇ ઘાસવાળો ઉધાર આપવાને રાજી ન થઇ ઇદુએ બે ચાર વખત પોતાના માલિકના જમણા હાથ પર થોથણી થપથપાવી, જાણે કહેતો હોય:

"કોઇ પરવા નહિ, રમઝાનમિયાં! હું કંઈ ખાધા વિનાજ રાત કાપી નાંખીશ."

રમઝાન પરસેવે રેબઝેબ થઈ રહ્યો હતો. ધીયા પાસેનીજ એક દુકાનની સામે ટાંગો થોભાવીને તે ત્રણ તન્દુરી રોટી ખરીદી ટાંગાપર બેઠો બેઠો આરોગી ગયો હતો. પરંતુ ઇદુ જે નવાપરા લગી ભૂખે પેટેજ ત્યાંથી ફર્યો હતો; હવે રાત્રે ભૂખેજ રહેશે. રાત ઘણી વીતી ચૂકી હતી. અત્યારે તો દાણો પણ મળી શકે એમ ન હતું.

રમઝાન વિચારવા લાગ્યા કે, જ્યારે મધરાત ટાણે ફરિશ્તો આવશે અને પૂછશે: "તમને કોઇ શિકાયત તો નથી, ઝમીનપર ચાલનારાઓ, તમારા માલિકથી?"

અને ઇદુ કહી દેશે: "આસમાન પર વસનારાઓ, અમને શિકાયત શાની હોય?"

ફરિશ્તો ઇદુની લગોલગ આવીને કહેશે:

"તમારા માલિક માટે હું દુઆ કરું છું. તમે પણ દુઆમાં શામિલ થઈ જાઓ મ્હારી સંગાથે."

અને ઇદુ મ્હારા માટે દુઆમાં શામિલ થઇ જશે. કેમકે માત્ર ફરિશ્તાની દુઆ ખુદાની બારગાહમાં કુબુલ નથી થતી. પ્રત્યેક રાત્રે ફરિશ્તો આવે છે અને પ્રત્યેક ઘોડાને એજ સવાલ કરે છે. માલિકની સામાન્ય ગેરવર્તણુંકનો તો કોઇ પણ ઘોડો શિકાયત નથી કરતો. પણ ઇદુ કેવો નેક ઘોડો છે કે ભૂખ્યા પેટે ચૌદ માઇલનો પ્રવાસ કર્યા પછી પણ તેને ખાવાનું કશું નથી મળ્યું અને ફરિશ્તાની સામે મ્હારી વિરૂધ્ધ એક શબ્દ પણ નહિં ઉચ્ચારશે; જો કે તે કહી શકે છે કે તે ભૂખ્યો ઉભો છે અને તેના માલિકે તેની આંખ સામેજ ત્રણ તન્દૂરી રોટી ખાધી છે.

રમઝાનને ઉંઘ આવતી ન હતી. દિવસ ભરના બનાવો અને અનુભવો વિવિધરૂપ ધારણ કરીને તેની સામે ફરવા લાગ્યા. અંધારામાં ઇદુનું મુખ સ્પષ્ટ નજરે પડતું ન હતું. ખાટલા પરથી ઊઠીને તે તેની પાસે ગયો. તે હમેશ મુજબ ઉભો હતો તેની થોથણી પર હાથ ફેરવતાં તે બોલ્યો: "હવે સૂઇ પણ જા, ઇદુ બેટા! ફરિશ્તો આવે તો એ ન કહેતો કે તું ભૂખ્યો છે."

ઇદુએ થોથણી હલાવી નહિ, તે હણહણ્યો પણ નહિ ઇદુ ઉંઘી રહ્યો છે એમ વિચારીને રમઝાન પાછો ખાટલા પર પડ્યો તે સુખી જવાન, જે દસ આનાથી શરૂ કરીને અત્યંત મુશ્કેલીથી બાર આનામાં આખો ટાંગો લઇને નવાપરા ગયો હતો, રમઝાનની આંખોમાં તરવા લાગ્યો. રમઝાનને તેને બતાવ્યું હતું કે તે એક વિધુર છે, પછી તેણે મુરઝી દુલ્હન માટે ઓઢણી ન લઇ શકવા, ઇદુને ઇદના દિવસે ખરીદવા અને દારોગા વિષેની સઘળી વાતો વિગતવાર કહી સંભળાવી હતી. તે સુખી જવાને હમદર્દી પ્રદર્શિત કરતાં કહ્યું હતું: "હાય,




તમે રૂસમાં જન્મ્યા હતે, કોચવાન!" એ સાંભળીને કે, રૂસમાં સઘળા ટાંગા સોવિયેટ સરકારના છે, એકલા ટાંગાજ નહિ, રેલ્વે અને મોટરો પણ, ત્યારે તેને ઘણો આનંદ થયો હતો. નવજવાને માથું હલાવતાં કહ્યું હતું: "રૂસમાં સઘળી વસ્તુઓ લોકો માટે છે. સઘળા મળીને પોતપોતાના હિસ્સાનું કામ, ખેતરમાં હોય, યા કારખાનામાં, કરે છે. સૌને ભૂખ લાગે છે. કોઇ ભૂખ્યું નથી રહેતું. સૌને સોવિયેટની હોટલોમાંથી ખાવાનું મળે છે." અને રમઝાને વિચાર્યું, રૂસમાં ખરેખર ઘણી મઝા પડતી હશે. તેની પાંપણો મીંચાવા લાગી, દિમાગના દીવા ટમટમાવા લાગ્યા. તે નિદ્રાની ધારમાં વહી ગયો, વહેતો ગયો......

તેણે જોયું તો આકાશમાંથી રોટીઓ વરસી રહી છે. તે ઘણો ખુશ થયો. સદીઓ વીતી, આકાશ ઉપરથી 'મન' અને 'સલ્વા' ઉતરતું હતું. હવે આ રોટીઓ વરસી રહી છે. એ નવા ઝમાનાનો 'મન' અને 'સલ્વા' છે. સઘળા ગરીબો માટે, સરસ ખેરાત છે ખુદાની છે ખુદાની. હવે કોઈ ભૂખ્યું નહિ રહેશે. તે રોટીઓ તરફ લપકયો.

તેની આંખ ઉઘડી ગઇ. એ તો સ્વપ્ન હતું. અલ્લાહની લઅનત હો એવા જૂઠા સ્વપ્ન ઉપર તે ઉઠીને બેઠો થઈ ગયો.

મુજાવર થોડુંક લીલું ઘાસ અને દાણા લઇ આવ્યો ત્યારે ઇદુ હણહણવા લાગ્યો... સૂર્યોદય થઈ ચૂકયો હતો. મુજાવરે નજીક આવી ઈદુના કાન પર દાણાની બાચકી લટકાવી દીધી. ઇદુ પુનઃ હણહણયો જાણે કહેતો હોયઃ "જ્યારે પણ કોઇ તમને 'મોટી દુંદવાળો'

કહી તમારી મઝાક ઉડાવે છે ત્યારે ઇચ્છા થાય છે કે તેને કરડી ખાઉં, મુજાવર! અને તે માણસ રમઝાનજ કેમ ન હોય...સવા ગજ છાતીવાળો, છ ફીટ ઉંચો, બીમકાય રમઝાન." મુજાવર બોલ્યોઃ 'જીવતો રહે, ઇદુ! અલ્લાહ રસૂલની અમાન"

પોતાના ખિસ્સામાં હાથ નાંખતાં રમઝાને મુજાવરને પોતાની પાસે બોલાવ્યો. રમઝાન અત્યંત સતોષી જણાતો હતો.

એક દિવસ, બે દિવસ, પાંચ દિવસ, અત્યંત મુશ્કેલીએ રમઝાને આઠ રૂપીઆ બાર આના ભેગા કર્યા હતા, ત્યાં દસ રૂપિયાનો હપ્તો ભરવાનો સમય આવી લાગ્યો. સાંઇજી આવી પહોંચ્યા અને અલકમલકની વાતોની મંઝિલો પસાર કર્યા પછી મૂળ દસ રૂપીયાવાળી વાત ઉપર આવ્યા. પ્રથમ તો રમઝાનને થયું કે સાંઇજીને કહી દઉં કે મ્હારી પાસે ફક્ત પાંચજ રૂપીઆ છે જે તમને હાલ આપી શકું છું. બાકીના પાંચ રૂપિયા થોડાજ દિવસોમાં અદા કરી દઇશ; અને અગર કોઇ સંજોગોને લઇ ન કરી શકયો તો હવે પછીના હપ્તામાં દસના બદલે પંદર અદા કરી દઇશ.

પરન્તુ તે વાત માંડે તે પૂર્વેજ સાંઇજી બોલી ઉઠયા:

"તમારા હપ્તાઓમાં કદી ફરક પડતો નથી. રમઝાન મિયાં! તમે સમજુ છો. વખતસર દરેક હપ્તો ભરપાઇ કરી દેવામાં આવે તો વધુ આસાની ભરનારનેજ રહે છે."

રમઝાને ઇદુ તરફ જેયું, જાણે તેનો અભિપ્રાય માંગી રહ્યો હોય. બે-ઝબાન ઇદુની આંખોમાં રમઝાને તેની લાગણીઓ વાંચી



લેવાની વિદ્યા શીખી લીધી હતી તેની સિફારશ એ જ લાગતી હતી કે, ખિસ્સાની સઘળી રોકડ, પાઈએ પાઈ, સાંઈજીની સામે ઢગલો કરી દેવામાં આવે અને રમઝાને તેમજ કર્યું.

સાંઈજીએ રકમ ગણી લીધી. તેમના મુખપર બર્ફરિયત જેવું હાસ્ય છવાઈ ગયું.

"એ કેમ ચાલશે, રમઝાન મિયાં? દસ રૂપિયાની જરૂરત છે, આમાં તો સવા રૂપિયો ઘટે છે."

રમઝાન જાણે ચોંકી ઉઠ્યો :

."સવા રૂપિયો ઘટે છે, પાઈએ પાઈ તો ઢગલો કરી દીધો સાંઈજી! હવે શું જોઈએ છે?"

"ઘટતો સવા રૂપિયો."

રમઝાનને એમ લાગ્યું કે જાણે કોઈ તેના દિમાગમાં દાખિલ થઈને તેનું ભેજું ફૂંદી રહ્યું છે, જાણે તેના દિલમાં સુરાખ કરવામાં આવે છે જેથી તેનું સઘળું ખૂન કાઢી લેવામાં આવે. તેણે ઈદુ તરફ જોયું. તેની સિફારશ એજ લાગી કે કાલ સાંજનો વાયદો કરી લો. અને તેણે તેમજ કર્યું.

સાંઈજીના ચ્હેરા પર જિંદગીની લ્હેર દોડી ગઈ, અને તેઓ કબૂતરોના પાંજરા પાસે પડેલી લીદની તરફ જોતા બહાર નીકળી ગયા.

ઈદુ હણહણી રહ્યો હતો. તેના હણહણાટમાં તેની સમસ્ત ખુદદારીનું તેજ મૌજૂદ હતું. તે રમઝાનની તંગદસ્તીથી વાકિફ હતો. પરંતુ, શાયદ તે હમેશાં એક ખુદ્દાર કોચવાનના ટાંગામાં જોડાવાની ઇચ્છા રાખતો હતો. રમઝાનનું મસ્તક ઝુકી ગયું હતું. જાણે સદીઓના દુઃખાઓની ટપલીઓએ પોતાનો સઘળો બોજ તેની ગરદન પર નાંખી દીધો હોય.

આંસુભીની આંખે રમઝાને ઈદુ તરફ જોયું. ઈદુએ પોતાની થોઘણી રમઝાનના ખભા પર મૂકી દીધી. જાણે કહેતો હોય: "સવા રૂપિયો પણ કોઈ વસ્તુ છે, રમઝાનમિયાં? ચિંતાતુર શાને થાઓ છો?" અને રમઝાને મસ્તક ઉંચું કરી ઈદુની આંખોમાં તેની લાગણીઓ વાંચી લીધી: "વારુ, એ સવા રૂપિયો હવે તારે ઝિમ્મે, ઈદુ બેટા!"

વળતે દિવસે રમઝાન સાંજના તબેલે પહોંચ્યો ત્યારે તેના ખિસ્સામાં ફક્ત એક રૂપિયો હતો તેની હાલત ઓછીવત્તી એક હારેલા જુગારી જેવી હતી, જેની તકદીરને સાપ સૂંઘી ગયા હોય.

ટાંગામાંથી છોડીને ઈદુને તેના થાન પર બાંધવામાં આવ્યો ત્યારે તે પૂંછડીને ઉછાળી ઉછાળીને થાનની ભૂમિ સૂંઘવા લાગ્યો. જાણે તે માટી ખાવા તૈયાર થઈ ગયો હોય. એક પીટાયલા ગધેડાની જેમ તેનું શરીર કળતું હતું. તે ઇચ્છતો હતો કે રમઝાન તેના શરીરની માલિશ કરીને તેનો થાક દૂર કરી દે. પરંતુ રમઝાનનો પોતાનો થાક પણ તો આજે કંઈ કમ ન હતો. તે સજળ આંખે રમઝાનને તાકી રહ્યો. જાણે કહી રહ્યો હોય "તૈયાર થઈ જાઓ, રમઝાનમિયાં! સાંઈજી આવતા જ હશે."

રમઝાને નિર્ણય કરી લીધો કે સાંઈજીને કાંઈ ન આપે એમજ ટાળી નાખે. તે ખાટલો નાંખીને બેસી ગયો. અને મુગ્નર હુક્કો ભરીને મૂકી ગયો.

ઈદુ ઘણો ઉદાસ હતો. તેના બેકાર રહેનારા-કાટ ખાયેલાં-આંતરડાં બહાર નીકળવા મથતા હતા. અબલકના પુત્રને માલુમ કરતાં કંઈ




ગણી વધારે ભૂખ લાગે છે. બિચારો ઇદુ તેની થોબણી પર પરસેવાના બિન્દુ ફુટી નીકળ્યા. ધીમે ધીમે તેણે પોતાના પેટને અંદર પિચકાવવા માંડ્યું. ભૂખ તો વધતી જતી હતી, અને તેના આંતરડાં વળ ખાઇ રહ્યાં હતાં.

રમઝાન પણ ઉદાસ હતો. સાંઇજી લાખ બોલાવે, તે તેની સાથે બોલશેજ નહિ આજે. ચૂપ સાધી લેવી કાંઇ મુશ્કિલ થોડું જ છે. સાંઇજીની તો મતિ મારી ગઇ છે. ઘણુંજ પજવે છે. કોઇ કોઇના રૂપિયા ખાઇ તો નથી જતું ને?

તેના મગજમાં પ્રકાર પ્રકારના વિચારો ધૂમરીઓ ખાવા લાગ્યા...આજ સાંઇજી બચે એમ લાગતુ નથી. જરા ટકટક કરી કે આ પહેલવાનનો સરદાર કોચવાન તેમને ઠીક કરી નાંખશે. આજે તે પોતાના ઇદુની સામે પોતાની જવાંમર્દીનો પરચો દેખાડશે

અને સાંઇજી આવી લાગ્યા તેઓ શાન્ત અને નમ્ર જણાતા હતા આવીને તે રમઝાનના ખાટલા પર બેસી ગયા. રમઝાનનો રોષ ન જાણે કેમ દબાઇ રહ્યો તેણે કોઇ બ્હાનું કાઢીને સાંઇજીને ટાળી નાખવાનો મનસૂબો કર્યો. પરંતુ તેના ઓષ્ટ ન હાલ્યા, જાણે ગોળકુંડાનું વાળી આમ ખામોશ બેઠો રહેશે હમેશાં...હમેશા

"હપ્તાનો અર્થ તો એજ થાય છે, રમઝાન!" સાંઇજી બોલ્યા: "કે રકમ અદા કરવામાં આસાની થાય"

રમઝાને બેદિલીથી મસ્તક ધુણાવી કહ્યું: "હાં, સાંઇજી!"

"એટલે એક હપ્તાની થોડી ઘણી બાકી પણ બીજા હપ્તામાં શામિલ થવી ન જોઇએ. અને ચોકખી વાત તો એ છે કે એમાં વધુ ફાયદો કર્જદારનેજ થાય છે."

"હાં, સાંઇજી!" રમઝાને ઇદુ તરફ આંખો ફેરવતાં ઉત્તર આપ્યો. ઇદુ હબુકયો, જાણે તે પોતાના માલિક સાથે કોઇ પ્રકારની નાઇન્સાફી પસંદ કરતો ન હોય અને એ વાતનો બળાપો કરી રહ્યો હોય કે રમઝાને અંતે શરાફતનો પાલવ શા માટે પકડી રાખ્યો છે આટલી દ્રઢતાથી? કેમ નહિ ધુતકારી કાઢતો એ કમબખ્ત સાંઇજીને?"

'તમારી ઇમાનદારી, તમારી દાનાઇ અને તમારી શરાફત." સાંઇજીએ પેંતરો બદલીને કહ્યું: "એમાં તો મને કદી ફર્ક પડેલો જણાયો નથી"

"આપ માલિક છો." રમઝાને નરમ થઇ કહ્યું:

"પણ હપ્તો વખતસર અદા થઇ જવોજ જોઇએ રમઝાનમિયાં!" સાંઇજીએ રમઝાનના ખભા પર હાથ ટેકવતાં કહ્યું. "અને આ વાત હું મ્હારાજ સ્વાર્થ માટે થોડો કરી રહ્યો છું. એ બોજથી જલ્દી છુટકારો મેળવવા માટે બસ આજ એક રીત હોય શકે છે"

"આજ લગી તો મ્હારા વિરૂધ્ધ એ બારામાં હર્ફ વટિક નથી ઉચ્ચર્યો, સાંઇજી!"

"એજ તો મ્હારૂં કહેવું છે" સાંઇજીએ તેની આંખોમાં આંખો નાખતાં કહ્યું: અને ખાટલા પરથી ઊઠીને ઉભા થઇ ગયા.

ખિસ્સામાથી રૂપિયો કાઢીને રમઝાને સાંઇજીની સામે ફેંકી દીધો.

'અને પાવલી" સાંઇજીએ રૂપિયો ઉપાડી લેતાં કહ્યું:

રમઝાને ઇદુ ભણી જોયું. તે થોબણી હલાવી રહ્યો હતો, જાણે કહેતો હોય: 'રૂપિયો તો તમે આપીજ બેઠા, રમઝાનમિયા! હવે કાલે પાવલી પણ મારજો સાંઇજીના માથા ઉપર." અને રમઝાને કાલનો વાયદો કર્યો.



સાંઉછિ જઇ ચૂક્યા હતા. રમઝાનને લાગ્યું કે તેને ચોમેરથી નિરાશાએ ઘેરી લીધો છે. સદીઓની હૂંફાળી ઢગલીઓમાં અંતે એક રૂપિયો અદા કરવાથી 'કેટલો ફર્ક' પડી શકે છે? તે ઘણોજ ઉદાસ હતો, જાણે તેનું દિલ હોલ-વાઇ જશે ટમટમીને...અસ્તાચલના દીવા પેઠે.

ઇદુ પોતાના થાન પર ભૂખો જ ધાયલો હતો. રમઝાન તેની સામે શરમિંદો થવા માંગતો ન હતો. બિછાનુ બીછાવ્યા વિનાજ તે ખાટલા પર પડ્યો. તેણે પાસું પણ ન બદલ્યું. પીઠ તો તખ્તો બની ગઇ હતી. કોઇ બીજો સમય હતે તો તે ઇદુની પેઠેજ હણહણતે. થાકથી લોથપોથ જેવો તે પડ્યો રહ્યો. સૂવાની તેની ઇચ્છા હતી, ભૂખ્યા પેટ પર ઉંઘ દોડતી આવે છે કોણ જાણે આજ તે ક્યાં અદ્રશ્ય થઇ ગઇ હતી.

ફરી મુજાવર આવી પહોંચ્યો. ક્યાંકથી તે બે રોટીઓ અને અચારની ચીરી લઇને આવ્યો હતો.

"રમઝાન! ઓ મિયાં રમઝાન!" દિલમાં મલમલિયાં અનુભવતો તે બોલ્યો: "જો તારા માટે રોટી લાવ્યો છું તું ભૂખો શાનો રહે, તારી પાસેજ સૂઇ જતું એક પેટથી વધુ ખાઇને. નહિ બાબા, એ મારાથી નહિ બને. આખિર હું આ મહાન કુતુબનો મુજાવર છું. અને હું અલ્લાહ અને તેના કુતુબથી ડરું છું"

રમઝાનનું મન તુર્તજ 'મન' અને 'સત્વા તરફ દોડી ગયું. મુજાવર રોટીઓ મૂકીને ચાલ્યો ગયો હતો. રમઝાને વિચાર્યું. 'અંતે મોકલીજ આપીને મ્હારા અલ્લાહે, મ્હારે કોઇનો દરવાજો ખટખટાવવો ન પડ્યો" તેજ સમયે ઇદુના હણહણવાનો અવાજ રમઝાનના કાને અથડાયો. આજે ઇદુ કોઇરીતે રમઝાનની આખરી પાવલી માટે નદી સુધી ચાલ્યો હતો. એ અર-સામાં રમઝાને 'મન' અને 'સત્વા'નો એક ટુકડો મોંઢામાં નાંખી લીધો હતો પણ ઝટ તેણે કોળિયાને હથેલી પર થુંકી ફૂવાની થાળ પર ફેંકી દીધો અને બોલ્યો:

"જ્યાં લગી તારા માટે દાણો, તારા માટે 'મન' અને 'સત્વા' નજિક ન થાય, ત્યાં લગી હું કોઇ પણ વસ્તુ ખાવાનો નથી, ઇદુ બેટા!"

અને રમઝાને કાગળને વીંટાળી એક તરફ મૂકી દીધું અને ઝબરદસ્તી પોતાની પાંપણોના કમાડ બંધ કરવા લાગ્યો. (સંપૂર્ણ)

# કબ્રની ફર્યાદ

પશ્ચિમે સંધ્યા તણી રંગાવલિ રેલાય છે,
પુષ્પ સાથે માનવી કો' કબ્ર પાસે જાય છે,
ત્યાં ઘડી વિષાદથી એનું વદન વિલાય છે,
સૌરભે એ પુષ્પ કેરી કબ્ર-માટી ન્હાય છે;

ત્યાં અચાનક સાદ આવે કર્ણ કેરા દ્વાર પર,
"ફૂલડાં શાને ચડાવો ખાકના અંબાર પર?"

"રે, દીવાનો! આપ પોકારી મને કે'તા હતા,
દ્વાર પાસે તો મને ઉભવાય ના દેતા હતા,
પીઠ પર મુજ, બાળ ફેંકી પથરો રે'તા હતા,
જોઈ મુજને શ્વાન લ્હાવો ગાનનો લેતા હતા;

જીવતાં સીંચ્યું ન વારિ મુજ હૃદય-ગુલ્ઝાર પર,
ફૂલડાં શાને ચડાવો ખાકના અંબાર પર?"

"મુજ ઉદર કાજે કદી આપ્યો ન ટુકડો નાનનો,
મુજ તૃષાને દાખવ્યો વિવેક ના જળપાનનો,
ગમ નહોતો તાપ ઠંડી વેઠતી મુજ જાનનો,
ખ્યાલ ક્યાંથી હોય મારા માન કે અપમાનનો?

સાંત્વન રેડ્યું ન કો'દી મુજ નયન-જળધાર પર,
ફૂલડાં શાને ચડાવો ખાકના અંબાર પર?"

ગાન થંભે કબ્રનું ત્યાં નેનથી અશ્રુ ઝરે,
ને પછી લઈ ફાતેહા એ માનવી આવે ઘરે,
રાત અડધી ચિંતને ગાળી, પછી એ ઉચરે,
"ખાલી હાથે કોઈ, ના મુજ દ્વારથી પાછો ફરે"

કબ્ર-માટી સ્મિત વેરે ફાનેહા પઢનાર પર,
ફૂલડાં હો નિત સ્વજનના ખાકના અંબાર પર.

"કિસ્મત"

# સુખ અને સફળતા કેમ મેળવશો?

## એક અમેરિકન બીઝનેસમેનના વિચારો.

રજૂ કરનારઃ-ઈબ્રાહીમ હાજી મહમદ મીસ્રી.

સુખ અને સફળતા માટેની માણસની ઝંખના જમાના જૂની છે. ઝિન્દગીમાં સુખી થવા અને ફત્તેહ મેળવવાના અનેક નુસ્ખાઓ સૂચવાયા છે, પરંતુ ઝમાનાની ઝડપી આગેકૂચની સાથે જીવન સાફલ્યની જૂની ચાવીઓ ઘટાઇ ગઇ છે અને નવી કુંચીઓની તલાશ થઇ રહી છે. અમેરિકાની જનરલ મોટર્સ કૉર્પોરેશનના આદ્ય પ્રેસીડન્ટ મી૰ ચાર્લ્સ અર્વીન વિલ્સન આપણને નવી દુનિયાનો નુસ્ખો બતાવે છે.

મી૰ વિલ્સન, ત્રણ દીકરાઓ અને ત્રણ દીકરીઓના પિતા છે. તેઓ પોતાનાં સંતાનોની કેળવણી તરફ ભારે ધ્યાન આપી રહ્યા છે. તેઓ માને છે કે, પોતાનાં બાળકો માટે કૉલેજની કેળવણી જીંદગીમાં એટલી બધી ઉપયોગી થઇ પડવાની નથી, જેટલી તેઓને ઘરમાં, રમતગમતનાં મેદાનમાં કે બીજી જગ્યાઓએ મેળવેલું ચોક્કસ અને સાચા સિધ્ધાંતોનું શિક્ષણ થઇ પડશે પોતાનાં બાળકો જીંદગીમાં સુખી અને સફળ થઇ શકે, તે માટે મી૰ વિલ્સને ૭ નિયમો તૈયાર કર્યા છે. આ નિયમો એવા છે જેને અનુસરવાથી કોઇનાં પણ દીકરા-દીકરીઓ પોતાનું જીવન ફત્તેહમંદ અને ઉપયોગી બનાવી શકે. એ ૭ નિયમો આ રહ્યાઃ-

(૧) સફળતા માટે મનોબળ અને શ્રધ્ધાની સૌથી પહેલાં જરૂર છે. તમારે જે કામ કરવાનું હોય તે મક્કમતાથી કરો લાગણીવશ બની કામ કરવાની તમન્ના જાગે તેવાં કામો કરતાં આવાં કામો વધુ લાભદાયક નિવડે છે. તમે તમારી જાતને કાબૂમા રાખ્યા વગર બીજાઓ ઉપર વટ ચલાવવાની આશા રાખશો નહિ. તમે પહેલાં તમારી ઉપરજ સત્તા ચલાવતાં શીખો.

(૨) તમે બીજાઓને જેવી રીતે સમજવા, માપવા પ્રયત્ન કરો છો, તેવીજ રીતે તમે તમારા પોતાના માટે વિચાર કરવાની શક્તિ ખીલવો. આપણામાંના ઘણાખરા સારા સારીને વખતે બીજાઓના માટે સારો મત ધરાવે છે, પરંતુ મતફેરી થતાં આપણે એટલી ઉદાર નજરે તેમના માટે વિચારો કરતા નથી. આજની સોસાયટીમાં સાથે મળીને ફત્તેહ મેળવી શકતા હોવાથી બીજાઓના મતને માન આપવાની અને બીજાઓ તરફ સહનશિલતા બતાવવાની પહેલાં કરતાં અત્યારે વધારે અગત્યનું છે. આપણને જીવનમાં પણ "સ્પોર્ટસમેન"ના જેવું જીગર અને જુસ્સો રાખવો જોઇએ.

(૩) કોઇ પણ માણસનું ચારિત્ર તમે તેના દેખાવ પરથી હમેશાં નક્કી કરી શકો નહિ. તમે નક્કર હકીકત મેળવો અને તે પરથી અનુમાન બાંધો.

તમારા ચારિત્રમાં દેખાતી ખામીઓ દૂર કરો. આ કાર્ય તમને કાંઇક અણગમતું લાગશે ખરૂં, પરંતુ તમારી જાતને ઓળખવા માટે તે જરૂરી છે. તમારા અંતરને છેતરશો નહિ.




(૪) એક બાળક પણ મોટેરાંઓ પાસેથી વચન પાલનની આશા રાખે. એ વચન પાળવામાં જો વડીલો નિષ્ફળ નિવડે તો બાળક નારાજ થઇ જાય છે. તે વડીલોનું માન રાખતાં અચકાય છે, વચનનું પાલન કરવું જીવનમાં જરૂરી છે. તમારાથી કાઇ બની શકવાનું નહિ હોય અથવા ચોક્કસ કામ કરી આપવાની તમને પૂરી ખાત્રી નહિ હોય તો કદિ કોઇને વચન આપતા નહિ. ગોળગોળ વાતો કરવી એ મગજની અસ્થિરતા, નિબળતા અથવા લુચ્ચાઇની નિશાની છે. એવા માણસો પર વિશ્વાસ મૂકતા લોકો અચકાય છે.

(૫) કામ એ આપણી જીંદગીનો રાખેતાનો એક ક્રમ છે. એ સુખ માટે જરૂરી છે. તમે ઉત્તમ રીતે તમારૂં કામ કરી જો સંતોષ મેળવશો, તેથી તમે સુખ અનુભવશો. કંટાળીને કરેલું કામ સારૂં નહિ થાય. એવાં કામથી તમને પોતાને પણ સંતોષ ઉપજશે નહિ. સુખની નિશાની સંતોષ છે.

(૬) હિમ્મત હારશો નહિ. કેટલીકવાર એવું બને છે કે, આપણુને કેટલીક બાબતોમાં આપણી યોજનાઓ બરોબર પાર પડતી લાગતી નથી. તમારે એ યોજનાઓ પાર પાડવા માટે તમારી કોશીષો ચાલુ રાખવી જોઇએ. તમે ફત્તેહ મેળવવા માગતા હો તો હાર નહિ ખાવાનો નિશ્ચય કરો. નિશ્ચયબળથી તમે આગળ વધી શકશો. હિમ્મત હારવાથી મુશ્કેલ કામો પાર પડતાં નથી. હિમ્મતવાનજ દુનિયામાં મુસીબતોનો મુકાબલો કરી જીંદગીના જંગમાં જીત મેળવી શકે છે.

તમારે જીંદગીમાં સુખ અને સફળતા પ્રાપ્ત કરવાં હોય તો આ નિયમોને અનુસરવાનું રખે ચૂકતા.

—૦—

# કેવો; ઘોર અન્યાય !

કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

વિદ્યા, બુદ્ધિ લક્ષ્મી ઉપર; નિજનું માન ગુમાવે,
વિદ્વાનોને કરે જઈ ચાકરી; અનપઢ હુકમ ચલાવે,
કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

સુંદર બાળા દેહને વેચે, દોષિત તે લેખાય,
પંડિત વેચે આત્મ છતાં પણ, જ્ઞાની તે કહેવાય.
કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

કવિઓ કેરી વિચાર શ્રેણી, મુકાવે આજનું માન,
ગાએ એ, અજ્ઞાની નરેશના; રાત-દિવસ ગુણગાન.
કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

કંઇક એવા, જન્મે સુખીયા; સુખમાં વિહરતા જાય,
દુઃખીયા એવા જન્મે; જેમના દુઃખથી શ્વાસ રૂંધાય.
કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

શ્રમજીવી નિજ શ્રમના બોજે; રોજ દબાતા જાય,
ધર્મીને ઘેર ધાડ; અધર્મી, ઘી ને કેળાં ખાય
કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

આ દુન્યાના, પાપ નગરમાં; દરેક કષ્ટ ઉઠાવે,
ને એવા એ, પાપ નગરનો; વિધાતા તુજને બનાવે !
કેવો; ઘોર અન્યાય !
દાતા ! કેવો; ઘોર અન્યાય !

"મસ્ત-હબીબ" સારોદી

# ભાવના

●

વિદાયઃ—

વિશ્વના વિષાદમય વદન પર સંધ્યાની શ્યામ અલક લટો વિખરતી જાય છે, જેની પાછળ સૂર્ય છુપાઇ ગયો છે. શાન્ત સંસાર પર સંધ્યા પોતાની શાન્તિમય પાંખો પ્રસરાવી બેઠી છે.

મારા પ્રસ્થાનનો સમય આવી લાગ્યો છે! માત, હવે મને વિદાય દે! ત્હારી ચિત્રશાળામાં મ્હેં ઘણુંજ અનિષ્ટ કર્યું છે. કેટલીયે રંગ પ્યાલીયો ફોડી નાંખી છે! અને કેટલાંય ચિત્ર બગાડી નાંખ્યાં છે!

આજ મ્હારી આત્મ-શ્લાઘા ત્હમારી કૃતજ્ઞતાના બોજથી દબાઇને ઠુંઠરાઇ ગઇ છે. મારા અપરાધોને ક્ષમા કર! માતા હવે મને વિદાય દે!

● ● ● ●

દયાઃ—

કેટલો દયા પ્રેરક શબ્દ શું માનવી દયા પાત્ર છે...? શું માનવી જીવનમાં દયા સંશોધે છે? કેમ કહી શકાય—!

ત્યારે તે શું ઇચ્છે છે નિજ જીવનમાં? માનવી તો અભિલાષી છે-જર અને જોરૂ-મીનો તેને જોઇએ છે સત્તા અને સિક્કો. પરંતુ એ દયા યાચવાથી મેળવી શકાય એ અસંભવિત છે.

અંતિમ-અશ્રુઃ—

રજનીના પ્રથમ પ્રહરમાં શા માટે ન આવ્યા, પ્રાણેશ? જ્યારે યૌવનની પ્યાલી પ્રતિક્ષાની મદિરાથી છલોછલ ભરી હતી...!

અમૂલ્ય ઘડીયો અંધારામાં વિતાવી, હવે આવ્યા...! જ્યારે નિદ્રાની ભારી પક્ષ્મો પર કેવળ મૃત્યુની રાગણી રમી રહી છે

સંધ્યાના રંગઃ-

વરસી ગએલ દિવસોના વાદળ મ રી જીંદગીમાં ઘેરાઇ આવે છે, પરંતુ વર્ષા વરસાવવાને કે તૌફાન મચાવવાને નહીં. પરંતુ મ્હારી નમતી સ્હાંજના આકાશને અવનવા રંગોથી રંગવા.

● ● ● ●

તફાવતઃ-

જ્યાં સુધી હૃદય-વિણા પર તમારાં રચેલાં ગીત ગાતો રહ્યો-મને નવ-સ્ફૂર્તિ અવર્ણનિય અખંડ શાંતિનો આભાસ થતો રહ્યો. પરંતુ-જીવનની ઢળતી સ્હાંજે હું મારા સ્વરચિત ગીત ઉચ્ચારવા લાગ્યો-તો જ્ઞાન થયું કે આંગળીયો કંપનહિન છે. ને સંગિત-રાશી નિદ્રિત.

● ● ● ●

દે.ખઝ.દા નૂર અહમદ



# એ યાદગાર મુલાકાત

: અનુવાદક :

હાશિમ ટીમોલ

[ ડૉક્ટર ઇકબાલ સાથે અહમદ નદીમ કાસમી સાહબ મળેલા, તેનું વર્ણન તેમણે એક લેખ દ્વારા રજુ કરેલુ છે. તેનું આ ગુજરાતી રૂપાંતર છે. અનુવાદક ]

જિંદગીમાં એકવાર–માત્ર એકજવાર–હું 'ઇકબાલ'થી મળ્યો છું પરંતુ જીવનાં સુધી એના પર ગર્વ કરતો રહીશ કે એકવાર તો મેં એ મહાન હસ્તીનાં ધરાઇને દર્શન કર્યાં, જીવનમાં એકવાર તો મેં એ મહાન ચિંતકના મુખેથી સરતાં મોતી ઝીલ્યાં.

તે ભાગ્યશાળી દિવસ તા. ૨૮મી જુન ૧૯૩૭નો હતો. હું "ઇન્કિલાબ" ઑફિસમાં ફિકા 'સાલિક' સાહબને મળવા પહોંચ્યો હતો. 'સાલિક' સાહબ તે વેળા મ્હારાં કાગળો તપાસી રહ્યા હતા. અહીંતહીંની વાતો ચાલી. એટલામાં મૌલાના 'હસરત' કાશ્મીરી સાહબ પધાર્યા. વાત વાતમાં નક્કી થયું કે આજે બેએક કલાક 'ઇકબાલ' સાહબ સાથે વિતાવવા.

"ડૉક્ટર સાહબથી કદી મળ્યા છો 'નદીમ?' સાલિક સાહેબે પૂછ્યું. મેં જવાબ વાળ્યો. 'જી ના"

"તો ચાલો–આજે સાથેજ જઇએ." આંધળો માગે બે આંખો. ડૉક્ટર સાહેબને ત્યાં એકલા જવાની હિંમત આપણામાં હતીજ નહિ 'જાવીદનામા' જેવી અલૌકિક કૃતિના કર્તા સામે જતાં હું કંપતો. ભય રહેતો કે કંઇ ભાન ભૂલી જવાય તો ! મને સ્વરાની




વાતનો વિષય પલટા પર પલટા ખતો ઝફરઅલીખાનને ઘસડી લાવ્યો. ડૉક્ટર સાહબ- "મૌલાનાની ખુદાદાદ લાયકાત વિષે બે મત નથી પરંતુ કાશ! તેઓ કોઇ નક્કર કામો તરફ વળ્યા હોત. મુસલમાનો માટે મૌલાનાએ જે કાંઇ કર્યું છે તે બસ નથી તેઓ ધારે તો ઘણું ઘણું કરી શકે તેમ છે રે! કરી શક્યા હોત."

સાલિક-"ઝમીંદારમાં" તો હવે નવલિકાઓ શરૂ થવાની છે. મૌલાના થોડાક દિવસો ઉપર મળ્યા હતા ત્યારે કહેતા હતા કે હિંદુસ્તાનમાં મૌલિક વાર્તાઓ જરૂર પ્રમાણમાં લખાય છે તેથી શરૂ શરૂમાં વિદેશી સ્ટોરીઓના અનુવાદ પ્રગટ કરીશું. મેં કહ્યું હતું કે વિદેશી વાર્તાઓમાં ત્યાંનું વાતાવરણ એટલું તો ભરેલું હોય છે કે અહીંના વાંચકો એનાથી કંટાળે છે. દૈનિક પેપરમાં આવી વાર્તાઓ જગ્યા રોકે તો વાંચકો પર બોજારૂપ થઇ પડે."

ડૉક્ટર સાહબ-(સ્મિત વેરતાં) "મૌલાનાએ પોતાની પસંદગી 'હુમા'ના "કાઉન્ટ ઑફ મૉન્ટીક્રીસ્ટો" પર ન ઉતારી? એ પણ એક વાર્તાજ છેને?"

આ સાંભળી સૌ ખડખડાટ હસી પડ્યા. ડૉક્ટર સાહબે વાતને ચલુ રાખતાં ફરમાવ્યું કે, "સારી વાર્તાઓને હુ૫ આવકારૂં છું. સાહિત્યમાં વાર્તાએ પોતાનું ચોક્કસ સ્થાન ક્યારનુંએ નક્કી કરાવી લીધું છે. આપણે પણ શા માટે તે તરફ મોં મચકોડીએ? પરંતુ એવી વાર્તાઓ શા માટે ન લખવી જે વાર્તાની વાર્તા અને સબકનો સબક હોય? ઇસ્લામના કર્મવીરો એવાં એવાં કારનામાં કરી ગયા છે કે જેનું વર્ણન માત્ર અત્યુત્તમ અને સાચી વાર્તાથી ચઢે તેમ છે. મ્હારી તો લાંબા કાળથી એ ઇચ્છા રહી છે કે કોઇ હિંમતવાન લેખકને કહું કે એવા વર્ણનોની હારમાળા શરૂ કરે. એવી ગ્રંથમાળા મુસલમાનો માટે બેહદ લાભદાયી નીવડશે. એના માટે લેખન-સાહિત્ય માંગો તેટલું મળી આવે તેમ છે. એક એક પુસ્તક સો થા દોઢસો પાનાનું હોય તો બસ. એ હારમાળા કંઇક આવા નામોથી શરૂ કરાય, 'ઇસ્લામી સંતોની લેખમાળા,' 'ઇસ્લામી વીરોની લેખમાળા.' એના પછી ઇસ્લામી યોધ્ધાઓ કવિઓ, ઇતિહાસકારો વગેરેની લેખમાળા. ભાઇ મુસીબત તો એ છે કે આપણા લેખકો એ તરફ લક્ષ દેવાતાજ નથી. આજકાલના મુસલમાનોને જોયા પછી, અગાઉના મુસ્લિમો મારેના તેમના વિચારોમાંથી માનનું તત્વ લોપાઇ ગયું છે. એમ લાગે છે.

સાલિક-"પતનની પરાકાષ્ટા; મહાન ઉન્નત પ્રજાનું કેટલું અધમ પતન!"

ડૉક્ટર સાહબ-"હાં. થોડા દિવસ થયા હશે કે એક ઉતાવળીઆ તંત્રીએ લખી માર્યું હતું કે "જો ગાંધીજી અને નેહરૂ મુસલમાન થઇ જાય તો હિંદ તરત આઝાદ થાય!" હું કહું છું કે આ ગુલામ-આબાદમાં નવ કરોડ મુસલમાનો વસે છે. તેમાં બે ઔર ગુલામો ઉમેરવાથી શું ફેર પડી જવાનો હતો?" આમ કહીને ડૉક્ટર સાહબ હસ્યા. એ હસવું કેટલું કટાક્ષમય, કેટલું અર્થસૂચક હતું.

એના પછી મિસરના પ્રવાસમાં ડૉક્ટર સાહબ સાથે એક કાદિયાની હતો એ વાત નીકળી. ડૉક્ટર સાહેબ કહેવા લાગ્યા કે મિસરના લોકોને જ્યારે એ વાતની જાણ થઇ તો કાગળો અને પેપરોદ્વારા તેઓ મારી પાસે એનો




ખુમાસો માંગવા લાગ્યા જે મેં અંપીજ દીધો હતો.

પુરા ત્રણ કલાક અમે ઇકબાલ સાથે ગાળ્યા અને પછી રજા લઇ વિખુટા પડ્યા.

આહ ! કેવું મહાન વ્યક્તિત્વ હતું અલ્લામા 'ઇકબાલ'નું ! કેટલા ઉચ્ચ સ્થાનનો અધિકારી હતો એ મહાકવિ ! જ્યારે ડૉકટર સાહબે મુલાકાત માટે હાથ લંબાવ્યો અને કંપતે હાથે મે તે હાથથી હાથ મેળવ્યો તો મને એમ લાગ્યું કે જગતની દૌલત મારા ચર્ણો નીચે છે. મારા હાથમાં પવિત્ર ખઝાનાની ચાવી ઓ પકડાઇ ગઇ છે.

પાટીવાળો પલંગ,-સાદા તકીઆ પર કોણી ટેકવી બેઠેલા 'ઇકબાલ' પ્રભાવિત કપાળ ભુરા ભુરા વાળ, ઉંડુ ઉંડુ વિચારતી આંખો, મુછો સફેદ છતાં પીળો પડેલો દેહ, મલકાતું મેં; એ ચિત્ર મ્હારા સ્મરણપટ પર હજુએ જેમનું તેમ છે. અને જીવીશ ત્યાં લગી તેમજ તાઝું રહેશે.

(*કઠોરના હસ્તલિખિત 'શહબાઝ'માંથી)

## ભૂલ સુધાર

ગયા અંકમાં મી. એચ. ઇ વલીઆણીનો લેખ 'નાશમાંથી નવસર્જન' પ્રગટ થયો છે. તે લેખ અનુવાદિત નથી પણ મૌલિક છે. માટે ભૂલ સુધારીને વાંચવું.

તંત્રી

### ગ્રાહકોને !

અમારા માનવંતા ગ્રાહકોને આથી વિનતિ કરીએ છીએ કે આવતા અંકથી ઘણાખરા ગ્રાહકોનું નવું વરસ શરૂ થાય છે તો જે સાહબોને ગ્રાહક તરિકે રહેવાની ઇચ્છા ન હોય, તેમણે એક કાર્ડ લખી અમને જણાવી દેવું કે જેથી અમે વી પી કરવાના ખર્ચ અને તકલીફથી બચી જઇએ

મેનેજર

શાદી ગમી ના વખ્ત પર કંઈ શૌક ને ફેશન ઉપર,
વ્યર્થ એમજ વેડફાએ કૌમનું લાખોનું જર,
ચાહો છો બચવા ભયંકર આવના બાલાથી ગર,
તો ઉતારી લો હરેક બધુ જીવનમા કરકસર,
મુજ શ્રમજીવી ભાઈઓને એજ હું બતલાવું છું,
કરકસર હર ખર્ચમાં કરવાને હું સમજાવું છું.

ભુખમરો છે જાય વધતો જ્યમ વધે બેકાર છે,
ત્યમ છતાંએ શાંત આજે કૌમના ઝરદાર છે,
આ સમય એ કૌમ નૌકા ના તે તારણહાર છે,
કૌમના ભાવીના બસ તેઓજ જોખમદાર છે,
આજ મુશ્કિલમાં પડેલાને છુડાવા જોઈએ,
કૌમ ખાતર તો ખજાનાઓ લુટાવા જોઈએ.

આશ છે તુજથી કૃપાળુ કર અમારા પર કૃપા,
અમ પાપીઓના પાપની હું તુજથી માંગુ છું ક્ષમા,
નિત નવી છે આફતો, ને નિત નવી છે આપદા,
દૂર કરતું અમ શિરેથી આજ આ કાળી ઘટા,
યાચના "**મઝલૂમ**"ની આ લે સ્વીકારી આજ તું,
રાખીશે અમ કૌમ કેરી ઓ ખુદાયા લાજ તું.

## કાસિમઅલી એ. નૂરાની 'રફતાર' મર્હૂમ

'કારવાં'ના વાંચકો ભાવનગરવાળા ભાઈ 'રફતાર'થી અપરિચિત નહિજ હોય? એ એક ઉગતા અને આશાસ્પદ કવિ ઉપરાંત સારા લેખક હતા. 'જ્યોત'ના નામે સામાજીક લેખો ઉપરાંત 'મન્સૂર'ના નામે મઝહબી લેખો પણ લખતા હતા. એમના જન્નત નશીન થવાથી ગુજરાતે 'ફાની'ના રંગનો એક આશાસ્પદ કવિ અને લેખક ગુમાવ્યો છે. અમે દિલગીરી પૂર્વક આ નોંધ લઈએ છીએ. સાથે દુઆ ગુજારીએ છીએ કે ખુદા મર્હૂમને ગરીકે રહમત કરે અને તેમના મિત્રો તથા સગાં સમ્બંધીઓને સબ્રે-જમીલ અતા કરે। આમીન.



કારવાં [માસિક]

Registered No. B. 432

# માસ ઑગસ્ટ ૧૯૪૨

પુસ્તક ૩ જું

તંત્રી: "વહશી" સૂરતી.

અંક ૧૨

## અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનું નામ | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ખ્રિયાલતે રંગીન (ઉર્દૂ કાવ્ય) ... | "ઉર્ફત" ... ... | ૬૭૨ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) ... | મૌ૦ અ. રહીમ સા૦ ... ... | ૬૭ |
| " " (હદીસ) ... | " " " " ... ... | ૬૭૯ |
| આવાઝકી દુનિયા ... ... | "એકાર" ... ... | ૬૭૬ |
| ફતાવા ... ... | મૌ૦ અ. અશરફ સા૦ ... ... | ૬૮૦ |
| પોઠ ... ... ... | રા. વણઝારો ... ... | ૬૮૧ |
| સ્વીકાર અને સમાલોચના ... | ... ... ... ... | ૬૮૪ |
| તકદીર (નવલિકા) ... ... | "અમીન" (મુંબઇ) ... ... | ૬૮૫ |
| કાસમ (નવલિકા) ... ... | "આઝાદ" (બગસરા) ... ... | ૬૮૮ |
| ચીનમાં ઇસ્લામનો પ્રથમ દૂત ... | "મુસ્તફાબાદી" ... ... | ૬૯૦ |
| સિદ્ધિનો સન્માર્ગ ... ... | "ગાફિલ" ... ... | ૬૯૬ |
| આધુનિક શિક્ષણ પામીને ... | "તાજ" ... ... ... | ૭૦૦ |
| અરમાઉલ હુસ્ના ... ... | રિફાઇ-સાબેરી ... ... | ૭૦૪ |
| ટાંગાવાળો (નવલિકા) ... ... | "સીરતી" ... ... ... | ૭[illegible] |
| કબ્રની ફર્યાદ (કાવ્ય) ... | "કિસ્મત" ... ... ... | ૭[illegible] |
| સુખ અને સફળતા કેમ મેળવશો ? ... | "મીસ્કી" ... ... ... | ૭[illegible] |
| કેવો ઘોર અન્યાય (કાવ્ય) ... | "મસ્ત-હબીબ" ... ... | [illegible] |
| ભાવના ... ... ... | "નૂર અહમદ" ... ... | [illegible] |
| એ યાદગાર મુલાકાત ... ... | "ટીમોલ" ... ... ... | [illegible] |
| "રાખી લે અમ કોમ..." (કાવ્ય) | "મઝલૂમ" ... ... | ટાઈટલ ૨ |


વાર્ષિક લવાજમઃ-હિન્દ અને સીલોન રૂ. ૪, બર્મા રૂ. ૫, પરદેશ શી.

છુટક નકલ પાંચ આના

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ પંદરમીએ પ્રગટ થઇને તેજ દીવસે પો[illegible] કરવામાં આવે છે. રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખવામાં આવે [illegible] . પત્રવ્યવહાર વેળા તે લખવા ચુકશો નહીં. અંક નહીં મળવાની ફરિયા[દ] હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી.

*Printed by: Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing . *Kanpith, Khar ; Bazar*, Surat.

*Published by: Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya *Tower Road*, Surat.